# SAMRAT SAMPRATI

OR

# TRUTHFULNESS OF ANCIENT JAIN HISTORY



*By*
MANGALDAS TRIKAMDAS ZAVERI
*Munim, Shree Thana Jain Temple.*

**Price :**
**Inland Rs. 5-0-0**
**Foreign Sh. Eight**

गिरा गुम्फधात्री कवीन्द्रेषु वाणी,
चतुर्वर्णसंघश्चतुर्वर्णसंघः ।
गुरुश्चानुशास्ता सुधीः श्रोतृवर्गो,
जयेयुर्जगत्याममी आसमुद्रम् ॥



—વિવિધ રચનાની સર્જનહાર ભાષા, કવીન્દ્રોમાં વાણી, ચાર વર્ણવાળો ચતુર્વિધ સંઘ, અનુશાસક ગુરુ અને બુદ્ધિમાન શ્રોતૃવર્ગ—આ બધા જગતમાં જ્યાંસુધી સમુદ્ર છે ત્યાં સુધી જયવંત વર્તો.

# સમર્પણ

रत्नानामिव रोहणक्षितिधरः खं तारकाणामिव,
स्वर्गः कल्पमहीरुहामिव सरः पङ्केरुहाणामिव ।
पाथोधिः पयसामिवेन्दुमहसां स्थानं गुणानामसा-
वित्यालोच्य विरच्यतां भगवतः सङ्घस्य पूजाविधि ॥

કોઈપણ મહાન્ વ્યક્તિ કરતાં પણ સાધુ–સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સંઘ શ્રેષ્ઠ છે. શ્રી તીર્થંકર પરમાત્મા પણ આ ચતુર્વિધ સંઘને નમસ્કાર કરીને સમવસરણમાં બિરાજે છે. આવા પવિત્ર શ્રી સંઘને અર્ધ્યરૂપે મારું આ લઘુ પુસ્તક અર્પણ કરતાં હું કૃતકૃત્યતા અનુભવું છું. શ્રીસંઘ પણ મારી આ અલ્પ સેવાનો સ્વીકાર કરી, મારા આ ગ્રંથને અપનાવી સહાયભૂત થવા સાથે શાસનહિતનાં કાર્યો કરવા ભવિષ્યમાં પણ મને પ્રોત્સાહિત કરે એ જ અભિલાષાપૂર્વક આસન્નોપકારી ચરમજિનપતિ શ્રી **મહાવીર દેવ** સ્થાપિત શ્રી સંઘના પુનિત પાદારવિંદમાં હું મારું આ લઘુ પુસ્તક સાદર સમર્પણ કરું છું.

નિઃસ્પૃહી સમાજસેવક
**મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી.**



# સ્ફુ ર ણા.



ઇ. સ. ૧૯૩૮/૩૯ માં **સમ્રાટ્ સંપ્રતિના** અસ્તિત્વ સંબંધી શંકા દર્શાવતા લખાણો પ્રગટ થવા લાગ્યા. ભારતને જૈન મંદિરમય બનાવનાર, સવા કરોડ જિનબિંબો કરાવનાર, ત્રણ ખંડના ભોક્તા સંપ્રતિ થયા જ નથી તેવી જાતની થતી પ્રરૂપણા મને સૂર્યપ્રકાશને અંધકાર કહેવા જેવી જણાઇ. મારા અભ્યાસ અને પરિશીલનને પરિણામે મારું એ મંતવ્ય દૃઢ થતું જતું હતું કે સમ્રાટ્ સંપ્રતિ જેટલો જૈન ધર્મનો કોઈપણ રાજવીએ ઉદ્યોત કર્યો નથી. આવી બીનાને વિકૃત સ્વરૂપમાં રજૂ કરવામાં આવે અને ભોળો-ભદ્રિક વર્ગ ભુલાવામાં પડે ત મને મારી જાત માટે પણ અસહ્ય લાગ્યું. **છતી શક્તિએ ઉપેક્ષા કરવી એ પણ અતિચારનો એક પ્રકાર છે.** તેમાં ય વળી આ તો શાસ્ત્રવિરુદ્ધની પ્રરૂપણાનો પ્રચાર હોવાથી મેં તે ભ્રામક ચર્ચાનો પ્રતિકાર કરવા લેખાંકો પ્રગટ કરવા માંડયા. મારા પાંચ-છ લેખાંકોએ જનતામાં અપૂર્વ ચેતન પ્રગટાવ્યું અને મને પોતાને પણ મારી જહેમતના પરિણામે સફળતાનું આશા-કિરણ દેખાવા માંડયું તેવામાં આધુનિક યુરોપીય યાદવાસ્થળીને કારણે જગ્યાના અભાવે પત્રકારોએ આવા ચર્ચાત્મક લેખો પ્રસિદ્ધ કરવાનું બંધ કર્યું એટલે નિરુપાયે મારે મારી કલમને નિવૃત્તિ દેવી પડી. લેખાંકો બંધ થયા છતાં, આ ચર્ચાને વેગવંત બનાવવા મારી ઝંખના ને ભાવના તો સદૈવ જાગૃત રહ્યા કરતી હતી.

એકદા 'મુંબઇ સમાચાર'ના "**જૈન**" ચર્ચાકાર શ્રીયુત **સાકળચંદ માણેકચંદ** ધડીયાળીને ત્યાં જવાનું થયું. ત્યાં આગળ સમ્રાટ્ સંપ્રતિ સંબંધી જ ચર્ચા ચાલી રહી હતી. મેં સમ્રાટ્ સંપ્રતિના અસ્તિત્વનું પ્રતિપાદન કરવા માંડયું. ધીમે ધીમે વાર્તાલાપ આગળ ચાલતાં ભાઈશ્રી **નાથાલાલ છગનલાલે** મને જણાવ્યું કે—

"જૈન સમાજના એક જવાબદાર લેખક તરીકે તમારે તમારા મંતવ્યની સાબિતી કરી આપવી પડશે. સમ્રાટ્ સંપ્રતિને લગતા તમારા નિવેદનો વર્તમાન સાહિત્યકારોને અમાન્ય છે. ગોકળદાસે નાનજીભાઇ ગાંધીદ્વારા લખાયેલી લેખમાળામાં સંપ્રતિના અસ્તિત્વની જ

શંકા ઉઠાવવામાં આવી છે ત્યાં તમારા સંપ્રતિ સંબંધીના અતિશયોક્તિભર્યા લખાણો ટકી શકશે નહિ, માટે તમો તમારા લેખાંકો માટે દિલગીરી દર્શાવી તમારું મંતવ્ય પાછું ખેંચી લ્યો અગર તો તમો અમારી ચેલેંજ સ્વીકારી લઇ તમારા મુદ્દાઓને પ્રમાણભૂત હકીકત સાથે સાબિત કરો. × × × × "

તે સમયે તરત જ પ્રત્યુત્તરમાં મેં જણાવ્યું કે "સૂક્ષ્મ સંશોધન કર્યા પછી જ મેં લેખાંકો બહાર પાડ્યા છે અને હજુ પણ મારી પાસે તેને લગતી પુષ્કળ સામગ્રી છે. હું આપની ચેલેંજનો સ્વીકાર કરું છું અને બનતા પ્રયત્ને પહેલામાં પહેલી તકે આ કાર્ય હાથ પર લઈ હું આપને સમ્રાટ્ સંપ્રતિના અસ્તિત્વની સાબિતી કરી આપીશ."

મારી ભાવના તેમજ ઝંખનાને આ રીતે આડકતરો ટેકો મળ્યો ને આ વાર્તાલાપના ફળસ્વરૂપે આ પુસ્તકની સંકલના કરવી પડી. મારા અભ્યાસપૂર્ણ લેખાંકોદ્વારા આકર્ષાયેલા મુનિમહારાજોએ, વિદ્વાનવર્ગે તેમ જ મિત્રવર્ગે મને પ્રેરણા કરી અને પુસ્તક પ્રગટ કરવા સંબંધી મારો ઉત્સાહ વધ્યો. આ પુસ્તકના પ્રકાશન માટે નિમિત્તભૂત થએલ ભાઇશ્રી નાથાલાલભાઇનો હું આ સ્થળે ઉપકાર માનું છું.

શ્રાવણ કૃષ્ણા એકાદશી
તા. ૨૯-૮-૧૯૪૦

—લેખક



# પ્ર....સ્તા....વ....ના.

A man which takes no pride in the noble achievement of remote Ancesters will never achieve anything worthy to be remembered with pride by remote descendents.

જે પુરુષ પોતાના પૂર્વજોના શ્રેષ્ઠ કાર્યોનું સ્મરણ કરતો નથી તેમજ તે માટે અભિમાન લેતો નથી તે એવું કોઇપણ કાર્ય કરવા શક્તિમાન નહીં થાય કે જેથી તેની પાછળની પરંપરા તેનું સ્મરણ કરે.

—મેકોલે

ઇતિહાસ અને સાહિત્ય એ બે વિષયો એવા અગાધ છે કે તેમાં પ્રતિદિન નવું જાણવાનું, વિચારવાનું અને અન્વેષણ કરવાનું હોય છે. જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે તેમ તેમ સાયન્સમાં નવાં નવાં Inventions (શોધો) અને ઇતિહાસમાં નવી નવી Discoveries (શોધો) થતી રહે છે. આને પરિણામે રૂઢ બની ગયેલ મંતવ્યો પણ ફેરવવા પડે છે. દાખલા તરીકે જૈન ધર્મને બૌદ્ધ ધર્મની શાખારૂપે અથવા તો વૈદિક ધર્મના એક ફાંટારૂપે માનવામાં આવતો હતો, પણ પાછળથી જેમ જેમ અન્વેષણ વધતું ગયું તેમ તેમ એ મંતવ્ય બદલાતું ગયું અને આજે આખું યે વિશ્વ એ નિર્ણય પર આવ્યું છે કે **જૈન ધર્મ એ મૌલિક–સ્વતંત્ર ધર્મ છે;** એટલું જ નહિ પરંતુ અનાદિ કાળથી ચાલ્યો આવતો પ્રાચીનતમ ધર્મ છે. છેલ્લા **તીર્થંકર શ્રી મહાવીરસ્વામી તો તેની પ્રરૂપણા ને પ્રચાર કરનારા હતા; સ્થાપક નહિ.** આવી જ રીતે એ પણ સિદ્ધ થતું આવે છે કે બુદ્ધધર્મના પ્રવર્તક ગૌતમ બુદ્ધ પહેલાં તો જૈન આમ્નાયના "બુદ્ધકીર્તિ" નામના મુનિ હતા અને પાછળથી તેઓ જુદા પડ્યા-તેમજ માંસાહાર સંબંધી નૂતન પ્રરૂપણા કરી તેઓએ પોતાનો પંથ પ્રવર્તાવ્યો. જૈન અને બુદ્ધ–એ ઉભય ધર્મના મૂળતત્ત્વોનું સૂક્ષ્મતાથી અવલોકન કરવામાં આવશે તો તરત જ માલૂમ પડશે કે તે બંનેના સિદ્ધાંતોમાં કેટલુંક સામ્ય છે. આ હકીકતને અમોએ અમારા આ ઐતિહાસિક પુસ્તકમાં સ્થાન આપી તેના પર બને તેટલું અજવાળું પાડવાનો પ્રયત્ન કર્યો છે.

ઇતિહાસનું કાર્ય સત્ય વસ્તુસ્થિતિ રજૂ કરવાનું છે. સાચો ઇતિહાસ એ જ સાચું જીવન છે. પક્ષપાત એ ઇતિહાસનો કટ્ટો શત્રુ છે. જેને જગતમાં સગૌરવ રહેવું છે, ઉન્નતિ સાધવી છે, પ્રગતિના પંથે પ્રયાણ કરવું છે તેને ઇતિહાસનું જ્ઞાન હોવું જ જોઇએ–તેને શૃંખલાબદ્ધ ઇતિહાસ સિવાય પળવાર પણ ચાલી શકવાનું નથી.

કોઈ કહેશે કે ઇતિહાસ એ તો ભૂતકાળની વસ્તુ છે, વર્તમાનમાં તેનાથી શો લાભ? તેમજ ભૂતકાળનો ઇતિહાસ યાદ કરવાથી પણ શું વળે? પણ આમ કહેનાર ભૂલને પાત્ર છે. ઇતિહાસથી અનભિજ્ઞ રહીને કોઇપણ જાતિ પોતાની પૂર્વાવસ્થા તેમજ સાંપ્રતકાલીન વસ્તુનો મુકાબલો કરી શકતી નથી. ઇતિહાસના અભ્યાસથી વિધવિધ દષ્ટિબિંદુઓ સમજાય છે અને તેના અભ્યાસદ્વારા નિષ્પન્ન થતાં વિચારોવડે રહેણીકરેણી અને આચરણ ઘડાય છે. જે જે જાતિએ તેમ જ ધર્મે પોતાની ઉન્નતિ સાધી છે તેનું બારીકાઇથી પૃથક્કરણ કરવામાં આવશે તો માલૂમ પડશે કે તે તે જાતિએ તેમ જ ધર્મે ઇતિહાસદ્વારા પોતાના પૂર્વજોનું સર્વગ્રાહી જ્ઞાન સંપાદન કરી, તેઓના રાહે ચાલી ઐક્તા પ્રાપ્ત કરી છે. ઇતિહાસનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા હોવા સાથે શ્રદ્ધા હોવી એ પણ એક અતિ અગત્યની વસ્તુ છે શ્રદ્ધા એક વસ્તુ છે, ઇતિહાસ બીજી વસ્તુ છે. ઉભયને પરસ્પર પુષ્કળ સબંધ છે. ખરી રીતે કહીએ તો ઇતિહાસ એ શ્રદ્ધાનો દીપક છે. આ પુસ્તકમાં ઉભયનો મેળ સધાયો છે એટલે આ ગ્રંથ ખરી રીતે તો વિશુદ્ધ અને વિશેષ આદરણીય બન્યો છે.

વિશ્વભરના કોઇપણ સાહિત્યના મુકાબલે જૈનોનું સાહિત્ય અથાગ અને સર્વશ્રેષ્ઠ છે. એક રીતે જૈન સાહિત્યને સાહિત્યસાગર કહીએ તો પણ ખોટું નથી. જૈન સાહિત્ય ચાર વિભાગમાં વહેંચાયેલું છે. (૧) દ્રવ્યાનુયોગ, (૨) ચરણકરણાનુયોગ, (૩) ગણિતાનુયોગ અને (૪) કથાનુયોગ. આ ચારે વિભાગો પૈકી કથાનુયોગનું સાહિત્ય અપરિમિત છે. આમ સાહિત્ય તો ઘણું છે પણ આધુનિક ઢબે જે ઇતિહાસો બહાર પડે છે અને જનતાની જે જાતની રુચિ થઇ છે તેવું સાહિત્ય અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. ઇતિહાસના અંકોડા મુજબનું સાહિત્ય ન હોવાને કારણે આપણા પ્રત્યે આક્ષેપો થાય છે અને આપણા સિદ્ધાંતો શું છે? આપણા જૈન રાજવીઓએ કેવા કેવા ધાર્મિક કાર્યો કર્યાં છે? તેનાથી પણ આધુનિક આમજનતા અજ્ઞાન રહેવા પામી છે. આ બાબતમાં કાંઇ પણ ઉપયોગી થવાના હેતુથી જ આ પુસ્તક–પ્રકાશન કરવા મેં પ્રયત્ન કર્યો છે.

આમ બનવાનું કારણ શું? એ પરત્વે વિચાર કરતાં મને માલૂમ પડયું કે જૈન ગ્રંથોના રચયિતા મોટે ભાગે જૈન શ્રમણો જ છે. તેઓ સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી નિરાળા જ રહેતા અને તેથી જે જે કંઇ ચરિત્ર–ગુંથન તેઓએ કર્યું છે તેમાં મુખ્ય વ્યક્તિઓની ધાર્મિક ભાવના, ધાર્મિક કાર્યો અને તીર્થયાત્રાઓ સંબંધી જ નોંધ લીધી છે. તેઓના વ્યાવહારિક કે કૌટુંબિક સંબંધો તરફ ઉપેક્ષાભાવ જ રાખ્યો છે. તેઓનું લક્ષ જગતકલ્યાણનું હોવાથી તેમજ ભવિષ્યકાળની પ્રજા તેમાંથી ઔપદેશિક બોધ ગ્રહણ કરે તે જ તેમનો ઉદ્દેશ હોવાથી સાંસારિક સંબંધોના વર્ણનનો અભાવ જણાય તે સ્વાભાવિક અને કુદરતી જ છે. તેઓ એટલા નિસ્પૃહ અને ખ્યાતિના મિથ્યા મોહથી વેગળા હતા કે કેટલાક પૂર્વકાલિન શ્રમણોએ તો પુસ્તકના રચયિતા તરીકે પોતાનું નામ પણ દર્શાવ્યું નથી. કેટલાક ગ્રંથોમાં રાજાઓના વૃત્તાંતો અને સાલવારી મળે છે તે ઉપરથી આંકડાઓનો મેળ મેળવી આપણે ઇતિહાસ શૃંખલાબદ્ધ રીતે રજૂ કરી શકીએ તેમ છીએ પણ તેને માટે અથાગ પ્રયાસ અને ભાવના જોઇએ. આ દિશામાં અમારો પ્રયાસ ચાલુ હતો અને છે, જેના ફળસ્વરૂપે આ પુસ્તક પ્રગટ થવા પામ્યું છે.

વી. નિ. નો કાળ નિશ્ચિત કરવાને અંગે લગભગ ૩૦ વર્ષોથી સંશોધકો તરફથી અથાગ પ્રયાસો થઇ રહ્યા છે જેમાં મુનિશ્રી જિનવિજયજીના કાળગણુનાને લગતા લેખોએ તેમજ પટણાના સુપ્રસિદ્ધ બેરીસ્ટર શ્રી. કે. પી. જાયસ્વાલ, ડૉ. હરમન જેકોબી અને મી. જાર્લ ચારપેન્ટીઅરે તેમજ અન્ય વિદ્વાનોએ અનેક જાતની દલીલો સાથે નિવેદનો બહાર પાડ્યાં છે, જેનો સૂક્ષ્મ અભ્યાસ અમોએ કર્યો છે. તેવી જ રીતે ડૉ. શાહની કાળગણુના પરત્વે સૂક્ષ્મ અવલોકન કરવા છતાં અમારા હૃદયને સંતોષ થયો નહિ. એવામાં મુનિ શ્રી કલ્યાણવિજયજી મહારાજ વિરચિત " વીર નિર્વાણ સંવત્ અને જૈનકાળ-ગણુના " નામનો ગ્રંથ અમારા વાંચવામાં આવ્યો, તેમાં વર્ણવેલ કાળગણુના અને નિવેદનો ઘણાં જ પ્રમાણભૂત જણાયાં, એટલે આ કાળગણુનાને મંજૂર રાખી તેનાજ આધારે વસ્તુસ્થિતિની રજુઆત કરવામાં આવી છે. ગુજરાત વિદ્યાપીઠના પ્રિન્સીપાલ પંડિત સુખલાલજી તેમજ અનેક વિદ્વાન સંશોધકોએ પણ આ કાળગણુનાને મંજૂર રાખેલ છે.

કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે ' પરિશિષ્ટ પર્વ ' માં વી. નિ. ૧૫૫ માં મૌર્યવંશી ચંદ્રગુપ્તને ગાદી મળ્યાનો ઉલ્લેખ કર્યો છે જે એક સ્ખલના છે. આ ગણત્રીની દૃષ્ટિએ આગળ વધતાં પુષ્પમિત્ર, ખારવેલ, ગર્દભીલ્લ અને મહારાજા વિક્રમના રાજ્યવર્ષો સાથે તેનો મેળ ખાતો નથી. સાચો આંક વી. નિ. ૨૧૦ નો છે અને તેને સત્ય પૂરવાર કરવા અમોએ આ પુસ્તકના આઠમા ખંડમાં પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત ગર્દભીલ્લોના ૧૫૨ કે ૧૦૦? તેમજ નંદવંશના ૧૦૦ કે ૧૫૦ ? તે બાબત પર વિવેચન કરી ગણત્રીનો મતભેદ દૂર કરવાનો પ્રયત્ન કર્યો છે. અમારી ગણત્રીને ઇતિહાસવેત્તાઓનો પણ ટેકો છે અને આ દૃષ્ટિએ વિચારતાં કોઈ સ્થળે અટકવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નથી. જેમ સરોવરમાં ફેંકેલ એક નાનો કાંકરો અસંખ્ય વમળો–કુંડાળાઓ ઉત્પન્ન કરે તેમ આ વી. નિ. ૧૫૫ ની સંખ્યાએ ઇતિહાસ–સાગરમાં અનેક વમળો ઉત્પન્ન કર્યાં છે; પણ આ સંબંધે મહેનત કરી અમોએ પ્રમાણભૂત હકીકત આ પુસ્તકમાં આમેજ કરી છે, જે વાંચવાથી વાચકને સ્વતઃ સમજાઈ જશે. આવી જ રીતે કાલકાચાર્યના નામે જે ગુંચવાડાઓ થવા પામ્યા છે તે માટે પણ અમોએ કાલકાચાર્યનો જુદો જુદો સમય તારવી બતાવ્યો છે.

કાળગણુનાની આવી ભૂલને કારણે કેટલીક વ્યક્તિઓએ એવી પ્રરૂપણા ને પ્રચાર કરવા માંડયો કે સમ્રાટ્ સંપ્રતિ જેવી કોઇ ઐતિહાસિક વ્યક્તિ જ નથી. તેનું જ્યારે અસ્તિત્વ જ ન હતું ત્યારે તેમણે સવાક્રોડ જિનબિંબ કરાવ્યા, સવાલાખ જૈન મંદિરો બંધાવી ભારતને જૈનમંદિરમય બનાવ્યું તે કહેવું તે માત્ર આકાશના પુષ્પ તોડવા જેવી હકીકત છે. ધીમે ધીમે આ જાતના પ્રચારે સક્રિય રૂપ લીધું અને " મુંબઇ સમાચાર " માં આ સંબંધે લેખો પ્રગટ થવા લાગ્યા. સામાન્ય રીતે મને ઇતિહાસના અભ્યાસનો શોખ છે. મારા વાચનને પરિણામે મને માલૂમ પડયું કે સમ્રાટ્ સંપ્રતિ સંબંધી જે ચર્ચા ચાલી રહી છે તે ખોટી અને જનતાને અવળે માર્ગે દોરનારી છે. સમ્રાટ્ સંપ્રતિનું અસ્તિત્વ સિદ્ધ ન થાય તો જૈન સાહિત્ય તેમજ મૂર્તિપૂજાની પ્રાચીનતાની સિદ્ધિના આડે એક અંધારગર એવો તો પડદો ઊભો થાય કે જેના આધારે મૂર્તિપૂજા આધુનિક ઠરે. આ વાત મને અસહ્ય જણાઈ અને મેં મારા મિત્રો તથા સલાહકારો વચ્ચે આ વાત ચર્ચી. તેઓએ મને સત્ય વસ્તુનું પ્રતિપાદન કરવા પ્રેરણા કરી અને પરિણામે મેં પણ " મુંબઇ સમાચાર " માં લેખમાળા શરૂ કરી. જેમ જેમ મારા લેખાંકો બહાર પડતા ગયા તેમ તેમ લોકોની જિજ્ઞાસા વધતી આવી. આ પ્રમાણે મારા પાંચ–છ લેખાંકો બહાર પડ્યા તેટલામાં તો વર્તમાન યુરોપીય યાદવાસ્થળીને કારણે ' મુંબઇ સમાચાર ' પત્રે પોતાના

પાના ઘટાડી નાખ્યા અને આવી ચર્ચાઓને સ્થાન મળવું દુર્લભ થઇ પડયું. આ દરમિયાન જૈન પત્રકારોએ પણ આ પ્રશ્નને વધાવી લઇ ચર્ચા શરૂ કરી દીધી. જેમાં શ્રી રતિલાલ ભીખાભાઈએ તો આ ચર્ચાને એવા તો વિકૃત સ્વરૂપમાં રજૂ કરી કે જેના યોગે અમારે શાસનસ્થંભ સૂરીશ્વરોના અભિપ્રાયો મેળવવાની જરૂર પડી.

હું આ બાબતમાં શાસનસ્તંભ જેવા ગણાતા સૂરીશ્વરોને મળ્યો અને મારા આ કાર્યમાં મને મદદ આપવા કહ્યું. તેઓએ મને પોતપોતાનો અભિપ્રાય આપ્યો જે મેં આ પુસ્તકમાં દાખલ કર્યો છે, અને વધુમાં જણાવ્યું કે અમારા તરફથી આ કાર્યમાં તમને જે જાતની સહાયતાની જરૂર હશે તે પૂરી પાડીશું. પૂ. સૂરીશ્વરોએ એક વધુ સલાહ એ પણ આપી કે કોઈ પણ પત્રમાં આ ચર્ચા કરવા કરતાં પુસ્તકરૂપે આ વસ્તુનું પ્રતિપાદન કરવું કે જે દીર્ઘસમય પર્યન્ત જળવાઇ રહે. આ સૂચના મને ઉચિત જણાઈ અને મેં તરત જ ગ્રંથ લખવાની શરૂઆત કરી અને પરિણામે આઠ દશ માસની જહેમત બાદ હું આ ગ્રંથ પ્રકટ કરવા ભાગ્યશાળી બન્યો છું.

આ પુસ્તકને પ્રમાણિક તેમ જ પ્રમાણભૂત બનાવવા અનેક ગ્રંથોનોઉપયોગ કર્યો છે જેની સૂચિ જુદી આપવામાં આવી છે. આ યાદીમાં એકલા જૈન ગ્રંથો જ નથી પરંતુ બૌદ્ધ ગ્રંથો, વેદ-પુરાણો તેમજ સ્મૃતિઓની પણ શહાદતો લેવામાં આવી છે.

આ પુસ્તકમાં તર્કવાદને સ્થાન નથી આપ્યું. કલ્પનાના અશ્વ પર બેસી વિહરવાથી સત્ય વસ્તુનું સ્ફોટન ન થાય ઇતિહાસસર્જનમાં મરડી-મચડીને રજૂ કરવાની નીતિ વિઘાતક ગણાય. પક્ષપાત રહિતપણે અમોએ આ ગ્રંથને વિશુદ્ધ બનાવવા પ્રયાસ સેવ્યો છે.

પહેલાં તો સમ્રાટ્ સંપ્રતિને લગતો જ ઇતિહાસ આપવાનો વિચાર હતો પરન્તુ જેમ જેમ સંશોધનપૂર્વક લેખનકાર્ય આગળ ધપતું ગયું તેમ તેમ અવનવી વસ્તુઓ મળતી ગઇ અને આજે લગભગ ૫૦૦ પૃષ્ઠનો આ દળદાર ગ્રંથ બહાર પાડવા શક્તિમાન થયા છીએ. ઇતિહાસની સાંકળ અતૂટ ન રહે તે માટે સંપ્રતિ પછીનો ઇતિહાસ દાખલ કરી છેવટે શકસંવતની શરૂઆત સુધીનો ઇતિહાસ રજૂ કરવામાં આવ્યો છે.

મારો હેતુ હજી પણ વિશેષ ઇતિહાસ રજૂ કરવાનો હતો પરન્તુ આ ગ્રંથનું કદ વધી જવાથી મારી ઇચ્છા હાલ તુરત માટે મારે મુલતવી રાખવી પડી છે. શાલિવાહનથી શરૂઆત કરીને પરમાર્હત્ મહારાજા કરણ વાઘેલા સુધીનો ઇતિહાસ મારી પાસે મોજુદ છે, જે સમય અને અનુકૂળતાએ પ્રગટ કરવામાં આવશે.

ઇતિહાસનું ક્ષેત્ર એટલું વિશાળ છે કે તે જેમ જેમ ખેડાતું જાય તેમ તેમ નવીન-નવીન ફાલ ઊતરતો જાય છે. આ પુસ્તકમાં પણ ઘણે સ્થળે વર્ણનને ટુંકાવવું પડયું છે છતાં ભવિષ્યની પ્રજાને, વિદ્યાપીઠો અને પાઠશાળાઓના શિષ્યવૃંદને જૈન ઇતિહાસના શિક્ષણ માટે આ પુસ્તક ઉપયોગી નીવડશે અગર તો વિદ્વાન્ ઇતિહાસલેખકોને ભોમિયા તથા દીવાદાંડીની ગરજ સારશે તો પણ મારો પ્રયત્ન સાર્થક થયો ગણાશે.

આ પુસ્તકના સર્જનમાં મારો હેતુ કોઈનું ખંડન કરવાનો અગર તો કોઇને હલકા ચિતરવાનો નથી. " સાચું એ જ મારું " એ દષ્ટિબિંદુ રાખી મેં આ પુસ્તકનું સર્જન કર્યું છે. આશા રાખું



આ ઐતિહાસિક ગ્રંથના આલેખનમા ગ્રથિક પુરાવાઓ પૂરા પાડવામાં સુંદર સાથ આપનાર તેમજ સમ્રાટ્ સંપ્રતિની ચર્ચામાં વાદી તરીકે લેખક સાથે જોડાઈ પ્રતિવાદીઓનો સુંદર સામનો કરી સંપ્રતિનું અસ્તિત્વ સાબિત કરવામાં સહાયક બનનાર

**અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવર.**

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

છું કે જાહેર લાઈબ્રેરીઓ, વિદ્યાપીઠો, જ્ઞાનભંડારો વિગેરે સંસ્થાઓ મને સક્રિય મદદ કરે. ભલભલા અનુભવી અને કસાયેલા લેખકને હાથે પણ ભૂલ થઈ જવાનો સંભવ છે તો મારા જેવા ઇતિહાસ-ગ્રંથના પ્રથમ લેખક અને છદ્મસ્થને હાથે શાસ્ત્રીય અવતરણોમાં, ભાવાર્થમાં કયાંય કોઈપણ ભૂલ કોઈપણ વિદ્વાનને જણાય તો મને લખી જણાવે કે જેથી આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિમાં સુધારોવધારો કરી શકાય. છદ્મસ્થ આત્મા હમેશાં ભૂલને પાત્ર છે.

આભાર:—

મારે નિર્વિવાદપણે સ્વીકારવું જોઇએ કે આ ગ્રંથના સર્જનમાં ઇતિહાસપ્રેમી કલ્યાણવિજયજી-વિરચિત "વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાળગણના" નામનું પુસ્તક અતિશય ઉપયોગી થઈ પડયું છે. તે માટે તેમનો અત્રે આભાર માનું છું. આ ઉપરાંત પંન્યાસશ્રી પ્રીતિવિજયજી ગણિવર, તેમજ પંન્યાસશ્રી કલ્યાણવિજયજીએ મને શાસ્ત્રીય શહાદતો પૂરી પાડી છે તે માટે તેમનો પણ હું ઋણી છું. આ ઉપરાંત મને પ્રોત્સાહન આપનાર પ્રખર વક્તા વિદ્યાવિજયજી, મુનિરાજશ્રી જ્ઞાનસુંદરજી, મુનિરાજશ્રી દર્શનવિજયજી ( ત્રિપુટી ), સાક્ષરવર્ય પુણ્યવિજયજી તથા ગુલાબમુનિ વિગેરેનો જો હું આભાર ન માનું તો કૃતઘ્ની જ લેખાઉં. આ ઉપરાંત મને સપ્રતિ સંબંધે પોતાના અભિપ્રાયો આપનાર તથા મારા કંટકમય માર્ગમાં પણ માર્ગદર્શક બની આશાનું કિરણ બતાવનાર શાસનસ્તંભ સૂરીશ્વરો આ. શ્રી વિજયનીતિસૂરિ, આગમોદ્ધારક આ. શ્રી સાગરાનંદસૂરિ, આ. શ્રી વિજયપ્રેમસૂરિ, આ. શ્રી વિજયવલ્લભસૂરિ, વયોવૃદ્ધ આ. શ્રી વિજયસિદ્ધિસૂરિ વિગેરે વિગેરેના ઉપકાર તળે હું દબાએલો છું. આ ઉપરાંત આ. શ્રી જિનઋદ્ધિ-સૂરિએ તેમજ તેમના શિષ્ય શ્રી ગુલાબમુનિજીએ મને સારા પ્રમાણમાં સાહિત્ય-સામગ્રી પૂરી પાડી પ્રોત્સાહન આપ્યું છે તે માટે તેમનો પણ આભાર માનવાની આ તક હું જતી કરી શકતો નથી.

તેવી જ રીતે શ્રી થાણા જૈન સંઘનો પણ હું અત્યંત આભારી છું, કારણ કે થાણા જૈન સંઘમાં મુનિમ તરીકેની જવાબદારીભરી નોકરી કરવા છતાં અત્યંત કામના જરૂરી પ્રસંગોમાંથી નિયમિત સવારથી બપોર સુધીનો વખત સાહિત્યસેવા અર્થે તથા સમાજસેવા બજાવવાના ઉપયોગમાં લેવા છૂટ આપી હતી એટલું જ નહિ પણ થાણા જ્ઞાનભંડારની અપૂર્વ પ્રાચીન કૃતિઓનો આ ગ્રંથના અંગે ઉપયોગ કરવા દીધો છે. આ ઉપરાન્ત જોઈતી દરેક જાતની સહાયતા આપી છે તે માટે હું શ્રી થાણા જૈન સંઘનો અત્યંત ઋણી છું.

મારા આ કાર્યના પ્રારંભથી તે અંત સુધી પૂરેપૂરો સહકાર આપવા માટે બંધુ-બેલડી શાસ્ત્રી **ગજાનંદ ઉર્ફે ગીજુભાઇ કૃષ્ણારામ** તથા **જમીએતરામ કૃષ્ણારામને** તો હું ભૂલી શકું તેમ નથી. તેઓએ રાત કે દિવસની ગણત્રી કર્યા વગર મને લેખનકાર્ય તેમજ શાસ્ત્રીય સંશોધનમાં મદદ કરી છે અને કેટલેક સ્થળે પોતાના અનુભવનો પણ ઉપયોગ કરી મારા માર્ગમાં મદદગાર નીવડયા છે; એટલું જ નહિ પરંતુ પ્રાકૃત, માગધી, અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યને પ્રથારૂઢ કરવામાં તેમજ ભાવાર્થ સમજાવવામાં અપૂર્વ સહાયતા આપી છે, જે બદલ તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આ પુસ્તકના પ્રથમાવૃત્તિના ૧૦૦૦ નકલના પ્રકાશનમાં આર્થિક સહાયના આપનાર શા. ખેંગારજી હીરાજીની પેઢીવાળા ભાઇશ્રી પોખરાજ ખેંગારજી તેમજ શા. તારાચંદ વનાજીની પેઢીવાળા ભાઈશ્રી **જુવાનમલજી કસ્તુરચંદજીનો** તો હું જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે, કારણ કે તેમની સહાયતા વિના મારું આ કામ ખોરંભે પડયું હત. તેઓની સમક્ષ આ બાબત વાર્તાલાપ કરતાં વિના વિલંબે તેઓએ મારી માગણી સ્વીકારી મને આર્થિક સહાય આપી છે.

મહોદય પ્રેસ-ભાવનગરના માલિક શા ગુલાબચંદ લલ્લુભાઈનો પણ મારે આભાર માનવો જોઈએ. તેઓએ મારું આ પુસ્તક અલ્પ સમયમાં છાપી આપ્યું છે અને પુસ્તકના ગેટ-અપને ખીલવવા માટે પણ પૂરતી કાળજી ધરાવી છે. સમયસર પુસ્તક છાપી આપવા બદલ મને તેમના પ્રત્યે ખરેખર માનની લાગણી ઉદ્‌ભવી છે. "જૈન" ઑફિસમા કામ કરતા **ભાઈશ્રી નરોત્તમદાસ (બાલુભાઈ) રૂગનાથે** પણ આ પુસ્તકના પ્રૂફ રીડીંગ તેમજ ગ્રંથસુધારણામાં પૂરતી કાળજીથી ઘણો જ સારો સહકાર આપ્યો છે. આ ઉપરાન્ત પુસ્તકમાં પ્રગટ કરવા માટે સૌજન્યભાવે ફોટા, બ્લોક્સ વિગેરે પૂરા પાડનાર તેમજ મૂગો સહકાર આપનાર મારા મિત્રવર્ગનો અને શુભેચ્છકોનો પણ હું આભાર માની વિરમું છું.

**—મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી**



નીડર લેખક અને સાહિત્યસેવી-

**શ્રી મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી**

( સમ્રાટ સંપ્રતિની ચર્ચાના વાદી )

જેઓએ એક વાદી તરીકે સંપ્રતિનું અસ્તિત્વ સાબિત કરવા પ્રસ્તુત પુસ્તકમાં અથાગ પરિશ્રમ ઉઠાવી શાસ્ત્રોક્ત શહાદતો આપી ગ્રંથને પ્રમાણિક અને પ્રમાણભૂત બનાવ્યો છે



શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

# પરિચય

રજમિશ્રિત સુવર્ણને શુદ્ધ કરી અલંકાર બનાવવામાં આવે તો તે સુંદર શોભાને ધારણ કરે છે તેમ વેરવિખેર થયેલ ઈતિહાસ-પાંખડીઓને સંગ્રહિત કરી તેને કાળગણના પ્રમાણે ગુંથવામાં આવે તો તે અતિ ઉપયોગી થઇ પડે છે. શિશુનાગવંશી મહારાજા બિંબિસાર( શ્રેણિક )થી પ્રારંભી પરમાર્હત્ કુમારપાળ સુધીનો આપણો જાહોજલાલીભર્યો ઇતિહાસ શૃંખલાબદ્ધ નથી. આ ત્રુટીને દૂર કરવા માટે મેં પ્રયત્ન કર્યો છે અને મારા પ્રયત્નના પરિણામસ્વરૂપ યુગાદિનાથ શ્રીઋષભદેવથી માંડીને વી. નિ ૬૦૫ એટલે કે શાલિવાહન શક સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ રજૂ કરવા ભાગ્યશાળી બન્યો છું.

પ્રાથમિક વિચાર તો સમ્રાટ્ સંપ્રતિના જીવનને લગતો ઇતિહાસ રજૂ કરવાનો હતો પણ જેમ જેમ તે માટેના અન્વેષણમાં ઊતરતો ગયો તેમ તેમ વિશેષ સામગ્રી ઉપલબ્ધ થતી ગઇ. પ્રથમ તો આખા મૌર્ય વંશનો ઇતિહાસ તૈયાર કર્યો પણ નંદ વંશના વર્ણન વિના તે અપૂર્ણ જણાયો. એટલે બીજું કાર્ય નંદવંશની વંશાવળી સંબંધી હાથ ધરતાં શિશુનાગ વંશનો ઇતિહાસ પણ આલેખવાની જરૂરિયાત ઊભી થઈ અને એમ એક એક પગથિયું આગળ વધતાં છેવટે યુગાદિનાથ શ્રીઋષભદેવના જીવન સુધી પહોંચવું પડયું અને એ રીતે પાકો પાયો થતાં તેના પર આ ઇતિહાસરૂપી ઇમારત ઊભી કરવામાં આવી. કેટલોક ઇતિહાસ ઇરાદાપૂર્વક અતિ સંક્ષેપમાં લેવો પડયો છે, કારણ કે તે સંબંધે વિસ્તૃત વર્ણન કરતાં તેને માટે એક અલગ ગ્રંથ જ નિર્માણ કરવો જોઇએ અને તો જ તેને પૂરતો ન્યાય આપી શકાય. વાચકવર્ગની સરલતાની ખાતર આ પુસ્તકને આઠ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. વિભાગવાર ટૂંકી સમજ નીચે પ્રમાણે છે.

**પહેલો વિભાગ**—( પ્રકરણ ૭ ) યુગાદિનાથ શ્રી ઋષભદેવ પૂર્વેની સ્થિતિ, શ્રી ઋષભદેવનો સંક્ષિપ્ત હેવાલ, પીસ્તાળીશ આગમોના નામો અને તેની ટૂંકી સમજ, શ્લોકસંખ્યા વિગેરે, ત્રેસઠ સલાકા પુરુષોનાં નામો વિગેરેને લગતું વર્ણન કરવામાં આવ્યું છે.

**બીજો વિભાગ**—( પ્રકરણ ૨૩ ) શિશુનાગવંશી બિંબિસાર ( મહારાજા શ્રેણિક ); અજાતશત્રુ (કોણિક), તથા ઉદયાશ્વના જીવન-પ્રસંગો, અભયકુમારની કુશળતાના પ્રસંગો, ચરમતીર્થપતિ ભગવાન મહાવીર તથા ગૌતમ બુદ્ધની સંક્ષિપ્ત જીવનપ્રભા, બૌદ્ધ ધર્મની ઉત્પત્તિનું રહસ્ય, જૈન અને બૌદ્ધ ધર્મ વચ્ચેનું સામ્ય, પાટલિપુત્રની ઉત્પત્તિ વગેરે વિગેરે વિષયો ચર્ચવામાં આવ્યા છે.

**ત્રીજો વિભાગ**—( પ્રકરણ ૧૮ ) નંદવંશી રાજાઓનું ટૂંકું બ્યાન, નંદવંશના રાજ્યામલના ૧૦૦ નહિ પરંતુ ૧૫૦ વર્ષની સાબિતી, મગધનો ભયંકર દુકાળ તથા ભદ્રબાહુસ્વામીનો પરિચય,

સ્થૂલભદ્રનું સંક્ષિપ્ત જીવનચરિત્ર, પરદેશી આક્રમણોની શરૂઆત, ચાણાક્યનું અપમાન અને તેની પ્રતિજ્ઞા, મૌર્યવંશી સામ્રાજ્યની સ્થાપનાના સૂત્રધાર ચાણાક્યની જીવનપ્રભા, નંદવંશનો અંત અને મૌર્ય સામ્રાજ્યની સ્થાપના વિગેરે વિષયોનો આ વિભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

**ચોથો વિભાગ**—( પ્રકરણ ૧૫ ) ચંદ્રગુપ્ત અને ભદ્રબાહુસ્વામી સંબંધી દક્ષિણમાં ગયાની જે દંતકથા રૂઢ સ્વરૂપ પકડી રહી છે તેનો નિરાસ, ચંદ્રગુપ્ત, બિંદુસાર તથા અશોકના જીવનવૃત્તાંતો અને ધાર્મિક કાર્યોની નોંધ, સીકંદર તેમજ સેલ્યુકસની ચઢાઈ, અશોકપુત્ર કુણાલનો અંધાપો, સમ્રાટ્ સંપ્રતિનો જન્મ અને કુણાલની કુનેહથી રાજ્યપ્રાપ્તિ વિગેરેને લગતા પ્રકરણો આ વિભાગમાં દાખલ કરવામાં આવ્યા છે.

**પાંચમો વિભાગ**—( પ્રકરણ ૧૮ ) સંપ્રતિનો રાજ્યાભિષેક અને અસ્થાન, જીવંતસ્વામીની પ્રતિમાનું તલસ્પર્શી વર્ણન, રથયાત્રાનો વરઘોડો અને સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાન, આર્યસુહસ્તિસૂરિએ કહેલ પૂર્વભવ, તેને લગતા *નિશીથચૂર્ણી, કલ્પદીપિકા, કલ્પસૂત્ર કલ્પલતા તથા નવાંગી ટીકાકાર અભયદેવસૂરિરચિત સંપ્રતિની સંસ્કૃત કથા વિગેરે શાસ્ત્રીય શહાદતો, +વંસચુલિયા જેવા પ્રાચીનતમ પુસ્તકની સાક્ષી, સંપ્રતિની તીર્થયાત્રા ને અશોકની સંમતિ, સંભોગી ગોચરી સંબંધી ભ્રમણાનો નિરાસ, અવંતીસુકુમાલનું વૃત્તાંત, રથયાત્રાનો અપૂર્વ મહોત્સવ અને સંપ્રતિનો સામંતો પ્રત્યે ઉપદેશ, જૈન ધર્મ પ્રત્યે અચળ-અતૂટ શ્રદ્ધા અને અનાર્ય દેશોમા કરાવેલ વિહાર, હમેશાં એક જિનમંદિરના નિર્માણનો અભિગ્રહ, પાચમા આરાનુ સ્વરૂપ, મગધાધિપતિ બન્યા બાદ સંપ્રતિનો નેપાળ, ખોટાન, ભૂતાન, અફઘાનીસ્થાન આદિ પ્રાંતો પર વિજય, જૈન ધર્મના પ્રચાર માટે અવિરત શ્રમ અને શ્રદ્ધા, મૌર્યવંશી રાજ્યકુટુંબમાં આંતરિક કલેશ ને પતન વિગેરે વિષયો સચોટ મુદ્દાઓ અને સાબિતીઓ સાથે અર્પી સમ્રાટ્ સંપ્રતિનુ અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે.

**છઠ્ઠો વિભાગ**—( પ્રકરણ ૪ ) અત્યાર સુધી અપ્રગટ રહેલ મુનિહંત ' કલંકી ' સ્વરૂપ પુષ્પમિત્રની જીવનરેખા, તેના ૩૫ વર્ષના રાજ્યામલ દરમિયાન કરેલ નૃશંસ કાર્યોની નોંધ, બૌધગ્રંથ દિવ્યાવદાનની શહાદત, પાટલિપુત્રનું પતન અને પુષ્પમિત્રનો વિનાશ આ વિભાગમાં લેવામાં આવ્યો છે.

**સાતમો વિભાગ**—( પ્રકરણ ૬ ) મહારાજા ખારવેલનો વૃત્તાંત અને ગુફાઓનું ટૂંકું બ્યાન, ખારવેલની મગધ પર બે વાર ચઢાઈ અને સુવર્ણ પ્રતિમાની પુનઃ પ્રાપ્તિ, ગર્દભીલ્લ ને કાલકાચાર્યનો સંબંધ, રત્નસંચય ગ્રંથનો પાઠ રજૂ કરી ચારે કાલકાચાર્ય સંબંધી ચોખવટ, વિક્રમ સંવત્સરની શરૂઆત, નરવાહન ઊર્ફે નભસેનની હકીકત, શાલિવાહન શકની શરૂઆત વિગેરે વિષયોને લગતી સ્પષ્ટ બીના આ વિભાગમાં આલેખવામાં આવી છે.

**આઠમો વિભાગ**—( પ્રકરણ ૪ ) મૌર્યવંશ તથા નંદવંશની રાજ્ય કાળગણનામાં કયાં અને કેવી રીતે ભૂલ થવા પામી છે તેનો સ્ફોટ ને આધુનિક વિદ્વાનોના મતભેદોની પર્યાલોચના.

આ આઠે વિભાગોમાં જ્યાં જ્યાં યુગપ્રધાનોનો સંબંધ આવે છે ત્યાં ત્યાં તેમને લગતી હકીકત પણ દાખલ કરવામાં આવી છે. આ યુગપ્રધાનની પ્રણાલિકા સ્થવિરાવલી પરથી લેવામાં આવી છે.

આઠ વિભાગો ઉપરાન્ત જૈનાચાર્યોની સાહિત્યસેવા સમજાવવા માટે તેમજ કયા કયા સંવત્માં શું શું બન્યું તેની સંક્ષિપ્ત સમજ માટે પાછળ ચાર પરિશિષ્ટો ઉમેરવામાં આવ્યા છે. —**લેખક**

* ' નિશિથચૂર્ણી વી. નિ. આઠમા સૈકામા રચાયેલ છે એટલે કે આજે તેને લગભગ સોળસો વર્ષ વ્યતીત થઈ ગયા છે.
+ વંસચુલિયા ભગવાન મહાવીરની પાચમી પાટે આવેલ શ્રી યશોભદ્રસ્વામીએ રચેલ છે. નિશીથચૂર્ણી કરતાં પણ આ ગ્રંથ પ્રાચીન મનાય છે.

# આ ગ્રંથમાં ઉપયોગી નીવડેલાં પુસ્તકોની સૂચિ.




૧. અનુયોગદ્વાર સૂત્ર.
૨. અવદાન કલ્પલતા.
૩. વજ્રચુલીયા સૂત્ર.
૪. આચારાંગ સૂત્ર ટીકા.
૫. આવશ્યકચૂર્ણી.
૬. આવશ્યક નિર્યુક્તિ.
૭. આવશ્યક વૃત્તિ.
૮. ઉત્તરાધ્યયન નિર્યુક્તિ.
૯. કથાવલી.
૧૦. કલ્પકિરણાવળી.
૧૧. કલ્પચૂર્ણી.
૧૨. કલ્પસૂત્ર.
૧૩ શ્રી કાલકાચાર્ય કથા.
૧૪. કાલસપ્તતિકા ટીકા.
૧૫. જૈન સાહિત્ય સંશોધક.
૧૬. જૈન રૌપ્ય મહોત્સવ અંક ( ૧૯૮૬ )
૧૭. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક
૧૮. મૌર્યવંશકા પ્રાચીન ઈતિહાસ.
૧૯. પ્રાચીન મૂર્તિપૂજાની પ્રમાણિકતા.
૨૦. અમરકોષ.
૨૧. શ્રી પ્રશ્નોત્તર ચિંતામણિ.
૨૨ ઉત્તરહિંદમાં જૈનધર્મ.
૨૩. પ્રાચીન ભારતવર્ષ.
૨૪. જૈનમત પતાકા-થાણા.
૨૫. જૈનમત પ્રભાકર-થાણા.
૨૬. શ્રી જૈન સત્ય ધર્મ પ્રકાશ ( ૧૯૩૪ )
૨૭. હાથીગુફા શિલાલેખ.
૨૮. મહારાણી ચેલણા ચરિત્ર.
૨૯. અર્લી હીસ્ટરી ઑફ ઈન્ડિયા.
૩૦. દિવ્યાવદાન. ( બૌદ્ધ )
૩૧. દર્શનસાર ( દિગંબર )
૩૨. દીપમાળા કલ્પ
૩૩. દુષ્ષમાકાલગડિકાસાર.
૩૪. શ્રી નંદી થેરાવલી.
૩૫. બૃહત્કલ્પ.
૩૬. પરિશિષ્ટ પર્વ.
૩૭. પ્રભાવક ચરિત્ર.
૩૮. બિહાર અને ઓરીસા જર્નલ.
૩૯. બૃહત્કથા કોષ.
૪૦ બ્રહ્માંડ પુરાણ.

૪૧. ભાગવત પુરાણ.
૪૨. મત્સ્ય પુરાણ.
૪૩. વાયુ પુરાણ.
૪૪. ભારતીય પ્રાચીન લિપિમાળા.
૪૫. નિશીથચૂર્ણી, નિશીથ ભાષ્ય.
૪૬. યુગપ્રધાન પટ્ટાવળી.
૪૭. રત્નસંચય પ્રકરણ.
૪૮. વ્યવહારચૂર્ણી.
૪૯. વિક્રમ પ્રબંધ.
૫૦. વિષ્ણુ પુરાણ.
૫૧. શ્રવણબેલગોલ લેખસંગ્રહ.
૫૨. હ્યુએનસંગકા ભારતભ્રમણ
૫૩. ભારતમાં અંગ્રેજી રાજ્ય.
૫૪ શાળોપયોગી ગુજરાતી ઇતિહાસો.
૫૫ ચાણાક્યનું અર્થકૌટિલ્ય.
૫૬. નવતત્ત્વભાષ્ય વિવરણ સંસ્કૃત સંપ્રતિ કથા.
૫૭ જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.
૫૮. જૈનગૂર્જર કવિઓ ભાગ ૧ અને ૨.
૫૯ ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.
૬૦. તીર્થક્ષેત્ર લક્ષ્મણી પ્રતિષ્ઠા મહોત્સવ.
૬૧. ટૉડ રાજસ્થાન.
૬૨. ત્રિષષ્ટી શલાકા પુરુષચરિત્ર.



# વિષયાનુક્રમણિકા.

---

## ખંડ ૧ લો.



## ખંડ ૨ જો.

## ખંડ ૩ જો.



## ખંડ ૪ થો.

## ખંડ ૫ મો.



## ખંડ ૬ ઠ્ઠો

બાલબ્રહ્મચારી તપસ્વી પરમપૂજ્ય ભટ્ટારક જૈનાચાર્ય



## શ્રી જિનઋદ્ધિસૂરીશ્વરજી મહારાજ

યતિદીક્ષા-વિ સં ૧૯૪૮, ફાગણ સુદ ૭ સુર ( મારવાડ )
સંવેગીદીક્ષા-વિ સં ૧૯૪૯ અષાડ સુદિ ૬ પાલીતાણા
પંન્યાસપદ-વિ સં. ૧૯૬૬ માગશર સુદિ ૩ ગ્વાલીયર
આચાર્યપદ-વિ સં ૧૯૯૪ ફાગણ સુદિ ૫ થાણા

તેમના ઉપદેશ અને પ્રખર પ્રયાસોદ્વારા આજે શ્રી થાણાનગરનો તીર્થોદ્ધાર ઐતિહાસિક બન્યો છે

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

# આચાર્યદેવ સાથેનો મારો પરિચય

આ સામે જેનો ફોટો આપવામાં આવ્યો છે તે જશકર્મી આચાર્યદેવને હું મારા પરમ ઉપકારી ગુરુ તરીકે દર્શાવું તો તે તદ્દન વ્યાજબી ગણાશે. વિ. સં. ૧૯૪૭ માં મુંબઈમાં મારો જન્મ થયો હતો. ત્યારબાદ ૧૯૫૨ થી લગભગ મારી ઉંમર ૨૫ વર્ષની થઇ ત્યાં સુધીમાં આ મહાપુરુષે મને સંસ્કારી બનાવવામાં મુંબઇના તેમના ચાતુર્માસ દરમિયાન પૂરતો સાથ આપ્યો છે. કાળચક્રની ગતિના ફેરામાં મહારાજા વિક્રમ જેવાને પણ ઘાંચીની ઘાણીએ બેસવું પડ્યું હતું એ હકીકત પ્રસિદ્ધ છે, તે જ માફક ગર્ભ-શ્રીમંતાઇમાં જન્મી, એક સાહસિક વેપારી તરીકે લગભગ ૪૫ વર્ષનું આયુષ્ય થતાં સુધી જન્માંતરના અંતરાય કર્મોના યોગે મારે વ્યાપારિક ક્ષેત્રમાંથી નિવૃત્તિ લેવી પડી. આ સમયે મારા આ ઉપકારી આચાર્યદેવ મુંબઇમાં જ બિરાજમાન હતા. તેમણે મને શુદ્ધ ચારિત્રવાન, આત્મસંતોષી અને ધાર્મિક ક્ષેત્રમાં સેવાભાવી જીવન ગુજારી, આ ભવ સાથે પરભવનું ઉચ્ચ કોટીનું ભાથું બાંધવાની અણમોલ સલાહ આપી. પરિણામે પૂર્વ સંસ્કારી સદ્યોગોના કારણે આ ઉપકારી ગુરુદેવની સોનેરી શિખામણની મને અસર થઈ અને મેં જીવન સંતોષી અને સેવાભાવી બનાવ્યું.

સંવત્ ૧૯૯૨ માં મુંબઇમાં શ્રી આદીશ્વરજી દહેરાસરના ઓડીટ ખાતામાં લગભગ એક વર્ષ દહેરાસરના વહીવટની સમજ મેળવવા ખાતર મેં જગ્યા મેળવી, જેમાં દહેરાસર-જીના ટ્રસ્ટીઓ તેમજ સ્ટાફને મારાં એક વર્ષના કામકાજથી સંતોષ થયો. આ સમયે મારા હસ્તક જે કાર્ય હતું તે પૂર્ણ થવા આવ્યું હતું. દરમ્યાન શ્રી આદીશ્વરજીના દહેરાસરે દાદર દહેરાસરજીનો વહીવટ સંભાળવા મુનીમની જરૂર છે એવી માંગણી થઈ, એટલે શ્રી આદીશ્વરજીના દહેરાસરજી તરફથી મને મુનીમ તરીકે દાદર મોકલવામાં આવ્યો. ત્યાં લગભગ બે વર્ષ મેં મુનીમ તરીકે સેવા બજાવી. ત્યાં મારી યથાશક્તિ મહેનતદ્વારા પૌષધશાળા બંધાવી અપૂર્વ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રભાવશાળી રીતે ઉજવાયો, તેમજ મિત્ર

મંડળ અને પાઠશાળાની સ્થાપના થઈ. દાદર ચતુર્વિધ જૈન સંઘમાં મારા પ્રયાસોથી ઐકયનું વાતાવરણ એવું તો સુંદર જામ્યું કે જેના યોગે મને આજે દાદર છોડ્યાને લગભગ દોઢ વર્ષ થવા છતાં દાદરનો જૈન સંઘ મને 'સમાજસેવક' તરીકે યાદ કરે છે.

આ સમયે જેમના વરદ હસ્તે દાદર દહેરાસરજીનો પ્રતિષ્ઠા મહોત્સવ અપૂર્વ જશવંતો નીવડ્યો હતો તે ઉપકારી **જિનરિદ્ધિસૂરિ** મહારાજ અને દાદર જૈનસંઘના આત્મા તુલ્ય ગણાતા **રા. સા. શેઠ રવજી સોજપાલે** થાણામાં થતા તીર્થોદ્ધારમાં મારા જેવા સેવાભાવીની જરૂરિઆત છે એ પ્રમાણેની સલાહ શ્રી થાણાસંઘને આપી. પરિણામે થાણાસંઘે શ્રી દાદર સંઘ પાસે ચાર માસ માટે મારી માંગણી કરી. અતિ આનાકાની વચ્ચે શ્રી દાદરના સંઘે મને માત્ર ચાર માસને માટે થાણા જવા માટે મંજૂરી આપી અને હું સંવત્ ૧૯૯૫ના મહા સુદ એકમથી થાણા આવ્યો. એવામાં સંવત ૧૯૯૫ના વૈશાખ માસમાં માહીમ દહેરાસરમાં પ્રતિષ્ઠામહોત્સવ થનાર હતો તે નિમિત્તે માહિમ જૈનસંઘે થાણા જૈનસંઘ પાસે પ્રતિષ્ઠા પૂરતી એક માસ માટે મારી માંગણી કરી. માહીમમાં યથાશક્તિ સેવા બજાવી કાર્ય પૂર્ણ થતાં હું પાછો થાણા આવ્યો. ત્યારબાદ અત્યાર સુધી આ મારા ઉપકારી મહાત્માના પ્રસાદથી મને યત્કિંચિત્ તીર્થસેવાનો લાભ મળ્યો. તેમજ દાનવીર શ્રીમંતો પાસે અહીં બંધાતા દહેરાસરજીની ટીપ માટે જતાં કુદરતી અનુકૂળતાભર્યા સંજોગોમાં સુંદર સાથ મળતો રહ્યો છે.

આ પ્રમાણે શ્રી થાણા જૈન સંઘની અપૂર્વ મહેનત અને મારી અલ્પ સેવાના યોગે આજે થાણા દહેરાસરજીના તીર્થોદ્ધારનું કાર્ય ઘણું જ સુંદર અને આકર્ષક બન્યું છે એટલું જ નહિ પરંતુ મુંબઈના પરાઓમાં આજે આદર્શ પ્રાચીન તીર્થની ગણત્રીમાં ઐતિહાસિક નામના મેળવે એવું અપૂર્વ જિનાલય તૈયાર થઈ જવા આવ્યું છે. આ પ્રમાણે ગત પાંચ વર્ષમાં આચાર્યદેવના અહોનિશ સતસમાગમમાં રહેતાં સંઘસેવા સાથે આત્મકલ્યાણનો માર્ગ સધાયો છે. વળી આ "**સમ્રાટ્ સંપ્રતિ યાને પ્રાચીન જૈન ઇતિહાસની પ્રામાણિકતા**" નામે અપૂર્વ ગ્રંથની રચના પણ આ આચાર્યદેવનો જ પ્રભાવ છે, કે જેગનો મારા બચપણથી મારા ઉપર એક ધર્મપિતા તરીકે હાથ છે અને રહેશે એવી પરમ કૃપાળુ પરમાત્મા પાસે હું નિરંતર પ્રાર્થના કરું છું. આવા ઉપકારી ગુરુદેવનું આયુષ્ય ધર્મસેવા અર્થે ચિરકાળ પર્યન્ત રહો.

પરમપૂજ્ય ઉપકારી ગુરુદેવના શિષ્યરત્ન શ્રી ગુલાબ મુનિજી મહારાજમાં પણ ગુરુદેવના સદ્ગુણોનો વારસો ઉતર્યો છે અને તેઓ પણ મને ગુરુદેવ જેટલા જ પ્રેમથી ચહાય છે.

આ પ્રમાણે સદ્માર્ગે જીવન વ્યતીત કરતાં મારું હવે પછીનું જીવન આ રીતે જ ધર્મસેવામાં નિષ્કલંક રીતે પસાર થાય એ જ અભ્યર્થના અને અભિલાષા.

—લેખક



॥ ॐ ॥

શ્રી જિનેન્દ્રાય નમઃ

# સમ્રાટ્ સંપ્રતિ

યાને

## પ્રાચીન જૈન ઇતિહાસની પ્રમાણિકતા



## ખંડ ૧ લો



## પ્રકરણ ૧ લું

---

### ભારતમાં સામ્રાજ્યની સ્થાપના

**આ** અવસર્પિણી કાળનો આજે પાંચમો આરો ચાલે છે, જેની શરૂઆત પ્રભુ **મહાવીર**ના નિર્વાણ પછી ચોથા વર્ષે થાય છે. તેને સનાતન ધર્મકારો કળિયુગના નામે સંબોધે છે. અત્યાર પૂર્વે ચાર આરાઓ પસાર થયા છે, જેનું સંક્ષિપ્ત વર્ણન નીચે પ્રમાણે છે:—

પ્રથમ આરો **સુષમસુષમ** નામે ચાર કોડાકોડી સાગરોપમવાળો હતો.

બીજો આરો **સુષમ** નામે ત્રણ કોડાકોડી સાગરોપમવાળો હતો.

ત્રીજો આરો બે કોડાકોડી સાગરોપમવાળો હતો, જેનું નામ **સુષમદુષમ** હતું.

આ ત્રણે આરામાં યુગલિક તરીકે એક પુરુષ અને એક સ્ત્રી એમ સાથે જન્મતાં હતાં. તે બંને વચ્ચે દંપતી સંબંધ થતો હતો છતાં કષાય રહિતપણે સંસારસુખ ભોગવી તેઓ દેવલોકે જતાં હતાં. આ આરાનાં મનુષ્યોનું જીવન અલ્પ કષાયવંત હોવાથી તેઓના માટે દેવગતિ સિવાય બીજી ગતિ હતી જ નહી. આ આરાના અંતિમ કાળ સુધીમાં દશ પ્રકારનાં કલ્પવૃક્ષો મનોવાંચ્છિત ફળને દેનારાં હતાં. પૃથ્વીની રજ શર્કરા તુલ્ય મધુરી હતી તથા નદીનાં જળો અમૃત તુલ્ય મીઠાશવાળાં હતાં.

ત્રીજા આરાના અંતિમ કાળ લગભગમાં જ્યારે કલ્પવૃક્ષો મનોવાંચ્છિત ફળો આપવામાં સંકુચિત થયાં ત્યારે યુગલીયાઓમાં આપસઆપસમાં ખેંચતાણ થવા લાગી અને કલહ ઉત્પન્ન થયો. તેમાં ભાગલાઓ પડ્યા. એકત્ર એક જ પ્રદેશમાં, નજદીક નજદીકમાં રહેનારા યુગલીઆઓ દૂર દૂર રહેવા લાગ્યા.

પૃથ્વીની રજ જે શર્કરા તુલ્ય હતી તેમાં તદ્દન ફીકાશ આવી. જળાશયો અને નદીઓનાં જળો જે મધુરાં મધમય હતાં તે નિરસ અને સ્વાદ રહિત થયાં. જે મદ્યાંગ વૃક્ષો અમૃત તુલ્ય મદ્ય દેનારાં હતાં અને જેના ઉપર યુગલીઆઓનું જીવન હતું તેમાં જબરજસ્ત ફટકો પડ્યો વસ્ત્રો અને આભૂષણ દેનારાં કલ્પવૃક્ષો પણ નિરર્થક થયાં. તેવી જ રીતે સુંદર મહેલ આદિ રહેઠાણ દેનારાં કલ્પવૃક્ષો સંકુચિત થયાં. એ પ્રમાણે એકંદરે દેવતાઇ સ્વર્ગીય સાહ્યબી દેનારાં દશ પ્રકારના કલ્પવૃક્ષો કાળના પ્રભાવે ફળ રહિત થયાં.

ત્રીજા આરાના અંતિમ કાળમાં યુગલીઆઓ મૃત્યુ પામી સ્વર્ગે જતા હતા તેમાં પણ આંતરો પડ્યો અને ચારે ગતિનાં દ્વાર ખુલ્લાં થયાં. આ કાળ સુધી યુગલીઆઓના મૃત્યુદેહને મહાપક્ષીઓ લઈ જઇ સમુદ્રમાં પધરાવતાં હતાં તેમાં પણ વાંધો આવવા લાગ્યો. એટલે એકંદરે યુગલીઆઓની સ્થિતિ ભયંકર રીતે ગુંચવાડાભરી ગંભીર થઈ. વળી તેમને પોતાનું જીવન નિભાવવાનાં સાધનો માટે ચિંતાઓ ઉત્પન્ન થઇ. વસ્ત્ર અને રહેવાના સ્થાન રહિત થયેલ યુગલીઆઓને, જંગલનાં વૃક્ષોની છાલ અને પાંદડાંનાં વસ્ત્રો બનાવી અર્ધનગ્ન સ્થિતિએ જંગલીપણે રહેવાનો દુઃખદ અવસર આવી લાગ્યો.

ભોજન આદિ જે મિષ્ટ પદાર્થો મળતા હતા તેના બદલે કાચું અનાજ અને જંગલનાં પાકેલાં વનફળો ખાઈ જીવનનિર્વાહ કરવાનો કાળ આવી પહોંચ્યો. એટલે એકંદરે દેવતાઇ સ્વર્ગીય સાહ્યબી ભોગવનાર દેવગતિગામી યુગલીઆઓ માટે આ કાળ એવો તો દુઃખદ આવી પહોંચ્યો કે તેઓનું રક્ષણ કરનાર અથવા તો તેઓનો પુનરુદ્ધાર કરનાર યુગાદિ પ્રથમ તીર્થંકર **શ્રી ઋષભદેવજીનો** જન્મ ન થયો હોત તો દુઃખદ કાળના પ્રવાહમાં તણાતા યુગલીઆઓનો લય એવી દુઃખદ સ્થિતિએ થાત કે તેનું વર્ણન કરવું અશક્ય થઇ પડત.

# પ્રકરણ ૨ જું

## યુગાદિ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ

**આ** પ્રભાવશાલી સંસ્કૃતિવાન જંબૂદ્વીપના ભરત ને ઐરવત ક્ષેત્રમાં સંસ્કારી આર્ય-ભૂમિના પૂર્વપરંપરાના તપસ્વીઓના તપ અને પુણ્યપ્રભાવે જ્યારે જ્યારે કનિષ્ટ સમય આવે છે ત્યારે ત્યારે તારણહાર મહાન્ વિભૂતિઓનો જન્મ થાય છે, જેના યોગે દુઃખી થયેલી પૃથ્વીમાતા પોતાનાં બાળકોની અને પશુધનની પાલક બને છે અને દુઃખી થતાં બાળકોનું રક્ષણ કરે છે.

આ કાળમાં તે જ નિયમ પ્રમાણે અવ્યવસ્થિત થયેલ યુગલીઆઓને પોતાના જ્ઞાનના બળે સદ્‌માર્ગે દોરવા **શ્રી ઋષભદેવ** જેવા તારણહારની કુદરતે જરૂરીઆત પૂરી પાડી.

આ કાળમાં ત્રણ જ્ઞાન સહિત જન્મેલ યુગાદિ પ્રથમ તીર્થંકર ઋષભદેવ મહારાજનો યુગલીઆ તરીકે જન્મ નાભિરાજા અને મરુદેવી માતાની કુખથી થયો. ત્રીજા આરાના ચોરાશી લક્ષ પૂર્વ અને નેવાશી પક્ષ એટલે ત્રણ વર્ષ અને સાડાઆઠ માસ બાકી હતા તે સમયે અષાડ માસની કૃષ્ણ ચતુર્થીના દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રના ચંદ્રયોગમાં તેત્રીશ સાગરોપમનું દેવપણાનું આયુષ ભોગવી, સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવી જેમ માનસ સરોવરથી ગંગાતટ ઉપર હંસ ઊતરે તેવી રીતે તેઓ આ ભરતક્ષેત્રમાં નાભી નામના સાતમા કુલકર( રાજા )ની શ્રી મરુદેવીના ગર્ભમાં આવ્યા. એ સમયે મરુદેવી માતાએ દેવતાઈ ચૌદ મહાસ્વપ્નો દીઠાં.

નવ માસ અને સાડાઆઠ દિવસ વ્યતીત થયા પછી ચૈત્ર માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીને દિવસે અર્ધરાત્રે સર્વે ગ્રહો ઉચ્ચ સ્થાને આવતાં ઉત્તરાષાઢા નક્ષત્રમાં મરુદેવીની કુખથી યુગલધર્મી પુત્રપણે ભારતના પ્રથમ તારણહારનો યુગલીયા તરીકે જન્મ થયો. આ કાળે આ ભરતક્ષેત્રમાં આ પ્રથમ તારણહાર ત્રણ જ્ઞાન સહિત જન્મેલ હોવાથી તેમનો જન્મોત્સવ ચોસઠ ઇંદ્રો અને ઇંદ્રાણીઓની સાથે સ્વર્ગીય સર્વ દેવી દેવતાઓએ અતિ હર્ષપૂર્વક ઊજવ્યો.

આ કાળમાં પ્રથમ યુગલિયાઓની વ્યવસ્થા માટે સાત કુલકરોની નીમણૂક રાજા તરીકે થયેલ હતી અને અહીં સુધીના વ્યવસ્થાપકોને કુલકર તરીકે સંબોધવામાં આવતા.

જ્યારે ઋષભદેવજી આઠ વરસના થયા ત્યારે એક સુકાયેલ તાડવૃક્ષનું ફળ પવનના યોગે પડવાથી બાળકપણાને યોગ્ય પરસ્પર ક્રીડા કરતું કોઇ યુગલિયાનું જોડું તે તાડવૃક્ષ નીચે હતું તેમાંથી દૈવયોગે તે યુગલિયામાંનાં બાળક પુરુષનું અપમૃત્યુ થયું અને તે પંચત્વ પામી ગયો. આ અપમૃત્યુનો બનાવ આ કાળમાં પ્રથમ જ હતો. અલ્પ કષાયને લીધે તે યુગલિક બાળક સ્વર્ગમાં ગયો, જેવી રીતે અલ્પ ભારને લીધે તુલા પણ આકાશમાં જાય છે.

આ કાળ સુધી મહાપક્ષીયો જે યુગલીયાનાં મૃત શરીરને ઉપાડી સમુદ્રમાં નાખી દેતાં હતાં તેનો નાશ થયો હતો તેથી તે કલેવર ત્યાં જ પડી રહ્યું. આ જોડામાંહેલી બાલિકા કે જેનું નામ **સુનંદા** હતું તેને તેના માતપિતાને ત્યાં રક્ષણાર્થે મૂકવામાં આવી જે ત્યાં થોડા દિવસ ઉછરી.

યુગલિયામાં એવો રિવાજ હતો કે પોતાનાં જીવનનાં અંતિમ કાળમાં યુગલિયાઓ યુગલિક બાળકનો જન્મ આપી, તે બાળકો અમુક સમયે ઉમ્મર લાયક થતાં તેમના જન્મદાતા માબાપો એક જ દિવસે કોઇ પણ જાતનાં રોગ અને વ્યાધિ રહિત સમાધિપૂર્વક મૃત્યુ પામી સ્વર્ગે જતાં. તેની માફક અહીં પણ એવું બન્યું.

પેલી બાલિકાનું હવે શું કરવું ? તેના વિચારમાં સર્વ મુંઝાયા. બાલિકા અત્યંત સ્વરૂપવતી અને સંસ્કારી જણાવાથી આગેવાનો, તેણીનાં લગ્ન જરૂર તેનાં જેવા જ ઉત્તમ પુરુષ સાથે થવાં જોઈએ એવા નિશ્ચય ઉપર આવ્યા, અને તેમણે એકત્ર થઇ નાભિ રાજા પાસે આવી તેને સોંપી અને રૂષભદેવની ધર્મપત્ની તરીકે આ બાલિકાનો સ્વીકાર કરી રૂષભદેવને અમારા સ્વામી બનાવો એવી વિનંતિ કરી. આ સમયે જગતને માર્ગદર્શક બનવા સૌધર્મેંદ્ર અવધિજ્ઞાનથી આ પ્રસંગને જાણી સ્વર્ગમાંથી ત્યાં બ્રાહ્મણ સ્વરૂપે આવ્યા અને તેમણે જાતે આવી રૂષભદેવજીને કહ્યું કે-'હે પ્રભુ ! તમારે હજી ત્રીશ લાખ પૂર્વ સુધી કર્મો દૃઢપણે ભોગવવાં પડશે એમ મને અવધિજ્ઞાનવડે દેખાય છે. જેમાં આ અવ્યવસ્થિત જંગલીપણાનાં ભાઇબહેન વચ્ચે એકબીજાનાં લગ્નની પ્રથા દૂર કરવા તમારે આ બાળિકા સાથે લગ્ન કરવાં. આપ સુખેથી લગ્ન કરી સુનંદા અને સુમંગલાના સ્વામી બનો.'

ઋષભદેવજીનાં માતાપિતાએ તરત જ ઇંદ્ર મહારાજની સલાહ માન્ય કરી. સાથે યુગલિયાઓની આજીજીનો પણ સ્વીકાર કર્યો અને સુનંદા સાથે સુમંગલા કે જે ઋષભદેવની સાથે યુગલિયા તરીકે જન્મી હતી તેનાં લગ્ન-સમારંભમાં ચોસઠ ઇંદ્ર અને ઇંદ્રાણીઓએ અતિ હર્ષપૂર્વક પોતપોતાના દેવતાઈ વૈભવશાલી રસાલા સાથે આવીને ભાગ લીધો. દેવીઓએ બે પક્ષમાં વહેંચાઇ ખૂબ હોંશથી ગીતો ગાઇ મનનો લ્હાવો પૂરો કર્યો. તેઓ માટે પણ

આ માંગલિક અવસર પ્રથમ હતો. ત્યારથી લગ્નપ્રસંગે હોંશથી બૈરાંઓમાં ગીત ગાવાનો પદ્ધતિ ચાલુ થઇ છે.

× × ×

એક સમયે પ્રાતઃકાળે જેમ દીપકનું તેજ હણાઇ જાય તેમ કાળદોષથી સર્વે કલ્પવૃક્ષોનો પ્રભાવ તદ્દન હણાઇ ગયો, જેથી યુગલિયાઓના ઉદરનિર્વાહ અર્થે જબરજસ્ત કોલાહલ થયો. યુગલિયાઓએ એકત્ર થઇ, રૂષભદેવજી પાસે આવી, અસમંજસ બનતા સર્વે બનાવોનું તેમને નિવેદન કરી પોતાના રાજા થવાની માગણી કરી કે–'હે સ્વામિન્! તમે અમારા રાજા બનો, કારણ કે અમારામાં આપની સદૃશ બીજો કોઇ જ્ઞાની દેખાતો નથી.'

રૂષભદેવે કહ્યું: 'તમે ઉત્તમ એવા નાભિ કુલકર પાસે જઇ પ્રાર્થના કરો. તે તમને રાજા આપશે.' તેઓએ તે પ્રમાણે કર્યું અને નાભિરાજાએ રૂષભને રાજા થવાની આજ્ઞા આપી. પછી યુગલિયાઓ અતિ હર્ષિત થઇ યુગધર્મી પ્રથમ રાજવી તરીકે રૂષભને રાજ્યાભિષેક કરવા જળ લેવા તે જ સમયે નદી તરફ ગયા.

આ સમયે સ્વર્ગમાં ઇંદ્રનું સિંહાસન કંપ્યું. અવધિજ્ઞાનવડે રૂષભદેવનો રાજ્યાભિષેક જાણી ઇંદ્ર તરત ત્યાં આવ્યો. પછી તે સૌધર્મકલ્પના ઇંદ્રે સુવર્ણની વેદિકા બનાવી. **અતિપાંડુકબલા શિલા** કે જેના પર તીર્થંકરો બિરાજમાન થાય છે તેની જેમ તેની ઉપર એક સિંહાસન રચ્યું અને પૂર્વ દિશાના અધિપતિ તરીકે સ્વસ્તિવાચક ગોરની જેમ તેણે લાવેલા તીર્થજળથી રૂષભદેવજીને રાજ્યાભિષેક કર્યો પછી ઇંદ્રે નિર્મળપણાથી ચંદ્રના સુંદર તેજોમય દિવ્ય વસ્ત્રો રૂષભદેવજીને ધારણ કરાવ્યાં અને ત્રણે જગતના મુગટરૂપ સ્વામીનાં અંગ ઉપર મુગટ વિગેરે રત્નાલંકાર યોગ્ય સ્થાને પહેરાવ્યા એટલામાં તો પોતાના હસ્તપાત્રમાં જળ લઇ યુગલિયાઓ આવી પહોંચ્યા. તેઓ પ્રભુને વિભૂષિત ને દેવતાઓથી પૂજિત થતા જોઇ વિનયયુક્ત તેમની આગળ ઊભા રહ્યા. દિવ્ય વસ્ત્ર અને અલંકારથી અલંકૃત થયેલા પ્રભુનાં મસ્તક ઉપર જળ નાખવું ઘટે નહી એમ વિચારી તેઓએ તેમનાં ચરણ ઉપર જળ ક્ષેપવ્યું, તેથી આ સર્વે યુગધર્મીઓ સારી રીતે **વિનીત** થયા છે જાણી તેઓને રહેવા માટે ઇંદ્ર મહારાજા, વિનીતા નામે નગરી નીર્માણ કરવા કુબેરને આજ્ઞા કરી સ્વસ્થાને ગયા.

કુબેરે બાર જોજન એટલે અડતાલીસ ગાઉની ને નવ જોજનના વિસ્તારવાળી કહેતાં છત્રીસ ગાઉના ઘેરાવાવાળી નગરી રચી. તેનું **અયોધ્યા** એવું બીજું નામ રાખ્યું. નગરીની બહાર ઉત્તમ એવો **સૂરજકુંડ** નામે કુંડ કર્મબંધનો ખપાવવા તરત જ બનાવી આપ્યો.

વર્તમાન કાળમાં પણ હજી સુધી આ સૂરજકુંડ નજદીક દર વર્ષે ભાદરવાના પ્રથમ રુવિવારે સુંદર મેળો ભરાય છે, જેનો લાભ દૂર દૂરનાં હજારો યાત્રાળુઓ લઇ પોતાનાં કર્મબંધનો શ્રદ્ધાથી ખપાવે છે.

યક્ષપતિ કુબેરે અક્ષય એવાં વસ્ત્રો, ને પથ્ય અને ધન–ધાન્યોથી ભરપૂર દરેક ઘરના ભંડારો ભરી તે નગરીમાં હીરા, ઇંદ્રનીલ મણિ અને વૈડુર્ય મણિથી અલંકૃત ઊંચી હવેલીયો બનાવી તે નગરીની લીલા વિસ્તારી. નગરીના કિલ્લા ઉપર માણેક કાંગરાની શ્રેણી બનાવી ઘરોનાં આંગણામાં માંગલિક એવા મોતીના સાથિયાઓ પૂર્યા જેમાંથી બાલિકાઓ પાછળથી પાચીકાની રમત રમતી હતી. આ પ્રમાણે સુંદર વૈભવશાળી નગરી બનાવી યુગલિયાઓને રહેવાની સુંદર સગવડતા કુબેર ભંડારીએ કરી આપી.

રાજ્યાભિષેક બાદ રૂષભદેવે પુરુષની બહોંતેર કળા અને સ્રીઓની ચોસઠ કળાનું. શિક્ષણ યુગલિયાઓને આપ્યું. સાથે કાચું અનાજ કેવી રીતે પકવવું તેના પ્રથમ શિક્ષક રૂષભદેવ પોતે બન્યા. આ સમયે કાચું અનાજ કેવી રીતે પકવવું તેની માહિતી યુગલિયાઓને ન હતી. તેમણે રૂષભદેવજીને પૂછયું કે–'હે સ્વામિન્! અમારે અનાજ કઈ રીતે પકવવું તે સમજાવો.' ત્યારે પોતાના જ્ઞાનબળે રૂષભદેવજીએ એક માટીનો પીંડ મગાવી, હાથીના કુંભસ્થળ પર ગોઠવી તેનું વાસણ બનાવ્યું, અને તે સુકાતાં તેમાં અનાજ પકવી ખાતાં શીખવ્યું. બાદ કુંભારોને વાસણ બનાવવાની પ્રથમ કળા તેમણે ચક્ર પર કરી બતાવી, જેથી તે માર્ગે યુગલિયાનો એક ભાગ ઉદ્યમે લાગ્યો. તેઓ તે સમયથી કુંભારાણા (કુંભારો) તરીકે પ્રસિદ્ધિને પામ્યા જેમને હજી સુધી પ્રથમ કળાકાર તરીકેનું બહુમાન લગ્ન અને ધાર્મિક ક્રિયાઓ પ્રસંગે પણ આપવામાં આવે છે અને શુભ પ્રસંગે હોંશથી બહેનો માટીની ચોરી (માટલાંઓ) વિધિપૂર્વક તેમની પાસેથી લઇ તેમને કુંભારાણા તરીકે સહુની સાથે શીખ આપે છે.

બાદ વસ્ત્રાલંકાર કેવી રીતે બનાવવાં તેની સમજ આપી, શાળો બનાવી વસ્ત્ર ગુંથવાનાં કાર્યની શરૂઆત કરી આપી. સાથે સાથે જે બહોંતેર કળાઓ વહેવારમાં ઉપયોગી થઇ પડે છે તેનું શિક્ષણ પોતાના જ્ઞાનબળે આપી વિશ્વને સુંદર સ્થિતિમય બનાવવામાં સૂત્રધાર એવા રૂષભદેવ પ્રભુએ દસ લાખ પૂર્વ સુધી ઉત્તમ રીતે રાજ્ય ભોગવી રાજ્ય-સમુદાયના ચાર ભેદોની રચના કરી, જેમાં ઉગ્ર દંડના અધિકારી એવા અંગરક્ષક પુરુષોને ઉગ્ર કુલવાળા બનાવ્યા, મંત્રી વિગેરે રાજ્યાધિકારીઓ માટે પ્રભુની સમાન વયનાં મિત્રોને રાજન્ય કુળવાળા બનાવ્યા, અને બાકીના અવશેષ રહેલા પુરુષોને ક્ષત્રિય બનાવ્યા. એવી રીતે વહેવાર નીતિની નવીન સ્થિતિ રચી રાજ્યલક્ષ્મી ને વૈભવ રૂષભદેવ ભોગવવા લાગ્યા. દંડનાયકો લોકોને તેઓના અપરાધ પ્રમાણે સજા કરવા લાગ્યા જેથી ગુન્હાઓ ઓછા થવા લાગ્યા અને પાછી રાજ્યવ્યવસ્થા સુંદર રીતે જળવાઇ રહી. ક્ષેત્ર, ઉદ્યાન અને ઘરોની મર્યાદાનું રક્ષણ થયું અને પ્રભુનો ન્યાયધર્મ ચારે દિશાયે વખણાયો. આ સમયે વર્ષાૠતુ સુંદર રીતે અમીવૃષ્ટિ કરવા લાગી જેથી ભરતક્ષેત્ર ગોકુળની જેમ પશુધનથી સુંદર રીતે ભરપૂર થયું. આ રીતે ભરતક્ષેત્ર વિદેહક્ષેત્રની જેમ સ્વર્ગીય ભૂમિ થઈ પડી. રૂષભદેવે રાજ્યાભિષેક પછી તરતમાં જ જ્ઞાનબળે પૃથ્વીનો ઉદ્ધાર કરી, તેનું સુંદર રીતે પાલન કરી પ્રથમ ઇક્ષ્વાકુવંશી કુળની ભરતખંડ ઉપર સ્થાપના કરી.

આ કાળમાં અડતાલીસ ગાઉ લાંબી અને છત્રીશ ગાઉ પહોળી એવી કુબેર મહારાજે બનાવેલ દેવતાઇ સામગ્રીથી ભરપૂર વિનીતા નગરીમાં જંગલોમાં વીખરાયેલ સર્વે યુગલિયાઓ આવીને વસ્યા પોતાના આસ સંબંધીઓ સાથે નાભિરાજા પોતે એક વિભાગમાં આવીને વસ્યા જે વિભાગ રાજ્યમહેલના વિભાગ તરીકે પ્રસિદ્ધિને પામ્યો બાદ નજીકના એક વિભાગને રાજ્યવ્યવસ્થાપક કચેરી વિભાગ તરીકે જુદો પાડી ત્યાં રાજ્યવ્યવસ્થાપકોની ઑફિસો બનાવી. ત્યાં ન્યાયાધીશ તરીકે ખુદ અવારનવાર રૂષભદેવજી પોતે દંડનાયક પાસે આવી કેવી રીતે ન્યાય ચૂકવવો તેની રાજ્યનીતિ સમજાવતા.

તેવી રીતે જેલખાનાંઓ અને લશ્કર માટે ખાસ અલગ વિભાગો બનાવવામાં આવ્યા હતા. પછી રૂષભદેવે જાતે હાજર રહી **અસી** કહેતાં શસ્ત્રવિદ્યા, યુગલિયાનાં એક વિભાગને શીખવી તેમને સુસજ્જિત લશ્કરી બનાવ્યા. આ રીતે તેમણે લુવારની વિદ્યા પણ ચાલુ કરી.

ખેતીવાડીના અંગે અનાજ કેવી રીતે પકવવું, તેને કઇ રીતે સાફ કરવું તેની રીત જાતે યુગલિયાઓને સમજાવી એક વિભાગને તે માર્ગે વાળ્યો. ( **કૃષી** )

યુગલિયાનો એક વિભાગ કે જે કાંઇક સંસ્કારી અને સમજુ દેખાયો તેને વેપારી વણિક બનાવી, તેને ધનના ભંડારોથી ભરપૂર દુકાનદારી સોંપી, તેમાં કઈ રીતે ન્યાયી વેપારથી ધનસંચય થાય તે શીખવી તોલ તથા માપ વગેરેની સમજ આપી ( **મસી** )

હવે બાકીના જડબુદ્ધિ વિભાગને ઉપલા ત્રણે વિભાગોની ચાકરી અને આજ્ઞાપાલન કરવાનું કાર્ય સોંપી તેમને સેવકો બનાવ્યા. આ રીતે નિરુદ્યોગી યુગલિયાઓને ઉદ્યમે લગાડી રૂષભદેવે જગતનો વ્યવહાર માર્ગ ચાલુ કર્યો.

આંખના પલકારાની જેમ દૈવી સહાયતાથી રૂષભદેવદ્વારા પોતાની થયેલ ઉન્નતિને જોઈ યુગલિયાઓ એવા તો હર્ષાન્વિત થયા કે જેથી તેઓ રૂષભદેવને પ્રભુ તુલ્ય માનવા લાગ્યા ને તે સમયથી રાજ્યમાં કોઈ પણ સ્થળે ટંટા-બખેડા અથવા તો યુગલિયાઓનું જંગલીપણું દેખાયું નહીં.

આ સમયનાં આ યુગલિયાઓ રૂષભદેવની દોરવણીથી ટૂંક સમયમાં એવા તો સંસ્કારી અને સુવ્યવસ્થિત અલંકારવિભૂષિત ઉદ્યમી બન્યા કે જેના યોગે રૂષભદેવના દરબારમાં હાથી, ઘોડા અને પાયદળનું સુવ્યવસ્થિત લશ્કર એવું તો સુંદર રીતે સુશોભિત તૈયાર થયું કે જેના પરિણામે ભરત અને બાહુબળ જેઓ રૂષભદેવ મહારાજાના પુત્ર હતા તેમના વચ્ચે બાર-બાર વર્ષ સુધી ચાલેલ ઘોર સંગ્રામમાં આ સુવ્યવસ્થાની ખાત્રી જગતને થઇ એટલું જ નહી પરંતુ સ્વર્ગીય દેવી-દેવતાઓએ પણ તે સુવ્યવસ્થિત યુદ્ધનાં મુક્તકંઠે વખાણ કર્યાં. ત્યારથી વર્તમાન કાળ સુધી લશ્કરની વ્યવસ્થા માટેનું પ્રથમ માન રૂષભદેવના જ્ઞાનને અને ભરતને ઘટે છે.

જો તે કાળે રૂષભદેવ જેવા તારણહાર જૈનધર્મના પ્રથમ તીર્થંકર ન થયા હોત તો આજે **અહિંસા પરમો ધર્મને** પ્રાધાન્ય સ્થાને માનતું આ ભારતવર્ષ કઇ સ્થિતિએ હોત તેનો ખ્યાલ સુજ્ઞ વાચકે જ કરવાનો છે.

લગ્ન પછીની પ્રૌઢાવસ્થા સુધીમાં રૂષભદેવને સુનંદાથી **બાહુબલી** અને **સુંદરીના** યુગલિકનો અને સુમંગલાથી **ભરત** તથા **બ્રાહ્મી** તેમજ ઓગણપચાસ પુત્ર-યુગલિયાઓનો જન્મ થયો. ભરત મહારાજા કે જેઓ આ ભરતક્ષેત્રમાં પ્રથમ સમ્રાટ થયા તેઓ શ્રી રૂષભદેવના પ્રથમ પાટવી તરીકે જન્મ્યા. રાજ્યપુત્રો ઉમ્મર લાયક થતાં રૂષભદેવે જ્ઞાનના બળે પોતાનો દીક્ષાકાળ નજીક જાણી રાજ્યપુત્રો તેમજ કુટુંબીઓને એકત્ર કરી ભરતને સંબોધી કહ્યું-'હે પુત્ર! તું આ રાજ્ય ગ્રહણ કર. હવે અમે સંયમરૂપી સામ્રાજ્યને ગ્રહણ કરીશું.' પોતાનાં પિતાનાં આવાં વચનો સાંભળી, ભરત અધોમુખ થઇ, અંજલી જોડી, નમસ્કાર કરી ગદ્ગદિત થઇ ગયો અને બોલ્યો-'હે પિતાશ્રી! તમારા ચરણકમલની છાયામાં જે સુખ હું અનુભવું છું તે સુખ રાજ્યની છત્રછાયા નીચે પ્રાપ્ત થવાનું નથી તેથી હું દુઃખી થાઉં છું.' પ્રભુએ કહ્યું-'હે વત્સ! સમર્થ જ્ઞાનીઓ માટે બન્ને માર્ગ નિયમિત થયેલા છે તે મુજબ આ સંયમ માર્ગથી આત્મસાધન કરી મોક્ષગતિ પ્રાપ્ત કરવી એ પુરુષાર્થી પુરુષોનો ધર્મ છે, માટે મોહાંધ ન થતાં તું તારી ફરજને અદા કરી રાજ્યગાદી સ્વીકાર.' આ પ્રમાણે કહી તરતજ ભરતને રાજ્યસિંહાસને અતિ હોંશથી બિરાજમાન કર્યો. આ સમયે ઇંદ્ર મહારાજે જાતે પધારી રાજ્યાભિષેક કર્યો અને ભરતના નામની આણ તરત જ પુકારાઇ. આ સમયે ભરતના મસ્તક ઉપર ઇંદ્ર મહારાજાએ અર્પણ કરેલો રત્નમણિમય મુગટ એવો તો દીપતો હતો કે જેનાં રત્નોના તેજથી રાજ્યદરબાર ચંદ્રમાની જેમ તેજોમય બની ગયો.

બાદ બાહુબલિજી વિગેરે બીજા પુત્રોને તેમની યોગ્યતા પ્રમાણે દેશો વહેંચી આપ્યા, જેમાં પંજાબની **તક્ષશિલા** નગરી કે જે અત્યારે સમ્રાટ્ સંપ્રતિના અંગે પ્રાચીન સંશોધનનું મુખ્ય ધામ થઇ પડયું છે તે નગરી બાહુબલિજીના રાજ્યનગર તરીકે પ્રસિદ્ધિને પામી.

આ પ્રમાણે રાજ્યવ્યવસ્થા કરી, એક વરસ સુધી ત્રણસો અઠ્યાસી કરોડ અને એંસી લાખ સુવર્ણોનું વાર્ષિક દાન દઇ રૂષભદેવજીએ સંયમ સ્વીકાર્યું. ઇંદ્ર મહારાજાએ તેમના દીક્ષા-ગ્રહણ પછી તરત જ દેવદૂષ્ય વસ્ત્ર અર્પણ કર્યું. આ દીક્ષા-સ્વીકારનો પ્રસંગ ચૈત્ર માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્ર આવ્યો તે સમયે થયો. પ્રભુની સાથે આ સમયે લગભગ ચાર હજાર રાજ્યપુરુષોએ દીક્ષા લીધી.

આ કાળ સુધીમાં જૈન મુનિમહારાજોની ગોચરીનો આચાર કોઇને માલૂમ ન હોવાથી રૂષભદેવ પ્રભુને લગભગ બાર માસ સુધી નિરાહારપણે વિચરવું પડ્યું. જેથી તેમની સાથે રહેલ ચાર હજાર સાધુઓ અંતે કંટાળી, તેમનો સાથ છોડી, જંગલનાં પાકેલાં ફળો અને કંદમૂળ ખાઇ તપશ્ચર્યાઓ કરવા લાગ્યા, જેઓ તે દિવસથી **તાપસ** તરીકે ઓળખાયા.

તે કાળથી અત્યાર સુધીમાં જંગલોમાં અને પર્વતોની ગુફાઓમાં અનેક પ્રકારે અઘોર તપશ્ચર્યા કરનારા તાપસોની ઉત્પત્તિ થઇ છે.

લગભગ બાર મહિના સુધી ઉગ્ર તપશ્ચર્યા કરતાં રૂષભદેવજી અનાર્ય દેશમાં મૌનપણે નિરાહારીપણે વિચરતા હતા. એક સમયે ગજપુરનગર જે બાહુબળજીના પુત્ર સોમપ્રભ રાજાની રાજધાનીનું શહેર હતું ત્યાં **શ્રેયાંસ** નામના કુમારે સ્વપ્નામાં એવું જોયું કે ચારે તરફ કાંઇક શ્યામ રંગના દૂધથી પોતે સુવર્ણગિરિ એટલે મેરુપર્વતને દૂધના ઘડાથી અભિષેક કર્યો છે. તે જ માફક **સુબુદ્ધિ** નામના શેઠને પણ એવું સ્વપ્ન આવ્યું કે શ્રેયાંસકુમારે સૂર્યથી વીખરાયેલા સહસ્ર કિરણો પાછા સૂર્યમાં આરોપણ કર્યાં તેથી સૂર્ય અતિ પ્રકાશમાન થયો. **સોમયશા** રાજાએ એવું સ્વપ્ન જોયું કે ઘણા શત્રુઓથી ઘેરાયેલ કોઇ રાજાની પોતાના પુત્ર શ્રેયાંસે રક્ષા કરી.

આ પ્રમાણે એક જ દિવસે આવેલા અતિ મહત્ત્વતાભર્યા સ્વપ્નવૃતાંત રાજ્યદરબારમાં ચર્ચાયા છતાં તેનો કોઇ નિર્ણય કરી શક્યું નહી, પરંતુ તે જ અવસરે ભિક્ષા માટે રૂષભદેવજીએ નગરપ્રવેશ કર્યો અને નગરીના લોક પ્રભુને નીહાળી હર્ષઘેલા થયા. કોઈએ તેમની સન્મુખ અમૂલ્ય રત્નો, વસ્ત્રાલંકારો, રાજકન્યાઓ તથા હસ્તી અને ઘોડાઓ સાથે પાકાં આમ્રફળો ધરી પ્રભુને તે સ્વીકારવાનું કહ્યું, પરંતુ જે ત્યાગી પુરુષને આ વસ્તુઓ ત્યાજ્ય હોય તેને તેથી શું ? કોઈપણ સ્થળે કોઈપણ વસ્તુ તરફ નજર ન ફેરવતાં ચંદ્ર જેમ નક્ષત્રે નક્ષત્રે ફરે તેમ પ્રભુ નિર્દોષ–કલ્પિત ગોચરી માટે ઘેર ઘેર ફરવા લાગ્યા.

નગરજનોના કોલાહલનો પાર નહોતો. કારણ પ્રભુનાં બાર માસ સુધીનાં નિરાહારપણાને સૌ જાણતા હતા. પ્રભુની કાયાની દુર્બળ સ્થિતિ જોઈ નગરજનો દુઃખી થવા લાગ્યા. આ સમયે આ સમાચાર રાજ્યમહેલમાં રહેલ યુવરાજ શ્રેયાંસને તરત જ મળ્યા. તે તરત જ ગોવાળ જેવી રીતે ગાયો પછવાડે જાય તેવી રીતે પોતાના પદનો વિચાર કર્યા વિના પગે ચાલતો પ્રભુની પાછળ દોડ્યો. પ્રભુના ચરણમાં આવી, પ્રપિતામહના ચરણરજને મસ્તકે ચઢાવી, ઊઠી, પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઇ પ્રભુનાં મુખકમળનું જ અવલોકન કરવા લાગ્યો.

'આવો વેશ મેં ક્યાંક જોયો છે ?' એમ ચિંતવતા તેને વિવેકવૃક્ષના બીજરૂપ '**જાતિસ્મરણ જ્ઞાન**' ત્યાં ને ત્યાં જ ઉત્પન્ન થયું. પછી તેણે જ્ઞાનના બળે પોતાનો પૂર્વભવ જોયો. પૂર્વે "પૂર્વ વિદેહક્ષેત્રમાં ભગવંત વજ્રનાભ નામે ચક્રવર્તી હતા ત્યારે હું તેનો સારથી હતો. તે ભવમાં સ્વામીનાં વજ્રસેન નામે પિતા હતા તેમ જ આવા તીર્થંકરનાં લક્ષણવાળા જોયા હતા. વજ્રનાભે વજ્રસેન તીર્થંકરનાં ચરણ સમીપે દીક્ષા લીધી ત્યારે મેં પણ તેમની સાથે દીક્ષા લીધી હતી. તે સમયે વજ્રસેન અરિહંતના મુખથી મેં સાંભળ્યું હતું કે 'આ વજ્રનાભ ભરતખંડનાં પ્રથમ તીર્થંકર થશે.' સ્વયંપ્રભાદિકના ભવોમાં મેં તેમની સાથે ગમન કર્યું છે. તેઓ હાલ મારા પ્રપિતામહપણે વર્તે છે તેમ જ આજે મહાભાગ્યોદયે તેમને મેં દીઠા."

આ પ્રમાણે જાણી તેણે પ્રભુને પ્રાર્થના કરી કે "હે પ્રભુ ! આપ મારી પર અનુગ્રહ કરવા કલ્પિત એવી ગોચરી માટે પધારો." એવામાં દૈવયોગે કોઈએ આવી ઇક્ષુ( શેરડીનો રસ )થી સંપૂર્ણ ભરેલા ઘડાઓ હર્ષપૂર્વક શ્રેયાંસકુમારને ભેટ કર્યા. જાતિસ્મરણ જ્ઞાનથી નિર્દોષ ભિક્ષા દેવાની વિધિને જાણનાર શ્રેયાંસકુમારે પ્રભુને કહ્યું કે–'હે ભગવંત ! આપ આ કલ્પનીય રસ ગ્રહણ કરો.'

પ્રભુએ અંજલી જોડી હસ્તરૂપી પાત્ર તેની આગળ ધર્યું એટલે ઇક્ષુરસનો ઘડો લઈને શ્રેયાંસે હસ્તમાં ખાલી કરવા માંડ્યો. ભગવાનના હસ્તપાત્રમાં ઘણો રસ સમાયો પરંતુ શ્રેયાંસનાં હૃદયમાં હર્ષ સમાયો નહીં. પ્રભુએ ઇક્ષુરસથી પારણું કર્યું તે સમયે આકાશમાં દેવદુંદુભી નાદ પ્રભુનાં પારણાનાં સૂચનરૂપે થયો, આકાશમાંથી રત્નોની વૃષ્ટિ થઈ અને તે દિવસ–વૈશાક શુદ ૩ વરસીતપનાં પારણા તરીકે એટલે **અક્ષય તૃતીયા** તરીકે જગતમાં પ્રસિદ્ધિ પામ્યો. તે દિવસથી વર્ષીતપનો મહિમા આજ સુધી ચાલુ છે અને હજારો જૈનો દર વર્ષે વૈશાક શુદ ૩ ના દિવસે વર્ષીતપનું પારણું શત્રુંજય અથવા તો વિનીતા ઊર્ફે અયોધ્યા નગરીમાં જઈ કરે છે ને આદીશ્વર દાદાની બહુ વિધિપૂર્વક પૂજા આદિ કરી મહોત્સવપૂર્વક તે દિવસને મહાન્ મંગળકારક પર્વ તરીકે ઉજવે છે.

× × ×

જે સમયે પ્રભુ રૂષભદેવે દીક્ષા લીધી તે સમયે **નમિ** અને **વિનમિ** નામે તેમના બે પુત્રો તેમની આજ્ઞાથી દૂર દેશમાં ગયા હતા ત્યાંથી પાછા આવતાં તેઓ પોતાના પિતાને સાધુ તરીકે એક ધ્યાને તપશ્ચર્યા કરતા જોઈ ચિંતવવા લાગ્યા કે–'રૂષભનાથ જેવા અમારા સમર્થ પિતા આજે અનાથની પેઠે આ સ્થિતિને કેમ પામ્યા ? તેમને પહેરવાનાં ઝીણાં વસ્ત્રો ક્યાં ? અને આ ભીલ્લ લોકોને યોગ્ય વલ્કલ વસ્ત્ર ક્યાં ? શરીર પર લગાડવાનો અંગરાગ ક્યાં ? અને આ પશુને યોગ્ય પૃથ્વીની રજ ક્યાં ? હસ્તિનું આરોહણ ક્યાં ? અને પાળાની જેમ પગે ચાલવું ક્યાં ?' આવી રીતે ચિંતવી, પિતાને પ્રણામ કરીને સર્વ હકીકત પૂછી પણ પ્રત્યુત્તર ન મળતાં તેઓ અત્યંત દુઃખી થવા લાગ્યા. તેઓએ પોતાના પિતાશ્રીને અતિશય વિનંતિ કરી છતાંયે ઉગ્ર તપશ્ચર્યા અને ધ્યાનમગ્ન રહેલ રૂષભદેવજીએ કાંઈ જવાબ આપ્યો નહીં. આ સમયે પ્રભુના દર્શનાર્થે **કચ્છ** અને **મહાકચ્છ** નામના બે વિદ્યાધરો આવેલા તેમણે અતિશય આજીજી કરતાં આ બે રાજકુમારોને જોઈ પૂછ્યું કે–'હે રાજકુમારો ! આપ કોણ છો અને આટલી બધી આજીજી કેમ કરો છો ?' ત્યારે તેમણે જવાબ આપ્યો કે–'આ રૂષભદેવજી અમારા પિતાશ્રી થાય છે અને અમો પરદેશ ગયા તે અરસામાં રાજ્યની વહેંચણી અમારા બીજા ભાઈઓને કરી આપી અમોને ટળવળતા રાખ્યા છે જેથી અમારી સ્થિતિ અત્યારે અનાથ જેવી થઈ છે. અમો અમારા પિતાશ્રીને અમને લાયક દેશો આપની અરજ કરીએ છીએ, છતાંયે તેઓ મૌન ધારી બેઠા છે એટલે અમોને મહાદુઃખ થાય છે. તેમાં ય અમારા સમર્થ નાથને આ રીતે ઉપવનમાં તપશ્ચર્યા કરવાનું

કારણ સમજાતું નથી, તો હે વિદ્યાધરો ! આપ અમારા પિતાશ્રીને સમજાવી, અમોને યોગ્ય ન્યાય અપાવો.' આ પ્રમાણે તેઓનું કહેવું સાંભળી વિદ્યાધરોએ કહ્યું કે–'હે વત્સ ! પ્રભુ ઋષભદેવજી આત્મકલ્યાણના માર્ગે વળ્યા છે અને તેઓ તમોને કદાપિ કાળે રાજ્ય વિગેરે હવે આપી શકે નહી તેઓ હવે આ ઉગ્ર તપશ્ચર્યાથી ટૂંક સમયમાં ત્રૈલોકયનાથ પદને પ્રાપ્ત થવાના છે તો તેની પાસે સાંસારિક આવી તુચ્છ માગણીઓ કરવી તે તમારા જેવા તેમના પુત્રને શોભતું નથી. તમારા જેવાઓએ તો તેમની સેવામાં રહી આત્મકલ્યાણ કરવું જોઇએ તેના બદલે તમો આ રીતે માગણી કરો એ રાજ્યકુળદીપકોને શોભતું નથી, માટે અમારી વિનંતિ માન્ય કરી તમો તેમને ઉગ્ર તપશ્ચર્યામાં ખલેલભૂત ન બની આત્મકલ્યાણ સાધવા દો. તેમાં જ તમારું ભૂષણ છે. જો તમોને રાજ્યની ઇચ્છા હોય તો અમો પ્રભુના એક સેવક તરીકે દેવતાઈ વૈભવશાળી રાજ્યો આપવા સમર્થ છીએ તેનો તમો સ્વીકાર કરો.' એમ કહી આ વિદ્યાધર દેવોએ બન્ને રાજકુમારોને અડતાલીસ હજાર ગૌરી અને પ્રજ્ઞપ્તિ પ્રમુખ વિદ્યાઓ અર્પણ કરી કે જેથી આ બન્ને રાજ્યકુમારો મહાન્ વિદ્યાધરો કહેવાયા. પછી તેઓ ભગવંતને નમન કરી, વિદ્યાના બળે પુષ્કર નામનું વિમાન બનાવી, તેમાં આરૂઢ થઇ તેઓ વૈતાઢ્ય પર્વતે ગયા. પછી તે પર્વતના પ્રાંત ભાગમાં ભરતક્ષેત્રના ઉત્તર અને દક્ષિણ વિભાગના મધ્યની સીમામાં હિમાલય પર્વતની નજદીકમાં ગંગા અને સિંધુ નદીના પ્રદેશ વચ્ચે **ખંડપ્રપાતા** અને **તમિસ્રા** નામની બે મહાન્ ગુફાઓ આવેલી છે તેની દક્ષિણ શ્રેણીયે નમિરાજાયે પચાસ નવાં નગરો વિદ્યાના બળે બનાવ્યાં, જેનાં નામ બાહુકેતુ–પુંડરીક–હરિકેતુ–સેતકેતુ–સર્પારિકેતુ–શ્રીબાહુ–શ્રીગૃહ–લોહાર્ગલ–અરિંજય–સ્વર્ગલીલા–વજાર્ગલ–વજવિમોક–મહીસારપુર–જયપુર–સુકૃતસુખી–ચતુર્મુખી–બહુમુખી–રતા–વીરતા–આખંડલપુર–વિલાસયોનિપુર–અપરાજિત–કાંચીદામ–સુવિનય–નભઃપુર–ક્ષેમંકર–સહચિહ્નપુર–કુસુમપુરી–સંજયંતિ–શક્રપુર–જયંતી–વૈજયંતી-વિજયાક્ષેમંકરી–ચંદ્રભાસપુર–રવિભાસપુર-સપ્તભૂતલાવાસ-સુવિચિત્ર-મહાપ્રપુર–ચિત્રકૂટ–ત્રિકૂટ –વૈશ્રવણકૂટ–શશિપુર-રવિપુર-વિમુખીવાહિની-સુમુખી-નિત્યોદ્યોતિની અને રથનુપૂરચક્રવાલ એ પ્રમાણે રાખ્યાં. આ પચાસ નગરોની મધ્યમાં આવેલ **રથનુપૂરચક્રવાલ** નગરમાં નમિકુમારે પોતાનું નિવાસસ્થાન બનાવ્યું.

ધરણેંદ્રના શાસનથી તેવી જ રીતે ઉત્તર શ્રેણીમાં વિનમિયે નીચે પ્રમાણે સાઠ નગર વસાવ્યાં. અર્જુની, વારુણી, વૈરિસિંહારિણી, કૈલાસવારુણી, વિદ્યુદ્દીપ, કિલિકિલ, ચારુચૂડામણિ, ચંદ્રભાભૂષણ, વંશવત, કુસુમચૂલ, હંસગર્ભ, મેઘક, શંકર, લક્ષ્મીહર્મ્ય, ચામર, વિમલ, અસુમત્કૃત, શિવમંદિર, વસુમતિ, સર્વસિદ્ધસ્તુત, સર્વશત્રુંજય, કેતુમાલાંક, ઇંદ્રકાંત, મહાનંદન, અશોક, વીતશોક, વિશોક, સુખાલોક, અલકતિલક, નભસ્તિલક, મંદિર, કુમુદકુંદ, ગગનવલ્લભ, યુવતીતિલક, અવનીતિલક, સગંધર્વ, મુક્તાહાર, અનિમિષવિષ્ટપ, અગ્નિજ્વાલા, ગુરુજ્વાલા, શ્રીનિકેતપુર, જયશ્રીનિવાસ, રત્નકુલિસ, વસિષ્ઠાશ્રય, દ્રવિણજય, સભદ્રક, ભદ્રાશયપુર, ફેનશિખર, ગોક્ષીરવરશિખર, વૈર્યક્ષોભશિખર, ગિરિશિખર, ધરણી, વારુણી, સુદર્શનપુર, દુર્ગ, દુર્દ્ધર, માહેંદ્રવિજય, સુગંધિની, સુરત, નાગપુર અને રત્નપુર. જે નગરોવાળા

પ્રાંતને અત્યારે મધ્ય પ્રાંત તરીકે આપણે સારી રીતે સમજી શકીએ છીએ. આ નગરોમાંથી ગગનવલ્લભ નામના નગરમાં ધરણેંદ્રની આજ્ઞાથી વિનમિયે નિવાસ કર્યો.

આ સિવાય બીજાં અનેક નગર અને શાખાનગર કહેતાં પરાં તેઓએ વસાવ્યાં, અને સ્થાનની યોગ્યતા પ્રમાણે કેટલાકોને જનપદે સ્થાપન કર્યા. તે જનપદોએ ત્યાં માણસોને વસાવ્યાં અને તે તે નામથી ત્યાં દેશો ગણાયા. આ સમયે ધરણેંદ્રે એવી મર્યાદા સ્થાપન કરી કે "કોઈપણ પુરુષે જિનેશ્વર, જિનચૈત્ય, ચરમશરીરી અને કાયોત્સર્ગે રહેલા કોઈપણ મુનિનો કોઈપણ સ્થળે કોઈએ પરાભવ કરવો નહિ તેમ જ ઉલ્લંઘન કરવું નહી અને જે કરશે તેનો તાત્કાલિક પરાભવ કરવામાં આવશે." આ દેવાજ્ઞા મનુષ્ય, વિદ્યાધરો અને દેવતાઓને સરખી રીતે લાગુ પડે છે. આવી રીતનો દેવદુંદુભીનો ઢંઢેરો ધરણેંદ્રે ભરતક્ષેત્રની ચારે દિશાયે જાહેર કરી જૈન ધર્મની મહત્તા વધારી.

આ કાળથી વિદ્યાધરોની સાઠ જાતિ થઈ જેઓ વિદ્યાના મહાન્ ધુરંધરો બન્યા અને રૂષભદેવ પ્રભુના મહાન્ ભક્ત બની, રૂષભદેવની મૂર્તિ પૂજા અર્થે બનાવી, તેઓએ તેને પોતાના નગરોમાં સુંદર દેવાલયો બાંધી તેમાં સ્થાપિત કરી. આ રીતે વિદ્યાપતિ દેવતાઓએ પણ પ્રભુનું બહુમાન કર્યું. આ પછી આ વિદ્યાધરો વિદ્યાના બળે નંદીશ્વર આદિ તીર્થોમાં શાશ્વત પ્રતિમાને અર્ચન કરવા જતા, કોઈ વખતે વિદેહાદિ ક્ષેત્રોમાં શ્રી અર્હંતનાં સમવસરણની અંદર જઈ પ્રભુની વાણીરૂપ અમૃતનું પાન કરતા, કોઈ વખતે ચારણ મુનિઓ પાસે જઈ ધર્મદેશના સાંભળતા. આ પ્રમાણે સમચિત્ત અને અક્ષીણ ભંડારને ધારણ કરનાર વિદ્યાધરોથી આવૃત થઈ ત્રણ વર્ગ( ધર્મ, અર્થ અને કામ )ને બાધ ન આવે તેવી રીતે રાજ્ય કરતા હતા. આ પ્રમાણે રૂષભદેવજીનાં દીક્ષિત સમયમાં ઇંદ્ર મહારાજે રાજ્યવ્યવસ્થામાં અગ્રભાગ લઇ ધર્મોન્નતિ સારી રીતે કરી.

× × ×

એક સમયે ભરત મહારાજા રાજ્યસિંહાસને બેઠા છે તે સમયે ભરદરબારમાં **યમક** અને **સમક** નામના બે પુરુષોએ આવી, ભરત મહારાજાને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી જણાવ્યું કે–'હે દેવ! આજે પુરિમતાલ નગરનાં શકટાનન ઉદ્યાનને વિષે યુગાદિનાથને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે.' તેવી જ રીતે સમકે ઊંચે સ્વરે કહ્યું કે–'આપણી આયુધશાળામાં હમણાં જ ચક્રરત્ન ઉત્પન્ન થયું છે.' આ સાંભળી ભરતરાય ક્ષણવાર વિચારમાં પડ્યા કે 'પ્રથમ મારે કોની અર્ચા કરવી? વિશ્વને અભય આપનાર પિતાજી ક્યાં અને મનુષ્યોનો ઘાત કરનાર ચક્ર ક્યાં?' એમ વિચારી પ્રથમ રૂષભસ્વામીની વંદના માટે માણસોને તૈયાર થવા આજ્ઞા કરી. યમક અને સમકને યોગ્ય રીતે સુંદર પોષાક આપી વિદાય કર્યા. પછી માતા મરુદેવા પાસે જઈ ભરત મહારાજાએ તેમને કહ્યું કે 'હે દેવી! આપ તો મારો રૂષભ જંગલમાં કેવું દુઃખ પામતો હશે' વિગેરે કહી રડી રડી આંખનાં પડલો ગુમાવ્યાં. આપ હમેશાં કરુણાક્ષરથી કહેતા હતા કે મારો ભિક્ષાહારી અને એકાકી પુત્ર દુઃખને પાત્ર છે,

પણ એ દેવી માતા! આપ મારી સાથે પધારી આપના પુત્રનું ત્રૈલોક્યસ્વામિત્વ નજરે જુઓ, તેની સંપત્તિ જુઓ.' એમ કહી માતાને ગજેંદ્ર ઉપર આરૂઢ કર્યા. પછી સુવર્ણ-શોભિત આભૂષણવાળા ઘોડા, હાથી, પાયદળ અને રથો લઇ રાજ્યકુટુંબ સહિત ભરત રાજાએ પ્રયાણ કર્યું. સૈન્ય સહિત ચાલતા ભરતરાજાએ દૂરથી ઉપરનો રત્નમય ગઢ જોયો, એટલે ભરતે મરુદેવા માતાને કહ્યું કે-' હે માતા! જુઓ આ દેવતાઓએ પ્રભુનું સમવસરણ કર્યું છે. પિતાજીનાં ચરણકમલની સેવામાં ઉત્સવને પામેલા દેવતાઓનો આ જય જય નાદ દૂરથી દેવદુંદુભી તુલ્ય મધુરા શબ્દથી આકાશમાં ગર્જિત થયેલો સંભળાય છે. પ્રભુના દર્શનાર્થે દેવી, દેવતાઓ વિમાનમાં બેસી પ્રભુનાં સમવસરણમાં હારબંધ આવતાં દેખાય છે, જેનાં વિમાનોના મોટા ઘુઘરીયા અવાજે આકાશને મેઘગર્જના જેવો કરી મૂકયો છે.' આ પ્રમાણે પાણીના પ્રવાહથી જેમ કાદવ ધોવાઇ જાય તેમ ભરતનું કથન સાંભળવાથી ઉત્પન્ન થયેલ છે આનંદાશ્રુ જેને એવાં મરુદેવી માતાની દષ્ટિમાં વળેલાં પડળ ધોવાઇ ગયાં એટલે પોતાના પુત્રની અતિશય સહિત તીર્થંકરપણાની લક્ષ્મી માતાએ પોતાનાં નેત્રોવડે જોઇ. તેનાં દર્શનથી થયેલાં આનંદવડે મરુદેવા તન્મય થઇ ગયા. તત્કાળ સમકાળે અપૂર્વકરણનાં ક્રમથી ક્ષપકશ્રેણિમાં આરૂઢ થઇ, અષ્ટકર્મને ક્ષીણ કરી કેવળજ્ઞાનને પ્રાપ્ત થયાં. તે વખતે તેમનું આયુષ્ય પણ પૂર્ણ થવાથી અંતકૃતકેવળી થઇ સ્વામિની મરુદેવા હસ્તીસ્કંધ ઉપર જ મોક્ષપદને પામ્યાં. આ અવસર્પિણીમાં મરુદેવા પ્રથમ સિદ્ધ થયા. તેમના શરીરનો સત્કાર કરી દેવતાઓએ તેને ક્ષીરસમુદ્રમાં નિક્ષિપ્ત કર્યું ત્યારથી આ લોકમાં મૃતક શરીરની પૂજા-પ્રવૃત્તિ ચાલુ થઈ, કેમકે મહાત્માઓ જે કરે તે આચાર માટે જ કલ્પાય છે.

• પછી રાજ્યચિહ્નોનો ત્યાગ કરી પરિવાર સહિત પગે ચાલતા ભરતરાજા ઉત્તરદિશાનાં દ્વારથી સમવસરણમાં પરિવાર સહિત પ્રવેશ્યા ત્યારે દેવતાઓથી વીંટળાઇ રહેલા પ્રભુને ભરતેશ્વરે જોયા. પછી ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરી અંજલી જોડી તેમણે પ્રભુની સ્તુતિ કરી.

પ્રભુએ પોતાની પ્રથમ દેશના અહીં આપી જેના પરિણામે અનેક જાતના રાજ્ય-પુરુષોએ લઘુકર્મવાળા જીવો તરીકે અનેક જાતનાં વ્રતો લીધાં જેમાં ભરતના પુત્ર મરિ-ચીયે પણ વ્રત લીધું કે જે મરીચિનો જીવ ચોથા આરાના અંતિમ ચોવીશમા તીર્થંકર તરીકે ઉચ્ચ કોટીને પામવાનો હતો. આ સમયે બ્રાહ્મી અને સુંદરી આદિ રાજદુહિતાઓએ પણ વ્રત લીધાં. આ રીતે પ્રભુની પ્રથમ દેશના ફળદ્રૂપ નીવડી, જેમાં **ગોમુખ** નામે યક્ષ ઉત્પન્ન થતા પ્રભુની પાસે રહેનાર અધિષ્ઠાયક બન્યો. તેવી રીતે પ્રભુના તીર્થમાં તેમની પાસે રહેનારી ગરુડવાહિની **ચક્રેશ્વરી** દેવી શાસનદેવી બની તે દેવીની ચાર ભુજાઓમાં વરપ્રદ ચિહ્ન, બાણ, ચક્ર અને પાશ હતાં; ડાબી બાજુની ચાર ભુજાઓમાં ધનુષ, વજ્ર અને ચક્રો હતાં: આ પ્રમાણે કેવળજ્ઞાની પ્રભુનાં શાસનરક્ષક દેવતાઓએ પોતાનું સ્થાન સંભાળી લીધું.

બાદ યોગ્યકાળે પ્રભુ નિર્વાણપદ પામી, અષ્ટાપદે મોક્ષે જઇ પ્રથમ તીર્થંકરપદને પ્રાપ્ત થયા.



# પ્રકરણ ૩ જું

---

## 'ભરત' નામ કેમ પડ્યું ?

**ચોથા** આરામાં કલ્પવૃક્ષો ફળ રહિત બન્યાં હતાં, પૃથ્વી વિકાસ રહિત અને નદીનાં જળો નિસ્વાદિષ્ટ થયાં હતાં. આ આરો એક કોટિ વર્ષ પ્રમાણનો પસાર થયો હતો, જેમાં ત્રીજા આરાના અંતિમ કાળમાં ભારતના પ્રથમ ઇક્ષ્વાકુ રાજ્યકુળમાં જન્મેલા ઋષભદેવ મહારાજા કે જેઓ યુગાદિ પ્રથમ તીર્થંકર થઇ ભારતનો ઉદ્ધાર કરી મોક્ષગામી બન્યા હતા તેમના પુત્ર ભરત ચક્રવર્તીએ દેવતાઇ ચક્રના બળે છ ખંડ પૃથ્વીને જીતી ચક્રવર્તીપદ ધારણ કર્યું હતું. તેમની રાજ્યધાનીનો મુખ્ય પ્રદેશ ગંગાનદીના કાંઠે, આપણે પૂર્વ પ્રકરણોમાં જોઈ ગયા તે પ્રમાણે, ઇન્દ્રમહારાજાની આજ્ઞાથી બનેલ અયોધ્યાનો પ્રભાવશાળી સંસ્કારી ધર્મીપ્રદેશ હતો કે જ્યાંથી **ભારત સામ્રાજ્યની રાજ્યગાદીની 'ભરતખંડ' તરીકેની અમર નામના સ્થાપન થઇ.** આ કાળ પૂર્વે ભારતમાં સામ્રાજ્ય જેવું કશું જ હતું જ નહિ. ભારતવર્ષનું આ કાળ પૂર્વેનું નામ સપ્તસૈન્ધવ હતું.

ગંગા અને યમૂનાના તટ ઉપર આર્યોનો નિવાસ હતો. આ બન્ને નદીઓ તેમજ પંજાબની પાંચે નદીઓ સાથેના પ્રદેશમાં ભારતની પ્રજાનું નિવાસસ્થાન સંગઠિત રીતે હોવાના કારણે આ પ્રદેશને સૈન્ધવ તરીકે સંબોધાતો હતો. બાદ ભરતમહારાજાએ સમ્પૂર્ણ રીતે છ ખંડ પૃથ્વીનો વિજય કરી, સામ્રાજ્યનો વિસ્તાર વધારી, ચક્રવર્તીપદ પ્રાપ્ત કર્યું તે કાળથી આજસુધી ભારતની સંસ્કારી આર્યભૂમિ ભરતખંડ તરીકે વખણાય છે શ્રીમદ્ ભાગવત પુરાણ જણાવે છે કે ભરત મહારાજાએ યવન, હુણ, માયકુર આદિ જાતિઓને જીતી પોતાને સ્વાધીન કરી.

પરસીયનો પૂર્વે સિન્ધુ નદીને હિંદુ અને સનેહ તરીકે સંબોધતા હતા. બાદ ગ્રિક લોકો સિન્ધુને ઇંડસુ નામે સંબોધતા હતા. એ ઉપરોક્ત કારણોસર ભારતને ઇન્ડિયા તરીકે સંબોધવાનું ચાલુ થયું છે. આ ઇન્ડિયા નામ વિદેશીઓદ્વારા પ્રાપ્ત થયું છે જેવી રીતે ગ્રેટબ્રિટનના એક અંગ તરીકે બ્રિટન ઓળખાય છે તેવી રીતે જંબૂદીપના એક અંગ તરીકે ભરતક્ષેત્રનો પ્રદેશ ઓળખાય છે.

ચોથા આરાથી પાંચમા આરાની શરૂઆત સુધીમાં ભરતની રાજ્યગાદી ઉપર ચક્રવર્તી

તુલ્ય છ ખંડને જીતી સમસ્ત ભરત ઉપર રાજ્યગાદી ભોગવનાર ત્રેશઠ મહાપુરુષો થઇ ગયા છે. તેનો પહેલો વિભાગ ચોવીશ તીર્થંકરોનો સમજવો. જેમના કાળમાં બાર ચક્રવર્તીઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો અને નવ બળદેવો થયા છે. આ ત્રેસઠ મહાપુરુષોએ રાષ્ટ્રધર્મ તરીકે જૈનધર્મને અમર કરી ભારતભૂમિને સંસ્કારી બનાવી છે.

નવે બળદેવોના નવ વાસુદેવો ભાઈઓ થતા હોવાથી તેઓ વાસુદેવના કાળમાં થયેલા સમજવા. અને પ્રતિવાસુદેવ પણ તે સમયમાં જ હોય છે, પણ તેઓ વાસુદેવના જન્મ અગાઉ જન્મે છે. સર્વજ્ઞ યુગાદિ પ્રથમ તીર્થંકર ઋષભદેવથી લગાવી અંતિમ તીર્થંકર પ્રભુ મહાવીર આત્મજ્ઞાનની એક જ જાતની દેશના દેતા. તે સત્ય વાણીને પ્રભુ શ્રી મહાવીરના નિર્વાણ બાદ સર્વજ્ઞ કેવળજ્ઞાની ગણધર મહારાજોએ, શ્રુતકેવલીઓએ અને પૂર્વધર જ્ઞાનીઓ સાથે યુગપ્રધાન આચાર્યોએ જ્ઞાનના બળે પ્રભુની વાણીનો સત્ય ઉપદેશ ગ્રંથોમાં ગુંથ્યો છે. તે ઉપદેશગ્રંથોને જ્ઞાનીઓએ આગમ સૂત્રોના નામે ૪૫ (પીસ્તાલીશ) સૂત્રો તરીકે રચ્યા છે, જેમાંથી ભારતની પ્રાચીન ઐતિહાસિક સમજને અંગે ઘણું જ મહત્ત્વતાભર્યું સાધન સમજવા મળે તેમ છે, જેથી અમો ઉપરોક્ત ૪૫ આગમ ગ્રંથો કે જે પાંચ અંગમાં વહેંચાયેલ છે તેના દરેક સૂત્રોમાં કઈ કઇ વસ્તુઓનો સમાવેશ થાય છે, તેની સાથે તેમાં કેટલી કેટલી ગાથાઓ અને શ્લોકો સાથે આ આગમ સૂત્રો કયા કયા સમર્થ આચાર્યોએ બનાવ્યા છે તેની નોંધ મહાન્ પ્રયાસે મેળવી છે, જેને ચોથા પ્રકરણમાં રજૂ કરી અમો કૃતાર્થ થઇએ છીએ.

પીસ્તાળીશ મૂળ સૂત્રોનાં નામ નીચે પ્રમાણે છે :—

(૧) શ્રી નંદિસૂત્ર, (૨) અનુયોગદ્વારસૂત્ર, (૩) શ્રી દશવૈકાલિકસૂત્ર, (૪) શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર, (૫) શ્રી ઓઘનિર્યુક્તિસૂત્ર, (૬) શ્રી આવશ્યકસૂત્ર, (૭) શ્રી નિશીથ-છેદસૂત્ર, (૮) શ્રી વ્યવહારકલ્પસૂત્ર, (૯) શ્રીદશાશ્રુતસ્કંધસૂત્ર, (૧૦) શ્રી પંચકલ્પછેદસૂત્ર, (૧૧) શ્રી જીતકલ્પછેદસૂત્ર, (૧૨) શ્રીમહાનિશીથછેદસૂત્ર, (૧૩) શ્રી ચઉસરણ પઇન્નયસૂત્ર, (૧૪) શ્રી આઉરપચ્ચખાણસૂત્ર, (૧૫) શ્રી ભત્તપરિજ્ઞાસૂત્ર, (૧૬) શ્રી સંથારાપઈન્નયસૂત્ર, (૧૭) શ્રી તંદુલવેયાલીયસૂત્ર, (૧૮) શ્રી ચંદાવિજય પઈન્નયસૂત્ર, (૧૯) શ્રી દેવિન્દ્રથુઇ-પઈન્નયસૂત્ર, (૨૦) શ્રી મરણસમાધિસૂત્ર, (૨૧) શ્રી મહાપચ્ચકખાણસૂત્ર, (૨૨) શ્રી ગણિ-વિજયપઈન્નયસૂત્ર, (૨૩) શ્રી આચારાંગસૂત્ર, (૨૪) શ્રી સૂયગડાંગસૂત્ર, (૨૫) શ્રી ઠાણાંગસૂત્ર, (૨૬) શ્રી સમવાયાંગસૂત્ર, (૨૭) શ્રી ભગવતીસૂત્ર, (૨૮) શ્રી જ્ઞાતાધર્મકથાંગસૂત્ર, (૨૯) શ્રી ઉપાસકદશાંગસૂત્ર, (૩૦) શ્રી અંતગડદશાંગસૂત્ર, (૩૧) શ્રી અણુત્તરોવવાઇસૂત્ર, (૩૨) શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્ર, (૩૩) શ્રી વિપાકાંગસૂત્ર, (૩૪) શ્રી ઉવવાઈસૂત્ર, (૩૫) શ્રી રાયપસેણીસૂત્ર, (૩૬) શ્રી જીવાભિગમસૂત્ર, (૩૭) શ્રી પન્નવણાઉપાંગસૂત્ર, (૩૮) શ્રી સૂર્ય-પન્નત્તિસૂત્ર, (૩૯) શ્રી જંબૂદ્વીપપન્નત્તિસૂત્ર, (૪૦) શ્રી ચંદપન્નત્તિસૂત્ર, (૪૧) શ્રી કપ્પ-વડંસિયાસૂત્ર, (૪૨) શ્રી નિરયાવલીસૂત્ર, (૪૩) શ્રી પુપ્ફચુલિયાસૂત્ર, (૪૪) શ્રી વહ્નિદ-શીપ્રાંગસૂત્ર, (૪૫) પુષ્ફિયાઉપાંગસૂત્ર.

# પ્રકરણ ૪ થું

## આગમ રહસ્ય

### પીસ્તાલીશ આગમોનાં અંગો

### [ ૧ ] અગિયાર અંગ સૂત્રો.

૧. શ્રી આચારાંગસૂત્ર—જેમાં સાધુઓના આચારનું વર્ણન છે. તેમાં અધ્યયન પચીસ ને મૂળ શ્લોક પચીશસો છે. તેના ઉપર શ્રીશીલાંગાચાર્યની ટીકા ૧૨૦૦૦ ગાથાની, ચૂર્ણી ૮૩૦૦ શ્લોકની, તથા શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ ૩૬૮ શ્લોકની છે. તેના ઉપર ભાષ્ય અને લઘુવૃત્તિ રચાઈ નથી. સર્વે શ્લોકસંખ્યા ૨૩૨૫૦.

૨. શ્રીસૂયગડાંગસૂત્ર—આ સૂત્રમાં જૈનેતર ધર્મનાં વર્ણનો, જુદા જુદા સાંખ્ય, બૌદ્ધ આદિ દર્શનોની ચર્ચા અને ઉપદેશ છે, જેના અધ્યયન ૨૩, મૂળ શ્લોક ૨૧૦૦, શીલાંગાચાર્યકૃત ટીકા ૧૨૮૫૦, ચૂર્ણી ૧૦૦૦૦ શ્લોકની, શ્રીભદ્રબાહુકૃત નિર્યુક્તિ ગાથાઓ ૨૦૮ અને શ્લોક ૨૫૦, આના ઉપર ભાષ્ય નથી. કુલ શ્લોક ૨૫૨૦૦.

૩. ઠાણાંગ સૂત્ર—આ સૂત્રમાં અનેક તાત્ત્વિક વાતોની ગણતરી સાથે તાત્ત્વિક વ્યાખ્યાની સમજ આપવામાં આવી છે. તેના અધ્યયન ૧૦ ને મૂળ શ્લોક ૩૭૭૦ છે. વિ. સં. ૧૧૨૦ માં શ્રી અભયદેવસૂરિએ બનાવેલી ટીકા ૧૫૨૫૦ શ્લોકપ્રમાણમાં છે. એકંદરે આ ગ્રંથમાં ૧૯૦૨૦ શ્લોકસંખ્યા છે.

૪. સમવાયાંગ સૂત્ર—આ સૂત્રમાં ઠાણાંગ સૂત્રમાંની અધૂરી રહેલ હકીકતોનું વર્ણન છે પરંતુ આમાં ૧૦ ઉપરાંતની સંખ્યાવાળી બાબતોનું વર્ણન છે. મૂળ શ્લોક ૧૬૬૭, ટીકા અભયદેવસૂરિની ૩૭૭૬ શ્લોકપ્રમાણ છે, ચૂર્ણી પૂર્વાચાર્યકૃત ૪૦૦ શ્લોકપ્રમાણમાં છે, સર્વ શ્લોકસંખ્યા ૫૮૪૩ છે.

૫. વિવાહપન્નતિ ( ભગવતી )—શ્રીગૌતમસ્વામી ગણધરના ભિન્ન ભિન્ન વિષયોમાં ૩૬૦૦૦

પ્રશ્નો જીવાજીવનાં ભેદોનાં કારણે પ્રભુ મહાવીરને પૂછાએલા જેનો પ્રત્યુત્તર જ્ઞાનના બળે પ્રભુએ દઇ શ્રી ગણધર મહારાજને સંતોષ આપ્યો તેનું સવિસ્તર વર્ણન આ સૂત્રમાં છે. તેના ૪૧ શતક ને મૂળ શ્લોક ૧૫૭૫૨ છે. ટીકા વિ. સં. ૧૧૨૮ માં શ્રીઅભયદેવસૂરિજીએ બનાવેલી છે અને શ્રી દ્રોણાચાર્યે આના ઉપર સુંદર જ્ઞાનબળે સંશોધન કરી ૧૮૬૧૬ શ્લોકની બીજી ટીકા લખી છે. ચૂર્ણી ૪૦૦૦ શ્લોકની પૂર્વાચાર્યોએ બનાવેલી છે. કુલ શ્લોકસંખ્યા ૩૮૩૬૮ છે. આની લઘુ વૃત્તિ વિ. સં. ૧૫૬૮ માં ઉપાધ્યાય શ્રી દાનશિખરજીની બનાવેલી ૧૨૦૦૦ શ્લોકપ્રમાણમાં છે.

**નોંધ**–તાડપત્રની પ્રાચીન સૂચિમાં શ્લોકપ્રમાણ ૧૫૨૪૦ છે અને કુલ શ્લોકસંખ્યા ૧૯૦૧૦ છે.

૬. જ્ઞાતાધર્મકથાંગ—આ સૂત્રમાં પ્રથમ આરાથી પાંચમા આરાની શરૂઆત સુધીમાં એટલે પ્રભુ મહાવીરનાં જીવનકાળ સુધીમાં થયેલ જૈન ધર્મની મહાન્ વિભૂતિઓ, આદર્શ સતીઓ અને ચારિત્રવાન ધર્મ પ્રભાવિક વીર પુરુષોનું વર્ણન છે. તેમાં પ્રથમ અધ્યયન ૧૯ છે, શ્લોક ૫૫૦૦ છે, ટીકા શ્રી અભયદેવસૂરિજીની બનાવેલી ૪૨૫૨ શ્લોકપ્રમાણ ને સર્વ શ્લોકસંખ્યા ૯૭૫૨ છે.

૭. ઉપાસકદશાંગસૂત્ર—આ સૂત્રમાં આનંદ, કામદેવ આદિ ૧૦ શ્રાવકોનાં ચરિત્રો છે. અધ્યયન ૧૦, મૂળ શ્લોક ૮૧૨, ટીકા શ્રી અભયદેવસૂરિજીનો બનાવેલી શ્લોક ૯૦૦, કુલ શ્લોકસંખ્યા ૧૭૧૨.

૮. અંતગડદસાંગ—આ સૂત્રમાં પ્રભુ મહાવીરનાં ખાસ દીક્ષિત મુનિમહારાજો મોક્ષે ગયા તેમનું વર્ણન ૯૦ અધ્યયનમાં છે. મૂળ શ્લોક ૯૦૦, ટીકા અભયદેવસૂરિજીની ૩૦૦ શ્લોકની બનાવેલી છે. કુલ શ્લોકસંખ્યા ૧૨૦૦ની છે.

**નોંધ**–તાડપત્ર સૂચિમાં મૂળ શ્લોક ૭૯૦ જણાવ્યા છે.

૯. અણુત્તરોવવાઇ—આ સૂત્રમાં જે મુનિમહારાજો અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા તેનું વર્ણન ૩૩ અધ્યયનમાં છે. શ્લોક ૧૯૨, ટીકા શ્રી અભયદેવસૂરિજીની કરેલી શ્લોક ૧૦૦, કુલ શ્લોક ૨૯૨.

૧૦. પ્રશ્નવ્યાકરણ—આ સૂત્રમાં આશ્રવ અને સંવરનું વર્ણન ૧૦ અધ્યયનમાં છે. શ્લોક ૧૨૫૦, ટીકા શ્રી અભયદેવસૂરિજીની શ્લોક ૩૪૬૦, કુલ શ્લોકસંખ્યા ૪૭૧૦.

૧૧. વિપાકસૂત્ર—આ સૂત્રમાં સુખદુઃખ યાને કર્મફળ ભુક્તાવળી સંબંધમાં અધિકાર અધ્યયન ૨૦, શ્લોક ૧૨૧૬, અભયદેવસૂરિજીની બનાવેલી ટીકા શ્લોક ૯૦૦, કુલ શ્લોક ૨૧૧૬.

ઉપર પ્રમાણે જણાવેલ આગમ સૂત્રનાં ૧૧ અંગના શ્લોકની સંખ્યા ૩૫૬૫૯, ટીકા શ્લોકની સંખ્યા ૭૩૫૪૪, ચૂર્ણી શ્લોકસંખ્યા ૨૨૭૦૦, નિર્યુક્તિ શ્લોકસંખ્યા ૭૦૦ મળી કુલ શ્લોકસંખ્યા ૧૩૨૬૦૩ છે.

આ ૧૧ સૂત્રોમાંથી આચારાંગ અને સૂયગડાંગ સૂત્રની ટીકા શ્રી શીલાંગાચાર્યની બનાવેલી છે, બાકીનાં ૯ અંગની ટીકા શ્રી અભયદેવસૂરિજીએ બનાવેલી છે જેથી શ્રી અભયદેવસૂરિજી **નવાંગી વૃત્તિકાર** તરીકે જૈન સમાજમાં પ્રસિદ્ધિ પામ્યા છે.

## [ ૨ ] બાર ઉપાંગ સૂત્રો.

૧. ઉવવાઈસૂત્ર—ઉત્તર ખંડમાં વાનીય નગરમાં નગરની બહાર ઇશાન ખૂણામાં એક દ્વિપલાસ નામે ચૈત્ય હતું. તે વખતે વાનીય ગામનો રાજા જીતશત્રુ હતો. તે સમયે તે ગામમાં આનંદ નામનો ગૃહસ્થ વસતો હતો જે સમૃદ્ધ અને સર્વશ્રેષ્ઠ હતો. ઇ. સ. પૂર્વે ૫૫૦ ના ગાળામાં પ્રભુ મહાવીર તે ગામે પધાર્યા એટલે લોકસમૂહ સાથે રાજા કોણિક પ્રભુનો ઉપદેશ સાંભળવા આવ્યો તથા તેમની સાથે દર્શનાર્થે આવેલ રાજા જીતશત્રુ પણ ઉપદેશ સાંભળવા આવ્યો હતો અને તે રાજા પ્રભુની સેવામાં રહ્યો હતો તે વિગેરેનું આ સૂત્રમાં વર્ણન છે.

### ઇતિહાસકારોની નોંધ—

ડૉકટર હર્નલ અને ડૉકટર બારનેટ જીતશત્રુ રાજાને પ્રભુ મહાવીરના મામા ચેટક અથવા ચેડક તરીખે ઓળખાવે છે. જીતશત્રુનું વાનીય એ વૈશાલી નગરીનું બીજું નામ હોય અથવા તો તેનો કોઈ વિભાગ હોય એમ સમજાય છે. આ પ્રમાણેની નોંધ ઉપરના વિદ્વાન ઇતિહાસકારોની છે.

ડૉકટર હર્નલના શબ્દમાં કહીએ તો સૂર્ય પક્ષગતિમાં જીતશત્રુને વિદેહની રાજધાની મિથુલાના રાજ્યકર્તા તરીકે જણાવ્યા છે........અહીં બીજા ગ્રંથકારો જીતશત્રુને વાન્યગામ અથવા વૈશાલીનાં રાજકર્તા તરીકે જણાવે છે. વળી રાજા કોણિક સાથે જીતશત્રુની તુલના ઇતિહાસકારોએ કરી છે તે જીતશત્રુ બીજો કોઇ નહીં પણ મગધના રાજા બિંબિસારનો (શ્રેણિક) પુત્ર અનુગામી અજાતશત્રુ છે. (કોણિક મહારાજા તેના પિતા શ્રેણિક મહારાજાની જેમ મહાન્ જૈન હતા. આને અંગે પ્રોફેસર બારનેટે પોતાના સંશોધનમાં સુંદર વર્ણન કર્યું છે). પિતા–પુત્ર વચ્ચેનો ધાર્મિક તુલનાબદ્ધ સંબંધ પૂરેપૂરો બંધબેસતો આવે છે. આ પરિસ્થિતિમાં રાજા કોણિક જીવનના અંતિમકાળ સુધી જૈન ધર્મ પ્રત્યે ખાસ સહાનુભૂતિ દર્શાવનારો અને પ્રભુ મહાવીરનાં સંસર્ગમાં અનેક વખત આવેલો છે જેના સંબંધમાં Aupapatika Sutra માં નીચે પ્રમાણે નોંધ છે.

**तएणं से कुणिकराया समणं भगवं महावीरं वंदति नमसती।**

મહારાજા કોણિકને ઇતિહાસકારો બૌદ્ધ ધર્માનુરાગી તરીકે જણાવે છે પરંતુ જૈન ગ્રંથોમાં આના અંગે રચાયેલ ખાસ ઉવવાઇ સૂત્ર કે જે બાર ઉપાંગ સૂત્રોમાંનું પ્રથમ સૂત્ર છે તેમાં આને લગતું ખાસ વર્ણન વિસ્તારપૂર્વક આપવામાં આવ્યું છે જેથી ઇતિહાસકારોની અનેક જાતની ધાર્મિક ઐતિહાસિક સંબંધ ધરાવનારી શંકાઓનું સમાધાન થઇ શકે છે.

પ્રાચીન મૌર્યવંશી ઇતિહાસના લેખકો કોણિક મહારાજા ઊર્ફે અજાતશત્રુને પિતૃઘાતક ચુસ્ત બૌદ્ધમાર્ગી જણાવે છે તેમની શંકાઓનું નીવારણ આ ગ્રંથ વાંચવાથી થશે. આ ગ્રંથમાં તે સમયમાં સ્વર્ગમાં કોણ? કયા? અને કઈ રીતે? ઉત્પન્ન થઈ શકે છે તેનું નીરૂપણ કરવામાં આવ્યું છે. આ સૂત્ર આચારાંગ સૂત્રના ઉપાંગ તરીકે પ્રસિદ્ધિને પામેલ છે. મૂળ શ્લોકસંખ્યા ૧૨૦૦ ની છે. શ્રી અભયદેવસૂરિજીએ તેના ઉપર ૩૧૨૫ શ્લોકપ્રમાણમાં ટીકા કરી છે. કુલ શ્લોકસંખ્યા ૪૩૨૫ છે.

૨. રાયપ્પસેણીય—પ્રભુ મહાવીરના નિર્વાણ પૂર્વે એટલે કે ઇ. સ. પૂર્વે લગભગ ૮૫૦ ના ગાળામાં થયેલ શ્રીપાર્શ્વનાથના સંતાનીય કેશીકુમાર શ્રમણે પ્રદેશી રાજા કે જે નાસ્તિક મતવાળો હતો તેને આસ્તિક બનાવી, જૈન ધર્મનું રહસ્ય સમજાવી તાર્યો હતો તે પ્રદેશી રાજા મરણ બાદ સૂર્યાભ નામે દેવપણું પ્રાપ્ત કરી પ્રભુ મહાવીર પાસે વંદન કરવા આવ્યો, તેનું સવિસ્તર વર્ણન આ સૂત્રમાં છે. આ સૂત્ર સુયગડાંગ સૂત્ર સાથે સંબંધ ધરાવે છે. મૂળ શ્લોક ૨૦૭૮, મલયગિરિ ટીકા શ્લોક ૩૭૦૦, કુલ શ્લોકની સંખ્યા ૫૭૭૮ છે.

૩. જીવાભિગમ—તેમાં જીવ અને અજીવ સંબંધે સૂક્ષ્મ રીતે સમજ આપેલી છે. આ સૂત્ર ઠાણાંગસૂત્ર સાથે સંબંધ ધરાવે છે. મૂળ શ્લોક ૪૭૦૦, શ્રીમલયગિરિજી આચાર્યની ટીકા ૧૪૦૦૦ શ્લોકની, લઘુવૃત્તિ ૧૧૦૦૦ શ્લોકની, ચૂર્ણી ૧૫૦૦ શ્લોકની, કુલ શ્લોકસંખ્યા ૩૧૨૦૦ છે.

૪. પન્નવણાસૂત્ર—આમાં જૈન ધર્મમાન્ય અનેક વિષયોનું વર્ણન છે. આ સૂત્ર સમવાયાંગસૂત્ર સાથે સંબંધ ધરાવે છે. મૂળ શ્લોક ૭૭૮૭, શ્રી મલયગિરિજી આચાર્યની ટીકા ૧૬૦૦૦ શ્લોકની, હરિભદ્રકૃત લઘુવૃત્તિ ૩૭૨૮ ની, કુલ શ્લોકસંખ્યા ૨૭૫૧૫ ની. ( તાડપત્રીય સૂચીમાં મૂળ ૭૦૦૦ શ્લોક છે અને ટીકા ૧૫૦૦૦ શ્લોકની છે, કુલ સંખ્યા ૨૫૭૨૮ ની છે. )

૫. જંબૂદ્વીપપન્નતિ સૂત્ર—આ સૂત્રમાં જંબૂદ્વીપનું ભૌગોલિક વર્ણન છે જેનો સંબંધ ભગવતીસૂત્ર સાથે છે. મૂળ શ્લોક ૪૧૪૬, શ્રી મલયગિરિજીની ટીકા શ્લોક ૧૨૦૦૦ ની,

ચૂર્ણી ૧૮૬૦ શ્લોકની, કુલ શ્લોકસંખ્યા ૧૮૦૦૬. આ સૂત્રની તાડપત્રીય સૂચીના સંબંધમાં કોઈ પણ ઠેકાણે ટીકાનો ઉલ્લેખ નથી.

૬. ચંદપન્નતિસૂત્ર—આ સૂત્રમાં ચંદ્રની ગતિ તથા ગ્રહ, નક્ષત્રો વિગેરેનું વર્ણન છે. આ સૂત્ર જ્ઞાતાસૂત્ર સાથે સંબંધ ધરાવે છે. મૂળ શ્લોક ૨૨૦૦. શ્રી મલયગિરિજીની ટીકા ૯૪૧૧ શ્લોકની, લઘુવૃત્તિ ૧૦૦૦ શ્લોકની. કુલ શ્લોકસંખ્યા ૧૨૬૧૧.

૭. સૂર્યપન્નતિ સૂત્ર—( આ સૂત્રને તાડપત્રીય સૂચીમાં ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂર્યપ્રજ્ઞપ્તિની મૂળવૃત્તિ તરીકે જણાવેલ છે. મૂળ શ્લોક ૪૪૦૦, વૃત્તિ ૯૦૦૦, કુલ સંખ્યા ૧૩૪૦૦ શ્લોકની છે.) આ સૂત્ર જ્ઞાતાસૂત્ર સાથે સંબંધ ધરાવે છે. મૂળ શ્લોક ૨૨૦૦, શ્રી મલયગિરિજીની ટીકા શ્લોક ૯૦૦૦, ચૂર્ણી શ્લોક ૧૦૦૦, કુલ સંખ્યા ૧૨૨૦૦ શ્લોકની.

૮. કપ્પિયા સૂત્ર—દસ રાજકુમારો પોતાના ઓરમાન ભાઈ રાજા કોણિક સાથે મળી પોતાના દાદા ચેટક ( ચેડા ) સામે યુદ્ધમા ઊતર્યા તે દસ રાજકુમારો યુદ્ધમાં માર્યા જઈ નર્કગતિને પામ્યા છે જેનું આમાં વર્ણન છે.

૯. કપ્પવડંસિયા સૂત્ર—આ સૂત્રમાં મગધ સમ્રાટ શ્રેણિક કે જેઓ પ્રભુ મહાવીરના સમકાળે થયા, તેઓએ રાજીખુશીથી પોતાના રાજકુમારોને પ્રભુ મહાવીરના દીક્ષિત સાધુ બનાવી તાર્યા અને તેઓ જુદા જુદા સ્વર્ગોમાં ગયા તેનું ૧૨ અધ્યયનમાં વર્ણન છે.

૧૦. પુપ્ફિયા સૂત્ર—આ સૂત્રમાં સ્વર્ગીય દેવતાઓએ સ્વર્ગથી પોતાના વિમાનદ્વારા આવી પ્રભુ મહાવીરની પૂજા વિવિધ પ્રકારે કરી તેમના પૂર્વજન્મનાં વૃત્તાંત ૧૦ અધ્યયનમાં છે.

૧૧. પુપ્ફચૂલીયા સૂત્ર—આ સૂત્રમાં ઉપલા સૂત્રમાં જણાવ્યા પ્રમાણે દેવતાઓના પૂર્વ-જન્મના અધિકાર સાથે સંબંધ ધરાવતી કથાઓ આ ગ્રંથના ૧૦ અધ્યયનમાં છે.

૧૨. વહ્નિદશા સૂત્ર—ઈ. સ. પૂર્વે ૫૨૭ ના ગાળામાં પ્રભુ મહાવીર નિર્વાણપદ પામ્યા. તેથી પણ ૨૫૦ વર્ષ પૂર્વે ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ થયા, ત્યારપૂર્વે ૮૩૭૫૦ વર્ષના ગાળામાં શ્રી નેમિનાથજી નામે બાવીશમા તીર્થંકર થયા હતા. તેના સમયમાં સનાતન યુગ પૂર ઉદયમાં હતો. તે સમયે યદુવંશી રાજાઓની રાજ્યગાદી પ્રાચીન નગર અયોધ્યાપુરીમાં હતી. તે યદુવંશી રાજાઓને પ્રતિબોધી જૈન બનાવ્યા, તેને લગતું સવિસ્તર વર્ણન ૧૦ અધ્યયનમાં છે.

ઉપર પ્રમાણે પાંચે ઉપાંગોનો સમુદિત નામે એક ગ્રંથ ‘ નિરયાવલી ’ નામે પ્રસિદ્ધ છે, જેનું અધ્યયન બાવન વિભાગમાં છે. આ ગ્રંથ ઉપાસકદશાંગાદિ પાંચ અંગ ગ્રંથો સાથે સંબંધ ધરાવે છે. આ પાંચે વિભાગોની કુલ શ્લોકસંખ્યા ૧૧૦૯ ની છે. આ પાંચે ઉપર શ્રીચંદ્રસૂરિજીએ ૭૦૦ શ્લોકમાં વૃત્તિ બનાવી છે. કુલ શ્લોકસંખ્યા ૧૮૦૯ ની છે. ૧૨ ઉપાંગોની શ્લોકસંખ્યા મૂળ ૨૫૪૨૦, ટીકા ૬૭૯૩૬, લઘુટીકા ૬૮૨૮, ચૂર્ણી ૩૩૦૭, કુલ શ્લોકસંખ્યા ૧૦૩૫૪૪ છે. (તાડપત્રીય સૂચીમાં બાર ઉપાંગોની સર્વ શ્લોકસંખ્યા કેવળ ૯૦૦૧૩ની લખી છે.)

## [ ૩ ] દશ પયન્નાસૂત્ર.

૧. ચઉસરણ પયન્નો—અરિહંત, સિદ્ધ, સાધુ, કેવળીભાષિત ધર્મ એ ચાર શરણનો અધિકાર આ ગ્રંથમાં ૬૩ ગાથામાં છે.

૨. આઉરપચ્ચકખાણ સૂત્ર—અંતસમયમાં અભિગ્રહ પચ્ચખ્ખાણ કરાવવાનો અધિકાર આ ગ્રંથમાં છે, જેમાં ગાથા ૮૪ છે.

૩. ભક્તપરિજ્ઞા—આ સૂત્રમાં આહારપાણી ત્યાગ કરવા સંબંધી અભિગ્રહ વિધિ છે. જેમાં ગાથા ૧૭૨ ( તાડપત્રીય સૂચિમાં ગાથા ૧૭૦ ) છે.

૪. સંથારગપ્પયન્નો—આ સૂત્રમાં અંતસમયે અનશન ( સંથારા ) સંબંધી અધિકાર છે. જેઓએ અનશન કરી આત્મકલ્યાણ સાધ્યું છે તેમનું વર્ણન છે. શ્લોક ગાથા ૧૨૨ ( તાડપત્રીય સૂચિમાં ગાથા ૧૧૦ જણાવેલ ) છે.

૫. તંદુલવેયાલી પયન્નો—આ સૂત્રની ગાથા ૪૦૦. આ સૂત્રમાં ગર્ભમાં જીવની ઉત્પત્તિ કઇ રીતે થાય છે ઈત્યાદિ સૂક્ષ્મ રીતે વર્ણન કરેલું છે.

૬. ચંદાવીજગપયન્નો—ગાથા ૩૧૦. આ સૂત્રમાં ગુરુ શિષ્યનાં ગુણ, પ્રયત્નો વિગેરેનું વર્ણન છે.

૭. દેવિંદત્થઓ પઈન્નય—આ સૂત્રમાં સ્વર્ગનાં ઇંદ્રોની ગણત્રી છે. ગાથા ૨૦૦

૮. ગણીવીજૈની પઈન્નય—આ સૂત્રની ૧૦૦ ગાથામાં જ્યોતિષ સંબંધી ચર્ચા છે.

૯. મહાપચ્ચકખાણસૂત્ર—આ સૂત્રમાં આરાધનાનો અધિકાર ૧૩૪ ગાથામાં છે.

૧૦. મરણસમાધિ સૂત્ર—અંતસમયમાં શાન્તિપૂર્વક મરણ થવું જોઇએ. તેનું વર્ણન ૭૨૦ ગાથામાં છે.

આ ૧૦ પયન્નાની ગાથાઓ ૨૩૦૫ થાય છે. દરેકનું એક એક અધ્યયન જુદું જુદું છે.

## [ ૪ ] છ છેદસૂત્ર

આ સૂત્રો વાંચવાનો અધિકાર માત્ર સાધુઓ માટે જ નિર્ણીત થયેલ છે.

**છેદસૂત્રો** એટલે દંડનીતિશાસ્ત્ર. જેવી રીતે રાજ્યવ્યવસ્થામાં કાયદાઓ ગ્રથિત થયા છે તે જ માફક સાધુઓનાં દોષ યા અપરાધ માટે દંડ–પ્રાયશ્ચિત્ત વિધાન આપવાવાળા આ છેદસૂત્રો છે. સાધુ સમાજની વ્યવસ્થા માટે ધર્મકાનૂનો આ ગ્રંથમાં દર્શાવેલ છે. આ ગ્રંથ માફક વર્તવાથી ચતુર્વિધ સંસાધન યથાસ્થિત રીતે ચાલુ રહી શકે છે.

૧. નિશીથ—ઉદ્દેશક ૨૦, પ્રાચીન તાડપત્રીય સૂચિમાં ૮૧૫ મૂળ શ્લોક છે. આ સૂત્રનું લઘુભાષ્ય ૭૪૦૦ શ્લોકનું છે. ચૂર્ણી ૨૮૦૦૦ શ્લોકની અને મોટું ભાષ્ય ૧૨૦૦૦ શ્લોકનું છે. કુલ શ્લોકસંખ્યા ૪૮૨૧૫ ની છે.

૨. મહાનિશીધ—અધ્યયન ૧૩, મૂળ શ્લોક ૪૫૦૦, મતાંતરે તેની ત્રણ પ્રકારની જુદી જુદી વાચનાઓ છે. લઘુવાચના ૪૨૦૦ શ્લોકની, મધ્યમ વાચના ૪૫૦૦ શ્લોકની અને મોટી વાચના ૧૧૮૦૦ શ્લોકની છે.

૩. બૃહત્કલ્પસૂત્ર—ઉદ્દેશક ૩૪, મૂળ શ્લોક ૪૭૩, જેની વૃત્તિ વિ. સં. ૧૩૩૨ માં બૃહચ્છાખીય શ્રીક્ષેમકીર્તિસૂરિકૃત ૪૨૦૦૦ શ્લોકની છે. ભાષ્ય ૧૨૦૦૦ શ્લોક, લઘુ ભાષ્ય ૮૦૦૦ શ્લોક, ચૂર્ણી ૧૪૫૨૫ શ્લોક. કુલ શ્લોકસંખ્યા ૭૬૭૯૮. તાડપત્રીય સૂચીમાં મૂળ ૪૭૩ શ્લોક, ભાષ્ય ૮૦૦૦, સામાન્ય ચૂર્ણી ૧૪૦૦૦ શ્લોકની, વિશેષ ચૂર્ણી ૧૦૦૦૦ ની, બૃહદ્ભાષ્ય ૧૩૦૦૦, કુલ સંખ્યા ૪૫૪૭૩ શ્લોકની છે.

૪. વ્યવહારસૂત્ર—(અ) ઉદ્દેશક ૧૦, મૂળ શ્લોક ૬૦૦, શ્રી મલયગિરિની ટીકા ૩૩૬૨૫ શ્લોકની, ચૂર્ણી ૧૦૩૬૧, ભાષ્ય ૬૦૦૦, કુલ શ્લોકસંખ્યા ૫૦૫૮૬. (તાડપત્રીય સૂચીમાં મૂળ શ્લોક ૩૭૩, ભાષ્ય ૬૦૦૦, ચૂર્ણી ૧૦૩૬૧, વૃત્તિ ૩૩૦૦૦, કુલ શ્લોકસંખ્યા ૪૯૭૩૪ ની (આપવામાં આવી) છે.

પંચકલ્પ—(બ) અધિકાર ૧૬, મૂળ શ્લોક ૧૧૩૩, ચૂર્ણી ૨૧૩૦, ભાષ્ય ૩૧૨૫, કુલ શ્લોકસંખ્યા ૬૩૮૮, ગાથા સંગ્રહ ૨૦૦ નો છે. તાડપત્રીય સૂચીમાં મૂળ સ્થાનમાં નિર્યુક્તિ શબ્દ છે. ચૂર્ણી ૩૧૩૧ ની, ભાષ્ય ૩૧૩૦, કુલ શ્લોકસંખ્યા ૭૩૯૪.

૫. દશાશ્રુતસ્કંધ—જેનું ૮ મું અધ્યયન કલ્પસૂત્ર છે. મૂળ શ્લોક ૧૮૩૫ છે. તાડપત્રીય સૂચીમાં ૧૮૨૧ છે. ચૂર્ણી ૨૨૪ (તાડપત્રીય સૂચીમાં ૨૨૨) છે. કુલ શ્લોકસંખ્યા ૪૨૪૮ (તાડપત્રીય સૂચીમાં ૪૨૨૩) છે. નિર્યુક્તિ ૧૬૮ શ્લોકની. સૂત્રના શ્લોક કુલ ૪૨૪૮.

૬. જીતકલ્પ—(અ) મૂળ શ્લોક ૧૦૮, ટીકા ૧૨૦૦૦, ચૂર્ણી ૧૦૦૦ શ્લોકની, ભાષ્ય ૩૧૨૪, કુલ શ્લોકસંખ્યા ૧૬૨૩૨. તાડપત્રીય સૂચીમાં ૧૦૮ શ્લોકનો ઉલ્લેખ નથી. કુલ શ્લોકસંખ્યા ૧૬૧૨૪ બતાવેલ છે. અન્ય સ્થળે તાડપત્રીય સૂચીમાં ૧૦૦ શ્લોક હોવા જોઇએ એ પ્રમાણે સમજાય છે. આના ઉપર ચૂર્ણી વ્યાખ્યાન ૧૧૨૦ શ્લોકમાં, લઘુવૃત્તિ શ્રીસાધુરત્નકૃત ૫૭૦૦ તથા તિલકાચાર્યકૃત વૃત્તિ ૧૫૦૦ શ્લોકની છે.

સાધુજીતકલ્પ—(બ) મૂળ શ્લોક ૩૭૫, વૃત્તિ શ્રી ધર્મઘોષસૂરિની બનાવેલી ૨૩૫૦ શ્લોકપ્રમાણ.

## [ પં ] ચાર મૂળસૂત્ર

૧. આવશ્યક સૂત્ર—(અ) ગાથા ૧૨૫. આ સૂત્ર ઉપર ટીકા હરિભદ્રસૂરિની શ્લોક ૨૨૦૦૦ ની, નિર્યુક્તિ ભદ્રબાહુસ્વામીની શ્લોક ૩૧૦૦ની, ચૂર્ણી શ્લોક ૧૮૦૦૦ તથા આવશ્યક વૃત્તિ (ચતુર્વિંશતિસ્તવ) શ્લોક ૨૨૦૦૦, લઘુવૃત્તિ તિલકાચાર્યકૃત ૧૨૩૨૧ શ્લોક, અંચલ ગચ્છાચાર્યકૃત દીપિકા ૧૨૦૦૦ શ્લોક, ભાષ્ય ૪૦૦૦ શ્લોક, આવશ્યક ટીપ્પન

મલધારી હેમચંદ્રસૂરિકૃત ૪૬૦૦. સર્વ શ્લોકસંખ્યા ૯૮૧૪૬. નિર્યુક્તિનો ટીકા ૨૨૫૦૦ શ્લોકની હરિભદ્રસૂરિ મહારાજની બનાવેલી છે. તાડપત્રીય સૂચીમાં વિશેષાવશ્યક ભાષ્ય, પાક્ષિક સૂત્ર અને તેની ટીકા આદિ મેળવી આવશ્યક સૂત્ર ૧૨૮૬૫૦ શ્લોકપ્રમાણ બતાવેલ છે.

(ब) વિશેષાવશ્યક ભાષ્ય—આ સૂત્ર આવશ્યકનું વધારાનું ભાષ્ય છે. જિનભદ્રગણિ ક્ષમાક્ષમણકૃત મૂળ ભાષ્ય શ્લોક ૫૦૦૦ છે. લઘુવૃત્તિ ૧૪૦૦૦ શ્લોકની ગ્રંથનાં અંતિમ ભાગમાં કોટ્યાચાર્યકૃત લખી છે, અન્ય સૂચીમાં દ્રોણાચાર્યનું નામ દર્શાવવામાં આવ્યું છે. મોટી વૃત્તિ મલધારી હેમચંદ્રકૃત ૨૮૦૦૦ શ્લોકપ્રમાણ છે.

(क) પખ્ખી સૂત્ર–મૂળ શ્લોક ૩૬૦, ટીકા વિ. સંવત ૧૧૮૦ માં શ્રી યશોદેવસૂરિજીની બનાવેલી ૪૭૦૦ શ્લોકની, ચૂર્ણી ૪૦૦ શ્લોકની. તાડપત્રીય સૂચીમાં પાક્ષિકસૂત્ર શ્લોક ૩૦૦, અને વૃત્તિ ૩૦૦૦ શ્લોકની જણાવેલ છે.

(ड) પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ શ્લોક ૬૦૦.

૨. દશવૈકાલિકસૂત્ર–આ સૂત્રમાં સાધુજીવનના નિયમો દર્શાવવામાં આવ્યા છે. આ સૂત્ર શય્યંભવસૂરિએ બનાવેલ છે. મૂળ શ્લોક ૭૦૦ (૭૫૦), અધ્યનન ૧૦, વૃત્તિ તીલકાચાર્યકૃત શ્લોક ૭૦૦૦, બીજી વૃત્તિ હરિભદ્રસૂરિજીકૃત ૬૮૧૦ શ્લોકની તથા મલયગિરિકૃત વૃત્તિ ૭૭૦૦ શ્લોકની, ચૂર્ણી ૭૫૦૦ શ્લોકની, લઘુવૃત્તિ ૩૭૦૦ શ્લોકની, નિર્યુક્તિ ગાથા ૪૫૦ શ્લોકની, લઘુટીકા સોમસુંદરસૂરિકૃત ૪૨૦૦ શ્લોકની, બીજી ટીકા સમયસુંદરસૂરિકૃત ૨૬૦૦ શ્લોકની, તાડપત્રીય સૂચીમાં દશવૈકાલિકસૂત્ર મૂળ ૭૦૦, નિર્યુક્તિ ૪૦૦, લઘુવૃત્તિ ૨૫૦૦, બૃહદ્વૃત્તિ ૭૦૦૦, ચૂર્ણી ૭૦૦૦ અને સર્વ શ્લોકસંખ્યા ૧૭૬૦૦ શ્લોકપ્રમાણ લખી છે.

૩. (अ) પિંડનિર્યુક્તિ–આ સૂત્ર ભદ્રબાહુસ્વામીકૃત છે, જેમાં સાધુઓ માટે શુદ્ધ આહાર–પાણી લેવાનો અધિકાર સમજાવ્યો છે. મૂળ શ્લોક ૭૦૦, ટીકા મલયગિરિકૃત ૭૦૦૦ શ્લોકની, કોઈ જગ્યાએ ૬૬૦૦ જણાવેલ છે. ટીકા વિ. સંવત ૧૧૬૦ માં વીરગણીકૃત ૭૫૦૦ શ્લોકની છે. લઘુવૃત્તિ મહાસૂરિકૃત ૪૪૦૦ શ્લોકની, કુલ શ્લોકસંખ્યા ૧૫૬૦૦ છે.

(ब) ઓઘનિર્યુક્તિ–આ ગ્રંથમાં સાધુ સબંધી ઉપકર્મનું પ્રમાણ વિગેરે અધિકાર છે. આ સૂત્ર ભદ્રબાહુસ્વામીએ બનાવેલું છે. મૂળ ગાથાઓ શ્લોક ૧૧૭૦ (શ્લોક ૧૪૫૦), ટીકા દ્રોણાચાર્યકૃત શ્લોક ૭૦૦૦, ભાષ્ય શ્લોક ૩૦૦, ચૂર્ણી શ્લોક ૭૦૦૦ ની. કુલ શ્લોકસંખ્યા ૧૮૪૫૦. તાડપત્રીય સૂચીમાં મૂળ ગાથા ૧૦૦૦, વૃત્તિ ૭૦૦૦ અને ચર્ણી ૭૦૦૦ શ્લોકપ્રમાણની આપેલી છે.

૪. ઉત્તરાધ્યયનસૂત્ર–અધ્યયન ૩૬ છે, જેમાં સાધુઓને સંયમમાર્ગમાં રાખવાને ઉપદેશ સ્વરૂપમાં અનેક દષ્ટાંતો સાથે સુંદર રીતે સંવાદો આપ્યા છે. મૂળ શ્લોક ગાથા ૨૦૦૦, મોટી વૃત્તિ વાદીવેતાલ શાન્તિસૂરિકૃત શ્લોક ૧૮૦૦૦ની તથા અન્યત્ર ૧૭૬૪૫ શ્લોકની છે. લઘુવૃત્તિ વિ. સંવત ૧૧૨૯ માં શ્રી નેમિચંદ્રસૂરિયે ૧૩૬૦૦ શ્લોકપ્રમાણ બનાવી છે, નિર્યુક્તિ શ્રી ભદ્રબાહુસ્વામીકૃત ગાથા ૬૦૭ માં, શ્લોક ૭૦૦, ચૂર્ણી શ્લોક ૬૦૦૦, કુલ શ્લોકસંખ્યા ૪૦૩૦૦ છે.

## [ ૬ ] બે ચૂલિકા સૂત્ર

૧. નંદીસૂત્ર–આ સૂત્રમાં પાંચે પ્રકારનાં જ્ઞાન જેવાં કે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન વિગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે.

(૧) મતિજ્ઞાનનાં ભેદ અને ચાર પ્રકારની બુદ્ધિ, શ્રુતનિશ્રિત મતિજ્ઞાન અને તેના ચાર ભેદ. મતિજ્ઞાનના ૨૮ ભેદ અને ૨૮ ભેદના ૧૨ ભેદ.

(૨) શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ, શ્રુતજ્ઞાનના ૨૦ ભેદ, શ્રુતજ્ઞાનસ્વરૂપ બુદ્ધિના ૮ ગુણ

(૩) અવધિજ્ઞાનનાં ૬ ભેદ. અવધિજ્ઞાનનું સ્વરૂપ.

(૪) મનઃપર્યવજ્ઞાનના બે ભેદ.

(૫) કેવલજ્ઞાન.

દરેક તીર્થંકરનો જન્મ પ્રથમના ત્રણ જ્ઞાન સહિત થાય છે. આ ત્રણ જ્ઞાનનું સ્વરૂપ સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છેઃ—

દરેક તીર્થંકર પોતાની માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય છે ત્યારથી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનવાળા હોય છે.

આમાંથી પ્રથમનાં મતિ અને શ્રુત એ બે જ્ઞાને કરી તીર્થંકર મહારાજ કોઈની પણ સહાયતા વિના દરેક પદાર્થનું સ્વરૂપ યથાર્થ સ્વરૂપે જાણી શકે છે.

તીર્થંકરો જે સમયે ગૃહસ્થવાસનો ત્યાગ કરી ચારિત્ર અંગીકાર કરે છે તે જ વખતે તેમને ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે અને જ્યારે આ ચારે પ્રકારનાં જ્ઞાનો સહિત તીર્થંકર મહારાજાના ઘાતીકર્મનો નાશ થાય છે ત્યારે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. આ કેવળજ્ઞાનને અસાધારણ જ્ઞાન તરીકે ઓળખાવવામાં આવે છે અને તે અનંતકાળ સુધી રહે છે.

કેવળજ્ઞાની દ્રવ્યથકી રૂપી, અરૂપી સર્વે દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્રોથકી કેવળજ્ઞાની લોક અને અલોક સર્વે ક્ષેત્રો જાણે દેખે, કાળથકી કેવળજ્ઞાની સર્વ અતીત (ભૂતકાળ), અનાગત (ભવિષ્યકાળ), વર્તમાનકાળ સમકાળે અને ભાવથકી કેવળજ્ઞાની સર્વે જીવ, અજીવના સર્વે ભાવ,

આ પાંચે જ્ઞાનની સુંદર રીતે સૂક્ષ્મતાથી સમજ આ સૂત્રમાં આપી છે. દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણકૃત આ સૂત્ર છે. મૂળ શ્લોક ૭૦૦ છે, વૃત્તિ શ્રી મલયગિરિની બનાવેલી ૭૭૩૫ શ્લોકની છે, ચૂર્ણી વિ સં. ૭૩૩ મા બનાવેલી શ્લોક ૨૦૦૦ ની છે લઘુટીકા શ્રી હરિભદ્રસૂરિજીની ૨૩૧૨ શ્લોકની છે. કુલ શ્લોકસંખ્યા ૧૨૭૪૭ અને ચંદ્રસૂરિકૃત ટિપ્પણુ ૩૦૦૦ શ્લોકપ્રમાણુ છે.

તાડપત્રીય સૂચીમાં નંદીસૂત્ર મૂળ ૭૦૦, ચૂર્ણી ૨૦૪૨, લઘુવૃત્તિ ૨૩૧૨, બૃહદ્વૃત્તિ ૭૦૦૦ શ્લોકપ્રમાણુ બતાવી છે. કુલ શ્લોકસંખ્યા ૧૨૦૫૪ ની સમજાય છે.

(૨) અનુયોગ દ્વાર—આ સૂત્રમાં નય-નિક્ષેપાની ચર્ચા અને તેની સિદ્ધિ બતાવવામાં આવી છે. આ દ્રવ્યાનુયોગની ચર્ચાનો ગ્રંથ છે., મૂળ ગાથા ૧૬ છે, શ્લોક ૧૮૦૦, વૃત્તિ મલધારી હેમચંદ્રસૂરિકૃત ૬૦૦૦, ચૂર્ણી જિનદાસ ગણિમહત્તરની બનાવેલ ૩૦૦૦ શ્લોકની, હરિભદ્રસૂરિકૃત લઘુવૃત્તિ ૩૫૦૦ શ્લોકની, કુલ શ્લોકસંખ્યા ૧૪૩૦૦ તાડપત્રીય સૂચીમાં અનુયોગ દ્વાર સૂત્ર ૧૮૯૯, ચૂર્ણી ૬૦૦૦, લઘુવૃત્તિ ૩૦૦૫, બૃહદ્વૃત્તિ ૭૦૦૦ શ્લોકપ્રમાણુની જણાવી છે.

ઉપર પ્રમાણે **૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પયન્ના, ૬ છેદસૂત્ર, ૪ મૂળસૂત્ર, ૧ નંદી અને ૧ અનુયોગદ્વાર** મળી પીસ્તાળીશ સૂત્રમાં આગમ એટલે વીતરાગની વાણી અને વચન મોજુદ છે.

આપ્ત વચન છે કે-તીર્થંકર ભગવંતના સર્વે દોષ ક્ષય પામેલા હોય છે. તેમણે મોહને જીતેલો છે તેથી તે વીતરાગ કદી પણ અસત્ય વદે નહી, કેમકે તેમને અસત્ય બોલવાનું કાંઇ પણ કારણુ અસ્તિત્વમાં હોતું નથી.

આ સૂત્રોમાં આવશ્યક, આચારાગ, સૂયગડાંગ, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન તથા કલ્પસૂત્ર આ છએ સૂત્રોની નિર્યુક્તિ શ્રી ભદ્રબાહુસ્વામીની બનાવેલી છે જે લક્ષ્ય થઇ શકે છે. નિશિથભાષ્ય, બૃહત્કલ્પનું મોટું અને લઘુભાષ્ય, વ્યવહારભાષ્ય, જીતકલ્પભાષ્ય, પંચકલ્પભાષ્ય અને ઓઘનિર્યુક્તિભાષ્ય એ સાતે ભાષ્ય પ્રાચીન આચાર્યોનાં બનાવેલા છે. આચારાંગ, સૂયગડાંગ, ભગવતી, જંબૂદ્વીપપન્નતિ, આવશ્યક, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, પખ્ખીસૂત્ર, અનુયોગદ્વાર, નંદી, નિશિથ, બૃહત્કલ્પ, વ્યવહાર, દસાશ્રુતસ્કન્ધ, પંચકલ્પ અને જીતકલ્પ મળી ૧૩ સૂત્રોની ચૂર્ણીઓ પ્રાચીન આચાર્યોએ બનાવેલી છે

અમોએ ઉપરોક્ત આગમસૂત્રોની સંક્ષિપ્ત સમજ આપી છે જેમાં સમજફેર રહેલ હોય તે ભૂલ માટે વાચકોએ અમોને ક્ષમા આપી સુધારી વાંચી સમજવા અમારી ખાસ વિજ્ઞપ્તિ છે. આગમ સૂત્રોનાં પીસ્તાલીસ ગ્રંથોનું વર્ણન તેમા આવેલી વીગતો સાથે સમજાવેલ છે કારણુ જેથી કરી ઇતિહાસકાર વિદ્વાનોને જોઇતો રસથાળ તેમાથી પ્રાપ્ત થઇ શકે અને જ્ઞાનનાં બળે સત્ય વસ્તુસ્થિતિ સમજી ઇતિહાસમા તેઓ સુંદર પરિવર્તન કરી શકે.

# પ્રકરણ ૫ મું.

## આગમ રહસ્ય (ચાલુ)

સુજ્ઞ વાચક, ત્રીજા–ચોથા પ્રકરણમાં પીસ્તાલીશ આગમસૂત્રોનાં નામો ને હકીકત અમો રજૂ કરી ગયા છીએ. એ આગમો વર્તમાન ઉપલબ્ધ સંખ્યાના આગમો તરીકે વિદ્યમાન છે. પૂર્વે શ્વેતાંબર સંપ્રદાય તરફથી ચોરાશી આગમોની સંખ્યા જણાવવામાં આવતી હતી, એટલે બાકીના ઓગણચાલીશ પ્રાચીન સૂત્રો વિષે ખાસ તપાસની જરૂર છે. સાથેસાથે આ આગમસૂત્રો કઈ રીતે ભંડારોમાં ગુંચવાયા છે તેના સંશોધનની પણ ખાસ જરૂરીઆત છે. સબબ આ આગમસૂત્રોના પીસ્તાલીશ અંગોનું વર્ણન ચોથા પ્રકરણમાં દર્શાવ્યું છે તે જોતાં બાકીના ઓગણચાલીશ સૂત્રો જો ઉપલબ્ધ થાય તો જૈનદર્શનનાં પ્રાચીન તત્વો પર ઘણો જ નૂતન પ્રકાશ પડી શકે તેમ છે, માટે અમારી જૈન સમાજના હિતસ્વીઓને ખાસ નમ્રતાપૂર્વક અરજ છે કે તેઓએ આ દિશામા શોધખોળ ચાલુ રાખવી

### આગમ એટલે શું ?

મૂળ શબ્દ અર્હત્ ( આર્હત્ ) છે. આ અર્હત્ શબ્દ જૈનોના તીર્થંકર, બૌદ્ધોના બુદ્ધ અને વૈષ્ણવોના વિષ્ણુ એમ ત્રિવિધ અર્થ યુક્ત છે, અને આ શબ્દ ત્રણે સંપ્રદાયને લાગુ પડે છે

જો આગમ સૂત્રોનો બૌદ્ધ સંપ્રદાયના તેમજ વૈષ્ણવ સંપ્રદાયના અને જૈનોના પ્રાચીન ગ્રથો એવો અર્થ કરીએ તો કાંઈ અસ્થાને ન ગણાય; પરન્તુ જૈન સંપ્રદાયે પોતાના પ્રાચીન ગ્રંથોને આગમ નામ આપવાથી "આગમ" શબ્દ એ જૈનોનો પારિભાષિક શબ્દ ગણાયો છે. બાકી આગમ એટલે ત્રણે ધર્મના પ્રાચીન ગ્રંથો આ પ્રમાણે અર્થ થાય છે.

મૂર્તિપૂજક શ્વેતાંબર સંપ્રદાયના ઉપલબ્ધ આગમોની સંખ્યા ૪૫ ની છે, તેવી જ રીતે સ્થાનકવાસી અને તેરાપંથીઓના કથનાનુસારની આગમ–સંખ્યા ૩૨ ની છે.

## આગમસૂત્રોનાં મૂળ અંગોની રચના કઇ રીતે થઇ ?

પ્રભુ શ્રીમહાવીરસ્વામીનું પ્રથમ સમવસરણ ઋજુવાલિકા નદીના તટ ઉપર તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ રચાયું હતું.

ત્યારબાદ બીજું સમવસરણ "અપ્પાપા" પુરીમાં આવેલ મહાસેન વનમાં રચાયું. ત્યાં પ્રભુએ દેશના આપવા માંડી એવામાં ઈન્દ્રભૂતિ (ગૌતમ) ત્યાં આવ્યા. તેમણે પોતાની શંકાનું સમાધાન થતાં પ્રભુ પાસે દીક્ષા લીધી. ત્યારપછી અગ્નિભૂતિ વિગેરે દશ બ્રાહ્મણ પંડિતો આવ્યા ને તેમણે પણ પ્રભુ પાસે દીક્ષા લીધી. આ પ્રમાણે અગિયારે પંડિતો દીક્ષિત થતાં તેમને ગણધર પદ આપવામાં આવ્યું અને તેઓ ગણધર થયાં.

ત્યારબાદ પ્રભુએ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા). આ પ્રમાણે તીર્થની સ્થાપના થયા પછી પ્રભુ મહાવીરે અગિયારે ગણધરોને સમગ્ર સિદ્ધાંતની ચાવી બતાવી, એટલે પ્રત્યેક ગણધરે મુહૂર્ત્તમાત્રમાં દ્વાદશાંગી રચી કાઢી. આ પ્રમાણે એકંદરે અગિયાર દ્વાદશાંગી રચાઈ. પછી પ્રભુ મહાવીરને એક નિષદ્યારૂપ પ્રશ્ન પૂછતાં તેમણે અગિયાર અંગોનો અર્થ કહ્યો, અને ચૌદ નિષદ્યારૂપ ચૌદ પ્રશ્નો પૂછાતાં ચૌદ પૂર્વોનો અર્થ કહ્યો, જેના આધારે અક્ષર, પદ અને વ્યંજનયુક્ત સૂત્રો રચાયાં.

શ્રી ગણધર મહારાજાઓ દીક્ષા લીધા પછી ત્રિલોકનાથને પ્રદક્ષિણા કરી, ખમાસમણ દઇ "किं तत्तं?" પૂછયું, જેનો જવાબ ત્રિલોકનાથે उपन्नेइ वा આપ્યો. પછી બીજી પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ બીજી વખત "किं तत्तं?" એમ પૂછયું ત્યારે જવાબમાં પ્રભુએ विगमेइ वा કહ્યું. ત્રીજી વખત પ્રદક્ષિણા કરી પાદપતિત થઇ "किं तत्तं?" એમ પૂછયું ત્યારે धुवेइ वा એવો જવાબ આપ્યો. આ રીતે પૂછાએલા ત્રણ પ્રશ્નો ને ઉત્તરો પ્રભુ મહાવીરની ત્રિપદીની પ્રશ્નોત્તરી નિષદ્યા તરીકે જૈન ગ્રંથોમાં પ્રસિદ્ધિને પામ્યા. આ ત્રિપદીના આધારે દ્વાદશાંગીની રચના કરી. શ્રી ગણધર મહારાજોને ગણધર નામકર્મના ઉદય સાથે ઉત્કૃષ્ટ મતિ અને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ આ નિષદ્યાના આધારે થઇ, જેને પરિણામે શ્રી ગણધર મહારાજાઓ શ્રુતજ્ઞાની કેવળી તરીકે સૂત્રોની રચના કરી.

× × ×

પ્રભુ મહાવીરને પોતાનો નિર્વાણકાળ નજદીક જણાતાં તેમણે પોતાના અગિયાર ગણધરો પૈકી શ્રી સુધર્માસ્વામીને દીર્ઘાયુષી જાણી તેમને સાધુગણના મુખી બનાવ્યા અને યુગપ્રધાનપદ અર્પણ કર્યું. એટલે શ્રી સુધર્માસ્વામી સિવાયના બાકીના તમામ ગણધરોએ પોતપોતાનો સાધુ–સમુદાય શ્રી સુધર્માસ્વામીની સુપ્રત કર્યો. જેથી અન્ય ગણધરોનો વંશ ન ચાલતાં શ્રી સુધર્માસ્વામીની જ વંશ–પાટપરંપરા ચાલી અને એમની શિષ્યપરંપરા ઉદ્ભવી. શ્રી આવશ્યકસૂત્રની ચૂર્ણી અનુસાર પ્રભુ મહાવીરના જીવનકાળ દરમિયાનમાં

શ્રી ઇન્દ્રભૂતિ અને શ્રી સુધર્માસ્વામી સિવાયના બાકીના નવે ગણધરો કાળધર્મ પામી ગયા હતા. અર્થાત્ નિર્વાણપદને પામ્યા હતા.

પ્રભુ મહાવીરના નિર્વાણ પછી શ્રી ઇન્દ્રભૂતિ (ગૌતમસ્વામી) આઠ વર્ષે મોક્ષગામી થયા, અને બાદ શ્રી સુધર્માસ્વામી અંતિમ ગણધર તરીકે મહાવીર સંવત્ વીસમાં શિવપથગામી બન્યા.

× × ×

ત્યારપછી શ્રી સુધર્માસ્વામીની પાટે તેમના શિષ્ય જંબૂસ્વામી ૪૪ વર્ષ રહ્યા. ત્યારપછી શ્રી પ્રભવસ્વામી ૧૧ વર્ષ રહ્યા. ત્યારપછી શ્રી શય્યંભવસ્વામી ૨૩ વર્ષ રહ્યા. ત્યારપછી વીર નિર્વાણ સંવત્ ૯૮ માં શ્રી યશોભદ્રસૂરિ યુગપ્રધાનપદે આવ્યા.

તેમના સમયમાં શ્રી ભદ્રબાહુસ્વામીનો ચાર પૂર્વનો અભ્યાસ પૂરો થયો હતો. તે સમયે શ્રી ભદ્રબાહુસ્વામીને શ્રી અગ્નિદત્ત નામના ઉગ્ર તપસ્વી શિષ્યની પ્રાપ્તિ થઇ હતી. આ બન્ને ગુરુ–શિષ્યો શ્રી યશોભદ્રસૂરીશ્વરજી પાસે જ્ઞાનપ્રાપ્તિ કરતા હતા.

× × ×

એક સમયે શ્રી અગ્નિદત્ત મુનિ ઉપવનમાં ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા તે સમયે શુટિલા-(મિત્રો)ની ટોળી તેમનો ઘાત કરવાને તૈયાર થઇ, પરન્તુ સંજોગવશાત આ તપસ્વી મુનિને મારવા દોડેલ બાવીસ મિત્રોનો મુનિની નજર સામે કુવામાં પડવાથી ઘાત થયો. એટલે શ્રી અગ્નિદત્ત મુનિએ પોતાના દાદાગુરુ ચૌદપૂર્વધર શ્રી યશોભદ્રસૂરિને આમ થવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં જ્ઞાની સૂરીશ્વરજીએ કહ્યું કે : "હે મુનિશ્રી ! ભવિષ્યમાં આ પ્રમાણે બનવાનું છે. વીર નિર્વાણ પછી શ્રુતનિંદા અને ઉદય અનુક્રમે થવાના છે.

આ ઘટનાનો સંબંધ ભવિષ્ય સંકલિત હોવાથી તે કાળે શ્રી અગ્નિદત્ત મુનિ અને શ્રી યશોભદ્રસૂરીશ્વરજી વચ્ચે બનેલ ઘટનાનો ઉલ્લેખ શ્રી વનચૂલિયા નામના સૂત્રમાં કરવામાં આવ્યો છે. શ્રી અગ્નિદત્ત મુનિએ જે ભવિષ્ય દર્શાવ્યું છે તે વનચૂલિયા નામના સૂત્રમાં ગાથાનુબદ્ધ જોવામાં આવે છે જેમાંની પહેલી અને બીજી ગાથા નીચે પ્રમાણે:—

भणइ जस्सभद्दसूरि, सुओवओगेण अग्गिदत्तमुणि ।
सुणसु महामाय जहा, सुअहिलणमह जहा उदओ ॥ १ ॥

मुक्खाओ वीर पहुणो, दुसएहिय एगनवई अहिएहिं ।
वरिसाइ संपइ निवो, जिणपडिमाराहओ होही ॥ २ ॥

વીર નિર્વાણ સંવત્ એકસો દસ અથવા પંદરના ગાળામાં રચાયેલ વનચૂલિયા સૂત્રની ઉપરોક્ત ગાથાનો ભાવાર્થ નીચે મુજબ છે:—

"વીર નિર્વાણ ૨૯૧ મા વર્ષે જૈનપ્રતિમાનો આરાધક શ્રી સંપ્રતિ નામનો રાજા થશે. તેવી જ રીતે શ્રુતનિંદા અને ઉદય પણ થવાના છે."

× × ×

મહારાજા સંપ્રતિ થવાના છે એવું ભવિષ્ય ચૌદપૂર્વધર શ્રી યશોભદ્રસૂરીશ્વરજીએ મહારાજા સંપ્રતિના અસ્તિત્વ માટે ભાખ્યું હતું. આ જ્ઞાની પૂર્વધરની સત્ય વાણી ફળી અને વીર નિર્વાણ ૨૯૧ માં મગધ સામ્રાજ્યની ગાદી ઉપર મહારાજા સંપ્રતિનો રાજ્યાભિષેક થયો અને તેમણે સમસ્ત ભારતને જૈનમંદિરમય બનાવ્યું.

સમ્રાટ સંપ્રતિના ઇતિહાસને તેમ જ તેમની કૃતિઓને પ્રમાણભૂત બનાવવા અમોએ આ ગ્રંથની રચના કરી છે, જેમાં અમારે પ્રાચીન જૈનગ્રંથો સાથે ઐતિહાસિક પ્રમાણભૂત ગ્રંથોનો સમાવેશ સંકલિતપણે લઇ, ગ્રંથની રચના પ્રમાણભૂત બનાવવા પ્રયાસો આદરી, વીર નિર્વાણ ૨૯૧ માં મહારાજા સંપ્રતિને મગધની રાજ્યગાદી કઇ રીતે પ્રાપ્ત થઇ ? અને તેમણે કઇ રીતે સંસ્કારી આત્મા તરીકે ભારતને જૈનમંદિરમય બનાવ્યું ? અને જૈનશાસનની ગૌરવતા કઇ રીતે વધારી ? તેનો પ્રમાણભૂત ઇતિહાસ આ ગ્રંથમાં આલેખ્યો છે. તેમાં કોઇક સ્થળે દૃષ્ટિદોષથી ખામી જણાય તો તેને સુધારી વાંચવા ( ને અમોને જણાવવા ) સુજ્ઞ મહાપુરુષોને અમારી નમ્રતાભરી અરજ છે.



# પ્રકરણ ૬ ઠું

## ત્રેસઠ શલાકા પુરુષો

મૌર્યવંશમાં થયેલ નવ રાજાઓમાંથી ત્રણ રાજાઓ ચંદ્રગુપ્ત, અશોક અને સંપ્રતિ જેમણે ભારતની ક્રાંતિમાં જબરજસ્ત ફેરફાર કરી આદર્શ ધર્મ-પ્રવર્તક રાજવી તરીકે-ભારતનાં સામ્રાજ્ય પર સાર્વભૌમ રાજવી તરીકે રાજ્ય ભોગવ્યું છે. આ પૈકી મહારાજા સંપ્રતિએ જૈન રાજવી અને ચુસ્ત ધર્માનુરાગી સમ્રાટ્ તરીકે સમસ્ત ભારતમાં ચારે દિશાએ જૈનમંદિરો, ઉપાશ્રયો, પૌષધશાળાઓ, ભોજનાલયો, અન્નક્ષેત્રો સાથે ધર્મશાળાઓ અને યાત્રાળુઓની સગવડતા ખાતર રસ્તાની બંને બાજુએ ઝાડો રોપી, સુંદર સડકો બનાવી, એટલું જ નહીં પરંતુ ભરતક્ષેત્રમાં તેણે પોતાના ગુરુ પ્રભુ મહાવીરનાં સાતમા પટ્ટધર, દશપૂર્વધર જ્ઞાની શ્રી આર્યસુહસ્તી મહારાજના પ્રતિબોધથી ભારતમાં અમારી પડહો વગડાવી, સર્વે જીવોને અભયદાન આપ્યું હતું. તે સમર્થ જૈન રાજવીનો ઇતિહાસ અમારે જૈનગ્રંથો અને ઐતિહાસિક વિદ્વાનોનાં રહસ્યમય ઉલ્લેખો ઉપરથી સમજાવવાનો હોવાથી પ્રાચીન કાળનાં અતિ ઊંડાણમાં ઊતરી અમારે ઇતિહાસને છણવો પડ્યો છે.

ત્રીજા આરાના અંતિમ કાળથી આરંભી ચોથા આરાના અંતિમ કાળ સુધીમાં ભારત સામ્રાજ્યની ગાદી ઉપર થયેલ મહાન્ ૬૩ પુરુષો જેઓનો ઐતિહાસિક પરિચય પ્રાચીન જૈન ગ્રંથોના આધારે કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરે શ્રી કુમારપાળ રાજાની વિનંતિથી કર્યો હતો તે ૮૬૦૦૦ શ્લોકાનુબદ્ધ "ત્રિષષ્ટીશલાકાપુરુષ ચરિત્ર" નામે ગ્રંથ દશ પર્વમાં પ્રસિદ્ધ છે. તેના આધારે પ્રમાણભૂત ઇતિહાસ તરીકે ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો અને નવ બળદેવોના નામો નીચે મુજબ રજૂ કરીએ છીએ કે જેઓનો સંબંધ ભારત સામ્રાજ્ય સાથે સંકળાએલ છે.

## ચોવીશ તીર્થંકર મહારાજાઓ :—

| | | |
|---|---|---|
| ૧) શ્રી રૂષભદેવવ | ૯) શ્રી સુવિધિનાથ | ૧૭) શ્રી કુંથુનાથ |
| ૨) શ્રી અજિતનાથ | ૧૦) શ્રી શીતળનાથ | ૧૮) શ્રી અરનાથ |
| ૩) શ્રી સંભવનાથ | ૧૧) શ્રી શ્રેયાંસસ્વામી | ૧૯) શ્રી મલ્લિનાથ |
| ૪) શ્રી આભનંદન | ૧૨) શ્રી વાસુપૂજ્ય | ૨૦) શ્રી મુનિસુવ્રતસ્વામી |
| ૫) શ્રી સુમતિનાથ | ૧૩) શ્રી વિમલનાથ | ૨૧) શ્રી નમિનાથ |
| ૬) શ્રી પદ્મપ્રભુ | ૧૪) શ્રી અનંતનાથ | ૨૨) શ્રી નેમિનાથ |
| ૭) શ્રી સુપાર્શ્વનાથ | ૧૫) શ્રી ધર્મનાથ | ૨૩) શ્રી પાર્શ્વનાથ |
| ૮) શ્રી ચંદ્રપ્રભુ | ૧૬) શ્રી શાન્તિનાથ | ૨૪) શ્રી મહાવીરસ્વામી |

## બાર ચક્રવર્તીઓ:—

બાર ચક્રવર્તીઓ જેઓએ ભરતક્ષેત્રના છએ ખંડ જીતી, રાષ્ટ્રવિધાતા તરીકેનું અપૂર્વ માન મેળવી, જૈનધર્મના ચુસ્ત અનુયાયી બની ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધ્યો હતો તેવા સમર્થ મહાપુરુષોનાં નામ નીચે મુજબ છે:—

(૧) મહારાજા ભરત–શ્રી રૂષભદેવના સમયમાં.

(૨) શ્રી સગર–શ્રી અજિતનાથના કાળમાં.

(૩) મઘવા–પંદરમા અને સોળમા તીર્થંકરના વચલા કાળમાં.

(૪) સનત્‌કુમાર–સોળમા શ્રી શાન્તિનાથજી પહેલાં.

(૫) શાન્તિનાથ–ખૂદ તીર્થંકરપદ મેળવી કર્મ ખપાવી મોક્ષે ગયા.

(૬) કુંથુનાથ–સત્તરમા તીર્થંકર થયા.

(૭) અરનાથ–અઢારમા તીર્થંકરપદને પામ્યા.

(૮) સુભૂમ–અઢારમા તીર્થંકર પછી અને ઓગણીશમા પહેલાં.

(૯) મહાપદ્મ–વીશમા જિનના સમયમાં.

(૧૦) હરિસેન–એકવીશમા શ્રી નમિનાથના સમયમાં.

(૧૧) જય–એકવીશ અને બાવીશમા તીર્થંકરના વચલા ગાળામાં.

(૧૨) બ્રહ્મદત્ત–બાવીશ અને ત્રેવીશમા તીર્થંકરના વચલા સમયમાં.

## નવ વાસુદેવો :—

(૧) ત્રિપુષ્ટ વાસુદેવ–અગિયારમા જિનેશ્વરના કાળમાં.

(૨) દ્વિપુષ્ટ વાસુદેવ–બારમા જિનના કાળમાં.

( ૩ ) સ્વયંભૂ-તેરમા જિનના કાળમાં.

( ૪ ) પુરુષોત્તમ-ચૌદમા જિનના કાળમાં.

( ૫ ) પુરુષસિંહ-પંદરમા જિનના કાળમાં.

( ૬ ) પુરુષપુંડરીક-અઢાર અને ઓગણીશમા જિનના વચલા કાળમાં.

( ૭ ) દત્ત-ઓગણીશ અને વીશમા જિનની વચમાં.

( ૮ ) લક્ષ્મણ-વીશમા પછી અને એકવીશમા પહેલાં.

( ૯ ) શ્રી કૃષ્ણ-બાવીશમા જિનના કાળમાં.

**નવ પ્રતિવાસુદેવો :—**

| | | |
|---|---|---|
| ( ૧ ) અશ્વગ્રીવ. | ( ૨ ) તારક. | ( ૩ ) મેરક. |
| ( ૪ ) મધુ. | ( ૫ ) નિશુંભ. | ( ૬ ) બલિ. |
| ( ૭ ) પ્રહ્લાદ. | ( ૮ ) રાવણ. | ( ૯ ) જરાસંધ. |

ઉપર પ્રમાણેના ઉપરોક્ત નવ પ્રતિવાસુદેવ ક્રમશઃ નવ વાસુદેવોના સમકાલીન થયા છે.

**નવ બળદેવો :—**

| | | |
|---|---|---|
| ( ૧ ) અચળ. | ( ૨ ) વિજય. | ( ૩ ) ભદ્ર. |
| ( ૪ ) સુપ્રભ. | ( ૫ ) સુદર્શન. | ( ૬ ) આનંદ. |
| ( ૭ ) નંદન. | ( ૮ ) રામચંદ્ર. | ( ૯ ) બળરામ. |

ઉપરોક્ત નવ બળદેવોમાંથી પહેલા, પાંચમા, છઠ્ઠા અને આઠમા બળદેવો મોક્ષે ગયા છે. ત્રીજા, ચોથા અને નવમા બળદેવો સ્વર્ગે ગયા છે. તેઓ પણ વાસુદેવના જ્યેષ્ઠ બંધુઓ હોઈને તેમના સમકાલીન જ જાણવા.



# પ્રકરણ ૭ મું.

## ગંગા ને વેદની ઉત્પત્તિ, યજ્ઞ–યાગનો સમય

**શ્રી** યુગાદિ તીર્થંકર રૂષભદેવે યુગલિક ધર્મનું નિવારણ કરી વ્યવહારમાર્ગ પ્રવર્તાવ્યો. તેઓ ભરતક્ષેત્રમાં પ્રથમ રાજા થયા, એટલું જ નહિ પણ આદ્ય ધર્મપ્રવર્તક ને મોક્ષગામી તીર્થંકર થયા. તેમના પુત્ર ભરત આ અવસર્પિણીમાં પ્રથમ ચક્રવર્તી થયા. પ્રથમ તીર્થંકર મોક્ષે ગયા પછી ત્રણ વર્ષ અને સાડાઆઠ માસ બાદ ચોથો આરો બેઠો. એ ચોથા આરાનું પ્રમાણ એક કોડાકોડી સાગરોપમથી ૪૨૦૦૦ વર્ષ ન્યૂન હતું. ભરત ચક્રવર્તી ચોથા આરાની શરૂઆતમાં થયા છે. શ્રી રૂષભદેવ ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી અંતર્મુહુર્ત્તમાં મોક્ષમાર્ગ શરૂ થયો. ત્યાંસુધી યુગલિકો માટે દેવગતિ હતી. શ્રી ઋષભદેવની અસંખ્યાતી પાટપરંપરા સુધી મોક્ષમાર્ગ ચાલુ રહ્યો.

રાષ્ટ્રધર્મ અથવા તો રાજ્યધર્મની જેને આપણે ઉપમા આપીએ છીએ તે સર્વ ધર્મ-વ્યવહાર શ્રી રૂષભદેવ ભગવાને કહેલ અથવા બતાવેલ.

પ્રભુ રૂષભદેવના આ કાળમાં ઉગ્ર તપશ્ચર્યા અને જૈનધર્મના રહસ્યને અજ્ઞાનતાના કારણે ન સમજનારા તાપસો વનફળ ખાઇ રહેનારા હતા, છતાં તેઓ રૂષભદેવને પૂજનારા અને તેમનું ધ્યાન ધરનારા હતા.

ચોથા આરાના અંતિમ કાળમાં થયેલ ચોવીશમા તીર્થંકર પ્રભુ મહાવીર કે જેઓના સત્તાવીશ પૂર્વભવોનું સમકિતધારી તરીકેનું વર્ણન જ્ઞાનના બળે સર્વજ્ઞોએ બતાવ્યું છે તે પ્રભુ મહાવીરનો જીવ તેના ત્રીજા ભવે, એટલે પ્રભુ મહાવીરના જન્મકાળથી પ્રારંભી ચોવીશમા પૂર્વભવે પ્રભુ રૂષભદેવના શાસનકાળમાં તેમના પુત્ર ભરત ચક્રવર્તીને ત્યાં પુત્રરૂપે

મરિચી નામથી ઉત્પન્ન થયેલ. તેણે પ્રભુ રૂપભદેવ પાસે દીક્ષા લીધી, પરંતુ કુળમદના કારણે ગર્વમાં આવી જઈ, જૈન સાધુનો વેશ મૂકી ત્રિદંડી સ્વરૂપે પ્રસિદ્ધ થયા. શરૂઆતમાં તો પ્રભુ રૂપભદેવના શાસનની તે પ્રરૂપણા કરતા અને જૈન સાધુઓ પ્રત્યે પ્રેમ રાખતા, પરન્તુ પાછળથી તેમણે પોતાના પંથની સવિશેષ પ્રરૂપણા કરી અને પરિણામે અનંત સંસાર વધાર્યો.

પ્રભુ રૂપભદેવની પાટપરંપરામાં વિનીતાનગરીને વિષે બીજા અજિતનાથ તીર્થંકર થયા. તેમના કાળમાં સગર નામે બીજા ચક્રવર્તી થયા. તેઓ પોતાના પુત્રો અને બહોળા કુટુંબ પરિવાર સાથે તીર્થયાત્રા કરતાં અષ્ટાપદ પર્વતની પાસે આવ્યા. અષ્ટાપદની યાત્રા કરતાં એનાં ભવ્ય મંદિરો જોઇ પોતાના પૂર્વજોની કીર્તિનું રક્ષણ કરવા સગર-પુત્રોએ અષ્ટાપદ-પર્વતની ફરતી દંડ રત્નથી ખાઇ કરી ગંગા નદીનું પાણી તે તરફ વાળ્યું.

સગરચક્રવર્ત્તીના પુત્રોના આ કાર્યથી ભુવનપતિના નાગકુમારના ભુવનોમાં પાણી પડવાથી ખળભળાટ થયો ને પરિણામે નાગકુમારના ઇન્દ્રે (ભુવનેન્દ્રે) પોતાની દૃષ્ટિજ્વાળાથી સગરચક્રવર્ત્તીના સર્વ કુમારોને બાળી ભસ્મ કર્યા અને ગંગાનો પ્રવાહ એવો તો ખળભળાટમય બનાવી મૂકયો કે જેના પુર-પ્રવાહથી ગામો, ગ્રામ્યજનો અને મોટાં મોટાં નગરોને ભયંકર નુકસાન થયું. આથી સગર રાજાએ પોતાના પૌત્ર ભગીરથને ભુવનેન્દ્રને પ્રસન્ન કરવા, ગંગાતટે ઉગ્ર તપશ્ચર્યા કરવા આજ્ઞા કરી તેણે ઉગ્ર તપશ્ચર્યાથી ભુવનેન્દ્રને પ્રસન્ન કરી ગંગાજીને પોતાની પાછળ પાછળ લાવી સમુદ્ર સાથે મેળવી દઇ લોકોનું સંકટ દૂર કર્યું, તેમજ પોતાના પિતા તેમજ કાકા વિગેરેને પુનર્જીવન પ્રાપ્ત કરાવ્યું. ત્યારથી ગંગા જાહ્નવી અથવા **ભાગીરથી**ના નામે પ્રસિદ્ધિને પામી

બીજા તીર્થંકર શ્રી અજિતનાથના મોક્ષગમન પછી શ્રી સંભવનાથ નિર્વાણ એમ વીશ તીર્થંકર પર્યન્ત કેટલોએ કાળ ચોથા આરાનો પસાર થયો, જેમાં ઐતિહાસિક નોંધવા લાયક આત્મપ્રભાવિક પ્રમાણભૂત વસ્તુઓ ઘણી ય બની ગઇ જેની સાથે ઇતિહાસને સંબંધ ન હોવાથી વીશમા તીર્થંકરના સમયકાળથી આપણે જૈનગ્રંથોના આધારે ઇતિહાસની નોંધ નીચે પ્રમાણે લઇ શકીએ

આ વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામી મગધદેશની રાજગૃહી નગરીમા ઉત્પન્ન થયા તેમના સમયમાં હસ્તિનાપુર નગરમાં પદ્મનાભ રાજા રાજ્ય કરતો હતો તેને વિષ્ણુ-કુમાર અને મહાપદ્મ નામે બે પુત્રો હતા, જેમાં મહાપદ્મે છ ખંડ પૃથ્વીને જીતી નવમા ચક્રવર્ત્તીનું પદ પ્રાપ્ત કર્યું.

શ્રી મુનિસુવ્રતસ્વામીના તીર્થકાળમાં સનાતનધર્મપ્રવર્તક રામ, લક્ષ્મણ, રાવણ આદિ ઐતિહાસિક મહાપુરુષો થયા છે, કે જેના અંગે રામાયણની રચના થઇ છે. વળી તે કાળની રામરાજ્ય તરીકેના સનાતન યુગની નોંધ ખાસ ગ્રંથારૂઢ થઇ છે, એટલું જ નહિ પણ આ અવતારી

મહાપુરુષને આજે સનાતનધર્મીય કરોડો ભારતવાસીઓ ઇશ્વર તરીકે પૂજે છે. જૈન ગ્રંથકારોએ પણ આ અવતારી મહાપુરુષની નોંધ પોતાના ગ્રંથમાં લઇ તેમનું માન સાચવ્યું છે.

શ્રી મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં આઠમા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ થયા છે. તેવી જ રીતે રામ, લક્ષ્મણના સમયમાં ગૌતમ નામના મહાન ઋષિ થયા છે કે જેમણે ન્યાયશાસ્ત્ર રચ્યું છે.

શ્રી મુનિસુવ્રતસ્વામીના મોક્ષગમન પછી એકવીશમા તીર્થંકર શ્રી નમિનાથ થયા. તેમના સમયમાં હરિસેન અને જય નામે દશમા, અગિયારમા ચક્રવર્તીઓ થયા. તેમણે છ ખંડ પૃથ્વીને જીતી ભરતની રાજ્યગાદી ઉપર રાજ્ય કર્યું. નમિનાથના મોક્ષગમન પછી બાવીશમા શ્રી નેમિનાથ નામે તીર્થંકર થયા, જેમના સમયમાં છેલ્લા વાસુદેવ, બળદેવ અને પ્રતિવાસુદેવ શ્રી કૃષ્ણ, બળભદ્ર અને જરાસંધ થયા. જરાસંધ મગધદેશ પર આધિપત્ય ભોગવતો હતો. એમના સમયમાં વેદવ્યાસ ઋષિ થયા છે, જેમણે મહાભારત આદિ ગ્રંથોની રચના કરી છે, જે વર્તમાનકાળે સુધારા-વધારા સાથે પ્રચલિત છે.

આ કાળથી બ્રાહ્મણ ભાષ્યોનું જોર વધવાથી તેઓએ નવી નવી શ્રુતિઓ રચી પોતાની માન્યતા પ્રચલિત કરી એટલે ભરતમાં તે સમયથી અસંયતની પૂજા કહેતાં ગૃહસ્થાશ્રમીઓની પૂજા ચાલુ થઇ, જે આજ સુધી સનાતન અને જૈનેતર ધર્મ-મતોમાં ચાલે છે.

નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથજીના કાળમાં બ્રાહ્મણભાષ્યોનું જોર વધવાથી જૈન-સંઘમાં વિચ્છેદ પડયો. તે પછી દશમા શ્રી શીતલનાથજી તીર્થંકર થયા જેમનો સત્ય ઉપદેશ બ્રાહ્મણભાષ્યોએ માન્ય રાખ્યો નહિ અને તેઓ ખુલ્લી રીતે જૈનધર્મના ખંડનમાં ઊભા રહ્યા; એટલું જ નહિ પણ ભોળા અને શ્રદ્ધાળુ લોકોને સમજાવી પોતે પૂજાવા લાગ્યા. શ્રાદ્ધ, દાન, વિગેરેમાં પોતે જ પોતાની જાતને મહત્ત્વતા આપી તેઓએ ધર્મ નિમિત્તે ધન એકઠું કરવા માંડયું. એમની પરંપરાએ રચાયેલી નવી નવી શ્રુતિઓને વ્યાસઋષિએ એકઠી કરી વેદની રચના કરી.

× × ×

બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથના સમકાળે સનાતન ધર્મના મહાન્ અવતારી વાસુદેવ-શ્રીકૃષ્ણ, બળદેવ-બળભદ્ર અને પ્રતિવાસુદેવ-જરાસંધ જેવા મહાપુરુષો થયા. જેમના કાળમાં વ્યાસ ઋષિ જેવા મહાન્ વેદાન્તી ઋષિએ સનાતનધર્મના કરેલા ફેલાવાથી અને તે કાળમાં કૌરવો અને પાન્ડવો વચ્ચે થયેલ મહાન્ ધર્મયુદ્ધના કારણે શ્રી કૃષ્ણ વાસુદેવે મહાન ધનુર્ધારી અર્જુનને ધર્મરહસ્ય સમજાવવા ગીતા નામના ખાસ ગ્રંથની રચના કરી, રાજ્યધર્મ સાથે વેદાન્તિકધર્મ સમજાવ્યો. તે પ્રમાણે તે જ કાળમાં વ્યાસ ઋષિએ મહાભારત આદિ ગ્રંથોની રચના કરી. ત્યારપૂર્વે શ્રી મુનિસુવ્રતસ્વામીના સમકાળે

થયેલ અવતારી મહાપુરુષ શ્રી રામચંદ્રજી જેઓનું યુદ્ધ રાવણની સાથે થયેલું હતું તેના અંગે આ મહાપુરુષે, ગૌતમ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા સનાતનધર્મના મહાન્ ઋષિઓએ સનાતનધર્મનો ફેલાવો કર્યો કે જે ચારે દિશામાં વૃદ્ધિને પામ્યો.

યુગાદિ પ્રથમ તીર્થંકર શ્રી રૂષભદેવના કાળથી પ્રારંભી ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના કાળ સુધી સનાતનધર્મમાં યજ્ઞોનું બળ વધવા લાગ્યું. સાથેસાથે જૈનધર્મને પાળનારી પ્રજા સનાતનધર્મપ્રેમી બની. રાજ્યધર્મ તરીકે આ કાળ સુધી જૈનધર્મે જે સુંદર પ્રગતિ કરી હતી તેમાં ઊણપ આવી અને સનાતનધર્મ વધુ પ્રમાણમાં ફેલાવા લાગ્યો.

શ્રી કૃષ્ણ વાસુદેવ જેવા અવતારી મહાપુરુષના જ રાજ્યકુટુંબમાં શ્રી નેમિનાથ જેવા બાવીશમા તીર્થંકરે જૈન ધર્મનો ડંકો વગાડયો.

ત્યારબાદ પંજાબ અને પાંચાલ દેશના કાંપિલ્યપુર નામના નગરમાં બ્રહ્મદત્ત નામે ભરતખંડના બારમા યાને છેલ્લા ચક્રવર્તી રાજા થયા, જેઓ છ માસમાં છ ખંડ પૃથ્વી તાબે કરી ભરતક્ષેત્રના છેલ્લા સાર્વભૌમ બન્યા



# ખંડ ૨ જો



## પ્રકરણ ૧ લું.

---

### મગધ સામ્રાજ્ય : : શિશુનાગ વંશ.

૧. મહારાજા શ્રેણિક–( બિંબિસાર )

૨. અજાતશત્રુ–( કુણિક )

૩. ઉદયાશ્વ.

**કાશી પ્રદેશ પર શિશુનાગ વંશની સ્થાપના—**

**કા**શી દેશના પ્રાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં જણાય છે કે ઇ. સ. પૂર્વે આઠમી સદીમાં ઇક્ષ્વાકુવંશી રાજા અશ્વસેનનું ત્યાં રાજ્ય હતું, જેઓ જૈનધર્મના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના પિતા થતા હતા. આ પાર્શ્વકુમારે પોતાના પિતાની હયાતીમાં અને તેમના જ રાજ્યકાળે સંસારત્યાગ કરી ૩૦ વર્ષની વયે દીક્ષા લીધી હતી, અને ૭૦ વર્ષ સુધી સાધુજીવન ગાળી ૧૦૦ વર્ષની વયે નિર્વાણપદની પ્રાપ્તિ પ્રભુ મહાવીર નિર્વાણનાં ૨૫૦ વર્ષ પૂર્વે કરી હતી પ્રભુ શ્રી પાર્શ્વનાથનો જન્મ ઇ. સ. પૂર્વે ૮૭૭ માં થયો હતો અને તેમની દીક્ષા ઇ. સ. પૂર્વે ૮૪૭ માં થઇ ત્યારે તેમના પિતા અશ્વસેન કાશીની રાજ્યગાદી ઉપર હતા, જેઓનું મૃત્યુ પાર્શ્વનાથના દીક્ષા લીધા પછી થયું હતું.

શિશુનાગ વંશની સ્થાપના કાશીપ્રદેશ ઉપર કઇ રીતે થઇ તેના ઇતિહાસમાં ઊંડા ઊતરતાં નીચે પ્રમાણે હકીકત પ્રાપ્ત થાય છે.

જ્યારે મહારાજા અશ્વસેનના સ્વર્ગવાસથી ઇક્ષ્વાકુ વંશનો વિધ્વંસ થયો તે કાળે અવંતીના પ્રદેશ ઉપર વિતીહોત્રીઓની સત્તા હતી. તેઓએ પોતાનો મૂળપ્રદેશ જે ગુમાવ્યો હતો તે પ્રદેશ ઉપર એટલે બનારસ અને કાશી ઉપર વિતીહોત્રીઓએ પોતાના પુત્ર શિશુનાગને બેસાડ્યો. એટલે શિશુનાગ રાજા કાશીપતિ થયો અને તેણે શિશુનાગ વંશની સ્થાપના કરી કાશી પ્રદેશ પર પોતાનો અમલ ચાલુ કર્યો. આ ઘટનાને વાયુપુરાણ, મત્સ્યપુરાણ વિગેરે પુરાણો પણ પુષ્ટિકારક અભિપ્રાયો આપે છે.

કેટલાંએક કારણોસર રાજા શિશુનાગને આ કાળે મગધની રાજ્યધાની ગિરિવ્રજ જવુ પડ્યું હતું, જેને પરિણામે પોતાની ગેરહાજરીમાં કાશીપતિ તરીકે પોતાના પુત્રને તે રાજ્યગાદી ઉપર બેસાડતો ગયો. એટલે શિશુનાગ વંશી ક્ષત્રિય રાજાઓ આ રીતે કાશીપતિ બન્યા. વળી તેનો હક્ક મગધની રાજ્યગાદી ઉપર સ્વીકારાયેલ હોવાથી મગધ અને કાશીના પ્રદેશો શિશુનાગવંશીય રાજાઓની સત્તા નીચે આવ્યા.

આ શિશુનાગ વંશના રાજાઓ શ્રમજીવી ક્ષત્રિયો હતા, જેઓનું મુખ્ય સંસ્થાન મગધ અને વિદેહ મુખ્યત્વે કરી ગણાતા; પરંતુ તેઓ અલગ અલગ રાજ્યકારણોને અંગે જુદા જુદા પ્રાંતોમાં છેક પશ્ચિમ તરફના સિંધુપ્રદેશ સુધી જઇ વસ્યા હતા.

આ સમયે અશ્વસેન રાજાની રાજ્યગાદી પર રાજ્યકુટુંબી, સગોત્રી તરીકે કોશલપતિનો પૂરતો હક્ક પહોંચતો હતો, છતાં કોશલવંશી રાજાના રાજ્યહક્કને ખુંચવી શિશુનાગે રાજ્યગાદી પચાવી પાડવાનાં કારણે કોશલપતિ અને કાશીપતિ વચ્ચે હંમેશાં "ત્રિયાં બારમું" રહેતું. કોશલપતિઓ અવારનવાર મગધ અને કાશી પ્રદેશો ઉપર ચઢી આવતા, જેના અંગે કાશીપ્રાન્ત થોડા કાળ સુધી કોશલપતિના હાથમાં જઇ ચઢ્યો હતો. આ પ્રમાણે મગધ અને કોશલપતિ વચ્ચે કાશીપ્રાન્તને અંગે વારંવાર યુધ્ધો થયાં હતાં; પરન્તુ જ્યારે મગધની ગાદીએ રાજા શ્રેણિક આવ્યો ત્યારે કોશલપતિની કુંવરી સાથે મહારાજા શ્રેણિકનો લગ્નસંબંધ જોડાતાં આ ઐતિહાસિક ઝઘડાનો અંત આવ્યો હતો, અને બન્ને દેશના ભૂપતિઓએ બસો વર્ષના ઝઘડાનો ભૂમિદાહ કરી છઠ્ઠી સદીમાં સુખે અને આનંદથી રાજ્ય કરવા લાગ્યા હતા. બાદ રાજા કોણિકના રાજ્યઅમલ સમયે ચિણગારી ઊડવા પામી હતી અને ચકમક ઝરી હતી, પરંતુ તેથી કંઇ મહત્ત્વતાભર્યો ફેરફાર થયો ન હતો.

ઉપર દર્શાવ્યા પ્રમાણે શિશુનાગ વંશ મગધની રાજ્યગાદી ઉપર ચાલુ થયો, જેમાં પ્રભુ મહાવીરના સમકાલીન રાજા તરીકે મહારાજા શ્રેણિક રાજ્યગાદીએ વિરાજતા હતા. તેમની પૂર્વે લગભગ ૨૨૫ વર્ષ સુધીના અમલમાં પાંચ રાજાઓ થયા હતા, જેઓનાં નામ નીચે મુજબ છેઃ—

**(૧) શિશુનાગ, (૨) કાકવર્ણ, (૩) ક્ષેમવર્ધન, (૪) ક્ષેમજીત, (૫) પ્રસેનજીત.**

આ પૈકી પાંચમા મહારાજા પ્રસેનજીતે લગભગ ૪૫ વર્ષ સુધી રાજ્યગાદી ભોગવી હતી એમ માલૂમ પડે છે. બાદ મહારાજા બિંબિસાર ઊર્ફે શ્રેણિક રાજકુમારને મગધની રાજ્યગાદી મળી તે સમયે શ્રેણિક કુમારની લગભગ વીસ વર્ષની ભરયુવાન વય હતી

આ શ્રેણિક કુમાર મહારાજા પ્રસનેજીતના સો રાજકુમારોમાંથી પાટવી કુંવર હતા. તેઓની રાજ્યગાદીની પ્રાપ્તિમાં તેમની ઓરમાન માતા અને ભાઇઓ તરફથી અનેક જાતના રાજ્યપ્રપંચો રચાયા હતા આ પ્રપંચોના કારણભૂત એક એવી ઘટના બની હતી કે જે જોતાં પ્રાચીન ભારતના ઇતિહાસમાં ભીષ્મપિતામહને ભીષ્મપ્રતિજ્ઞાના કારણભૂત જેવી રીતે માછીમારની કન્યા સત્યવતી બની હતી તેવી જ રીતે અહિ મહારાજા શ્રેણિકને રાજ્યગાદીને બદલે એક ભિલ્લકન્યાના કારણે દેશવટો લેવો પડ્યો હતો, જેનો ઇતિહાસ મહત્ત્વતાભર્યો તેમજ નોંધપાત્ર હોવાથી નીચે રજૂ કરવાની તક લઇએ છીએ

**મહારાજા એક ભીલ્લ કન્યા પર મોહિત થાય છે—**

એકદા વૃદ્ધાવસ્થાને કિનારે આવેલા મહારાજા પ્રસેનજીત શિકાર અર્થે જંગલોમાં ગયા હતા. ત્યાં સાથીઓથી જુદા પડતાં સંધ્યાકાળ થઇ જવાથી શિકારમુગ્ધ થયેલ રાજવીને એક પલ્લીપતિ ભિલ્લના ઘરનો આશ્રય લેવો પડ્યો, જેના કુટુંબમાં તિલકા નામે એક રૂપવતી કન્યા હતી પિતા તથા પુત્રીએ આંગણે પધારેલ પૃથ્વીપતિનું સુંદર સ્વાગત કરી કંદમૂળ વિગેરે જે કંઇક અલ્પાહાર સામગ્રી હતી તેનાથી મહારાજાને સંતોષ્યા.

જે સમયે મહારાજાશ્રીને યુવાન ભિલ્લપુત્રી જમણનો રસથાળ પીરસી રહી હતી તે સમયે મહારાજાશ્રીનું ધ્યાન રસોઇની મીઠાશ તરફ ન રહેતાં ભિલ્લકન્યા તરફ ચોટી રહ્યું હતું : "અહા ! શું સૌંદર્ય ? આવું સૌંદર્ય મારા અંતઃપુરની એકે રાણીમાં દેખાતું નથી. શું આ અમૃતમય સરોવરના કમળરૂપ ખીલેલા સૂર્ય અને ચંદ્ર જેવા બે ઘાટીલા સ્તનોની શોભા દેખાય છે !" મહામુનિઓ પણ કામદેવને "નવ ગજના" નમસ્કાર કરે છે ત્યારે આ વિલાસી રાજવીની તે શી ગુંજાશ ? આ વયોવૃદ્ધ રાજવી પોતાની વૃદ્ધાવસ્થાને ભૂલી ગયા, એટલું જ નહીં પણ તે પોતાનુ પ્રજાપાલક તરીકેનું બિરુદ પણ વિસરી ગયા તેણે તુરત જ પલ્લિપતી પાસે તેની કન્યાના હાથની માગણી કરી.

સુજ્ઞ વાચક, મહારાજા પ્રસેનજીતના અંતઃપુરની રચનાનું અને તેમાં રહેલ દેશદેશની અનેક સુંદર યૌવનાઓનું જો વર્ણન કરવા બેસીએ તો પાનાનાં પાનાંઓ ભરાય તેમ છે, છતાં અનેક જાતની ઘટનાઓને બાજુએ મૂકી અમો એટલું જણાવીએ છીએ કે અંતઃપુરની અનેક રાણીઓને ભાગ્યે જ મહારાજા પ્રસેનજીતની મુલાકાતનો લાભ મળતો.

અલગ અલગ રાણીઓથી મહારાજા પ્રસેનજીતને, જે સમયની આપણે આ ઘટના લખીએ છીએ તે સમયે, લગભગ નવાણું પુત્રોની પ્રાપ્તિ થઇ ચૂકી હતી.

પલ્લીપતિએ શરમનો ત્યાગ કરી પોતાની પુત્રીનું માગુ કરનાર મહારાજાશ્રીને ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે—"હે રાજન્! **જેનાં પાપનો પૂરેપૂરો ઉદય થયો હોય તેના જ નસીબમાં પૂર્વભવના પાપોદયે રાજાની રાણીનું પદ પ્રાપ્ત થાય છે.** જેઓ કારાગૃહના ઉપરી હોય, અથવા તો પશુઓને હણનાર કસાઈ હોય એવાઓ પોતાના જીવનમાં પોતાની સમજશક્તિ પ્રમાણે પુણ્ય કરે તો તે મરીને રાજરાણી થાય છે, માટે મહારાજશ્રી! આપે મારી પુત્રી તિલકાની માગણીની હઠ મૂકી દેવી તેણીને એક ગૃહસ્થની પત્ની થવામા જેટલું સુખ મળશે તેટલું સુખ તમારા વૈભવશાલી રાજ્યમહેલમા નહીં મળે; બલકે સુવર્ણ પિંજરે પુરાયેલ મેના જેવી તેની સ્થિતિ થશે આના સબધમા પૂર્વે થયેલ મહર્ષિઓએ પણ કહ્યું છે કે:—

> प्राणीः स्वेच्छाच्छिदः, क्रुशः कारागारनियोगिनः ।
> मृत्वा सत्पात्रदानेन, जायन्ते नृपयोषितः ॥

પલ્લીપતિનો આવો જવાબ સાભળી મહારાજા નિરાશ થયા હતા તે સમયે દૂરથી પોતાના સૈન્યને પોતાની શોધમા આવતુ જોઈ મહારાજાશ્રીએ તે વાત પણ પડતી મૂકી દીધી અને વિશેષ મોડું થયેલ હોવાથી મહારાજાશ્રી ગિરિવ્રજ તરફ પ્રયાણ કરી ગયા.



# પ્રકરણ ૨ જું.

---

## બિંબિસારનું દેશાટન.

કહેવાની જરૂરિયાત નથી કે ત્યારબાદ પ્રયાસને પરિણામે મહારાજાશ્રીનાં લગ્ન થોડા દિવસોમાં ભિલ્લકન્યા સાથે થઈ ગયાં, અને મહારાજાશ્રીનાં અંતઃપુરના સુવર્ણપાંજરે એક વધુ નિર્દોષ મેના પુરાઈ. કાળે કરી થોડા જ દિવસમાં તિલકાવતી રાણીને એક પુત્ર થયો, જે પુત્રની અવસ્થા રાજ્યકુમાર બિંબિસાર જેટલી જ સમાન હતી. આ પ્રમાણે મહારાજા પ્રસેનજીતને બરોબર સો પુત્રો થયા.

### રાજ્યગાદી માટે રાજ્યપુત્રોની પરીક્ષા—

એક દિવસ પાટવીકુંવર અર્થે રાજ્યગાદીનો નિશ્ચય પોતાની વૃદ્ધાવસ્થાને અંગે મહારાજાશ્રીએ ભરસભામાં જાહેર કીધો તે જ રાત્રિએ મહારાજાશ્રીનું ચિત્ત હરનારી તિલકાવતીએ લગ્નસમયે પોતાને થનારા પુત્રને રાજ્યગાદીનું આપવાનું આપેલ વચન યાદ કરાવ્યું.

કૈકેયી અને કૌશલ્યા જેવો આ પ્રસંગ મહારાજાશ્રીની નજર સામે ઊભો રહ્યો. આ સમયે રણવાસની દેવાંગનાઓ પોતાના બુઝાતા આત્મદીપક પ્રસંગે ભયંકર દાવાનળ સરખી મહારાજાશ્રીને જણાવા લાગી.

આ કાળના નૃપતિઓ પોતાને દેવાંશી માનતા હતા અને ભાગ્યેજ વચનભંગ કરતા હતા. મહારાજા હરિશ્ચંદ્ર જેટલી વચન-ટેક તો આ કાળે નહોતી છતાં દેવાંશી રાજાઓ વચનાર્થે મરી ફીટતા. અહિં પણ તેમજ બન્યું.

### પાટવીકુંવર બિંબિસારનો દેશવટો—

બીજે દિવસે રાજ્યકુમારોની પરીક્ષા નિમિત્તે અલગ અલગ ત્રણ પ્રકારની વ્યૂહરચ-

નાએ રચવામાં આવી, જેમાં ઇરાદાપૂર્વક મહારાજાશ્રીએ અતિ ખિન્ન હૃદયે પાટવીકુમાર બિંબિસારનું અપમાન એવા કડક શબ્દોમાં કર્યું કે જેના અંગે રાજ્યકુમારે તત્ક્ષણે રાજ્યમહેલ અને રાજ્યગાદીને બદલે વનવાસ સ્વીકારી લીધો અને પોતે તે જ ઘડીએ અશ્વારૂઢ થઇ, નદીતટે જઇ ત્યાંથી ઉપડતા એક જહાજમાં એક મુસાફર તરીકે પોતાનું **ગોપાળકુમાર** નામ રાખી, બાહુબળથી ભાગ્ય પરીક્ષાર્થે સાધારણ માનવીની માફક લગભગ સત્તર વર્ષની યુવાવસ્થાએ નીકળી પડ્યો.

જોતજોતામાં પાટવીકુંવર બિંબિસારના વનવાસની ખબર વિજળીવેગે મગધમાં ફેલાઇ ગઇ. વયોવૃદ્ધ રાજવીને જગતે ઠપકો આપ્યો, પરંતુ વિધિના લેખ જ્યાં નિર્માણ થયા હોય તેને કોણ મિથ્યા કરી શકે ? મહારાજાશ્રીને ભયંકર પશ્ચાત્તાપ થયો. બિંબિસાર કુમારની શોધ ચારે દિશાએ થઇ, પરંતુ બિંબિસાર કુમારે સ્થળને બદલે જળમાર્ગનો પ્રવાસ શરૂ કરેલ હોવાથી તેનો પત્તો મળી શક્યો નહી.

## બિંબિસાર એક સાધારણ મુસાફર તરીકે બેન્નાતટ નગરે—

અમો પણ બિંબિસારને ગોપાળના ઉપનામથી સંબોધી તેને લગતો ઇતિહાસ તે જ નામે રજૂ કરીશું.

જે વહાણમાં ગોપાળ બેઠો હતો તેમાં ગણ્યાંગાંઠ્યાં જ માણસો હતાં. ગંગા-પ્રવાહમાં થોડા દિવસ સુધીની મુસાફરી પછી તે વહાણ ભરસમુદ્રમાં આવ્યું. પછી એકંદરે લગભગ વીસેક દિવસની મુસાફરી પછી તે વહાણ **બેન્નાતટ** નગરે જઇ પહોંચ્યું. આ નગરનું બીજું નામ **ધનકટક** પણ હતું. આ બેન્નાતટ નગર સોળ મહારાજ્યોમાં ગણાતા સિંધસોવિર પ્રાન્તની રાજ્યધાનીનું નગર હતું. એટલે મગધથી નીકળેલ ગોપાળ સિંધ પ્રાન્તના બેન્નાતટ બંદરે ઊતર્યો. આ સમયે જેવી રીતે અત્યારે હિંદુસ્તાનમાં મુંબઇ અને બ્રિટનમાં લંડન વેપારી બંદર તરીકે ગણાય છે તેવી જ રીતે આ બેન્નાતટ નગર તે સમયે જાહોજલાલીથી ભરપૂર, સમૃદ્ધિવાન અને વાણિજ્યમાં અગત્યતાભર્યું સ્થાન ભોગવતું હતું.

સિંધપ્રાન્તમાં પ્રવેશ કરતાં આ વહાણને જળઘોડાના ભયંકર ઉપદ્રવમાં સપડાવું પડ્યું હતું. આ સમયે વહાણમાં બેઠેલ સર્વે મુસાફરોનો આ ગોપાળકુમારે વીરતાપૂર્વક જળઘોડાનો પોતાના ભાલાથી નાશ કરી બચાવ કર્યો હતો. પરિણામે તે વહાણમાં બેઠેલ, ઉપકારવશ બનેલ એક શ્રીમંત શેઠનો તેના ઉપર સ્નેહ બંધાયો હતો. બેન્નાતટ બંદર ઉપર રોજ અનેક વહાણો લંગર નાખતાં, ઠલવાતાં, ભરાતાં અને પાછાં સફરે ઉપડી જતાં. ઘણાં વહાણો લાંબી સફરે અરબસ્તાન, ઍડન, ઇજીપ્ત, ગ્રીસ અને રોમ સુધીના પ્રદેશો તરફના હોવાથી તેઓને લાંબી મુસાફરીથી આવતાં અથવા જતાં આ બંદરે ખોરાક, પાણી અને વિશ્રાન્તિ અર્થે તેમજ કેટલાએક દેશ-પરદેશના મુસાફરોને આ પ્રદેશ નિહાળવાના અથવા તો અનેક જાતની મહત્ત્વભરી જિજ્ઞાસાની તૃપ્તિના અર્થે અહિં લાંગરવાનું બનતું.



ધનકટકમા ખોદકામ કરતા બેનાતટ નગરેથી મળી આવેલી
**શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાચીન પ્રતિમા.**

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

નાઓ રચવામાં આવી, જેમાં ઇરાદાપૂર્વક મહારાજાશ્રીએ અતિ ખિન્ન હૃદયે પાટવીકુમાર બિંબિસારનું અપમાન એવા કડક શબ્દોમાં કર્યું કે જેના અંગે રાજ્યકુમારે તત્ક્ષણે રાજ્યમહેલ અને રાજ્યગાદીને બદલે વનવાસ સ્વીકારી લીધો અને પોતે તે જ ઘડીએ અશ્વારૂઢ થઇ, નદીતટે જઇ ત્યાંથી ઉપડતા એક જહાજમાં એક મુસાફર તરીકે પોતાનું **ગોપાળકુમાર** નામ રાખી, બાહુબળથી ભાગ્ય પરીક્ષાર્થે સાધારણ માનવીની માફક લગભગ સત્તર વર્ષની યુવાવસ્થાએ નીકળી પડ્યો.

જોતજોતામાં પાટવીકુંવર બિંબિસારના વનવાસની ખબર વિજળીવેગે મગધમાં ફેલાઇ ગઇ. વયોવૃદ્ધ રાજવીને જગતે ઠપકો આપ્યો, પરંતુ વિધિના લેખ જ્યાં નિર્માણ થયા હોય તેને કોણ મિથ્યા કરી શકે ? મહારાજાશ્રીને ભયંકર પશ્ચાત્તાપ થયો. બિંબિસાર કુમારની શોધ ચારે દિશાએ થઇ, પરંતુ બિંબિસાર કુમારે સ્થળને બદલે જળમાર્ગનો પ્રવાસ શરૂ કરેલ હોવાથી તેનો પત્તો મળી શકયો નહી.

### બિંબિસાર એક સાધારણ મુસાફર તરીકે બેન્નાતટ નગરે—

અમો પણ બિંબિસારને ગોપાળના ઉપનામથી સંબોધી તેને લગતો ઇતિહાસ તે જ નામે રજૂ કરીશું.

જે વહાણમાં ગોપાળ બેઠો હતો તેમાં ગણ્યાંગાંઠયાં જ માણસો હતાં. ગંગા-પ્રવાહમાં થોડા દિવસ સુધીની મુસાફરી પછી તે વહાણ ભરસમુદ્રમાં આવ્યું. પછી એકંદરે લગભગ વીસેક દિવસની મુસાફરી પછી તે વહાણ **બેન્નાતટ** નગરે જઇ પહોંચ્યું. આ નગરનું બીજું નામ **ધનકટક** પણ હતું. આ બેન્નાતટ નગર સોળ મહારાજ્યોમાં ગણાતા સિંધસોવિર પ્રાન્તની રાજ્યધાનીનું નગર હતું. એટલે મગધથી નીકળેલ ગોપાળ સિંધ પ્રાન્તના બેન્નાતટ બંદરે ઊતર્યો. આ સમયે જેવી રીતે અત્યારે હિંદુસ્તાનમાં મુંબાઇ અને બ્રિટનમાં લંડન વેપારી બંદર તરીકે ગણાય છે તેવી જ રીતે આ બેન્નાતટ નગર તે સમયે જાહોજલાલીથી ભરપૂર, સમૃદ્ધિવાન અને વાણિજ્યમાં અગત્યતાભર્યું સ્થાન ભોગવતું હતું.

સિંધપ્રાન્તમાં પ્રવેશ કરતાં આ વહાણને જળઘોડાના ભયંકર ઉપદ્રવમાં સપડાવું પડયું હતું. આ સમયે વહાણમાં બેઠેલ સર્વે મુસાફરોનો આ ગોપાળકુમારે વીરતાપૂર્વક જળઘોડાનો પોતાના ભાલાથી નાશ કરી બચાવ કર્યો હતો. પરિણામે તે વહાણમાં બેઠેલ, ઉપકારવશ બનેલ એક શ્રીમંત શેઠનો તેના ઉપર સ્નેહ બંધાયો હતો. બેન્નાતટ બંદર ઉપર રોજ અનેક વહાણો લંગર નાખતાં, ઠલવાતાં, ભરાતાં અને પાછાં સફરે ઉપડી જતાં. ઘણાં વહાણો લાંબી સફરે અરબસ્તાન, એડન, ઇજીપ્ત, ગ્રીસ અને રોમ સુધીના પ્રદેશો તરફના હોવાથી તેઓને લાંબી મુસાફરીથી આવતાં અથવા જતાં આ બંદરે ખોરાક, પાણી અને વિશ્રાન્તિ અર્થે તેમજ કેટલાએક દેશ-પરદેશના મુસાફરોને આ પ્રદેશ નિહાળવાના અથવા તો અનેક જાતની મહત્ત્વભરી જિજ્ઞાસાની તૃપ્તિના અર્થે અહિં લાંગરવાનું બનતું.



ધનકટકમા ખોદકામ કરતા બેનાતટ નગરેથી મળી આવેલી
**શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાચીન પ્રતિમા.**

શ્રી મહોદય પ્રેસ—ભાવનગર

આ પ્રમાણે દેશ-પરદેશનાં માણસોની આવજાને અંગે બેન્નાતટ નગર વૈભવશાલી અને રંગીલું બન્યું હતું. ચોરાશી બજારે અને વિધવિધ પ્રજાના વસવાટનું આ બંદર ભારતના કીર્તિસ્તંભ તરીકે ગણાતું. અનેક નવયુવાનો પોતાના ભાગ્ય-પરીક્ષાર્થે અહિં આવતા.

## ગોપાળકુમાર ઇંદ્રદત્ત શેઠને ત્યાં—

ગોપાળ અને વૃદ્ધ વણિક વેપારી વહાણુમાંથી ઊતરતાં, બંદર કિનારે ઊભેલ ઇન્દ્રદત્ત શ્રેષ્ઠીએ વૃદ્ધ વેપારી સન્મુખ જોઈ પૂછયું કે—"કોણુ અનરાજજી? કયાંથી? અને કઇ તરફ?" વૃદ્ધ વણિકે જવાબ આપ્યો કે—"ગિરિવ્રજથી આવું છું અને હજી આગળ જવું છે."

"સાથે આ યુવાન કોણુ છે?" ઇંદ્રદત્તે પુનઃ પ્રશ્ન કર્યો ત્યારે વૃદ્ધ વણિકે જણાવ્યું કે—"શ્રેષ્ઠિવર્ય! આ યુવાન સાથે હતો એટલે જ અમો સલામત છીએ. શું તેની વીરતા? આ યુવાને ભાલાના ઘાથી ભયંકર જળઘોડાને દરિયાની તળે બેસાડી અમારું રક્ષણુ કર્યું છે. એનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે."

ઇન્દ્રદત્તશેઠે યુવાન સન્મુખ નજર કરતાં તેની આંખો આ મુસાફરમાં રાજ્યતેજ નિહાળતાં ઠરી ગઇ, અને તેને અનરાજ શેઠ સાથે પોતાના મહેમાન થવા આગ્રહ કર્યો. તુરત જ અનરાજ અને ગોપાળ ઇંદ્રદત્ત શેઠને ત્યાં ગયા.

× × ×

"તારકી જ્યોતમાં ચંદ્ર છૂપે નહિ, સૂર્ય છૂપે નહિ બાદલ છાયા,
રીડ પડે રજપૂત છૂપે નહિ, દાતા છૂપે નહિ મંગન ઘર આયા;
ચંચળ નારીકો નયન છૂપે નહિ, પ્રીત છૂપે નહિ પૂંઠ દીખાયા,
કહત 'કબીરા' સુણો શાહ અકબર, 'કર્મ' છૂપે નહિ ભભૂત લગાયા."

આજે આ શું? ઇન્દ્રદત્ત શેઠની દુકાન ઉપર એકદમ ઘરાકોનો દરોડો કયાંથી પડવા માંડયો? ઇંદ્રદત્ત શેઠે આટલી બધી ઘરાકી જોઇ આ ભાગ્યાત્માનાં પગલાંનો પ્રભાવ ગણી ગોપાળની તેણે સુંદર આગતાસ્વાગતા કરવા માંડી. ગોપાળે પોતાના પ્રવાસનું કારણુ "નોકરીની શોધ" એટલું જ જણાવ્યું. તેના વિનયયુક્ત ઉચ્ચ કોટિના ભાવથી ઇંદ્રદત્ત શેઠ આકર્ષાયા અને ગોપાળને સુખેથી પોતાને ત્યાં જ રહી પુત્રતુલ્ય જીવન ગાળવા જણાવ્યું.

ઇંદ્રદત્ત શેઠ આ સમયે લગભગ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હતા. તેને સુનંદા નામે અપ્સરાના રૂપને પણુ ભુલાવે તેવી રૂપગુણસંપન્ન એક પુત્રી હતી. આ પુત્રીને ચોસઠ કળાયુક્ત આદર્શ ગૃહિણી યોગ્ય સંસ્કારી ને શિક્ષણથી વિનીત બનાવી પુત્રના અભાવનું દુઃખ પુત્રીથી સંતોષ્યું હતું.

લગભગ ગોપાળ બે વર્ષ ત્યાં રહ્યો હશે તે સમય દરમિયાન ત્યાં આગળ દેવકીનંદ નામના પ્રસિદ્ધ સાર્થવાહનું વહાણુ બેન્નાતટ નગરે તેજંતુરીના જથ્થાની ખરીદી અર્થે આવી

ચઢયું. દેવકીનંદ સાર્થવાહે રત્નજડિત સુવર્ણના બિજોરાનું નજરાણું મહારાજા સમક્ષ ધરી નગરપતિ પાસેથી તેજંતુરીની માગણી કરી. રાજસભામાં અનેક શાહ-સોદાગરો અને વેપારીઓ હતા છતાં કોઈએ હામ ભીડી નહીં. બેન્નાતટ જેવા ચોરાશી બંદરના વાવટાવાળા બંદર ઉપર સાર્થવાહનો માગેલો માલ ન મળે તે જોઈ શાહ-સોદાગરને આશ્ચર્ય થયું. નગરપતિએ નગરમાં પડહ વગડાવી આદેશ કર્યો કે " નગરનો કોઈપણ વેપારી શાહ-સોદાગરની માગણી પૂરી કરશે તેને રાજ્ય તરફથી સારું સન્માન આપવામાં આવશે."

## ગોપાલ તેજંતુરીની પરીક્ષા કરી શેઠને સુખી કરે છે—

નગરપટહ આખા ગામમાં ફરી ઇન્દ્રદત્ત શેઠની દુકાન નજદીક આવી થોભ્યો અને પડહવાળાએ રાજ્યાજ્ઞા સંભળાવી. શેઠની દુકાન ઉપર બેઠેલા ગોપાળે દેવકીનંદ સાર્થવાહની તેજંતુરીની માગણી બરાબર સમજી અને પડહ વગાડનાર પાસે જઈ પડહને જનસમુદાય સમક્ષ સ્વીકારી તેજંતુરી પૂરી પાડવા માટેનું બીડું ઝડપ્યું.

ઇંદ્રદત્ત શેઠના કાને ગોપાળના સાહસની વાત આવી અને તેની સુધબુદ્ધ ઊડી ગઈ. તે ઊંડા વિચારમાં ગરકાવ બની ગયો કે-" અરે ! રે ! આખરે સોનાની છરીએ પેટ કાપ્યું ! આવી જાતની હાંસીથી રાજા મારાં બાળબચ્ચાંઓને બેહાલ કરશે, અને મારા કુળનું નીકંદન કાઢી નાખશે. તેજંતુરી કંઇ સામાન્ય ચીજ નથી કે જેથી દેવકીનંદ સાર્થવાહનું વહાણ ભરી શકાય." આ પ્રમાણે ઇંદ્રદત્ત શેઠ આકુળવ્યાકુળ બન્યા હતા તેવામાં ગોપાળનું કંઇક કારણસર શેઠ પાસે આવવું થયું. શેઠે હાંફળાફાંફળાં થઇ ગોપાળને કહ્યું કે ' ગોપાળ ! તેજંતુરીના અંગે રાજ્યપટહ સ્વીકારી હામ ભીડી એનો અર્થ શો ? શું તેજંતુરી રસ્તામાં પડી છે ? ' ગોપાળે કહ્યું: ' શેઠ ! રસ્તામાં નહી, પણ ઘરમાં ભરી છે. ' આ સાંભળી શેઠે વધુ જિજ્ઞાસાથી પૂછયું: " ગોપાળ શું તું ભાનમાં છે યા બેભાન ? ઘરમાં હોય અને તેની માહિતી મને ન પડે અને તને પડે તેનો અર્થ શું ? " બોલતાં બોલતાં શેઠની જીભના લોચા વળવા લાગ્યા. ગોપાળે તેને શાન્તવન આપતાં કહ્યું કે: " શેઠ, તેજંતુરી આપણા ઘરમાં જ ભરપૂર અને ઠેકાણાસર પડી છે. ચાલો તમને તે હું બતાવું. " શેઠ ને ગોપાળ વખાર તરફ ચાલ્યા. વખાર દુકાનના પાછલા ભાગમાં આવી હતી, જેની ચારે તરફ ઉંચી દીવાલો વચ્ચે મોટા મોટા ભંડારો ઊતારેલા હતા. કયા કયા કરીઆણાં અને કઇ કઇ વસ્તુઓને કઇ રીતે વધુ પ્રકાશ, ભેજ અથવા હવા જોઇએ તે ઉપર સમ્પૂર્ણ વિચાર કરી ભંડારોની ગોઠવણ કરવામાં આવી હતી. આ સિવાય કેટલાક ઓરડા પરચુરણ ચીજો માટે હતા. કેટલાએક ઓરડાઓ ઘણા વર્ષોથી અવાવરુ પડ્યા હતા, જેને ઉઘાડવાની કે તપાસવાની શેઠને પણ ફુરસદ મળી ન હતી.

ગોપાળે સેવકોને એ ઓરડા ઊઘાડવાનું કહ્યું ત્યારે શેઠે કહ્યું કે: "ગોપાળ ! એ તો ધૂળ અને માટીથી ભરેલા અને અવાવરુ છે. " **એમાં જ જે જોઇએ તે છે.** " એટલું

કહી ઉપરોક્ત ઓરડાઓ ખુલતાં ગોપાળે અખૂટ ભંડારમય તેજંતુરીની ધૂળનો ખોબો ભરી લાવી શેઠને કહ્યું કેઃ "શેઠ! જરા ઝીણી નજરથી પારખો તો ખરા કે આ તેજંતુરી છે કે બીજું કંઈ?"

શેઠની બન્ને આંખો આશ્ચર્યથી વિકસિત થઇ ગઇ. શેઠની કાબેલ નજરમાં થોડી જ પળમાં પોતાના વડીલોના હાથે ભરાયેલ તેજંતુરીનો અખૂટ ભંડાર સમજાયો. જેને માટી સમજી ઘણો વખત ફેંકી દેવા પ્રયત્નો કરેલા, પરંતુ "**સંઘરી ધૂળ પણ કોઇ સમયે કામમાં આવે છે.**" એ કહેવત પ્રમાણે સુજ્ઞ શેઠાણીની સલાહ અનુસાર શેઠે આ ઓરડાની ધૂળને રાખી મૂકી હતી.

ગોપાળ આ ઘરનો ઊંદર બનેલ હોવા સાથે સુનંદાનો પૂર્ણ પ્રેમપાત્ર અને શેઠનો વિશ્વાસુ બનેલ હોવાથી તેણે ઘરના ખૂણે ખૂણાની માહિતી મેળવી લીધી હતી. એટલે તેણે સમયનો લાભ મળતાં બંધ ઓરડાને ખોલી પોતાની ચકોર દૃષ્ટિએ ધૂળને તેજંતુરી તરીકે પારખી હતી.

શેઠના હર્ષનો પાર રહ્યો નહી અને શેઠે હર્ષઘેલા થઇ ગોપાળને અતિવ શાબાશી આપી. નગરના અન્ય વેપારીઓ સન્મુખ ઇંદ્રદત્ત શેઠ સાધારણ સ્થિતિના ગણાતા, એટલે તેઓએ શેઠના સાહસ માટે શેઠની મશ્કરી શરૂ કરી હતી. એવામાં જોતજોતા શેઠમાંને દરવાજે સાર્થવાહ પોતાની પોઠ લઇ હાજર થયો અને આશ્ચર્ય વચ્ચે ઇંદ્રદત્ત શેઠે નગરના રાજ્ય અમલદારો સન્મુખ દેવકીનંદ સાર્થવાહને પેટપૂરતી તેજંતુરી ભરી લેવા જણાવ્યું. નગરજનો અને વેપારીઓ તો ઇંદ્રદત્ત શેઠના આ સાહસને એકીટસે જોઇ રહ્યા. આ પ્રમાણે માત્ર એક જ દિવસના વેપારમાં ઇંદ્રદત્ત શેઠ ગોપાળની બુદ્ધિના કારણે સાધારણ વેપારીમાંથી શ્રીમંત વેપારી અને રાજ્યદરબારના માનીતા બન્યા.



## પ્રકરણ ૩ જું.

---

### દેવકીનંદ સાર્થવાહે ખોલેલો ભેદ અને ગોપાળકુમારનાં લગ્ન.

બેન્નાતટ નગરની વેપારીઆલમ તથા મહારાજાધિરાજના સાનંદાશ્ચર્ય વચ્ચે ઇંદ્રદત્ત શેઠે રાજધાનીની સાચવેલ અણુમોલ આંટના અંગે સૌના મનમાં જબરજસ્ત શંકા ઉત્પન્ન થઇ કે નિશ્ચયે આ ગોપાળ એ કોઇ સાધારણ પુરુષ નહીં પરંતુ મગધાધિપતિ મહારાજા પ્રસેનજીતનો વનવાસે નીકળેલ પાટવીકુંવર બિંબિસાર જ છે. આ વસ્તુનું સ્પષ્ટીકરણ મહારાજાશ્રી તથા ઇંદ્રદત્ત શેઠને ખાનગીમાં બોલાવી દેવકીનંદ સાર્થવાહે કરેલું. સબબ દેવકીનંદ સાર્થવાહનો મહારાજા પ્રસેનજીત સાથે નિકટ સબંધ હતો તેને બિંબિસાર કુમારના રાજ્યત્યાગની હકીકત અને વીર રાજપુત્રના દેશવટાની સમ્પૂર્ણ માહિતી હતી તેથી મહારાજા પ્રસેનજીતે દેશપર્યટનમા રાજ્યકુમારની શોધનું મહાન્ કાર્ય પણ તેને સુપ્રત કરેલું હતું.

દેવકીનંદ સાર્થવાહના મુખથી કુમાર બિંબિસારનું વૃતાન્ત સાંભળી મહારાણીશ્રીએ ઇંદ્રદત્ત શેઠની હાજરીમાં કુમાર બિંબિસાર ઊર્ફે ગોપાળને તુરત જ આમંત્રણ મોકલ્યું. રાજ્યપુત્રને સુશોભિત એવાં વસ્ત્રાભૂષણો પહેરી કુમાર ગોપાળ સેનાધિપતિ સાથે રાજ્યમહેલે ગયો રાજ્યખંડમાં પ્રવેશતાં જ દેવકીનંદ સાર્થવાહને જોતાં જ પોતાની પૂર્વસ્થિતિનું સ્મરણ થતાં કુમારની ચક્ષુઓમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી, છતાં હૃદયને કઠણ કરી અનુભવી રાજ્યપુરુષની જેમ ગોપાળકુમાર મહારાજાશ્રીને યોગ્ય નમસ્કાર કરી વિનયયુક્ત રીતે તેમની સન્મુખ ઊભો રહ્યો.

મહારાજાશ્રીએ ગોપાળકુમારનું બહુમાન કરી તેને નજદીકના આસન ઉપર બેસવા કહ્યું. સન્માનવિધિ પૂરી થતાં દેવકીનંદ સાર્થવાહે કુમારને સંબોધીને કહ્યું કે: “હે રાજ્યકુમાર! હજી કેટલાં વર્ષ સુધી વૃદ્ધ પિતાશ્રીને અને મગધની રાજ્યપ્રજાને ટળવળતા રાખવા છે? તમારા વનવાસથી મહારાજાશ્રીના હૃદયમાં એટલો બધો તો આઘાત થયો છે કે તેમણે તમારી અપરમાતા તિલકા સાથેનો બોલવાનો પણ વ્યવહાર બંધ કરી

દીધો છે. મગધની પ્રજાએ રાજ્યગાદીનો અધિકાર અન્ય કુમારોને સુપ્રત કરવાનો ખુલ્લો વિરોધ દર્શાવી આપની ચારે દિશાએ શોધ ચલાવી છે. આપની હાજરીની ત્યાં પળે પળે રાહ જોવાય છે, છતાં હે બિંબિસાર ! આજ બબ્બે વર્ષોથી તમારા જેવો મગધનો ભાવી નરેશ આ પ્રમાણે એક વણિકને ત્યાં સાધારણ રીતે દુકાનદારીમાં મજૂરી કરી નિર્વાહ કરે તે જોઇ ખરેખર આ મારી વૃદ્ધ ચક્ષુઓ પણ અશ્રુભીની થાય છે.” આટલું કહેતાં જ વૃદ્ધ દેવકીનંદ સાર્થવાહ ગોપાળને પોતાની બાથમાં લઇ વહેતા અશ્રુપ્રવાહે પ્રેમથી ભેટી પડ્યો.

જવાબમાં રાજ્યપુત્રે જણાવ્યું કે “પૂજ્ય કાકાશ્રી, જેવા **વિધિના લેખ**” એટલો જ ટૂંકો ને સંતોષકારક જવાબ આપી મગધ યુવરાજ મૌન બેઠો. સાર્થવાહે તુરત જ બિંબિસાર કુમારને મગધ મોકલવા ઇંદ્રદત્ત શેઠને વિનંતિ કરી. આ સમયે બિંબિસાર કુમારે વીરતાપૂર્વક જણાવ્યું કે “પૂજ્ય કાકાશ્રી ! આપ જઇ મગધની પ્રજા અને પૂજ્ય પિતાશ્રીને કહો કે ‘તમારો બિંબિસાર તમોને સંતોષકારક રીતે રાજીખુશીથી જણાવે છે કે તમારે મારા લઘુભ્રાતા( તિલકાનો પુત્ર )ને રાજ્યગાદી સુપ્રત કરી, મારી અપરમાતાની જિજ્ઞાસાને તૃપ્ત કરવી. તેમાં જ ગૌરવતા અને રાજ્યની શાન્તિ છે.’

બિંબિસારનો આવો જવાબ સાંભળી દેવકીનંદ સાર્થવાહે અનેક રીતની સમજણ આપી, છતાં ટેકીલા કુમારે કોઇપણ રીતે મગધ જવાની સાફ ના પાડી. એટલે દેવકીનંદે નિરુપાયે મગધ તરફ પ્રયાણ કર્યું. તે જ સમયે મહારાજાશ્રીને ઇંદ્રદત્ત શેઠે ગોપાળકુમાર સાથે પોતાની પુત્રી **સુનંદા**ના લગ્નનો વિચાર દર્શાવ્યો, જેનો આનાકાની બાદ છેવટે સૌની હાજરીમાં સ્વીકાર થયો. આ ઇંદ્રદત્ત શેઠ ચુસ્ત જૈનધર્મી હતા, અને તેમની પુત્રી સુનંદા પણ સુંદર સંસ્કારી અને ધર્માત્મા હતી.

મહારાજાશ્રી ને દેવકીનંદ સાર્થવાહે ખાનગીમાં મસલત કરી, આ લગ્નની સંમતિ એટલા માટે આપી કે વખતે બિંબિસાર કુમાર વધુ સાહસ કરી અહિંથી અન્ય સ્થળે જાય નહી.

ત્યારબાદ ટૂંક સમયમાં રાજ્યના સમ્પૂર્ણ સહકારથી ગોપાળકુમારનાં લગ્ન અતિ ધામધુમથી થયાં.

મહારાજાશ્રીએ મગધના પાટવીકુમાર અર્થે એક રાજમહેલ કાઢી આપી તેની તહેનાતમાં યોગ્ય રીતનો સેવકવર્ગનો બંદોબસ્ત કરી એક રાજ્યકુમારને લાયક દરેક જાતની સગવડ કરી આપી.

**भाग्यं फलति सर्वत्र, न च विद्या न च पौरुषं।**



## પ્રકરણ ૪ થું.

---

### મગધનો રાજ્યદૂત કુમારના મહેલે અને મગધમાં પુનરાગમન.

દેવકીનંદ સાર્થવાહે ત્યાંથી અન્ય સ્થળે ન જતાં પોતાની મુસાફરી મગધ તરફ ત્વરિત ગતિએ ચાલુ કરી અને લગભગ વીસ દિવસના જળમાર્ગનો પ્રવાસ ચૌદ દિવસમાં ત્વરિત ગતિએ પૂર્ણ કરી મહારાજા પ્રસેનજીતને ભેટવા અને કુમાર બિંબિસારની માહિતી આપવા તે રાજ્યમહેલે દોડી ગયો.

રાજ્યમહેલમાં પ્રવેશતાં જ પ્રસેનજીત રાજા મૃત્યુશય્યા પર પડેલા દેખાયા. નવાણું રાજ્યપુત્રો, રાણીઓ તથા મંત્રી, સામંત અને અન્ય સરદારો, દેશદેશના રાજ્યવૈદ્યો સાથે મહારાજાશ્રીની અંતિમ ઘડીઓ સુધારવા અર્થે ભગીરથ પ્રયત્નો કરતા હતા. મૃત્યુ-સમયે પણ મહારાજાના મુખમાં કુમાર બિંબિસારનાં દર્શનનોજ બકવાદ હતો: " મેં એ નિર્દોષને દંડ્યો ! મારે સગે હાથે તેના માથે મુગટ ને છત્ર બાંધી જાઉં એવી મારી અંતિમ ઇચ્છા છે. " આ પ્રમાણે મહારાજાશ્રીની અંતિમ ઇચ્છાના બકવાદે મગધ આખું બિંબિસારમય ઘેલું બન્યું હતું, અને જ્યાં ત્યાં બિંબિસાર કુમારની શોધની જ વાતો થતી હતી. બબ્બે વર્ષનાં વહાણાંઓ વાયાં છતાં ન તો કુમાર બિંબિસારનો પડછાયો ! ન તો તેના પવનવેગે કોઈ પણ સ્થળના સુખરૂપના સમાચાર મગધને મળ્યા ! જેથી મહારાજા સાથે ગિરિવ્રજની પ્રજા પોતાના માનીતા પાટવી રાજ્યકુમારને આ સમયે ઝંખતી હતી. એટલામાં દેવકીનંદ સાર્થવાહ ભેટણું લઇ મહારાજાની સન્મુખ હાજર થયો. રાજવીની સ્થિતિ જોઇ તેનું હૃદય પિગળ્યું અને તેણે બેન્નાતટ નગરની સવિસ્તર હકીકત સર્વની સન્મુખ કહી સંભળાવી. વળી રાજ્યકુમાર બિંબિસારનાં કુશળ-ક્ષેમ સાથે તેની વીરતાના સમાચારો પણ આપ્યા મહારાજા પ્રસેનજીતનું પરલોક સાથે તાર સાંધતું હૃદય આ હર્ષદાયક સાંભળી હર્ષઘેલું બન્યું, અને તુરત જ રાજ્યાધિકારીઓને હુકમ કર્યો કે " સ્થળ માર્ગે વિચક્ષણ સાંઢણી સ્વાર મોકલી કુમાર બિંબિસારને તુરત બેન્નાતટ બંદરેથી બોલાવવો. " જેને અંગે એક

પત્ર મહારાણીશ્રીએ એવો તો હૃદયભેદક શબ્દોમાં લખી મોકલ્યો કે જેની અસર રાજ્યકુમાર શ્રેણિક પર સચોટ થઈ, અને તેણે તુર્ત જ મગધ તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય કરી વાળ્યો.

× × ×

## પતિને પત્નીનો સદ્‌બોધ, સતીઓના દષ્ટાંતો—

પૂર્ણિમાની અજવાળી મધ્ય રાત્રિએ બેન્નાતટ નગરના રાજ્યમહેલની એક અગાસી ઉપર બે નવપરિણીત પંખીડાઓ ટૂંક દિવસના લગ્નના આનંદિત આસ્વાદો બાદ થનારા વિયોગ માટે અશ્રુપ્રવાહ વહેવરાવી રહ્યાં હતાં.

"નાથ ! 'પરદેશી સાથે પ્રીતડી ન બાંધીએ અને લગ્નથી ન જોડાઈએ.' એ કહેવત શું અત્યારે આપ સિદ્ધ કરી બતાવો છો ? આ ખીલતી કળીના બગીચાનો માળી અદૃશ્ય થતાં તે કળી ઝાડ ઉપર રહી રહી કઈ રીતે કરમાઈ જશે તેનો આપે ખ્યાલ કર્યો છે ખરો ? રાજ્યકુમાર ! આપે નળ અને દમયંતી, સતી અંજના અને પર્વતકુમાર, સતી સીતા અને રામ તથા સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર તથા સતી તારામતીની ઐતિહાસિક રાજ્ય-કથાઓ સાંભળી હશે ! નળનો વિયોગ થતાં સતી દમયંતીએ "ઓ નળ ! ઓ નળ !" કરી બાર વર્ષ સુધી વિયોગ દુઃખ અનુભવ્યું હતું અને જગતને પોતાના સતીત્વની ખાત્રી કરી આપી હતી. તેવી જ રીતે તારામતીએ દેવતાઇ પરીક્ષામાં પોતાના સાતે કુળ–ગોત્રોને તાર્યાં હતાં. સતીશિરોમણિ અંજનીએ મહારાજા પર્વતકુમારને રૂમાલ અને વીંટીની સાક્ષી આપી રાજ્યપુત્ર હનુમાન એ પર્વતપુત્ર છે એવી ખાત્રી કરી આપી સતીત્વ બતાવ્યું હતું તેવી જ રીતે સતી સીતાએ રાવણના છળ–કપટનો સામનો કરી પોતાના સતીત્વનો બચાવ કર્યો હતો. આ સાથે ભારતમાં થયેલ અનેક ઐતિહાસિક સતીશિરોમણિઓએ સ્ત્રીજાતિની ગૌરવતા વધારી છે; એટલું જ નહી પણ આર્યત્વની કીર્તિ ઉપર સુવર્ણ કળશ ચઢાવ્યો છે.

કુમાર ! તેમાંનો જ અને તે જ જાતનો દાખલો મારા નસીબમાં તો નથી લખાયો ને ? આ ક્ષણે મારા ઉપર સમ્પૂર્ણ પ્રેમ દેખાડતો રાજ્યપુત્ર ભવિષ્યમાં મગધ નરેશ થતાં રાજ્યમહેલોની રમણીઓના પાશમાં ગુંથાઇ પૂર્વોક્ત સતીઓની માફક મને રટન કરતી, અને 'નાથ' નામની માળાઓ ફેરવતી જોગણ તો નહિં બનાવે ને ? ઓ પતિદેવ ! આપણાં લગ્નને હજુ પૂરા ત્રણ માસ થયા નથી, જેમાં પ્રભુકૃપાએ મને ગર્ભનાં કંઈક શુભ ચિહ્નો દેખાય છે તેવામાં વૃક્ષવેલડીને મૃદુ જળ પાનાર તેનો માળી વેલડીના કમનસીબે અદૃશ્ય થાય છે. વાહ ! ભાગ્યવિધાતા તારી અકળ રચના કાંઈ ઓર જ છે" આટલું જ કહેતાં સુનંદા, શ્રેણિકકુમારના ખોળામાં શ્રાવણ અને ભાદરવો વહેવરાવતી ઢળી પડી. રાજ્યકુમારને પણ આ સમયે ઘણું જ લાગી આવ્યું. એક ત્રાજવામાં પિતૃ અને પ્રજાપ્રેમ અને બીજા ત્રાજવામાં પત્નીપ્રેમ જોખતાં તેને જન્મદાતાના

પિતૃપ્રેમ સાથે પ્રજાપ્રેમની કિંમત અધિક દેખાઇ. સ્નેહાળ પતિવ્રતા નવમુગ્ધ બાળાને સમ્પૂર્ણ દિલાસા સાથે પોતાના પ્રેમની નિશાનીમાં પોતાની મુદ્રિકા અને રૂમાલ આપી ગોપાળકુમારે જણાવ્યું કેઃ " ઓ સતી ! પ્રસંગોપાત જ્યારે તને મારી યાદ થાય ત્યારે આ મુદ્રિકા અને રૂમાલને મારા આત્માતુલ્ય માની સંતોષ માનજે. હું મગધ પહોંચતાં જ તને તેડાવી મગધની પટરાણી પદે સ્થાપીશ. ઓ પરદેશી બાળા ! તું મારા પ્રેમને પરદેશી પંખીસ ભ્રમરાતુલ્ય અનેક કમળોમાં ભટકનારા અંધ–રસજ્ઞ ન માનતી. અને પ્રભુ ઉપર ભરોસો રાખી શાન્તિથી ગર્ભના બાળકનું રક્ષણ કરી પ્રજાભક્તિમાં કાળ નિર્ગમન કરજે. જે સમય જાય છે તેમાં તું એમ જ માનજે કે તારે માટે મગધથી તેડું આવ્યું છે." આ પ્રમાણે મીઠું આશ્વાસન આપી, અવિચળ પ્રેમની નિશાની તરીકે પોતાની મુદ્રિકા અને રૂમાલ સુનંદાને સમર્પણ કર્યાં. આ પ્રમાણે કુમાર બિંબિસારે આખી રાત સુનંદાને આશ્વાસન આપવામાં પસાર કરી.

## પ્રયાણ ને રાજ્યાભિષેક—

બીજા દિવસનું પ્રભાત થતાં વિકટ માર્ગના રક્ષણાર્થે રાજ્ય તરફથી મળેલ સુંદર લશ્કરી બળ સાથે સાસુ, શ્વસુર અને ગ્રામ્યજનોના તથા મહારાજાથી અને રાજ્ય અમલદારોની વિદાય લઇ કુમાર બિંબિસારે બેન્નાતટ નગરથી પ્રયાણ કર્યું. લગભગ મગધ નજદિક આવતાં, પલ્લીપતિ કે જે મહારાણી તિલકાનો પિતા થતો હતો તેના આવાસસ્થાન નજદીક ઓરમાન ભાઈઓ સાથે ભયંકર યુદ્ધથી સામનો થયો. પલ્લીપતિના આગેવાનીપણા નીચે બિંબિસાર કુમારના નવાણું ભાઇઓ બિંબિસાર સામેનાં યુદ્ધમાં સામેલ થયા. પરસ્પર અહીં ભયંકર વિરોધાત્મક યુદ્ધ થયું જેમાં સિંધ–સોવીરની વીર સેનાના હાથે નવાણું રાજ્યપુત્રો કેદ પકડાયા અને પલ્લીપતિ શરણે આવ્યો આ બધાઓને કેદી બનાવી રાજ્યકુમારે ત્વરિત ગતિએ મૃત્યુપથારીએ પડેલ પિતૃચરણે જઈ શીશ નમાવ્યું. વૃદ્ધ પિતાશ્રીએ કુમારને પૂછ્યું કેઃ–" કુમાર ! તમોએ મુસાફરી તો નિર્વિઘ્ને પસાર કરી ને ? " જેના જવાબમાં બિંબિસારે બંદીવાન થયેલ રાજ્યકુમારો સાથે પલ્લીપતિને હાજર કર્યો અને કહ્યુઃ " પિતાજી ! આ રહ્યા મારા સ્વાગતના કરનારા બાંધવો અને આપના સસરાશ્રી ! "

" ધિક્કાર હજો એ કુળકલંકીઓને ! " કહી પ્રસેનજીત રાજાએ સહુને ધીટકાર આપ્યો. તુરત જ વિશ્વાસુ મંત્રીઓને તેડાવી બિંબિસારનો રાજ્યાભિષેક કરવાની આજ્ઞા આપી. વૃદ્ધ રાજાએ મંત્રીઓ, સામંતો, મહાજનો અને મુખ્ય નગરજનો સમક્ષ પોતાનો રાજ્યમુગટ કુમાર બિંબિસારને માથે મૂકયો અને હાથમાં રાજ્યદંડ આપ્યો લશ્કરે સલામી આપી. પ્રજાએ હોંશથી ભેટ–નજરાણાં કર્યાં. ખંડિયા રાજાઓએ પ્રિય રાજકુમારનો અધિકાર માન્ય કર્યો. આ પ્રમાણે કુમાર બિંબિસાર મગધનો માલીક બન્યો અને મહારાજા પ્રસેનજીતે કુમારને રાજ્યારૂઢ થયેલ જોઈ સંતોષ માની પોતાના આત્માના તારને પરલોક સાથે સાંધ્યો અર્થાત્ સ્વર્ગવાસી થયા.



## પ્રકરણ ૫ મું.

---

**મહારાજા શ્રેણિક મગધની રાજ્યગાદી ઉપર : : મગધમાં ભયંકર પશુયજ્ઞ.**

પૂર્વોક્ત પ્રકરણમાં વાંચી ગયા તે પ્રમાણે મહારાજા બિંબિસારને તેની વીસ વર્ષની યુવાન અવસ્થાએ પ્રજાપ્રેમથી રાજ્યગાદી મળી.

આ કાળે મગધ પ્રાન્તમાં પશુયજ્ઞનું જોર પૂરતા પ્રમાણમાં હતું, જેના અંગે પ્રાચીન ઈતિહાસકારો જણાવે છે કે: "જો કે આ પશુયજ્ઞની વિરુદ્ધમાં આ કાળે પ્રભુ પાર્શ્વનાથના સંતાનીયા તરીકે જૈનધર્મને પાળનારી પ્રજા અને રાજ્યકુટુંબો તરફથી પ્રબળ વિરોધ થતો હતો. પ્રભુ પાર્શ્વનાથની પાંચમી પાટે થયેલ શ્રી કેશીગણધરે મહારાજા પ્રસેનજીતને પ્રતિબોધી મગધના ઘણા વિભાગમાંથી તેનો ધ્વંસ કરાવ્યો હતો, છતાં ઉત્તર ભારતમાં બ્રાહ્મણભાષ્યોના વધી પડેલ યજ્ઞપ્રચારક પ્રબળ કાર્યના અંગે પશુયજ્ઞ ઉપર જોઇએ તેટલા પ્રમાણમાં પ્રતિબંધક રાજ્યકાબૂ આવ્યો ન હતો." આ સમયે રાજ્યકુટુંબના પુરોહિતો પશુયજ્ઞના ખાસ હિમાયતીઓ હતા, જેની ખાત્રી નીચેના બનેલા ઐતિહાસિક બનાવ ઉપરથી સાબિત થાય છે.

મહારાજા શ્રેણિકના રાજ્યાભિષેકની ખુશાલીમાં રાજ્યપુરોહિતોએ મહારાજાને દેવીદેવતાઓને પ્રસન્ન કરવા નિમિત્તે પશુયજ્ઞ કરવાની ફરજ પાડી હતી, જેના નિમિત્તે દેશોદેશના યજ્ઞાદિ ક્રિયાકાંડ કરનારા વિદ્વાન પંડિતોને ખાસ મગધમાં રાજ્યગૃહી ( ગિરિવ્રજ ) નગરે એકત્ર કરવામાં આવ્યા હતા. આ યજ્ઞ-યાગની તૈયારીઓ એવી રીતે કરવામાં આવી હતી કે જાણે માતા વસુંધરાનું ખપ્પર આજે ઘણાં વર્ષે પશુયજ્ઞથી સંતોષાતું ન હોય?

રાજ્યસેવકો પશુબલિ માટે પશુ એકઠા કરવા ઉપડ્યા. પશુને બાંધવા માટે વિશાળ જગ્યાનો ઉપયોગ થયો. ઊંડીઊંડી ખૂબ કાષ્ઠ અગ્નિ ઝીરવી શકે તેવી વેદીઓ રચાવા લાગી.

આ પ્રસંગે એક એવી ઘટના બની કે જેના અંગે પશુયજ્ઞમાં નિર્દોષ અવાક્ પ્રાણીઓનો જે ભોગ અયોગ્ય રીતે દેવાતો હતો તેમાંથી સદાને માટે નિર્દોષ પ્રાણીઓને અભયદાન મળ્યું.

સુજ્ઞ વાચક, જગતના નિયમ પ્રમાણે જ્યારે જ્યારે પરમ પવિત્ર પૃથ્વી માતા ઉપર ભયંકરમાં ભયંકર પાપાચરણો થાય છે ત્યારે ત્યારે તારણહાર મહાન્ વિભૂતિઓનો અવતારી પુરુષ તરીકે જન્મ થાય છે. તે જ પ્રમાણે આ કાળે મહારાજા શ્રેણિકના રાજ્યાભિષેક નિમિત્તે દેવાતા હજારો નિર્દોષ પશુઓના રક્ષણાર્થે મહાન વિભૂતિ ગૌતમબુદ્ધને રાજ્યદરબારે આણીના પ્રસંગે એક ત્યાગી ભિક્ષુક તરીકે એવી રીતના પ્રતિબોધક તરીકે કુદરતે મોકલી આપ્યા કે જેના અંગે યજ્ઞની પ્રજ્વલિત થયેલ અગ્નિશિખાઓને પશુહોમને બદલે ઘૃત, શ્રીફળ, આદિથી સંતોષ પમાડી મગધાધિપતિને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ કરાવી હતી, જેનું વૃત્તાન્ત હવે પછીના પ્રકરણમાં છે.



# પ્રકરણ ૬ ઠું.

## મહાત્મા ગૌતમબુદ્ધનાં ઉપદેશની અસર :: સેંકડો પશુઓને મળેલું અભયદાન.

રાજયગૃહીની નજદિકમાં વિંધ્યાચળની પાંચ પર્વતમાળાઓ જેવી કે:–(૧) વિપુલાચલ, (૨) રત્નગિરિ (૩) ઉદયગિરિ, (૪) સુવર્ણગિરિ, (૫) વૈભારગિરિ કે જ્યાં પ્રાચીન ભવ્ય દેવાલયો આવેલા હતા અને તેના પર અધ્યાત્મસેવીઓનું નિવાસસ્થાન હતું. અહીં કેટલાક યોગીઓ, તપસ્વીઓ, જટાધારીઓ અને મંત્રસાધકો ઈશ્વરચિંતન તથા સાધના કરી રહ્યા હતા. કોઇ જપમાં, તો કોઇ તપમાં મશગૂલ હતા. આ પ્રમાણે આખીએ શિખરમાળાઓ યોગી, સંન્યાસી, ઉપાસકો અને સાધકોથી ડગલે અને પગલે ભરાયેલ દેખાતી. અનેક યોગીરાજો પાસે* પોતાનાં દુ:ખોની કથની કહેતા આદર્શ મુમુક્ષો સંસાર જીતવાનો પ્રયત્ન કરતા.

વિંધ્યાચળ પર્વતની રત્નગિરિ નામની ટેકરી ઉપરથી પ્રભાતસમયે એક યુવાન તપસ્વી જેના સુકોમળ દેહ અને તરી આવતા લાવણ્ય ને શાન્ત મુખમુદ્રા ઉપરથી તે કોઇ ત્યાગી રાજ્યકુમાર વૈરાગ્યવાસિત ભાવનાવડે સંસારત્યાગી બન્યો હોય તેમ દેખાઇ આવતું હતું. આ તપસ્વીનો ટેકરી ઉપર ચાલવાનો પરિચય ન હોવાના કારણે તેના પગો અસ્થિર રહેતા, છતાં અગમ્ય કારણોસર આ આત્માભિમુખ મુમુક્ષુએ રાજીખુશીથી સંસાર ત્યાગ કર્યો હતો.

ટેકરીના નીચેના ઢાળાવવાળા માર્ગે ટેકરી ઉપરથી નીચે ઉતરતા અચાનક એને કાને પશુના કરુણ સ્વરો સંભળાયા. અવાજ સાંભળી આ મુમુક્ષુનું હૃદય કરુણામય બન્યું, અને તે ડુંગરતળેટીની નીચેથી જતાં ઘેટાનાં ટોળાંને જોઇ તે તરફ દોડી ગયો. આ ઘેટાંનાં ટોળામાંથી એક લંગડાતાં ઘેટાના બચ્ચાંને તેનો માલીક માર–મારીને પણ આગળ ચલાવતો હતો.

યુવાને વચમાં પડી ઘેટાનાં બચ્ચાંને ઉંચકી, પોતાના પેટસરસો ચાંપી તેના પ્રત્યે પુત્રવત પ્રેમ દર્શાવ્યો. નિર્દોષ ઘેટાનાં બચ્ચાંએ પોતાના તારણહારની ગોદમાં જતાં જ આક્રંદ કરવું મૂકી દઈ જ્ઞાની આત્મા તરીકે અભયદાન માગતું ન હોય! તેવી રીતે નીચે ડોક નાખી દઈ શાન્ત પડ્યું.

"ભાઇ ! આ ઘેટાનાં બચ્ચાંને એના સ્થાને પહોંચાડવા માટે તું મને તે સોંપ. તે બચ્ચું છે એટલું જ નહી પણ તે લંગડું છે, માટે ઓ દયાળુ બંધુ ! તું મને આટલું જીવતદાનનું કાર્ય કરવા દે."

"યુવાન ! આ એક બચ્ચાની જ દયા ખાધેથી શું વળશે ? આ સાથેના સઘળાં ઘેટાઓ આજે રાજગૃહી નગરીના પશુયજ્ઞમાં હોમાઇ જશે. રાજગૃહી બળિદાન માટે ઘેટાથી ઉભરાય છે તે તરફ નજર કરતાં, ઓ દયાળુ યુવાન ! તને સમજાશે કે આ એક બચ્ચાંનાં બચાવવા માત્રથી શું વળવાનું છે ? તું ત્યાં જા ને સર્વનો બચાવ કર. જો તારા હ્રદયમાં પશુદયાની સાચી ધગશ અને પ્રેમ હોય તો આજ ક્ષણે અહિંથી સીધો ગિરિવ્રજના રાજ્ય-દરબારે જા અને પશુયજ્ઞ બંધ કરાવ."

## તપસ્વી ગિરિવ્રજ તરફ—

આટલા જ પ્રોત્સાહનભર્યા શબ્દોએ તે યુવાનને માર્ગદર્શક બનાવ્યો અને જોત-જોતામાં તે યજ્ઞમંડપના દ્વાર નજદીક જઇ ઊભો કે જ્યાં સેંકડો પશુઓને દોરડાંથી મજબૂત બાંધવામાં આવ્યાં હતાં. રખે આક્રંદ કરતું એકાદ પશુ બલિ માટે આનાકાની કરે તો પણ તે બચવા ન પામે એવી રીતની પુરોહિતે પૂરેપૂરી વ્યવસ્થા કરી હતી.

ઉત્સવની પૂરેપૂરી તૈયારીઓ થઇ ચૂકી હતી. બળિવેદીનો અગ્નિ મોટી મોટી રાક્ષસી જ્વાળાઓ કાઢી રહ્યો હતો. રાજાજી પણ યજ્ઞમંડપમાં આવી બિરાજમાન થયા હતા અને ચોતરફ ઉચ્ચારાતાં વેદ-મંત્રોથી યજ્ઞમંડપ ગાજી રહ્યો હતો. યજ્ઞની તૈયારી નિમિત્તે વાજીંત્રો વાગવા શરૂ થયાં હતાં અને પુરોહિતો વારંવાર ઉચ્ચાર કરતા હતા કે "અહા ! હા ! આ અજ્ઞાન જીવો સ્વર્ગપ્રાપ્તિ માટે કેમ આટલી આનાકાની કરે છે ?" ક્રિયા જોશપૂર્વક ચાલી રહી હતી અને બસ ! પુરોહિતની આજ્ઞાની જ રાહ યજ્ઞક્રિયાકાંડ કરનારાઓ જોઇ રહ્યા હતા.

અહા ! હા ! આ શો ચમત્કાર ! ખંભે ઘેટાનું બચ્ચું લઇ યજ્ઞ-મંડપમાં આ કોણ ચાલ્યો આવે છે ? અરે ! આ શું ? ખૂદ રાજાજી ઊઠી તેને સન્માવા સામે ગયા ! આ યુવાન યોગીનું આટલું શું મહત્ત્વ ? પણ અરે ! રાજાજીએ તો નમસ્કાર કર્યા અને તેમના ખંભેથી ઘેટાનાં બચ્ચાંને જાતે ઉતાર્યું !

"યોગીરાજ, પધારો. આપને મારા કોટિશઃ વંદન હો. મહાપુરુષ ! આપે આ ઘેટા સાથે અહીં પધારી મને આભારી કીધો છે. ભગવન્ ! આપનું આ સમયે અહીં પધારવાનું પ્રયોજન સમજાવશો ખરા ?" શ્રેણિક-બિંબિસારે પૃચ્છા કરી.

## તરુણ તપસ્વીનો આદર્શ પ્રતિબોધ—

"રાજન્ ! જરા મારા શબ્દોને એકચિત્તે શ્રવણ કરી તેનું મનન કર, અને પછી તારા આત્માને યોગ્ય લાગે તેવી રીતે વર્તજે."



ગૌતમબુદ્ધે પશુયજ્ઞ બંધ કરવા માટે આપેલ પ્રતિબોધથી મહારાજા શ્રેણિકની સ્તબ્ધ થયેલ રાજસભાનું એક દૃશ્ય.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

"રાજન્! હું અને તમે બધા આ જગતનાં ઘેટાંઓ છીએ. ઉપરાંત આ બધી સભા ઘેટાનું ટોળું છે. તેમાં કોઈ ભરવાડ નથી, જેના અંગે અજ્ઞાન સાભિમાનીની જેમ સૌને આમતેમ રખડવું પડે છે. જેવી રીતે આ નિર્દોષ ઘેટાનાં ગળા ઉપર છરી મૂકતાં તે "બેં, બેં," કરી પોતાનો બચાવ માગે છે, એવી જ રીતે અજ્ઞાન મનુષ્યરૂપી મોટાં ઘેટાંઓ પણ મરણની છરી નીચે રડી-રડી છૂટવા પ્રયાસ કરે છે.

"રાજન્! તું એમ સમજતો હોઈશ કે આ અવાચક પશુ અજ્ઞાની અને અણસમજુ હશે. તારી આ માન્યતામાં ભયંકર ભૂલ થાય છે. જેવી રીતે રાજવી, એક ત્રીસ વર્ષની યુવાન વયનો પુરુષ જેના સર્વે અવયવો અપંગ છે-એટલે તેને મુખ છે છતાં વાચા નથી, બે ખાંધા છે છતાં બન્ને હસ્ત નથી, બન્ને જાંઘો છે છતાં પગ નથી-આવા કાંતિવાન નવયુવાનના શરીર ઉપર ગમે તેટલા ઘા કરવામાં આવે તો તે યુવાન સમજુ અને જ્ઞાની આત્મા કદાપિ કાળે નિર્દયતાથી ઘા કરનારને રોકી શકશે? અથવા તો તે તેનો વિરોધ કરી શકશે ખરો? માત્ર તે દુર્ભાગી આત્મા પૂર્વસંચિત કર્મોનાં ફળો તરીકે ભયંકર રીતે અસહ્યતાથી વેદનાઓ સહન કરી અશ્રુપાત કરતો આક્રંદતાથી મૃત્યુને શરણભૂત થશે કે બીજું કાંઇ? શું મહારાજ! મગધાધિપતિ! આ નિર્દોષ અપંગ પુરુષ કલેવરમાં અને આ નિર્દોષ અવાક્ ઘેટાઓમાં તને કઇ રીતે ફરક દેખાય છે? જો આ ઘેટાઓને આ રીતના ક્રિયાકાંડથી મોક્ષ મળે છે એવી રીતની સમજ થતી હોત તો તેઓ કદાપિ કાળે બચાવ અર્થે આટલો આક્રંદ કરત ખરાં? રાજન્! જીવોને અજ્ઞાની સમજવા તેમાં ભયંકરમાં ભયંકર ભૂલ છે. એકેન્દ્રિયથી લગાવી પંચેન્દ્રિય સુધીના જીવાત્માઓ એક જ સરખા છે. પંચેન્દ્રિય જીવાત્માઓમાં મનુષ્યજન્મની પ્રાપ્તિ અવાક્ અને નિર્દોષ જીવોના રક્ષણાર્થે અને ઉગ્ર તપશ્ચર્યા અને દેહદમનથી ઊંચ કોટિનું મનુષ્યજીવન પ્રાપ્ત કરી મોક્ષગતિ પ્રાપ્ત કરવા અર્થે થયેલ છે.

"રાજન્! આ રીતના કકળાટમય પશુયજ્ઞથી કદાપિ કાળે પાપપુંજ ધોવાતા જ નથી. જગતનું વિશ્વગણિત નિત્ય ક્રમ પ્રમાણે ચાલે છે. જેમાં કરેલી દરેકે દરેક નાની મોટી ભૂલોનો દંડ ભરવો જ પડે છે. તે જ પ્રમાણે હે રાજવી! અસંખ્યાતા આત્મબળિના યોગે કરી તારો કઇ રીતે ઉદ્ધાર થઇ શકશે તેનો તો તું જ્ઞાનબળે કંઇક ખ્યાલ કર! " **દયા ધર્મનું મૂળ છે અને સર્વે જીવાત્મા ઉપર સરખો પ્રેમ અને સમાન ભાવ એ જ સાચો મનુષ્ય ધર્મ છે.** " તને ટૂંકમાં આટલો જ બોધ આપી તારા ભલા અર્થે, મગધના ઉદ્ધાર અર્થે, સાચા અહિંસામય ધર્મને સમજાવી કહું છું કે આ યજ્ઞ તત્ક્ષણ બંધ કર અને નિર્દોષ સેંકડો પશુઓને બંધનમુક્ત કરી તેમને અભયદાન આપ."

યોગીરાજના શાન્ત અને પ્રભાવશાલી વક્તૃત્વની અસર મહારાજા સાથે સમસ્ત સભા ઉપર સચોટ થઇ અને આખી સભા આ જાદુભર્યા શબ્દોથી સ્તબ્ધ બની ગઈ. માત્ર યજ્ઞકાંડ કરનારા પુરોહિતોની આંખના ખૂણા લાલ બન્યા.

## સેંકડો પશુઓને અભયદાન—

"રાજન્! શું વિચાર કરો છો?"

યોગીરાજના આટલા જ શબ્દો મગધાધિપતિ નરેશને પ્રભુઆજ્ઞા તુલ્ય સમજાયા અને તેણે યોગીરાજની આજ્ઞા તે પ્રભુઆજ્ઞા માની પશુઓને તત્ક્ષણે બંધનમુક્ત કરવા હુકમ કર્યો.

ખીલાઓ સાથે બંધાયેલ નિર્દોષ પશુઓને તુરત જ મુક્તિ મળી, અને ક્રોધે ભરાયેલ પુરોહિતોએ આ યોગી પર ગાળોનો વરસાદ વરસાવી યજ્ઞકુંડમાં પશુયજ્ઞના બદલે ફળ-ફળાદિનો હોમ કરી, ક્રિયાની સમાપ્તિ કરી.

મહારાજાશ્રીએ યોગીરાજના પ્રભુત્વમય ઉપદેશથી યજ્ઞ બંધ કીધો, અને સિંહાસન નજદિક ઊભેલા યોગી–ત્યાગી–કુમારને રાજવીએ કહ્યું કેઃ–"હે ત્યાગીકુમાર આપને કોટિશઃ ધન્યવાદ છે. અમને આ જ પ્રમાણે તમારા જ્ઞાનનો નિરંતર લાભ આપતા રહેશો."

"રાજન્, મારે હજુ પરમપદ–નિર્વાણની પ્રાપ્તિ અર્થે તપ, જપ અને પ્રવાસ ખેડવાનો છે. **જ્ઞાનની પ્રાપ્તિ વગર શાન્તિ નથી.** જગતના દુઃખમોચનનો એક જ માર્ગ ઉગ્ર તપશ્ચર્યા અને અંતે મોક્ષ છે, જેના અર્થે હું વનમા જાઉં છું." આટલું કહેતાં ત્યાગી કુમાર ગૌતમ રાજ્યસભા મધ્યેથી બહાર નીકળી વિંધ્યાચળની ટેકરીઓને ઓળંગી વૈશાલીના માર્ગે વળ્યા



# પ્રકરણ ૭ મું.

## જૈન અને સનાતન ધર્મનો મીઠો સંબંધ.

સુજ્ઞ વાચક, મહાત્મા ગૌતમ બુદ્ધનો પ્રથમ પરિચય આપણને મહારાજા શ્રેણિકના દરબારમાં મગધદેશની રાજ્યધાની ગિરિવ્રજ નગરે પશુયજ્ઞ સમયે યજ્ઞના પ્રતિબંધાર્થે થાય છે. આ મહાવિભૂતિનો જન્મ એવા કાળે થયો હતો કે જે કાળમાં બુદ્ધિવંત ભારતના ઉત્તર અને પૂર્વ પ્રદેશોમાં વિચરતા સમર્થ જૈનાચાર્યોના સહવાસ અને પ્રતિબોધથી પશુયજ્ઞ ઉપર ઘણા વિભાગને ઘૃણા ઉત્પન્ન થઈ હતી. "ધર્મના નિમિત્તે દેવી–દેવતાઓને પ્રસન્ન કરવાના ઓઠા નીચે અયોગ્યતાથી લેવાતા સેંકડો અવાક્ પશુઓનાં બલિદાનથી ઉત્તર અને પૂર્વ ભારત કમકમી ઊઠયું હતું, જેમાં બુદ્ધિવંત બ્રાહ્મણો કે જેઓ શાસ્ત્ર અને વેદાન્તના પારંગત હતા તેઓએ જૈનધર્મના તત્ત્વજ્ઞાનને સમર્થ કેવળજ્ઞાની મુનિમહારાજેના સંસર્ગમાં આવી જૈનધર્મના અહિંસાના પરમોત્કૃષ્ટ સિદ્ધાંતોનો સૂક્ષ્મતાપૂર્વક અભ્યાસ કરી સમ્પૂર્ણ સાથ આપ્યો હતો.

આ કાળે પણ બનારસ–કાશી સમસ્ત ભારતમાં વેદાન્તવાદી સનાતનધર્મીઓની માતૃભૂમિ ગણાતી હતી. આ પ્રદેશમાં ખૂણેખૂણે બ્રાહ્મણ પંડિતો વિદ્વત્તાના ભંડારરૂપે વસતા હતા. ભારતમાં તેઓ પ્રસિદ્ધિ પામ્યા હતા એટલું જ નહિ પણ પોતાની વિદ્વત્તાના કારણે ભારતના શ્રેષ્ઠ પંડિતોનું અપૂર્વ બિરુદ પણ પ્રાપ્ત કરી શકયા હતા.

આ જ પવિત્ર ભૂમિમાં ગૌરવશાળી મહારાજા અશ્વસેન જેવા પ્રાચીન ઇક્ષ્વાકુ વંશના કીર્તિવંત રાજ્યકુળમાં અહિંસાવાદી જૈનધર્મના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો જન્મ વીર નિર્વાણના ૩૫૦ વર્ષ પૂર્વે થયો હતો. પ્રભુ મહાવીરના કેવળજ્ઞાન બાદ ગૌતમ આદિ ૧૧ ગણધરો કે જેઓ પશુયજ્ઞના મહાન્ હિમાયતી અને વેદાન્તના પ્રચંડ પંડિત હતા તેમજ શાસ્ત્રવિશારદ હોવા સાથે ક્રિયાકાન્ડના કરનારા અને ૪,૪૦૦ શિષ્યોના ગુરુસ્થાને દીપતા

હતા, તે બ્રાહ્મણ પંડિતોની જીવ અને અજીવના ભેદોની શંકાનું દરેક રીતે નિવારણ કરી પ્રભુ મહાવીરે દીક્ષિત બનાવી તેમને પટ્ટશિષ્યો બનાવ્યા હતા. પ્રભુ મહાવીરના ૧૪,૦૦૦ સાધુઓમાં આ ૧૧ ગણધર પંડિતો ૪,૪૦૦ શિષ્યો સાથે અગ્રસ્થાન શોભાવતા હતા. તેમના પ્રયાસોના પરિણામે અને સત્ય પ્રતિબોધથી રાજા, મહારાજાઓએ જૈનધર્મ અંગીકાર કરી જૈનધર્મને જગતની ઊંચ કોટીએ ગર્જાવ્યો હતો. આ સર્વે શિષ્યસમુદાયમાંથી ૩ ભાગ ચારિત્ર અંગીકાર કર્યા પૂર્વે પશુયજ્ઞના ક્રિયાકાન્ડનો હિમાયતી અને વેદાન્તવાદી બ્રાહ્મણ પંડિતોનો હતો કે જેઓ પાછળથી સત્ય જ્ઞાનના અવલંબનથી ચુસ્ત જૈનધર્મી શ્રમણો બન્યા હતા. ત્યારબાદ આ મહાન્ વિદ્વાન્ વિભૂતિઓના પીઠબળે જૈનધર્મે ભારતની ચારે દિશાએ એવી રીતે તો ગુંજારવ કર્યો કે ભારતના ખૂણે ખૂણામાં જ્યાં જ્યાં આ મહાન્ વિભૂતિઓનાં પગલાં થયાં ત્યાં ત્યાં તેમની વાણીના શ્રવણ તેમજ ઉપદેશથી ધર્મના ઓઠા નીચે અયોગ્ય રીતે થતો પશુયજ્ઞ અને હિંસા સદંતર બંધ થયાં. આ કાળે ભારત પરમ અહિંસાવાદી બન્યું, એટલું જ નહી પરંતુ ભારતમાં રાષ્ટ્રધર્મ તરીકે જૈનધર્મે પ્રાધાન્ય સ્થાન લીધું. આ સર્વમાં પૂર્વાવસ્થાના સનાતનધર્મના મહાન્ પંડિતોનો સંપૂર્ણ સાથ હતો એમ કહીએ તો ખોટું નથી.

આજે પણ દેવી–દેવતાઓના નામ ઉપર તેમને પ્રસન્ન કરવા નિમિત્તે મ્હૈસુર અને મહારાષ્ટ્ર આદિ પ્રદેશોમાં જે પશુ, પક્ષીબલિ દેવાય છે તેનો પણ સખ્તમાં સખ્ત રીતનો વિરોધ સમર્થ સનાતની આચાર્યો કરી રહ્યા છે. એકંદરે કહેવાનો ભાવાર્થ એ જ છે કે આ સમયમાં બુદ્ધિવાદી બ્રાહ્મણસમાજ પણ પશુયજ્ઞનો વિરોધાત્મક બન્યો છે. પૂર્વકાળે ભારતના સોળે પ્રાન્તના પ્રતાપી મહારાજાઓએ પશુયજ્ઞ–પ્રતિબંધમાં સંપૂર્ણતાથી સાથ આપ્યો હતો. ક્ષત્રિય રાજ્યકુળોમાં પ્રભુ પાર્શ્વનાથ અને પ્રભુ મહાવીર ઉપરાંત પૂર્વે બાવીશ જૈન તીર્થંકરોનો જન્મ થયો હતો. તેવી જ રીતે તેમના શાસનમાં કેવળજ્ઞાની, શ્રુતજ્ઞાની અને પૂર્વધરજ્ઞાની તરીકે થયેલ મહાન્ વિભૂતિઓનો પણ જન્મ બહુધાએ રાજ્યકુળોમાં જ થયેલો હતો. એટલે આ રીતે ભારતના મહાન્ સોળે પ્રાન્તોના રાજવીઓનો શારીરિક સંબંધ અરસપરસમાં કુટુંબીઓ તરીકે આ કાળે એવી રીતે સંકળાએલ હતો કે જેથી જૈનધર્મને તે મહાન્ રાષ્ટ્રોનું કુદરતી રીતે પીઠબળ મળ્યું હતું ને રાજ્યકુટુંબો પણ જૈનધર્મ પાળતા થયાં હતાં. અહિંસાની ઉદ્‌ઘોષણાથી તેઓની ગૌરવતા વધી, એટલું જ નહીં પણ તેમના કરેલા ઉચ્ચ કોટીના સંસ્કારી ઐતિહાસિક કાર્યોની જગતે કિંમત આંકી.



# પ્રકરણ ૮ મું.

## ગૌતમ બુદ્ધની જીવનપ્રભા.

### ત્યાગી રાજકુમાર જૈન મુનિ બને છે—

ખંડ બીજાના છઠ્ઠા પ્રકરણમાં વાંચી ગયા પ્રમાણે ત્યાગી રાજકુમાર ગૌતમ બુધ્ધે શ્રેણિક મહારાજના રાજ્યદરબારમાં ભયંકર પશુયજ્ઞ બંધ કરાવી વૈશાલી તરફ પ્રયાણ કર્યું.

આ સમયે ગૌતમ બુદ્ધના ગૃહવાસત્યાગને માત્ર થોડા જ માસ થયા હતા. એટલા જ અલ્પ સમયમાં આ ત્યાગી રાજ્યકુમારની અપૂર્વ ત્યાગવૃત્તિની માહિતી ચારે દિશાએ પહોંચી હતી. મગધ રાજ્યદરબારે પશુયજ્ઞ બંધ કરવા સમયે શ્રેણિકને આપેલ પ્રતબોધે સૌને આશ્ચર્યચકિત કીધા એટલું જ નહિ પણ સહુને ભક્તિભાવવાળા બનાવ્યા હતા. ખુદ મહારાજા શ્રેણિકે ત્યાગીકુમારના પ્રતબોધથી આકર્ષાઈ પશુયજ્ઞ બંધ કરાવ્યો હતો. આથી ગૌતમ બુદ્ધની કીર્તિ ચારે દિશાએ ફેલાઇ અને ઉત્તર તથા પૂર્વનો ઘણો ભાગ તેનો અનુરાગી બન્યો.

વૈશાલી તરફ ઉગ્ર તપશ્ચર્યા અર્થે ગયેલ ત્યાગી ગૌતમકુમારનો ભેટો પ્રભુ પાર્શ્વનાથની પાંચમી પાટે બિરાજતા શ્રી કેશીકુમાર નામના પટ્ટધર આચાર્ય, કે જેઓ તે સમયે ૫૦૦ શિષ્યના પરિવાર સાથે આ પ્રદેશમાં વિચરતા હતા તેમની સાથે થયો.

આ કેશીકુમાર આચાર્ય પોતાના ગૃહસ્થાવાસમાં ઉજ્જયનીના રાજા જયસેનના રાજ્યકુમાર થતા હતા. તેમની માતાનું નામ અનંતાસુંદરી હતું. આ આચાર્યશ્રી પ્રભુ પાર્શ્વનાથના ચોથા પટ્ટધર શ્રી આર્યસમુદ્રાચાર્ય પાસે દીક્ષા લઈ પ્રભુ પાર્શ્વનાથના પાંચમા પટ્ટધરની પદવીને દીપાવતા હતા. આ આચાર્યશ્રી આજીવન બ્રહ્મચારી હોવાથી તેમનું માન ચારે દિશાએ રાજ્યકુટુંબ તેમજ જનસમૂહમાં પ્રસિદ્ધિ પામ્યું હતું. આવી જ રીતે આ સમયે શ્રી પાર્શ્વનાથના સંતાનીઓ સાધુ તરીકે વિચરતા કાલીપુત્ર, મૈથાલી, આનંદરક્ષિત, કાશ્યપ નામે ચાર સ્થવિર આચાર્યો પાંચ સો-પાંચ સો શિષ્યના

સમુદાય સાથે વિચરતા હતા. તેઓના પ્રતિબોધથી વૈશાલીના રાજા ચેટક ( મહારાજા શ્રેણિકના સસરા અને ચેલણા રાણીના પિતા ), ક્ષત્રિયકુંડ નગરના સિદ્ધાર્થ રાજા, તેમજ રાજા શુધ્ધોદન જેઓ ત્યાગીકુમાર ગૌતમ બુદ્ધના પિતા અને કપિલવસ્તુ નગરના રાજવી થતા હતા તેઓ જૈનધર્મી બન્યા હતા. તેવી રીતે ત્રિશલાદિ ક્ષત્રિયાણીઓને પણ સમર્થ જૈનાચાર્યોએ જૈનધર્માનુરાગી બનાવી હતી. શુધ્ધોદન રાજાની રાજ્યધાની હિમાલય પર્વતની તળેટીના નજદિકના પ્રદેશમાં આવેલ હતી, જેઓનું રાજ્યકુટુંબ શાક્ય જાતિના ક્ષત્રિય તરીકે પંકાતું હતું અને જેનું ગોત્ર કાસ્યપ અથવા ગૌતમ હતું.

## ગૌતમ બુદ્ધનું સુખી જીવન—

મહારાજા શુદ્ધોદનની મોટી ઉંમરે કુમાર સિદ્ધાર્થ( ગૌતમ )નો જન્મ ઇ. સ પૂર્વે ૬૨૦ ના ગાળામાં થયો હતો. આ રાજ્યકુમાર મહારાજાશ્રીને અતિશય લાડકવાયો હતો એટલે તેની સંભાળ મહારાજ બહુ જ કાળજીપૂર્વક રાખતા હતા. કોઇ દુઃખી, વૃદ્ધ યા મૃત્યુદેહનું તેને દર્શન ન થાય અથવા એકાદ કંગાળ ભિક્ષુક તેની દૃષ્ટિએ ન પડે તેનો ખાસ બંદોબસ્ત કર્યો હતો. સબબ આ રાજ્યકુમારની જન્મકુંડલી રાજ્યપદના બદલે યોગીપદને દર્શાવતી હતી, એટલે રખે તેનો લાભ પોતાનો યુવાન લાડકવાયો પુત્ર લે, એવી ભીતિ મહારાજા શુધ્ધોદનને રહ્યા કરતી હતી. પોતાની નજર સામે તે ગૃહનો ત્યાગ કરી વનવાસી–તપસ્વી બને તેવા વિચારમાત્રથી મહારાજાશ્રીને લાગી આવતું હતું. રાજ્યમહેલ અને રાજ્યધાનીના પ્રદેશોના અધિકારીઓને મહારાજાશ્રીની આજ્ઞા હતી કે જ્યારે જ્યારે રાજ્યકુમાર ફરવા નીકળે ત્યારે ત્યારે ઉપરોક્ત વસ્તુઓ તેની દૃષ્ટિગોચર ન થાય તેવો પાકો બંદોબસ્ત રાખવો.

ઉંમર લાયક થતાં કુમારને ઊંચ કોટીનું રાજ્યકારભાર યોગ્ય શિક્ષણ આપી તેનું **યશોધરા** નામે ક્ષત્રિય કન્યા સાથે પાણિગ્રહણ કરાવ્યું હતું. પતિ–પત્નીના અતિ સંતોષી સુખી સંસારના ફળ તરીકે રાજ્યકુમારને તેના ૨૯ મા વર્ષે એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ હતી. જ્યારે તે પુત્ર બહુ જ નાની ઉમ્મરે પારણામાં ઝૂલતો હતો ત્યારે રાજ્યકુમાર સિદ્ધાર્થને સંજોગોવશાત્ દૃષ્ટિગોચર થયેલ એક અતિ વૃદ્ધ પુરુષને લાકડીના ટેકાથી જતો જોઇ તથા એક યુવાનના મૃત્યુદેહને અગ્નિસંસ્કાર અર્થે સ્મશાન તરફ લઇ જતાં જોઇ પોતાની પણ અંતસમયે આ જ દશા થવાની છે એવું સમજી તેને સંસાર પ્રત્યે એકદમ વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે જ દિવસની મધ્ય રાત્રિના સમયે નિદ્રાવશ પત્ની અને પારણામાં ઝૂલતા રાજ્યકુમાર **રાહુલ**ને નિદ્રાવસ્થામાં મૂકી સિદ્ધાર્થ કુમારે રાજમહેલનો ત્યાગ કીધો.

## ત્યાગીકુમારે લીધેલ દીક્ષા—

કુમારના શરીર ઉપર કીંમતી આભૂષણ અને વસ્ત્રો હતાં તેને પ્રભાત સમયે રસ્તે પ્રથમ મળેલ એક મુસાફરને અર્પણ કરી તેના બદલામાં તેનાં સાદાં વસ્ત્રો તેણે મેળવ્યાં. આ બાદ ત્યાગીકુમાર ત્યાંથી નીકળી વિંધ્યાચળ પર્વતની હારમાળામાં આવેલ પાંચ

ટેકરીઓ પૈકી રત્નગિરિ નામના પર્વત ઉપર જઈ સેંકડો યોગીઓ, તપસ્વીઓ અને ઉપાસક મુમુક્ષોમાં મળી ઇશ્વરચિંતનમાં મન પરોવ્યું. ત્યાં થોડો સમય રહ્યા બાદ મહાન્ યોગી અને તપસ્વીઓના સત્સંગમાં આવેલ કુમારને તપબળે કંઈક આત્મજ્ઞાનનો ભાસ થયો. બાદ રત્નગિરિ પર્વતની એક ગુફામાંથી નીચે ઊતરતાં તેને ઘેટાનું ટોળું દેખાયું અને તેની તપાસ કરતાં ઉપરોક્ત ઘેટાઓ પશુયજ્ઞ અર્થે જતાં જાણ્યાં, જેનો તેણે સુંદર રીતે બચાવ કર્યો એટલું જ નહીં પણ પોતાની કીર્તિ વધારી.

ત્યાગી રાજ્યકુમારે રાજગૃહીનો પશુયજ્ઞકાંડ બંધ કરાવી હજારો જીવોની રક્ષા કરી ત્યાંથી સીધા વૈશાલી તરફ પ્રયાણ કર્યું જ્યાં તેને શ્રીકેશીકુમાર ગણધર આદિ સાધુઓનો મેળાપ થયો. તેમની પાસે કુમારે દીક્ષા લીધી અને દીક્ષાસમયનું તેનું નામ "બુદ્ધકીર્તિ" રાખવામાં આવ્યું.

## બુદ્ધકીર્તિ મુનિ ધર્મભ્રષ્ટ બને છે, સાધુપણાનો ત્યાગ કરી માંસાહાર કરે છે—

આ બુદ્ધકીર્તિને લગભગ છથી સાત વર્ષ સુધી જૈનસાધુ તરીકે દીક્ષા સુંદર રીતે પાળ્યા પછી, જૈનસાધુપણામાંથી પતિત થઈ પોતાનો જુદો મત સ્થાપવાનો અવસર પ્રાપ્ત થયો જે નીચે મુજબ છે:—

એક સમયે સરયૂ નદીના કિનારા ઉપર **પલાસ** નામના ગામમાં શ્રીબુદ્ધકીર્તિ સાથે સાધુઓ વિચરતા હતા. તે સમયે સરયૂ નદીનાં પાણી બહુ ઊંચાં ચઢ્યાં હતાં અને સેંકડો મરેલાં માછલાંઓ કિનારા–કાંઠે તણાઇ આવ્યાં જેને જોઈ બુદ્ધકીર્તિને ગૃહસ્થાવાસમાં કરેલ માંસાહાર યાદ આવ્યો ને તે તરફ ફરીથી મન લલચાયું. એણે પોતાનું સાધુ તરીકેનું ઊંચ કોટીનું સ્થાન ભૂલી મનથી નિશ્ચય કર્યો કે—

## માંસાહારી શિષ્ય ગુરુનો ત્યાગ કરે છે—

"જે જીવ પોતાની મેળે મરી ગયેલ હોય તે જીવનું માંસ ખાવામાં પાપ નથી–જેવી રીતે ફળ, દૂધ, દહિં આદિના પીણામાં પાપ નથી. સર્વ પદાર્થો ક્ષણિક છે, માટે પાપ અને પુન્યના કર્તા કોઇ અન્ય છે, તેવી જ રીતે તેનો ભોક્તા પણ કોઇ અન્ય છે." આ જાતના સિદ્ધાંતો ચાલુ કરવાનો મનથી નિશ્ચય કરી, પોતે અંગીકાર કરેલ પ્રવ્રજ્યાનો ત્યાગ કર્યો અને માંસભક્ષણ શરૂ કર્યું. તે દિવસથી કેશીકુમાર ગણધરથી બુદ્ધકીર્તિ જુદા પડ્યા. આ સમયે ગૌતમ બુદ્ધ પાસે **દેવદત્ત** નામે એક શિષ્ય હતો તેણે બુદ્ધકીર્તિને માંસ ખાવામાં મહાન્ પાપ છે એવું સમજાવવા તથા તેનો દુરાગ્રહ છોડી ધર્મના સત્ય માર્ગે વળવા અનેક જાતના પ્રયત્નો કીધા, છતાં બૌદ્ધે તેનું કથન માન્યું નહી અને છેવટે તેનાથી કંટાળી દેવદત્તે બુદ્ધનો સાથ છોડી દીધો.

### ગૌતમ બુદ્ધના હાથે બૌદ્ધધર્મની થએલ સ્થાપનાને લગતો ઇતિહાસ—

ગૌતમ બુદ્ધે પોતાના નીચેના સિદ્ધાંતો અનુસારે નવા બૌદ્ધપંથની સ્થાપના કરી હતી. આ નવા પંથની સ્થાપનાને અંગે અમોને પ્રાચીન ગ્રંથમાંથી નીચેની ગાથાઓ સંશોધન કરતાં ઉપલબ્ધ થઇ છે, જેને અમો નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ:—

सिरिपासणाहतित्थे, सरयुतीरे पलासणयरत्थे ।
पिहि आसवस्स सीहे, महा लुदो बुद्धकित्ति मुणी ॥ १ ॥

तिमि पूरणा सणेया, अहि गयपवज्जा वऊ परममठे ।
रत्तंबरं धरित्ता, पवट्ठिय तेण एयत्तं ॥ २ ॥

मंसस्स नत्थि जीवो, जहा फले दहि यड्डद्धसक्कराए ।
तम्हा तं मुणित्ता, मरकंतो णत्थि पाविठो ॥ ३ ॥

मज्जणवज्जणिज्जं, दववदवं ऊह जलं तह एदं ।
इति लोए घोसिता, पवत्तियं संघसावज्जं ॥ ४ ॥

अण्मो करेदि कम्मं, अण्मो तं भुंजदीदि सिद्धंतं ।
परिकप्पिऊण णूणं, वसिकिच्चाणिरयमुववण्मो ॥ ५ ॥

બૌદ્ધધર્મની સ્થાપનાને અંગે ઉપરોક્ત પાંચ ગાથાઓ દિગંબર સંપ્રદાયમાં થએલ શ્રી દેવસેનાચાર્યરચિત દર્શનસાર નામના પ્રાચીન ગ્રંથના આધારે શ્રીમદ્ વિજયાનંદ-સૂરિશ્રીએ "જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર" નામના ગ્રંથમાં પ્રશ્નોત્તરી ૮૨ ના જવાબમાં જણાવી છે. આ ઉપરથી વાચકોને ખાત્રી થશે કે બુદ્ધકીર્તિ નામે જૈન સાધુએ જૈન સાધુપણાનો ત્યાગ કરી, માંસાહારી બની, માંસાહારી સિદ્ધાંતો અનુસાર બૌદ્ધધર્મ ચાલુ કર્યો હતો.

બાદ ગૌતમ બુદ્ધે પોતાના સૂત્ર ઉપર નિશ્ચયાત્મક બની, આ ધર્મની પ્રરૂપણા મજબૂતાઈથી ચાલુ કરી. પોતાનાં દર્શને આવતા સેંકડો ભાવિકો અને રાજા-મહારાજાઓને પોતાના નવા પંથનો ઉપદેશ આપી બૌદ્ધધર્મનો ઉત્તર અને પૂર્વહિંદમાં ફેલાવો કર્યો હતો, જેના યોગે ઉત્તર અને પૂર્વહિંદનાં ઘણાં રાષ્ટ્રો બુદ્ધના ઉપદેશથી તેના નૂતન ધર્મના અનુયાયી બન્યા હતા.

### આગમસૂત્રોમાં બુદ્ધધર્મની સમીક્ષા—

આધારભૂત પિસ્તાલીસ આગમના અંગોના અલગ અલગ ગ્રંથોમાં બૌદ્ધધર્મને અંગે મહત્ત્વતાભરી સમાલોચના મળી આવે છે, જેનું સંક્ષિપ્ત વિવરણ નીચે પ્રમાણે છે:—

" સૂત્રકૃતાંગ સૂત્ર " આ સૂત્રમાં બૌદ્ધ અને સાંખ્ય આદિ મતોનું દિવ્ય દર્શન અને તેના ઉપર ચર્ચા અને ઉપદેશ આપવામાં આવ્યો છે. આ ગ્રંથના અધ્યયન ૨૩, મૂળ શ્લોક ૨,૧૦૦, શીલાંગાચાર્યકૃત ટીકા ૧૨,૮૫૦ શ્લોકની તથા ચૂર્ણી ૧,૦૦૦૦ શ્લોકની છે. શ્રી ભદ્રબાહુકૃત નિર્યુક્તિની ગાથા ૨૦૮, શ્લોક ૨૫૦, આ ગ્રંથના અંગે ભાષ્યની રચના થઇ નથી. કુલ શ્લોક સંખ્યા ૨૫,૨૦૦ ની છે.

બીજું " ઠાણુંગ સૂત્ર " આ સૂત્રમાં અનેક તાત્ત્વિક બાબતોની સમજ બહુ જ સુંદર રીતે સમજવાલાયક આપવામાં આવી છે. તેનાં અધ્યયન ૧૦ છે. મૂળ શ્લોક ૩૭,૦૭૦ છે. વિક્રમ સંવત ૧૧૨૦ માં શ્રીઅભયદેવસૂરિની બનાવેલ ટીકા ૧૫,૨૫૦ શ્લોકપ્રમાણુ છે. કુલ શ્લોકસંખ્યા ૧૯,૦૨૦ ની છે.

( નોટઃ—તાડપત્રીય પ્રાચીન સૂચીમાં ટીકાનું પ્રમાણુ ૧૫,૨૪૦ શ્લોકનું છે, અને કુલ શ્લોકસંખ્યા ૧૯,૦૧૦ની બતાવેલી છે. )

" સમવાયાંગ સૂત્ર " આ સૂત્રમાં ઠાણુંગ સૂત્રને મળતું વર્ણન છે, પરંતુ આ ગ્રંથમાં દશ ઉપરાંત સંખ્યાવાળી હકીકતોનું વર્ણન વિશેષ છે. મૂળ શ્લોક ૧૬,૬૭, ટીકા શ્રીઅભયદેવસૂરિની ૩,૭૬૭ શ્લોકપ્રમાણુ છે, પૂર્વાચાર્યકૃત ચૂર્ણી ૪૦૦ શ્લોકપ્રમાણુ છે. કુલ શ્લોકસંખ્યા ૫,૮૪૩ છે.

" **विवाहपन्नत्ति** " ( ભગવતી ) આ સૂત્રમાં શ્રી ગૌતમસ્વામીએ ૩૬,૦૦૦ ભિન્ન ભિન્ન પ્રશ્નોદ્વારા પ્રભુ મહાવીર પાસેથી જૈનધર્મનું તત્ત્વજ્ઞાન મેળવ્યું હતું, જેનું વર્ણન પ્રભુ મહાવીરના મળેલા ઉત્તરો પ્રમાણે ૪૧ શતકમાં છે. મૂળ શ્લોક ૧૫,૭૫૨ છે, ટીકા સંવત ૧૧૨૮માં શ્રીઅભયદેવસૂરિજીએ બનાવી અને તે ઉપર સંશોધન શ્લોક ૧૮,૬૧૬ પ્રમાણુ શ્રી દ્રોણાચાર્યે બનાવેલ છે. ચૂર્ણી ૪,૦૦૦ શ્લોકની પૂર્વાચાર્યકૃત છે. કુલ સંખ્યા ૩૮,૩૬૮ ની છે. આની લઘુવૃત્તિ સંવત ૧૫૩૮માં ઉપાધ્યાય શ્રીદાનશિખરજીએ ૧૨,૦૦૦ શ્લોકની બનાવી છે.

આ ગ્રંથો દરેક ધર્મ, પંથો માટે વાંચવા લાયક હોવાથી અમો તેની ખાસ ભલામણુ કરીએ છીએ. સનાતનધર્માચાર્યોને વિશેષે કરીને આ ગ્રંથ વાંચવા ખાસ અમારી ભલામણુ છે. સબબ કે, આ ગ્રંથ એ જીવ, અજીવ, પાપ અને પુણ્ય આદિ મહાન્ નવ તત્ત્વજ્ઞાનની સુંદર રીતે સમજ આપનારો હોવાના કારણે તે વાંચવાથી અનેક જાતની શંકાનું નિવારણુ થશે.

મહાત્મા બુદ્ધ જૈનધર્મનાં સિદ્ધાંતોના પરિપાલનપૂર્વક જૈનધર્મના સાધુ તરીકે ટકી રહી, જો માંસાહારી ન બન્યા હોત તો આજે ચીન, તિબેટ, જાપાન, ભુતાન, સિંહલદ્વીપ, રંગુન અને બર્માની ૫૯ કરોડની પ્રજા જે બુદ્ધધર્મની અનુયાયી અને માંસાહારી છે તેમાં કાંઈક ઓર જ રંગ જામત અને ભારતના ઇતિહાસમાં ગૌતમ બુદ્ધે અહિંસાધર્મની સુંદરમાં સુંદર સેવા કરી ગણાત, પરન્તુ જ્યાં વિધિના લેખ નિર્માણુ થયા હોય ત્યાં ભાવી ફેરવવાને ખૂદ પરમાત્મા પણ સમર્થ નથી.



# પ્રકરણ ૯ મું.

## વિશ્વવંદનીય વિભુ મહાવીર.

જે કાળે મહાત્મા બુદ્ધ, ઉત્તર અને પૂર્વહિંદમાં પોતાના પંથની પુષ્ટિ કરી રહ્યા હતા તેજ સમયે ઉત્તર હિંદના ક્ષત્રિયકુંડગ્રામ નગરના સિદ્ધાર્થ રાજવીને ત્યાં ત્રિશલાદેવીની કુક્ષીથી જૈન ધર્મના ચોવીશમા ( અંતિમ ) તીર્થંકર પ્રભુ મહાવીરનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૯૯ માં પ્રથમ ચૈત્ર શુદિ ૧૩ ને મંગળવારે, ઉત્તર ફાલ્ગુનની નક્ષત્રના ગતરાત્રિ ઘટિકા ૧૫, ને પળ ૨૨, મકર લગ્ને ચંદ્ર હોરામાં મહાત્મા બુદ્ધના જન્મ પછી લગભગ ૨૧ મા વર્ષે થયો હતો. પ્રભુ શ્રીવીર જન્મથી ત્રણ જ્ઞાન–મતિ, શ્રુત અને અવધિજ્ઞાન–યુક્ત હતા. તેમની જન્મકુંડલી નીચે પ્રમાણે હતીઃ—




આ ક્ષત્રિયકુંડગ્રામ નગર પટનાની ઉત્તરે લગભગ ૨૭ માઈલ ઉપર વૈશાલીની નજીદિકમાં આવેલ છે. આ મહાપુરુષની માતાનું નામ **ત્રિશલાદેવી** અને પિતાનું નામ **સિદ્ધાર્થ** હતું. પ્રભુ મહાવીરનું માતૃ અને પિતૃકુટુંબ પ્રભુ પાર્શ્વનાથ સંતાનીયા જૈન રાજવીઓ તરીકે જૈનધર્મને પાળનારું હતું અને ત્રિશલાદેવી વિદેહની રાજ્યધાની વૈશાલીના સરદારની બહેન થતા હતા, કે જેઓ મગધના રાજા બિંબિસારના કુટુંબી થતાં હતાં.

પ્રભુ મહાવીરને **નંદીવર્ધન** નામે મોટા ભાઇ અને **સુદર્શના** નામની બહેન હતાં. મહાવીરનું લગ્ન **યશોદા** નામની કૌડિન્ય ગોત્રની કન્યા સાથે થયું હતું. યશોદાથી તેમને એક પુત્રી ઉત્પન્ન થઇ હતી, જેનું નામ **પ્રિયદર્શના** હતું અને તેનાં લગ્ન રાજ્યપુત્ર **જમાલી** સાથે કરવામાં આવ્યાં હતાં, કે જે પાછળથી પ્રભુ મહાવીરનો શિષ્ય બન્યો હતો.

પ્રભુ મહાવીરે ત્રીશ વર્ષ સુધી ગૃહસ્થાવસ્થામાં રહી ઈ. સ. પૂર્વે ૫૬૯ ના ગાળામાં પ્રવ્રજ્યા અંગીકાર કરી હતી. આ સમયે ગૌતમ બુદ્ધની વય લગભગ બાવન વર્ષની હતી. જે સમયે મહાત્મા બુદ્ધ બોધિસત્ત્વ નામના જ્ઞાનની પ્રાપ્તિ બાદ બૌદ્ધ ધર્મના પ્રચારાર્થે ઉત્તર અને પૂર્વ હિંદમાં વિચરતા હતા ત્યારે-પ્રભુ મહાવીરને તેંતાલીસ વર્ષની વયે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી. આ સમયે મહારાજા શ્રેણિકને રાજ્યાસન પર બિરાજમાન થયે લગભગ ૩૩ વર્ષો થયાં હતાં, એટલે કે આ સમયે મહારાજા શ્રેણિકની અવસ્થા લગભગ ૫૩ વર્ષની હતી. આ હિસાબે પ્રભુ મહાવીર તેમના કરતાં લગભગ દશ વર્ષે નાના હતા.

આ કાળે બૌદ્ધધર્મે ઉત્તર અને પૂર્વ હિંદમાં પગપેસારો કર્યો હતો, જેથી બુદ્ધના પંથને અનુસરનારા અનેક દીક્ષિત શિષ્યોની પણ મહાત્મા બુદ્ધને પ્રાપ્તિ થઇ હતી. મહારાજા શ્રેણિકે ગૌતમ બુદ્ધ સાથે પરિચય ઓછો રાખ્યો હતો, જેના કારણભૂત તેમની જૈન ધર્માનુયાયી મહારાણી ચેલણા દેવી હતી.

એક સમયે મહારાજા શ્રેણિકને શિકાર અર્થે જંગલમાં જતાં અનાથી મુનિ (રાજ્યકુમાર) નામે એક યુવાન દિવ્ય કાન્તિશાળી જ્ઞાની જૈન મુનિનો ભેટો થયો હતો. તેમણે મહારાજાશ્રીને એવાં સચોટ શબ્દોમાં અસરકારક રીતે પ્રતિબોધ આપ્યો કે જેની અસરને પરિણામે મહારાજા શ્રેણિકે જૈનધર્મ અંગીકાર કર્યો હતો. આ ઘટના પ્રભુ મહાવીરના કેવળજ્ઞાન પૂર્વે બની હતી. પ્રભુ મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ તેમણે ત્રીશ વર્ષના કેવળીપર્યાયમાં ઉત્તર અને પૂર્વ હિંદના પર્યટનમાં લગભગ ઘણા ચાતુર્માસો રાજ્યગૃહીમાં કરેલા હોવાના કારણે રાજ્યગૃહીના રાજ્યકુટુંબ સાથે સમસ્ત મગધ જૈન ધર્મમય બન્યું હતું, જેમાં મહારાજા શ્રેણિક તો પ્રભુના પરમ અનુરાગી અને ચુસ્ત શ્રાવક બન્યા હતા.



# પ્રકરણ ૧૦ મું.

---

## મહારાજા શ્રેણિકને અભયકુમાર તથા સુનંદાનો સમાગમ.

### રાણી સુનંદાનો દોહલો ને પુત્રજન્મ—

સુજ્ઞ વાંચક, આપણે મહારાજા શ્રેણિકના ઇતિહાસમાં ઘણા ઊંડાણમાં ઊતરી ગયા, જેમાં મહારાણી સુનંદાનો ઉલ્લેખ ક્વચિત્ જોઈ શકયા તેમાં દોષ લેખકનો નહી પરંતુ મહારાણીશ્રીનાં નસીબનો જ છે.

મહારાજા શ્રેણિકને મગધની ગાદી પર આવે લગભગ ૧૫ વર્ષો વ્યતીત થઈ ગયાં હતાં છતાં આ પંદર વર્ષોમાં કોઈ દિવસ મહારાણી સુનંદાનું સ્મરણ મહારાજાશ્રીને થયું હોય એવું કોઇ પણ ઠેકાણે જોવાયું નથી. સબબ રાજ્યગાદી ઉપર આવતાં વેંત જ મહારાજાશ્રીનાં લગ્ન મહારાણી ધારિણી સાથે થયાં હતાં. પછી તુરતજ અન્ય રાજ્યકન્યાઓ સાથે લગ્ન કરી મહારાજા શ્રેણિકે રાણીવાસ રાણીઓથી ભરપૂર બનાવ્યો હતો. આ રૂપવતી રાણીઓ અને તેમના પુત્રપરિવારના વિસ્તારમા તેમજ રાજ્યસાહ્યબીના એશ–આરામમાં મહારાજા શ્રેણિકને પોતાની પ્રથમ પરણેતર સુનંદા રાણીનું વિસ્મરણ થઈ ગયું હતું.

મહારાણી સુનંદાને માત્ર બે–ત્રણ મહિનાની ગર્ભવતી તરીકે મૂકી જનાર મહારાજા શ્રેણિકને તો સુનંદા યાદ ન આવી, પરંતુ સદ્ગુણી ને સંસ્કારી વણિકપુત્રી સુનંદા મહારાજા શ્રેણિક પાછળ ઘેલી બની સતી સુનંદાનો ગર્ભ લગભગ આઠ માસનો થતાં તેને એવો દોહલો થયો કે–હું અમારી પડહો વગડાવું, હાથી ઉપર બેસી ગરીબોને દાન આપું અને અભયદાન આપી સેંકડો જીવોને બચાવું. તુરત જ બીજે દિવસે સુનંદાએ દોહલો થયાની વાત પોતાની માતાને કહી માતાએ ઇંદ્રદત્ત શેઠને કહ્યું. ઇંદ્રદત્ત શેઠે મહારાજાને વાત કરી અને સિંધ–સોવીરના મહારાજાએ આ દોહલો ઊંચ કોટીના સૌભાગ્યસૂચક સમજી

તુરત જ તેને પૂર્ણ કરવા રાજ્યાધિકારીઓને આજ્ઞા કરી. સમસ્ત રાજમાં એક દિવસનો અમારી પડહ વગડાવવામાં આવ્યો અને અલંકૃત સુનંદાને શણગારેલ હાથી ઉપર બેસાડી તેણીના હાથે ખૂબ દાન દેવરાવ્યું અને તેણીની મનોવાંચ્છના પૂર્ણ કરી.

આ પ્રમાણે દોહલો પૂર્ણ થયા બાદ સુનંદાએ પૂર્ણ માસ થતાં સુંદર સ્વરૂપવાન એક બાળકનો જન્મ આપ્યો, જેનું નામ દોહલાના આધારે **"અભયકુમાર"** રાખવામાં આવ્યું. આ અભયકુમાર સાત–આઠ વર્ષનો થતાં તેના વિદ્યાભ્યાસ માટે સુંદર વ્યવસ્થા કરવામાં આવી. આ પ્રમાણે બાળકુમાર અભય લગભગ પંદર વર્ષનો થયો હશે તેવામાં એક દિવસ તે પોતાના મિત્રો સાથે શેત્રંજની રમત રમતો હતો ત્યારે તેના એક મિત્રે તેને **"નબાપો"** કહી તેનું અપમાન કર્યું. મિત્રનું આવું વચન સાંભળી આ ચપળ રાજ્યપુત્રને ઉપરોક્ત શબ્દ તીર–બાણ જેવા લાગ્યા ને તે હાડોહાડ કંપી ઊઠ્યો. તુરત જ પોતાની માતા પાસે આવી તેણે પોતાના અપમાનની હકીકત તેને કહી અને પૂછ્યું કે : "હે માતા ! સાચું કહે, મારા જન્મદાતા પિતા કોણ છે ?"

મનોમંથનના હજારો સાગરો જાણે તોફાને ન ચઢ્યા હોય તેવી રીતે માતા પુત્રના આ રીતના ઓચિંતા પ્રશ્નથી એકદમ હેબતાઈ ગઈ અને તેને ગોપાળકુમાર યાદ આવ્યા. પોતે મહારાજાશ્રીને જતી સમયે સંભળાવેલ સચોટ બોધશબ્દો પણ યાદ આવ્યા. તે તુરતજ ગળગળી થઈ ગઈ ને પુત્રને છાતી સાથે દબાવતાં કહ્યું : "બેટા, તારો અને મારો પિતા બીજો કોણ હોય ? અત્યારે તો ફક્ત ઈશ્વરનો જ આપણને સાક્ષાત્ આધાર છે. બેટા, તું એવા રાજ્યકુળનો કીર્તિવંત પાટવીકુંવર છે કે જેને આજે સમસ્ત ભારત શિર ઝૂકાવે છે. તેના બદલે આજે તારે **"નબાપા"** તરીકેના શબ્દપ્રહારો સાંભળવા પડે છે, અને મહારાણીપદને લાયક એવી તારી જનેતા માને આજે પંદર પંદર વર્ષોથી છતાં પતિએ જોગણ બની, તપસ્વિની તરીકે પતિદેવની માળા અહોરાત્ર ફેરવી, અલંકાર રહિત રહી, માત્ર પતિદેવના દીર્ઘાયુષ્યને ઈચ્છી સતીધર્મમાં અચળપણે ટેકવંતી રહેવાનો સમય આવ્યો છે.

"બેટા અભય, તારા અત્યારના પ્રશ્ને મારી પૂર્વ સ્થિતિ સ્મરણપથમાં આવી છે. મારો કોઈપણ જાતનો દોષ ન હોવા છતાં ગર્ભવતી સ્થિતિમાં તારા પિતાશ્રી મને મૂકી ચાલી ગયાને આજ લગભગ ૧૫ વર્ષો થવા આવ્યાં છતાં તેમના તરફથી આપણને માનભેર તેડું પણ નથી. વહાલા અભય ! તારા પિતાશ્રીના સમાચારો મને હમેશાં સાંભળવા મળે છે. તેઓ રાણીવાસમાં અસંખ્ય રાણીઓના પ્રેમમાં પડી આપણને સદંતર ભૂલી વચનભંગ થયા છે. એટલું જ નહી પરંતુ તારા જેવો બુદ્ધિશાળી બાળક પણ તેમને યાદ નથી આવતો. અભય, આના કરતાં કર્મની ગતિનો કયો વિચિત્ર પ્રસંગ સતી સ્ત્રી માટે પરીક્ષામય હોઈ શકે ?"

"માતુશ્રી, આપ જે મહારાજાશ્રીનું વર્ણન કરી રહ્યા છો તે શું મહારાજા બિંબિસાર કે જેઓ અત્યારે મગધની રાજ્યગાદી દીપાવી રહ્યા છે તેનો હું પુત્ર છું ? વહાલી માતા,

એક સમયે દાદા ઇંદ્રજીત અને નાની માને મહારાજાશ્રીના નામને અનેક વખત યાદ કરી તારી અને મારી ચર્ચા કરીને અશ્રુપાત સારતાં મેં જોયા છે. પૂજ્ય દાદાજીને બે પ્રશ્નો પૂછતાં તેઓ સ્તબ્ધ થઇ મારી વાતને ઉડાવવા લાગ્યા. આ બધી ઘટનાઓ વચ્ચે જો એ હકીકત નિર્વિવાદ સિદ્ધ હોય કે હું તે જ પ્રતાપી પુરુષનો પુત્ર છું તો વહાલી માતા, આ જ ક્ષણે હું અત્રેથી સીધો મારા પિતાની મુલાકાતે જઇ આપણા દુઃખી જીવનનો અંત આણવા અને ઓ દુઃખી મા, તને સુખી કરવા મારી પુત્ર તરીકેની ફરજ અદા કરવા માગું છું. ”

પુત્ર અભયના હૃદયભેદક શબ્દોએ તપસ્વીની સુનંદાનાં ચક્ષુઓ શ્રાવણ અને ભાદરવાની માફક આંસુઓથી ઊભરાઇ ગયા. અશ્રુ-ભીની આંખોએ ઊભી થઇ, પોતાના કબાટમાં સાચવી મૂકેલ મહારાજાશ્રીનો રૂમાલ અને મુદ્રિકા અભયના હાથમાં મૂકતાં સુનંદાએ કહ્યું : “ વત્સ અભય, તારા પિતાએ જતાં જતાં પ્રેમની નિશાની તરીકે આ ઇષ્ટ વસ્તુઓ શાંત્વન અર્થે મને સુપ્રત કરી છે. તેની સાથોસાથ તારા જેવા ભાગ્યશાળી પુત્રને જોઇ હું હૃદયનું શાન્તવન કરું છું. ”

“ માતા, **માતા-પિતાની સેવા કરી બન્ને પૈકી એક પણ વ્યક્તિ દુઃખી થતી હોય તો તેના દુઃખનું નિવારણ કરવું એ સતપુત્રની ફરજ** છે, માટે વહાલી મા, તે ફરજ અદા કરવા તું મને રજા આપ. મારી ઉમ્મર યોગ્ય અને કષ્ટ સહન કરવાને પાત્ર છે. હું પણ વીરપુત્ર છું તો મારા પિતાની માફક બાહુબળે ભાગ્યપરીક્ષા કરવા ઇચ્છા ધરાવું છું ”

સુનંદાએ કહ્યું : “ અભય, તને હું એકલો જવા દેવા ઇચ્છતી નથી. ઓ મારી આંખની કીકી, મારી નજરથી તને છૂટો કરવો તે મને મરણતુલ્ય છે, જ્યાં તું ત્યાં હું; માટે ચાલ હું પણ તારી સાથે રાજગૃહીએ આવવા ઇચ્છું છું. ”

તુરત જ સુનંદાએ પોતાના પિતાને અભયની માગણી કહી સંભળાવી અને અભય સાથે પોતે પણ રાજ્યગ્રહી જવા ઇચ્છે છે તે હકીકત જણાવી. ઇંદ્રદત્ત શેઠે અતિ આનાકાની વચ્ચે અભયકુમારનો હિંમતભર્યો હઠાગ્રહ જોઇ રજા આપી.

× × ×

## માતા ને પુત્ર રાજગૃહીએ—

ઇંદ્રદત્ત શેઠે મગધ સુધી જવા માટે સંપૂર્ણ સગવડતા કરી આપી અને ત્યાંથી માતા-પુત્ર શુભ શુકને રવાના થયા. લગભગ વીસ દિવસની મુસાફરી બાદ મગધની રાજ્યધાની રાજ્યગૃહી નગરીમાં આવી મા-દિકરાએ એક ઉપવનમાં વાસ કર્યો. માણસોને પોતાની માતાનો સુંદર રીતનો બંદોબસ્ત કરવાનું સૂચન કરી કુમાર અભયે રાજ્યગૃહીના એક મહેલ્લામાં પ્રવેશ કર્યો. ત્યાં એક કૂવા નજદિક લોકોનું ટોળું એકત્રિત થયું હતું. કારણ તે કૂવામાં મહારાજાશ્રીએ બુદ્ધિવંત મનુષ્યની પરીક્ષા અર્થે એક વીંટી નાખી

હતી. મહારાજા શ્રેણિકને બુદ્ધિપરીક્ષાનો ઘણો જ શોખ હતો અને તેઓ રાજ્યગૃહીના બુદ્ધિવંતોની અવારનવાર પરીક્ષા કરી બુદ્ધિશાળીઓની કદર કરતા. મહારાજા શ્રેણિકને ઘણા પ્રધાનો હતા પરંતુ પોતાના સુવિસ્તૃત પ્રદેશનો વહીવટ સંભાળી શકે તેવા મુખ્ય પ્રધાનની આવશ્યકતા મહારાજાને જણાઇ ને તેવા બુદ્ધિવંત પુરુષની પ્રાપ્તિ માટે આ પ્રયોગ યોજવામાં આવ્યો હતો.

કૂવાકાંઠે એક ઢોલ વગાડનાર રાજ્યઢંઢેરો કહી સંભળાવતો કે : " ભાઈઓ, બુદ્ધિવંત પુરુષે કૂવામાં ઊતર્યા વગર કાંઠે રહીને જ આ વીંટી કાઢવાની છે." આ સાંભળી કેટલાક હસી પડતા, અનેકો તર્ક–વિતર્ક કરતા અને આમાં કંઈક ભયંકર કોયડો છે એવું ભાખી ઘર તરફ જતા.

## બુદ્ધિપરીક્ષા—

સમય પ્રભાતનો હતો. કૂવાકાંઠે જનસમુદાયની મેદની કુતુહલતાપૂર્વક એકત્ર થઇ હતી, છતાં વીંટી કાઢવાની કોઈની હિંમત ચાલતી નહી.

અભયકુમાર કૂવા નજદિક જતાં તેણે ઉપર્યુક્ત હકીકત સાંભળી. ઢંઢેરામાં તેને કંઈ ગૂઢ આશય જણાયો. વિચારણાને અંતે તુરત જ તેને એક યુક્તિ સુઝી આવી. તેણે રાજ્યાધિકારીઓને જઈ કહ્યું કે " ઓ રાજપુરુષો, હું વીંટી કાઢી આપવા તૈયાર છું " કૂવાકાંઠે ઊભેલા સમુદાયે આ અજાણ્યા ભવ્ય કાંતિવાન કુમાર અવસ્થાના મુસાફર તરફ નજર ફેરવી અને શું થાય છે તે આશ્ચર્યયુક્ત નજરે નીહાળવા લાગ્યા. કુમારે અધિકારીઓ પાસે છાણનો પીંડો મંગાવ્યો જેને હાથમાં લઇ તેણે વીંટી ઉપર નાખ્યો. કુમારે બીજી આજ્ઞા કરી કે અગ્નિ ને ઘાસનો પૂળો લાવો. કુમારે અગ્નિ આવતાં છાણના પિંડાની આસપાસ ઘાસનો પૂળો વેરી દીધો ને તેને સળગાવ્યો, જેથી તે છાણનો પીંડ સૂકાઇ જઇ છાણારૂપે બની ગયો ને વીંટી તેમાં ચોંટી ગઈ. બાદ રાજ્યાધિકારીઓને આજ્ઞા કરી કે નજદિકમાં રહેલ પાણીની નિકને વાળી નિકના પાણીથી કૂવો ભરી દેવો. જોતજોતામાં કુવો પાણીથી ભરાયો. સુકાએલ છાણ ઉપર તરી આવ્યું અને કુમારે ધીરેથી એને લઇ અંદર ભરાયેલ વીંટીને ખેંચી કાઢી આંગળીએ ચઢાવી લીધી.

જનસમુદાયે કુમારના બુદ્ધિવાદનો જયજયકાર બોલાવ્યો. રાજ્યાજ્ઞા પ્રમાણે આ કુમારને બહુમાનપૂર્વક રાજ્યદરબારમાં લઇ જવામાં આવ્યો. મહારાજા શ્રેણિકને નવીન યુવાનના સામું એક સરખી ટસે જોતાં હૃદયમાં કુદરતી સંજોગોદ્વારા પ્રેમલાગણી ઊભરાઇ. દરબારમાં મહારાજાશ્રી નજદિક બેઠેલ અમલદાર વર્ગને કુમારનો ચહેરો રાજવંશી જણાયો અને સૌ કોઇ સાનંદાશ્ચર્યમાં પડ્યા.

## મહારાજા શ્રેણિક અભયકુમાર સાથે ઉપવનમાં—

મહારાજાશ્રીએ યુવાન મુસાફરને પ્રેમથી પૂછ્યું કે "કુમાર તમે કયાંથી આવો છો ?"

કુમારે જવાબ આપ્યો : "બેન્નાતટ નગરથી." બેન્નાતટ નગરનું નામ સાંભળી મહારાજા શ્રેણિક એકદમ વિચારમાં ઊંડા ઊતરી ગયા, અને વર્ષો પૂર્વેની જૂની સ્મૃતિઓ તેમની નજર સામે તરી આવી. થોડીવારમાં સાવધ થઇ તેમણે પૂછ્યું : "બુદ્ધિવંત, તું કોનો પુત્ર છે?" અભયે નિડરતાથી જવાબ આપ્યો કે : "પ્રજાપાળનો." શ્રેણિકે ફરી પૂછ્યું : "ત્યાંના ઇંદ્રદત્ત શેઠને તું ઓળખે છે? અથવા તો એમના કુટુંબની તને કંઇક માહિતી છે?"

બુદ્ધિનિધાન કુમાર આ સમયે મહારાજા શ્રેણિકના ચહેરા ઉપર થતા ફેરફારો બરાબર જોઇ શક્યો. આટલા જ પ્રશ્નો પૂછતાં જ, મહારાજાશ્રીની જીભ સુકાતી જતી તેણે જોઈ.

"હા. એમને તથા એમની પુત્રી સુનંદા અને તેમના અભય નામના પુત્રને પણ હું સારી રીતે ઓળખું છું."

સુજ્ઞ વાચક, આ સમયે ઉપરના પ્રસંગને મળતી નીચેની ઘટના યાદ આવે છે. એક સમયે કણ્વઋષિના આશ્રમે તેમની પાળક રાજ્યકુમારી શકુંતલાનો પુત્ર સિંહનાં બચ્ચાંઓ સાથે ગેલ કરી રહ્યો હતો તે સમયે તેના જન્મદાતા પિતા દુષ્યંતનું બાર વર્ષ બાદ શીકાર નિમિત્તે આગમન થતાં, શ્રાપવિમોચનના કારણે કુમારને જોતાં જ તેને પૂર્વવૃત્તાન્ત યાદ આવ્યો અને પરિણામે તેને પત્ની અને પુત્રનો મેળાપ વહેતા ચક્ષુપ્રવાહ વચ્ચે થયો. તેવી જ જાતનો કીસ્સો અહીં પણ બન્યો

કુમાર અભયના મુખ સામું મહારાજા શ્રેણિક એકી ટસે જોઇ રહ્યા બાદ પૂછ્યું કે : "વારુ! એ પુત્ર રૂપમાં કેવો અને ઉમરમાં કેવડો છે?"

"મહારાજાશ્રી તે કુમાર મારા સરખો રૂપાળો અને ઉમરલાયક છે."

"ત્યારે હે કુમાર, તારે તેનો પરિચય કયાંથી?"

"રાજન્, અમો બન્ને **અભિન્નહૃદય મિત્રો છીએ.**"

"ત્યારે ઓ બુદ્ધિવંત કુમાર, તું એકલો દેશાટને શા માટે નીકળ્યો?"

"મહારાજાશ્રી મને એકલો ન માનશો, મારો હૃદયમિત્ર અભય ને તેની માતા પણ સાથે આવેલાં છે અને નગર બહારના ઉદ્યાનમાં અમો સર્વે ઊતર્યા છીએ."

"શું અભય અને તેની માતા અત્રે આવ્યાં છે?" આટલું જ બોલતાં મહારાજા શ્રેણિક ગળગળા થઇ ગયા તેણે કુમારને કહ્યું કે: "કુમાર, ચાલ હું તારી સાથે આ જ ક્ષણે ત્યાં આવવા ઇચ્છું છું"

"મહારાજાશ્રીની આજ્ઞા મારાથી કેમ લોપાય?" એવી રીતે ચતુરાઇપૂર્વક કુમારે

જવાબ આપ્યો. આટલા સંવાદ બાદ રાજ્યના બીજા કાર્યો પડતાં મૂકી મગધરાજ શ્રેણિક મહારાજ તુરત જ બાળક અભયકુમારની સાથે ઉદ્યાનમાં જઈ પહોંચ્યા.

## મહારાણી સુનંદાનો મેળાપ—

બીજી બાજુ નગરમાં ગયેલ પુત્રની રાહ જોતી સુનંદાને પુત્રને પાછા ફરતાં વધારે સમય થવાથી ચિંતા થતી હતી એટલામાં તેણીએ દૂરથી મહારાજાશ્રી સાથે કુમારને આવતો દીઠો. "શું મારી આંખો તો મને છેતરતી તો નથી ને?" આટલા શબ્દો પૂરા કરે ત્યાર પહેલાં મહારાજા શ્રેણિક અભય સાથે ત્યાં આવી ઊભા રહ્યા. સુનંદા લાગણીવશ બની ગઈ. પરિજન તથા દાસદાસીઓની હાજરી ભૂલી મહારાજાશ્રીએ પંદર વર્ષે સુનંદાનો હાથ ઝાલી લીધો અને બન્નેની આંખોમાંથી અશ્રુપ્રવાહ સરી પડ્યો.

"કોણ સુનંદા?"

"કોણ ગોપાળકુમાર?"

સુનંદાના આટલા શબ્દો જ મગધરાજના મસ્તકને ભ્રમિત કરવા બસ હતા. તેને ભૂતકાળની મીઠી પળો યાદ આવી અને તેને એમજ થયું કે સતી સુનંદાના પ્રેમમાં ફરીથી ગોપાળ બની, સિંહાસનની સત્તાને બાજુએ મૂકી સદ્દભાગિનીના પવિત્ર અને નિર્મળ પ્રેમમાં હું નાહું.

"વહાલી સર્વે ભૂલી જા. મારા આટલા જ શબ્દો તને બસ છે."

"નાથ, આપ મારા માલીક છો. ઓ નાથ, આજે પંદર વર્ષે હું મને ભાગ્યશાલી માનું છું. ઓ મારા ઇશ! પરમાત્મા આપનું સદાય કલ્યાણ કરે!"

"પણ વહાલી, આપણો પુત્ર ક્યાં?"

"શું તમારી પાછળ ઊભો છે તેને તમો ઓળખી શકતા નથી?"

## આ તે મારા પુત્રનો મિત્ર કે પુત્ર?

"વહાલા પુત્ર અભય, તેં મને અત્યારસુધી કેમ છેતર્યો?" એમ કહી મહારાજે તેના મુખ ઉપર મીઠું ચુંબન કર્યું.

"રાજન્, મેં આપને છેતર્યા નથી. આપે મને અને મારી વહાલી માતાને છેતર્યાં છે. મગધરાજ આજે હાથીની અંબાડીમાં મ્હાલે, ત્યારે તેની સતી સ્ત્રી મહારાજાના નામની અહોનિશ માળા ફેરવી એક જોગણ તરીકે તેનું રટન કર્યા કરે! આના કરતાં તે કઈ જાતની છેતરપીંડીભરી રાજ્યરમત સમજવી? પૂજ્ય પિતાશ્રી, પંદર વર્ષમાં અમોને એક દિવસ તો યાદ કરવાં હતાં? વહાલા પિતા, તમારું એવું તો અમે શું બગાડ્યું હતું કે તેના કારણે

પંદર પંદર વર્ષ સુધી નબાપો કરી મને લોકોનાં મહેણાં ખાતાં રાખ્યો ? બાપુ, ભલું થજો તે મારા મિત્રનું કે જેણે મને નબાપાનો ટોણો મારી મને પિતાની ભક્તિમાં હાજર કર્યો. ”

આટલું જ કહેતો કુમાર અભય ચોધાર અશ્રુએ રડી પડયો. કુમારના નિખાલસતા-ભર્યા મીઠા શબ્દ–પ્રહારે મહારાજા શ્રેણિકની આંખમાંથી પણ ચોધાર અશ્રુ સરી પડ્યાં.

શ્રેણિક, સુનંદા અને પુત્ર અભય રાજ્યના શણગારેલ હસ્તીની અંબાડી ઉપર બેસી રાજ્યમહેલમાં આવ્યા. કુમાર અભય જેવા બુદ્ધિશાળી પાટવીકુંવર ધરાવવા માટે મગધની પ્રજાએ કુમારનો અને મહારાણીનો નગરપ્રવેશોત્સવ આનંદથી કર્યો. મહારાજાશ્રીએ મહારાણી સુનંદાને અલગ રાજ્યમહેલ કાઢી આપી તેણીને પટરાણીપદે સ્થાપી. આ સમયે મહારાજાશ્રીની ઉમર લગભગ ૩૫ વર્ષની હતી, જ્યારે મહારાણી સુનંદાની ઉમર લગભગ ૩૨ વર્ષની હતી.બાદ મહારાણી સુનંદાના સહવાસ અને પ્રતિબોધથી ધીમે ધીમે મહારાજા જૈનધર્મ પ્રત્યે વિશેષ અનુરાગી બનવા લાગ્યા.



# પ્રકરણ ૧૧ મું.

---

## મહારાજા શ્રેણિક.

મહારાજાએ તરતમાં જ યુવરાજ અભયકુમારનાં લગ્ન પોતાની બ્હેન સુરસેનાની પુત્રી સાથે કર્યાં હતાં. બાદ યુવરાજ અભયને મગધના મહાન્ અમાત્યનું પદ અર્પણ કરી, મગધ સામ્રાજ્યની વ્યવસ્થા માટે પાંચ સો પ્રધાનોનું મહામંડળ બનાવ્યું હતું તેના અગ્રપદે સ્થાપ્યો, જેના યોગે સામ્રાજ્યની વ્યવસ્થા પાર્લામેન્ટરી પદ્ધતિ પ્રમાણે બરોબર સુવ્યવસ્થિત રીતે ચાલી શકે.

યુવરાજ અભયના મગધ આવ્યા પૂર્વે એક વખત મહારાજા શ્રેણિકે વૈશાલીપતિ ચેટક મહારાજાની પુત્રી સુજ્યેષ્ઠાની માગણી કરી હતી, જેના જવાબમાં જણાવવામાં આવ્યું કે "હૈહય્ય વંશની કન્યા તમારો વાહીકુળમાં ઉત્પન્ન થયેલ રાજા ઇચ્છે છે તે અયોગ્ય છે. સમાન કુળમાં જ વર–કન્યાનો વિવાહ થવો જોઇએ." આવા જવાબથી મહારાજા શ્રેણિકને દુઃખ થયું હતું. આ ઘટનાનો બદલો લઇ પોતાના પિતાશ્રીને વૈશાલીની રાજ્યકન્યા પરણાવવાનો અભયકુમારે નિશ્ચય કર્યો. ચિત્રપત્રદ્વારા સુજ્યેષ્ઠા કુંવરીને શ્રેણિકનું તૈલચિત્ર બતાવી મુગ્ધ કર્યા બાદ યુવરાજ અભયે એવી યુક્તિથી કામ લીધું કે વૈશાલીની પુત્રી સુજ્યેષ્ઠાના બદલે ચિલણાનું અપહરણ થયું ને તેનાં લગ્ન મહારાજ શ્રેણિક સાથે થયાં જેનો ઇતિહાસ નીચે મુજબ છેઃ—

**રાજકુમાર અભયની પ્રપંચજાળ—**

કુમાર અભયે ચિત્રકારને સંતોષી મહારાજા શ્રેણિકનું ચિત્ર સુંદર રીતે ચિત્રાવ્યું. બાદ તે ચિત્રને લઈ પોતે જ વૈશાલી ગયો અને એક વ્યાપારીના લેબાશમાં અંતઃપુરની નજદિકમાં દુકાન રાખી વ્યાપાર કરવા લાગ્યો. વણિક–કળાથી તેણે બધી દાસીઓને પોતાને વશ કરી લીધી.

રાજ્યદરબારોમાં ખનતી રણવાસની ખટપટોમાં હમેશાં અગ્રસ્થાન ભોગવતી દાસીઓએ આ પ્રપંચમાં–ષડ્યંત્રમાં ભાગ લીધો. એક દાસીએ યુક્તિપૂર્વક આ કાર્ય કરવાનું બીડું

ઝડપી તેણીએ રાજ્યપુત્રી સુજ્યેષ્ઠાને મહારાજા શ્રેણિકનું ચિત્ર બતાવી મોહાંધ કરી અને ગુપ્ત રીતે નાશી જવાનું કાવત્રું રચ્યું. જ્યારે નાશી જવાનો સમય આવ્યો ત્યારે રાજ્યકુમારી સુજ્યેષ્ઠાની નાની બ્હેન ચિલના પણ સાથે જ હતી તેણી પણ ઉમરલાયક હતી. અભયકુમારે રાજ્યકુમારી સુજ્યેષ્ઠાના મહેલના ઓરડા સુધી સુરંગ ખોદાવીને તે સુરંગનું એક દ્વાર નગરીના નાકે આવેલ એક મંદિર નજદિક એવી રીતે રાખ્યું કે વખતે દગો થાય તો તેને પહોંચી શકાય.

મહારાજા શ્રેણિકના સંતોષાર્થે કુમાર અભયે વૈશાલીના રાજ્યમહેલ સુધી રાજ–રમતની શેત્રંજ બરાબર ગોઠવી.

ગુપ્ત સુરંગનું કામ તૈયાર થતાં મહારાજા શ્રેણિકે પોતાના નાગ નામે વિશ્વાસુ રથી અને તેના બત્રીશ પ્રભાવશાલી કુમારો કે જેઓ મહારાજાના ખાસ અંગરક્ષક દેવદત્ત પુત્રો હતા તેમને સાથે લઈ થયેલ સંકેત મુજબ વૈશાલીમાં ગુપ્ત વેશે આવી ચઢ્યા. મહારાજા સુરંગના મુખ્ય દ્વારથી સુજ્યેષ્ઠાના મહેલના દ્વાર સુધી પહોંચ્યા, અને અંગરક્ષકો તેમના રક્ષણાર્થે બરાબર સાવચેતીપૂર્વક ગોઠવાયા.

## સુજ્યેષ્ઠાને બદલે ચિલણાનું અપહરણ—

મહારાજા શ્રેણિકનું તૈલીચિત્ર જોતાં અને તેનું વૃત્તાન્ત દાસીના મુખથી સાંભળતાં રાજ્યકુમારી સુજ્યેષ્ઠાથી અધિક રીતે રાજ્યકુમારી ચિલણા મહારાજા ઉપર મોહાંધ થઇ હતી, જેની માહિતી પણ તેની મોટી બ્હેનને ન હતી.

અહીં ચિલણાએ બરાબર રાજ્યરમત શરૂ કરી અને પોતાની મોટી બ્હેનને આબાદ હાથતાળી આપી તેણી આ કટોકટીની પળે પોતાની બહેનની સાથે જ ફરવા લાગી. સુજ્યેષ્ઠાને, ગુપ્ત રીતે નાસી જવું હતુ, એટલે ચિલણાની હાજરી તેને ખુંચવા લાગી. પોતે કઇ ભૂલી ગઇ છે એમ બહાનું કાઢી તે મહેલમાં પાછી ફરી તેવામાં જેવું તે સુરંગનું દ્વાર સંકેત પ્રમાણે ખુલ્યું કે તુરત જ ચિલનાએ સાવધાનપણે મહારાજા શ્રેણિક પાછળ ચાલવા માંડયું અને જોતજોતામાં તેણી સુરંગ વટાવી મહારાજા શ્રેણિક સાથે રથમાં જઈ બેઠી.

રાજાએ સારથીને રથને પવનવેગે પોતાના નગર તરફ હંકારવા હુકમ કર્યો.

## સુજ્યેષ્ઠાએ કરેલ શોરબકોર--

બીજી બાજુએ સુજ્યેષ્ઠાને ચિલણાની ચાલાકીની માહિતી તુરત જ મળી જેથી તેણે રાજ્યમહેલમાં શોરબકોર કરી મૂકયો અને ' મહારાજા શ્રેણિક ચિલણાનું અપહરણ કરી ગયા ' એવું જણાવ્યું. આ હકીકત સાંભળતાં રાજા ચેટક તુરત જ યુદ્ધ માટે તૈયાર થઇ સુરંગ મારફતે તેના મુખદ્વારે આવી પહોચ્યો કે જ્યાં મહારાજાના બત્રીશ અંગરક્ષકો બહાર નિકળવાની તૈયારીમાં હતા. આ વીર અંગરક્ષકો પોતાના પ્રાણની પરવા ન કરતાં

મહારાજા શ્રેણિકનો રથ સુખરૂપ રાજગૃહીએ પહોંચી જાય તેની ખાતર સમય વીતાવવા આત્મભોગ આપવા તૈયાર થયા.

અહિં સુરંગના દ્વાર નજદીક ભયંકર યુદ્ધ થયું, જેમાં બત્રીશે અંગરક્ષકો વીરતાથી માર્યા ગયા, અને બીજી બાજુ મહારાજા શ્રેણિક સુખરૂપ રાજગૃહીએ પહોંચી ગયા. ત્યાં અભયકુમારે ગાંધર્વ વિવાહથી પોતાના પિતાનું લગ્ન ચિલણા સાથે કરાવી આપ્યું.

લગ્ન પછી તુરતજ મહારાજા શ્રેણિક અને અભયકુમારે સારથી નાગના ઘરે જઈ તેને તથા તેની પત્ની સુલસાને આશ્વાસન આપી, સંતોષી, પોતાની રાજ્યનૈતિકપણાની ફરજ અદા કરી. નાગ સારથીના કુટુંબનું વૃત્તાંત પણ બોધદાયક હોવાથી અમો અહીં તેને રજૂ કરીએ છીએ.

× × ×

## નાગ સારથીનું વૃત્તાંત—

નાગ નામનો મહારાજા શ્રેણિકનો રથી હતો. તેની સ્ત્રી સુલસા જૈનધર્મને પાળનારી અને ચુસ્ત ધર્માત્મા હતી. સુલસાની મોટી ઉમર થવા છતાં પુત્ર ન થવાના કારણે પતિપત્ની હંમેશાં ઉદાસીન રહેતાં હતાં. એક સમયે કોઇ દેવતાએ સતી સુલસાની ધર્મદઢતાની મુનિરૂપે પરીક્ષા કરી, જેમાં ધર્મ પ્રત્યેની તેની અમાપ દઢતા જોઇને દેવ સંતુષ્ટ થયો અને વરદાન માગવા કહ્યું. તે સાંભળી સુલસાએ કહ્યું કે: "હે દેવ! જો તમે સંતુષ્ટ થયા હો તો મને પુત્ર આપો. એ સિવાય મારી કંઇ પણ અન્ય ઇચ્છા નથી." તુરત જ દેવે તેને બત્રીશ ગૂટિકાઓ આપી અને તેનું અનુક્રમે ભક્ષણ કરવા કહ્યું કે જેથી તેના ભક્ષણથી બત્રીશ પુત્રો થાય.

દૈવગતિ વિચિત્ર છે. હંમેશાં પુત્રપ્રાપ્તિના અંગે સ્ત્રીઓની લાલસા કંઇક મોટી ઉમ્મર સુધી એટલી બધી તીવ્ર રહેતી હોય છે કે જેને અંગે તેઓ કોઇ સમયે ન કરવાનાં કૃત્ય પણ કરી બેસે છે. તે જ પ્રમાણે અહિં થયું. સુલસાએ વિચાર કર્યો કે બત્રીશ પુત્રો અલગ અલગ સમયે થાય તેના બદલે બત્રીશ ગૂટિકાઓ એકી સાથે ખાવાથી બત્રીશલક્ષણો એક જ પુત્ર ઉત્પન્ન થાય તે જ સર્વોત્તમ છે. આમ વિચારી તેણીએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી તે બત્રીશે ગૂટિકાઓ એકી સાથે ખાઇ ગઇ.

બત્રીશ ગૂટિકાઓ ખાવાથી તેના ઉદરમાં એકના બદલે બત્રીશ ગર્ભો રહ્યા. આ બત્રીશ ગર્ભોનો ભાર તેણી સહન કરી શકી નહીં, એટલે તેણીએ તુરત જ પેલા દેવનું સ્મરણ કર્યું. સતીના સતીત્વ અને ધર્મપ્રભાવે તે દેવ ત્યાં હાજર થયો અને કહ્યું કે: "હે ભદ્રે! આ ગૂટિકાઓને એકસાથે ખાવામાં તેં ભયંકર ભૂલ કરી છે. આ પ્રમાણે થવાથી તે બત્રીશે પુત્રો સરખા આયુષવાળા થશે. હે મહાભાગ્યે! ભવિતવ્યતાના યોગે આ સર્વે બન્યું છે. હવે

હું તારી ગર્ભપીડા દિવ્યશક્તિદ્વારા હરી લઉં છું, માટે તું સ્વસ્થ થા.” આટલું કહીને તેની વ્યથા હરીને દેવ સ્વસ્થાનકે ગયો.

ગર્ભસમય પૂર્ણ થતાં સુલસાએ બત્રીશ પુત્રોનો અનુક્રમે જન્મ આપ્યો. આ બત્રીશ પુત્રો અલગ અલગ ધાત્રીઓથી લાલિત થતા હાથીનાં બચ્ચાંઓની જેમ મજબૂત બાંધાના અને શોભાયમાન થયા. ઉમ્મરલાયક થતાં તેઓને મહારાજા શ્રેણિકના અંગરક્ષક તરીકે રાખવામાં આવ્યા.

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે સમાન આયુષવાળા બત્રીશ સારથીપુત્રોનું મૃત્યુ પણ એકીસાથે વીરતાપૂર્વક મહારાજા શ્રેણિકની વફાદારીભરી નોકરી કરતાં થયું. મહારાજા શ્રેણિકની ઉમ્મર આ સમયે લગભગ ચાલીશ વર્ષની હતી.

× × ×

## ગર્ભવતી રાણીનો વિચિત્ર દોહલો—

મહારાજા શ્રેણિક સાથેનાં લગ્ન પછી રાણી ચિલણાને તુરત જ ગર્ભ રહ્યો. ગર્ભમાં આવનાર બાળક મહારાજા શ્રેણિકનો પૂર્વજન્મનો કોઈ મહાવૈરી હોવાના કારણે તે મહારાજાશ્રીનો કટ્ટો દુશ્મન નીવડ્યો.

રાણી ચિલણા ઉપર મહારાજાનો પ્રેમ અત્યંત હતો અને તેણીની મધુર વાણીથી મહારાજા તેના ઉપર પ્રસન્ન રહેતા. ગર્ભમાં બાળક લગભગ આઠ માસનો થતાં રાણીને ભયંકર દોહલો ઉત્પન્ન થયો કે-“મારે પતિનું માંસ ખાવું છે.” પતિભક્તિને અંગે ચિલણા તેવો દોહલો મહારાજાને કહી શકી નહી, તેમજ દોહલો પૂર્ણ ન થવાને અંગે શરીરે ક્ષીણ થવા લાગી. આ જોઈ સુજ્ઞ મહારાજાએ કારણ પૂછતાં તેણીએ દોહલાની હકીકત જણાવી, જે સાંભળી મહારાજા પણ ખેદયુક્ત બન્યા. તુરત જ મહારાજાએ અભયને બોલાવી આવો દોહલો કેવી રીતે પૂર્ણ કરવો તે માટે સલાહ માગી. કુમારે ‘સાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ’ તેવી યુક્તિ શોધી કાઢી. બાદ મરેલા સસલાનું માંસ મહારાજા શ્રેણિકના ઉદર ઉપર બાંધ્યું અને તેને ચર્મથી આચ્છાદિત કર્યું, જેની માહિતી રાણીને પડવા દીધી નહી. પછી મહારાજાને ચત્તા સુવાડ્યા. શ્રેણિકની આજ્ઞાથી ચિલણા રાક્ષસીની જેમ એકાંતમાં તે માંસ પેટ ઉપરથી તોડી તોડીને ખાવા લાગી. અહીં મહારાજાશ્રીએ એવો કૃત્રિમ પાઠ ભજવ્યો કે તે જોઇ પતિના દુઃખનું ચિંતવન કરતી ચિલણાનું હૃદય કંપાયમાન થતું, પરંતુ ગર્ભમાં રહેલ મહારાજાનો પૂર્વજન્મનો કટ્ટો વૈરી બાળક-માંસભક્ષણના કારણે ચિલણાને ઉલ્લાસમાં લાવી પોતાનું કાર્ય સિદ્ધ કરતો સમજાયો.

આવી રીતે બુદ્ધિના પ્રયોગે ચિલણાનો દોહલો પૂર્ણ તો થયો પરન્તુ પછી ચિલણા ‘પતિદેવને હણનારી હું મહાન્ પાપિણી છું.’ એમ બોલતી બોલતી બેશુદ્ધ બની ગઈ. બાદ જ્યારે મહારાજાશ્રીના સ્વસ્થ શરીરનું તેને દર્શન કરાવવામાં આવ્યું ત્યારે તેણી હર્ષ પામી.

## સતીને પુત્ર કરતાં પતિ વહાલો હોય છે—

નવ માસ પૂર્ણ થતાં ચિલણાએ પુત્રનો જન્મ આપ્યો. તુરત જ ચિલણાએ દાસીને આજ્ઞા કરી કે–" આ બાળક તેના પિતાનો વેરી છે માટે એ પાપી પુત્રને કોઇ પણ દૂર સ્થળે લઇ જઈ ફેંકી દો. " દાસીએ અશોક વનની ભૂમિકામાં જઇ તેને મૂકયો જ્યાં તેનું આયુષ્ય બળવાન હોવાના કારણે તે જીવતો રહ્યો.

બાળકને મૂકીને આવતી દાસીની ગભરાટવાળી સ્થિતિને જોઇ રાજાએ તેને પૂછયું કે–' તું કયાં ગઇ હતી ? ' ત્યારે તેણે જણાવ્યું કે–' હું જન્મેલ પુત્રને અશોકવનમાં મૂકવા ગઈ હતી. ' તુરત જ રાજા અશોકવનમાં ગયો અને પુત્રને અતિ પ્રીતિવડે લઇ લીધો. પછી રાજમહેલે આવી ચિલણાને કહ્યું–" અરે ઓ કુલીન સ્ત્રી, આવું અકાર્ય તેં કેમ કર્યું ? કે જે કાર્ય ચંડાળો પણ ન કરે." ચિલણા બોલી : " હે નાથ ! આ **પુત્રરૂપે તમારો વેરી છે;** કારણ કે ગર્ભમાં આવતાં જ મને મહાપાપકારી દોહલો ઉત્પન્ન થયો હતો, તેથી જ મેં જન્મ થતાં જ તેને ત્યજી દીધો છે. **પતિનું કુશળ ઇચ્છિનારી સ્ત્રીઓને પુત્ર હોય અને તે પતિનો ઘાતક નીવડે તેવો હોય તો તે પુત્રને સતી સ્ત્રીએ તજી દેવો જોઇએ.** આ પ્રમાણે સતીધર્મમાં કહેલું છે. હે નાથ ! મેં આપની કુશળતાની ઇચ્છાથી જ આ વેરી પુત્રને તજી દીધો હતો, કે જેને આપ પાછો લઇ આવ્યા. "

મહારાજાએ પુત્રના મુખનું દર્શન કરતાં તે ચંદ્રના જેવો દિવ્ય કાન્તિવાન દેખાયો. બાળકુમારની ટચલી આંગળી અશોકવૃક્ષ નીચે કુકડીએ કરડી ખાધી હતી તેની અસહ્ય પીડાથી બાળક રુદન કરવા લાગ્યું ત્યારે બાળકની રુધિરયુક્ત આંગળીને રાજાએ સ્નેહવડે મુખમાં નાખી બાળકને રોતો બંધ કર્યો. અનુક્રમે તે બાળકની આંગળી દિવસે દિવસે રૂઝાઇ ગઈ, પરંતુ તે આંગળી બુઠી રહી ગઇ જેથી તે બાળકનું નામ કુણિક ( બુઠી આંગળીવાળો ) પડયું. તેનું સાચું નામ તો મહારાજાએ **અશોકચંદ્ર** રાખ્યું હતું, કારણ કે અશોકવનમાંથી મહારાજા તેને લઇ આવ્યા હતા.

ત્યારપછી રાણી ચિલણાને **હલ્લ** અને **વિહલ્લ** નામે બીજા બે પુત્રો થયા હતા. આ પ્રમાણે મહારાણી ચિલણા ત્રણ પુત્રની માતા થઈ. આ ત્રણે પુત્રો ભવ્ય મૂર્તિમાન અને પ્રભાવશાળી હતા, છતાં રાણી ચિલણા કોણિક ઉપર બારિકાઇથી ખાસ ધ્યાન રાખતી હતી કે રખેને આ પુત્ર પોતાના પતિનો ઘાત ન કરે.

કોણિકે યૌવનવય પ્રાપ્ત થતાં એક સમયે કોશલપતિ સામેના યુદ્ધમાં મહારાજા શ્રેણિકને તેણે વીરતાપૂર્વક સુંદર સહાય કરી હતી, જેના અંગે મગધની પલટાતી પરિસ્થિતિનો રંગ રહ્યો હતો અને મહારાજા શ્રેણિક વિજયી બન્યા હતા. મહારાજા શ્રેણિકે કોશલપતિની સાથે સંધિ કરતાં ખાસ ધ્યાન રાખી તેના યુવરાજની પુત્રી પદ્માવતીને યુવરાજ કોણિક સાથે

પરણાવી હતી અને કોશલપતિની પુત્રીને મહારાજા સાથે પરણાવવા કોણિક સમર્થવાન થયો હતો. આ રીતે કોશલપતિને પૂર્ણ રીતે પરાજિત કરવામાં કોણિકે બુદ્ધિ લડાવી હતી. જેના યોગે કોશલપતિ જે વારેઘડીએ મગધ સામે માથું ઊંચકતો હતો તે, નરમ પડયો.

આ પ્રમાણેની વીરતાના કારણે કુમાર કોણિકે મહારાજા શ્રેણિકને રાજ્યરક્ષણુની ખટપટમાં સંપૂર્ણ રીતે સાથ આપ્યો હતો જેના યોગે તેનું નામ **અજાતશત્રુ** એવું બીજું નામ પડયું હતું.

યુવરાજ્ઞી પદ્માવતીએ ટૂંક સમયમાં એક પુત્રનો જન્મ આપ્યો હતો કે જે મહારાજા અજાતશત્રુ પછી મગધની રાજ્યગાદી ઉપર આવ્યો હતો. તેમનું નામ ઉદાયન રાખવામાં આવ્યું હતું. મહારાજા શ્રેણિકે જેવી રીતે કોણિકનાં લગ્ન કરી આપ્યાં હતાં તેવી જ રીતે હલ્લ અને વિહલ્લનાં પણ લગ્નો અલગ અલગ પ્રાન્તના રાજાઓની રાજ્યકુંવરીઓ સાથે કરી આપ્યાં હતાં જેનાથી તેમને પણ પુત્રોત્પત્તિ થઇ હતી.



# પ્રકરણ ૧૨ મું.

---

## જૈન રાજવીઓનો અન્ય રાજાઓ સાથે સંબંધ.

પ્રભુ મહાવીર પણ સંસારીપણામાં અનેક રાજવંશીઓ સાથે કૌટુંબિક સંબંધ ધરાવતા હતા. તેમના પિતા સિદ્ધાર્થ એક મહાન્ સરદાર હતા અને તે જ્ઞાતે ક્ષત્રિયજાતિના હતા. તેમનું નિવાસસ્થાન કુંડગ્રામ અથવા કુંડપુર હતું. પ્રભુ મહાવીરના પિતા જ્ઞાત–ક્ષત્રિયજાતિના (રાજાઓમાં) મુખી હતા. તેમનું રાજ્ય એક સ્વતંત્ર રાજ્ય તરીકે સારી ખ્યાતિને પામ્યું હતું.

આ જ્ઞાત–ક્ષત્રિયજાતિમાં નવ જાતિઓ હતી તેમાંની કેટલીક લિચ્છવી, વજ્જીવી વિગેરે નામથી પ્રસિદ્ધિ પામી હતી આ નવ લિચ્છવી જાતિઓમાં પાછી નવ મલ્લીક જાતિઓ કાશી અને કોશલના અઢાર ગણુરાજાઓ સાથે જોડાઈ હતી કે જેઓમાંનાં ઘણાંખરાં નૃપતિઓ જૈનધર્મ પાળનારા હતા.

આ જાતિઓ અને કુળો વચ્ચે કઇ રીતે શારીરિક સંબંધ જોડાયો હતો તેનું સવિસ્તારપૂર્વક વર્ણન નીચે પ્રમાણે જણાવીએ છીએ:—

**પ્રભુ મહાવીરની માતા ત્રિશલા,** વૈશાલી નગરીના રાજાની રાજ્યદુહિતા હતા.

ઇ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિમાં લિચ્છવિ ક્ષત્રિયજાતિ પણ મહાન્ શક્તિસંપન્ન જાતિ ગણાતી હતી, જેઓ જ્ઞાતૃકોની સાથે મહાવીરના ઉપદેશની અસર નીચે આવ્યા હતા અને જૈન ધર્મી બન્યા હતા પ્રભુ મહાવીરની માતા ત્રિશલા, લિચ્છવી જાતિના વૈશાલીના રાજા ચેટકની બહેન થતા હતા વિદેહદત્તા ત્રિશલા રાજકુમારીનો લગ્ન સંબંધ સિદ્ધાર્થ રાજા સાથે થયો હતો કે જેઓ પ્રભુ મહાવીરના પુરોગામી શ્રીપાર્શ્વનાથના અનુયાયી હતા. તે જ પ્રમાણે લિચ્છવિનો રાજયવંશ પણ જૈન ધર્મને પાળનારો હતો.

મહારાજા ચેટકને સાત કન્યાઓ હતી, જેમાંથી સૌથી નાની પુત્રી **ચેલના** મગધના મહાભૂપતિ શિશુનાગ વંશના બિંબિસાર ઊર્ફે શ્રેણિક મહારાજાને પરણી હતી. તેઓ બંને પ્રભુ મહાવીરનાં અનન્ય ભક્ત હતાં. ચેલના ઉપરાંત મહારાજા ચેટકને બીજી છ કન્યાઓ હતી જેઓના નામ **પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જ્યેષ્ઠા** તેમજ **સુજ્યેષ્ઠા** હતા. દીક્ષા લેનાર રાજકન્યાનું નામ સુજ્યેષ્ઠા હતું.

મોટી રાજ્યકુમારી પ્રભાવતીનાં લગ્ન **વિત્તભય** નગરના રાજા **ઉદાયન** સાથે થયાં હતાં, કે જે **સિન્ધસૌવીર**ના મહાન્ પ્રદેશના સમ્રાટ ગણાતા હતા. મહારાજા ઉદાયન જૈન ધર્મના મહાન્ અનુયાયી હતા. તેમણે અવન્તીના રાજા ચંડપ્રદ્યોતને લડાઇમાં હરાવ્યો હતો. ચંડપ્રદ્યોત સાથે ચેટકરાજાની ચોથી પુત્રી શિવાને પરણાવી હતી. બંને રાજાઓ ઐતિહાસિક પુરુષો તરીકે પ્રસિદ્ધિને પામ્યા છે. મહારાજા ઉદાયન પ્રભુ મહાવીરના પરમ ભક્ત બની, સંસારનો ત્યાગ કરી પ્રભુ મહાવીરના (રાજર્ષિ) હસ્તદીક્ષિત સાધુ થયા હતા. સાધુપણું અંગીકાર કરતી વેળાએ રાજ્યગાદી ઉપર પોતાના પુત્ર **અભીચિને** ન બેસાડતાં તેમણે પોતાના ભાણેજ **કેશીકુમારને** ગાદી અર્પણ કરી; કારણ કે તેઓ પોતાના પુત્રને પણ સંસારત્યાગ કરાવવા માગતા હતા.

મહારાજા ચેટકની ત્રીજી કન્યા **પદ્માવતીનો** લગ્નસંબંધ એક સમયના જૈનધર્મના કેંદ્રસ્થાન તરીકે પ્રસિદ્ધિને પામેલ ચંપાનગરીના **દધિવાહન** રાજા સાથે થયો હતો. આ દંપતી જૈનધર્મના મહાન્ ઉપાસક હતા.

આ દધિવાહનનું રાજ્યકુટુંબ જૈન સિદ્ધાન્તોમાં અત્યંત રસ લેનારું હતું. પ્રભુ મહાવીરના પ્રથમ સાધ્વી તરીકે પ્રભુ મહાવીરના કેવળજ્ઞાન પછી દીક્ષા લેનાર **ચંદનબાળા** તે દધિવાહન રાજાની પુત્રી જ હતી જેનું વર્ણન સતી ચંદનબાળાના નામથી ઇતિહાસમાં ગૌરવતાને પાત્ર બન્યું છે. પ્રભુ મહાવીરના સમયમાં તેણી સાધ્વીસમુદાયમાં મુખ્ય હતી.

કૌશાંબીના રાજા શતાનિકે ચંપાનગરી ઉપર હલ્લો કર્યો ત્યારે ચંદના શતાનિકના સૈનિકના હાથથી પકડાઇ ગઈ, છતાં તેણીએ ધર્મ અને શિયળનું રક્ષણ સુંદર રીતે કર્યું. પછી તેણીને કૌશાંબીના ધનાવહ શ્રેષ્ઠીને ત્યાં વેચવામાં આવી. થોડો સમય ત્યાં તેણી સુખમય રહી. ધનાવહ શ્રેષ્ઠી ચંદનબાળાના ઉચ્ચ કોટીના સંસ્કારી જીવનથી આકર્ષાઇ તેનું પુત્રીવત્ મમતાથી પાલન કરતો હતો, જે વસ્તુ ધનાવહની પત્ની મૂળાને ઇર્ષ્યારૂપ થઇ પડી અને તેણી શંકાની નજરે જોવા લાગી.

એક સમયે આ ઇર્ષાળુ મૂળાએ ચંદનાના વાળ ઉતરાવી, તેણીને શ્રૃંખલાબદ્ધ કરી ભોંયરામાં પૂરી. આ સ્થિતિમાં તેણીને પ્રભુ મહાવીરનું અડદના બાકળાનું દાન દેવાનો અમૂલ્ય લાભ મળ્યો કે જેના યોગે તેણીના સતીત્વની ખાત્રી જગતને થઇ એટલું જ નહીં પણ તેને પ્રભુ મહાવીરની મુખ્ય સાધ્વીપણાનો પણ લાભ મળ્યો.

**મૃગાવતીનો** લગ્નસંબંધ કૌશાંબીના રાજા શતાનિકની સાથે થયો હતો. કલ્પસૂત્ર

સુબોધિકાના ટીકાકાર શ્રી વિનયવિજયજી ગણી કહે છે કે જ્યારે પ્રભુ મહાવીર કૌશાંબીમાં આવ્યા ત્યારે તે દેશના રાજા શતાનિક અને રાણી મૃગાવતી પ્રભુ મહાવીરના પરમભક્ત બન્યાં હતાં.

ઉપરોક્ત રાજ્યના મહાન્ અમાત્યો અને તેમની પત્નીઓ પણ જૈન ધર્મી હતાં, જેનો ઉલ્લેખ આવશ્યકસૂત્રના ૨૨૨, થી ૨૨૫ પાના સુધીમાં કરવામાં આવ્યો છે. તથા કલ્પ-સૂત્ર સુબોધિકાની ટીકામાં ૧૦૬ પાને કરવામાં આવ્યો છે. શતાનિક રાજાને ઉદાયન નામે એક પુત્ર થયો હતો જે બિંબિસારના સમકાળે પ્રસિદ્ધિ પામ્યો હતો. આ સમયમાં રાજા દધિવાહન અને શતાનિક વચ્ચે લડાઈ થઇ હતી.

રાજા શતાનિકની બહેન જયન્તી પણ પ્રભુ મહાવીરની અનુયાયી હતી. ઉદાયનના શ્વસુર ચંડપ્રદ્યોત રાજા પણ જૈનધર્મી અને પ્રતાપશાળી રાજવી હતો. તેમણે કેટલાક પ્રદેશો જીત્યા હતા. અવન્તી, અંગ તથા મગધનાં રાજ્યકુટુંબો સાથે લગ્નસંબંધ બાંધ્યો હતો. તેમની સાથે ચેટકની ચોથી પુત્રી શિવાનાં લગ્ન થયાં હતાં કે જેણીએ અવંતી ઊર્ફે પ્રાચીન માળવાની રાજ્યધાની ઉજ્જૈનપતિનું પટરાણીપદ શોભાવ્યું હતું અને ચુસ્ત રીતે જૈન ધર્મ પાળનારી હતી.

રાજા ચંડપ્રદ્યોતની કન્યા વાસવદત્તા તથા મગધના રાજા દર્શકની બહેન પદ્માવતી અને અંગદેશના રાજા દઢવર્માની પુત્રીઓ રાજા ઉદાયનની રાણીઓ થઈ હતી, જેમાં વાસવદત્તા એ ઉદાયનની પટરાણી હતી. મહારાજા ઉદાયનના રાજ્યકુટુંબના અંગેની કથા જૈનગ્રંથોમાં અદ્દભુત અને લાંબી છે, જેનો સંબંધ અહિં ન લેતાં એટલું જણાવવું ઉચિત છે કે મહારાજા ઉદાયન બૌદ્ધધર્મમાં પલટાવાના અનેક સંજોગો પ્રાપ્ત થવા છતાં ચુસ્ત રીતે જૈનધર્મ પ્રત્યે બહુમાન ધરાવનાર હતા. મહારાજા ચંડપ્રદ્યોત અને ઉદાયન વચ્ચે ભયંકર વેરજ્વાળાઓ પ્રગટી હતી અને પરસ્પર અણબનાવ મજબૂત બનતો જતો હતો; છતાં ધાર્મિક ક્ષેત્રમાં બંને ચુસ્ત જૈન ધર્માનુરાગી હતા.

ઉપર પ્રમાણે ચેટકની સાત કન્યાઓમાંની પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા અને ચેલના એ અનુક્રમે સૌવિર, અંગ, વત્સ (વંશ), અવન્તી અને મગધના રાજાઓ સાથે પરણી હતી. ચેટકની બે કન્યામાંથી જ્યેષ્ઠા પ્રભુ મહાવીરના મોટા ભાઈ કુંડગ્રામના રાજા નંદિવર્ધનને પરણાવી હતી, જ્યારે સુજ્યેષ્ઠા પ્રભુ મહાવીરની શિષ્યા બની હતી. આ ઉપરથી સ્પષ્ટતાથી તારવી શકાય છે કે પૂર્વભારતમાં તે સમયે ઉચ્ચતર ગણાતા રાજાઓ સાથે વિવાહસંબંધ જોડવામાં લિચ્છવી ક્ષત્રિય કુળો ગૌરવશાળી ગણાતાં હતાં.



# પ્રકરણ ૧૩ મું.

## કાળગણના.

પ્રભુ મહાવીરના પિતા, માતા, જન્મસ્થાન, વડીલ ભાઈ, બહેન, પત્ની તથા પુત્રી આદિ કૌટુંબિક સ્વજનોના સંબંધમાં પ્રકરણ નવમામાં આપણે સંક્ષિપ્ત વિવરણ કરી ગયા છીએ. હવે તેમની કાલગણના તરફ દષ્ટિપાત કરી લઇએ.

જૈનસૂત્રો મધ્યેના સિદ્ધાંતોને પ્રભુ મહાવીરે પોતાનાં સિદ્ધાંતો તરીકે જણાવ્યા નથી, પરન્તુ "પન્નત્તા" અર્થાત્ સ્થાપિત સનાતન પ્રાચીન સત્યસિદ્ધાંતો તરીકે તેમને જણાવ્યા છે. કેવળજ્ઞાન થયા બાદ મહાવીરે અર્થ તરીકે દેશના આપી. દરેક તીર્થંકરોના ગણધરો તે અર્થને સૂત્રના ક્રમમાં ગુંથે એટલે અમુક તીર્થંકરોની અપેક્ષાએ આદિ તરીકે સિદ્ધાન્તો જાણવાં; પરન્તુ અર્થની અપેક્ષાએ સિદ્ધાન્તો અનાદિ જાણવા. આ સમયે બુદ્ધની જેમ જૈનધર્મના મૂળ સિદ્ધાંતોના પ્રભુ મહાવીર સ્થાપક હોત તો જૈનધર્મ ભારતમાં સુંદર વિસ્તાર પામ્યો ન હોત.

× × ×

ગૃહત્યાગ કરી પ્રભુ મહાવીરે સાધુજીવન ગાળવા માંડ્યું. વર્ષાઋતુ સિવાય (ચાતુર્માસ સિવાય) તેઓ બાર વર્ષ કરતાં વધુ સમય અવિરતપણે વિચર્યા. બાર વર્ષ સુધી દેહની માયા વિસારી, આત્મહિતાર્થે દેહદમન કરી, મોક્ષમાર્ગ સાધવા માટે તમામ ઉપસર્ગોને સમભાવે સહન કરી તેઓ કર્મબંધનો તોડવા સમર્થ થયા.

પ્રભુ મહાવીરના જીવનપર્યાયને સંપૂર્ણ રીતે વર્ણવતાં ગ્રંથોના ગ્રંથો ભરાય. તેમના વિકાસમય પુરુષાર્થપરાયણ પ્રયાસે જૈનધર્મને સત્યસ્વરૂપે સમસ્ત વિશ્વમાં ફેલાવ્યો છે, જેનું સંક્ષિપ્તમાં સંક્ષિપ્ત રીતે પ્રતિછાયારૂપે વર્ણન અમો ચાલુ ઇતિહાસને અનુસરતું લઇએ છીએ. સબબ અમારો ગ્રંથ બહુધાએ કરી મગધને લગતો હોવાના કારણે ભારતના મહાન્ પુરુષોની નોંધમાં આ ઐતિહાસિક મહાન્ પુરુષની જીવનપ્રભાની નોંધ અતિ સંક્ષિપ્ત

રીતે લેવી પડી છે. આ મહાપુરુષનું જીવન ચરિત્ર સમજવા માટે અમો જૈન ગ્રંથો જેવા કે **"કલ્પસૂત્ર"** **"त्रिषष्ठिशलाका पुरुष चरित्र"** તથા **"મહાવીર ચરિત્ર"** વિગેરે ગ્રંથો વાંચવાની ભલામણ કરીએ છીએ.

પ્રભુ મહાવીરના જીવનપર્યાયના સમકાળે કેટલીક મહાન વિભૂતિઓનો જન્મ પૂર્વ-હિંદમાં થયો હતો, જેમાં મગધનરેશ બિંબિસાર (ઊર્ફે ભંભસાર) જેને જૈન ગ્રંથકારો શ્રેણિક મહારાજા તરીકે વર્ણવે છે તે તેમ જ મહાત્મા ગૌતમ બુદ્ધ પણ હતા. વળી અજાતશત્રુ પણ પ્રભુ મહાવીરના સહવાસમાં આવ્યો હતો. આ પ્રમાણે આ કાળે ઐતિહાસિક ઘટનાઓમાં અગ્રસ્થાન ભોગવતી મહાન વિભૂતિઓ મગધમાં જન્મી હતી.

મહારાજા શ્રેણિકનો જન્મ મહાત્મા બુદ્ધના જન્મ પછી લગભગ ૧૦ વર્ષે એટલે ઇ. સ. પૂર્વે લગભગ ૬૧૧ માં થયો હતો. મહાત્મા બુદ્ધનો જન્મ ઇ. સ. પૂર્વે ૬૨૧ માં થયો જણાય છે. આ જન્મનાં વર્ષો નીચેની કાળગણના પરથી મળી આવે છે કે જે કાળ-ગણનાની ગણત્રી ઇતિહાસવેત્તા મુનિ શ્રી કલ્યાણવિજયજીએ **"વીરનિર્વાણ સંવત્ ઔર કાળગણના"** નામના ગ્રંથના પૃષ્ઠ ૧૭ માં રજૂ કરી છે. તેને અમો પ્રમાણભૂત માની તેના આધારે નીચે પ્રમાણે વર્ષોની કાળગણનાનો હિસાબ રજૂ કરીએ છીએ:—

## મહાવીરની જન્મકાળગણના.

૧. બુદ્ધ જ્યારે ૨૨ વર્ષના થયા ત્યારે પ્રભુ મહાવીરનો જન્મ થયો. ઇ. સ. પૂર્વે ૫૯૯.

૨. બુદ્ધે ૩૦ વર્ષની અવસ્થામાં જ્યારે પ્રવ્રજ્યા ગ્રહણ કરી ત્યારે મહાવીર ૮ વર્ષના થઇ પાઠશાળામાં અધ્યયનાર્થે ગયા હતા. મહાવીર જન્મ ઇ. સ. પૂ ૫૯૯, ગૌતમ બુદ્ધનો જન્મ ઇ. સ. પૂર્વે ૬૨૧.

૩. ૩૬ વર્ષની અવસ્થામાં ગૌતમ બુદ્ધને બૌધિક (बौद्धार्थे बौधिक) જ્ઞાનની પ્રાપ્તિ થઈ અને તેમણે બૌદ્ધધર્મનો પ્રચાર શરૂ કર્યો એ સમયે પ્રભુ મહાવીર ૧૪ વર્ષના હતા. (ઇ. સ. પૂર્વે ૫૮૫ માં.)

૪. ગૌતમ બુદ્ધ બાવન વર્ષના થયા ત્યારે પ્રભુ મહાવીરે દીક્ષા ગ્રહણ કરી હતી. (ઇ. સ. પૂર્વે ૫૬૯ માં.)

૫. ગૌતમ બુદ્ધ જ્યારે ૬૫ વર્ષના થયા ત્યારે પ્રભુ મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી. (ઇ. સ. પૂર્વે ૫૫૬ માં.)

૬. જ્યારે બુદ્ધને ૭૯ મું વર્ષ ચાલતું હતું ત્યારે પ્રભુ મહાવીર ૫૬ વર્ષ અને ૬ માસની આસપાસમાં હતા, અને તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયે ૧૩ વર્ષ અને ૫ માસ વ્યતીત થયાં હતાં. એટલે ઇ. પૂર્વે ૫૪૨ અને ૫ માસ થયા હતા. આ સમયમાં પ્રભુ મહાવીર અને ગોશાલક વચ્ચે કાંઇક મતભેદ પડ્યો તેવી જ રીતે તેના

પાંચ માસ બાદ મુનિશ્રી જમાલીએ મતભેદ ઊભો કીધો. ગોશાળાએ પ્રભુ મહાવીર પર તેજોલેશ્યા મૂકી, જેના વ્યથાજનિત તાપથી પ્રભુ મહાવીરને લોહીખંડનો રોગ થયો ને તે વ્યાધિની થોડા મહિનાઓની પીડાથી તેમને પરિતાપ થયો. આ સમય ઇ. સ. પૂર્વે ૫૪૧ નો કાળ ગણાય

## પ્રભુ મહાવીર નિર્વાણ સંબંધી જૈનેતર ગ્રંથોએ ઊભો કરેલ અયોગ્ય મતભેદ.

૭. અમારી નજર સામે રહેલ કેટલાક ઐતિહાસિક ગ્રંથોમાં પ્રભુ મહાવીર નિર્વાણનો કાળ, ગૌતમ બુદ્ધના નિર્વાણ પૂર્વે જણાવેલ છે. આ વિષયના પૃથક્કરણમાં ઉતરતાં ઇતિહાસકારોના વાચનમાં કાળગણનાના અંગે પૂરતા જૈનગ્રંથો ઉપલબ્ધ નહિ થયા હોય એવું અનુમાન થાય છે સત્ય હકીકત એ છે કે પ્રભુ મહાવીરનું નિર્વાણ ગૌતમ બુદ્ધ પૂર્વે નહિ પરંતુ ગૌતમ બુદ્ધના નિર્વાણ બાદ ૧૪ વર્ષ, ૫ માસ અને ૧૫ દિવસ પછી થયું હતું. આ હકીકતના સમર્થનમાં અમો પ્રમાણભૂત પુરાવાઓ નીચે રજૂ કરીએ છીએઃ—

ગોશાળાએ પ્રભુ મહાવીર ઉપર મૂકેલ તેજોલેશ્યાથી તેઓ લોહીખંડના વ્યાધિથી સખત રીતે પીડાવા લાગ્યા. આ સમયે પ્રભુ મહાવીર કેવળજ્ઞાન પ્રાપ્તિના ચૌદમા વર્ષે શ્રાવસ્તી નગરીના સાલકોષ્ટક નામના ઉદ્યાનમાં વિદ્યમાન હતા કે જ્યાં તેમની સાથે ગોશાળાએ નિરર્થક ઝઘડો કર્યો હતો અને પ્રભુને બાળી ભસ્મ કરવા તેજોલેશ્યા મૂકી. આ તેજોલેશ્યાની અસરથી પ્રભુ મહાવીર વ્યાધિગ્રસ્ત બન્યા.

આવી અસહ્ય બિમારીને સહન કરતા પ્રભુ મહાવીર વૈશાખ માસમાં મેંઢીએ ગામમાં સાલકોષ્ટક નામના મંદિરમાં આવી પહોંચ્યા. આ સમયે એક ગંભીર ઘટના બની પ્રભુ મહાવીરના શિષ્ય જમાલી કે જેઓ પ્રભુ મહાવીરના ગૃહસ્થાવાસના જમાઈ થતા હતા તેઓએ આ કોષ્ટક ચૈત્યમાં પ્રભુ મહાવીરના વચનનું ઉત્થાપન કર્યું અને પોતાના શિષ્યસમુદાય સાથે, પ્રભુની રજા મેળવ્યા સિવાય, અલગ વિહાર કરી ગયા. જૈન શાસ્ત્રકારોએ જમાલિની ઉત્સૂત્રપ્રરૂપણાને કારણે તેમને "નિહ્નવ" નું પદ અર્પણ કર્યું.

બીજી બાજુએ જે સમયે ગોશાળાએ પ્રભુ મહાવીરને તેજોલેશ્યા મૂકી હતી તે સમયે તેણે ભવિષ્ય ભાખ્યું હતું કે "પ્રભુ મહાવીર છ માસમાં પિત્તજ્વરથી કાળ કરી જશે." આ પ્રસંગને અનુસરતો ભગવતી સૂત્રમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" तएणं समणस्स भगवओ महावीरस्स शरीरगंसी विउले रोगायंके पाउब्भूए उज्जले जाव दुरहियासे पित्तजरपरिगयसरीरे दाहवक्कंतीए यावि होत्था । अवियाइ

लोहियवच्चाइं पकरेइ । चाउवन्नं वागरंति एवं खलु समणे भगवं महावीरे गोशालस्स मंखलिपुत्तस्स तवेणं तेएणं अन्नाइट्ठे समाणे अंतो छण्हं मासाणं पित्तज्जरपरिगयसरीरे दाहवक्कंतीए छउमत्थे चेव कालं करेस्सति ।"

भगवती सूत्र, अ० १५, ६८६.

ગોશાળાને તેજોલેશ્યા મૂકે લગભગ છ માસ થવા આવ્યા હતા. પ્રભુ મહાવીર પાવાપુરીમા સખત બિમાર પડ્યાના સમાચાર ચારે દિશાએ પ્રસર્યા. મેંઢીએ ગામથી થોડા ગાઉ દૂર એક ઉદ્યાનમાં માલુકાકચ્છ નામના ગામ પાસે પ્રભુ મહાવીરના શિષ્ય સિંહમુનિ ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. મેંઢીએ ગામનિવાસી પ્રજાજનોદ્વારા પ્રભુ મહાવીરની સખત બિમારીના સમાચાર તેમણે પણ સાંભળ્યા.

સિંહમુનિને પ્રભુ પ્રત્યે અતિશય અનુરાગ હતો. આ સમાચાર સાંભળતાં જ સિંહમુનિ લાગણીવશ બની, તપોવન ભૂમિને તરત જ ત્યાગ કરી પ્રભુ મહાવીરના નામની માળા જપતાં એક નાનાં બચ્ચાં માફક રૂદન કરતા પાવાપુરીના માર્ગ તરફ ચાલ્યા. માલુકાકચ્છ ગામની પ્રજાએ તપસ્વી સિંહમુનિને 'મહાવીર' શબ્દને મોટે સ્વરે ઉચ્ચાર કરી નાના બાળકની માફક રડતાં ને અચાનક આશ્રમને ત્યાગ કરી પાવાપુરી તરફ જતા જોયા. આ ઉપરથી માલુકાકચ્છ ગામની પ્રજાએ માની લીધું કે સિંહમુનિના રૂદનનો અર્થ પ્રભુ મહાવીર કાળ કરી ગયા એમ જણાય છે એટલે તે પ્રજાએ તરતજ અફવા ફેલાવી કે પ્રભુ મહાવીર કાળ કરી ગયા છે અને તે સમાચાર ગૌતમ બુદ્ધને પણ તરત જ પહોંચાડવામાં આવ્યા.

પાવાપુરી મેંઢીએ ગામની નજદિકમાં જ આવેલ છે.

પછી પ્રભુ ટૂંક સમયમાં વ્યાધિમુક્ત થયા અને ત્યારબાદ ગૌતમ બુદ્ધનું નિર્વાણ પણ ટૂંક સમયમાં જ થયું.

આ હકીકતને લગતો ઉલ્લેખ ભગવતીસૂત્રના ૧૫ મા અધ્યાયની ગાથા ૬૮૬ માં નીચે પ્રમાણે જણાવેલ છે.

" तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी सीहे नामं अणगारे पगइभद्दए जाव विणीए मालुआकच्छस्स अदूरसामंते छट्ठं छट्ठेणं अनिक्खित्तेणं २ तवो कम्मेणं उड्ढं बाहा जाव विहरति । तएणं तस्स सीहस्स अणगारस्स झाणंतरियाए वट्टमाणस्स अयमेयारुवे जाव समुप्पज्जित्था एवं खलु ममं म्मायरियस्म धम्मोवदेसगस्स समणस्स भगवओ महावीरस्स सरीरगंसीविउलं रोगायंके पाउब्भूए लज्जले जाव छउमत्थे चेव कालं करिस्सति, वदिस्संति य णं

अन्नतिन्धिया छउमत्थे चेव काल गए, इमेणं एयारुवेणं महया मणोमाणसिएणं दुक्खेणं अभिभूए समाणे आयावणभूमीओ पचोरुभइ आया० जेणेव मालुयाकच्छए तेणेव उवा २ मालुयाकच्छगं अंतो २ अणुपविसइ मालुया० २ महया २ सद्देणं कुहुकुहुस्स परुन्ने।" भगवती सूत्र, अ० १५, ६८६.

૮. ૮૦ વર્ષની અવસ્થાએ મહાત્મા બુદ્ધનો દેહાંત વૈશાખ શુદિ ૧૫ ને દિવસે થયો ત્યારે પ્રભુ મહાવીરને લગભગ ૫૮ મું વર્ષ ચાલતું હતું. ત્યારબાદ પ્રભુ મહાવીરનો સ્વર્ગવાસ ૧૪ વર્ષ ૫ માસ ને ૧૫ દિવસ પછી આસો વદ ૦)) ની રાત્રિ (દીવાળી)એ થયો હતો. એ હિસાબે પ્રભુ મહાવીર નિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭ માં ૭૨ વર્ષની અવસ્થાએ આવે. આ ગણત્રીએ તેમનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૯૯ માં ચૈત્ર શુદ ૧૩ ના દિવસે થયાની કાળગણના સંપૂર્ણ રીતે મળતી આવે છે.

× × ×

## ગૌતમ બુદ્ધની જન્મકાલગણના.

૧. પ્રભુ મહાવીરના નિર્વાણના સમયથી ૧૪ વર્ષ અને ૭ માસ પૂર્વે ગૌતમ બુદ્ધનું નિર્વાણ પ્રભુ મહાવીરની જન્મકાળગણના પ્રમાણે આવે છે, એટલે ગૌતમ બુદ્ધનો જન્મ ઇ. સ. પૂર્વે ૬૨૧ માં થયો ગણાય.

૨. ગૌતમ બુદ્ધે ૨૯–૩૦ વર્ષની અવસ્થામાં સંસારનો ત્યાગ કર્યો.

૩. ગૃહત્યાગ કર્યા પછી ત્યાગી રાજકુમાર તરીકે તેઓ ગિરિવ્રજ ઉપર મહારાજા શ્રેણિકના રાજ્યારોહણની ખુશાલીમાં થતા ભયંકર "પશુયજ્ઞ"ના પ્રતિબંધનાર્થે ત્યાં ગયા હતા, અને તે કાર્યમાં તેઓ સંપૂર્ણ રીતે ફલિભૂત થયા હતા. પરિણામે આ ભયંકર પશુવધ* બંધ પડ્યો હતો. આ સમયે શ્રેણિક મહારાજાને ભરયુવાવસ્થાએ

* જૈન સાધુ સંપ્રદાયે પશુયજ્ઞ–પ્રતિબંધનાર્થે જે અતુલ પ્રયાસો કર્યા છે તેની સમાલોચના જૈન ગ્રંથકારોએ ભારોભાર સમકાલીન ઇતિહાસ તરીકે સુંદર શૈલીમાં વર્ણવી છે. અને તે બાબત જૈન ધર્મના જન્મસિદ્ધ હક્ક તરીકે સર્વમાન્ય છે, છતાં અમોએ પશુયજ્ઞ–પ્રતિબંધનાર્થે જૈન ગ્રંથમાંથી ઉતારો ન લેતા મહાત્મા ગૌતમ બુદ્ધના પ્રકરણમાં પશુયજ્ઞ–પ્રતિબંધનો તાદૃશ્ય ચિતાર રજૂ કર્યો છે તેનું કારણ એટલું જ છે કે મહાત્મા ગૌતમ બુદ્ધ જે સમયે પશુયજ્ઞ–પ્રતિબંધનાર્થે શ્રેણિકના દરબારે જઇ ચઢ્યા તે સમયે તેઓ જૈન ધર્મની સુંદર છાયા તળે ઉછરેલ હતા તેમજ જૈન ધર્મના 'અહિંસા' ના ઉચ્ચ તત્ત્વોએ તેમના હૃદયમાં વાસ કર્યો હતો. જેના પ્રમાણભૂત પુરાવામાં પશુયજ્ઞ–પ્રતિબંધન કાર્યમાં કીર્તિવંત જશ મેળવી તેઓ સીધા વૈશાલીના વનમાં આદર્શ ગુરુની શોધમાં ઉગ્ર તપશ્ચર્યા અને દીક્ષા અર્થે ગયા હતા. ત્યાં તેમને પોતાના કુળોદ્ધારક ગુરુદેવ શ્રી કેશીકુમાર ગણધર જેવા સમર્થ આચાર્યનો ભેટો થયો અને તેમણે તેમની પાસે જૈન સાધુપણું અંગીકાર કર્યું.

રાજ્યગાદીની પ્રાપ્તિ થઇ હતી, જે હકીકતને "મગધરાજ" ગ્રંથના કર્તા "જયભિક્ષુ" ગૌતમ બુદ્ધવાળા પ્રકરણમાં ટેકો આપે છે. આ ઉપરથી ઐતિહાસિક ઘટનાઓને ટેકો મળે છે. અમોએ આ ગ્રંથમાં શ્રેણિક મહારાજાના રાજ્યાભિષેકવાળા પ્રકરણમાં પણ મહારાજા શ્રેણિકને ૨૦ વર્ષની યુવાન ઉંમરે રાજ્યગાદી મળ્યાનું જણાવ્યું છે. એટલે આ હિસાબે પણ મહારાજા શ્રેણિકનો જન્મ ઇ. સ. પૂર્વે લગભગ ૬૧૧ માં થયાનું સાબિત થાય અને મહાત્મા બુદ્ધનો જન્મ ઈ. સ. ૬૨૧ માં થયો ગણાય છે આ ગણત્રી મુજબ મહારાજા શ્રેણિક કરતાં ગૌતમબુદ્ધ ૧૦ વર્ષે મોટા હતા અને પ્રભુ મહાવીર લગભગ ૧૨ વર્ષે નાના હતા.

૪. પ્રભુ મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ તેમના ૪૩ મા વર્ષે થઈ તે સમયે મહારાજા શ્રેણિક ૫૫ વર્ષના હતા.

૫. પ્રભુ મહાવીરના નિર્વાણ પહેલાં લગભગ ૧ વર્ષે એટલે ઇ. સ. પૂર્વે ૫૨૮ માં મહારાજા શ્રેણિકનો દેહાંત થયો તે સમયે તેમની અવસ્થા લગભગ ૮૨–૮૩ વર્ષની હતી. આ હિસાબે લગભગ ૫૨ વર્ષ, ૬ માસ સુધી તેઓએ રાજ્ય કર્યાનું મળી આવે છે, જે હકીકતને ઇતિહાસકારો પણ ટેકો આપે છે, આ ગણત્રીએ ઈ. સ. પૂર્વે ૫૯૦ કે ૫૯૧માં તેમનો રાજ્યાભિષેક, અને ઈ. સ. પૂર્વે ૫૨૮માં દેહાંત થયો હતો. મહારાજા શ્રેણિકનો દેહાંત ઈ. સ પૂર્વે ૫૨૮ માં થયો તે સમયે રાજ્યપુત્ર કુણિક લગભગ ૪૨ વર્ષની અવસ્થાએ રાજ્યગાદી પર આવ્યો હતો એટલે આ ગણત્રીએ "રાજપુત્ર અજાતશત્રુ કુણિક, મહાત્મા ગૌતમબુદ્ધ અને પ્રભુ મહાવીરના સમાગમમાં આવ્યાનું જે ઈતિહાસકારો જણાવે છે તે ઘટના અમારા ગ્રંથની કાળગણના સાથે મળતી આવે છે, જે નીચે મુજબ:—

મહાત્મા બુદ્ધના ધ્યાનસમયે અજાતશત્રુ લગભગ ૨૯ વર્ષના હતા, એટલે સ્વાભાવિક છે કે તેઓનું ગૌતમબુદ્ધ પાસે તત્ત્વજ્ઞાન શ્રવણ કરવા જવાનું બન્યું હોય. પ્રભુ મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ઇ. સ. પૂર્વે ૫૫૬ માં થઇ. તે સમયે (અજાતશત્રુ) રાજપુત્ર કુણિક ૧૪ વર્ષનો હતો, એટલે લગભગ ૨૦ વર્ષ સુધી પ્રભુ મહાવીરના સહવાસમાં રાજપુત્ર કુણિક પૂરેપૂરો આવેલ છે. સગળ મહારાજા શ્રેણિકનું આખું રાજ્યકુટુંબ પ્રભુ મહાવીરનું પરમભક્ત હતું, ને મહાત્મા બુદ્ધ સાથે મહારાજા કુણિકની સ્વતંત્ર મુલાકાત

---

તેટલા ખાતર જ ઉપરોક્ત ઘટના રજૂ કરી અમો સાબિત કરી આપીએ છીએ કે મહાત્મા બુદ્ધ જૈન ધર્મની સંપૂર્ણ છાયા નીચે અંતિમ કાળ સુધી રહ્યા હતા. માત્ર તેઓની માંસાહારની પ્રરૂપણાએ જ તેમને ચુસ્ત અહિંસાવાદથી વિમુખ રાખ્યા હતા. તેઓ આહાર અને વિહારના અંગે મતભેદમાં પડયા હતા અને આ એક જ ઉત્સૂત્રપ્રરૂપણાનું પરિણામ એ આવ્યું કે તેઓ અલગ પંથના સ્થાપક બન્યા હતા. બાકી તેમના સર્વ સિદ્ધાંતો જૈન ધર્મના સિદ્ધાંતોને બહુધાએ મળતા હતા.

નહિ થએલ તે સિદ્ધ થાય છે. પ્રભુ મહાવીરના લગભગ ૧૦ વર્ષ ઉપરાંત સહવાસમાં આવતાં મહારાજા શ્રેણિકની ૬૫ વર્ષની અવસ્થા થતાં રાજ્યકુટુંબમાં વૈરાગ્યની પ્રાપ્તિ પૂરેપૂરી થઇ જેમાં એકલા રાજ્યકુટુંબમાંથી જ લગભગ ૨૦ ઉપરાંત વ્યક્તિઓએ મહારાજા શ્રેણિકની રજાથી પ્રભુ મહાવીર પાસે દીક્ષા લીધી હતી, જેમાં તેમની તેર રાણીઓ અને પાટવીપુત્ર અભયકુમારનો પણ સમાવેશ થતો હતો.

મહારાજા શ્રેણિકના દેહાંત બાદ સંસાર પર પૂર્ણવૈરાગ્યની પ્રાપ્તિ થવાથી રાજ્યકુમાર કુણિકની માતા ચિલણા અને મહારાણી ધારિણી તથા અન્ય બીજી ૧૧ રાણીઓએ અને કંઇક રાજ્યપુત્રો તેમજ કુટુંબીજનોએ પ્રભુ મહાવીર પાસે દીક્ષા લીધી હતી. આ બધી પરિસ્થિતિમાં મહારાજા શ્રેણિકના મૃત્યુ બાદ કુણિકને રાજ્યકુટુંબમાં ઉપરાઉપરી થએલ દીક્ષાનાં કારણોએ રાજ્યમહેલ અને રાજ્યગૃહી અકારાં થઇ પડ્યાં અને તેણે સંસારત્યાગ કરવાનો અથવા તો આત્મહત્યાનો નિશ્ચય કર્યો, પરન્તુ સુજ્ઞ પુરુષોના સમજાવવાથી અને ત્રિકાળજ્ઞાની પ્રભુ મહાવીરના ઉપદેશથી તેણે રાજ્યગૃહીથી રાજ્યગાદી બદલવાનો નિશ્ચય કર્યો અને ચંપા નામે નગર વસાવવાનો હુકમ આપ્યો. આ જ વર્ષમાં પ્રભુ મહાવીરના **સમાગમમાં રાજા કુણિક સ્વતંત્ર રીતે ઘણી વખત આવ્યો જેમાં તે પ્રભુ મહાવીરના દર્શનાર્થે ઘણી વખત ઉપાશ્રયે ગયો હતો, જેનું સવિસ્તર વર્ણન "उववाइ" નામના સૂત્રમાં આપવામાં આવેલ છે.** આ ઉવવાઇ સૂત્ર આગમ ગ્રંથોનાં સૂત્રોમાંનાં બાર ઉપાંગસૂત્રો પૈકીનું પ્રથમ સૂત્ર છે કે જે સૂત્ર આચારાંગપ્રતિબદ્ધ ઉપાંગ તરિકે ગણાય છે. તેની મૂળ શ્લોકસંખ્યા ૧૨૦૦ની છે. તાડપત્રીય સૂચીમાં મૂળ શ્લોકસંખ્યા ૧૧૬૭ની જણાવી છે. તે સૂત્ર પર શ્રી અભયદેવસૂરિની ટીકા ૩૧૨૫ શ્લોક–પ્રમાણ છે. કુલ શ્લોકસંખ્યા ૪૩૨૫ની થાય છે, જ્યારે તાડપત્રીય સૂચિના હિસાબે ૪૨૯૨ ની થાય છે. મહારાજા કુણિકે રાજ્યગાદી પર આવ્યા બાદ કપિલવસ્તુ કે જે મહાત્માબુદ્ધની જન્મભૂમિ હતી તેનો સંપૂર્ણ નાશ કર્યો તેવી જ રીતે મહાત્મા બુદ્ધનું પરિનિર્વાણ સ્થાન તરિકે ગણાતી "શ્રાવસ્તિ" નગરીને જીતી ત્યાં રહેલ માંસાહારી બૌદ્ધસાધુઓને ત્યાંથી દૂર કરી ત્યાંની પ્રજામાંથી માંસાહારનો ત્યાગ કરાવી જૈનધર્મનો ફેલાવો કર્યો. આ પરિસ્થિતિ આધારભૂત ગણાય છે જેને ઇતિહાસવેત્તાઓ એકમતે ટેકો આપે છે.



# પ્રકરણ ૧૪ મું.

## શ્રેણિકના સ્વજનોની દીક્ષા.

### મગધ રાજ્યકુટુંબમાં ઓતપ્રોત થએલ જૈન ધર્મ—

**સુજ્ઞ** વાચક પ્રભુ મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ તેમના ૪૩ મા વર્ષે થઈ તે સમયે મહારાજા શ્રેણિકની ઉમ્મર લગભગ પંચાવન વર્ષની હતી, અને તેઓને મગધની રાજ્યગાદી ઉપર આવ્યે લગભગ ૩૫ વર્ષો થયાં હતાં.

•આ સમયે મહારાજા શ્રેણિકને **અનાથી** જૈન મુનિ, મહારાણી **સુનંદા** તથા રાણી **ચિલણા** આદિ જૈન રાણીઓ તેમજ પ્રભુ મહાવીર કે જેઓ સાધુ જીવનમાં ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા હતા તેમના તથા શ્રી પાર્શ્વનાથના સંતાનીયા તરીકે વિચરતા જૈન સાધુઓના સમાગમે જૈન ધર્માનુરાગી બનાવ્યો હતો.

પ્રભુ મહાવીરે ત્રીસ વર્ષની યુવાવસ્થાએ સ્વયં દીક્ષિત બન્યા બાદ નિર્વાણપદની પ્રાપ્તિ સુધીનાં ૪૨ વર્ષોના ચાતુર્માસોની સ્થિરતા નીચેના ગ્રામોમાં કરી હતી.

૧. અસ્થિક ગ્રામ, ૩. ચંપા, ૧૨ વૈશાલી અને વાણિજ્યગ્રામ, ૧૪. રાજગૃહીનગરીના નાલંદા પાડા, ૨. ભદ્રિકામાં, ૧. આલંભિકાનગરીએ, ૧. શ્રાવસ્તી, ૧. વજ્રભૂમિ, ૧. અપાપાનગરીએ. આ પ્રમાણેનાં ૪૨ ચાતુર્માસોમાં અપાપાનગરીના ચાતુર્માસમાં તેમને નિર્વાણપદ–મોક્ષસુખની પ્રાપ્તિ થઈ હતી.

પ્રભુ મહાવીરને મગધાધિપતિ શ્રેણિકનો સમ્પૂર્ણ સાથ તેમના કેવળજ્ઞાન બાદ તુરતજ મળ્યો હતો અને તેના યોગે મગધના પાટનગર રાજગૃહીને પોતાનું કેંદ્રસ્થાન બનાવી જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો.

પ્રભુ મહાવીરના સમાગમના કારણે મહારાજા શ્રેણિક અને રાજ્યકુટુંબ જૈન ધર્મથી એટલા સુધી ઓતપ્રોત થયું હતું કે મહારાજા શ્રેણિક સુદ્ધાં સમકિતધારી પરમાર્હત્ શ્રાવક બન્યા હતા એટલું જ નહિ પરંતુ ઉત્કૃષ્ટ ભાવનાયોગે તેઓ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરવા ભાગ્યશાલી થયા હતા કે જેઓ ઉત્સર્પિણી કાળની આગામી ચોવીસીના **પદ્મનાભ** નામે પ્રથમ તીર્થંકર થશે.

પ્રભુ મહાવીરના પ્રતિબોધે ને પ્રભુના સત્સમાગમે શ્રેણિક મહારાજાની પરવાનગીથી નીચેની ૧૩ રાણીઓએ પ્રભુ મહાવીર પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી હતી. તે તેર રાણીઓના નામો:-( ૧ ) સુનંદા, ( ૨ ) નંદમતિ, ( ૩ ) નંદોત્રા, ( ૪ ) નંદસેના, ( ૫ ) મહત્તા, ( ૬ ) સમુરુતા, ( ૭ ) મહામરુતા, ( ૮ ) મરુદેવા, ( ૯ ) ભદ્રા, ( ૧૦ ) સુભદ્રા, ( ૧૧ ) સુજાતા, ( ૧૨ ) સુમનાની, ( ૧૩ ) ભૂદિમા.

ઉપરોક્ત ૧૩ રાણીઓએ સંયમ આરાધી, અગ્યાર અંગનો અભ્યાસ કરી યથાયોગ્ય તપશ્ચર્યાથી લગભગ ૨૦ વર્ષ પર્યંતનો દીક્ષાપર્યાય પાળી મોક્ષગતિ પ્રાપ્ત કરી હતી, જેને લગતું વર્ણન **અંતગડદશાંગ** સૂત્રના વર્ગ સાતમાના નવમા અધ્યયનમાં છે. તે સિવાય **દુર્ગંટા** નામે એક રાણીએ પણ મહારાજા શ્રેણિકની રજાથી દીક્ષા લીધી હતી. બાદ શ્રેણિકનું અવસાન થયા પછી બીજી દશ રાણીઓએ દીક્ષા લીધી હતી–જેના નામ આ પ્રમાણે છે: ( ૧ ) કાલી, ( ૨ ) સુકાલી, ( ૩ ) મહાકાલી, ( ૪ ) કૃષ્ણા, ( ૫ ) સુકૃષ્ણા, ( ૬ ) મહાકૃષ્ણા, ( ૭ ) વીરકૃષ્ણા, ( ૮ ) રામકૃષ્ણા, ( ૯ ) પિતૃસેના, ( ૧૦ ) મહાસેનકૃષ્ણા.

ઉપરોક્ત દશ રાણીઓનું વર્ણન વિગતવાર ઉપલા સૂત્રના વર્ગ આઠમાના અધ્યયન દશમામાં આવેલું છે. ઉપરોક્ત રાણીઓએ જુદા જુદા પ્રકારનું તપ કરી ઉત્તમ પ્રકારની ભાવનાપૂર્વક સિદ્ધિપદની પ્રાપ્તિ કરી હતી.

મહારાજા શ્રેણિકના નીચેના પુત્રોએ દીક્ષા લીધી હતી:-( ૧ ) જાલી, ( ૨ ) મયાલી, ( ૩ ) ઉવયાલી, ( ૪ ) પુરુષસેન, ( ૫ ) વારિસેન, ( ૬ ) દુર્ગદત્ત, ( ૭ ) લષ્ટદંત, ( ૮ ) વિહલ્લ, ( ૯ ) વેહાસ, ( ૧૦ ) અભય. આ દશ પુત્રોમાંથી પ્રથમના આઠ પુત્રો મહારાણી ધારિણીના હતા. નવમો પુત્ર વેહાસ ચિલણાનો હતો અને દશમો અભય સુનંદાનો પુત્ર થતો હતો.

ઉપરોક્ત દશે પુત્રો વિમાનવાસી દેવ તરીકે ઉપજ્યા હતા. આ સિવાયના ૧૩ પુત્રો જેઓ ધારિણીની કુખે જન્મ્યા હતા તેઓએ પણ આત્મકલ્યાણ અર્થે દીક્ષા લીધી હતી. અને તેઓ પણ વૈમાનિક દેવગતિને પામ્યા હતા, જેનું વર્ણન **અનુત્તરોવવાઇ** નામના નવમા અંગના પહેલા વર્ગમાં આપેલું છે. શ્રેણિક મહારાજાના દીક્ષિત થયેલ ૨૩ પુત્રોનાં લગ્ન એક કરતાં અધિક કન્યાઓ સાથે થયાં હતાં. ઉપરોક્ત રાણીઓએ પણ તપ, જપ આદિ ક્રિયા કરી આત્મસાધન કર્યું હતું. તેનું સવિસ્તર વર્ણન પણ ઉપલા ગ્રંથમાં આપેલું છે.

આ સિવાય મેઘકુમાર જે ધારિણી રાણીનો પ્રથમ કુમાર હતો તેણે પણ દીક્ષા અંગીકાર કરી હતી. તેમનું રસિક બોધદાયક વૃત્તાન્ત કલ્પસૂત્ર તથા ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્રમાં ભગવંત મહાવીરના ચરિત્રાન્તર્ગત આપવામાં આવ્યું છે. તેવી જ રીતે શ્રેણિક મહારાજાના નંદિષેણ નામના પુત્રે પણ દીક્ષા ગ્રહણ કરી આત્મકલ્યાણ સાધ્યું હતું.

આ ઉપરાન્ત પ્રભુ મહાવીરના ઉપદેશથી નીચેના દેશોના રાજાઓએ જૈન ધર્મ અંગીકાર કરી પોતાના પ્રાન્તોમાં તેનો ફેલાવો કર્યો હતો, જેનાં નામો શ્રીમદ્ વિજયાનંદ-સૂરીશ્વરજી મહારાજ "જૈન ધર્મ વિષયક પ્રશ્નોત્તરી" નામના ગ્રંથમાં નીચે પ્રમાણે દર્શાવે છે. તેઓના જણાવ્યા પ્રમાણે તે રાજાઓમાંથી ઘણા રાજાઓ ગૌતમ બૌદ્ધના ભક્ત હતા; પરન્તુ પાછળથી પ્રભુ મહાવીર ભગવંતનો ઉપદેશ સાંભળી જૈન ધર્મમાં આવેલા હતા, કેમકે પ્રભુ મહાવીર ભગવંત પહેલા સોળ વર્ષ અગાઉ બુધ્ધે કાળ કર્યો હતો એટલે ગૌતમ બુદ્ધના મરણ પછી શ્રી મહાવીર કેવળીપણે વિચર્યા હતા ને તેમના ઉપદેશથી કેટલાએક બૌદ્ધ ધર્માનુરાગી બનેલ રાજાઓએ જૈન ધર્મ અંગીકાર કર્યો હતો. આ સર્વે રાજાઓનાં નામ અંગોપાંગાદિ આગમ સૂત્રોમાં નીચે પ્રમાણે દર્શાવેલાં છેઃ-(૧) રાજ્યગૃહીના રાજા શ્રેણિક, (૨) ચંપાનગરીનો રાજા અને શ્રેણિકનો પુત્ર અશોકચંદ્ર જેમનું પ્રસિદ્ધ નામ કોણિક હતું, (૩) વૈશાલીનગરીના રાજા ચેટક, (૪ થી ૨૧) કાશી દેશના નવ મલ્લીક જાતિના રાજા તથા કોશલ દેશના નવ લિચ્છિવી જાતિના રાજા, (૨૨) અમલકલ્પાનગરીના શ્વેત નામના રાજા, (૨૩) વીત્તભયપટનના ઉદાયન રાજા, (૨૪) કોશાંબિકા નગરીના ઉદાયન વત્સ રાજા, (૨૫) ક્ષત્રિયકુંડગ્રામ નગરના નંદિવર્ધન રાજા, (૨૬) ઉજ્જૈનીના ચંડપ્રદ્યોત રાજા, (૨૭) હિમાલય પર્વતની ઉત્તર તરફ પૃષ્ઠચંપાના રાજા શાળ અને મહાશાળ નામના બે ભાઈ, (૨૮) પુલાશપુરના વિજય નામના રાજા, (૨૯) પ્રતિષ્ઠાનપુરના પ્રસન્નચંદ્ર રાજા, (૩૦) હસ્તિશીર્ષ નગરના આદિનશત્રુ રાજા, (૩૧) રૂષભપુરના ધનાવહ નામના રાજા, (૩૨) વીરપુરનગરના વીરકૃષ્ણમિત્ર નામે રાજા, (૩૩) વિજયપુરના વાસવદત્ત રાજા, (૩૪) સૌગંધિક નગરીના અપ્રતિહત નામના રાજા, (૩૫) કનકપુરના પ્રિયચંદ્ર રાજા, (૩૬) મહાપુરના બળરાજા (૩૭) ચંપાના દત્ત રાજા, (૩૮) સાકેતપુરના મિત્રનંદી રાજા—આ ઉપરાન્ત અન્ય અનેક રાજાઓએ જૈન ધર્મ સ્વીકાર્યો હતો.

પ્રભુ મહાવીરના અંતિમ સમય સુધીમાં તેઓના ઉપદેશથી ૧,૫૯,૦૦૦ જૈન ધર્મમાં ચુસ્ત શ્રાવકો હતા, તેવી જ રીતે ૩૧૮૦૦૦ સન્નારીઓએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો, ૧૪,૦૦૦ સાધુઓ તેમના શિષ્ય તરિકે હતા, તેવી જ રીતે ૩૬,૦૦૦ સાધ્વીઓ હતી, ગૌતમ આદિ ૧૧ શિષ્યો તેમના મુખ્ય શિષ્ય અને ગણધર તરિકે ગણાતા હતા. તેઓ ગૃહસ્થાશ્રમમાં પશુયજ્ઞના મહાન હિમાયતી પંડિત અને શાસ્ત્રવિશારદ હતા, જેઓએ પ્રભુના પ્રતિબોધથી જૈન સાધુપણું અંગીકાર કર્યું હતું.

ઉપરોક્ત સાધુ સંપ્રદાયમાં ૭૦૦ વૈક્રિયલબ્ધિવંત તેમજ ૪૦૦ વાદીઓ હતા. તેવી જ

રીતે ૭૦૦ અવધિજ્ઞાનીઓ હતા, ૭૦૦ કેવળજ્ઞાનીઓ હતા, ૫૦૦ મનઃપર્યવજ્ઞાનીઓ હતા, ૩૦૦ ચૌદપૂર્વના જ્ઞાતા હતા. માતંગ યક્ષ ને સિદ્ધાયિકા નામે યક્ષણી તેમના તીર્થની રક્ષા કરતા હતા.

સાધુઓમાં ઇન્દ્રભૂતિ ( ગૌતમ ) ગણધર મુખ્ય હતા, સાધ્વીઓમાં ચંદનબાળા સાધ્વી મુખ્ય હતા.

પ્રભુ-મહાવીરના ૨૭ પૂર્વ ભવોનો સમજવા લાયક ઇતિહાસ સંપૂર્ણપણે ગ્રંથારૂઢ થએલ છે. પ્રભુની યોનિ વૃષભની હતી, ગણ માનવનો હતો, નિર્વાણ સમયે તેઓ પદ્માસનારૂઢ હતા, તેઓનું નિર્વાણ આસો વદ ૦)) ના દિવસે બે ઉપવાસ( છઠ્ઠ )ની તપશ્ચર્યાપૂર્વક પાવાપુરીમાં થયું હતું. તેમણે ૩૦ વર્ષની અવસ્થાએ માગશર વદ ૧૦ના દિવસે શાલવૃક્ષ નીચે ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં દીક્ષા લીધી હતી.

તેઓએ સાડાબાર વર્ષ અને પંદર દિવસ સુધી છદ્મસ્થ અવસ્થામાં સાધુપણું પાળી ઋજુવાલિકા નદીના કાંઠે કેવળજ્ઞાનની પ્રાપ્તિ વૈશાખ શુદ દશમના દિવસે કરી હતી. આ સમયે તેમને બે ઉપવાસ( છઠ્ઠ )ની તપશ્ચર્યા હતી. પ્રભુ મહાવીરના શરીરનો વર્ણ સુવર્ણ રંગનો હતો, જેઓ સ્વયં દીક્ષિત થયા હતા અને બહોંતેર વર્ષનું આયુષ્ય ભોગવી મોક્ષસુખની પ્રાપ્તિ કરી હતી. ઉપર પ્રમાણે પ્રભુ મહાવીરના નિર્વાણ પદની પ્રાપ્તિ સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ પ્રાચીન ગ્રંથોના આધારે રજૂ કર્યો છે



## શ્રી વીરજિન સ્તવન

વીર પ્રભુ સિદ્ધ થયા, સકળ સંઘ આધાર;
હવે આય ભરતમાં, કોણ કરશે ઉપકાર ?
નાથવિહોણું સૈન્ય જ્યું, વીરવિહોણો સંઘ;
સાધે કોણ આધારથી, પરમાનંદ અભંગ.
માતવિહોણો બાલ જ્યું, અરહપરહ અથડાય;
વીરવિહોણાં જીવડાં, આકુળવ્યાકુળ થાય.
સંશય-છેદક વીરનો, વિરહ કેમ ખમાય ?
જે દીઠે સુખ ઉપજે, તે વિણ કેમ રહેવાય ?
વીર થકાં પણ શ્રુતતણો, હતો પરમ આધાર;
હવે રહ્યા સૂત્ર આધાર છે, અહો જિનમુદ્રા સાર.
ત્રણ કાલે સવિ જીવને, આગમથી આનંદ;
સેવો ધ્યાવો ભવિજનો, જિનપડિમા સુખકંદ.

રીતે બ્રહ્મચર્ય ધારણ કરવું ( બ્રહ્મચર્ય ) આ વ્રત પણ જૈનોના ચોથા મહાવ્રત "મૈથુન વિરમણ" તરિકે પ્રસિદ્ધ છે, જેનું અનુકરણ બૌદ્ધભિક્ષુઓએ કર્યું છે.

આ લોકની ( ઐહિક ) વસ્તુઓ ઉપર મમત્વ રાખવો નહિ જૈન સાધુઓનું પાંચમું મહાવ્રત "પરિગ્રહ પરિમાણ" છે જેને પ્રભુ મહાવીરે જૈન સાધુઓ માટે ખાસ તેમના કેવળજ્ઞાનની પ્રાપ્તિ બાદ ઉત્પન્ન કર્યું હતું. તે વ્રતનું અનુકરણ બૌધ્ધોએ કર્યું છે. આ પાંચમા વ્રતની ગણત્રી પ્રમાણે બૌદ્ધધર્મે પોતાના સિદ્ધાંતોની રચના ભિક્ષુઓ માટે કરી છે. આ ઉપરાન્ત બૌધ્ધોના બીજા નિયમો પણ નીચે પ્રમાણે છે—

મગતિ અને સદ્ગુણ બંધ કરનારા માદક દ્રવ્યનું સેવન નહિ કરવાનું વ્રત.

નિષિદ્ધ સમયે ભક્ષણ નહિ કરવાનું વ્રત ( રાત્રિભોજન ત્યાગનું વ્રત ) [ આ વ્રત બહુધાએ વર્તમાનકાળે પળાતું નથી એવું અમારા સમજવામાં છે ]

ગાયન, નર્તન, વાદન અને નાટ્ય ઇત્યાદિકથી દૂર રહેવાનું વ્રત.

ભૂષણ, અલંકાર, હાર, સુગંધી દ્રવ્યો વિગેરે વગેરેનું સેવન ન કરવાનું વ્રત.

મોટી શય્યા નહિ સ્વીકારવાનું વ્રત.

સુવર્ણ અને રૌપ્યનું ગ્રહણ ન કરવાનું વ્રત

તેવી જ રીતે વાચા, નેત્ર, અને કૃતિનું નિયમન કરવું તે વ્રત.

આ વ્રતાનુસાર બૌદ્ધ ભિક્ષુઓએ જૈન સાધુઓ માટેની ત્રણ ગુપ્તિઓ એટલે કે મન, વચન, કાયાના નિયમનનું અનુકરણ કર્યું છે.

વૃક્ષ, વલ્લી વિગેરેની શાખાઓને તોડવી નહિ. આ પ્રમાણેનો બૌદ્ધોનો એક નિયમ છે કે જે નિયમ "અણુમાત્ર પણ ચૈતન્ય" ન હોય એવાં જ ફળો અને વનસ્પતિનું ભક્ષણ કરવાનું જૈન ધર્મનું જે ફરમાન છે તેનું અનુકરણ માત્ર છે. આ ઉપરાંત જૈનધર્મના અનેક વ્રતોનું જુદી જુદી રીતે બૌદ્ધોએ અનુકરણ કર્યું છે.

બૌદ્ધ નિર્વાણ પછીના પ્રથમ સૈકામાં બૌદ્ધ લોકો પચ્ચીસ બુદ્ધોની પૂજા કરતા હતા. એટલે પ્રભુ મહાવીર કે જેઓ ચોવીસમા અંતિમ તીર્થંકર થયા હતા, તેમની સાથે ગૌતમ બુદ્ધને બૌદ્ધધર્મીઓએ પચ્ચીસમા અવતારી તરીકે ગણી પચ્ચીસ બુદ્ધોની પૂજા કરવાનું ચાલુ કર્યાનું સમજાય છે ખરી રીતે બૌદ્ધ ધર્મના સ્થાપક ગૌતમ બુદ્ધ એ પ્રથમ પુરુષ હતા કે જેઓએ બુદ્ધકીર્તિ નામે જૈન મુનિ તરીકે કેશીકુમાર આચાર્ય પાસે દીક્ષા લીધી હતી. પોતાની ત્રીસ વર્ષની અવસ્થાથી માંડી સાડત્રીસ વર્ષ સુધીની અવસ્થા સુધીમાં–સાત વર્ષમાં જૈનધર્મના સૂત્રોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, જેના પરિણામે તેમને જ્ઞાનની પ્રાપ્તિ થઇ

હતી અને બૌદ્ધ ધર્મની તેઓએ સ્થાપના કરી હતી, જેમાં બૌદ્ધધર્મીઓ માટે જણાવેલ ચોવીસ અવતારી પુરુષો એ જૈનોના ચોવીસ તીર્થંકરો સિવાય અન્ય કોઈ પણ સંભવી શકે નહિ.

બૌદ્ધ ધર્મના સ્થાપક ગૌતમ બુદ્ધે જિહ્વા ઇંદ્રિયને વશ થઇ માંસાહારની પ્રણાલિકા બૌદ્ધધર્મ માટે ચાલુ ન કરી હોત તો આજે આ બૌદ્ધધર્મ જૈનધર્મ જેટલી જ ગૌરવતા ભારતમાં ગર્જાવી હોત.

× × ×

**વેદાંતવાદ સમીક્ષા : વેદાંતધર્મના મુખ્ય ચાર સિદ્ધાંતો નીચે પ્રમાણે છે:—**

૧. અહિંસા. ૨. સત્ય. ૩. અસ્તેય. ૪. બ્રહ્મચર્ય.

આ ચાર સિદ્ધાંતો જૈન ધર્મના મહાન્ પાંચ મહાવ્રતો પૈકી નીચેના ચાર મહાવ્રતોને મળતા છે:—

**१. प्राणातिपात विरमण व्रत. २. मृषावाद विरमण व्रत.**
**३. अदत्तादान विरमण व्रत. ४. मैथुन त्याग व्रत.**

સુજ્ઞ વાચક, સનાતન ધર્મ અને જૈન ધર્મ—આ બન્ને ધર્મરૂપી વૃક્ષનાં મૂળીયાંઓ અંતે પૂર્વપરંપરાએ એક જ બીજમાંથી ફૂટેલાં સમજાય છે. યુગાદિ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવનો જન્મ અવસર્પિણી કાળના ત્રીજા આરાના અંતિમ સમયે થયો હતો, કે જે કાળમાં યુગલીઆઓ એવી રીતની અધોગતિવાળી સ્થિતિમાં આવી પહોંચ્યા હતા કે તે સમયે અવતારી મહાપુરુષના જન્મની, તારણહાર તરિકેની જરૂરિયાત હતી. પ્રથમ તીર્થંકર અને પ્રથમ ધર્મપ્રરૂપક તરિકેનું માન "યુગાદિનાથ શ્રી ઋષભદેવજી"ના ફાળે જાય છે, જેની સમજ અમોએ પ્રથમ ખંડમાં સવિસ્તર રીતે આપી છે.

શ્રી ઋષભદેવના સમયથી પ્રારંભી દશમા તીર્થંકર શ્રી શીતલનાથ સુધી ધર્મ—પ્રતિબોધ અખંડ ધારાએ સરળપણે ચાલ્યો. ત્યારબાદ ધર્મરૂપી ઝાડના થડને શાખાઓ ફૂટવા લાગી. શાખાઓ અને પાંદડાઓ અલગ અલગ થયાં. વેદાંતધર્મના ફાંટાં પણ એટલા વધી પડ્યા કે આજે સમસ્ત ભારતમાં વેદાન્તને માનનારી ધર્મની પ્રતિશાખાઓ પાંચ સો ઉપરાંત દેખાય છે, કે જે સર્વ જુદી જુદી રીતે વેદાંતના મૂળને પોતાનું ધ્યેય માને છે. જુદા જુદા પર્વતોમાંથી નીકળેલી નદીઓ સમુદ્રમાં ભેગી થાય છે તેવી જ રીતે અન્તે આ સર્વ શાખાઓ મૂળ વેદાન્તને મળે છે.

જૈન ધર્મમાં પણ કાળે કરી ફાંટાઓ ફૂટ્યા, પરંતુ આ ફાંટાઓ "**अहिंसा परमो धर्मः**"ના મુખ્ય સિદ્ધાંતને એકીમતે સ્વીકારે છે એટલું જ નહિ પણ જૈનધર્મના પ્રાચીન સિદ્ધાંતો તેમજ સૂત્રોને પણ અપનાવે છે.

× × ×

આમવર્ગના પ્રતિબોધાર્થે અનાદિ કાળથી પ્રત્યક્ષ સ્વરૂપે દેખાતી પ્રતિમાઓ જેની અનેક ધર્મપ્રેમીઓ પોતપોતાની મતિ અનુસાર શક્તિ અને પૂજન કરી આત્મજ્ઞાન મેળવે છે તે મૂર્તિપૂજાના સિદ્ધાંતોને સનાતન અને જૈનધર્મ એકીમતે સ્વીકારે છે.

રાજા—મહારાજાથી માંડીને એક ગરીબમાં ગરીબ મુમુક્ષુનો અધિકાર દેવમંદિરમાં સમાન છે. સાધુ સંપ્રદાય માટે પણ એમ જ માનવાનું. આ બન્ને ધર્મો એટલે સનાતન અને જૈનધર્મના ત્રૈત્રિત્વ ભાવોના ઊંડાણભર્યા તત્ત્વજ્ઞાનમાં ઉતરતા આ બન્ને મૂર્તિપૂજક સનાતન સંસ્કારી અહિંસાવાદી ધર્મે ભારતની ગૌરવતા વધારવામાં સારો સાથ આપ્યો છે.

"ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્રમાં" દર્શાવેલ ૬૩ મહાપુરુષોમાં વેદાંતિક અવતારી નીચેની મહાન વિભૂતિઓનો જૈનધર્મમાં ઉલ્લેખ મળી આવે છે.

## નવ વાસુદેવોનાં નામ.

૧ त्रिपृष्ठ वासुदेव—જેઓ ૧૧ મા જિનના સમયમાં થયા.
૨ द्विपृष्ठ वासुदेव—જેઓ ૧૨ મા જિનના સમયમાં થયા.
૩ स्वयंभू—જેઓ ૧૩ મા જિનના સમયમાં થયા.
૪ पुरुषोत्तम—જેઓ ૧૪ મા જિનના સમયમાં થયા.
૫ पुरुषसिंह—જેઓ ૧૫ મા જિનના સમયમાં થયા.
૬ पुरुषपुंडरीक— } જેઓ ૧૮ મા પછી અને ૧૯ મા
૭ दत्त— } જિનની પહેલાંના સમયમાં થયા.
૮ लक्ष्मण—૨૦ મા પછી અને ૨૧ મા જિનની પહેલાં થયા. (રામચંદ્રના બંધુ.)
૯ श्रीकृष्ण—જેઓ ૨૨ મા જિનના સમયમાં થયા.

## નવ પ્રતિવાસુદેવ

| | | | |
|---|---|---|---|
| १. अश्वग्रीव. | ४. मधु. | ७. प्रल्हाद. | એ નવ પ્રતિવાસુદેવ ક્રમશઃ નવ વાસુદેવના સમકાલીન છે. |
| २. तारक. | ५. निशुंभ. | ८. रावण. | |
| ३. मोरक. | ६. बलि. | ९. जरासंध. | |

## નવ બળદેવો.

| | | |
|---|---|---|
| ૧. અચલ. | ૪. સુપ્રભ. | ૭. નંદન. |
| ૨. વિજય. | ૫. સુદર્શન. | ૮. રામચંદ્ર. |
| ૩. ભદ્ર. | ૬. આનંદ. | ૯. બલરામ. |

આ નવે બલદેવો નવ વાસુદેવોના ભાઇઓ થતા હોવાના કારણે તેઓને તેમના સમકાલે થએલા સમજવા. નવ વાસુદેવોમાં લક્ષ્મણ એ રામના નાના ભાઇ તરીકે હોવાથી સનાતન ધર્મના ગ્રંથોની નોંધમાં રામચંદ્રને નવ વાસુદેવમાં અને લક્ષ્મણને નવ બળદેવમાં ગણ્યા છે.

યદુવંશમાં જન્મેલ શ્રી કૃષ્ણ વાસુદેવ એ જૈનધર્મના બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુના કુટુંબી બંધુ થતા હોવાના કારણે શ્રીનેમિનાથ પ્રભુએ કેવળજ્ઞાનની પ્રાપ્તિ બાદ તેમના સમકાલે ભારતના દશ યદુવંશી રાજાઓને પ્રતિબોધી જૈન બનાવ્યા. આ પ્રસંગને અનુસરીને બાર ઉપાંગ સૂત્રોમાંનાં ૧૨ મા " वह्निदशा " નામના ઉપાંગમાં યદુવંશી દશ રાજાઓને લગતો સવિસ્તર હેવાલ આપવામાં આવેલ છે.



## પ્રકરણ ૧૬ સું.

### મહારાજા શ્રેણિકનો કુનેહભર્યો રાજ્યવહીવટ.

મહારાજા શ્રેણિકનું નામ રાજ્યારૂઢ થતી વખતે ભંભસાર ઊર્ફે બિંબિસાર હતું. રાજ્યાસન પર બિરાજમાન થયા બાદ મગધના ૮૦,૦૦૦ ગામોમાંથી ૧૦૦ વહીવટદારોની ચૂંટણી કરી તેમણે રાજ્યવહીવટ પ્રજાસત્તાક બનાવ્યો. રાજ્યવહીવટ માટે કાઉન્સિલ બનાવી તેને પાર્લામેન્ટરી પદ્ધતિએ લોકપ્રિય બનાવ્યો હતો. પ્રસેનજિત રાજાના સમયમાં રાજ્યધાનીનું શહેર જે ડુંગરોમાં ગિરિવ્રજ તરિકે હતું ત્યાંથી તેને ફેરવી વૈભારગિરિના પહાડની તળેટીના સપાટ પ્રદેશમાં સુંદર અને વિશાળ શહેર બાંધી તેનું નામ રાજ્યગૃહી રાખ્યું. રાજ્યગૃહી એટલે રાજ્યાદિક ગૃહસ્થોને રહેવાનું સ્થાન.

પૂર્વોક્ત જૂની રાજધાનીના શહેરને બદલવાનું કારણ એટલું જ હતું કે ત્યાંના બાંધેલાં પ્રાચીન મકાનો અને રાજ્યમહેલો લાકડાનાં અને જૂની પદ્ધતિનાં હતાં. તેવી જ રીતે ગિરિવ્રજના કિલ્લાની દીવાલો લાકડાની હતી, જેને યોગે રાજ્યધાનીમાં અગ્નિ ઉપદ્રવ વધારે પ્રમાણમાં થતો હતો. આ ઉપરાન્ત મગધ સામ્રાજ્ય પર અન્ય રાજવીઓની નજર હોવાના કારણે અને કોશલાધિપતિ ઉપરાંત બીજા અનેક રાજાઓ મગધ ઉપર દૃષ્ટિ રાખતા હોવાના કારણે બચાવ અર્થે મજબૂત પત્થરના દીવાલવાળી અને આજુબાજુ ખાઇવાળી રચનાત્મક શહેરની જરૂરિયાત મગધ સામ્રાજ્યને હતી. આ બાબતને અંગે ખાસ ધ્યાન પહોંચાડી, બાર યોજન લાંબું અને નવ યોજન પહોળું એવું સુંદર રાજ્યગૃહી નગર મહારાજા શ્રેણિકે બંધાવ્યું.

આ નગરીની દક્ષિણ દિશાએ થઇ ગંગા નદી નજદિકમાંથી વહેતી હતી, તેમજ તેની ત્રણે દિશાએ પર્વતોની લાંબી હારમાળા આવેલી હતી. માત્ર દક્ષિણ દિશાએથી પ્રવેશદ્વાર ખુલ્લું હતું, એટલે આ શહેર સુંદર રક્ષણાત્મક હતું એમ કહીએ તો ખોટું નથી.

× × ×

આ પ્રદેશ વેપારના મુખ્ય કેન્દ્રસ્થળ તરિકે જામી ગયો હતો, જેમાં તેનો

વેપાર પંજાબનાં તક્ષશીલા નગર સુધી સંધાયો હતો, એટલું જ નહિ પરન્તુ જળમાર્ગે સિંધ–સોવિર થઇ બેન્નાતટથી આગળ ઘણે જ લાંબે સુધી લંબાયો હતો. તેવી જ રીતે ખુશ્કી માર્ગે અફઘાનીસ્તાન આદિ પ્રદેશોથી છેક લંબાણુ સુધી મગધનો વેપાર સોદાગરો સાથે જોડાયો હતો. વળી હિમાલયની તળેટીથી માંડી તિબેટ, ભૂતાન અને ચીન સુધી મગધે વેપાર સાંધ્યો હતો. ચીની વેપારીઓ, મુસાફરો અને યાત્રિકો હમેશાં રાજ્યગૃહીમાં પડ્યા પાથર્યા રહેતા. તેવી જ રીતે જળમાર્ગેથી ગંગાને કાંઠે હંમેશાં ફત્તેહમારીઓ રાજ્યગૃહી બંદરે પોતાનો પડાવ ચાલુ રાખી મગધની વેપારીનીતિનો વધારો કરી રહ્યા હતા. આ કાળે મગધ એ ચોર્યાસી બંદરના વાવટારૂપે જગતભરમાં પ્રસિદ્ધિ પામ્યું હતું. પ્રભુ મહાવીર અને મહાત્મા બુદ્ધ જેવી મહાન વિભૂતિઓના જન્મના કારણે મગધની ગૌરવતા સમસ્ત વિશ્વમાં વ્યાપી ગઇ હતી.

આ સમયે મહારાજા શ્રેણિકે રાજ્યના રક્ષણ સાથે પ્રજાની સલામતી અને વેપારના રક્ષણાર્થે દીર્ઘદષ્ટિપૂર્વક ખાસ સંતોષકારક પ્રજાસત્તાક રાજ્ય જેવી યોજનાઓ ઘડી. રાજ્યવહીવટમાં અલગ અલગ પ્રાંતોમાં સુંદર વ્યવસ્થા રહે તેને માટે પ્રાંતિક સમિતિઓ બનાવી તેનો વહીવટ ૮,૦૦૦ અગ્ર પ્રજાજનોની સમિતિઓને સોંપી તેની ઉપર ૪૯૯ અમાત્યો(વહીવટદારો)ની નિમણૂક કરી હતી. તે સર્વ અમાત્યોના ઉપરી અધિકારી તરિકે બુદ્ધિશાળી અભયકુમારની ગોઠવણુ કરી. ૫૦૦ વહીવટદારોથી મગધનું રાજ્યબંધારણ પ્રજાસત્તાક તરીકે એવું તો સુંદર ગોઠવ્યું હતું કે જેથી સર્વ પ્રજા સંતોષી બની હતી. રાજ્યવહીવટને અંગે મંત્રીશ્વર અભયકુમારે ખાસ નીતિશાસ્ત્રની રચના કરી હતી. મહારાજા શ્રેણિકે લશ્કરી વ્યૂહરચનામાં પોતાની બુદ્ધિનો સુંદર ઉપયોગ કરી ૫,૦૦૦ ઉપરાંત લડાયક હસ્તિની ફોજ તેમજ ૩,૦૦,૦૦૦ નું લડાયક સૈન્ય રાખ્યું હતું, જેમાં ૮,૦૦૦ રથીઓ, ૨૦,૦૦૦ જેટલા હથિયારબંધ ઘોડેસ્વારો તથા બાકીનું તિરંદાજ અને પાયદળ હતું. આ પ્રમાણેની શ્રેણીબંધ લશ્કરી વ્યૂહરચનાને કારણે મહારાજા ભંભસારનું નામ પ્રજાએ ભંભસાર બદલી શ્રેણિક રાખ્યું હતું. (અર્થાત્ શ્રેણીઃ એટલે પદ્ધતિસર રાજ્યવહીવટના ચલાવનારા.) આ સમયે મહારાજા શ્રેણિક સાથે વ્યાપારિક સંબંધ વધારવા તથા મૈત્રી બાંધવા અનેક રાષ્ટ્રો ઈંતેજાર રહેતાં હતાં, જેને યોગે અનેક રાજ્યોએ મહારાજા શ્રેણિક તથા તેના કુંવરોને પોતાની પુત્રીઓ પરણાવી મહેરબાની મેળવી હતી. આને પરિણામે મહારાજા શ્રેણિકનો રાણીવાસ તેના પિતાની માફક રાણીઓથી ભરપૂર બન્યો હતો.

મહારાજા શ્રેણિકના કુમારોનાં લગ્નો પણ એક કરતાં વધુ કન્યાઓ સાથે થયાં હતાં. આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા તે પ્રમાણે મહારાજા શ્રેણિકની હૈયાતીમાં જ તેની તેર રાણીઓએ દીક્ષા લીધી હતી. તેવી જ રીતે તેમના પુત્રોએ દીક્ષા લઇ આત્મકલ્યાણ સાધ્યું હતું. આ પ્રમાણે મહારાજા શ્રેણિકના રાજ્યવહીવટની કંઇક ઝાંખી અમોએ રજૂ કરી છે.

卐

# પ્રકરણ ૧૭ મું.

---

## શ્રેણિકનો સ્વર્ગવાસ.

સુજ્ઞ વાચક, પૂર્વભવના સિદ્ધાંતોને માનનાર જૈન અને સનાતનધર્મે આજે ભારતવર્ષને બહુધાએ પોતાના સિધ્ધાંતમાં માનતું કરી મૂકયો છે. મનુષ્યને તરવા માટે અર્થાત્ જન્મમરણના ફેરાઓ ટાળી અક્ષય–મોક્ષપદની પ્રાપ્તિ અર્થે ચોરાશી લક્ષ જીવાયોનીના અસંખ્ય અસહ્ય દુઃખોમાંથી અને મળ–મૂત્રના ખાબોચીયામાંથી બચવા અનેક જન્મના પ્રબળ પુન્યોદયે મનુષ્યજન્મની પ્રાપ્તિ થાય છે.

આ મનુષ્યજન્મ પામતા પૂર્વે આ જીવ અનંતી વાર નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાન સુધી પહોંચી દેવતાઇ સુખ, સાહ્યબી અને વૈભવ ભોગવી આવ્યો છે. તેવી જ રીતે નરકાદિકના અત્યંત દુઃસહ દુઃખો સહન કરવા પછી મનુષ્યજન્મ પામ્યો છે. તેમાં જો ભવિતવ્યના યોગે ફરીથી આ જીવ મોહાંધપણામાં લુબ્ધ થઇ પોતાનું ઇષ્ટ કર્તવ્ય ભૂલ્યો તો પાછું તેને તે જ ગતિમાં પરિભ્રમણ કરવાનું રહે છે.

આ પરિસ્થિતિને સારી રીતે સમજનાર હળુકર્મી, સંસ્કારી આત્માઓ અનંતા જન્મોમાં ઊંચ કોટીના સંસ્કારોદ્વારા આત્મજ્ઞાનને પ્રાપ્ત કરે છે, એટલું જ નહિ પરંતુ સ્વ–સાધ્યને સાધી, ઊંચ કોટીનું સાધુજીવન પ્રાપ્ત કરી, ભવભીરુ બની આત્મકલ્યાણ સાધી મોક્ષગતિને પ્રાપ્ત કરે છે.

મોક્ષપદની પ્રાપ્તિ માટે મનુષ્યગતિ સિવાય અન્ય કોઇ સાધન નથી અને તેવા કારણથી જ સાચા ભવભીરુ આત્માઓ દેવગતિ કરતાં મનુષ્યગતિને સર્વથા પસંદ કરે છે.

આ જન્મમાં જેને આપણે માત્ર ત્રણ વસ્ત્રધારી, પર્વતોની ગુફાઓમાં રહેનાર યોગીઓ

અથવા સંન્યાસીઓ કહીએ છીએ તેવી જ રીતે જૈનધર્મપાલક ત્યાગી આત્માને સાધુ-મુનિ-મહારાજો કહીએ છીએ. તેઓ દેહદમનાર્થે ઉગ્ર તપશ્ચર્યા કરે છે. અનંતા જન્મનાં કર્મોનો ઉગ્ર તપશ્ચર્યા અથવા ધ્યાનદ્વારા ક્ષય કરી શુકલધ્યાનપૂર્વક જન્મ, જરા, મૃત્યુરહિત અમરપદ-મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

આ સિદ્ધાંતો અનુસાર મહારાજા શ્રેણિકના રાજ્યઅમલ દરમિયાન બનેલી અનેક રાજ્યઘટનાઓ પ્રાધાન્ય સ્થાને ઐતિહાસિક ગણાય છે કે જેઓનો સંબંધ પૂર્વજન્મના સંસ્કારો સાથે સંકળાયેલ હતો.

મહારાજા શ્રેણિક પાસે એક સેચનક નામનો હસ્તી હતો કે જે હસ્તી પૂર્વજન્મનું જ્ઞાન ધરાવતો હતો. એકદા તોફાને ચઢેલ તે હસ્તી કોઈનાથી વશ ન થતાં મહારાજા શ્રેણિકદ્વારા પાળેલ પશુની જેમ વશ થયો હતો. મહારાજા શ્રેણિકની હસ્તિશાળામાં તે હાથી સારામાં સારું માન ધરાવતો હતો અને તેનું રક્ષણ પણ ઉત્તમ રીતે થતું હતું.

આ હસ્તિના પૂર્વજન્મનું વૃત્તાંત ઘણું જ લંબાણભર્યું હોવાના કારણે આ ઐતિહાસિક ગ્રંથમાં તેને અમો સ્થાન આપી શક્તા નથી. તેનું વૃત્તાંત જાણવાના ઇચ્છકે "ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર" ના ૧૦મા પર્વમાં જોવું. મહારાજા શ્રેણિકે પ્રભુ મહાવીરના સમાગમમાં લગભગ ૧૫ વર્ષો ગાળ્યા બાદ તેમને ૭૦ વર્ષે ચૂસ્ત વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો અને તેઓ પ્રભુ મહાવીરના સત્સંગથી સારા જ્ઞાની બન્યા હતા. જો કે તેઓ આ સમયે ગૃહસ્થાશ્રમી અને સામ્રાજ્યના અધિષ્ઠાતા હતા છતાં તેઓનું જીવન એક આદર્શ મુમુક્ષુ જેવું અધિક ધર્મમય બન્યું હતું.

મહારાજા શ્રેણિકે પ્રભુ મહાવીરના સમાગમમાં આવેલ (તેમના પ્રતિબોધદ્વારા આત્મ-જ્ઞાનથી ભીંજાએલ) પોતાના પાટવીકુંવર અભયકુમારને તેના આત્મકલ્યાણાર્થે પ્રવ્રજ્યા અંગીકાર કરવાની રજા આપી હતી અને તે સાધુ બન્યા હતા. તેવી જ રીતે તેની સાથે અને ત્યારબાદ આપણે આગલા પ્રકરણોમાં જોઈ ગયા તે પ્રમાણે શ્રેણિક મહારાજાની રજાથી તેમની તેર રાણીઓએ અને અનેક રાજ્યકુમારોએ પ્રવ્રજ્યા સ્વીકારી હતી એટલે રાજ્યમહેલ અને રાજ્યવહીવટ એ મહારાજા શ્રેણિકને આ અવસ્થાએ તદ્દન ભારરૂપ જણાવવાથી તે બાજો ચિલણાના પુત્રો હલ્લ અને વિહલ્લને આપવાનો વિચાર કર્યો, પરંતુ આ બન્ને રાજ્યકુમારોનો અંતરાત્મા રાજ્યગાદીને બદલે સંસારત્યાગ પ્રત્યે પ્રેરાએલ જણાયાથી તેમણે સેચનક નામનો જ્ઞાની હસ્તિ તથા આભૂષણો તરીકે ઇન્દ્રમહારાજાદ્વારા મળેલ કિંમતી દૈવીરત્નોના બે કર્ણ-કુંડળો માગ્યાં. આ ઉપરાંત શ્રેણિકે તેમના નિર્વાહ જેટલા ખર્ચનો બંદોબસ્ત કરી આપી તેમને સંતોષ્યા હતા. હવે રાજ્યાધિકારને લાયક રાજ્યકુમાર કોણિક ઉર્ફે અજાતશત્રુ યોગ્ય રીતનો અધિકારી રહેવાથી મહારાજાએ યોગ્ય સમયે તેને રાજ્યારૂઢ કરવા નિશ્ચય કર્યો.

પરન્તુ દૈવગતિ કાંઇક વિચિત્ર હોવાના કારણે રાજ્યકુમાર કોણિકની સિંહાસનાધિપતિ

થવાની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાએ તેની અધિરાઇ વધારી મૂકી અને તેણે અનેક રાજ્યાધિકારીઓને ફોડી, તેને પોતાના પક્ષમાં ભેળવી, મહારાજા શ્રેણિકને રાજ્યકેદી બનાવી પોતે રાજ્યવહીવટ ચલાવવા લાગ્યો. મહારાજા કોણિકે બંદીખાનામાં નાખેલ વૃદ્ધ પિતાને પૂર્વજન્મના વૈરના પરિણામે હેરાન કરવામાં જરાએ કચાશ રાખી નહિ, છતાં મહારાજા શ્રેણિકે ઘણી જ ધીરજથી અને શાંતિપૂર્વક પોતાને થતી હેરાનગતિ ભોગવી લીધી. મહારાણી ચિલણા મહારાજાશ્રીને નિત્ય મળવા જતાં. તેઓ મહારાજાશ્રીને અલ્પાહાર પહોંચાડતાં આ પ્રમાણે નિત્યક્રમ ચાલુ રહેતો.

એક સમયે મહારાજા કોણિકના પુત્ર ઉદાયને પોતાના કાકા હલ્લ, વિહલ્લને ઘેર રહેલ રાજ્યહસ્તી માટે હઠ પકડી, ને મહારાણી પદ્માવતીએ મહારાજા કોણિકને ચઢાવ્યો, એટલે તે જ દિવસે આ મદાંધ મહારાજાએ હલ્લ અને વિહલ્લની પાસે હસ્તીની તથા દૈવી કુંડળોની માગણી કરી. આ સમજુ રાજ્યકુમારોએ ' અમો આપને આવતી કાલે પહોંચાડીશું ' કહી મગધનો ત્યાગ કરી પોતાના માતામહ મહારાજા ચેટકને ત્યાં ચાલ્યા ગયા. મહારાજા ચેટકે તેમનો આદરસત્કાર કર્યો

બીજે જ દિવસે કોણિક મહારાજાને હલ્લ, વિહલ્લ ચેટક મહારાજાને ત્યાં વૈશાલી નગરે ચાલ્યા ગયાના સમાચાર મળ્યા; તેથી તેણે તરત જ વૈશાલીપતિને હલ્લ, વિહલ્લ તથા તેની પાસે રહેલ સેચનક હસ્તી અને દૈવી કુંડળો સુપ્રત કરવાને જણાવ્યું, અથવા તો રણક્ષેત્રે યુદ્ધ કરવાનું આહ્વાન કર્યું. મહારાજા ચેટકે પોતાના શરણે આવેલા હલ્લ, વિહલ્લને સોંપવાનો ખુલ્લા શબ્દોમાં ઇનકાર કર્યો એટલે તત્કાળ ચેટકરાજા પર ચઢાઈ કરવાને કોણિક રાજાએ જય ભંભા વગડાવી. ભંભાનાદ સાંભળી કોણિકના સૈનિકો સજ્જ થયા, જેમાં મહારાજા શ્રેણિકના અન્ય દશ રાજ્યકુમારોએ સાથ આપ્યો કે જેઓ બળવાન અને પુરુષાર્થી ગણાતા હતા. લશ્કર સામગ્રી ઘણા જ મોટા પ્રમાણમાં તૈયાર કરી, કોણિકે વૈશાલી નગર પર ચઢાઇ કરી. બીજી બાજુએ વૈશાલીપતિ ચેટકે પણ અપરિમિત સૈન્યથી તેનો સામનો કર્યો, જેમાં મુગટબંધ ૧૮ રાજાઓએ સાથ આપ્યો હતો દરેક રાજાઓનાં ગજેન્દ્રો, અશ્વો, રથો અને પાયદળ સેનાએ રણક્ષેત્ર ગજાવી મૂકયું. રણમેદાનમાં સૈન્યરચના સાગરવ્યૂહ સમી દેખાવા લાગી.

રાજા કોણિકના સૈન્યનાયક કાળકુમારે લડાઇની શરૂઆત કરી. સવારે સવાર, રથીએ રથી અને પત્તિએ પત્તિ સાથે યુદ્ધ શરૂ થયું. ભાલાઓનાં ઘાથી ઢળી પડતાં ઘોડાઓવડે પૃથ્વી, પર્વત અને શિલાવાળી હોય એવી દેખાવા લાગી. રુધિરની વહેતી નદીઓથી જળ, મનુષ્ય અને જંગલો રુધિરમય દેખાવા લાગ્યાં ખડ્ગોથી કપાઇને ઉછળતા શૂરવીરોના કરકમળો લઇ માંસભક્ષી પક્ષીઓ કર્ણના આભૂષણોથી કૌતુક કરતા દેખાયા. સુભટોની ખડ્ગધારાથી જુદા પડતાં મસ્તકો હુંકારાવડે પોતાના ધડને લડવાની આજ્ઞા ન કરતા હોય તે પ્રમાણે જણાતું. આ પ્રમાણે વૈશાલીનાં રણક્ષેત્રે ભયંકર યુદ્ધ ચાલ્યું. એક સમયે મહારાજા ચેટકના હાથમાં કોણિક કુમાર આવી ચઢ્યો, ત્યારે તેમણે તેના ઉપર બાણ ચલાવવા નિશાન તાકયું, પણ તે બાણ નિષ્ફળ ગયું.

ચેડા મહારાજા બાર વ્રતધારી શ્રાવક હતા. તેઓ ફક્ત એક જ બાણુ મારતાં અને તે કદી નિષ્ફળ ન જ જતું. કોણિક આ વૃત્તાંત બરાબર જાણતો હતો, એટલે તેણે પહેલેથી જ દેવસાનિધ્યદ્વારા વજ્રકવચ મેળવી લીધું હતું. પોતાનું શસ્ત્ર નિષ્ફળ જતાં ચેડા મહારાજાને અતીવ આશ્ચર્ય થવા સાથે તેમને તેમાં ભાવીનો ગૂઢ સંકેત જણાયો. તેમણે પોતાની નગરીમાં પાછા ફરી નગરીના દરવાજા બંધ કરાવ્યા. કોણિકે નગરીને ઘેરો ઘાલ્યો. બાર-બાર વર્ષનાં વહાણાં વાવા છતાં વૈશાલીનો ગઢ અડગ અને અભેદ્ય રહ્યો. કોણિક મૂંઝવણમાં પડ્યો. છેવટે એક પતિત સાધુની સહાયથી વૈશાલીના મધ્ય ચોકમાં રહેલ શ્રી મુનિસુવ્રતસ્વામીનો સ્તૂપ ખોદી કઢાવ્યો અને તે સ્તૂપના ખોદાણની સાથે જ વૈશાલીનું પતન થયું. મહારાજા ચેટકે એક વાવમાં ઊતરી જળસમાધિ લીધી, પણ ધરણેંદ્રે તેમને ઝીલી લઇ પોતાના ભવનમાં લઈ ગયા, જ્યાં આયુષ્ય પૂર્ણ થતાં તેઓ દેવલોકમાં ગયા.

કોણિકે વૈશાલી નગરીનો કબજો લીધો. આ લડાઇને લગતું વર્ણન "કપ્પીઆ" નામના આઠમા ઉપાંગ સૂત્રમાં સવિસ્તર રીતે આપવામાં આવ્યું છે, જેમાં દશ રાજ્યકુમારોએ પોતાના ઓરમાન ભાઇ કોણિક સાથે મળી કઇ રીતે બાર વરસ સુધી યુદ્ધ કર્યું હતું તથા તેઓ તે યુદ્ધમાં કઈ રીતે માર્યા ગયા તેને લગતો વૃતાંત પણ છે.

રાજ્યકુમાર હલ્લ અને વિહલ્લનો બચાવ કોઈ દેવતાએ કર્યો, બાદ તેઓ બંનેએ પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઇ આત્મકલ્યાણ સાધ્યું.

આ કાળે મહારાજા શ્રેણિકના કારાવાસને લગભગ બાર વર્ષો થઈ ગયાં હતાં છતાં કોણિકે તેમનો છૂટકારો કર્યો નહિ. મહારાણી ચિલણા કે જે મહારાજા કોણિકની માતા હતાં તેણે તેને ઘણી રીતે સમજાવ્યો છતાં તે માન્યો નહિ.

એક સમયે કોણિક ભોજન કરવા બેઠો હતો ત્યારે એક બાળકુમારે અર્ધભોજન બાદ મહારાજા કોણિકની થાળીમાં મૂત્રોત્સર્ગ કર્યો, એટલે ઘીની ધારાની જેમ તે મૂત્રધારા ભોજન પર પડી. પુત્રના પિશાબના વેગનો ભંગ ન થાય એવું ધારી કોણિકે પોતાનો હાથ પણ હલાવ્યો નહિ. પછી મૂત્રથી આર્દ્ર થએલું અન્ન પોતાના હાથે દૂર કરી બાકીનું અન્ન તે જ થાળીમાંથી તે ખાવા લાગ્યો. પુત્ર પ્રત્યેના પ્રેમથી તે ભોજન પણ તેને સુખદાયક લાગ્યું.

આ સમયે તેની માતા ચિલણા પાસે બેઠી હતી. કોણિકે તેને પૂછ્યું કે: "હે માતા! કોઇને પોતાનો પુત્ર આવો પ્રિય છે, કે જેવો આ બાલક મને પ્રિય છે?" ચિલણા બોલી: "અરે પાપી! રાજકુળાધમ! તું તારા પિતાને આના કરતાં અત્યંત વહાલો હતો તે શું તું નથી જાણતો? મને દુષ્ટ દોહદ થવાવડે તું જન્મ્યો હતો અને તેથી જ તું તારા પિતાનો વેરી થવાનો છે, એવું જાણી પતિના કલ્યાણની ઇચ્છાથી ગર્ભપાત કરવા સતીધર્માનુસારે મેં અનેક પ્રયત્નો કર્યા, અનેક જાતના ઔષધોનો ઉપયોગ કર્યો, છતાં બળવાન પુરુષોને સર્વે વસ્તુઓ પથ્ય થાય છે તેમ તારે માટે પણ બન્યું. તારા પિતાએ

માંસાહારના મારા દોહલાને પૂર્ણ કર્યો, અને ત્યારપછી જ મેં તને જન્મ આપ્યો. તું જન્મ્યો ત્યારે તારા પિતાનો વેરી ધારી મેં તને તજી દીધો હતો, પરન્તુ તારા પિતા પોતાના જીવિતવ્યની જેમ પાછો લઇ આવ્યા. તે સમયે કુકડીએ ચાંચ મારવાથી તારી એક આંગળી વિંધાઈ ગઈ હતી તે પાકી જવાથી અને તેની અંદર પરુ ઉત્પન્ન થવાથી તને અત્યંત પીડા થતી હતી. તે વખતે તારી એવી આંગળીને પણ તારા પિતા મુખમાં રાખતા અને તે ત્યાંસુધી કે જયાંસુધી તને મીઠી નિદ્રા આવે.

અરે અશુભ ચારિત્રવાળા! આવી રીતે તને જે પિતાએ મહાન્ કષ્ટ ભોગવી લાલિત-પાલિત કર્યો તેના બદલામાં તેને વૃદ્ધાવસ્થાએ કારાગ્રહવાસમાં તેં નાખ્યા. આના કરતાં બીજો કયો અપકાર વિશેષ ગણનાપાત્ર હોઇ શકે? અવિચારી! તારા આ કૃત્યને દેવી દેવતાઓ પણ કદાપિ કાળે સાંખી ન લે." આટલું જ કહેતાં મહારાણી ચિલણા રડી પડ્યાં.

ભાગ્યયોગે આ શબ્દો મહારાજા કોણિકને હૃદયસ્પર્શી થયા અને તરત જ અર્ધ-ભોજન પૂરું ન કરતાં આચમન લઈ, ધાત્રીને પુત્ર સોંપી, કોણિક પિતા સમીપે જઈ, તેને બંધનમુક્ત કરી, તેના ચરણોમાં શિશ નમાવી, અકૃત્ય બદલ માફી માગવા તરત જ કારાગ્રહ તરફ દોડ્યો.

મહારાજા શ્રેણિક પાસે રાખેલ પહેરેગીરોએ ઉતાવળથી આવતા મહારાજા કોણિકને જોઇ નિશ્ચય કર્યો કે મહારાજા કોણિક જરૂર ક્રોધાવેશમાં આવે છે અને આ જ પ્રમાણે મહારાજા શ્રેણિકની પણ સમજ થઇ.

મહારાજા શ્રેણિકે ઉતાવળથી આવતા પુત્રને જોઇ મારે એના હાથે મરવું તેના કરતાં જાતે મરણને શરણ થવું યોગ્ય છે એમ સમજી તાત્કાલિક તાળપુટ નામનું વિષ જિહ્વાના અગ્રભાગ પર મૂકી પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. કોણિક નજદિક આવ્યો ત્યાં તેણે પોતાના પિતાને મૃત્યુ પામેલા જોયા. આ દૃશ્ય જોતાં જ તે અત્યંત વિલાપ કરવા લાગ્યો અને બોલ્યો: "હે પિતાજી! મારા જેવા પાપીએ આપને બહુ હેરાન કર્યા છે." તેણે અત્યંત પશ્ચાત્તાપ કર્યો પણ થયેલ વસ્તુમાં ફેરફાર થવાનું અશક્ય હતું. પિતાનો ઘાતી બનવાથી તેને હૃદયમાં શલ્ય જેવું દુઃખ થવા લાગ્યું. શોકના અતિ આવેગમાં તેણે પોતે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.

કોણિકના મૃત્યુ પામવાના નિશ્ચયમાંથી સુજ્ઞ મંત્રીશ્વરોએ તેને રોક્યો. બાદ રાજ્યગૃહી નગરીનો ત્યાગ કરી ચંપકવૃક્ષની નીચે ચંપા નામે નગરી વસાવી ત્યાં રાજ્યગાદીની સ્થાપના કરી. આ બનાવ ઈ. સ. પૂર્વે આશરે ૫૨૮ માં બનેલો સમજાય છે.



ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ આત્મારામજી (વિજયાનંદસૂરિ) મહારાજ.



જેઓએ પ્રશ્નોત્તર જૈન ચિંતામણિ જૈન તત્ત્વાદર્શ તેમજ અન્ય અનેક જૈન ગ્રંથો રચી પ્રાચીન ઇતિહાસ ઉપર સુંદર પ્રકાશ પાડ્યો છે





વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાળગણના આદિ ગ્રંથોના રચયિતા

**પન્યાસશ્રી કલ્યાણવિજયજી મહારાજ.**

જેઓનો કાળગણનાનો ગ્રંથ ઇતિહાસ વેત્તાઓ માટે આશીર્વાદ સમાન છે.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

# પ્રકરણ ૧૮ મું.

---

## પ્રભુ મહાવીરનું નિર્વાણ.

" **નિર્વાણ** " શબ્દનો અર્થ શ્રીમદ્ આત્મારામજી મહારાજ પોતાના બનાવેલ "પ્રશ્નોત્તરં" નામના ગ્રંથના ૯૫ મા પ્રશ્નના ઉત્તરમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—

"જ્યારે જીવના સર્વે શુભાશુભ કર્મો નષ્ટ થઇ જાય છે ત્યારે જ જીવને નિર્વાણ પદની પ્રપ્તિ થાય છે. નિર્વાણ થયા પછી જીવાત્મા લોકના અગ્રભાગમાં–લોકાન્તમાં જાય છે અને અનંતકાળ સુધી સદા ત્યાં જ રહે છે. કર્મરહિત આત્માનો ઊર્ધ્વગમન કરવાનો સ્વભાવ છે તેથી તે છેવટનું શરીર છોડી, ભવનો અંત કરી સમશ્રેણિએ લોકાન્તમાં જાય છે."

સુરાસુરોએ સેવેલા પ્રભુ મહાવીરે પોતાના આયુષ્યનો અંત જાણી **અપ્પાપા** નગરી તરફ વિહાર કર્યો કે જ્યાં દેવોએ સમવસરણની રચના કરી હતી. પ્રભુ છેલ્લી દેશના આપવા બેઠા. અપ્પાપા ( પાવાપુરી કે જે રાજગૃહી નગરી પાસે છે તે ) પુરીના રાજા હસ્તિપાલ પ્રભુની દેશના સાંભળવા ત્યાં આવ્યા. આ સમયે ઇંદ્રાદિક દેવ–દેવીઓ પણ પ્રભુનો નિર્વાણકાળ જાણી, અંતિમ દેશના શ્રવણ કરવા ત્યાં આવ્યા. પ્રભુએ સર્વને સમજાય તેવી ભાષામાં સમયોચિત યોગ્ય દેશના આપી.

બાદ હસ્તિપાલ રાજાએ પોતાને આવેલ આઠ સ્વપ્નોના ખુલાસા પૂછ્યા જેનો પ્રભુએ ભાવી શાસનને બંધબેસતો યોગ્ય ખુલાસો આપ્યો.

પ્રભુનો મોક્ષસમય નજદિક આવ્યો તે વખતે જ્યોતિષચક્રમાં ભસ્મગ્રહ સંક્રાન્ત થવાનો હતો, તેવામાં જ જો પ્રભુ નિર્વાણ પામે તો પ્રભુની પાછળ ૨,૦૦૦ વર્ષ સુધી પ્રભુના શાસનના સાધુ–સાધ્વીઓને તે ઉપદ્રવકારક થઇ પડે એમ જાણી ઇન્દ્ર મહારાજે ભગવન્તને

વિનતિ કરી કે: "હે પ્રભુ! આપ આયુષ્યને ક્ષણવાર ટકાવો. એટલે એ ભસ્મ ગ્રહ ઉપશાન્ત થઇ જશે, અને પછી કોઇને બાધા–પીડા કરશે નહિ." પ્રભુએ ઉત્તર આપ્યો કે: "હે શક્રેન્દ્ર! ક્ષણ માત્ર પણ આયુષ્ય વધારવાને કોઇ પણ સમર્થ નથી, છતાં તીર્થનાં પ્રેમથી મોહિત થઇ તમો આયુષ્ય વધારવાનું કહો છો તે બનવાનું જ નથી. આગામી દુઃષમ કાળની પ્રવૃત્તિથી જ તીર્થને બાધા થવાની છે તેમાં ભવિતવ્યતાને અનુસરી આ ભસ્મગ્રહનો પણ ઉદય થયો છે."

આ સમયે પ્રભુએ બે ઉપવાસની તપશ્ચર્યા કરી હતી. પછી આસો વદ ૦)) ની પાછલી રાત્રિએ સ્વાતિ નક્ષત્રનો યોગ આવ્યો હતો તે સમયે પ્રભુએ પંચાવન અધ્યયન પુણ્યફળ વિપાક સંબંધી અને પંચાવન અધ્યયન પાપફળ વિપાક સંબંધી કહ્યા. બાદ ૩૬ અધ્યયનવાળું પ્રશ્નવ્યાકરણ કે જેમાં છેલ્લું પ્રધાન નામે અધ્યયન છે તે કહેવા લાગ્યા ને તે કહેતાં કહેતાં પ્રભુ નિર્વાણપદ પામ્યા. આ કથન **સંદેહવિષૌષધિ** નામની તાડપત્ર પર લખેલી પ્રાચીન કલ્પસૂત્રની ટીકામાં છે.

આ સમયે પદ્માસને બેઠેલા પ્રભુએ બાદરકાયયોગમાં રહી, બાદરમનોયોગ અને વચનયોગને રૂંધ્યા. પછી વાણી તથા મનના સૂક્ષ્મ યોગોને પણ રોકયા. એવી રીતે સૂક્ષ્મ ક્રિયાવાળું શુકલધ્યાન આ સમયે તેમણે પ્રાપ્ત કરેલું. બાદ તેમણે સૂક્ષ્મકાયનો રોધ કરેલો. આ સર્વે ક્રિયાનો ઉચ્છેદ કર્યા પછી સમુચ્છિન્ન ક્રિયા નામના શુકલધ્યાનને પ્રભુએ ધારણ કર્યું હતું. પછી પાંચ હ્રસ્વાક્ષરનો ઉચ્ચાર કરીએ તેટલા કાળમાં અવ્યભિચારી એવા શુકલધ્યાનના ચોથા પાયાવડે એરંડના બીજની જેમ કર્મબંધનથી રહિત થએલ પ્રભુ યથાસ્વભાવ ઋજુગતિવડે ઊર્ધ્વગમન કરી મોક્ષે ગયા.

આ સમયે ભાવદીપકનો ઉચ્છેદ થવાથી પ્રભુ મહાવીરના ભક્ત સર્વે રાજાઓએ દ્રવ્ય ઉદ્યોત એટલે કે દીવા કર્યા. ત્યારથી લોકોમાં "દિવાળી" પર્વ પ્રવર્ત્યું તે અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે, અને સમસ્ત ભારત આ દીપાવલીના પર્વને અતિ ઉત્સાહથી ઉજવે છે.

સનાતનધર્મપાલક ભારતવર્ષે આ દીપોત્સવી ઉજવવામાં ઉત્સાહથી સાથ આપ્યો. આ ઉપરથી આ કાળે જૈન અને સનાતન પ્રજાની કેટલી ઐકયતા હશે તે સમજી શકાય છે.

સનાતનધર્મપાલક પંડિત બ્રાહ્મણ ભાઇયોનો આ કાળે જૈનધર્મ પ્રત્યે પ્રભુ મહાવીરના સિદ્ધાંતોને અંગે અપૂર્વ પ્રેમ લાગ્યો હતો. આ પ્રમાણે વીરનિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૨૭માં થયું. તે દિવસથી વીરનિર્વાણ સંવતની શરૂઆત થઈ.





**સાચીના સ્તૂપ.**

આ સ્તૂપ પ્રાચીન ગૌરવના તેમજ ઇતિહાસ ઉપર સુંદર પ્રકાશ પાડે છે તેના દરવાજાની ઊંચાઇ જોતા ઈ. સ. પૂર્વે લગભગ ૩૦૦ સુધી એટલે મૌર્યકાળ સુધી મનુષ્યની ઊંચાઈનુ પ્રમાણ ૯ થી ૧૦ ફૂટ હતુ તે સિદ્ધ થાય છે

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

## પ્રકરણ ૧૯ મું.

---

### પટ્ટધરોનો પરિચય અને જૈન ધર્મનું અનાદિત્વ.

પ્રભુ મહાવીર નિર્વાણના અંગે ઇતિહાસકારો માટે કાળગણનાનો પ્રશ્ન મહત્ત્વતાભર્યો ગણાય. આ વિષયમાં જો ઇતિહાસકાર ભૂલથાપ ખાઇ જાય તો આખાયે ઇતિહાસ પર વર્ષોની ફેરબદલીનાં આંકડાઓ આવે. જો કે ઐતિહાસિક બનેલ ઘટનાઓ ક્રમશઃ પ્રમાણિક આવ્યા જ કરે.

ગૌતમ બુદ્ધ અને પ્રભુ મહાવીર આ બન્ને મહાપુરુષો સમકાલીન અને પ્રતિસ્પર્ધી સમાજની સાધુસંસ્થાના સંસ્થાપકો હતા, એ વાત પણ સિદ્ધ થયેલ છે.

કઇક ઇતિહાસકારો ગૌતમ બુદ્ધનું નિર્વાણ ઇ. સ. પૂર્વે ૪૭૭ માં જણાવે છે. એવી જ રીતે તેની પશ્ચાત્ લગભગ ૧૦ વર્ષે પ્રભુ મહાવીરનું નિર્વાણ ઇ. સ. પૂર્વે ૪૬૭ માં જણાવે છે વળી કઇક ઇતિહાસકારો ઇ. સ. પૂર્વે ૪૮૦ જણાવે છે.

પરન્તુ આ કાળગણનાનો જૈનગ્રથો પૂરતો વિરોધ કરે છે. તેમાં જૈન સમાજના પ્રખર વિદ્વાન્ પૂર્વધર આચાર્યોએ પોતાની શાસ્ત્રોક્ત દલીલો પ્રમાણસર રજૂ કરી પ્રભુ મહાવીર નિર્વાણનો કાળ ઇ. સ. પૂર્વે ૪૮૦ યા ૪૬૭ નહીં પરંતુ ઇ. સ. પૂર્વે ૫૨૭ માં જ નિશ્ચયાત્મકપણે જણાવેલ છે, અને મહાત્મા ગૌતમ બુદ્ધનું મૃત્યુ તેના પૂર્વે ૧૪ વર્ષ, ૫ માસ અને ૧૫ દિવસે થએલું દર્શાવ્યું છે. આ બાબતનો અંશિક પુરાવો અમો નીચે મુજબ રજૂ કરીએ છીએ.

યુગપ્રધાન કાળગણના ઊર્ફે "સ્થવિરાવલિ અથવા યુગપ્રધાન પટ્ટાવલી."

પ્રભુ મહાવીર નિર્વાણ પછી ૬૦૫ વર્ષે શક સંવત્સરની સ્થાપના શાલિવાહને કરી

હતી, જેનું આ ઐતિહાસિક ગ્રંથના લખાણ સમયે ૧૮૬૧ મું વર્ષ ચાલે છે, જેમાં ૬૦૫ નો આંક ઉમેરતાં વીર નિર્વાણ સંવત ૨૪૬૬ ક્રમશઃ મળી રહે છે. આ સંખ્યા યુગપ્રધાન પટ્ટાવલી સાથે મેળવતાં બરોબર મળી રહે છેઃ—

**"યુગપ્રધાન પટ્ટાવલી"** માં પટ્ટધર આચાર્યના **છ વિભાગો** નીચે મુજબ પાડવામાં આવ્યા છે. પ્રથમ વિભાગના આઠ આચાર્યોનો આંક વીરનિર્વાણ સંવત્ ૨૧૫ સુધી ગણવામાં આવ્યો છે, જેને અંગે નીચેની "સ્થવિરાવલી" અમો રજૂ કરીએ છીએ.

પ્રભુ મહાવીરનિર્વાણ પછી ૨૧૫ વર્ષમાં આઠ યુગપ્રધાન આચાર્યો નીચે પ્રમાણે થયા છેઃ—

(૧) **શ્રી સુધર્માસ્વામી** ૨૦ વર્ષ, **શ્રી જંબૂસ્વામી** ૪૪ વર્ષ, **શ્રી પ્રભવસ્વામી** ૧૧ વર્ષ, **શ્રી શય્યંભવસ્વામી** ૨૩ વર્ષ, **શ્રી યશોભદ્રસ્વામી** ૫૦ વર્ષ, **શ્રી સંભૂતિવિજય** ૮ વર્ષ, **શ્રી ભદ્રબાહુસ્વામી** ૧૪ વર્ષ ને **શ્રી સ્થૂલભદ્રજી** ૪૫ વર્ષ.

(૨) બીજો આંક નીચે મુજબ છેઃ—

**શ્રી આર્યમહાગિરિ** ૩૦ વર્ષ, **શ્રી આર્યસુહસ્તિ** ૪૬ વર્ષ, **શ્રી ગુણસુંદર** ૪૪ વર્ષ.

આ સમયે વીરનિર્વાણને ૩૩૫ વર્ષ થયાં હતાં

(૩) બાદ "નિગોદવ્યાખ્યાતા" **શ્રી (પ્રથમ) કાલકાચાર્ય** ૪૧ વર્ષ, અને **શ્રી શાંડિલ્યાચાર્ય** ૩૮ વર્ષ યુગપ્રધાનપદે રહ્યા એટલે આ કાળે વીરનિર્વાણને ૪૧૪ વર્ષ પૂરાં થયાં.

(૪) બાદ **શ્રી રેવતીમિત્ર** ૩૬ વર્ષ, **આર્ય મંગુ** ૨૦ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહ્યા. અહિં વીરનિર્વાણના ૪૭૦ વર્ષ પૂરાં થયાં.

(૫) **શ્રી આર્યધર્મસૂરિ, શ્રી ભદ્રગુપ્ત, શ્રી વજ્રસ્વામી** વિગેરે મળી ચાર આચાર્યો ૧૦૨ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહ્યા અહિં વીરનિર્વાણને ૫૭૨ વર્ષ પૂરાં થયા.

(૬) બાદ **શ્રી આર્યરક્ષિત આચાર્ય** ૧૩ વર્ષ અને **શ્રી પુષ્પમિત્ર** ૨૦ વર્ષ મળી તેત્રીશ વર્ષ ઉમેરતાં આ સમયે વીરનિર્વાણ સંવત ૬૦૫ પૂરો થયો.

શ્રી ભદ્રબાહુસ્વામી યુગપ્રધાન પદે વીરનિર્વાણ ૧૫૬ માં આવ્યા અને તેઓનો

વીરનિર્વાણ ૧૭૦ માં સ્વર્ગવાસ થયો. આ ચૌદ વર્ષોના ગાળામાં નીચેની મહત્ત્વતા-ભરી ઐતિહાસિક ઘટનાઓ બની હતી.

મગધમાં વી. નિ. ૧૫૫ માં બાર વર્ષનો ભયંકર દુકાળ પડતાં ભવભીરુ સમર્થ આચાર્યોનું મગધમાંથી બીજા દેશોમાં જવાનું થયું. લગભગ ૫૦૦ જ્ઞાની સાધુસમુદાય સાથે દશ પૂર્વધર શ્રીસ્થૂલભદ્રજીએ પાટલીપુત્રમાં રહી "આગમને" ગ્રંથારૂઢ કર્યું. શ્રી ભદ્રબાહુસ્વામી નેપાલ તરફ બાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચર્યા અર્થે ગયા. આ ઘટનાઓ પ્રસંગોચિત આ ગ્રંથમાં અન્યત્ર દાખલ કરવામાં આવી છે, જેને વાંચવાથી ખાત્રી થશે.

નંદવંશના વિનાશને લગતી ઐતિહાસિક પુરાવાઓ સાથેની ઘટના રજૂ કરતાં નીચેનો મહત્ત્વતાભર્યો ઈતિહાસ મળી આવે છે.

મહારાજા ત્રીજા નંદના રાજ્યામલ દરમિયાનમાં તેના મંત્રી શકડાલનો ભરદરબારે વીરનિર્વાણ ૧૪૬ માં શિરચ્છેદ કરવામાં આવ્યો હતો. બાદ તેના પુત્ર શ્રીસ્થૂલભદ્રજીને તેના પિતાનું અમાત્યપદ સ્વીકારવા નંદ મહારાજાએ કોશ્યાગૃહે આમંત્રણ મોકલ્યું આ મંત્રીપુત્રને વિચિત્ર પ્રકારનો રાજ્યપ્રપંચ જોઈ તરત જ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને શ્રીસંભૂતિવિજય આચાર્ય પાસે તે જ સમયે દીક્ષા લીધી.

બાદ તેઓના ગુરુ દશ વરસ પછી કાળ કરી જતાં તેઓએ શ્રી ભદ્રબાહુસ્વામી પાસે રહી દશ પૂર્વનું જ્ઞાન પ્રાપ્ત કર્યું, અને વીરનિર્વાણ ૧૭૦ થી ૨૧૫ સુધી યુગપ્રધાનપદે રહી, ઉત્તમ રીતનું આત્મકલ્યાણ સાધ્યું. તેમનું વૃત્તાંત ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્રમાં સવિસ્તર રીતે આપવામાં આવ્યું છે.

આ રીતના ઐતિહાસિક પ્રત્યક્ષ પુરાવાઓને નજર સામે રાખી અમોએ વીરનિર્વાણની ઈ. સ. પૂર્વે ૫૨૭ની સાલ નિશ્ચયાત્મક કરી છે. તેના આધારે અમો ઐતિહાસિક ઘટનાઓ બરોબર સમજપૂર્વક ગોઠવેલ છે અને જ્યાં જ્યાં સમજફેર આંક આવતા હશે તેના અંગે બરોબર સમજ આપી આગળ ધપશું.

## જૈન ધર્મનું અનાદિત્વ

શ્રી ગરવી ગુર્જરભૂમિના પાટનગર વડોદરા મુકામે ઈ. સ. ૧૯૦૪ ના સપ્ટેમ્બર માસમાં મળેલ જૈન શ્વેતાંબર કોન્ફરન્સના ત્રીજા અધિવેશનના બીજા દિવસે લોકમાન્ય પંડિત બાળગંગાધર તિલકના જૈન ધર્મના પ્રાચીન સિદ્ધાન્તો અને તેના અનાદિત્વ સંબંધમાં વિદ્વત્તાભર્યા ભાષણનો એક વિભાગ અમો તેમના જ શબ્દોમાં રજૂ કરીએ છીએ.

## " બ્રાહ્મણધર્મ પર જૈનધર્મની છાપ "

" શ્રીમાન મહારાજા ગાયકવાડે પહેલે દિવસે કોન્ફરન્સમાં જે મમત્વે કહ્યું કે " અહિંસા પરમો ધર્મઃ " એ ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણધર્મ પર ચિરસ્મરણીય છાપ ( મહોર ) મારી છે.

યજ્ઞાદિકોમાં પશુઓનો વધ થઇ " યજ્ઞાર્થે પશુહિંસા " આજકાલ થતી નથી, એ જૈનધર્મે અહિં બ્રાહ્મણ ધર્મ ઉપર મ્હોટી છાપ મારી છે. પૂર્વ કાળમાં યજ્ઞના અંગે અસંખ્ય પશુહિંસા થતી હતી, જેનું પ્રમાણ મેઘદૂતકાવ્ય તથા બીજા અનેક ગ્રંથોમાં મળે છે. રતિદેવ (રંતિદેવ) નામના રાજાએ યજ્ઞ કર્યો હતો, જેમાં એટલા હદ સુધી પશુવધ થયો હતો કે નદીનાં પાણી ખૂનથી રક્તવર્ણીય થયાં હતાં. એ જ સમયથી એ નદીનું નામ પણ ' ચર્મણ્વતિ ' એવા અભિધાનથી પ્રસિદ્ધિ પામ્યું છે.

" પશુવધથી સ્વર્ગ મળે છે, એવા અભિમાનથી એ વિષયમાં ઉપરોક્ત કથા સાક્ષીભૂત છે, પરન્તુ આ અઘોર **હિંસાથી બ્રાહ્મણોને બચાવવાનું શ્રેય ( પુન્ય ) જૈનોને જ હિસ્સે જાય છે. બ્રાહ્મણ ધર્મ પર જૈન ધર્મે અક્ષય છાપ મારી જેનો યશ જૈન ધર્મને માટે જ યોગ્ય છે. અહિંસાનો સિદ્ધાંત જૈન ધર્મમાં પ્રથમથી જ છે, અને તેનાં તત્ત્વો સમજવાની ત્રૂટીના કારણે બૌદ્ધ ધર્મ પોતાના અનુયાયી ચીનાઓના સ્વરૂપમાં સર્વભક્ષી થઇ ગયો છે.**

બ્રાહ્મણ અને હિંદુધર્મમાં માંસભક્ષણ અને મદિરાપાન બંધ પડ્યા તે પણ જૈન ધર્મના પ્રતાપે જ.

દયા અને અહિંસા એવી વસ્તુ છે કે જેને સ્તુત્ય પ્રીતિએ જૈનધર્મે ઉત્પન્ન કરી ચિર સ્થિર કરી અને જેનાથી તે ચિરંજીવ થયો.

આ અહિંસા ધર્મની છાપ જ્યારે બ્રાહ્મણો પર પડી અને હિંદુઓને અહિંસાના પાલનની આવશ્યકતા સમજાઇ ત્યારે યજ્ઞમાં પશુહોમ બંધ કરવામાં આવ્યો જેને અંગે મહાવીરસ્વામીના ઉપદેશેલ ધર્મતત્ત્વ સર્વમાન્ય રહ્યા અને અહિંસા ધર્મ બ્રાહ્મણ અને જૈન ધર્મને સરખી રીતે લાગુ પડયો. " ઇત્યાદિ

—લોકમાન્ય તિલક

# પ્રકરણ ૨૦ મું.

## અજાતશત્રુ અર્થાત્ કુણિકનો રાજ્યઅમલ.

ઈ. સ. પૂર્વે ૫૨૭ થી ૪૯૫ :: ૩૨ વર્ષ

પુરાણોએ મહારાજા કુણિકને વિદેહીપુત્તોના નામથી સબોધ્યો છે જે વસ્તુ ઐતિહાસિક દૃષ્ટિએ મળતી આવે છે, કારણ કે મહારાજા ચેટક તે વિદેહાધિપતિ હતા અને મહારાજા કુણિક તેમનો દૌહિત્ર થતો હતો કે જેણે પોતાના માતામહનું રાજ્ય સર કરી તેને પોતાના રાજ્ય સાથે ભેળવી દીધું હતું. તેની માતા ચિલણા વિદેહાધિપતિ ચેટકની પુત્રી થતી હતી.

મહારાજા કુણિકે પોતાના પિતા શ્રેણિક મહારાજાના મૃત્યુ બાદ તરત જ પાટનગરનું સ્થાન ફેરવવાનો નિશ્ચય કર્યો તે માટે તેણે વિદેહ દેશની રાજ્યધાની વૈશાલી તરફ નજર પહોંચાડી, પરન્તુ ત્યા માતામહ રાજા ચેટકનું મરણ પણ પોતાના નિમિત્તે જ થએલ હોવાનાં કારણે અને વિદેહ પ્રાંત બાર વર્ષોની લડાઇમાં છેદનભેદન કરી નાખેલ હોવાના કારણે ત્યાં એનું હૃદય ન વળ્યુ, એટલે તેણે નવું નગર વસાવવાની આજ્ઞા રાજ્યાધિકારીઓને આપી અને ચંપા નામે એક નગર અંગદેશમાં બાંધવાનો હુકમ આપ્યો ચંપા પૂર્વે વિશાળ નગરી હતી, પરન્તુ કાળની પ્રાબલ્યતાથી તેનો નાશ થયો હતો પૂર્વે આ મહાન્ નગરી જૈનધર્મના બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય સ્વામીના જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન સાથે મોક્ષભૂમિ તરીકે પ્રસિદ્ધિ પામી હતી. આ નગરી આટલા દીર્ઘ સમય પર્યન્ત ખંડિયેર સ્થિતિમા પણ ઊભી હતી, તેનો સર્વથા નાશ થયો ન હતો એટલે મહારાજા કુણિકની આજ્ઞા થતાં તરત જ જીર્ણોદ્ધાર થયો અને મહારાજા કુણિકે રાજ્યગૃહીમાંથી રાજ્યગાદી બદલી ચંપામાં સ્થાપી અહીંની રાજ્યગાદી પર તે ઇ. સ. પૂર્વે ૫૨૩ માં એટલે મહાવીર નિર્વાણ સંવત ૪ માં બેઠો ગણી શકાય

આ સમયે પ્રભુ મહાવીરના પટ્ટધર આચાર્ય તરીકે યુગપ્રધાન શ્રી સુધર્માસ્વામી વિદ્યમાન હતા કે જેઓને પ્રભુ મહાવીરે દીર્ઘાયુષી સમજી પોતાના પટ્ટધર તરીકે સ્થાપ્યા હતા.

તેઓ આ નગર–સ્થાપનાના પ્રથમ જ વર્ષે જ વિહાર કરતા કરતા જંબૂસ્વામી વિગેરે શિષ્યસમુદાય સહિત ચંપાનગરીએ પધાર્યા. નગરીની બહાર ઉદ્યાનમાં શ્રી સુધર્માસ્વામી પધાર્યાના સમાચાર સાંભળી મહારાજા કુણિક સુંદર વઆલંકારાદિથી સુસજ્જિત થઇ, ભદ્રહસ્તિ પર બિરાજમાન થઇ બહુમાનપૂર્વક પૌરજનો સાથે શ્રી સુધર્માસ્વામીને વંદન કરવા ગયો. આ પ્રસંગનું વર્ણન જૈન ગ્રંથકારો સૂત્રોમાં આપે છે અને જેને અંગે ખાસ સૂત્રરચના થઈ છે. તેવી જ રીતે કુણિક પોતાના પિતાના સ્વર્ગવાસ બાદ પ્રભુ મહાવીરના દર્શનાર્થે ગયો હતો તેનું વર્ણન પણ બાર ઉપાંગ સૂત્રો પૈકીના પ્રથમ "उववाइ" નામના સૂત્રમાં આપવામાં આવ્યું છે. આ સૂત્ર આચારાંગ પ્રતિબદ્ધ ઉપાંગ છે. તેની મૂળ શ્લોકસંખ્યા ૧,૨૦૦ ની છે. અભયદેવસૂરિકૃત ટીકા શ્લોક ૩,૧૨૫ ની છે. કુલ શ્લોકસંખ્યા ૪,૩૨૫ ની છે.

× × ×

મગધમાં પૂર્વે પગપેસારો કરેલ બૌદ્ધ ધર્મને બદલે જૈનધર્મ રાષ્ટ્રધર્મ તરીકે વધારે મજબૂત બન્યો અને બૌદ્ધ સાધુઓ અને બૌદ્ધધર્માનુયાયીઓ ભાગ્યે જ મગધમાં દેખાવા લાગ્યા. અજાતશત્રુ રાજાએ ગૌતમ બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુ નગરી અને તેની નિર્વાણભૂમિ સાવત્થિ નગરીને જીતી લીધી. બૌદ્ધ સાધુના માંસાહારથી તે ગુસ્સે થયો હતો અને અહિંના પ્રદેશોને કબજે કરી તેણે બૌદ્ધ ધર્મ પર પૂર્ણ પ્રતિબંધ મૂકયો તેમજ કપિલવસ્તુ નગરીનો નાશ કર્યો. અહિંની પ્રજાને તેણે જૈનધર્માનુરાગી બનાવી માંસાહારનો ત્યાગ કરાવ્યો.

બાદ મહારાજા અજાતશત્રુએ વૈશાલીના યુદ્ધમાં પોતાની સામે થએલ ૧૪ રાજાઓને જીત્યા અને તેઓને પોતાના ખંડીઆ બનાવ્યા. બાદ તેને ચક્રવર્તી થવાની લાલસા થઇ આવી, જેથી તેણે ચારે દિશામાં પ્રદેશો જીતવા જબરદસ્ત યુદ્ધ આરંભ્યું. આ અવસર્પિણીમાં થનારા બારે ચક્રવર્તીઓ તો થઇ ગયા હતા એટલે કોણિકની ચક્રવર્તી થવાની લાલસા આકાશ–કુસુમવત્ હતી. જો કે તેને ચક્રવર્તીપણું પ્રાપ્ત ન થયું, છતાં તેણે ઘણા પ્રદેશો જીત્યા. વિંધ્યાચળ પર્વત નજદિકના પર્વતી રાજાને જીતવા જતા ત્યાં તેનો ઘાત થયો અને તે માર્યો ગયો. આ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૫૨૭ થી ૪૯૫ સુધીનાં ૩૨ વર્ષ સુધી રાજ્ય કરતાં તેણે રાજ્યની સરહદમાં સુંદર રીતનો વધારો કર્યો, એટલું જ નહિ પરન્તુ જૈન ધર્મને પૂરેપૂરો રાજ્યાશ્રય આપ્યો આ હકીકતને ઇતિહાસકારો સાથે સૂત્રો પણ ટેકો આપે છે. ડૉ. સ્મિથ પોતાનો અભિપ્રાય રજૂ કરતાં જણાવે છે કે **"મહારાજા અજાતશત્રુને બૌદ્ધો ભલે બૌદ્ધધર્મી જણાવવા પ્રયાસો કરતા હોય પરન્તુ સાચી હકીકત પ્રમાણે તો તે જૈન ધર્મી જ હતો."**

અન્ય સમર્થ ઇતિહાસકારો પણ આવી જ જાતના અભિપ્રાયો આપે છે.

# પ્રકરણ ૨૧ મું.

## મહારાજા શ્રેણિક તથા અજાતશત્રુનો પૂર્વભવ.

**મ**હારાજા શ્રેણિકને તેમની ૮૦ વર્ષની વૃદ્ધાવસ્થાએ કારાગૃહવાસનાં **૧૨** વર્ષો ભોગવવાં પડ્યાં. તેઓએ આ જન્મમાં કુણિકનું કંઈ પણ એવું અહિત નહોતું કર્યું કે જેના પરિણામે તેમને બાર વર્ષનો લાંબો ગાળો દુઃખદ સ્થિતિએ જેલમાં ભોગવી, મૃત્યુ પણ આત્મહત્યારૂપે કરવું પડે.

પૂર્વજન્મના કર્માનુસંબધોને માનનાર સનાતન, વેદ અને જૈન ધર્મ આ જન્મમાં ભોગવાતાં શુભાશુભ કર્મોને પૂર્વજન્મો સાથે સબંધ ધરાવનારાં માને છે. મહારાજા શ્રેણિકના અંગે પણ તે જ પ્રમાણે બન્યું છે, જેમાં મહારાજાના પૂર્વ ભવના વૈરી તાપસે પોતાના વેરનો બદલો બીજા જન્મમાં પુત્ર કુણિક તરીકે જન્મી, 'મિત્રશત્રુ' તરિકે લીધો. મહારાજા શ્રેણિકનું પૂર્વજન્મનું વૃત્તાંત નીચે મુજબ છે.

એક સમયે પ્રભુ મહાવીરને મહારાજા શ્રેણિકે પોતાના પૂર્વજન્મ સંબધી પ્રશ્ન કર્યો, કારણ કે પુત્ર કુણિક તેમને અવારનવાર હેરાન કરતો હતો; એટલું જ નહિ પરંતુ કોઈ કોઈ વાર સામે પણ થતો હતો. સર્વજ્ઞ પ્રભુ મહાવીરે શ્રેણિકને પોતાના કેવળજ્ઞાનના બળે તેનો પૂર્વજન્મ નીચે મુજબ કહી સંભળાવ્યો:—

"પૂર્વે વસંતપુર નગરમાં જિતશત્રુ નામે રાજા અને પટરાણી **અમરસુંદરીથી સુમંગલ** નામના પાટવીકુંવરનો જન્મ થયો હતો. આ રાજપુત્ર બાલ્યાવસ્થામાં સમવયસ્ક મંત્રીપુત્ર **સેનક** સાથે હમેશાં ક્રીડા-રમત કરતો.

આ મત્રીપુત્ર સેનક શરીરે ખુંધો અને વામન અવતાર જેવો હતો. તેનાં સર્વે અંગોપાંગ અપ્રમાણિત અને અવ્યવસ્થિત હતા કેશ પીળા, આંખો માંજરી, નાક ઘુવડ જેવું ચપટું, ઓષ્ઠ ઉંટાળા ઘાટ જેવા લાંબા, અપ્રિય કંઠ તથા દંતુરદંડવાળું મુખ, ઉંદરની જેમ નાનાં કર્ણ, પેટ મોટું, કોળના જેવા ટૂંકા ઉરુ અને સાથળ, વક્ર જંઘા અને સુપડા

જેવા પગ. આ રીતના અંગોપાંગવાળા પોતાના બાળમિત્ર સેનક સાથે હમેશાં રાજકુમાર રમત કરતો હતો, અને વિદુષકની જેમ આ વામન અવતારી મંત્રીપુત્ર સેનક તેને હસાવી રમાડતો પરંતુ પોતે તો પોતાના આવા કદરૂપાપણાથી અંતઃકરણમાં અતીવ વ્યથા અનુભવતો.

યોગ્ય યુવાવસ્થાએ પહોંચતા મંત્રીપુત્ર સેનકને વૈરાગ્યની પ્રાપ્તિ થઇ અને તેણે વસંતપુર છોડી શૂન્ય ચિત્તે તાપસો પાસે ઓષ્ટિકવ્રત લીધું, અને દુષ્કર તપ કરવા લાગ્યો.

વિશેષ તપશ્ચર્યા કરતાં સેનક ઉગ્ર તપસ્વી બન્યો. આ બાજુ કુમાર રાજપદે આવ્યો. જ્યારે રાજ્યકુમાર સુમંગલ રાજ્યાસને હતો તે સમયે આ તાપસ વસંતપુરના ઉપવનમાં આવી ઊતર્યો. નગરજનો તાપસ મંત્રીપુત્ર હોવાનાં કારણે ભક્તિપૂર્વક પૂજા કરવા લાગ્યા, અને તેના ઉગ્ર તપની પ્રશંસા કરવા લાગ્યાં. લોકોએ આ મંત્રીપુત્ર તાપસને તેના વૈરાગ્યનું કારણ પૂછતાં તેણે હાસ્યજનક રીતે રાજ્યપુત્ર સુમંગલનું નામ જણાવ્યું.

આ હકીકત રાજાને કાને પહોંચતાં રાજા સુમંગલ વંદન નિમિત્તે ત્યાં આવ્યો અને પૂર્વકૃત અપરાધોની ક્ષમા માગી, અને તેના તપની પ્રશંસા કરવાપૂર્વક માસક્ષપણ તપનું પારણું પોતાને ત્યાં કરવાનું નિમંત્રણ કર્યું. તાપસ સેનકે મહારાજાને આશીર્વાદ દેવાપૂર્વક નિમંત્રણ સ્વીકાર્યું. બાદ રાજા પોતાને કૃતકૃત્ય માનતો સ્વસ્થાને ગયો.

એક માસનું તપ પૂરું થતાં તાપસ રાજાને ત્યાં પારણાર્થે ગયો, પરન્તુ ભવિતવ્યતાને અંગે તે સમયે રાજા શરીરે અસ્વસ્થ હોવાના કારણે રાજ્યકુટુંબ વ્યગ્ર અને ચિન્તાક્રાન્ત બન્યું હતું. જ્યારે તાપસે રાજ્યમહેલમાં પ્રવેશ કરવા માંડ્યો તે સમયે દ્વારપાળોએ તેને પ્રવેશ કરતાં અટકાવ્યો. તાપસ ત્યાંથી તરત પાછો ફર્યો અને બીજા માસનું તપ આરંભ્યું. વ્યાધિ-મુક્ત થયા બાદ રાજાને આ વાતની ખબર પડતાં પુનઃ તે વંદન નિમિત્તે ગયો અને બીજા પારણા માટે આમંત્રણ આપ્યું પણ યોગ ન થયો. આ પ્રમાણે તાપસને ચાર માસના ઉપવાસો ભવિતવ્યતાના યોગે ઉપરાઉપરી કરવા પડ્યા.

દરેક પારણાના દિવસે રાજા કુદરતી સંજોગોમાં અસ્વસ્થ બનતો અને તાપસ તેને ત્યાં પારણાર્થે જતો પરન્તુ દ્વારપાલો તેને મહારાજાની માંદગીના કારણે રોકતા. મહારાજાની તબીઅત બીજે જ દિવસે સુધરી જતી ને તે તાપસ પાસે જઈ પશ્ચાત્તાપપૂર્વક પોતાની પરિસ્થિતિ જણાવતો, અને નવી સ્વીકારેલી તપશ્ચર્યાનું પારણું પોતાને ત્યાં કરવા વિનવતો. આ પ્રમાણે ઉપર જણાવ્યા મુજબ ચાર વખત બન્યું. અને તાપસને એક માસને બદલે ચાર માસની ઉગ્ર તપશ્ચર્યા કરવી પડી.

હવે ચોથા માસના પારણાર્થે રાજાની વિનંતિને માન આપી રાજ્યમહેલે જતાં તાપસને દ્વારપાળોએ તિરસ્કારપૂર્વક કાઢી મૂકયો. તેઓનું એવું જ માનવું થયું કે જ્યારે જ્યારે આ તાપસ પારણાર્થે આવે છે ત્યારે ત્યારે મહારાજા અસ્વસ્થ થઈ જાય છે. દ્વારપાલના તિરસ્કારભર્યા અપમાનથી તાપસ ક્રોધે ભરાયો અને તેના મનમાં એ નક્કી થઇ ગયું કે ‘ રાજા હજુ પણ મારી હાંસી જ કર્યા કરે છે. ’

તત્કાલ તેણે નિદાન–" નિયાણું " કર્યું કે " **હું આગામી ભવમાં તપના બળે રાજાનો વધ કરનારો થાઉં.** " તાપસે તપના લાભોને " નિદાન "ના રૂપમાં ફેરવી નાખ્યા. જો આ તાપસે " નિયાણું " બાંધ્યા વગર સ્વર્ગવાસ કીધો હોત તો તે ઉચ્ચ વૈમાનિક દેવગતિને પામત એવી તેની ઉત્કૃષ્ટ તપશ્ચર્યા હતી, છતાં કર્મવશ પડેલ તાપસે " નિયાણું " કર્યું અને તપનો અચિન્ત્ય લાભ ગુમાવ્યો બાદ તપશ્ચર્યા કરતાં કરતાં તેનો સ્વર્ગવાસ થયો.

રાજા સુમંગલ મૃત્યુ પામીને મગધના સમ્રાટ શ્રેણિક તરીકે મારી સમક્ષ બેઠેલ રાજવી તમો છો, અને પુત્ર કુણિક તે પેલા તાપસ સેનકનો જીવ તમારે ત્યાં પુત્રપણે વેરનો બદલો લેવા ઉત્પન્ન થયો છે; માટે પોતાના પૂર્વજન્મને સમજનાર હે રાજવી શ્રેણિક ! તારે તારા પુત્રના હાથે અંતિમ ઘડી સુધી અસહ્ય કષ્ટો ભોગવવાં પડશે, અને તારો અંતકાળ તેના નિમિત્તે જ થશે. તારું મૃત્યુ એવા સંજોગોમાં થશે કે તને તે સમયે ઉચ્ચ કોટીનું ધર્મધ્યાન નહિ સૂઝે, અને તારા કર્મમાં લખેલી પ્રથમ નારકી તારે ભોગવવી જ પડશે. "

આ પ્રમાણે પ્રભુ મહાવીરના મુખથી પોતાના પૂર્વજન્મ સાથે પુત્ર કુણિકનો સંબંધ જાણી મહારાજા શ્રેણિકે કારાગૃહવાસના અસહ્ય કષ્ટો શાંતિપૂર્વક ભોગવ્યાં હતાં, જેમાં તેનો અંત આપણે પૂર્વોક્ત પ્રકરણોમાં વાંચ્યા પ્રમાણે દુઃખદ સ્થિતિએ થયો

મહારાજા શ્રેણિકના મૃત્યુ બાદ મહારાણી ચિલણાને અપૂર્વ વૈરાગ્ય પ્રાપ્ત થયો, એટલે તેમણે પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઈ આત્મકલ્યાણ સાધ્યું. તેવી જ રીતે મહારાજાશ્રીની પાછળ રહેલી રાણીઓએ તથા આત્મકલ્યાણ ઈચ્છનારા રાજ્યપુત્રોએ તરત જ દીક્ષા લીધી. આ પ્રમાણે મહારાજા શ્રેણિકના રાજ્યકુટુંબમાં એક જ વર્ષમાં બનેલ ઉપરાઉપરી બનાવોને અંગે કુણિકનું મગજ ભ્રમિત થયું અને પોતાનું જીવન હવે પશ્ચાત્તાપપૂર્વક વીતાવવું પડયું. તેને રાજ્યમહેલ અને રાજ્યધાનીનું શહેર રાજ્યગૃહી ખાવા ધાતું હોય એવું લાગ્યું એટલે તેણે તરત જ નવું શહેર વસાવવાની આજ્ઞા આપી.

આ જ અરસામાં પ્રભુ મહાવીરનું પણ નિર્વાણ થયું, એટલે મહારાજા કુણિકે પોતાના ધર્મપિતા તરીકે પોતાને સદ્માર્ગે દોરનાર મહાન્ અંતિમ વિભૂતિ પણ ગુમાવી કે જેઓ અવારનવાર રાજ્યકુમાર કુણિકને સદ્બોધ આપી પોતાના પિતાના મૃત્યુના કારણભૂત " **તેના પૂર્વજન્મનાં કર્મો** " જણાવી તેને શાંત્વન આપતા હતા.

આ પ્રમાણે પ્રભુ મહાવીરનું નિર્વાણ ઇ પૂર્વે પ૨૭ માં થયું જેના અંતર્ગત બાર વર્ષ સુધી કુણિકે રાજ્યગાદી ભોગવી હતી, પરન્તુ આ રાજ્યગાદી ભોગવવાનાં વર્ષો સૂત્રકારોએ અથવા તો ઈતિહાસકારોએ ન લેતાં મહારાજા શ્રેણિકના મૃત્યુ બાદ તેના રાજ્યાસનનાં વર્ષોની ગણત્રી લીધી છે. એટલે તેણે ૩૨ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યાનું જણાવ્યું છે, જેની સવિસ્તર હકીકત હવે પછીનાં પ્રકરણોમાં જણાવવામાં આવશે.

મહારાજા શ્રેણિકે ઐતિહાસિક દૃષ્ટિએ ૪૨ વર્ષ રાજ્ય કર્યું, પરન્તુ વાસ્તવિક રીતે તેમની આણ મગધમાં પ૨ વર્ષ ને છ માસ પર્યન્ત વર્તતી હતી

# પ્રકરણ ૨૨ મું.

## મહારાજા ઉદયન ઊર્ફે ઉદાયશ્વ અથવા ઉદાઇ.

**વીરનિર્વાણ ૩૨ થી ૬૦ સુધી, ઈ. સ. પૂર્વે ૪૯૫ થી ૪૬૭ સુધી :: ૨૮ વર્ષ.**

મહારાજા અજાતશત્રુના સ્વર્ગવાસ પછી પોતાની ૪૦ વર્ષની અવસ્થાએ મહારાજા ઉદાઇએ ચંપાપુરીના સિંહાસન પર બેસી રાજ્યઅમલ શરૂ કર્યો, પરન્તુ આ મહારાજાને પણ પોતાના પિતાની માફક ચંપાપુરીમાં ચેન પડ્યું નહિ. તેથી તેણે પણ રાજ્ય ઉપર આવતાં તરત જ નવાં શહેરની સ્થાપના માટે રાજકર્મચારીઓને આજ્ઞા કરી. આ આજ્ઞાનુસાર સારા નિમિત્તિઆઓને ઉત્તમ સ્થાનની શોધ માટે મોકલવામાં આવ્યા, જેઓ જોતાં જોતાં ગંગા અને સોમ નદીના સંગમતટ પર આવ્યા. ત્યાં ગુલાબી ફૂલોથી ખીલેલ ગુલાબી રંગવાળું "**પાટલી (પુન્નાંગ) વૃક્ષ**"ને જોઇ તેની શોભાથી આશ્ચર્ય પામેલ નિમિત્તિઆઓ ત્યાં થોડો સમય ઊભા રહ્યા ત્યાં તો તે સમયે તેમની નજર ડાળી પર બેઠેલાં ઊઘાડાં મુખવાળાં "ચાષ" નામના પક્ષીઓ પર પડી. "ચાષ" પક્ષીઓનાં ખુલ્લાં મોંમાં કીડાઓ આપમેળે આવી આવીને પડતા હતા. આ જોઇ નિમિત્તવેત્તાઓ મનમાં વિચારવા લાગ્યા કે–'અહો! જેમ આ ચાષ પક્ષીઓનાં મોંમાં પોતાની મેળે કીડા આવીને પડે છે તેમ આ સ્થાને જો નગર વસે તો રાજાને પણ પોતાની મેળે લક્ષ્મી પ્રાપ્ત થાય.'

તેઓએ એ વાત રાજાને જણાવી. રાજા પણ ઘણો ખુશી થયો. એવામાં એક વૃદ્ધ નિમિત્તિઓ બોલ્યો કે–"હે રાજન્! આ પાટલાવૃક્ષ કંઈ સામાન્ય નથી કારણ કે **અન્નિકાપુત્ર આચાર્ય નામે એક મુનિની ખોપડીમાંથી તે ઉત્પન્ન થએલ છે.** આ પાટલાવૃક્ષ પવિત્ર છે અને વિશેષમાં તેનો મૂળ જીવ એકાવતારી હોવાથી બીજે ભવે મોક્ષમાં જનાર છે."

મહારાજાએ તેનું વૃત્તાંત તે જ્ઞાની નિમિત્તિઆને પૂછ્યું, જેનો જવાબ તે નિમિત્તિઆએ પોતાના જ્ઞાનના બળે આપ્યો. આ પ્રસંગને લગતો વૃત્તાંત "વિવિધતીર્થકલ્પ"

નામના ગ્રંથમાં શ્રી "પાટલિપુત્રનગરકલ્પ"ના અધ્યાયમાં તેના કર્તા શ્રી જિનપ્રભસૂરિજીએ વિસ્તારપૂર્વક આપેલ છે, જે વાંચવાથી ખાત્રી થશે. આ આખો કલ્પ લંબાણભર્યો ને મહત્ત્વતાવાળો હોવાના કારણે અમોએ તેમાંનો પાટલિપુત્રને લગતો મહત્ત્વતાભર્યો થોડો ભાગ હવે પછીના પ્રકરણમાં રજૂ કર્યો છે. તે કલ્પ સંપૂર્ણ વાંચી જતાં અન્ય ઐતિહાસિક તાત્ત્વિક બાબતો પણ મળી આવે તેમ છે.

મહારાજા ઉદાઇની આજ્ઞા પ્રમાણે નિમિત્તિઆઓના દર્શાવ્યા પ્રમાણે બાર યોજન લાંબું અને નવ યોજન પહોળું **પાટલિપુત્ર** નામે નગર વસાવવામાં આવ્યું, જે નગરનું બીજું નામ મનોહર દેખાતાં ખીલેલાં કુસુમ પુષ્પોના કારણે **કુસુમપુર** પણ પડ્યું. આ નગરનું વર્ણન કરતાં ઇતિહાસકારો જણાવે છે કે તેના કિલ્લાને ૫૭૦ મિનારાઓ તથા ચોસઠ દરવાજાઓ હતા અને કોટની બહાર ૩૦ ફૂટ ઊંડાઇની પહોળી ખાઇ એવી રીતે ખોદવામાં આવી હતી કે ગમે તેવો દુશ્મન પણ તેને ઓળંગી ન શકે. આ પાટલિપુત્રમાં મહારાજા ઉદાઇએ એક ભવ્ય જિનમંદિર બનાવ્યું હતું ને તે હમેશાં ત્યાં પૂજા કરવા જતો. આ પ્રાચીન મંદિરમાંની કેટલીએક મૂર્તિઓ અત્યારે કલકત્તાના મ્યુઝીઅમની ગેલેરીમાં જોવામાં આવે છે.

આ મંદિરમાંની અથવા તો અન્ય મંદિરોમાંથી પટના શહેરની નજદીકમાંથી બે અધિષ્ઠાયક યક્ષની પ્રાચીન મૂર્તિઓ મળી આવી છે કે જે મૂર્તિઓ મહારાજા ઉદાઇના કાળની સમજાય છે. આ હકીકતને ઇતિહાસવેત્તા જયસ્વાલજી પણ ટેકો આપે છે.

•રાજ્યગાદીની સ્થાપના બાદ આ મહારાજાએ સૌરાષ્ટ્રની યાત્રા કર્યાનું નિવેદન મળી આવે છે. યાત્રા કરી આવ્યા બાદ તેણે પશ્ચિમ પ્રદેશ પર્યન્ત કરેલ પર્યટનના આધારે ત્યાં સુધી પાકી સરહદ મજબૂત કરવા અને પિતાએ જ્યાંથી જીત મેળવવાનું કાર્ય અધૂરું રાખ્યું હતું ત્યાંથી આગળ જીત મેળવવાનું કાર્ય તેણે હાથમાં લીધું અને દક્ષિણ પ્રાંતના અનેક વિભાગો તેણે સર કર્યા. આ સમયે રાજ્ય વધારવાની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાએ રાજા અજાતશત્રુની માફક રાજા ઉદાઈ પણ ઘણા રાજાઓને અપ્રિય થઇ પડયો હતો. પરિણામે તેનું અપમૃત્યુ એક પદભ્રષ્ટ રાજકુમારના હાથે વેષધારી મુનિના લેબાશમાં વીરનિર્વાણના ૬૦ મા વર્ષે જ્યારે તે પૌષધશાળામાં પોષધ કરતો હતો તે દિવસે રાતના થયું હતું. તેના અંગેનો અહેવાલ પરિશિષ્ટપર્વમાં મળી આવે છે જે નીચે મુજબ છે:—

ધર્મને બાધકર્તા ન થાય તે પ્રમાણે ક્ષાત્રતેજને પ્રસરાવતા ઉદાયી રાજાએ બધા રાજાઓને સામ, દામ, દંડ અને ભેદ એ ચાર પ્રકારની રાજનીતિથી પોતાના સેવકો બનાવ્યા હતા. તે બધા રાજાઓ પણ જ્યાંસુધી ઉદાઇ રાજા જીવે છે ત્યાંસુધી આપણને રાજ્યસુખ નથી એમ માની તેની આજ્ઞાને માન્ય રાખતા હતા.

અન્યથા એક રાજાનો કાંઈક અપરાધ થતાં ઉદાઈ રાજાએ તેનું રાજ્ય છીનવી લીધું.

એ રાજ્યભ્રષ્ટ થએલ રાજા રાજ્ય મૂકી મરણ પામ્યો. તેનો એક પુત્ર ભમતો ભમતો ઉજ્જૈની નગરીએ જઈ અવંતિપતિની સેવા કરવા લાગ્યો. તેણે તેને પોતાનો સવિસ્તર અહેવાલ સંભળાવ્યો જેથી- તેના ઉપર તેની અસર થઇ. એક વખત રાજપુત્રે અવંતિપતિને વિનંતિ કરી કે: 'હે દેવ! જો આપની આજ્ઞા હોય તો હું ઉદાઇ રાજાને વશ કરું, પરંતુ તમારે મારા સહાયક થવું, કારણ કે પોતાના પ્રાણને તૃણ સમાન ગણીને વૃથા સાહસ કોણ કરે ?' અવંતિનાથે તે વાત કબૂલ કરી એટલે તે રાજપુત્ર પાટલીપુત્ર નગરે ગયો. ત્યાં તે ઉદાઇ રાજાનો સેવક થઈ રહ્યો ને વ્યંતર જેમ માંત્રિકના છિદ્ર જુએ તેમ તે ઉદાઇ રાજાના છિદ્ર જોવા લાગ્યો; પરંતુ તે દુરાત્મા પોતાના પ્રયત્નોમાં ફાવ્યો નહિ. અન્યદા પરમ શ્રાવક ઉદાઇ રાજાના મંદિરમાં સર્વદા અસ્ખલિતપણે ગમન કરતા એવા જૈન મુનિઓને તેણે જોયા. એટલે જ ઉદાઇ રાજાના ભુવનમાં પ્રવેશ કરવાનો એક માત્ર માર્ગ તેને સાધુજીવન સમજાયું. પોતાના કાર્યની પરિપૂર્તિની ઇચ્છાથી તેણે એક આચાર્ય પાસે દીક્ષા લીધી અને માયાથી નિરતિચારપણે વ્રત પાળતાં તેણે મુનિઓને એવી રીતે સાધ્યા કે જેથી તેઓ તેને આધીન થયા. દંભપ્રધાન તેનું સાધુપણું કોઈના જાણવામાં ન આવ્યું, કારણ કે ચાલાકીથી કરવામાં આવેલ દંભનો ભેદ બ્રહ્મા પણ જાણી શકતા નથી. ઉદાઈ રાજા કાયમ અષ્ટમી અને ચતુર્દશીના દિવસે પૌષધ કરતા હતા અને તેને ધર્મકથા સંભળાવવા આચાર્ય તે દિવસે તેની પાસે રહેતા.

એકદા જેમણે તે માયાવી રાજપુત્રને દીક્ષા આપી હતી તે આચાર્ય પૌષધના દિવસે વિકાલ વખતે રાજ્યમંદિર તરફ ચાલ્યા. એટલે તેમણે ઉતાવળથી પેલા શિષ્યને કહ્યું કે: 'હે ક્ષુલ્લક ! તું ઉપકરણો લઇ લે, આપણે રાજ્યમંદિરમાં જઇએ.' એટલે તે માયાવી ભક્તિનાટક કરતો ઉપકરણો લઇને છળ મેળવવાની ઇચ્છાથી આચાર્યની સાથે ચાલ્યો. ઉદાઈ રાજાને મારવાની ઇચ્છાથી તેણે ચિરકાળથી એક લોહની છરી પોતાની પાસે ગોપવી રાખી હતી તે પણ તેણે ગુપ્ત રીતે સાથે લઇ લીધી.

આ શિષ્ય બાર વર્ષનો દીક્ષિત થવાથી એને સમભાવ પારણમ્યો હશે, એમ ધારીને આચાર્ય તેને રાજ્યમંદિરમાં સાથે લઇ ગયા. ત્યાં ધર્મગોષ્ઠી કરીને આચાર્ય નિદ્રાવશ થયા અને રાજા પણ સ્વાધ્યાય કરતા કઇંક ગ્લાનિ પામેલ હોવાથી મહીતળને પ્રમાર્જીને સૂઇ ગયો; પરંતુ તે માયાવી દુરાત્મા તો જાગતો જ રહ્યો. બાદ તે માયાવી શ્રમણે સૂતેલા રાજાના ગળા ઉપર યમની જીહ્વા સમાન તે લોહની છરી ચલાવી, એટલે કદળીના સ્થંભ સમાન રાજાનો કોમળ કંઠ કપાઇ ગયો. પછી તે પાપિષ્ટ તે જ વખતે ત્યાંથી બહાર નીકળી ગયો. તેને સાધુ સમજી પહેરેગીરોએ પણ અટકાવ્યો નહીં. રાજાના રક્તથી આર્દ્ર થયેલ આચાર્ય અચાનક જાગ્રત થયા. રાજાનું છેદાયેલ મસ્તક જોવામાં આવ્યું. તપાસ કરતાં પેલા માયાવી શ્રમણને ત્યાં ન જોવાથી આચાર્ય વિચારવા લાગ્યા કે: "પેલો સાધુ અહીં દેખાતો નથી, તેથી ખરેખર તેણે જ આ દુષ્કર્મ કર્યું જણાય છે. અહા !

હે પાપિષ્ટ ! તેં આ શું અકૃત કર્યું ? **ધર્મના આધારરૂપ એવા આ રાજાનો વિનાશ કર્યો અને શાસનની પણ મલિનતા કરી.** મેં એવા દુષ્ટને દીક્ષા આપી અને મારી સાથે અહીં લાવ્યો તેથી આ શાસનની મલિનતા મેં જ કરી એમ ઠર્યું, માટે હું પણ આત્મઘાત કરીને શાસનની મલિનતાનું રક્ષણ કરું. પછી રાજા અને ગુરુ બન્નેને કોઈએ મારી નાખ્યા એવી લોકવાયકા ભલે થાય. " આ પ્રમાણે વિચારીને ભવચરિમ પ્રત્યાખ્યાન ( અનશન ) કરીને તે છરીને પોતાના કંઠ ઉપર ચલાવીને આચાર્ય પોતે પણ પંચત્વ પામ્યા પ્રાતઃકાલ થતાં અંતઃપુરની શય્યાપાલિકાઓ ત્યાં આવી અને અમંગલ જોઈને છાતી કૂટતી રોવા લાગી. એટલે તત્કાળ ત્યાં રાજપુરુષો એકઠા થઈ ગયા. અને સર્વે વિચાર કરવા લાગ્યા કે: ‘ રાજા અને ગુરુને નિશ્ચે તે ક્ષુલ્લકે ( રાજકુમારે જ ) માર્યા છે. તે આ મહાન્ સાહસ કરી અદૃશ્ય થઇ ગયો જણાય છે. તેને આ અપકૃત્ય કરતા અટકાવવા આચાર્ય મહારાજે પ્રયત્ન કર્યો હશે એટલે તેમ કરતાં તપથી કૃશ થયેલ શરીરવાળા આચાર્યને પણ તે દુરાત્માએ પૃથ્વી ઉપર પાડી દીધા હશે અને નરેન્દ્રની જેમ તેઓ પણ મરણને શરણ થયા જણાય છે. "

બાદ રાજાનો વધ કરનાર તે રાજ્યકુમાર ત્યાંથી ઉજ્જૈની ગયો, જ્યા અવંતિપતિએ તેનો તિરસ્કાર કર્યો અને આવું દુષ્ટ કૃત્ય કરવા માટે અત્યંત ઠપકો આપ્યો. તેને પોતાનુ મુખ કાળું કરવા કહી રાજાએ તેને અપમાનિત કરી નગર બહાર કાઢી મૂકયો. ત્યારથી જ અભવ્યશિરોમણિ તે વસુધા પર ‘ ઉદાઇનૃપમારક ’ એવા નામથી પ્રસિદ્ધ થયો.

*આ બાજુ મહારાજા ઉદાઇ એકાએક અપુત્ર મરણ પામતાં રાજ્યમંત્રી અને નગરના અગ્રજનોએ પટ્ટ હસ્તિ, પ્રધાન અશ્વ, છત્ર, કુંભ અને બે ચામર, એ પાંચે દિવ્ય વસ્તુઓ રાજ્યમંદિરમાં ફેરવી. રાજ્યમંદિરમાં કોઇની પર પસંદગી ન ઉતરવાથી તે દિવ્ય વસ્તુઓ રાજ્યમંદિરની બહાર નગરમાં ફેરવવામાં આવી. અહીં તે દિવસે ભાગ્યોદયને લગતો એક અપૂર્વ બનાવ એવો બન્યો કે જેના આધારે પાટલિપુત્ર નગરની શિશુનાગ વંશની ક્ષત્રિય રાજ્યગાદી શૂદ્રવંશી નંદવંશમાં ગઇ કે જે નંદવંશના રાજાઓએ દોઢસો વર્ષ સુધી પાટલિપુત્ર ઉપર વીરતાથી રાજ્ય કરી રાજ્યકીર્તિ વધારી. એટલું જ નહિ પણ પોતાની વીરતાના બળે અન્ય સામ્રાજ્યોના રાજ્યકુટુંબની કન્યા તેઓ મેળવવાને ભાગ્યશાળી થયા, જેનું સવિસ્તર વૃત્તાંત હવે પછીના ખંડમાં રજૂ કરવામાં આવશે.



# प्रकरण २३ मुं.

## ॥ पाटलिपुत्रनगरकल्पः ॥

आनम्य श्रीनेमिनमनेकपुंरत्नजनिपवित्रस्य ।
श्रीपाटलिपुत्राह्वयनगरस्य प्रस्तुमः कल्पम् ॥ १ ॥

पूर्वं किल श्रीश्रेणिकमहाराजेऽस्तंगते तदात्मजः कूणिकः पितृशोकाच्चम्पापुरीं न्यवीविशत् । तस्मिंश्चालेख्यशेषतां प्रयाते तत्सूनुरुदायिनामधेयश्चम्पायां क्षोणिजानिरजनिष्ट । सोऽपि स्वपितुस्तानि तानि सभाक्रीडाशयनासनादिस्थानानि पश्यन्नस्तोकं शोकमुदवहत् । ततोऽमात्यानुमत्या नूतनं नगरं निवेशयितुं नैमित्तिकवरान् स्थानगवेषणायादिक्षत् । तेऽपि सर्वत्र तांस्तान् प्रदेशान् पश्यन्तो गङ्गातटं ययुः । तत्र कुसुमपाटलं पाटलितरुं प्रेक्ष्य तच्छोभाचमत्कृतास्तच्छाखायां निषण्णं चाषं व्यात्तवदनं स्वयं निपतत्कीटकपेटकमालोक्य चेतस्यचिन्तयन्–अहो ! यथाऽस्य चापपक्षिणो मुखे स्वयमेत्य कीटाः पतन्तः सन्ति तथात्र स्थाने नगरे निवेशितेऽस्य राज्ञः स्वयं श्रियः समेष्यन्ति । तच्च ते राज्ञे व्यजिज्ञपन् । सोऽप्यतीव प्रमुदितः । तत्रैको जरन्नैमित्तिको व्याहरद्–देव ! पाटलातरुरयं न सामान्यः । पुरा हि ज्ञानिना कथितम्—

पाटलाद्रुः पवित्रोऽयं महामुनिकरोटिभूः ।
एकावतारोऽस्य मूलजीवश्चेति विशेषतः ॥ १ ॥

राज्ञोक्तम्—कतमः स महामुनिः ? । तदनु जगाद नैमित्तिकः—श्रूयतां देव ! । उत्तरमथुरायां वास्तव्यो देवदत्ताख्यो वणिक्पुत्रो दिग्यात्रार्थं दक्षिणमथुरामगमत् । तत्र तस्य जयसिंहनाम्ना वणिक्पुत्रेण सह सौहृदमभवत् । अन्यदा तद्गृहे भुञ्जानोऽन्निका-

नाम्नीं तज्जामिं स्थाले भोजनं परिवेष्य वातव्यजनं कुर्वन्तीं रम्यरूपमालोक्य तस्यामनुरक्तो द्वितीयेऽह्नि चरकान् प्रेष्य जयसिंहं तामयाचिष्ट। सोऽभ्यधाद्—अहं तस्मा एव ददे स्वस्वसारं यो मद्गृहाद्दूरे न भवति। प्रत्यहं तां तं च यथा पश्यामि; यावदपत्यजन्म। तावद्यदि मद्गृहे स्थाता तदा तस्य जामिं दास्यामीति। देवदत्तोऽप्योमित्युक्त्वा शुभेऽह्नि तां पर्यणैषत्। तया सह भोगान् भुञ्जतस्तस्यान्यदा पितृभ्यां लेखः प्रैषि। तं वाचयतस्तस्य नेत्रे वर्षितुमश्रूणि प्रवृत्ते। ततस्तया हेतुं पृष्टोऽपि यावन्नाब्रवीत् तावत्तयाऽऽदाय लेखः स्वयं वाचितः। तत्र चेदं लिखितमासीद् गुरुभ्याम्—पद्वत्स! आवां वृद्धौ निकटनिधनौ; यदि च नौ जीवन्तौ दिदृक्षसे तदा द्रागागन्तव्यमिति। तदनु सा पतिमाश्वास्य स्वभ्रातरं हठादप्यऽन्वजिज्ञपत्। भर्त्रा सह प्रतस्थे चोत्तरमथुरां प्रति सगर्भा। क्रमान्मार्गे सा सूनुमसूत। नामास्य पितरौ करिष्यत इति देवदत्तोक्ते परिजनस्तमर्भकमन्निकापुत्र इत्युल्लापितवान्। क्रमेण देवदत्तोऽपि स्वपुरीं प्राप। पितरौ प्रणम्य च शिशुं तयोरार्पयत्। सन्धीरणेत्याख्यां तौ नप्तुः पुनश्चक्राते, तथाप्यन्निकापुत्र इत्येव पप्रथेऽसौ। वर्द्धमानश्च प्राप्ततारुण्योऽपि भोगांस्तृणवद्विधूय जयसिंहाचार्यपार्श्वे दीक्षामग्रहीत्। गीतार्थीभूतः प्रापदाचार्यकम्। अन्यदा विहरन् सगच्छो वार्द्धके पुष्पभद्रपुरं गङ्गातटस्थं प्राप्तः। तत्र पुष्पकेतुर्नृपस्तद्देवी पुष्पवती तयोर्युग्मजौ पुष्पचूलः पुष्पचूला चेति पुत्रः पुत्री चाभूताम्। तौ च सह वर्द्धमानौ क्रीडन्तौ च परस्परं प्रीतिमन्तौ जातौ। राजा दध्यौ—यद्येतौ दारकौ वियुज्येते तदा नूनं न जीवतः; अहमप्यनयोर्विरहं सोढुमनीशस्तस्मादनयोरेव विवाहं करोमीति ध्यात्वा मन्त्रिमित्रपौरांश्छलेनापृच्छद्–भो यद्रत्नमन्तःपुरे उत्पद्यते तस्य कः प्रभुः? तैर्विज्ञप्तम्–देव! अन्तःपुरोत्पन्नस्य किं वाच्यम्, यद्देशमध्येऽप्युत्पद्यते रत्नं तद्राजा यथेच्छं विनियुंक्ते। कोऽत्र बाधः?। तच्छ्रुत्वा स्वाभिप्रायं निवेद्य देव्यां वारयन्त्यामपि तयोरेव सम्बन्धमघटयन्नृपः। द्वौ दम्पती भोगान् भुङ्क्तः स्म। राज्ञी तु पत्यपमाने वैराग्याद्व्रतमादाय स्वर्गे देवोऽभूत्। अन्यदा पुष्पकेतौ कथाशेषे पुष्पचूलो राजाऽभूत्। स च देवः प्रयुक्तावधिस्तयोरकृत्यं ज्ञात्वा स्वप्ने पुष्पचूलाया नरकानदर्शयत्तद्दुःखानि च। सा च प्रबुद्धा भीता च पत्युः सर्वमावेदयत्। सोऽपि शान्तिकमचीकरत्। स च देवः प्रतिनिशं नरकांस्तस्या अदर्शयत्। राजा तु सर्वांस्तीर्थिकानाहूय पप्रच्छ—कीदृशा नरकाः स्युरिति। कैश्चिद्गर्भवासः, कैश्चन गुप्तिवासः, कैरपि दारिद्र्यम्, अपरैः पारतन्त्र्यमिति तैर्नरका आचचक्षिरे। राज्ञी तु मुखं मोटयित्वा तान् विसंवादिवचसो व्यसाक्षीत्। अथ नृपोऽन्निकापुत्राचार्यमाकार्य तदेवाप्राक्षीत्। तेन तु यादृशान् देव्यपदर्शयत्तादृशा एवोक्ता नरकाः। राज्ञी प्रोचे—

भगवन् ! भवद्भिरपि किं स्वप्नो दृष्टः ? । कथमन्यथेत्थं वित्थ ? सूरिरवदत्—भद्रे ! जिनागमात्सर्वमवगम्यते । पुष्पचूलाऽवोचत्—भगवन् ! केन कर्मणा ते प्राप्यन्ते । गुरुरगृणाद्—भद्रे ! महारम्भपरिग्रहैर्गुरुप्रत्यनीकतया पञ्चेन्द्रियवधान्मांसाहाराच तेष्वंगिनः पतन्ति । क्रमेण स गुरुस्तस्यै स्वर्गानदर्शयत् स्वप्ने । राज्ञा तथैव पाखण्डिनः पृष्टास्तानपि व्यभिचारिवाचो विसृज्य भूपस्तमेवाचार्यं स्वर्गस्वरूपमप्राक्षीत् । तेनापि यथावत्तत्रोदिते स्वर्गाप्तिकारणमपृच्छद्राज्ञी । ततः सम्यक्त्वमूलौ गृहि-यतिधर्मावादिशन्मुनीशः । प्रतिबुद्धा च सा लघुकर्म्मा । नृपमनुज्ञापयति स्म प्रव्रज्यायै । सोऽप्यूचे—यदि मद्गृह एव भिक्षामादत्से तदा प्रव्रज । तयोरीकृते नृपवचसि, सा सोत्सवमभूत्तस्याचार्यस्य शिष्या गीतार्था च । अन्यदा भाविदुर्भिक्षं श्रुतोपयोगात् ज्ञात्वा सूरिर्गच्छं देशान्तरे प्रैषीत् । स्वयं तु परिक्षीणजङ्घाबलस्तत्रैवास्थात्; भक्तपानं च पुष्पचूलाऽन्तःपुरादानीय गुरवेऽदात् । क्रमात्तस्या गुरुशुश्रूषाभावनाप्रकर्षात् क्षपकश्रेण्यारोहात्केवलज्ञानमुत्पेदे । तथापि गुरुवैयावृत्यान्न निवृत्ता । यावद्धि गुरुणा न ज्ञातं यदयं केवलीति तावत् पूर्वप्रयुक्तं विनयं केवल्यपि नात्येति । सापि यद् यद्गुरोरुचितं रुचितं च तत्तदन्नादि सम्पादितवती । अन्यदा वर्षत्यब्दे सा पिण्डमाहरद् । गुरुभिरभिहितम्—वत्से ! श्रुतज्ञाऽसि, किमिति वृष्टौ त्वयाऽऽनीतः पिण्डः ? इति । साऽभाणीत्—भगवन् ! यत्राध्वनि अप्कायोऽचित्त एवासीत्तेनैवायासिषमहम्; कुतः प्रायश्चित्तापत्तिः ? । गुरुराह—छद्मस्थः कथमेतद्वेद ? । तयोचे केवलं ममास्ति । ततो मिथ्या मे दुष्कृतम्; केवल्याशातित इति ब्रुवन्नपृच्छत्तां गच्छाधिपः—किमहं सेत्स्यामि न वेति ? केवल्यूचे मा कृद्ध्वमधृतिम्; गङ्गामुत्तरतां वो भविष्यति केवलम् । ततो गङ्गामुत्तरीतुं लोकैः सह नावमारोहत्सूरिः । यत्र यत्र स न्यषीदत्तत्र तत्र नौर्मङ्कुमारेभे । तदनु मध्यदेशासीने मुनीने सर्वापि नौर्मङ्कुं लग्ना । ततो लोकैः सूरिर्जले क्षिप्तः । दुर्भगीकरणविराद्धया प्राग्भवपत्न्या व्यन्तरीभूतयाऽन्तर्जलं शूले निहितः । शूलप्रोतोऽप्ययमप्कायजीवविराधनामेवाशोचयन्नाऽऽत्मपीडाम् । क्षपकश्रेण्यारूढोऽन्तकृत्केवलीभूय सिद्धः । आसन्नैः सुरैस्तस्य निर्वाणमहिमा चक्रे । अत एव तत्तीर्थं प्रयाग इति जगति पप्रथे । प्रकृष्टो यागः पूजा अत्रेति प्रयाग इत्यन्वर्थः । शूलप्रोतत्वगतानुगतिकया चाद्यापि परसमयिनः क्रकचं स्वाङ्गे दापयन्ति तत्र । वटश्च तत्र कणशस्तुरुष्कैश्छिन्नोऽपि मुहुर्मुहुः प्ररोहति ।

सूरेः करोटिर्यादोभिस्त्रोट्यमानाऽपि जलोर्मिभिर्नदीतीरं नीता । इतस्ततो लुलन्ती च शुक्तिवन्नदीतटे क्वापि गुप्तविषमे प्रदेशे विलग्य तस्थौ । तस्य च करोटिकर्परस्यान्तः कदाचित्पाटलाबीजं न्यपप्तत् । क्रमात् करोटिकर्परं भित्त्वा दक्षिणहनोः पाटलातरुरुद्गतो विशालश्चायमजनि । तदत्र पाटलिद्रोः प्रभावाचापनिमित्ताच नगरं निवेश्यताम्, आशिवाशब्दं च

सूत्रं दीयताम्। ततो राज्ञाऽऽदिष्टा नैमित्तिकाः पाटलां पूर्वतः कृत्वा पश्चिमाम्, तत उत्तराम्, ततः पुनः पूर्वाम्, ततो दक्षिणां शिवाशब्दाऽवधि गत्वा सूत्रमपातयन्। एवं चतुरस्रः पुरस्य सन्निवेशो बभूव। तत्राङ्किते प्रदेशे पुरमचीकरन्नृपः। तच्च पाटलानाम्ना पाटलिपुत्रं पत्तनमासीत्। असमकुसुमबहुलतया च कुसुमपुरमित्यपि रूढम्। तन्मध्ये श्रीनेमिचैत्यं राज्ञाऽकारि। तत्र पुरे गजाश्वरथशालाप्रासादसौधप्राकारगोपुरपण्यशालासत्राकारपौषधागाररम्ये चिरं राज्यं जैनधर्म्मं चापालयदुदायिनरेन्द्रः।

[ "विविधतीर्थकल्प"मांथी उद्धृत, कर्ता श्रीजिनप्रभसूरि, रचना विक्रम संवत् १३८९ ]

**ભાવાર્થ:**—શ્રી **નેમિનાથ** ભગવાનને નમસ્કાર કરીને અનેક પુરુષરત્નોના જન્મથી પવિત્ર, શ્રી **પાટલિપુત્ર**નગરનો કલ્પ ( ગ્રંથ ) અમે કહીએ છીએ.

પહેલાં **શ્રેણિક**મહારાજા પરલોકવાસી થયા ત્યારે તેમનો પુત્ર **કુણિક** પિતાના શોકથી ચંપાપુરીમાં રહ્યો. તે પણ પરલોકવાસી થયો ત્યારે તેનો પુત્ર **ઉદાયિ** ચંપાપુરીમાં રાજા થયો. તે પણ પોતાના પિતાનાં સભાસ્થાનો, ક્રીડાસ્થાનો, શયન અને આસનો વિગેરે જોતો ઘણો શોક કરવા લાગ્યો. ત્યારપછી પ્રધાનોની અનુમતિથી નવીન નગર વસાવવા માટે સારા નિમિત્તિઆઓને સ્થાનની શોધ માટે આજ્ઞા આપી. તેઓ પણ સર્વ સ્થળે સ્થાનોને જોતાં જોતાં **ગંગા**ને કાંઠે ગયા. ત્યાં ફૂલોથી ગુલાબી રંગવાળું **પાટલિવૃક્ષ**-( પુન્નાગ વૃક્ષ )ને જોઈને તેની શોભાથી આશ્ચર્ય પામેલા, તેની ડાળી પર બેઠેલા ઊઘાડા મુખવાળા **ચાષ**પક્ષીના મોઢામાં પોતાની મેળે કીડાઓ પડતા જોઈને મનમાં વિચારવા લાગ્યા: 'અહો! જેમ આ ચાષપક્ષીના મોઢામાં પોતાની મેળે આવીને કીડા પડે છે તેમ આ સ્થાને નગર વસે તો આ રાજાને પોતાની મેળે લક્ષ્મી આવી મળશે.' તેઓએ તે વાત રાજાને જણાવી. રાજા પણ ઘણો ખુશ થયો. ત્યાં એક વૃદ્ધ નિમિત્તિયો બોલ્યો: 'હે રાજન્! આ પાટલાવૃક્ષ કાંઇ સામાન્ય નથી કારણ કે પહેલાં જ્ઞાનીએ કહ્યું છે કે:—

"મહાન્ મુનિની ખોપરીમાંથી ઉત્પન્ન થયેલ આ પાટલાવૃક્ષ પવિત્ર છે, અને ત્વશેષમાં તેનો મૂલ જીવ એકાવતારી ( બીજે ભવે મોક્ષે જનાર ) છે."

રાજાએ પૂછ્યું—' તે મહામુનિ કોણ?' ત્યારે નિમિત્તિઓ બોલ્યો: 'હે દેવ! સાંભળો **ઉત્તરમથુરા**માં રહેનારો **દેવદત્ત** નામનો વણિક્પુત્ર દિગ્યાત્રા માટે **દક્ષિણમથુરા**માં આવ્યો. ત્યાં તેને **જયસિંહ** નામના વાણીઆના પુત્ર સાથે મિત્રતા થઇ. એક વખત તેને ઘેર જમતાં થાલમાં ભોજન પીરસીને પવન નાખતી અને સુંદર રૂપવાળી **અન્નિકા** નામની તેની બહેનને જોઇને, તેના ઉપર સ્નેહવાળા તેણે માણસ મોકલીને જયસિંહ પાસે તેની માગણી કરી. જયસિંહે કહ્યું કે: 'હું તેને જ મારી બહેન આપું કે જે મારા ઘરથી દૂર ન થાય. હમેશાં તેણીને અને તેના પતિને જોઉં અને જ્યાંસુધી સંતાન થાય ત્યાંસુધી તેઓ બંને

મારે ઘેર રહે તો તેને મારી બહેન આપું.' દેવદત્તે તે કબૂલ કર્યું અને શુભ દિવસે તેને પરણ્યો. તેની સાથે ભોગ ભોગવતા તેને એક દિવસ તેના માબાપનો પત્ર મળ્યો. તેને વાંચતા તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, તેથી અગ્નિકાએ કારણ પૂછ્યા છતાં તે બોલ્યો નહીં ત્યારે તેણીએ પત્ર લઇને વાંચ્યો. તેમાં આ પ્રમાણે તેના માબાપે લખેલ હતું: "હે પુત્ર! વૃદ્ધ એવા અમોને તારે જોવાની ઈચ્છા હોય તો જલદી આવવું." ત્યારપછી તેણીએ પતિને આશ્વાસન આપીને હઠથી પોતાના ભાઈની રજા લીધી, અને ધણી સાથે સગર્ભાવસ્થામાં જ ઉત્તરમથુરા તરફ જવા નીકળી. અનુક્રમે માર્ગમાં તેણીએ પુત્રનો જન્મ આપ્યો. આનું નામ માતાપિતા પાડશે એમ દેવદત્તે કહ્યું પણ નોકરવર્ગ તેને **અગ્નિકાપુત્ર** એ નામથી બોલાવવા લાગ્યો. અનુક્રમે દેવદત્ત પોતાને નગરે પહોંચ્યો. માતપિતાને નમીને તે બંનેએ બાલક તેમને આપ્યો. તેઓએ પૌત્રનું નામ **સંધીરણ** પાડ્યું, પણ આ તો અગ્નિકાપુત્ર એ નામથી જ પ્રસિદ્ધ થયો. અનુક્રમે વધતો તરુણ અવસ્થાને પામ્યો છતાં ભોગને તૃણ માફક ત્યજીને **જયસિંહ** આચાર્ય પાસે દીક્ષા લીધી. બાદ ગીતાર્થ થઈને આચાર્યપદ પ્રાપ્ત કર્યું.

ગચ્છ સાથે વિચરતા એક વખત અગ્નિકાચાર્ય વૃદ્ધાવસ્થામાં ગંગાને કાંઠે રહેલા **પુષ્પભદ્રનગર**માં આવ્યા તે નગરમાં **પુષ્પકેતુ** રાજા અને તેની રાણી **પુષ્પાવતી** હતી. તેઓને સાથે જન્મેલા **પુષ્પચૂલ** અને **પુષ્પચૂલા** એ નામનાં પુત્ર-પુત્રી હતાં. સાથે વધતાં અને સાથે રમતાં તે બંને જણ પરસ્પર સ્નેહવાળાં થયાં. રાજા વિચારવા લાગ્યો: 'જો આ બાળકોને જુદાં કરીશ તો નક્કી જીવી શકશે નહિ. હું પણ તે બંનેનો વિરહ સહી શકું તેમ નથી, તેથી એ બંનેનો વિવાહ કરું.' એમ વિચારીને પ્રધાનો, મિત્રો અને નગરવાસીઓને કપટથી પૂછ્યું કે: 'હે લોકો! જે રત્ન અન્તઃપુરમાં ઉપજે તેનો માલીક કોણ?' તેઓએ કહ્યું: 'હે દેવ! અંતઃપુરમાં ઉપજેલાનું તો શું પણ દેશમાં જે રત્ન ઉત્પન્ન થાય તેનો રાજા પોતાની ઇચ્છાપૂર્વક ઉપયોગ કરી શકે છે. આમાં શું બાધ છે?' તે સાંભળીને રાજાએ પોતાનો અભિપ્રાય જણાવીને રાણીએ ના કહ્યા છતાં રાજાએ તે બંનેનો વિવાહસંબંધ કર્યો. તે બંને જણ ભોગોને ભોગવવા લાગ્યાં. રાણી તો પતિએ અપમાન કર્યું તેથી વૈરાગ્યવડે વ્રત ગ્રહણ કરીને સ્વર્ગમાં દેવપણે ઉત્પન્ન થઈ. એક વખત જ્યારે પુષ્પકેતુ રાજા મરણ પામ્યો ત્યારે પુષ્પચૂલ રાજા થયો. આ બાજુ દેવ થયેલ રાણી અવધિજ્ઞાનથી તે બંનેના અકૃત્ય (ખરાબ કાર્ય)ને જાણીને પુષ્પચૂલાને સ્વપ્નમાં નરકનાં દુઃખો દેખાડ્યાં. તે જોઈને તેણી જાગી ઊઠી અને ભયભીત બની ગઇ. પછી બધી વાત તેણે પતિને જણાવી. તેણે પણ શાંતિ કાર્ય કરાવ્યું, છતાં તે દેવ હમેશાં રાત્રિએ તેણીને નરક દેખાડવા લાગ્યો. રાજાએ બધા ધર્મના અગ્રેસરોને બોલાવીને પૂછ્યું: 'નરકો કેવા હોય?' કેટલાકે ગર્ભવાસને, કેટલાકે ગુપ્તવાસને, કેટલાકે દરિદ્રતાને, કેટલાકે પરતંત્રતાને નરક કહ્યું. રાણીએ તો સુખ મરડીને વિરુદ્ધ (પ્રતિકૂળ) બોલનારાઓને રજા આપી. ત્યારપછી રાજાએ અગ્નિકાપુત્ર આચાર્યને બોલાવીને પૂછ્યું. તેમણે તો જેવા દેવીએ દેખાડ્યાં હતાં તેવાં જ નરકો કહ્યાં રાણીએ પૂછ્યું 'હે ભગવન્! તમે પણ સ્વપ્ન જોયું છે કે શું? નહિ તો નરકનું સ્વરૂપ આવી રીતે કેમ જાણ્યું?'

સૂરિએ કહ્યું: 'હે ભદ્રે! જિનેશ્વર ભગવાનના આગમોથી સર્વ જાણી શકાય છે.' પુષ્પચૂલા બોલી: 'હે ભગવન્! કેવાં કર્મોથી તે નરક પ્રાપ્ત થાય?' ગુરુએ કહ્યું: 'હે ભદ્રે! મહા-આરંભ અને પરિગ્રહવડે, ગુરુના વિરોધી થવાથી, પંચેંદ્રિયના ઘાતથી અને માંસાહારથી જીવો નરકમાં જાય છે." અનુક્રમે દેવતાએ તેણીને સ્વપ્નમાં સ્વર્ગ પણ બતાવ્યું. રાજાએ પહેલાંની માફક અન્ય ધર્મીઓને પૂછ્યું, પણ પ્રતિકૂળ બોલનારાઓને રજા આપીને, રાજાએ તે આચાર્ય મહારાજને સ્વર્ગનું સ્વરૂપ પૂછ્યું. તેમણે હતું તેવું જ કહ્યું ત્યારે સ્વર્ગની પ્રાપ્તિનું કારણ રાણીએ પૂછ્યું, એટલે મુનિરાજે સમ્યક્ત્વ યુક્ત ગૃહસ્થધર્મ અને સાધુધર્મ એમ બે ધર્મોનો ઉપદેશ આપ્યો. હલુકર્મી તે રાણી પ્રતિબોધ પામી, અને રાજાની પાસે દીક્ષા લેવા માટે રજા માગી રાજાએ કહ્યું: 'જો મારે ઘેરથી જ ભિક્ષા ગ્રહણ કરે તો દીક્ષા લે.' તેણીએ તે વચન અંગીકાર કર્યું ને ઉત્સવપૂર્વક આચાર્યની શિષ્યા થઈ અને ભણીને વિદુષી બની

એક વખત શ્રુતના ઉપયોગથી ભવિષ્યમાં દુષ્કાળ પડવાનો છે એમ જાણીને ગચ્છને બીજા દેશમાં મોકલી દીધો અને અન્નિકાપુત્ર આચાર્ય પોતે વૃદ્ધ હોવાથી ત્યાં જ રહ્યા. ગોચરી પાણી પુષ્પચૂલા અન્તઃપુરમાંથી લાવીને આપે છે. અનુક્રમે તેણીને ગુરુસેવાના ઉત્કૃષ્ટ ભાવથી અને ક્ષપકશ્રેણીવડે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું, તો પણ ગુરુસેવાથી તે અટકી નહિ. જ્યાંસુધી આ કેવલી છે એમ ગુરુએ ન જાણ્યું ત્યાંસુધી કેવલી છતાં પણ પૂર્વની જેમ વિનયને ઉલ્લંઘતી નહિ. તે પણ ગુરુને યોગ્ય અને રુચિકર આહાર-પાણી લાવી આપતી એક વખત વરસાદ વરસતો હતો અને તે આહાર લાવી ગુરુએ કહ્યું: 'હે વત્સે! તું વિદુષી હોવા છતાં વરસાદમાં આહાર કેમ લાવી?' તેણીએ કહ્યું: 'ભગવન્! જે માર્ગમાં અચિત્ત (નિર્જીવ) વરસાદ હતો તે માર્ગેથી હું આવી છું તો પ્રાયશ્ચિત કેમ આવે?' ગુરુએ કહ્યું: 'સંસારી હોવા છતાં તેં તે કેવી રીતે જાણ્યું?' તેણીએ કહ્યું: 'મને કેવળજ્ઞાન થયું છે.' ત્યારે 'મારું પાપ મિથ્યા થાઓ, મેં કેવલીની આશાતના કરી' એમ બોલતાં આચાર્યે તેણીને પૂછ્યું કે: 'હું મોક્ષ પામીશ કે નહિ?' કેવલીએ કહ્યું: 'તમે અધીરાઇ ન કરો. ગંગા ઉતરતાં તમને પણ કેવલજ્ઞાન થશે' પછી લોકોની સાથે ગંગા નદી ઉતરવાને સૂરિ નાવમાં બેઠા જ્યાં જ્યાં તે બેસતા ત્યાં ત્યાં નાવ ડૂબવા લાગી, ત્યારે સૂરિ નાવની મધ્યમાં બેઠા. તે વખતે આખી નાવ ડૂબવા લાગી તેથી લોકોએ સૂરિને પાણીમાં ફેંકી દીધા. પૂર્વભવમાં અપમાનિત કરેલી અને વ્યંતરી થયેલી સ્ત્રીએ જળમાં પડતાં જ તેમને શૂલી ઉપર લઇ લીધાં શૂલીમાં પરોવાએલા પણ આ મુનિ પોતાના લોહીનાં ટીપાંથી પાણીના જીવોની વિરાધનાનો જ શોક કરતા હતા પરન્તુ પોતાની પીડાનો શોક નહોતા કરતા પછી તેઓ ક્ષપકશ્રેણીએ ચડીને અંતકૃતકેવલી થઇને મોક્ષે ગયા નજીકમાં તેમનો નિર્વાણ મહોત્સવ કર્યો આ જ કારણથી તે તીર્થ, પ્રયાગ એ નામથી જગતમાં પ્રખ્યાત થયુ. "વિશેષ પ્રકારે પૂજાય છે જ્યાં તે પ્રયાગ" એમ વ્યુત્પત્તિ થાય. શૂલીમાં પરોવાવું તે પરંપરાએ હજી સુધી પણ પરદર્શનીઓ ત્યાં પોતાને

અંગે કરવત મુકાવે છે. વળી ત્યાં એક વડ છે. તેના મુસલમાનોએ કકડે કકડા કરી નાખ્યા છતાં ફરીથી ઊગે છે.

જલજંતુઓવડે તોડાતી સૂરિની ખોપરી પાણીના તરંગોથી કિનારે આવી. આમતેમ આલોટતી છીપની જેમ નદીના કોઇ પ્રદેશમાં વળગીને રહી. તે ખોપરીમાં કોઈ વખતે પાટલાવૃક્ષનું બીજ પડયું. અનુક્રમે તે ખોપરીના ખપ્પરને દક્ષિણ તરફથી ભેદીને પાટલાવૃક્ષ ઊગ્યું અને મોટું થયું. તે આ પાટલાવૃક્ષના પ્રભાવથી અને ચાષ પક્ષીના નિમિત્તથી નગર વસાવો. શિયાળનો શબ્દ સંભળાય તેટલા સ્થાનમાં સૂત્ર વિંટાળો." ત્યારે રાજાથી આદેશ કરાયેલા નિમિત્તીઆએ પાટલાવૃક્ષને પૂર્વથી પશ્ચિમ તરફ કરીને, ત્યાંથી ઉત્તર તરફ કરીને, ત્યાંથી પૂર્વ તરફ કરીને, અને ત્યાંથી દક્ષિણ તરફ કરીને શિયાળનો શબ્દ સંભળાય ત્યાંસુધી જઇને સૂત્ર વિંટાળ્યું આ પ્રમાણે ચાર ખૂણાવાળા નગરની સ્થાપના થઇ. તે નિશાની કરેલા પ્રદેશમાં રાજાએ નગર વસાવ્યું અને પાટલાવૃક્ષના નામથી તે **પાટલિપુત્ર** એ નામથી પ્રસિદ્ધ થયું. વળી ફૂલોની બહુળતાથી તેનું બીજું નામ **કુસુમપુર** પણ હતું. તે નગરમાં રાજાએ **નેમિનાથ** ભગવાનનું દહેરાસર કરાવ્યું. હાથીશાળા, અશ્વશાળા, રથશાળા, મંદિરો, હવેલીઓ, દરવાજા, દુકાનો અને યજ્ઞશાલા તથા પૌષધશાળાઓવડે સુંદર તે નગરમાં ઉદાયિ રાજાએ જૈનધર્મ અને રાજ્યને પાળ્યું.

× × ×

સુજ્ઞ વાચક, આ કલ્પ વિક્રમ સંવત ૧૩૮૯માં પ્રાચીન ગ્રંથોના આધારે લખાએલ છે. આ ગ્રંથ લખાયાને લગભગ છસો ઉપરાન્ત વર્ષ થઇ ગયા છે. આની પૂર્વે વીર નિર્વાણ ૮૦૦ના ગાળામાં નિશિથચૂર્ણી નામે ગ્રંથ લખાએલ છે તેમાં મહારાજા **સંપ્રતિ** સુધીનો સવિસ્તર વૃત્તાંત આવે છે. તેવી જ રીતે ત્રીજા ખંડના અંતમાં વિક્રમ સંવત ૧૧૭૮ના ગાળામાં થએલ નવાંગી ટીકાકાર તર્કપંચાનન શ્રી **અભયદેવસૂરિશ્રીનો "મૌર્યવંશને લગતો ઇતિહાસ"**—આ ઐતિહાસિક ગ્રંથની પ્રમાણિકતા માટે રજૂ કરીશું, જે વાંચવાથી ખાતરી થઇ શકશે કે જૈન ગ્રંથો પણ ઇતિહાસો કરતાં વધુ પ્રમાણભૂત હકીકત પૂરી પાડે છે.



# ખંડ ૩ જો



## પ્રકરણ ૧ લું.

### મગધ સામ્રાજ્ય પર નંદવંશ.

**આ** વંશમાં નવ રાજાઓ થયા છે, જેઓનો રાજ્યામલ શિશુનાગવંશી નંદરાજાઓ તરીકે તેમની વીરતાને અંગે મગધની કીર્તિ વધારનારો અને ગૌરવશાળી બન્યો હતો. આ રાજ્યવંશની સ્થાપના શૂદ્ર જાતિના રાજાથી થઈ હતી. પ્રથમ નંદ રાજા હજામ-પુત્ર હતો. તેનો જન્મ એક ગુણિકાના ઉદરદ્વારા થયો હતો. ભાગ્યાનુયોગે તેને મગધની રાજ્યગાદી અજબ સંજોગોમાં મળી હતી, જેનો સવિસ્તર ઇતિહાસ હવે પછીનાં પ્રકરણમાં રજૂ કરશું.

રાજ્યકાળગણના—

બૌદ્ધ, પૌરાણિક અને જૈન ગ્રંથો પ્રમાણે કાળગણના તપાસતાં નંદવંશના નવ રાજાઓના રાજ્યામલનાં વર્ષોની ગણત્રી બંધબેસતી થઇ શકતી નથી, છતાં આ નંદવંશી નવ રાજાઓએ મગધની રાજ્યગાદી ઉપર ૧૫૦ વર્ષ સુધી અમલ કર્યાનો ઇતિહાસ વિધવિધ ગ્રંથો પરથી સાબિત થાય છે.

ભારતમાં મૌર્યવંશની રાજ્યસ્થાપનાનો કાળ ઇ. સ. પૂર્વે ૩૨૨ સર્વમાન્ય રહ્યો છે, અને આ કાળગણનાને યુનિવર્સિટિ જેવી અગત્યની સંશોધક સંસ્થાએ પણ માન્ય રાખી, તેના આધારે ઐતિહાસિક શિક્ષણનો કૉર્સ પણ ચાલુ કર્યો છે.

જૈન કાળગણનાની દૃષ્ટિએ ગણત્રીના ઊંડાણમાં ઉતરતા કાળગણનાને અંગે શ્રી મેરુતુંગાચાર્યનાં રચેલાં ચાર પ્રાચીન શ્લોક મળી આવ્યા છે જે પૈકી બે શ્લોકમાં તેઓ નીચે પ્રમાણે જણાવે છે:—

" જે રાત્રિએ તીર્થંકર મહાવીરદેવ નિર્વાણ પામ્યા તે જ રાત્રિએ અવન્તી(માળવા)માં રાજા પાલકનો અભિષેક થયો હતો.

નંદોએ મગધની રાજ્યગાદી ઉપર ૧૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. "

શ્રીમદ્ કલ્યાણવિજયજી મહારાજે " વીરનિર્વાણ સંવત્ અને જૈનકાળગણના " નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં પૃષ્ઠ ત્રીશ પર " तित्थोगाली पइन्नय " જે પાંચમી સદીની આસપાસમાં પાટલિપુત્રમાં રચવામાં આવ્યો હતો તેમાંથી કાળગણનાની ગાથાઓ ઉધ્ધૃત કરી છે, જે ગાથાઓ નીચે પ્રમાણે છે.

" जं रयणि सिद्धिगओ अरहा तित्थंकरो महावीरो ।
तं रयणिमवंतिए अभिसित्तो पालओ राया ॥ ६२० ॥

पालगरण्णो सट्ठी पुण पण्णसयं वियाणि णंदाणम् ।
मुरियाणं सट्ठिसयं पणतीसा पूसमित्ताणम्( त्तस्स ) ॥ ६२१ ॥

बलमित्तभाणुमित्ता सट्ठा चत्ताय होंति नहसेणो ।
गद्भसयमेगं पुण पडिवन्नो तो सगोराया ॥ ६२२ ॥

पंच य मासा पंच य वासा छच्चेव होंति वाससया ।
परिनिव्वुअस्सऽरिहतो, तो उप्पन्नो (पडिवन्नो) सगो राया ॥ ६२३ ॥"

અર્થાત્ જે રાત્રિએ અર્હન્ત મહાવીર તીર્થંકર નિર્વાણ પામ્યા તે જ દિવસે અવન્તીમાં પાલક રાજાનો રાજ્યાભિષેક થયો. ૬૦ વર્ષ પાલકના, ૧૫૦ વર્ષ નંદોના, ૧૬૦ વર્ષ મૌર્યોનાં, ૩૫ વર્ષ પુષ્પમિત્રનાં, ૬૦ વર્ષ બલમિત્ર અને ભાનુમિત્રના અને ૪૦ વર્ષ નભસેનનાં, ૧૦૦ વર્ષ ગર્દભિલ્લોનાં વીત્યા બાદ શક રાજા શાલિવાહનનું શાસન ચાલ્યું હતું કે જ્યારથી શક સંવત્‌ની ઉત્પત્તિ થઇ હતી. અરિહન્ત મહાવીરનિર્વાણના ૬૦૫ વર્ષ અને પાંચ માસ વીત્યા બાદ શક રાજા ઉત્પન્ન થયો હતો.

આ ઐતિહાસિક ગ્રંથના લખાણ સમયે શક સંવત્ ૧૮૬૧ ચાલે છે, જેમાં ૬૦૫ ઉમેરતાં વીર નિર્વાણ સંવત્ ૨૪૬૬ થાય છે કે જે સંવત્ કાળગણનાની ગણત્રી સાથે બરોબર મળતો આવે છે. તેવી જ રીતે અત્યારે વિક્રમ સંવત્ ૧૯૯૬ ચાલુ છે, તેમાં ૪૭૦ વર્ષ મેળવતાં ૨૪૬૬ ની સંખ્યા પણ બરોબર મળતી આવે છે.

શ્રી મેરુતુંગાચાર્યની રાજ્યકાળગણનામાં પણ વીરનિર્વાણ અને વિક્રમાદિત્યના રાજ્યારોહણ વચ્ચે પણ ૪૭૦ વર્ષનું અંતર જણાવેલું છે.

### શ્રી યુગપ્રધાન પટ્ટાવલી—

. તેવી જ રીતે "યુગપ્રધાન કાળગણના પદ્ધતિ" માં સંઘસ્થ–વીરપટ્ટ પ્રાપ્ત કરનાર ૨૦ મહાપુરુષો ક્રમશઃ થયા છે, જેની કાળગણના **"સ્થવિરાવલી"** અથવા **"યુગપ્રધાન પટ્ટાવલી"**માં દર્શાવવામાં આવી છે. યુગપ્રધાનોના સમયની સાથે રાજ્યકાળગણનાના વર્ષો બંધબેસતા થાય છે. તે ગણના નીચે મુજબઃ—

પ્રભુ મહાવીરના નિર્વાણ બાદ સાધુ સંસ્થાના નેતા યુગપ્રધાન તરીકે આઠ આચાર્ય પટ્ટધરો વીરનિર્વાણના ૨૧૫ વર્ષ સુધીમાં થયા હતા. તેટલા સમય પ્રમાણેનો પ્રથમ આંક સમાપ્ત કરી ત્યાંથી બીજા આંકની શરૂઆત કરવામાં આવે છે. એનો અર્થ ખુલ્લી રીતે એ સમજાય છે કે વીરનિર્વાણ ૨૧૫ માં મગધની રાજ્યગાદી નંદવંશમાંથી મૌર્યવંશના હાથમાં ગઈ હતી. યુગપ્રધાન તરીકેનાં વર્ષોની ગણત્રી નીચે મુજબ છેઃ—

(૧) ૧. શ્રી સુધર્માસ્વામીનાં ૨૦, ૨. જંબૂસ્વામીનાં ૪૪, ૩. પ્રભવસ્વામીનાં ૧૧, ૪. શય્યંભવસૂરિનાં ૨૩, ૫. યશોભદ્રસૂરિનાં ૫૦, ૬. સંભૂતિવિજયનાં ૮, ૭. શ્રી ભદ્રબાહુસ્વામીનાં ૧૪, અને ૮. સ્થૂલભદ્રજીનાં ૪૫–આ પ્રમાણે ૨૧૫ વર્ષનો પ્રથમ આંક થાય છે.

(૨) બાદ સ્થવિરાવલીનો બીજો આંક શ્રી આર્યમહાગિરિનાં ૩૦, શ્રી આર્યસુહસ્તિનાં ૪૬, શ્રી ગુણસુંદરસૂરિનાં ૪૪ વર્ષ મળી ૩૩૫ માં પૂરો કરવામાં આવ્યો છે.

(૩) બાદ નિગોદવ્યાખ્યાતા કાલકાચાર્યનાં ૪૧ અને શાંડિલ્યનાં ૩૮ ગણી વીર નિર્વાણનો ત્રીજો આંક ૪૧૪ માં પૂર્ણ કરવામાં આવ્યો છે.

(૪) રેવતિમિત્રનાં ૩૬, આર્યમંગૂનાં ૨૦ મળી ૪૭૦ સુધીમાં ચોથો આંક પૂરો થાય છે.

(૫) શ્રી ભદ્રગુપ્ત, શ્રી ગુપ્ત, શ્રી વજ્રસ્વામીનો કાળ મળી પાંચમો આંક ૫૮૪ ના વર્ષ સુધી પહોંચે છે.

(૬) બાદ આર્યરક્ષિત ૧૩ તથા પુષ્પમિત્રનાં ૨૦ વર્ષ મળી વીરનિર્વાણનો છઠ્ઠો આંક ૬૦૫ પર પહોંચે છે.

ઉપરના સંબંધને દર્શાવતી ગાથા નીચે પ્રમાણે છેઃ—

" सिरि वीराउ सुहम्मो, वीसं चउचत्तवासजंबुस्स ।
पभवेगारस सिज्जं–भवस्स तेवीस वासाणि ॥
पन्नास जसोभद्दे, संभूइसट्ठ भद्दबाहुस्स ।
चउदस य थूलभद्दे, पणयालेवं दुपन्नरस ॥
अज्जमहागिरि तीसं, अज्जसुहत्थीण वरिस छायाला ।
गुणसुंदर चउआला, एवं तिसया पणत्तीसा ॥

ततो इगचालीसं निगोय वक्खाय कालिगायरिओ ।
अट्ठत्तीसं खंदिल ( संडिल ) एवं चउसय चउद्दस य ॥

रेवइमित्ते छत्तीस, अज्जमंगू अ वीस एवं तु ।
चउसय सत्तरि चउसय, तिपन्ने कालगो जाओ ॥

चउवीस अज्ज धम्मे, एगुणचालीस भद्दगुत्ते अ ।
सिरिगुत्ति पनर वइरे, छत्तीसं एव पणचुलसी ॥

तेरस वासा सिरिअज्जरक्खिए वीस पूसमित्तस्स ।
इत्थय पणहिअ छसरासु सागसंवच्छरुप्पत्तो ॥ "

ઉપર પ્રમાણે રાજ્યકાળગણનાના અનુસંધાન યુક્ત યુગપ્રધાન પટ્ટાવલીની રચના કરવામાં આવી છે. તે પરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે પ્રથમ આંકમાંના યુગપ્રધાન આચાર્યો સાથે નંદ વંશના રાજ્યામલનો ગાઢ સંબંધ હતો. આ વસ્તુ મહત્ત્વની અને ઇતિહાસના ઊંડાણને સ્પર્શનારી હોવાથી અહીં તે વિષય પરત્વે સંક્ષિપ્ત વિવેચન હાથ ધરીએ છીએ.

નંદવંશના રાજઅમલ દરમિયાન નીચેની મહત્ત્વતાભરી ઘટનાઓ બની હતી.

૧ વીર નિર્વાણ ૧૫૫ માં મગધમાં પ્રથમ દુષ્કાળ પડ્યો. આ સમયે શ્રી ભદ્રબાહુસ્વામી ૧૨ વર્ષો દુષ્કાળના અંગે ઉગ્ર તપશ્ચર્યા કરવા નેપાલ ગયા, જ્યાં તેમના બે શિષ્યોનો સ્વર્ગવાસ થયો.

૨. વીર નિર્વાણ ૧૬૦ માં પાટલીપુત્રમાં પ્રથમ સૂત્રવાચના થઈ.

૩ શ્રી સ્થૂલભદ્રજીની વીર નિર્વાણ ૧૪૬ માં દીક્ષા થઈ, ૧૭૦ મા યુગપ્રધાન પદની પ્રાપ્તિ થઈ અને ૨૧૫ મા તેમનો સ્વર્ગવાસ થયો.

૪. તેમના સ્વર્ગવાસના પાંચ વર્ષ પૂર્વે ઇતિહાસકારોના જણાવ્યા મુજબ ઇ સ. પૂર્વે ૩૨૨ મા મહારાજા ચદ્રગુપ્તના હાથે મૌર્યવંશીય રાજ્યસ્થાપના થઇ, જયારે જૈન ગ્રથોના જણાવ્યા મુજબ ઇ. સ. પૂર્વે ૩૧૭ એટલે વીર નિર્વાણ ૨૧૫ માં થઇ. આ ગણત્રીમાં જૈન ગ્રથો અને ઇતિહાસકારો બન્ને સાચા છે. જૈન ગ્રંથકારો મગધ પર મૌર્ય વંશની સ્થાપના ઇ. સ પૂર્વે ૩૧૭ માં જણાવે છે તેની સાથે તેના ૫ વર્ષ પૂર્વ પર્વતી પ્રદેશના રાજા તરિકે ઇ. સ. ૩૨૨ માં મૌર્યવંશી રાજ્યગાદીની ભારતમાં સ્થાપના થયાનું જણાવે છે. અહિં યુગપ્રધાન પટ્ટાવલીનો પ્રથમ આંક આ રીતે રાજકાળગણનાની ગણત્રી સાથે જોડી સમાપ્ત કરવામાં આવ્યો છે. " તિત્થોગાલી પઇન્નય " માં પણ પ્રથમ આંક આ પ્રમાણે જ પૂરો કર્યો છે. વળી મેરુતુંગાચાર્યે પણ પોતાના કાળગણનાના શ્લોકનો પ્રથમ આક અહિં પૂરો કર્યો છે

ભારતમાં ઇ. સ. પૂર્વે ૩૨૭ ના ગાળામાં પશ્ચિમ વિભાગમાં ગ્રીક શહેનશાહ શાહ સિકંદર ( અલેક્ઝાન્ડ્રા ઊર્ફે અલકાન્જીર ) સિન્ધથી શરૂઆત કરી પંજાબમાં વીર **પૌરસને** જીતી, તેની સાથે વીર રાજવી તરીકે સુલેહ કરી, ભારતના પશ્ચિમ વિભાગમાં રાજ્યસત્તા જમાવવા ફળિભૂત થયો હતો. તેની પાસે આ કાળે લગભગ ૫૦૦૦૦ નું સુવ્યવસ્થિત કેળવાયેલ સૈન્ય હતું. આટલા પ્રબળ સૈન્ય છતાં તેણે મગધ ઉપર ચઢાઇ કરવા હિંમત ન કરી, કારણ કે મગધની રાજ્યગાદી પર રહેલ નંદ રાજાઓની વીર ગર્જનાએ તેને તેવી જાતનું સાહસ કરતાં અટકાવ્યો. રાજા પૌરસને નંદ રાજાઓની વીરતા તેમજ વ્યવસ્થા અંગે પૂછતાં પૌરસ રાજાએ શાહ સીકંદરને નીચે મુજબ જવાબ આપ્યો હતો.

" સિન્ધુ નદીમાં ૧૨ દિવસ સુધી મુસાફરી કરતાં એક વિસ્તૃત મરુસ્થલ આવે છે. આ મરુસ્થલે...........ગંગા નદી વહે છે.

ગંગાની પેલી બાજુ પ્રેશિઆઇ ઊર્ફે પ્રાચ્ય અને ગંગેરડી પ્રજા રહે છે, જેના રાજા કસન્દ્રમસ ( રાજા નંદ ) છે. આ રાજા પાસે યુદ્ધમેદાન અર્થે ૨૦૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦૦૦૦ પાયદલ, ૨૦૦૦ રથ, ૪૦૦ હાથી, ( કર્ટીયસના મત પ્રમાણે ૩૦૦ ) તૈયાર રહે છે. "

પૌરસના મુખથી આ વૃત્તાંત સાંભળી શાહ સીકંદર મગધ પર ચઢાઈ ન કરતાં પોતાનાં પ્રદેશ તરફ ઇ. સ. પૂર્વે ૩૨૭ પાછો ફર્યો.

આ ઐતિહાસિક ઘટનાનો કાળ ઇ. સ. પૂર્વે ૩૨૭ નો સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યો છે. બાદ પાંચ વર્ષે એટલે ઇ. સ. પૂર્વે ૩૨૨ માં મગધની રાજ્યગાદી મૌર્યવંશના હાથમાં ગઈ.

મૌર્યવંશના મહારાજા ચંદ્રગુપ્તની સાથે ગ્રીક સરદારે સંધી કરી જેમાં તેણે પોતાની પુત્રી ચંદ્રગુપ્તને પરણાવી. ( આ પ્રમાણે કેટલાક ઇતિહાસકારો કહે છે પરંતુ અમોને એ બાબતમાં શંકા છે ) આ રીતની ઐતિહાસિક ઘટના ઇ. સ. પૂર્વે ૩૧૨ માં બની હતી. ઇ. સ. પૂર્વે ૩૧૨, ૩૨૨ અને ૩૨૭ ના ઐતિહાસિક બનાવોનાં વર્ષો પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોમાં નજર સામે તરી આવતાં હોવાનાં કારણે કાળગણનાનાં હિસાબે અમારે નંદવંશનો રાજ્યામલ ૧૫૦ વર્ષનો ગણવો પડે છે.

આ પ્રમાણેની કાળગણનાની ગણત્રીનો આધાર ગ્રંથોમાં મળી આવે છે, જેને બાજુએ મૂકી ૧૦૦ વર્ષની ગણત્રીએ નંદવંશનો રાજ્યામલ મગધ ઉપર દર્શાવતા ઇ. સ. પૂર્વે ૩૭૨ નો આંક આવે છે, કે જે આંક કોઇ પણ હિસાબે પ્રમાણભૂત માની અમો આ ગ્રંથમાં સંકલિત કરી શકતા નથી. હિસાબની ગણત્રીએ પણ તે આંક બંધબેસતો થતો નથી. એટલે ઇતિહાસની પ્રમાણિક ઘટનાઓની દૃષ્ટિએ પણ નંદવંશનો ૧૫૦ વર્ષ સુધીનો રાજ્યામલ સાચો છે અને તે સાબિત કરવાને અમારે પ્રયાસ કરવો પડ્યો છે.



# પ્રકરણ ૨ જું.

## નંદવંશની વંશાવલી.

મગધની રાજ્યગાદી ઉપર નંદ વંશની સ્થાપના વીર નિર્વાણ સંવત્‌ના ૬૦ મા વર્ષે એટલે ઈ. સ. પૂર્વે ૪૬૭ માં થઇ, જે વંશને ઈતિહાસકારોએ "શેસુનાગવંશ" ના નામે સંબોધ્યો છે.

જૈન ગ્રંથકારો નંદ વંશનો રાજકાળ ૧૫૦ વર્ષોનો જણાવે છે, જ્યારે સનાતન ધર્મ ૧૦૦ વર્ષનો જણાવે છે. આ બન્ને પ્રાચીન શાસ્ત્રોક્ત કાળગણનામાં કયાં અંતર આવે છે તે તપાસવાની ખાસ જરૂરિયાત છે, અને તે વસ્તુ અતીવ અગત્યની છે.

શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૧૨ ના અધ્યાય ૧ લાના શ્લોક ૫, ૬, ૭, ૮, ૯ માં જણાવ્યા પ્રમાણે નંદ વંશનો રાજ્યકાળ ૧૦૦ વર્ષનો જણાવવામાં આવ્યો છે. નંદ વંશની શરૂઆત મહાનંદથી બતાવી નંદ વંશના અંતિમ રાજા સુધીમાં ૧૦૦ વર્ષનો સમય જણાવવામાં આવ્યો છે; જ્યારે જૈન ગ્રંથકારો મહારાજા નંદિવર્ધન અને મહાનંદીનો ૫૦ વર્ષનો મગધ ઉપરનો રાજ્યકાળ નંદવંશીય તરીકે ગણી તે બન્ને રાજાઓનાં વર્ષો પૌરાણિક ગણનો સાથે મેળવી નંદ વંશના ૧૫૦ વર્ષ ગણે છે.

શ્રીમદ્ ભાગવત (૧) મહારાજા નંદિવર્ધન અને (૨) મહારાજા મહાનંદી બન્નેને શિશુનાગ વંશી જણાવે છે, અને મહારાજા મહાનંદ પછીના રાજાઓમાં મહાનંદને શિશુનાગ વંશથી અલગ પાડી, ત્યારપછીના નંદ વંશના રાજાઓને ક્ષત્રિયોના વિરોધી અને પરશુરામનાં જેવા રાજ્યકર્ત્તા જણાવ્યા છે, જેના અંગે શ્રીમદ્ ભાગવતના ૫-૬-૭-૮-૯ શ્લોકોનું અવતરણ અમો નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ:—

"મહાનંદીનો નંદ નામે કોઈ એક પુત્ર થશે. તે મહાબળવાન થશે અને ધનનો માલીક થશે. તેવી જ રીતે મહાપદ્મ પણ થશે અને તે ક્ષત્રિયોનો નાશ કરશે.

નંદ રાજા આ પૃથ્વી ઉપર એકછત્ર ( ચક્રવર્તી ) રાજ્ય કરશે. કોઇ પણ તેની આજ્ઞા ઉલ્લંઘન કરશે નહિ. મહાપદ્મ અતુલ ધનનો સ્વામી થશે અને બીજા પરશુરામની પેઠે શત્રુઓનો સંહાર કરી પૃથ્વીનું પાલન કરશે.

તે નંદ ( મહાનંદ ) રાજાને સુમાલી આદિ આઠ પુત્રો થશે અને તે રાજાઓ ૧૦૦ વર્ષ સુધી પૃથ્વી ઉપર રાજ્ય કરશે. "

આટલું પ્રાસ્તાવિક વિવેચન રજૂ કર્યા પછી જૈન અને વેદાંતિક ગ્રંથોના આધારે બન્ને શાસ્ત્રોક્ત ગ્રંથોમાં સન્માન્ય રહે તે પ્રમાણે અમો નંદવંશની પટ્ટાવલી ગોઠવીએ છીએ

## શિશુનાગવંશી

| નામ | ઈ. સ. પૂર્વે | વીર નિર્વાણ સંવત્ |
|---|---|---|
| ૧. નંદિવર્ધન | ૪૬૭ થી ૪૩૫ | ૬૦ થી ૯૨ ૩૨ વર્ષ |
| ૨. મહાનંદી | ૪૩૫ થી ૪૧૭ | ૯૨ થી ૧૧૦ ૧૮ વર્ષ |
| | | કુલ ૫૦ વર્ષ |

આ બન્ને મહારાજાઓએ શિશુનાગ વંશના નામે રાજ્ય ચલાવી, શિશુનાગ વંશને માન આપી તે જ વંશના રાજાઓ તરિકે રાજ્ય કર્યાનુ સમજાય છે.

ત્યારપછી મહાનંદી રાજાને ત્યાં મહાનંદનો જન્મ થએલ છે કે જેણે નંદ વંશીય રાજા તરીકે મગધની રાજ્યગાદી ઉપર રાજ્ય કરેલ છે મહાનંદ અને તેની પછીના રાજાઓ " **નંદવંશી રાજાઓ** " તરીકે પ્રસિદ્ધિ પામ્યા અને તેઓએ ૧૦૦ વર્ષ સુધી રાજ્ય ચલાવ્યાનું સર્વમાન્ય રહે છે.

આ પ્રમાણેની કાળગણનાની ગણત્રીમાં જૈન ગ્રંથકારો નંદવંશના ૧૫૦ વર્ષો જણાવે છે; જ્યારે સનાતન ગ્રંથકારો અને ઇતિહાસકારો નંદવંશના ૧૦૦ વર્ષો જણાવે છે તે બન્ને આંક સ્વીકાર્ય છે. નંદિવર્ધન અને મહાનન્દી નામે પ્રથમ બે રાજાઓના રાજ્યામલનાં ૫૦ વર્ષોની ગણત્રી નંદવશીય હિસાબમાં લેવાથી બન્ને વચ્ચેનો તફાવત દૂર થાય છે.

નીચેના સાત રાજાઓને પૌરાણિક ગ્રંથો " નંદવંશી " રાજા જણાવે છે ને તેમનો અમલ સો વર્ષ સુધીનો મગધ પર હતો એમ જણાવે છે. તે હિસાબે પણ આપણી કાળ-ગણના મળી રહે છે પૌરાણિક ગણના નીચે મુજબ છે—

## શિશુનાગ ઊર્ફે નંદવંશ.

| નામ | ઈ. સ. પૂર્વે | વીર નિર્વાણ સંવત્ | વર્ષ |
|---|---|---|---|
| ૩. મહાનંદ | ૪૧૭ થી ૩૮૦ | ૧૧૦ થી ૧૪૭ | ૩૭ |
| ૪. સુમાલી | ૩૮૦ થી ૩૭૩ | ૧૪૭ થી ૧૫૪ | ૭ |
| ૫. બૃહસ્પતિ | ૩૭૩ થી ૩૭૦ | ૧૫૪ થી ૧૫૭ | ૩ |
| ૬. ધનનંદ | ૩૭૦ થી ૩૬૬ | ૧૫૭ થી ૧૬૧ | ૪ |
| ૭. બ્રહદર્થ | ૩૬૬ થી ૩૫૬ | ૧૬૧ થી ૧૭૧ | ૧૦ |
| ૮. સુદેવ | ૩૫૬ થી ૩૫૦ | ૧૭૧ થી ૧૭૭ | ૬ |
| ૯. મહાપદ્મ | ૩૫૦ થી ૩૧૭ | ૧૭૭ થી ૨૧૦ | ૩૩ |
| | | કુલ વર્ષ | ૧૦૦ |

શિશુનાગ ઊર્ફે નંદવંશનો રાજ્યઅમલ ૧૫૦ વર્ષ મગધ પર હતો જે સમયને લગતો યુગપ્રધાન પટ્ટાવલીનો પ્રથમ આંક નીચે મુજબ છે—

| પટ્ટધરો | વીર નિર્વાણ સંવત્ | વર્ષ |
|---|---|---|
| ૧. શ્રી સુધર્માસ્વામી | ૧ થી ૨૦ | ૨૦ વર્ષ |
| ૨. શ્રી જંબૂસ્વામી | ૨૦ થી ૬૪ | ૪૪ વર્ષ |
| ૩. શ્રી પ્રભવસ્વામી | ૬૪ થી ૭૫ | ૧૧ વર્ષ |
| ૪. શ્રી શય્યંભવસૂરિ | ૭૫ થી ૯૮ | ૨૩ વર્ષ |
| ૫. શ્રી યશોભદ્રસૂરિ | ૯૮ થી ૧૪૮ | ૫૦ વર્ષ |
| ૬. શ્રી સંભૂતિવિજય | ૧૪૮ થી ૧૫૬ | ૮ વર્ષ |
| ૭. શ્રી શ્રુતકેવળી ભદ્રબાહુસ્વામી | ૧૫૬ થી ૧૭૦ | ૧૪ વર્ષ |
| ૮. શ્રી સ્થૂલભદ્રજી | ૧૭૦ થી ૨૧૫ | ૪૫ વર્ષ |

ઉપર પ્રમાણે યુગપ્રધાન પટ્ટાવલીના ૮ આચાર્યો પૈકીના પ્રથમના યુગપ્રધાન શ્રી સુધર્માસ્વામીના ૨૦ વર્ષો અને બીજા યુગપ્રધાન શ્રી જંબૂસ્વામીના ૪૪ માંથી ૪૦ વર્ષો પસાર થયા બાદ વીરનિર્વાણ સાઠમા વર્ષે નંદવંશના હાથમાં મગધની રાજ્યગાદી આવી હતી. બાદ શ્રી જંબૂસ્વામી ચાર વર્ષ પછી સ્વર્ગવાસી થયા હતા. તેમના વિદ્યમાનપણામાં જ મગધનું રાજ્ય નંદવંશમાં જતા યુગપ્રધાન પટ્ટાવલીનાં આંકની ગણત્રીની શરૂઆત રાજ કાળગણનાને અંગે લેવામાં આવી હતી તે શ્રી સ્થૂળભદ્રના અંતીમકાળના પાંચ વર્ષો બાકી રહ્યા હતા તેવામાં મગધની નંદવંશીય રાજ્યગાદી મૌર્યવંશના હાથમાં જતા બીજા આંકની શરૂઆત વીરનિર્વાણ સંવત્ ૨૧૦ થી કરવામાં આવી છે.

આ પ્રમાણેની કાળગણનાનો હિસાબ અમોએ પ્રાચીન ગ્રંથો પરથી તારવી રજૂ કર્યો છે, જે અમારી સમજશક્તિ અનુસાર સર્વને સ્વીકાર્ય ગણાય, છતાં પણ તે સંબંધે અમોને વધુ માહિતી મળશે અથવા તો અમારી સ્ખલના જણાશે તો અમો તેને બીજી આવૃત્તિમાં દાખલ કરીશું.

# પ્રકરણ ૩ જું.

## મહારાજા નંદિવર્ધન.

ઇ. સ. પૂર્વે ૪૬૭ થી ૪૩૫, વીર નિર્વાણ ૬૦ થી ૯૨ : ૩૨ વર્ષ.

**આ** નૃપતિનો જન્મ એક મામુલી નાપિક(હજામ)ને ત્યાં ગુણિકાના ઉદરથી થયો હતો આ નાપિકની સ્થિતિ એટલી બધી કંગાળ હતી કે તેને ફરજીઆત હજામનો ધંધો કરી પોતાનું ગુજરાન કરવું પડતું હતું. ગુણિકાના પેટથી જન્મેલ નન્દને તેની પ્રથમ યુવાવસ્થામાં સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મારું ભાગ્યચક્ર મને મગધસામ્રાજ્યની ગાદીએ બેસાડશે.

• स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं, देवो न जानाति कुतो मनुष्यः ?

આ શ્લોકાનુસાર આ નાપિકપુત્રને તેના પૂર્વજન્માંતરોનાં ઉચ્ચ કોટિના સંસ્કારદ્વારા મગધની રાજ્યગાદી વિચિત્ર સંજોગોમાં પ્રાપ્ત થઇ. તેને રાજગાદીની પ્રાપ્તિ કેવી રીતે થઇ તેને લગતી હકીકત નીચે મુજબ:—

જે દિવસે રાત્રે મહારાજા ઉદાઇનું અપમૃત્યુ જૈન મુનિના વેષમાં રહેલ એક પદભ્રષ્ટ રાજ્યકુમારને હાથે સ્વવૈરના બદલા તરીકે થયું તે જ રાત્રિના પ્રભાતસમયે આ નાપિક પુત્ર નંદને સ્વપ્નામાં પાટલિપુત્ર નગર પોતાના આંતરડાથી વેષ્ટિત કહેતાં વિંટળાએલ દેખાયું. તરત જ નિદ્રાનો ત્યાગ કરી, નાપિકપુત્ર નન્દે પોતાના સ્વપ્નની વાત નજદિકમાં રહેલ સ્વપ્નશાસ્ત્રના જાણકાર ઉપાધ્યાયને કરી.

ઉપાધ્યાયે સ્વપ્નનું ઉચ્ચકોટિનું ફળ-પરિણામ જાણી પ્રીતિપૂર્વક આ નાપિકપુત્રને વસ્ત્રાભૂષણોથી અલંકૃત કર્યો અને પોતાની પુત્રી તે જ સમયે પરણાવી પછી શુકનશાસ્ત્રના જાણકાર ઉપાધ્યાયે સ્વપ્ન-પ્રભાવ જાણવા પોતાના નૂતન જમાઇ નંદને પાલખીમાં બેસાડી વરઘોડારૂપે સમસ્ત નગરમાં ફેરવવાનું શરૂ કર્યું.

સુજ્ઞ વાચક, જ્યોતિષ્શાસ્ત્ર અનાદિ કાળથી પ્રમાણભૂત શાસ્ત્ર ગણાય છે. તેની કાળગણનાનો હિસાબ અચૂક રીતે મેળવવામાં આવે તો પળેપળનું ફળ બરોબર મળી આવે છે, પરન્તુ વર્તમાન કાળમાં ગલીએ ગલીએ પાટીઆઓ લગાવી જ્યોતિષના જાણકાર થઇ બેઠેલા ધંધાદારીઓમાંથી કાળગણનાનો કયો સાચો અભ્યાસી હશે ? એ જ સમજવું દુર્લભ થઇ પડેલ હોવાને અંગે તેમજ આપણે વારંવાર છેતરાતા હોવાના લીધે આપણો વિશ્વાસ ઊઠી ગયા જેવું બને છે. આ કારણથી જ્યોતિષને આપણે શંકાની નજરે જોઇએ છીએ પરન્તુ ભૃગુસંહિતા તથા પ્રાચીન પ્રમાણભૂત જૈન જ્યોતિષ ગ્રંથો, જેવા કે જ્યોતિષ્કરંડક, ભદ્રબાહુસંહિતા ઇત્યાદિ પુસ્તકોને યથાર્થ રીતે સમજીને તેના ઊંડાણ અભ્યાસીઓ પાસે જો જન્મકુંડળી વિગેરે રજૂ કરવામાં આવી હોય તો જરૂર તેનું ફળ બરોબર મળતું આવે છે. ઉપરોક્ત ઉપાધ્યાયે પણ પૂર્વોક્ત ગ્રંથો પ્રમાણે નિશ્ચયપૂર્વક સ્વપ્નનું ફળ સમજી, તે પર સંપૂર્ણ વિશ્વાસી રહી, પોતે બ્રાહ્મણ હોવા છતાં પણ એક નાપિક પુત્રને પોતાની પુત્રી પરણાવી.

જે સમયે નાપિક પુત્રના લગ્નનો વરઘોડો રાજ્યમાર્ગ ઉપરથી પસાર થતો હતો તે સમયે નૂતન રાજવીની શોધમાં નીકળેલ પંચ દિવ્ય વસ્તુ સહિત પટ્ટહસ્તિ જ્યાં નવપરણીત નંદ શિબિકા પર બેઠેલો હતો ત્યાં આવ્યો અને નંદકુમારને જોઇ તેણે શરદ્-ઋતુના મેઘના ધ્વનિ સમાન ગુંજારવ કર્યો. તુરતજ પોતાની સુંઢ ઊંચી કરી પૂર્ણ કુંભથી નંદનો અભિષેક કર્યો. આ સમયે અશ્વે પણ હર્ષથી હેષારવ કર્યો. તુરત જ ચામરધારીઓએ મહારાજા નંદના નામની જય બોલાવી ચામરો વીંજવા શરૂ કર્યા. આ બનાવ જોઇ પ્રધાન પુરુષો, નગરજનો અને દેશવાસી જનોએ **નંદનો રાજા તરીકે સ્વીકાર કર્યો.** તુરત જ હસ્તિની અંબાડી ઉપર તેને રાજવી તરીકે બેસાડી, રાજ્યદરબારે લઇ જઇ તેનો આનંદપૂર્વક રાજ્યાભિષેક કર્યો.

### મહારાજા નંદનો રાજ્યઅમલ—

મહારાજા નંદે રાજ્યગાદી ઉપર આવતાં જ રાજ્યવિસ્તાર વધારવામાં ખાસ કુનેહ અને વીરતાથી કામ લીધું જેના અંગે ૩૨ વર્ષના રાજ્યામલમાં તેને " **નન્દિવર્ધન** " નામનું બિરુદ મળ્યું.

રાજ્ય ઉપર આવતાં જ રાજા નન્દે સૈન્યની રચના નવેસરથી કરીને લગભગ ૨૦ વર્ષો સુધી રાજ્યની સરહદ વધારવા તરફ નજર પહોંચાડી. મગધથી માંડી છેક દક્ષિણ ભારતના નાકા સુધી જીત મેળવવાને તે ભાગ્યશાળી થયો.

તેના રાજ્યામલ દરમ્યાન પ્રધાનપદે નાગર બ્રાહ્મણ જાતિનો **કલ્પક** નામે અમાત્ય હતો કે જે બ્રાહ્મણ હોવા છતાં જૈનધર્મને પાળનારો હતો. આ અમાત્ય કુટુંબે નંદ વંશની સેવા તેના અંતિમકાળ સુધી વફાદારીભરી રીતે કરી હતી. આ અમાત્ય કુટુંબ ઉપર અનેક

વખતે રાજ્યપ્રપંચને લગતા ભયંકર તહોમતો આવ્યા હતા, છતાં નિર્દોષ અને વફાદાર આ અમાત્ય કુટુંબની કસોટી એકનિષ્ઠ સાબિત થઇ હતી ને સાથોસાથ તેમની કીર્તિ પણ પ્રસરી હતી.

## અવન્તી મગધ સામ્રાજ્યમાં સામેલ થાય છે—

મગધની રાજ્યગાદી ઉપર વીરનિર્વાણ સંવત્ ૬૦ માં નન્દિવર્ધનની સ્થાપના થઇ તે જ વર્ષે અવન્તીની રાજ્યગાદી ઉપર રહેલ મહારાજા પાલકનો સ્વર્ગવાસ થયો. આ કાળે અવન્તીપતિની હકુમતમાં મોટા મોટા રાષ્ટ્રો જોડાએલા હતા. સૌરાષ્ટ્ર પણ અવન્તીની હકુમતમાં હતો, તેવી રીતે વિંધ્યાચળ પર્વતના સઘળા ઉત્તર વિભાગો પર તેની હકુમત હતી મધ્ય હિંદનો મોટો ભાગ પણ તેના તાબામાં હતો. એટલે સૌરાષ્ટ્રથી માંડી મધ્ય હિંદ અને પૂર્વ હિંદનો ઘણો ભાગ અવન્તીના છત્ર નીચે હતો.

સિન્ધ–સૌવીરપ્રદેશો વત્સદેશ તરિકે ઓળખાતા હતા, અને માળવા આદિ પ્રદેશો અવન્તીની સરહદમાં ગણાતાં હતા. એટલે વત્સ અને અવન્તી એ બે અલગ અલગ મહાન્ પ્રદેશો ઉપર મહારાજા પાલકનું સામ્રાજ્ય ચાલુ હતું. વીરનિર્વાણના સાઠમા વર્ષે અવન્તીપતિ મહારાજા પાલકનું મૃત્યુ થતાં પાલકવંશની ગાદી મગધ સાથે જોડાઇ ગઇ.

ઇતિહાસકારોનાં જણાવવા મુજબ મહારાજા પાલકને ઉંમરલાયક કન્યારત્ન હતું તેનો વિવાહ મગધાધિપતિ મહારાજા નન્દિવર્ધન સાથે રાજ્યાભિષેક બાદ તરત જ કરવામાં આવ્યો હતો.

વત્સ દેશ પર મણિપ્રભ નામના સ્વ૦ મહારાજાના એક કુટુંબીએ હકુમત ચલાવવા પ્રયત્ન કર્યો તેવી જ રીતે અવન્તીના પ્રદેશ ઉપર મહારાજાના બીજા એક કુટુંબીએ પોતાનો હક્ક દર્શાવી રાજ્યગાદી પચાવી પાડી. આ રીતે અવન્તી અને વત્સ જેવા બળવાન સામ્રાજ્યો ન–ધણિયાતા જેવા તેમજ અંધેરભર્યા વહીવટવાળા દેખાયા. તેનો લાભ મહારાજા નન્દિવર્ધને તરત જ ઉઠાવ્યો અને પોતાના વીર લશ્કરની મદદથી ઉપરોક્ત બંને પ્રદેશો જીતી લઇ મગધ સામ્રાજ્યમાં મેળવી દીધા મહારાજા નન્દિવર્ધનનો વિરોધ કોઇએ પણ કર્યો નહિ; કારણ કે મહારાજા નન્દિવર્ધન અવન્તીપતિ સ્વ૦ મહારાજા પાલકનો જમાઇ થતો હતો તેમજ તે અતુલ બળશાળી હતો

આ પ્રમાણે મહારાજા નંદના હાથમાં પશ્ચિમની સરહદ પરની સૌરાષ્ટ્ર સુધીની ભૂમિ આવતા તેના પગમાં બેવડું જોર આવ્યું, એટલે તેણે ઇરાની સત્તાના હાથમાં ગયેલ સિન્ધ અને પંજાબ તરફ નજર દોડાવી અને તે પ્રદેશો પણ વીરતાથી જીતી લઇ પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધા. આ પ્રમાણે ઉત્તર હિંદ સુધી મગધ સામ્રાજ્યની મજબૂતાઇ કરી તે દક્ષિણના પ્રદેશો તરફ વળ્યો.

મહારાજા નન્દિવર્ધન દરેક ચઢાઇ વખતે યુદ્ધમેદાનમાં હાજર રહેતો હોવાને કારણે

તેના લશ્કરમાં અતિશય ઉમંગ ને જુસ્સો રહેતાં હતાં. પોતે સામાન્ય સ્થિતિમાંથી સમ્રાટ બનેલ હોવાથી બહાદુર વીર પુરુષોને તે ક્રમશ: ઉચ્ચ હોદ્દે ચઢાવી, વીરતા અને વફાદારીભરી નોકરીનું સારું ઇનામ બક્ષતો. આને પરિણામે લશ્કરમાં જોશ, જોમ અને કૌવત ઉત્સાહપૂર્ણ રહેતાં. વળી એક સાધારણ સૈનિકથી માંડી ઉચ્ચ કોટીના અમલદાર સુધીના સૈનિકો સાથે તે છૂટથી ભળતોહળતો અને લશ્કરને કઇ રીતે ઉત્સાહી રાખવું તેની દરેક કળ તે સારી રીતે સમજતો અને સૌને પોતા પ્રત્યે આકર્ષી રાખતો.

આ પ્રમાણે ઉચ્ચ કોટીની લશ્કરી વ્યૂહરચનાથી ઉત્તર સરહદના હિંદની માલીકીના પ્રદેશોને પરદેશી ઇરાની સત્તામાંથી છોડાવનાર આ પરાક્રમી નંદ રાજાને પાછા ફરતાં રજપુતાના અને અવન્તીના પ્રજાજનોએ અપૂર્વ માન આપ્યું.

ત્યારબાદ તેણે દક્ષિણમાં સોલાપુર અને કારવારવાળા જિલ્લાઓ સાથે મૈસુર રાજ્યના ઉત્તર વિભાગનો કુન્તલ પ્રદેશ જે સુંદર ફળદ્રૂપ હતો તેના ઉપર તેણે પોતાની સત્તા જમાવી. અહિં તેણે પોતાના ભાયાતોને સરદારો તરીકે ગોઠવ્યા. તેણે દક્ષિણ કાનડા, પાંડ્ય, ચૌલ અને પલ્લવોને નમાવી, આંધ્ર દેશ ઉપર થઇ બિહાર અને મધ્યપ્રાન્તના રસ્તે તે તે પ્રદેશો જીતતો સ્વદેશ તરફ પાછો ફર્યો.

આ કાળે પાંડ્ય, ચૌલ અને પલ્લવના પ્રદેશો કલિંગપતિ ક્ષેમરાજના આધિપત્ય નીચે હતા; છતાં ઉપરોક્ત પ્રદેશોમાંથી બહાદુરીભરી રીતે મહારાજા નંદ બળવાન લશ્કર સહિત વિજેતા રાજવી તરિકે મગધ આવી પહોંચ્યો. આ સમયે મગધમાં અતિવૃષ્ટિ થયાનાં સમાચારો મળવાથી મહારાજા નન્દે કલિંગપતિના પ્રદેશો જીતવાનું કાર્ય અધૂરું મૂકયું અને આંધ્ર તેમજ મધ્ય પ્રાન્તના પ્રદેશો પર સૂબાઓ મૂકી, આ પ્રાન્તના રાજાઓને ખંડિયા બનાવી મગધરાજપતિએ સંતોષ માન્યો.

નંદ રાજાના તાબામાં પંજાબના થોડા ભાગ સાથે કાશ્મીર તથા દક્ષિણ હિંદના કલિંગ દેશ સિવાયનો ભારતનો ઘણોખરો ભાગ આવ્યો હતો. એટલે મગધની રાજ્યધાની આ સમયે ભારતમાં મહાન્ સત્તાધીશ રાજ્યધાની બની. આના પરિણામે મહારાજા નંદને રાજ્યની વૃદ્ધિ કરનાર રાજવી તરિકેનું "નન્દિવર્ધન" બિરુદ પ્રજાએ આપ્યું. તે સમયથી મહારાજા નંદના નામ સાથે 'વર્દ્ધન' શબ્દ જોડાયો અને નન્દિવર્ધન રાજા તરિકે તે પ્રસિદ્ધિ પામ્યો.

ઉપર પ્રમાણે વીરતાપૂર્વક મગધની રાજ્યગાદી ઉપર રાજ્ય ચલાવી નંદ વંશની કીર્તિમાં પ્રથમ રાજા તરિકે તેણે સુંદર વધારો કર્યો આ કાળે ભારતમાં રાજ્યકર્તા ક્ષત્રિય રાજાઓને તેણે સ્વવીરતા અને તલવારના બળે ચકિત કર્યા, છતાં આ નિરભિમાની રાજાએ વિનય સાચવી પોતાના વંશની સ્થાપના "શિશુનાગ" વંશના નામે કાયમ રાખી. જેની રાજ્યગાદી ઉપર પોતે આવ્યો હતો તેની જ કીર્તિ તેણે અમર કરી અને રાજ્ય-

કુટુંબમાં પળાતા જૈન ધર્મનો પોતે સ્વીકાર કરી જૈનધર્મી બન્યો અને આખા રાજ્યકુટુંબમાં જૈન ધર્મ પળાયો. લગભગ ૨૦ વર્ષો રણક્ષેત્રમાં વીરતાથી પસાર કર્યા પછી તેને કંઇક શાન્તિ મળી જેનો સદુપયોગ મહારાજા નન્દે પંજાબની તક્ષશિલામાં એક ભારતીય વિદ્યાપીઠ સ્થાપી તથા બીજી નાલંદામાં સ્થાપી. આ પ્રમાણે બે વિદ્યાપીઠોની સ્થાપના કરી ત્યાં વિદ્વાનો મારફત સંસ્કૃત, માગધી અને પાલી ભાષાના વ્યાકરણના શિક્ષણ સાથે લિપિજ્ઞાન આપવું શરૂ કર્યું. અર્થશાસ્ત્ર સાથે લશ્કરી તાલીમ આપવાનું વિશાળ ખાતું ખોલી આ વિદ્યાપીઠને ભારત સામ્રાજ્યની અજોડ વિદ્યાપીઠ બનાવી, મહારાજાએ પોતાની પાછળ અમર નામના મૂકી.

ઉપર જણાવ્યા પ્રમાણે લગભગ ૩૨ વર્ષો સુધી મહારાજા નન્દિવર્ધને પોતાના રાજ્યામલમાં ભારતને સંસ્કારી બનાવવા પ્રયાસો કર્યા ને લગભગ સીતેર વર્ષની વયોવૃદ્ધ અવસ્થાએ પોતા પાછળ પૂરતો પરિવાર અને રાજ્યવિસ્તાર મૂકી તે મરણ પામ્યો.



# પ્રકરણ ૪ થું.

## નંદ બીજો ઊર્ફે મહાનંદી

### ઈ. સ. પૂર્વે ૪૩૫ થી ૪૧૭, વીરનિર્વાણ સંવત્ ૯૨ થી ૧૧૦ : ૧૮ વર્ષ.

મહારાજા નંદિવર્ધનની પછી તેના મહાનંદી નામના પુત્રને મગધની રાજ્યગાદી મળી. આ મહારાજાએ ૧૮ વર્ષ સુધી સુંદર રીતે નિર્વિઘ્નપણે શાન્તિથી રાજ્યગાદી ભોગવી.

મહારાજા મહાનંદીએ જીતાએલા પ્રદેશોને સાચવવા અર્થે કુનેહભરી રાજ્યનીતિનો અમલ કર્યો અને રાજ્યગાદી ઉપર આવતાં જ વીર રાજા તરીકે તેનો દોર જામ્યો હતો, એટલે તેમના રાજ્યકાળ દરમિયાન કોઈપણ સ્થળે આંતરિક કલેશ અથવા તો બંડ–બખેડા થવા પામ્યા ન હતા.

આ મહારાજાના રાજ્યામલ દરમિયાનમાં પણ નંદવંશમાં કુળધર્મ તરીકે જૈનધર્મ પળાયો હતો, અને સાથોસાથ રાષ્ટ્રધર્મ તરીકે પણ જૈનધર્મે સારી સુવાસ ફેલાવી હતી.

વીરનિર્વાણ સંવત્ ૭૦ મા વર્ષે મારવાડની ઓશિયા નગરીમાં શ્રીમદ્ રત્નપ્રભસૂરીશ્વરજી મહારાજે ૧૪૪૪ ગોત્રના ક્ષત્રિય વંશીઓને પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યા હતા, જેમાં મહારાજા નંદિવર્ધનનો સંપૂર્ણપણે સાથ હતો. તે ક્ષત્રિય વંશજો આજે "ઓશવાળ" નામથી પ્રસિદ્ધ છે અને તેઓ હજી પણ જૈનધર્મી તરીકે ઓળખાવવામાં ગૌરવ લે છે. મહારાજા નંદિવર્ધનની માફક મહારાજા મહાનંદી પણ જૈનધર્માનુરાગી અને ચુસ્ત જૈનધર્મી હતો.

ચરમકેવળી શ્રી જંબૂસ્વામી કેવળજ્ઞાની તરીકે મહારાજા નંદિવર્ધનના રાજ્યામલ દરમિયાનમાં ચાર વર્ષ સુધી હૈયાત હતા. આ પ્રભાવશાળી મહાન્ વિભૂતિના ઉપદેશદ્વારા મહારાજા નંદિવર્ધને જૈનધર્મી રાજા તરીકે ધાર્મિક કાર્યોમાં સારો સાથ આપ્યો હતો. મહારાજા નંદિવર્ધનના મૃત્યુ બાદ તેમના વંશજોએ પણ જૈનધર્મને સુંદર સાથ અને સહકાર આપ્યો હતો.

બાદ શ્રી પ્રભવસ્વામીએ ૧૧ વર્ષ, શય્યંભવસ્વામીએ ૨૩ વર્ષ સુધી યુગપ્રધાનપદ ભોગવી મગધ અને અન્ય દેશોમાં જૈનધર્મનો સુંદર રીતે પ્રચાર કર્યો હતો.

શ્રીશય્યંભવસૂરિના સ્વર્ગવાસ બાદ શ્રીયશોભદ્રસૂરિજી યુગપ્રધાન પદ પર આવ્યા હતા. તેઓએ ૫૦ વર્ષ સુધી યુગપ્રધાન પદ ભોગવ્યું હતું. તેમના યુગપ્રધાન પદના સમયે મહારાજા નંદિવર્ધન અને મહાનંદીનો સ્વર્ગવાસ થયો. આ પ્રમાણે યુગપ્રધાન પટ્ટાવલીના સમર્થ પાંચ આચાર્યોનો સંબંધ અહિં સુધી સંકલિત થાય છે.

ઉપર પ્રમાણે શાન્તિથી ધર્મપરાયણ પ્રવૃત્તિમાં રહી મહારાજા મહાનંદીએ પોતાના પિતાની માફક શિશુનાગવંશની કીર્તિને વધારી ઇ. સ. પૂર્વે ૪૧૭ માં એટલે વીરનિર્વાણ સંવત્ ૧૧૦ માં સ્વર્ગવાસ કર્યો હતો. બાદ તેનો પુત્ર **મહાનંદ** ગાદી ઉપર આવ્યો કે જેને લગતું ઐતિહાસિક પ્રકરણ હવે પછી રજૂ કરવામાં આવ્યું છે.



# પ્રકરણ ૫ મું.

---

## મહારાજા મહાનંદ ઊર્ફે નંદ ત્રીજો.

### ઈ. સ. પૂર્વે ૪૧૭ થી ૩૮૦, વીર નિર્વાણ સંવત્ ૧૧૦ થી ૧૪૭: વર્ષ ૩૭.

| | |
|---|---|
| શ્રી યશોભદ્રસૂરિજીનું ૨૮ મું વર્ષ ચાલુ | |
| શ્રી યશોભદ્રસૂરિશ્રીનાં (૫૦ માંથી ૨૮ બાદ જતાં) | ૨૨ વર્ષ |
| શ્રી શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામી | ૧૪ વર્ષ |
| શ્રી સ્થૂલભદ્રજીની દીક્ષાસમય | ૧ વર્ષ (વીરનિર્વાણ ૧૪૬) |
| | ૩૭ |

**આ** મહારાજા પોતાની ૨૦–૨૨ વર્ષની ભર યુવાવસ્થાએ રાજ્યગાદી પર આવેલ સમજાય છે. આ રાજા તીક્ષ્ણ બુદ્ધિશાળી, ઠરેલ સ્વભાવનો અને રાજ્યવહીવટમાં ખૂબ સંભાળી પગલું ભરનારો તેમજ રાજ્યાધિકારીઓ સાથે સંપૂર્ણપણે હળીમળી રહેલ અને પ્રીતિપાત્ર થએલ હતો. આ મહારાજાએ પોતાના પૂર્વજ રાજાઓના પગલે ચાલી વીરતા અને કુનેહથી કામ લીધું હતું.

આ રાજવીના રાજ્યઅમલ દરમિયાનમાં પંજાબની સરહદે તોફાન થતાં તેને ત્યાં જાતે જઈ બળવો દાબી દેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. પંજાબના બળવાની શાન્તિ બાદ તેણે તક્ષશિલાની વિદ્યાપીઠને સંપૂર્ણ રીતે સહાયતા આપી. મગધમાં માગધી, પાલી અને સંસ્કૃત ભાષાને લિપિબદ્ધ કરી તેના દ્વારા એક પ્રાંતથી બીજા પ્રાન્તમાં ખેપીઆઓ મારફતે રાજ્યખરીતાઓ મોકલી દૂર દૂરના પ્રાંતોનો રાજ્યવહીવટ ખરીતાઓ મારફત ચલાવવાનું કાર્ય સૌથી પ્રથમ ચાલુ કર્યું હતું.

આ મહારાજાના સમયમાં "કલ્પક" વંશના અમાત્ય કુટુંબનો શકડાલ નામે બુદ્ધિશાલી અમાત્ય હતો. તે અમાત્ય જૈન ધર્મને પાળનારો હતો અને તેનું આખુંએ કુટુંબ જૈન

ધર્મી ગણાતું હતું. આ મહારાજાના સમયમાં મગધમાં વીરનિર્વાણ ૧૪૬ માં એક એવો રાજકીય બનાવ બન્યો હતો કે જેના યોગે મગધની રાજ્યગાદીના પાયા હચમચી ઊઠ્યા. નંદવંશના મજબૂત સ્થંભોને ઢીલા કરવામાં તે બનાવ કારણભૂત બન્યો હતો. તે પ્રસંગને લગતી હકીકત નીચે મુજબ છે:—

## સ્થૂલભદ્રનું વૃત્તાંત—

પંજાબ તક્ષશિલાની વિદ્યાપીઠમાંથી સંસ્કૃત આદિ ધાર્મિક શિક્ષણનું સુંદર જ્ઞાન મેળવી વરરુચિ નામે એક વિપ્ર મગધનરેશ મહાનંદની વિદ્યાપ્રિયતા સાંભળી, મગધ આવ્યો. મગધના રાજ્યદરબારમાં મહારાજા નન્દને શુભાશીષ દઈ પોતાના સંસ્કૃત કાવ્ય તથા વ્યાકરણ આદિ વિષયોનો પરિચય આપ્યો. મહારાજા નન્દે ખુશી થઇ તેને નિત્ય એક નવો ઉપદેશાત્મક શ્લોક બનાવી રાજ્ય દરબારમાં આવી સંભળાવવા કહ્યું અને તેના બદલામાં હમેશાં એક સુવર્ણ મહોર આપવાનું વચન આપ્યું.

જે કાળની આ ઐતિહાસિક ઘટના આપણે રજૂ કરીએ છીએ તે કાળે વીરનિર્વાણને ૧૪૫ મું વર્ષ ચાલતું હતું. વરરુચિના પાંડિત્યથી રાજદરબારમાં તેને સારું સન્માન મળવા લાગ્યું, પણ તેના લોભને માઝા ન રહી. એક એક શ્લોક દીઠ એક એક સોનામહોર મેળવવાની લાલચમાં તે પોતાના સમયનો સ્વાર્થાંધપણાથી દુરુપયોગ કરવા લાગ્યો. તે એટલા સુધી કે વરરુચિ પંડિત નિત્ય ૧૦૮ શ્લોક નવા બનાવી રોજની ૧૦૮ સુવર્ણમહોરો મેળવવા લાગ્યો. આ પ્રણાલિકા સુજ્ઞ મંત્રી શકડાલને ન રુચી

રાજ્યહિતેચ્છુ મંત્રી તરીકે રાજાની આ ફનાગીરી તેમને ખટકવા લાગી. શકડાલની સાત પુત્રીઓ બહુ વિચક્ષણ ને તીવ્ર સ્મરણશક્તિવાળી હતી. પહેલી પુત્રી કોઈ એક શ્લોક સાંભળે તો સાંભળવા માત્રથી જ તેને યાદ રહી જતો, બીજી પુત્રી બે વાર સાંભળવાથી યાદ રાખી શકતી તેવી રીતે સાતમી પુત્રી સાતમી વખતે કોઇ પણ નૂતન શ્લોક યાદ રાખી શકતી. શકડાલે વરરુચિના શ્લોક નૂતન નથી એમ ઠરાવવા પોતાની પુત્રીઓની વિદ્વત્તાનો ઉપયોગ કરવા વિચાર્યું. જ્યારે જ્યારે વરરુચિ આવી શ્લોક બોલતો ત્યારે ત્યારે શકડાલ પોતાની પુત્રીઓ મારફત તે તે શ્લોકો બોલાવી વરરુચિની નવીન કૃતિનો પરાસ્ત કરતો. રાજા નંદ પણ નવીન શ્લોકો ન હોવાને કારણે વરરુચિને સુવર્ણમહોર અપાવતો બંધ થયો. આ પ્રમાણે સુવર્ણમહોરની પ્રાપ્તિ બંધ થવાથી વરરુચિ શકડાલ પ્રત્યે પૂર્ણ દ્વેષી બન્યો. પંડિત વરરુચિએ અમાત્ય શકડાલની વિરુદ્ધ કાવત્રું રચ્યું. પોતાના કાવત્રામાં વરરુચિ સફળ થયો ને પરિણામે વફાદાર વયોવૃદ્ધ મંત્રીશ્વર શકડાલનું મૃત્યુ થયું

મંત્રીશ્વર શકડાલને **શ્રી સ્થૂલભદ્ર** અને **શ્રીયક** નામના બે પુત્રો તેમજ **જક્ષા, જક્ષદિન્ના, ભૂતા, ભૂતદિન્ના, સેણા, વેણા** અને **રેણા** નામની સાત પુત્રીઓ હતી. મોટો પુત્ર સ્થૂલભદ્ર કોશ્યા નામની ગણિકાને ત્યાં બાર વર્ષ પર્યન્ત ગૃહવાસ કરી રહેલ હોવાથી

તેનું લગ્ન થઇ શકયું ન હતું. અનેક માગાંઓ આવવા છતાં સ્થૂલભદ્રે તેનો સ્વીકાર કર્યો ન હતો. બાદ લઘુપુત્ર શ્રીયક, જે આ સમયે લગભગ સત્તાવીસ વર્ષની અવસ્થાએ પહોંચેલ હતો તેનાં લગ્ન કરવાનો નિરધાર કરી મંત્રીશ્વર શકડાલે તેના લગ્નોત્સવને લગતી તૈયારી કરવા માંડી. જે સમયે આ લગ્ન લેવાયાં તે સમયે અમાત્યપુત્ર શ્રીયક મહાનંદ રાજાના બૉડીગાર્ડ સૈન્ય( અંગરક્ષક )ના મુખ્યાધિકારીની પદવીએ પહોંચ્યો હતો.

રાજભક્ત, વફાદાર, અમાત્ય કુટુંબનો મગધની ગાદી સાથે અમાત્ય તરીકે ઉત્તરોત્તર પેઢીદરપેઢીથી સંબંધ ચાલ્યો આવતો હોવાથી રાજ્યકારભાર અને વ્યવસ્થામાં જેટલી અમાત્યકુટુંબને માહીતિ હતી તેટલી માહીતિ ખુદ રાજ્યકુટુંબને પણ ન હતી. રાજ્યસિંહાસને બિરાજતા રાજવીઓનું રક્ષણ અને પાલન આ જૈન અમાત્યકુટુંબે પોતાના પુત્રવત્ કર્યું હતું.

કાચા કાનના રાજવીઓ તરફથી અમાત્યકુટુંબની રાજ્યભક્તિની અને વફાદારીની કપરી કસોટી અનેક સમયે થઇ હતી છતાં પ્રમાણિકતા, વફાદારી અને એકનિષ્ઠ રાજ્યભક્તિની અચળ નીતિએ આ અમાત્યકુટુંબનું રક્ષણ કર્યું હતું.

શ્રીયકનાં લગ્ન નિમિત્તે શકડાલે મહારાજા નંદને નિત્ય રિવાજ પ્રમાણે આમંત્રણ આપ્યું. શસ્ત્રાગારનાં શસ્ત્રો જે ઘણા સમયથી સાફ નહોતાં કર્યાં તેને સાફ કરવાનું કાર્ય પણ અમાત્યે અન્ય ચીજોની સાફસુફીની સાથે લુહારોને રોકી શરૂ કર્યું. જોતજોતામાં અમાત્યનો શસ્ત્રાગારનો શસ્ત્રભંડાર ચકચકિત થઈ ખણખણાટ કરવા લાગ્યો.

લગ્નદિવસ નજદિક આવ્યો. એક બાજુએ લગ્નની તૈયારીઓ થવા લાગી ત્યારે બીજી બાજુએ પંડિત વરરુચિએ પોતાના વેરનો બદલો લેવા આ તકનો લાભ લેવા નક્કી કર્યું. તેણે સમ્રાટ સાથે એકાન્ત મુલાકાત લઇ સમ્રાટના કાન ભંભેર્યા કે: "મહારાજ, આપના શિરચ્છેદનું ભયંકર કાવત્રું અમાત્ય શકડાલ રચી રહ્યા છે, ને લગ્નનાં આમંત્રણ નિમિત્તે આપને ત્યાં બોલાવી તે સ્થળે જ આપનું કાસળ કાઢવાનું ઠરાવ્યું છે. જો આપને મારા કથનની ખાત્રી કરવી હોય તો આપના ગુપ્તચરોને અમાત્યને ત્યાં મોકલી તપાસ કરાવો."

કાચા કાનના રાજવીએ સત્યાસત્યની ગવેષણા કર્યા વગર અમાત્યના મહેલના ખૂણે-ખૂણાની તપાસ કરાવી. ગુપ્તચરે તપાસ કરી શસ્ત્રાગારમાં તૈયાર થતાં શસ્ત્રોની વાત સાચી છે એટલું જ નિશ્વાસપૂર્વક જણાવ્યું. બીજી બાજુએ અમાત્યજીએ આંગણે આવેલ લગ્ન ધામ-ધુમથી કરી લીધાં—જો કે સમ્રાટે તે પ્રસંગે હાજરી આપી પણ બહુ જ સાવચેત રહીને.

આશા પાસા ને અગન જલ, શ્રીમંત ઠાકોર અને કલાલ;
એટલા ન હોય આપણા, સ્ત્રી સર્પ અને સોનાર.

ચકોર અમાત્ય પરિસ્થિતિ બરાબર પામી ગયો અને ક્રોધાન્વિત રાજવીના હાથે અવિચારીપણાથી વયોવૃદ્ધ અવસ્થાએ કોઇપણ જાતની શિક્ષાને પાત્ર થવાય તેના કરતાં કીર્તિવંત મૃત્યુને પસંદ કરવાનું વિચારી લીધું.

લગ્નની મોડી રાત્રે અમાત્ય શકડાલે પ્રિય પુત્ર શ્રીયકને પોતાના ઓરડામાં બોલાવ્યો અને રાજાના ભંભેરાયેલા કાનની અને પલટાયેલા વાતાવરણની વાત કર્યા બાદ આખા કુટુંબ ઉપર આવનારી ભયંકર આફતની આગાહી કરી જણાવ્યું કે: "કાચા કાનનો રાજવી આખા કુટુંબની દુર્દશા કરે અને કમોતે મરવું પડે તેના કરતાં આવતી કાલે સવારના દરબારમાં હું જેવો કંઇક બોલવા ઊઠું ત્યારે તારે મને "રાજદ્રોહી" કહી, મ્યાનમાંથી તલવાર કાઢી મારો શિરચ્છેદ કરવો. હું વૃદ્ધ હોવાથી મૃત્યુને આરે બેઠેલો છું. આમ કરવાથી મારા એકના ભોગે આખા કુટુંબનું રક્ષણ થશે."

"પિતાજી! શું હું નિર્દોષ પિતાના શિરચ્છેદના મહાન્ પાપનો ભાગીદાર બનું? હે પરમાત્મા! આ હું શું સાંભળું છું? **વાહ રાજ્યપ્રપંચ અને વાહ વિચિત્ર રાજ્ય ફરજ!**" શ્રીયકે આવું અપકૃત્ય કરવાની આનાકાની કરી, પિતૃ-પ્રેમના અંગે અનેક જાતની દલીલો રજૂ કરી; પરંતુ મુત્સદ્દીગીરી અને સમયને સમજનાર અનુભવી અમાત્યે બધી દલીલોને સમજપૂર્વક તોડી. અંતે ભાગ્યાધીન બની **પિતાની આજ્ઞાનું પાલન કરવા પુત્રને ફરજ પડી** અને વહેતાં અશ્રુ-ધારાના પ્રવાહ વચ્ચે તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારના અમાત્યને ત્યાં થયેલ લગ્નની ખુશાલીમાં રાજ્યદરબાર ભરવામાં આવ્યો. આ માંગલિક પ્રસંગે થનારા ગાન-ઇનામની વહેંચણીને અંગે દરબાર સંપૂર્ણ ભરાઇ ગયો હતો. સમ્રાટ મહાનંદ પધાર્યાની દુહાઇ છડીદારે પોકારી અને સમ્રાટે ધીમે પગલે રત્નજડિત કિંમતી સિંહાસન ઉપર બેઠક લીધી.

• વારાંગનાઓએ નૃત્યોથી સભાસદોને ખુશ કર્યા. પ્રાસંગિક વિધિ સમાપ્ત થતાં વડાપ્રધાન શકડાલે પોતાની બેઠક ઉપરથી ઊઠી, સમ્રાટ સન્મુખ જઇ શાન્તિથી શિર નમાવ્યું કે તુરત જ સમ્રાટની બેઠક પાછળ તૈયાર થઇ (અંગરક્ષકના વડા તરીકે) ઉભેલ શ્રીયકે વીજળીના ઝબકારાની જેમ તરવારને મ્યાનની બહાર ખેંચી કાઢીને "ઓ બેવફા રાજ્યદ્રોહી અમાત્ય, લે આ તારા રાજ્યદ્રોહનો બદલો" એમ કહી એક જ ઝટકે અમાત્યનું શિર ધડથી જુદું કરી નાખ્યું.

રાજ્યસભામાં હાહાકાર મચી ગયો. સહુ કોઇ આશ્ચર્યચકિત થયા. પુત્રના હાથે પિતાનું ભરસભામાં કરપીણ ખૂન એ સહુ કોઇને અસહ્ય અને નિર્દય લાગ્યું. અમાત્યે રાજ્યદ્રોહ કર્યાની વાત કોઇના ગળે ઉતરી નહી અને સહુને આમાં ભયંકર કાવત્રાની ગંધ આવી. તુરત જ સમ્રાટ મહાનંદ ખુલાસો કરવા ઊભા થયા. અમાત્યપુત્રે અંગરક્ષક તરીકે બજાવેલ અપૂર્વ સેવાનાં તેણે વખાણ કર્યાં અને અમાત્યના શસ્ત્રાગારની બનેલ હકીકત વર્ણવી તેમણે રાજ્યદ્રોહનો ખુલાસો કર્યો અમાત્યપુત્રને શાબાશી આપી તેને પિતાની અમાત્ય-પદની ગાદી સ્વીકારવા કહ્યું. જવાબમાં શ્રીયક કુમારે જણાવ્યું કે: "મારા મોટા ભાઇ સ્થૂલભદ્ર વિદ્યમાન છે તેને બોલાવી અમાત્યમુદ્રિકા અર્પણ કરો." તુરત જ અમાત્યપુત્ર

સ્થૂલભદ્રને બનેલ બનાવના ખબર વારાંગના કોશ્યાગૃહે પહોંચાડવામાં આવ્યા અને રાજ્ય-મુદ્રિકા સ્વીકારવા રાજ્યનું આમંત્રણ મોકલ્યું. તે સમયે અમાત્યપુત્ર કોશ્યા સાથે સોના-રૂપાના હિંચકે હિંચકતો હતો.

પિતાના મૃત્યુ સંબંધી વૃત્તાન્ત સાંભળીને સ્થૂલભદ્રને અમાત્યમુદ્રિકા પર અને પ્રપંચી રાજ્યકારભાર પર તિરસ્કાર આવ્યો. રાજ્યદરબારમાં આવી વિચાર કરવા સમય માગ્યો. બાદ અશોકવન તળે જઇ વિચાર કરતાં તેમના પૂર્વસંસ્કારે જોર કર્યું અને સંસારની અસારતા સમજાઈ. કોશ્યા વેશ્યા સાથે બંધાયેલ સાડાબાર વર્ષની એકધારી પ્રીતિ ઘડીના છઠ્ઠા ભાગમાં તોડી નાખી અને તરતજ પંચમુષ્ટી કેશનો લોચ કર્યો. રત્નકંબલના તંતુઓથી રજોહરણ ( ઓઘો ) બનાવી લીધો. પછી રાજસભામાં જઇ " મેં આ આલોચ્યું " એમ કહી, સાધુ બની રાજાને ધર્મલાભ આપ્યો. પછી સંસારરૂપી હસ્તીને વિદારવામાં સિંહ સમાન મહાસત્ત્વશાલી એવા સ્થૂળભદ્ર મુનિ ગુફામાંથી જેમ કેસરીસિંહ નીકળે એમ રાજ્યસભામાંથી બહાર નીકળ્યા. સ્થૂલભદ્રે ત્યાંથી નીકળી ઉપવનમાં જઈ ત્યાં બિરાજતા સંભૂતિવિજય નામના આચાર્ય પાસે દીક્ષા અંગીકાર કરી. આ સમયે તેઓની ત્રીસ વર્ષની ભરયુવાન અવસ્થા હતી આ સ્થૂલભદ્ર મુનિએ વીરનિર્વાણ ૧૬૦ મા વર્ષે પાટલીપુત્રની વાચનામાં દશ પૂર્વધર તરીકે અગ્ર સ્થાન લઇ યુગપ્રધાન તરીકે અપૂર્વ સેવા બજાવી. તેમણે ૪૫ વર્ષ સુધી પ્રભુ મહાવીરની સાતમી પાટને દીપાવી દેવલોકગમન પ્રાપ્ત કર્યું હતું. તેમના વિસ્તૃત વૃત્તાન્ત માટે સ્થૂલભદ્રચરિત્ર વાંચવા અમારી ખાસ ભલામણ છે.

સ્થૂલભદ્રના સંસારત્યાગ બાદ નંદરાજાએ ગૌરવતાપૂર્વક અતીવ આગ્રહથી શ્રીયકને અમાત્યમુદ્રિકા અર્પણ કરી. થોડા દિવસો બાદ પંડિત વરરુચિના કાવત્રાની માહિતી સમ્રાટને મળી. વરરુચિને પકડવા ચારે દિશાએ સૈનિકો છૂટ્યાં, પરંતુ ઇર્ષ્યાખોર વરરુચિ વિપ્ર કોઇના હાથમાં આવે ત્યાર પહેલાં તે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલ્યો ગયો. કહેવાય છે કે જંગલમાં વાઘે તેને ફાડી મારી નાખ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## મહારાજા નંદ પાટલીપુત્રને સુવર્ણથી ભરપૂર બનાવે છે.

નંદવંશના સ્થાપક મહારાજા નંદિવર્ધનને તથા મહારાજા નંદને પંજાબ અને સિંધ સુધીના પ્રદેશોમાં ઈરાની સામ્રાજ્ય તરફથી થએલ બળવાને દાબી દેવા બળવાન લશ્કરી સામગ્રી સહિત જવાનું થયું હતું. સિન્ધસૌવીર (વત્સ) અને અવંતી( માળવા )ની રાજ્યગાદીનો મગધ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો કે જ્યાં મગધના સૂબાઓ અમાત્યપદે રહી, સમ્રાટની આજ્ઞાનુસાર રાજ્યવહીવટ ચલાવતા હતા.

• સુજ્ઞ વાચક, અગાઉના ખંડમાં જણાવ્યા પ્રમાણે શ્રેણિક ગોપાળકુમારના ઉપનામથી સિન્ધ–સૌવીરના બેન્નાતટ નગરમાં લગભગ ૩ વર્ષ સુધી ઈંદ્રદત્ત શેઠને ત્યાં રહ્યો હતો અને શેઠના ભંડારમાં નિરુપયોગી કાળી માટી તરીકે રહેલ તેજંતુરીના જથ્થાથી કરિયાણાના સાધારણ વેપારી ઈંદ્રદત્ત શેઠને કરોડોપતિ બનાવ્યાનું અને તેની જ પુત્રી સુનંદા સાથે લગ્ન કર્યાનું વૃત્તાંત આપણે વાંચી ગયા છીએ.

તેજંતુરી એટલે સિંધ અને પંજાબની ધરતી ઉપર કપાસ આદિ વસ્તુનો પાક લણાયા પછી કાળી માટીનો સુવર્ણનો થર દર વર્ષે જમીનમાથી ઉપર તરી આવતો તે છે આ તેજંતુરીની પેદાશ સિન્ધસૌવીર અને પંજાબ વગેરે દેશોમાં આ સમયે અને ત્યાર પૂર્વે પૂરતા પ્રમાણમાં થતી હતી. **તેજંતુરી એટલે કાળી માટીથી મિશ્ર થયેલ સુવર્ણની ભૂકી.**

આ ભૂકીનું પૃથક્કરણ કરવાના જ્ઞાનથી ભારતવાસીઓ આ કાળે લગભગ અજાણ હતા, જેના અંગે પરદેશી શાહસોદાગરો–સાર્થવાહો વહાણોનાં વહાણો ભરી બેન્નાતટ નગરેથી આ તેજંતુરી લઈ જતા.

મગધથી માંડી સિન્ધસૌવીર સુધીનો વણિક વેપારીવર્ગ આ સુવર્ણમિશ્રિત કાળી માટીની પેદાશથી શ્રીમંત અને કોટ્યાધિપતિની ગણત્રીમાં આવ્યો હતો ગરીબમાં ગરીબ

વણિક વેપારી ભાગ્યેજ લક્ષાધિપતિ કરતાં ન્યૂન સંપત્તિવાળો દેખાતો. અજ્ઞાન ખેડૂતો પાસેથી તેજંતુરીની ખરીદી વેપારીઓ પોતે આપેલ કરીયાણા તથા બીજી ઇત્યાદિ ગૃહસંસારોપયોગી વસ્તુના બદલામાં કરતા. ભલો બિચારો અજ્ઞાન જગદુપકારી ખેડૂત આ માટીને ખેતી માટે નિરુપયોગી માની વેપારીઓને આપતો. અને વેપારીઓ આ રીતે "મગના ભાવમાં મરી" મેળવતા. આ વેપારીઓ પાસેથી શાહસોદાગરો અથવા સાર્થવાહો તેજંતુરીનો જથ્થો કોથળાઓના હિસાબે જ ખરીદી, તેને ઇરાન, પર્શિયા, રોમ ઈત્યાદિ સ્થળો સુધી લઇ જઈ ત્યાં તેને સારી કિંમતથી વેચતા. અને તેના બદલામાં તેઓ ત્યાંની બનાવટના ઉત્તમ પ્રકારના કિંમતી ગાલીચાઓ, તેજાનાઓ અને સુગંધિત અત્તરો, હિંગ ઈત્યાદિ પદાર્થો લાવી તેનો ક્રય-વિક્રય કરતા

મહારાજા નંદિવર્ધને તેજંતુરીનો જથ્થો બેન્નાતટ નગર નજદિક જંગલમાં પર્વતની હારમાળાની નવ ટેકરીઓમાં અસંખ્ય ભોંયરાંઓ બનાવી તેમાં ભર્યો, જેના યોગે આજે પણ બેન્નાતટ નગરનાં જંગલની આ નવ ટેકરીઓ "સુવર્ણ ટેકરી"ઓ તરીકે પંકાઇ રહી છે.

શિશુનાગવંશમાં પૂર્વે થએલ મહારાજા શ્રેણિકે તેજંતુરીના ભૂકામાંથી સુવર્ણના પૃથક્કરણનું કાર્ય ચાલુ કરી, તેમાંથી નાના મોટા સિક્કાઓ બનાવી તેનું ચલણ ચાલુ કર્યું હતું. પાટલીપુત્રમાં ખાસ સિક્કાઓ માટે ટંકશાળ ચાલુ કરી હતી. મહારાજા શ્રેણિકની સ્થાપિત ટંકશાળદ્વારા ભારતમાં તેજંતુરીના બદલે સુવર્ણનું ચલણ ચાલુ થયું હતું કે જેના યોગે પ્રજા અને ખેડૂતવર્ગને સારી રીતે રાહત મળી હતી. રાજ્યના ખજાનામાં પણ તેજંતુરીને બદલે સુવર્ણનો જથ્થો એકઠો થયો હતો.

આ ટંકશાળનો ઉપયોગ મહારાજા શ્રેણિક પછી વધુ પ્રમાણમાં ચાલુ રહ્યો હતો, જેમાં મહારાજા નંદિવર્ધને સિન્ધસૌવીર પર પોતાનો કાબૂ મજબૂત કરતાં ત્યાં બેન્નાતટ નગરમાં જ સિક્કા પાડવાની શાહી ટંકશાળ ખોલી મગધની ટંકશાળ બંધ કરી દીધી. ત્યાં મગધ નરેશ અને અન્ય દેશના બીજા રાજાઓના સિક્કાઓ તેમની નિશાની પ્રમાણે પાડી આપવામાં આવતા હતા. આ કાળે સોના, રૂપા અને તાંબાના સીક્કાઓ ચાલુ કરવામાં આવ્યા હતા.

આ સમયથી તેજંતુરીને બદલે ભારતમાં સિક્કાનું ચલણ ચાલુ થયું. તેમાં સુવર્ણ-દીનાર( મહોર )થી માંડી ધીમે ધીમે તાંબાની પાઇ સુધીનું ચલણ આજે જગતમાં પ્રચલિત બન્યું છે. તે સર્વેનું માન મહારાજા શ્રેણિક અને તેમના પુત્ર અભયકુમારને ઘટે છે કે જેઓ પ્રભુ મહાવીરના ચુસ્ત અનુયાયી હતા.

પ્રભુ મહાવીરના નિર્વાણ બાદ ત્રણ વર્ષ અને આઠમે મહિને જ અવસર્પિણી કાળનો દુષમ નામનો પાંચમો આરો બેઠો હતો કે જેને સનાતનધર્મ પણ કલિયુગના નામથી સંબોધે છે સત્યયુગ કરતાં કલિયુગમાં પ્રજા અત્યંત દુઃખી થવાની અને ઉપરાછાપરી

દુષ્કાળો પડવાના, પ્રજાની સ્થિતિ કફોડી થવાની એવી ભયંકર આગાહી પ્રભુ મહાવીરે ભાખી હતી. સવા લાખ રૂપીયાના ખર્ચથી એક હાંડલી પ્રમાણ ખોરાક તૈયાર થશે કે જેમાંથી માત્ર એક જ કુટુંબ પોતાનો નિર્વાહ કરવા સમર્થ થશે. આવા ભયંકર દુકાળને અંગે આત્મહત્યા કરવા તૈયાર થએલ ભારતના કોટ્યાધીશ ગણાતા શ્રીમંતવર્ગને આત્મ–હત્યામાંથી બચાવનાર પણ ત્રિકાળજ્ઞાની જૈન મુનિઓ જ થશે. તેઓ પોતાના જ્ઞાનના બળે બીજે જ દિવસે ધાન્યનો સુકાળ થશે તેમ જણાવશે અને તે જ પ્રમાણે બનશે, જેનું વૃત્તાંત પ્રસંગોપાત જણાવવામાં આવશે.

પ્રભુ મહાવીરના મુખદ્વારા પાંચમા આરાને લગતી ભવિષ્યવાણી સાંભળીને આ પરિસ્થિતિને સમજનાર મહારાજા શ્રેણિક તથા કુમાર અભયકુમારે ભારતમાંથી ખેંચાઇ જતાં તેજંતુરીના કાચા જથ્થાને સંગ્રહ્યો એટલું જ નહિ પણ તેના ઉપર પ્રતિબંધ મૂક્યો, અને રાજ્ય ટંકશાળદ્વારા નાના મોટા સિક્કાઓનો બંદોબસ્ત કર્યો, જેથી આજે પણ શ્રીમંત યા તો ગરીબવર્ગ પોતપોતાની શક્તિ અનુસાર ખરીદીના બદલામાં સિક્કો આપી પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

મહારાજા નંદિવર્ધને ટંકશાળોમાંથી પાડેલ સિક્કાઓમાથી નવ્વાણું કરોડની સુવર્ણ–મહોરો પાટલીપુત્ર નગરના બજારમાં પાંચ મિનારાઓ બનાવી તેમાં ભંડારી (પૂરી) પોતાની કીર્તિ અમર કરી, જેના અંગે "વિવિધ તીર્થકલ્પ"ના કર્તા શ્રીજિનપ્રભસૂરિજી "પાટલિપુત્રનગરકલ્પ"માં નીચે પ્રમાણે જણાવે છે

"નંદ રાજાનું નવ્વાણું કરોડ દ્રવ્ય પણ પાટલિપુત્રના પાંચ સ્તૂપો (મીનારાઓ)માં હતું, જ્યાં ધનની ઇચ્છાથી શ્રી લક્ષણાવતીનો સૂરત્રાણ રાજા તે સ્તૂપોને ખોદતો પોતાના સૈન્યથી જ મરાયો છે." આ હકીકતને અંગે તેઓ નીચે પ્રમાણે સંસ્કૃતગદ્ય રજૂ કરે છે:––

तत्रैव च विद्यन्तेऽन्तर्निहितनन्दसत्कनवनवतिकोटयः पञ्चस्तूपाः, येषु धनघनायया श्रीलक्षणावतीसुरत्राणस्तास्तानुपाक्रमतोपक्रमास्ते च तत्सैन्योपप्लवायैवाकल्पन्त ॥४७॥

સુજ્ઞ વાચક, મગધની રાજ્યધાની પાટલિપુત્રની સ્થાપનાને લગતો સવિસ્તર હેવાલ અમો બીજા ખંડના અંતિમ ભાગમાં મૂળ સંસ્કૃત ગદ્ય ને તેના ગુજરાતી અવતરણ સાથે આપી ગયા છીએ જે વાંચવાથી નંદવંશ અને શિશુનાગવંશના સમયમા મગધની જાહોજલાલી, કેટલી હતી તેની ખાત્રી થશે આ "પાટલિપુત્રકલ્પ" વિક્રમ સંવત ૧૩૮૯ માં રચાએલ છે.

ત્યારપૂર્વે નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજશ્રીએ વીરસંવત્ ૧૧૭૪ ની સાલમાં અણહિલપુર પાટણમાં સિદ્ધરાજ જયદેવના રાજ્ય દરબારમાં ૧૯૯ શ્લોકપ્રમાણ મહારાજા સંપ્રતિ સુધીની મૌર્યવંશની કથા નિશીથ ભાષ્યના પાઠને સાક્ષીભૂત રાખી રચેલ છે, જેમાં પણ પાટલિપુત્રને લગતો હેવાલ આવે છે

આ રાજ્યકથા ઊર્ફે મૌર્યવંશનો સંક્ષિપ્ત ઇતિહાસ અમો આ ખંડમા રજૂ કરીએ છીએ, જે વાંચવાથી આ ઐતિહાસિક ગ્રંથની સચોટ પ્રમાણિકતાની જગતને ખાત્રી થશે.

મહારાજા મહાનંદ સુધીના ત્રણે રાજવીઓએ સ્વાર્થાંધ ન થતાં મગધની પ્રજાના કલ્યાણમાં પોતાનું કલ્યાણ માની સર્વોત્તમ રીતે ધનસંચય કર્યો હતો. ઉપરાછાપરી દુકાળો પડવા છતાં પણ પ્રજા આ મહાપુરુષોના રાજ્યકાળ સુધીમાં સંતોષી, સુખી અને રાજ્યને વફાદાર રહી હતી. આ કાળનો વણિકવર્ગ કે જે જૈનમહાજન તરીકે ગણાતો હતો તે સર્વ રીતે સુખી અને ધર્માત્મા હોવા ઉપરાંત જૈન સમાજનાં મુનિઓનું બહુમાન કરવામાં પોતાનો કિંમતી ભોગ આપવામાં જરા પણ પાછી પાની કરતો ન હતો. રાષ્ટ્રધર્મ તરીકે જૈનધર્મે ભારતમાં પોતાની કીર્તિ વિશેષ વધારી હતી.

આ કાળે મગધના સામ્રાજ્ય પર રાજ્ય કરતા સમ્રાટો પણ જૈનધર્માનુરાગી અને ચુસ્ત જૈનો કહેતાં પરમાર્હત્ શ્રાવકો બન્યા હતા, કે જેના ટેકા ને સહાયથી જૈનધર્મ સુંદર રીતે વિસ્તાર પામ્યો હતો.

આ પ્રમાણે સુંદર રીતનો રાજ્યવહીવટ ચલાવતાં વીરનિર્વાણ ૧૧૦ થી ૧૪૭ વર્ષ પર્યન્તનાં પોતાના ૩૭ વર્ષના રાજ્યામલમાં મહારાજા નંદે પોતાની કીર્તિ વીર રાજવી તરીકે વધારી હતી. વીરનિર્વાણ ૧૪૬ માં દશ પૂર્વધર શ્રી સ્થૂલભદ્રજીની દીક્ષાના કારણભૂત આ રાજા બન્યો હતો

જો કે જે થાય છે તે સારાને જ માટે પરન્તુ 'કોઇ શુભાશુભ યોગના કારણભૂત કાર્ય' કર્તા માટે કીર્તિ સંપાદન કરનારું અથવા તેને અધોગતિએ લઇ જનારું બને છે. અહિં પણ એ જ પ્રમાણે બન્યું અને નંદવંશનો પ્રભાવશાળી રાજ્યામલ મગધની પ્રજાને વફાદાર, વયોવૃદ્ધ મંત્રીશ્વર શકડાલના મૃત્યુથી ભારે અકારો થઇ પડ્યો અને પ્રજા અને કારભારીવર્ગ અંદરખાનેથી ખાસ મગધની રાજ્યગાદી પરથી નંદવંશને ઉખેડવાના પ્રયત્નો શોધી કાઢવા આંતરિક મંત્રણાઓ કરવા પાછળ મચ્યો.

મંત્રીશ્વર શકડાલના મૃત્યુ બાદ મહારાજા નંદે લગભગ દરબારમાં હાજરી આપવાનું બંધ કર્યું અને પંડિત વરરુચિના કાવત્રાંદ્વારા નિર્દોષ અમાત્યના પોતાના નિમિત્તે થએલ અવસાનથી તેનો આત્મા અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યો. બાદ માત્ર એક જ વર્ષમાં મહારાજા નંદ એકદમ શોષાઇ ગયા અને તેનો પણ દેહાંત થયો.

આ સમયે વીરનિર્વાણની ૧૪૭ ની સાલ ચાલતી હતી, જે શ્રી સ્થૂલભદ્રજીની દીક્ષાનું પ્રથમ વર્ષ હતું. તેઓના ગુરુ સંભૂતિવિજય મગધમાં સુંદર રીતનો જૈન ધર્મ-પ્રચાર કરી રહ્યા હતા.



# પ્રકરણ ૭ મું.

## નંદ ૪ થો ઊર્ફે મહારાજા સુમાલી.

**વીરનિર્વાણ ૧૪૭ થી ૧૫૪, ઇ. સ. પૂર્વે ૩૮૦ થી ૩૭૩ : ૭ વર્ષ.**

**૨૫૦** મહારાજા મહાનંદનો પુત્ર સુમાલી તેની પછી રાજ્યગાદી ઉપર આવ્યો હતો. તેનાં રાજ્યામલ દરમ્યાનમાં મહારાજા નંદના અન્ય પુત્રોએ પોતાનો અસંતોષ જાહેર કરી, રાજ્યગાદી ઉપર પોતાનો હક્ક છે એવું બતાવી તેઓએ બંડ-બખેડા ઉત્પન્ન કરવા પ્રયાસ કર્યો. બાદ આ વીર રાજ્યપુત્રોએ મગધનો ત્યાગ કર્યો.

આ પુત્રો પૈકી બે રાજ્યપુત્રોને તેમના મોસાળપક્ષના રાજ્યવંશીઓનો તથા મહારાજા મહાનંદના અંતિમ રાજ્યામલ સમયે શકડાલ મંત્રીના અયોગ્ય વધના કારણે રાજ્યાધિકારી વર્ગનો આંતરિક સાથ મળ્યો, જેના યોગે એક ભાઈએ મગધના બે મોટા પ્રાન્તો કબજે કરી લીધા. બીજા ભાઈએ આગળ વધી આન્ધ્ર પ્રદેશ પણ કબજે કર્યો. પરિણામે મગધના સામ્રાજ્યમાંથી બે મોટા પ્રાન્તો મધ્યપ્રાંત અને આંધ્રપ્રાંત આ પ્રમાણે છૂટા પડ્યા. બીજા રાજ્યકુમારોએ કોઇ પણ જાતની વીરતા દાખવ્યાનો ઈતિહાસ ગ્રંથને પાને નોંધાયો નથી. એટલે સમજવા પ્રમાણે બીજા રાજપુત્રો વિલાસપ્રિય હોવા જોઈએ

ઉપર પ્રમાણે સાત વર્ષના ગાળા સુધીમાં એટલે વીરનિર્વાણ ૧૪૭ થી ૧૫૪ સુધી મહારાજા સુમાલીએ રાજ્ય ભોગવ્યું. તેમના રાજ્યામલ દરમિયાનમાં યુગપ્રધાન શ્રી યશોભદ્રસૂરિજીનો ૫૦ વર્ષ સુધી યુગપ્રધાનપદ ભોગવી, મગધ સામ્રાજ્યમાં જૈનધર્મનો સુંદર પ્રચાર કરી, વીરનિર્વાણ ૧૪૮ માં સ્વર્ગવાસ થયો.

યશોભદ્રસૂરિના સ્વર્ગવાસ બાદ તરતજ શ્રી સંભૂતિવિજયસૂરિને ચતુર્વિધ સંઘે યુગપ્રધાનપદ અર્પણ કર્યું. તેઓ આ મહારાજાના અંતિમ કાળ સમયે યુગપ્રધાનપદે પૂર્વધર આચાર્ય તરીકે વીરપ્રભુની છઠ્ઠી પાટે વિદ્યમાન હતા.

# પ્રકરણ ૮ મું.

## પાંચમો નંદ બૃહસ્પતિમિત્ર.

### વીરનિર્વાણ ૧૫૪ થી ૧૫૭ ઈ. સ. પૂર્વે ૩૭૩ થી ૩૭૦ઃ ૩ વર્ષ.

શ્રી સ્થૂલભદ્રજીએ પોતાના ગુરુનો સ્વર્ગવાસ થતાં દશ પૂર્વનું જ્ઞાન શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામી પાસેથી મેળવ્યું હતું. દશ પૂર્વ સુધીનો અભ્યાસ તેઓએ અર્થ સહિત કર્યો હતો અને ચાર પૂર્વની વાંચના તેઓએ અર્થ રહિત મેળવી હતી. તેઓને વીરનિર્વાણ ૧૭૦ માં શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામીનો સ્વર્ગવાસ થતાં યુગપ્રધાનપદ મળ્યું હતું, અને વીરનિર્વાણ ૨૧૫ સુધી તેઓએ યુગપ્રધાન પદે રહી જૈનધર્મનો સુંદર પ્રચાર કર્યો હતો.

મહારાજા બૃહસ્પતિમિત્રનો જૈનધર્મ ઉપર બચપણથી જ અત્યન્ત પ્રેમ હતો એમ ઐતિહાસિક બનાવો પરથી સિદ્ધ થાય છે. આ રાજવીએ રાજ્યગાદી ઉપર આવતાં જ કલિંગની સરહદે મજબૂત લશ્કરી બ્યૂહરચના ગોઠવી, કલિંગપતિ ક્ષેમરાજને હેરાન કરવામાં જરા પણ કચાશ રાખી નહિ.

આ સમયે કલિંગનું સામ્રાજ્ય પણ બહોળા વિસ્તારવાળું ગણાતું હતું. આ પ્રદેશ પર એકદમ ચઢાઈથી જીત મળે એવા સંજોગો ન હોવાનાં કારણે તેણે બરોબરીયા ક્ષેમરાજ સરખા સમોવડીયા અને પરાક્રમી રાજા સાથે શેત્રંજની રાજ્યરમતે કામ લીધું. અને એક અનુભવી પ્રૌઢ પુરુષની જેમ આ મહારાજા કલિંગપતિની સરહદને યુક્તિપૂર્વક પ્રપંચો અને શામ, દામ, દંડ અને ભેદ નીતિથી તોડવા સમર્થ થયો.

મહારાજા બૃહસ્પતિએ ક્ષેમરાજના ઘણા પ્રદેશો પર આ સમયે યુક્તિ–પ્રયુક્તિથી જીત મેળવી હતી, જેની નિશાની તરીકે તે કલિંગપતિની રાજ્યધાનીના જિનમંદિરમાંથી પ્રભુ મહાવીરસ્વામીના જીવનકાળ સમયમાં બનાવેલ અલૌકિક પ્રભાવશાળી પ્રતિમાને મગધમાં

ઉપાડી લાવી, પાટલિપુત્ર નગરના રાજ્યજિનાલયમાં પૂજાર્થે પધરાવી હતી, અને પોતે તેની નિત્ય પૂજા કરતો હતો (આ પ્રતિમા ઋષભદેવ પ્રભુની હતી).

મહારાજા બૃહસ્પતિએ આ સમયે આખો કલિંગ દેશ તાબે કરવા સમર્થ થાય એટલી લશ્કરી તૈયારી કરી હતી, પરન્તુ કુદરતી સંજોગાનુસાર સમૃદ્ધ મગધ ભયંકર બાર વર્ષીય દુકાળની આફતમાં સપડાયું અને પ્રજાના રક્ષણાર્થે તેમ જ મગધ સરહદની કિલ્લેબંધી અર્થે મહારાજા બૃહસ્પતિને પાટલિપુત્ર પાછું ફરવું પડયું.

કલિંગપતિના પ્રદેશમાંથી મહારાજા નંદ શ્રી ઋષભદેવ પ્રભુની જે પ્રતિમા ઉપાડી લાવ્યો હતો તે જ પ્રતિમા મહામેઘવાહન મહારાજા ખારવેલ મૌર્યવંશી મહારાજા પુષ્યમિત્રને હરાવી કલિંગમાં પાછી લાવ્યો હતો અને પોતે બંધાવેલ જિનમંદિરમાં વિધિપૂર્વક પ્રતિષ્ઠાથી બિરાજમાન કરી હતી.

ઉપરોક્ત પ્રભુ ઋષભદેવની મૂર્તિ પ્રભુ મહાવીરના કેવલીપર્યાય સમયમા તેમના સહવાસમાં આવેલ મહારાજા શ્રેણિકે પૂજા અર્થે બનાવી, પોતાના રાજમંદિરમાં પધરાવી હતી. તે મૂર્ત્તિની નિત્ય પૂજા કરતો અને ભાવપૂજામાં અક્ષતના બદલે ૧૦૮ સુવર્ણ જવનો સાથીઓ કરતો.

**મેતાર્ય મુનિનું વૃત્તાન્ત**—(આ મુનિ સંસારીપણામાં મહારાજા શ્રેણિકના જમાઈ થતા હતા)

મહારાજા શ્રેણિકને માટે નિત્ય ૧૦૮ સુવર્ણના જવ બનાવનાર સોનીને ત્યાં એકદા મેતાર્ય નામના મુનિ ગોચરી માટે આવી ચઢ્યા સોની જવ ઘડી રહ્યો હતો તેવામાં મુનિને પધારેલા જોઇને તે ભક્તિભાવપૂર્વક ઊભો થયો અને તેમને વહોરાવવા માટે પદાર્થ લેવા ઘરમાં ગયો. આ સમયે સોનીના ઘર નજીક ફરતા એક ક્રૌંચપક્ષી, સોનીની ગેરહાજરીમાં મેતાર્ય મુનિના દેખતા, સુવર્ણના જવ પોતાનું ભક્ષ્ય સમજી ખાઇ ગયો.

સોનીએ મુનિને વહોરાવ્યા બાદ જોયું તો સોનાના જવ મળે નહિ. જવ ક્રૌંચપક્ષી ખાઈ ગયો હતો, છતાં સોનીને મેતાર્ય મુનિએ આ જવ ક્રૌંચપક્ષી ભક્ષ કરી ગયો છે એવું કહ્યું નહિ અને તેઓ મૌન ધારી ઊભા રહ્યા એટલે આ જવ ઉપાડી મુનિએ ઉપાડી લીધા છે એવી શંકા સોનીને ઉપજી. સોનીના ક્રોધની માજા ન રહી તેણે મેતાર્ય મુનિના લલાટપ્રદેશ ફરતી લીલી વાધરી બાંધી તડકે ઊભા રાખ્યા. સમતારસમાં લીન એવી મુનિ વસ્તુસ્થિતિ જાણતા હતા છતાં કંઇ પણ બોલ્યા નહિ. જો ક્રૌચપક્ષીનુ નામ લ્યે તો સોની તરત જ તેનો વધ કરે, એટલે અહિંસાના આદર્શને તેઓ ચુસ્તપણે વળગી રહ્યા. લીલી વાધરી સૂર્યના ઉગ્ર તાપમાં સુકાવા લાગી અને સંકોચાવા લાગી. પરિણામે મેતાર્ય મુનિને અસહ્ય દુઃખ થવા લાગ્યું છતાં કર્મ ખપાવવા નિમિત્તે તેમણે તે સમભાવે સહન કર્યું. બાદ શુભ ધ્યાન ધ્યાતાં તેઓ ત્યાં ને ત્યાં જ સ્વર્ગવાસી થયા.

આ બાજુ બન્યું એવું કે ક્રૌંચપક્ષીએ સોનાના જવ ખાધા હોવાથી તેનું પેટ ભારે થઇ ગયું ને તે ઊડી શકયો નહિ એટલે પાસેના મકાનના છાપરા પર જઇ બેઠો એવામાં કોઇએક કઠીયારાએ આવી પોતાના શિર પર રહેલ કાષ્ઠનો ભારો જોરથી ભૂમિ પર નાંખ્યો અને તેના અવાજથી ભયભીત બનેલા ક્રૌંચપક્ષીએ ખાધેલ જવ વીષ્ટાદ્વારા બહાર કાઢ્યા. આ દૃશ્ય જોઇ સોનીને અત્યંત આશ્ચર્ય- થવા સાથે ખેદ પણ થયો. પોતાના દુષ્કૃત્ય બદલ તેને મહાન્ પશ્ચાત્તાપ થયો અને તરત જ સંસારનો ત્યાગ કરી તેણે દીક્ષા લીધી. બાદ કર્મની આલોચના કરતાં કર્મો ખપાવી તેણે પણ ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી.

આ હકીકતને લગતો હાથીગુફાનો શિલાલેખ નીચે પ્રમાણે છેઃ—

‘ ..........मगधानां च विपुलं भयं जने तो हथी सुगंगीय [ ० ] पाययति [ । ] नंदराजनीतं च कालिंगजिनं संनिवेशं.........गह-रतनान पडीहारे ही अंग मागध वसुं च नेयाति [ । ]

આ શિલાલેખનો ઉલ્લેખ સમર્થ ઇતિહાસવેત્તાઓએ ઇ. સ. ૧૯૧૮ માં માન્ય રાખેલો છે. ડૉ. થૉમસ્, મેજર કીટ્, જનરલ કનિંગહામ, વિન્સેન્ટ સ્મીથ અને બિહારના ગવર્નર સર એડવર્ડ સાહેબ આદિ પાશ્ચાત્ય પુરાતત્ત્વજ્ઞોએ તથા ભારતીય ઇતિહાસજ્ઞ શ્રીમાન્ કાશીપ્રસાદ જાયસ્વાલ, મી. રખાલદાસ, બેનરજી, શ્રીયુત્ ભગવાનદાસ ઇંદરજી, તથા પુરાતત્ત્વવિશારદ શ્રીમાન્ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ વગેરેએ આ શિલાલેખનું બારીકાઇથી પૃથક્કરણ કરી, ઇ. સ. ૧૯૧૮ માં સિદ્ધ કર્યું છે કે આ શિલાલેખ કલિંગપતિ મહામેઘવાહન ચક્રવર્તી મહારાજા ખારવેલના સમયમાં–ખૂદ એમના વિદ્યમાનપણામાં લખાયેલ છે.

આ પ્રાચીન શિલાલેખના અંગે આ વિદ્વાનોએ ત્યાંસુધી કહ્યું છે કે ભારતીય શિલા-લેખોમાં આ શિલાલેખ ઉચ્ચ કોટિનો, ગૌરવતાભર્યો, પ્રભાવશાળી અને પ્રથમ પંક્તિનો છે. મહારાજા ખારવેલ જૈનધર્મોપાસક હોવા છતાં સર્વ ધર્મ ઉપર સમાન દૃષ્ટિએ જોનાર હતો. આ ઉપરાન્ત તેઓ જૈનધર્મના પ્રખર પ્રચારક પણ હતા.

મહારાજા ખારવેલે પોતાના રાજ્યામલ દરમિયાન વીરનિર્વાણ ૩૬૦ થી ૩૭૦ ના ગાળામાં કુમારી પર્વત ઉપર વૈરાટ સભા ભરી, સમર્થ જૈનાચાર્યો અને જૈન સંઘને આમંત્રિત કરી એકત્રિત કર્યા હતા. તેમજ અનેક ધાર્મિક પ્રવૃત્તિનાં કાર્યો કરવા સાથે ચોસઠ અધ્યાયવાળા **“ સપ્તતિ ”** નામના આગમ ગ્રંથને આ સમયે ફરીથી લખાવ્યો હતો આ ઉપરથી સિદ્ધ થાય છે કે આંધ્ર પ્રાંતના હાથીગુફાવાળા શિલાલેખો મૂર્તિપૂજાની પ્રાચીનતા સાબિત કરનારા અને મહારાજા સંપ્રતિની પૂર્વે લખાએલ હતા. આ આગમ ગ્રંથની રચના અંગે ઇતિ-હાસવેત્તા મુનિશ્રી ગુણસુંદરજી ‘ મૂર્તિપૂજાની પ્રાચીનતા ’ વાળા ગ્રંથમાં ટેકો આપે છે.

ઇ. સ. ૧૮૨૦ માં મિ. સ્ટેન્લીન કે જેઓ ક્રિશ્ચિયન ધર્મના પાદરી તરીકે ધર્મો-

પદેશક હતા તેઓએ શોધોની દૃષ્ટિએ કલિંગના પહાડો પર આવેલ ગુફાઓની અંતર્ગત સૂક્ષ્મતાથી મૂર્તિઓનું અવલોકન કર્યું હતું. તેઓ હસ્તિગુફામાં આવેલ શિલાલેખના નિરીક્ષણાર્થે ત્યાં ગયા હતા અને તેમને ઉપરોક્ત શિલાલેખ એક શ્યામ પાષાણ પર ૧૫ ફૂટ લાંબો અને પાંચ ફૂટ પહોળો કોતરાએલ જણાયો હતો. તે શિલાલેખ બે જાતની લિપિની સત્તર લાઇનોમાં કોતરાએલો હતો આ શિલાલેખના કેટલાક અક્ષરો કાળાંતરે ઘસાઇ ગએલા હતાં છતાં પણ શેષ લેખ પ્રાચીન મૂર્તિપૂજાની સાબિતી અર્થે ઘણો જ મહત્ત્વતાભર્યો જણાયો જો કે આ લેખની ભાષા પાલી લિપિમાં હતી જેથી તેને તેઓ સારી રીતે વાંચી શંકયા નહિ તથાપિ તેઓએ આ લેખની લિપિનો ઉતારો કરી, તેને પ્રસિદ્ધમાં મૂકી હિંદ અને યુરોપભરમાં જબરજસ્ત આંદોલન મચાવ્યું. તેમના આ કાર્યને ઉપર જણાવેલા પુરાતત્ત્વવેત્તાઓએ તેમને સંપૂર્ણ સાથ આપ્યો

આ શિલાલેખ પરથી પુરાતત્ત્વવેત્તાઓએ સાબિત કર્યું કે ભારતમાં મૂર્તિપૂજા એ અનાદિ કાળથી પરંપરાગત ચાલુ છે, અને તેમા ય જૈનધર્મે પ્રાધાન્ય સ્થાન ભોગવ્યું છે.



# પ્રકરણ ૯ મું.

## છઠ્ઠો નંદ ધનનંદ :: મગધમાં ભયંકર દુકાળ.

### વીરનિર્વાણ ૧૫૭ થી ૧૬૧, ઇ. સ. પૂર્વે ૩૭૦ થી ૩૬૬ : ૪ વર્ષ.

મહારાજા બૃહસ્પતિને ભયંકર દુકાળના કારણે કલિંગથી મગધ પાછું ફરવું પડ્યું, જેનો ઉલ્લેખ આપણે ઉપરના પ્રકરણમાં કરી ગયા છીએ. મગધમાં આવતાં જ તેઓ શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામીને મળ્યા અને આ ભયંકર દુકાળનું ભાવી પૂછ્યું. તેમણે જ્ઞાનના ઉપયોગદ્વારા જણાવ્યું કે આ દુકાળ ૧૨ વર્ષ સુધી મગધને ભયંકર આફતરૂપ નીવડશે.

મહારાજા બૃહસ્પતિએ તરત જ ગંગા નદીની એક નહેર મગધ તરફ વાળવાનું કાર્ય હાથ ધરી ખેતીવાડી કરનાર ખેડૂતવર્ગને રાહત આપી. આ નહેરનું બાંધકામ છેક સિંધુ નદીના કિનારાવાળા પ્રદેશો સુધી એવી રીતનું મહારાજાએ હાથ ધર્યું કે જેથી કરી પૂર્વથી માંડી ઉત્તરહિન્દ સુધીની પ્રજાનું તેમાં કલ્યાણ થાય અને સંકટ સમયે કીમતી પશુધનનું રક્ષણ થાય તેવી જ રીતે સંકટનિવારણ કાર્ય તરીકે મગધમાં સડકોનાં પાકાં બાંધકામ કરાવી બન્ને બાજુએ છાયા માટે સુંદર રીતનાં આમ્રવૃક્ષો રોપાવ્યાં. આ ઉપરાન્ત મહારાજાએ અન્નક્ષેત્રો અને ભોજનાલયો ગામોગામ ખોલી પોતાની પ્રજાનો તે આદર્શ ઉપકારી ભૂપતિ બન્યો; પરન્તુ ભાગ્યયોગે દુકાળમાં પૂરેપૂરી રાહતરૂપ બનેલ મહારાજા બૃહસ્પતિનો વીર નિર્વાણ ૧૫૭માં અચાનક માંદગીના યોગે સ્વર્ગવાસ થયો.

**મહારાજા ધનનંદ ઉર્ફે છઠ્ઠો નંદ—**

બાદ મગધની રાજ્યગાદી ઉપર તરત જ ધનનંદ આવ્યો. આ મહારાજા પણ મહારાજા બૃહસ્પતિના જેવો ચુસ્ત જૈનધર્મી અને દયાળુ હતો. તેમના સમયમાં પાટલિપુત્રમાં નીચેની ઐતિહાસિક ઘટના બની હતી, જેની નોંધ જૈન ઇતિહાસમાં (ગ્રંથોમાં) સુવર્ણાક્ષરે કોતરાઈ રહી છે.

પટ્ટધર સંભૂતિવિજયના સ્વર્ગવાસ પછી પ્રભુ મહાવીરની પાટ ઉપર શ્રી ભદ્રબાહુસ્વામી યુગપ્રધાનપદે આવ્યા હતા. તેમના સમય દરમિયાનમાં મગધ બાર વર્ષીય ભયંકર દુષ્કાળની આફતમાં સપડાયું હતું. આ બાર વર્ષીય દુકાળે પોતાનો મગધમાં જબરજસ્ત કેર વર્તાવ્યો. પરિણામે પ્રજાનાં શરીર અને બંધારણમાં પણ ફેર પડતો ગયો. અત્યારસુધી શ્રુતજ્ઞાન (શાસ્ત્ર) તીવ્ર યાદશક્તિના આધારે કંઠસ્થ રહેતું હતુ. તેમાં પણ ક્ષતિ થતી આવી, એટલે તેને ટકાવી રાખવા તેમજ તેને મૂર્ત સ્વરૂપ આપવાનું કાર્ય પાટલિપુત્રના જૈનસંઘે ઉપાડી લીધું.

## પાટલિપુત્રની વાચના—

આ પૂર્વેના જમાનામાં આચાર્યદેવ કોઈ પણ સૂત્ર એક વખત બોલી જતા તે શિષ્યોને યાદ રહેતું. દીર્ઘ સમય બાદ પણ ગુરુદેવની આજ્ઞા મળતાં શિષ્યો તેને કડકડાટ બોલી જતા પરન્તુ કાળબળના પ્રભાવથી હવે આ પરિસ્થિતિમા ફેર પડવા લાગ્યો. વારંવાર બોલી જવા છતાં પણ સૂત્ર યાદ ન રહેતું. જ્ઞાનલોપ અને સ્મરણશક્તિમાં આ પ્રમાણે કાળના પ્રભાવનો પડઘો પડતાં તેમાં ન્યૂનતા આવી, એટલે તેને ટકાવી રાખવાની જરૂરિયાત શ્રમણસંઘને પણ જણાઇ. પાટલિપુત્રના જૈન સંઘે ઉદારતાથી આ કાર્યમા સાથ આપ્યો, જેને લગતો વૃત્તાન્ત **પરિશિષ્ટ પર્વ**, **તિત્થોગાલિ પઇન્નય** તથા **આવશ્યકચૂર્ણિ** આદિ ગ્રંથોમાં વિસ્તારપૂર્વક છે જેમાંથી અત્રે તિત્થોગાલી પઇન્નયનું મૂળ લખાણ ને તેનો સારાંશ નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ. આ પાઠથી સમજાશે કે મહારાજા નંદે પણ વાચનામાં સુંદર સહાય અને સહાનુભૂતિ આપી હતી.

" सत्तमतो थिरबाहु जाणुयसीससुपडिच्छिय सुबाहु ।
नामेण भद्दबाहू अविही साधम्म सद्दोत्ति (?) ॥ ७१४ ॥

सो विय चोद्दस पुव्वी, बारसवासाइं जोगपडिवन्नो ।
सुतत्थेणं निबंधइ, अत्थं अज्झयणबंधस्स ॥ ७१५ ॥

पलियं (घणियं) च अणावुट्ठी, तइया आसी य मज्झदेसस्स ।
दुब्भिक्खविप्पणट्ठा, अण्णं विसयं गता साहू ॥ ७१६ ॥

कहवि विराहणाभीरुएहिं, अइभीरुएहिं कम्माणम् ।
समणेहिं संकलिट्ठं, पच्चक्खायाइं भत्ताइं ॥ ७१७ ॥

वेयड्ढकंदरासु य, नदीसु सेढीसमुद्दकूलेसु ।
इहलोगअपडिबद्धा य, तत्थ जयणाए वट्टंति ॥ ७१८ ॥

ते आगया सुकाले, सग्गगमणसेसया ततो साहू ।
बहुयाणं वासाणं, मगहाविसयं अणुप्पत्ता ॥ ७१९ ॥

ते दाइं एक्कमेक्कं, गयमयसेसा चिरं स दट्ठूणम् ।
परलोगगमणपच्चागय व्व भण्णंति अप्पाणम् ॥ ७२० ॥

ते बिंति एक्कमेक्कं, सज्झाओ कस्स कित्तिओ धरति ।
दि हु उक्कालेणं अम्हं नट्ठो हु सज्झातो ॥ ७२१ ॥

जं जस्स धरइ कंठे, तं परियट्टिऊण सवेसिम् ।
तो णेहिं पिंडिताइं, तहियं एक्कारसंगाइम् ॥ ७२२ ॥

ते बिंति सवसारस्स, दिट्ठिवायस्स नत्थि पडिसारे ।
कह पुवगएण विणा य, पवयणसारं धरेहामो ॥ ७२३ ॥

समणस्स भद्दबाहुस्स, नवरि चौद्दसवि अपरिसेसाइं ।
पुवाइं अणत्थ य उ, न कहिंणिवि ( ०हिंवि ) अत्थि पडिसारो ॥ ७२४ ॥

सो विच चौद्दसपुवी बारसवासाइं जोगपडिवन्नो ।
देज्ज न व देज्ज वा वायणंति वाहिप्पउ ताव ॥ ७२५ ॥

संघाडएण गंतूण, आणितो( णत्तो ) समणसंघवयणेणं ।
सो संघथेरपमुहेहिं, गणसमुहेहिं आभट्ठो ॥ ७२६ ॥

तं अज्जकालियजिणो, वीरसंघो तं जायए सवो ।
पुवसुयकम्म( कम )धारय पुवाणं वायणं देहि ॥ ७२७ ॥

सो भणति एव भणिए, असिट्ठकिलिट्ठएण वयणेणं ।
न हु ता अहं समत्थो, इण्हिं मे वायणं दाउं ॥ ७२८ ॥

अप्पट्ठे आउत्तस्स, मज्झ किं वायणाए कायवं ।
एवं च भणिय मेत्ता, रोसस्स वसं गया साहू ॥ ७२९ ॥

अह विण्णविंति साहू, हंचेवसि ( ? ) पाडिपुच्छणं अम्हं ।
एवं भणंतस्स तुहं, को दंडो होइ तं मुणसु ॥ ७३० ॥

सो भणति एव भणिए, अविसंनो वीरवयणनियमेण ।
वज्जेयवो सुयणिन्हतो ( निन्हवो ) त्ति अह सवसाहूहिं ॥ ७३१ ॥

तं एव जाणमाणो, नेच्छसि ने पाडिपुच्छयं दाउं ।
तं ठाणं पत्तं ते, कहं तं पासे ठवीहामो ॥ ७३२ ॥

बारसविहसंभोगे, वज्जए तो तयं समणसंघो ।
जं ने जाइज्जंतो, नवि इच्छसि वायणं दाउं ॥ ७३३ ॥

सो भणति एव भणिए, जसभरितो अयसभीरुतो धीरो ।
एक्केण कारणेणं, इच्छं मे वायणं दाउं ॥ ७३४ ॥

अप्पट्ठे आउत्तो, परमट्ठे सुटट्ठु दाइं उज्जुत्तो ।
नविहं वायरियव्वो, अहंपि नवि वाहरिस्सामि ॥ ७३५ ॥

पारियकाउसग्गो, भत्तट्ठितो व अहव सेज्जाए ।
नितो व अइंतो वा, एवं मे वायणं दाहं ॥ ७३६ ॥

बाढंति समणसंघो, अम्हे अणुयत्तिमो तुहं छंद ।
देहि य धम्मावादं तुम्हं छंदेण घेच्छामो ॥ ७३७ ॥

जे आसी मेहावी, उज्जुत्ता गहणधारणसमत्था ।
ताणं पंचसमाइं, सिक्खगसाहूण गहियाइं ॥ ७३८ ॥

वेयावच्चगरा से, एक्केक्कस्सेव उट्ठिया दो दो ।
भिक्खंमि अपडिबद्धा, दिया य रत्तिं च सिक्खंति ॥ ७३९ ॥

ते एग संघ साहू, वायणपरिपुच्छणाए परितंता ।
वाहारं अलहंता, तत्थ य जं किंचि असुणंता ॥ ७४० ॥

उज्जुत्ता मे हावी, सद्धाए वायणं अलभमाणा ।
अह ते थोवा थोवा, सव्वे समणा विनिस्सरिया ॥ ७४१ ॥

एको नवरि न मुंचति, सगडालकुलस्स जसकरो धीरो ।
नामेण थूलभद्दो, अविहीसाधम्मभद्दोत्ति ॥ ७४२ ॥

सो नवरि अपरितंतो, पयमद्धपयं च तत्थ सिक्खंतो ।
अन्नेइ भद्दबाहुं, थिरबाहुं अट्ठवरिसाइं ॥ ७४३ ॥

सुंदर अट्ठपयाइं, अट्ठहिं वासेहिं अट्ठमं पुव्वं ।
भिंदति अभिण्णहियतो, आमेलेउं अह पवत्तो ॥ ७४४ ॥

तस्स विदाइं समत्तो, तव नियमो एव भद्दबाहुस्स ।
सो पारितत्तवनियमो, वाहिरिउं जे अह पवत्तो ॥ ७४५ ॥

अह भणइ भद्दबाहू, पढमं ता अट्ठमस्स वासस्स ।
अणगार न हु किलस्ससि, भिक्खे सज्झायजोगे य ॥ ७४६ ॥

सो अट्ठमस्स वारस्स, तेण पढमिल्लुयं समाभट्ठो ।
कीस य परितंमीहं, धम्मावाए अहिज्झंतो ॥ ७४७ ॥

एक्कंती मे पुच्छं, केत्तियमेत्तंमि सिक्खितो होज्जा ।
कत्तियमेत्तं च गयं, अट्ठहिं वासेहिं किं लद्धं ॥ ७४८ ॥

मंदरगिरिस्स पासंमि, सरिसवं निक्खिवेज्ज जो पुरिसो ।
सरिसवमेत्तं ति गयं मंदरमेत्तं च ते सेसं ॥ ७४९ ॥

सो भणइ एव भणिए, भीतो नवि ता अहं समत्थोमि ।
अप्पं च महं आउ, बहुसुयं मंदरो सेसो ॥ ७५० ॥

मा भाहि नित्थरीहिसि, अप्पतरएण वीर कालेणं ।
मज्झ नियमो समत्तो, पुच्छाहि दिवा य रत्तिं च ॥ ७५१ ॥

सो सिक्खउं पयत्तो, दढत्थो सुट्ठु दिट्ठिवायंमि ।
पुव्वक्खतोवसमियं, पुव्वगतं पुव्वनिद्दिट्ठं ॥ ७५२ ॥

संपत्ति (?) एक्कारसमं, पुव्वं अतिवयति वणदवो चेव ।
झंतितओ भगिणीतो, सुट्ठुमणा वंदणनिमित्तं ॥ ७५३ ॥

जक्खा य जक्खदिण्णा, भूया तह हवति भूयदिण्णा य ।
सेणा वेणा रेणा, भगिणीतो थूलभद्दस्स ॥ ७५४ ॥

एया सत्त जणीओ, बहुस्सुया नाणचरणसंपण्णा ।
सगडालपाणि(बालि) यातो, भाउं अवलोइउं एंति ॥ ७५५ ॥

तो वंदिऊण पाएसु, भद्दबाहुस्स दीहबाहुस्स ।
पुच्छंति भाउओ णे, कत्थगतो थूलभद्दो त्ति ॥ ७५६ ॥

अह भणइ भद्दबाहु, सो परियट्टेति सिवघरे अंतो ।
वच्चह तहिं विदच्छिहं, सज्झायज्झाणउज्जुतं ॥ ७५७ ॥

इयरो विय भइणीओ, दट्ठूणं तत्थ थूलभद्दरिसी ।
चिंतिइ गारवयाए सुयइड्ढिं ताव दाएमि ॥ ७५८ ॥

सो धवलवसभमेत्तो, जातो विक्खिणकेसराजडालो।
घणमुक्कससिसरिच्छो, कुंजरकुलभीसणो सीहो ॥ ७५९ ॥

तं सीहं दट्ठूणं भीमाउ सिवघरा विनिस्सरिया।
भणितो य एगहिं गुरू एत्थ हु सीहो अतिगतो त्ति ॥ ७६० ॥

तत्थेत्थ कोइ सीहो, सो चेव य एस भाउओ तुब्भं।
इड्ढीपत्तो जातो, सुयस्स इड्ढि पयंसेइ ॥ ७६१ ॥

तं वमणं सोऊणं, तातो अंचियतणुरुहसरीरा।
संपत्तियाउ तत्तो, जत्तो सो थूलभद्दरिसी ॥ ७६२ ॥

जह सागरो व उव्वेलमतिगतो पडिगतो सयं गणं।
संपलियंकनिसंनो, धंमज्झाणं पुणो झाइ ॥ ७६३ ॥

दुपुट्ठमहुरकंठं, सो परियट्टेइ ताव पाढमयं।
भणियं च नाहिंभाउग, सीहं दट्ठूण ते भीया ॥ ७६४ ॥

सो विय पागउदंतं, दरवियसियकमलसच्छहं हसिउं।
भणइ य गारवयाए, सुयइड्ढी दरिसिया य मए ॥ ७६५ ॥

तं वयणं सोऊणं, तातो अंचियतणूरुहसरीरा।
पुच्छंति पंजलियउडा, वागरणत्थे सुणिउणत्थे ॥ ७६६ ॥

इयरो विय भगिणीओ, वीसज्जेऊण थूलभद्दरिसी।
उचियंमि देशकाले, सज्झायमुवट्ठिओ काउं ॥ ७६७ ॥

अह भणइ भद्दबाहू, अणगार अलाहि एत्तियं तुज्झं।
परियट्टंतो अट्ठ( च्छ )सु, एत्तियमेत्तं वियत्तं मे ॥ ७६८ ॥

अह भणइ थूलभद्दो, पच्छायावेण तावियसरीरो।
इड्ढी गारवयाए, सुयविसयं जेण अवरद्धं ॥ ७६९ ॥

नवि ताव मज्झ मणुं, जह मे ण समाणियाइं पुव्वाइं।
अप्पा हु मए अवराहितो, त्ति पालियं खमे मण्णुं ॥ ७७० ॥

एतेहिं नासियव्वं, सएविणावि ( ? ) जह सासणे भणियं।
जं पुण मे अवरद्धं एयं पुण उहति सव्वंगं ॥ ७७१ ॥

वोच्छंति य मयहरया, अणागता जेय संपती काले ।
गारवियथूलमद्दंमि, नाम नट्ठाइं पुव्वाइं ॥ ७७२ ॥

अह विण्णविंति साहू, सगच्छया करिय अंजलि सीसे ।
भद्दस्स ता पसियह, इमस्स एक्कावराहस्स ॥ ७७३ ॥

रागेण व दोसेण व, जं च पमाएण किंचि अवरद्धं ।
तं भे सउत्तरगुणं, अपुणकारं खमावेंति ॥ ७७४ ॥

अह सुरकरिकरउवमाणबाहुणा भद्दबाहुणा भणियं ।
मा गच्छह निछंतं ( ? ), कारणमेगं निसामेह ॥ ७७५ ॥

रायकुलसरिसभूते, सगडालकुलम्मि एस संभूतो ।
दुहराउ चेव पुण्णो, निम्मातो सव्वसत्थेसु ॥ ७७६ ॥

कोसा नामं गणिया, समिद्धकोसा य विउलकोसा व ।
जीए घरे उवरुद्धो, रतिसंवेसं विवेसंमि ॥ ७७७ ॥

वारस वासा य उत्थो, कोसाए घरंमि सिरघरसमंमि ।
सोऊण य पिउमरणं, रण्णो वयणं निगच्छी ( ? ) ॥ ७७८ ॥

तिगिच्छिसरिसवण्णं, कोसं आपुच्छए तयं धणियं ।
खिप्पं खु एह सामिय, अहमं नहु वायरासेहं ॥ ७७९ ॥

भवणोरोह विमुक्को, छज्जइ चंदो व सोमगंभीरो ।
परिमलसिरिं वहंतो, जोण्हानिवहं ससी चेव ॥ ७८० ॥

भवणाउ निग्गओ सो, सारंगे परियणेण कड्ढितो ।
मत्तवरवारणगओ, इह पत्तो राउलं हारं ॥ ७८१ ॥

अंतेउरं अइगतो, विणीयविणओ परित्तसंसारो ।
काऊण य जयसद्दो, रन्नो पुरतो ठितो आसि ॥ ७८२ ॥

अह भणइ नंदराया, मंतिपयं गिण्ह थलभद्द महं ।
पडिवज्जसु तेवट्ठाइं, तिण्णि नगरागरसमाइं ॥ ७८३ ॥

रायकुलसरिसभूए, सगडालकुलंमि तं सि संभूओ ।
सत्थेसु य निम्मातो, गिण्हसु पिउसंतियं एवं ॥ ७८४ ॥

अह भणइ थूलभद्दो, गणियापरिमलसमप्पियसरीरो ।
सामी कयसामत्थो, पुणो अ मे चिण्णवेसामि ॥ ७८५ ॥

अह भणति नंदराया, केण समं दाइं तुज्झ सामत्थं ।
को अण्णो वरतरतो निम्मातो सव्वसत्थेसु ॥ ७८६ ॥

कंबलरयणेण ततो, अप्पाणं सुट्ठु संवरिताणं ।
अंसूणि निण्हयंतो, असोगवणियं अह पविट्ठो ॥ ७८७ ॥

जेत्तियमेत्तं दिण्णं, तेत्तियमेत्तं इमंमि भूतत्ति ( ? ) ।
एत्तो नवरि पडामो, सोव्व ( सव्वे ) मीणाउलघरंमि ॥ ७८८ ॥

आणा रज्जं भोगा, रण्णो पासंमि आमणं पढमं ।
सव्वत्त इमं न खमं, खमं तु अप्पखमं काउं ॥ ७८९ ॥

केसं परिचिंतंतो, रायकुलाओ य जे परिकिलेसे ।
नरएसु य जे केसे, ता लुंचति अप्पण केसे ॥ ७९० ॥

तं विय परिहियवत्थं छेत्तूणं कुणइ अग्गतोआरं ।
कंबल रणोय गुंठिं, काउं रण्णो ठियं पुरतो ॥ ७९१ ॥

एयं मे सामत्थं, भणइ अवणेहि मत्थोतोगुंठिं ।
तो णं केसविहूणं, केसेहिं विणा पलोएति ॥ ७९२ ॥

अह भणइ नंदराया, लाभो ते धीर नत्थि रोहियणं ।
बाटं ते भाणिऊणं, अह सो संपत्थितो तत्तो ॥ ७९३ ॥

अह भणइ नंदराया, वच्चइ गणियाघरं जइ कहिंचि ।
तो णं असच्चवादिं, तीसे पुरितो चिथाएमि (?) ॥ ७९४ ॥

सो कुलघरिसामिद्धिं, गणियघरसंतियं च सामिद्धिं ।
पाएण पणोल्लेउं, नीति णगरा अणवयक्खो ॥ ७९५ ॥

जो एवं पव्वइओ, एवं सज्झायज्झाणउज्जुत्तो ।
गारवकरणेण हिओ, सीलभरुव्वहणधोरेओ ॥ ७९६ ॥

जह जह एही कालो, तह तह अप्पावराहसंरद्धा ।
अणगारा पडणीते, निसंसयं उवद्दवेहिंति ॥ ७९७ ॥

उप्पायणीहि अवरे, केई विज्ञा य उप्पइत्ताणं ।
विउरु विही विज्ञाहि, दाइं काहिंति उड्डाहं ॥ ७९८ ॥

मंतेहि य चुन्नेहि य, कुच्छिय विज्ञाहिं तह निमित्तेण ।
काऊण उवग्घायं, भमिहिंति अणंतसंसारे ॥ ७९९ ॥

अह भणइ थूलभद्दो, अण्णं रूवं न किंचि काहामो ।
इच्छामि जाणिउं जे, अहमं चत्तारि पुव्वाइं ॥ ८०० ॥

नाहिसि तं पुव्वाइं, सुयमेत्ताइं विसुग्गहा हिंति ( ? ) ।
दस पुण ते अणुजाणे, जाव पणट्ठाइं चत्तारि ॥ ८०१ ॥

एतेण कारणेण उ पुरिसजुगे अट्ठमंमि वीरस्स ।
सयराहेण पणट्ठाइं, जाण चत्तारि पुव्वाइं ॥ ८०२ ॥

ઉપરોક્ત શાસ્ત્રી લખાણનો ગુજરાતી સારાંશ નીચે મુજબ છે:—

**સારાંશ**—" પ્રભુ મહાવીર બાદ ચૌદપૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી સાતમા પટ્ટધર થયા. આ સમયે મગધદેશમાં ભયંકર દુકાળ પડ્યો જેના કારણે સાધુઓ ત્યાંથી બીજા દેશમાં વિહાર કરી ચાલ્યા ગયા. કોઇ વૈતાઢ્ય પર્વતની ગુફાઓમાં, કોઇ નદીતટોએ તથા કેટલાકો સમુદ્રતટે જઇ પોતાનું જીવન પસાર કરવા લાગ્યા. જ્યારે કેટલાએક સાધુઓ કે જેઓ વિરાધનાભીરુ હતા તેઓ ખુશીથી અન્ન-જળનો ત્યાગ કરી અણશણ સ્વીકારી સ્વર્ગે સીધાવ્યા.

આ દુષ્કાળના સમયમાં જે જે સાધુઓ મગધમાં સ્થિરતા કરી રહ્યા હતા તેમાં શ્રી સ્થૂલભદ્ર આદિ ૫૦૦ સાધુઓ હતા. તેઓ તે સમયના સમર્થ વિદ્વાન ને કંઠસ્થ શ્રુતજ્ઞાનીઓ ગણાતા હતા. કંઠસ્થ શ્રુતજ્ઞાનને સૂત્રારૂઢ કરવાની ભાવનાથી પાટલિપુત્રના સંઘે તેમને ત્યાં રોકી લીધા હતા. બાદ પાટલિપુત્ર નગરમાં રહી ચતુર્વિધ સંઘની સહાયતાથી કંઠસ્થ સૂત્રો ગ્રંથારૂઢ કરવા લાગ્યા. આ પ્રમાણે લગભગ બે ત્રણ વર્ષ સુધી સૂત્રારૂઢ કરવાનું કાર્ય ચાલુ થઇ ગયા પછી પાંચ વર્ષે અગીઆર અંગોની રચના કરી. બારમું **દૃષ્ટિવાદ** અંગ ભદ્રબાહુસ્વામી સિવાય કોઇ જાણતું નહિ, તેથી તે અંગની જ્ઞાનપ્રાપ્તિના અંગે ચૌદપૂર્વધર ભદ્રબાહુ સ્વામી પાસે જવાનું નિર્ણીત થયું. પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી તે સમયમાં નેપાળ દેશમાં દુષ્કાળ નિવારણાર્થે બાર વર્ષની ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા હતા તેમને બોલાવવા શ્રી સંઘે બે મુનિવરોને મોકલ્યા. તેઓએ ત્યાં જઇ, અંજલી જોડી, વિધિપૂર્વક વંદન કરી કહ્યું કે: "હે ભગવંત! પાટલિપુત્ર પધારવા માટે શ્રી સંઘ આપને આદેશ કરે છે; કારણ કે કાળના પ્રભાવે લય થતાં. શ્રુતજ્ઞાનને ગ્રંથારૂઢ કરવાનું કાર્ય પાટલિપુત્રના સંઘે શ્રી સ્થૂલભદ્રજીના પ્રમુખપણા નીચે શરૂ કર્યું છે. જેમાં આપની પાસેથી બાકી રહેતું જ્ઞાન મેળવી તે ગ્રંથારૂઢ કરવાની આવશ્યકતા હોવાથી પાટલિપુત્રમાં એકત્ર થયેલો સંઘ આપને ત્યાં પધારવા વિનતિ કરે છે."

જવાબમાં ભદ્રબાહુસ્વામીએ જણાવ્યું કે: "હમણાં મેં **મહાપ્રાણધ્યાન** આરંભેલ છે. તે બાર વર્ષે પૂરું થશે. ત્યાંસુધી હું આવી શકીશ નહી. મહાપ્રાણધ્યાનની સિદ્ધિ થતાં "સર્વે પૂર્વોની સૂત્ર અને અર્થથી એક મુહૂર્ત્ત માત્રમાં ગણુના થઇ શકે છે."

આ પ્રમાણે તેમનો ઉત્તર મેળવી, મુનિઓએ ઉગ્ર વિહાર કરી, પાટલિપુત્ર પહોંચી શ્રી સંઘને ભદ્રબાહુસ્વામીનો જવાબ જણાવ્યો. શ્રી સંઘે તેના ઉપર દીર્ઘદૃષ્ટિએ વિચાર કરી બીજા બે સાધુઓને ફરી આદેશ કર્યો કે: "તમારે ત્યાં જઇ ભદ્રબાહુસ્વામીને કહેવું કે—'જે શ્રી સંઘની આજ્ઞા ન માને તેને શી શિક્ષા અપાય? તે કહો.' પછી 'તેને સંઘ બહાર કરવો' એમ તેઓ કહે એટલે તમારે આચાર્યશ્રીને કહેવું કે—"તમે તે શિક્ષાને પાત્ર છો, કારણ કે તમે પાટલિપુત્રના સંઘની આજ્ઞા લોપી છે." આ પ્રમાણે સૂચના મેળવી બે મુનિઓએ સંઘના કહેવા પ્રમાણે ભદ્રબાહુસ્વામીને કહ્યું, એટલે ભદ્રબાહુસ્વામીએ જણાવ્યું કે—"શ્રીમાન્ સંઘે એમ ન કરતાં મારા પર પ્રસાદ કરીને બુદ્ધિમંત શિષ્યોને અહિં મોકલવા. એટલે તેમને હું પ્રતિદિન સાત વાચના આપીશ. એક વાચના ભિક્ષાચર્યાથી આવતાં આપીશ, ત્રણુ વાચના ત્રણુ કાળ વેળાએ આપીશ, અને સાંજના પ્રતિક્રમણુ પછી બીજી ત્રણુ વાચના આપીશ. આ પ્રમાણે મારા કાર્યને બાધ ન આવતાં શ્રી સંઘનું કાર્ય પણુ પૂરું થશે."

તે મુનિઓએ આવી શ્રી સંઘને તે હકીકત જણાવી, એટલે શ્રી સંઘે પ્રસન્ન થઈને સ્થૂલભદ્રાદિક ૫૦૦ સાધુઓને નેપાળ દેશમાં મોકલ્યા. આચાર્યશ્રી તેમને વાચના આપવા લાગ્યા, પરંતુ વાચના બહુ અલ્પ મળે છે, એમ ધારી ઉદ્વેગ પામી સાધુઓ **ધીમે ધીમે** ચાલ્યા ગયા. છેવટે માત્ર એકલા સ્થૂલભદ્રજી જ ત્યાં રહ્યા. પછી મહામતિ સ્થૂલભદ્ર, ભદ્રબાહુસ્વામી પાસે આઠ વર્ષમાં આઠ પૂર્વ સંપૂર્ણ રીતે ભણ્યા. બાદ આચાર્યશ્રીએ તેમને કહ્યું કે: "મારું ધ્યાન હવે લગભગ પૂર્ણ થવા આવ્યું છે, તેથી હવે પછી તમને યથેચ્છ વાચના આપીશ." ત્યારે સ્થૂલભદ્રે કહ્યું કે: "હે પ્રભો! હજુ મારે કેટલું ભણવાનું બાકી છે?" એટલે ભદ્રબાહુસ્વામી બોલ્યા કે: "તું **એક બિંદુ જેટલું ભણ્યો છે**, અને સમુદ્ર જેટલું બાકી છે." પછી મહાપ્રાણધ્યાન પૂર્ણ થતાં વધારે વાચના મળવા લાગી એટલે મહામુનિ સ્થૂલભદ્ર દશ પૂર્વ જેટલું ભણ્યા. બાદ એક એવો પ્રસંગ બન્યો કે જેના પરિણામે તેઓ સંપૂર્ણ ચૌદપૂર્વનું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા નહિ. એકદા સ્થૂલભદ્રની સાતે બહેનો તેમને વાંદવા નિમિત્તે આવી. સ્થૂલભદ્રજીને પોતાના જ્ઞાનનો પ્રભાવ બતાવવાનું મન થઇ આવ્યું અને તેમણે સિંહનું રૂપ વિકુર્વ્યું. સ્થૂલભદ્રના સ્થાને સિંહને જોઈને ભયભીત બનેલી સ્થૂલભદ્રની સાતે બહેનો ભદ્રબાહુ સ્વામી પાસે આવી કહેવા લાગી કે: "અમારા બંધુ સ્થૂલભદ્રને સ્થાને તો સિંહ છે" ગુરુને સ્થૂલભદ્રની હકીકત સમજાઇ ગઇ અને કહ્યું કે: "સ્થૂલભદ્રે સિંહનું રૂપ કર્યું છે, તમે ત્યાં જાઓ ને વાંદો." બાદ ભદ્રબાહુસ્વામીએ વિચાર્યું કે સ્થૂલભદ્રને જ્ઞાનનું અજીર્ણ થયું છે. તેમની બહેનોના જવા

પછી સ્થૂલભદ્રને ગુરુએ ઉપાલંભ આપ્યો અને બાકીનાં ચાર પૂર્વ ભણાવવાની ના પાડી. આ હકીકત શ્રી સંઘને કાને આવી. જ્ઞાન અપૂર્ણ રહે તે શ્રી સંઘને યોગ્ય ન જણાયું એટલે તેમણે ભદ્રબાહુસ્વામીને બાકીનાં ચાર પૂર્વ ભણાવવાની આગ્રહપૂર્વક વિનતિ કરી ત્યારે છેવટે ભદ્રબાહુસ્વામીએ બાકીનાં ચાર પૂર્વો મૂળ માત્ર ( અર્થ વિના ) આપવાનું સ્વીકાર્યું. સ્થૂલભદ્રને ચાર પૂર્વો ( અર્થ રહિત ) શીખવ્યા બાદ તે અન્ય સાધુઓને શીખવાડવાની શ્રી ભદ્રબાહુસ્વામીએ તેમને મનાઇ કરી અને પરિણામે ચાર પૂર્વોની વાચના બંધ થઈ.

સંઘે આ કાળે અગીઆર અંગ સૂત્રોને ગ્રંથારૂઢ કર્યાં તે અગીઆર મુખ્ય સૂત્રોનાં નામ નીચે મુજબ છે:—

(૧) આચારાંગસૂત્ર.
(૨) સૂયગડાંગસૂત્ર.
(૩) ઠાણુાંગસૂત્ર.
(૪) સમવાયાંગસૂત્ર.
(૫) વિવાહપન્નતિસૂત્ર (ભગવતી)
(૬) જ્ઞાતાધર્મ કથાંગસૂત્ર.
(૭) ઉપાસકદસાંગસૂત્ર.
(૮) અંતગડદસાંગસૂત્ર.
(૯) અનુત્તરોવવાઇસૂત્ર.
(૧૦) પ્રશ્નવ્યાકરણુસૂત્ર.
(૧૧) વિપાકસૂત્ર.

આ ઉપરોક્ત અગીઆર અંગ સૂત્રોની ગાથાઓની મૂળ સંખ્યા ૩૫,૬૫૯ છે. તેના ઉપર ટીકા ૭૩,૫૪૪ ગાથાની રચાઈ, ૨૨,૭૦૦ શ્લોકની ચૂર્ણી રચાઈ, ૭૦૦ શ્લોકની નિર્યુક્તિ રચાઈ છે–આ પ્રમાણે કુલ ૧૩૨૬૦૩ શ્લોકમાં આ અગીઆર અંગો ટીકા, ચૂર્ણી અને નિર્યુક્તિ સાથે રચાયાં. આ અગીઆર અંગ પૈકી નવ અંગની ટીકાઓની રચના શ્રી અભયદેવસૂરિજીએ રચી છે, જેના ઉપરથી શ્રી અભયદેવસૂરિજીનું નામ જૈન સંઘે **"નવાંગી વૃત્તિકાર"** સ્થાપ્યું અને તેઓ પણ તે નામે પ્રસિદ્ધિ પામ્યા.

આ પ્રમાણે પાટલિપુત્રની વાચનાને વિસ્તારપૂર્વક જણાવવાનું કારણ એટલું જ છે કે મગધની રાજ્યગાદી ઉપર આ સમર્થ જૈન આચાર્યદેવોના સહવાસમાં આવેલ મગધની પ્રજા અને મગધનું નંદવંશી રાજ્યકુટુંબ જૈન હતું, જેના યોગે આ વાચનામાં દુર્ભિક્ષના સમયમાં પણ કોઈપણ જાતની ખલેલ પહોંચી નથી. માત્ર ભયંકર બાર વર્ષીય દુષ્કાળે પોતાના વિકાળ પંજાથી મગધની પરિસ્થિતિ છિન્નભિન્ન કરવામાં કચાશ ન રાખી.

પ્રસ્તુત પાટલિપુત્રની વાચના પૂર્ણ થયા પછી શ્રુતકેવળી ભદ્રબાહુસ્વામી લગભગ દશ વર્ષ સુધી જીવંત રહ્યા હતા, બાદ આત્મકલ્યાણ સાધી વીરનિર્વાણુ ૧૭૦ વર્ષ સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા.



# પ્રકરણ ૧૦ મું.

## મહારાજા બૃહદર્થ અને સુદેવ અથવા નંદ ૭ મો તથા ૮ મો.

### વીરનિર્વાણ ૧૬૧ થી ૧૬૭, ઈ. સ. પૂર્વ ૩૬૬ થી ૩૬૦ : ૬ વર્ષ.

શ્રી ભદ્રબાહુસ્વામી યુગપ્રધાનપદે વીરનિર્વાણ ૧૫૬ થી ૧૭૦.
શ્રી સ્થૂલભદ્રજી દસ પૂર્વધર મુનિ તરિકે.

### મહારાજા બૃહદર્થ નંદ ૭ મો—

મહારાજા ધનનંદ અથવા છઠ્ઠા નંદને પુત્ર ન હોવાથી મગધની ગાદી પર મહારાજા પાંચમી નંદનો પુત્ર બૃહદર્થ ગાદીએ આવ્યો હતો

આ મહારાજાના સમયમાં નંદ વંશના બે રાજપુત્રોએ આંધ્ર અને મધ્યપ્રાંતમા સ્વતંત્ર રાજ્યગાદી સ્થાપી હતી

× × ×

### મહારાજા સુદેવ નંદ ૮ મો—

આ મહારાજ સ્વર્ગસ્થ મહારાજા બૃહદર્થનો પુત્ર થતો હતો કે જે તેના મરણ પછી તરત જ ગાદીએ આવ્યો તેનાથી આ સ્વતંત્ર થએલ પ્રાન્તો ઉપર હકુમત ચલાવવાનું અથવા તેમની સાથે યુદ્ધ કરી ઉપરોક્ત પ્રાંતો જીતવાનું સાહસ થઇ શક્યુ નહિ મગધ સામ્રાજ્યમાંથી બે મોટા પ્રાંતો છૂટા પડવાના કારણે વિદેહ, કાશી, કોશલ, અવન્તી અને ગંગા ઉપરના પ્રાંતોમા જ મગધનું સામ્રાજ્ય મર્યાદિત બન્યું હતું

આ બન્ને રાજવીઓ માત્ર નામધારી રાજાઓ તરીકે જ મગધ ઉપર રાજ્ય ચલાવી શક્યા હતા, કારણ કે મગધના પ્રજાજનોની વફાદારી આ બન્ને રાજવીઓ ઉપરથી ઓછી થઈ હતી. મગધ એ પ્રજાસત્તાક રાજ્ય તરીકે રાજા અને પ્રજાના હિતાર્થે પાલી-

મેન્ટરી પદ્ધતિ પ્રમાણે પ્રતિનિધિઓદ્વારા ચાલતું હોવાના અંગે આ વિલાસી અને મદાંધી રાજવીઓ સામ્રાજ્યને ભારે થઇ પડ્યા. બાર વર્ષીય ભયંકર દુકાળના સમયમાં રાજ્ય ખજાનાનો ઉપયોગ આ પૂર્વેના રાજાઓએ મગધની પ્રજાના રક્ષણાર્થે ચાલુ કર્યો હતો તેના બદલે આ રાજાઓએ તેનો દુરુપયોગ કરી, પ્રજાકલ્યાણનાં દરેક કાર્યો જેવાં કે સદાવ્રતો, ભોજનાલયો, અન્નક્ષેત્રો તથા ધર્મશાળા અને પાકી સડકો બાંધવાના કાર્યો બંધ કરાવ્યાં હતાં. આથી તેમની લોકપ્રિયતા તદ્દન ઓછી થઇ એટલું જ નહિ પણ તેઓને રાજ્ય ઉપરથી ફરજીઆત ઉઠાડી મૂકવાનું સાહસ પ્રજાએ કર્યું હતું એમ સમજાય છે.

## ઐતિહાસિક ભ્રમણાનો નિરાસ—

સુજ્ઞ વાચક આ કાળમાં એટલે વીરનિર્વાણ ૧૫૫ થી ૧૬૦ સુધીમાં ભયંકર દુકાળ સિવાય નંદવંશી રાજ્યસત્તામાં પરિવર્તન થઇ અન્ય ગ્રંથકારોના જણાવ્યા મુજબ મૌર્યવંશી રાજા ચંદ્રગુપ્તના રાજ્યની સ્થાપના થઈ હોત, અથવા તો શ્રુતકેવળી ભદ્રબાહુસ્વામી શ્રવણ-બેલગોલ (મૈસુર) મુકામે બાર હજાર સંઘ સમુદાય સાથે ગયા હોત તો પાટલિપુત્રની સૂત્ર વાચના વી.નિ. ૧૬૦ માં થવાનું જે સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યું છે તે તેમ જ નેપાળમાં મહાપ્રાણધ્યાનની બાર વર્ષની ઉગ્ર તપશ્ચર્યા કયાથી થઇ હોત ?

" **જૈન કાળગણના ઔર વીરનિર્વાણ સંવત્** " ગ્રંથના કર્તા શ્રી કલ્યાણ-વિજયજી મહારાજ પોતાના ગ્રંથમાં જણાવે છે કે-શ્રવણબેલગોલ મુકામની બે પ્રતિમાઓ અને ત્યાંની ગુફાના શિલાલેખનો સારાંશ નીચે પ્રમાણે છે:—

" શ્રવણબેલગોલના ચંદ્રગિરિ પર્વતના એક શિલાલેખને અંગે શ્વેતામ્બર જૈન સાહિત્યમાં કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ નથી, તેમજ પ્રાચીન દિગમ્બર જૈન સાહિત્યમાં પણ સમર્થન નથી; છતાં ભદ્રબાહુ અને ચંદ્રગુપ્તના નામને અંગે શિલાલેખ કોતરાયેલો છે જેમાં ચંદ્રગુપ્ત મહારાજા અને ભદ્રબાહુસ્વામી શ્રી ચંદ્રગિરિપર્વત પર ગયાનો ઉલ્લેખ સાંપડે છે.

આ ચંદ્રગિરિનો શિલાલેખ શક સંવત્ ૫૭૨ ના આસપાસ કોતરાવેલ સમજાય છે. તેનું અનુમાન સમજપૂર્વક કરવામાં આવે તો વિક્રમની આઠમી સદીના પ્રારંભમાં ચંદ્રગુપ્ત નામના રાજા દિગમ્બર સમ્પ્રદાયના ભદ્રબાહુ નામના મુનિ પાસે દીક્ષિત શિષ્ય થયા હતા પરંતુ સાથોસાથ એ પણ ભૂલવા જેવું નથી કે આ લેખમાં ન તો **ભદ્રબાહુને શ્રુતકેવળી તરીકે જણાવ્યા છે, ન તો ચંદ્રગુપ્તને મૌર્ય તરીકે જણાવ્યો છે.**

દિગંબર સાહિત્યમાં આના સંબંધમાં પ્રાચીન ઉલ્લેખ હરિસેનકૃત " બ્રહતુકથા કોશ "માં પણ દેખાય છે, કે જે ગ્રંથ શક સંવત્ ૮૫૩ માં રચાયેલો સમજાય છે. તેમાં શ્રી ભદ્ર-બાહુના મુખથી દુર્ભિક્ષ સંબંધી ભવિષ્યવાણી સાંભળી ઉજ્જૈનીના રાજા ચંદ્રગુપ્તે દીક્ષા લીધાનો ઉલ્લેખ મળે છે, જેમાં ચંદ્રગુપ્તને " **દશપૂર્વધર વિશાખાચાર્ય** " ના નામથી સંઘના નાયક બનવાનો ઉલ્લેખ પણ મળી આવે છે.

ઉપરોક્ત કથા ઉપરથી સિદ્ધ થાય છે કે ચંદ્રગુપ્તને ઉજ્જૈનીના રાજા તરીકે આ કથાકારે વર્ણવી આ કથાની વાસ્તવિકતાની સૂચના કરી છે. ભદ્રબાહુના દક્ષિણ દેશમાં જવા સંબંધી અને ચંદ્રગુપ્ત ઉજ્જૈનીના રાજા હોવા સંબંધી જે સ્પષ્ટ વાત ઉપરોક્ત કથામાં છે તે ઉપરથી સમજાય છે કે તે ભદ્રબાહુ, શ્રુતકેવળી ભદ્રબાહુથી અન્ય હતા અને ચંદ્રગુપ્ત પણ પાટલિપુત્રના મૌર્યવંશી ચંદ્રગુપ્તથી ભિન્ન હતો. પાર્શ્વનાથ વસ્તીમાં લગભગ શક સંવત્ ૫૨૨ના આસપાસમાં લખાયેલ એક શિલાલેખ મળી આવ્યો છે, જેમાં ભદ્રબાહુની સૂચનાથી સંઘનો દક્ષિણમાં જવાનો ઉલ્લેખ છે. ઉપરોક્ત લેખ ઉપરથી એ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે જેમની દુર્ભિક્ષ સંબંધી ભવિષ્યવાણીથી જૈનસંઘ દક્ષિણ દિશામાં ગયો હતો તે ભદ્રબાહુ શ્રુતકેવળી નહી પરંતુ શ્રુતકેવળીની શિષ્યપરંપરાએ થયેલ અન્ય ભદ્રબાહુ હતા કે જેઓ નિમિત્તવેત્તા તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. આ શિલાલેખનો અમુક ભાગ નીચે પ્રમાણે છે—

" महावीरसवितरि परिनिर्वृते भगवत्परमर्षिगौतमगणधरसाक्षाच्छिष्यलोहार्य-जम्बु-विष्णुदेवापराजित-गोवर्द्धन—भद्रबाहु-विशाख-प्रोष्ठिल—कृत्तिकाय-जयनाम—सिद्धार्थ-धृतिषेण-बुद्धिलादि—गुरु-परम्परीणाक्क्र(क्र)माभ्यागतमहापुरुषसंततिसमवद्योतितान्वय—भद्रबाहुस्वामिना उज्जयन्यामष्टांगमहानिमित्ततत्त्वज्ञन त्रैकाल्यदर्शिना निमित्तेन द्वादशसंवत्सरकाल-वैषम्यमुपलभ्य कथिते सर्व्वसंघ उत्तरापथाद्दक्षिणापथं प्रास्थितः । "

ભદ્રબાહુચરિત્રનો નિમ્નલિખિત પાઠ પણ જુઓ—

" अवंतीविषयेऽत्राथ, विजिताखिलमंडले ।
विवेकविनयानेक—धनधान्यादिसंपदा ॥ ५ ॥

अभादुज्जयिनी नाम्ना, पुरी प्राकारवेष्टिता ।
श्रीजिनागारसागार—मुनिसद्धर्ममंडिता ॥ ६ ॥

चंद्रावदातसत्कीर्तिश्चंद्रवन्मोदकर्तृ(कन्नृ)णाम् ।
चंद्रगुप्तिर्नृपस्तत्राऽचकच्चारुगुणोदयः " ॥ ७ ॥

—भट्टारक रत्नानंदिकृत भद्रबाहुचरित्र २ परिच्छेद ।

અમો આશા રાખીએ છીએ કે—આવો સજ્જડ પુરાવો વાંચી ખાતરી થશે કે—મૌર્યવંશની સ્થાપના વી. નિ ૧૫૫માં નહિ પણ ૨૧૦ માં થઈ હતી. પરિશિષ્ટ પર્વમાં પણ તે હકીકતને નીચે પ્રમાણે ટેકો મળે છે. જુઓ નિમ્નલિખિત શ્લોક—

इतश्च तस्मिन् दुष्काले कराले कालरात्रिवत् ।
निर्वाहार्थं साधुसंघस्तीरं निरनिधेर्ययौ ॥

# પ્રકરણ ૧૧ મું.

---

## નવમો નંદ મહારાજા મહાપદ્મ.

ઇ. સ. પૂર્વે ૩૬૦ થી ૩૧૭, વીરનિર્વાણ ૧૬૭ થી ૨૧૦ : ૪૩ વર્ષ.

શ્રી ભદ્રબાહુસ્વામી ૩ વર્ષ વીરનિર્વાણ ૧૭૦ સુધી.
શ્રી સ્થૂલભદ્રજી વીરનિર્વાણ ૧૭૦ થી ૨૧૫ સુધી ૪૫ વર્ષ.

શ્રી સ્થવિરાવળીનો બીજો આંક અહિં વીરનિર્વાણ ૨૧૦ માં આ મહારાજાના રાજ્યામલ દરમિયાનમાં મગધની રાજ્યગાદી મૌર્યવંશના હાથમાં જતાં પૂરો થાય છે.

મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલના પ્રથમના પાંચ વર્ષોમાં એટલે વીરનિર્વાણ ૨૧૦ થી તે ૨૧૫, ઇ. સ. પૂર્વે ૩૧૭ થી તે ૩૧૨ સુધીમાં શ્રી સ્થૂલભદ્રજી યુગપ્રધાન તરીકે વિદ્યમાન હતા, જેની સાબિતી મૌર્યવંશના રાજ્યામલના ઇતિહાસમાં અમો રજૂ કરીશું.

મહારાજા મહાપદ્મ અથવા "કાળા અશોક" ૨૩ વર્ષની ભર યુવાનવયે રાજ્યગાદીએ આવ્યો હતો, છતાં તેણે કોઈ જાતનું ઉછાંછળું—રાજ્યને અહિતકર્તા પગલું ભર્યું ન હતું. તેના રાજ્યામલ પૂર્વે મગધમાં પસાર થએલ ભયંકર દુષ્કાળે રાજ્યતંત્રને અંગે તેને સુંદર શિક્ષણ આપ્યું હતું, જેના યોગે તે પ્રજાનો હિતસ્વી અને પ્રેમી બન્યો હતો.

આ મહાપદ્મની પૂર્વે છઠ્ઠા, સાતમા અને આઠમા નંદના રાજ્યામલ દરમિયાનમાં મગધ સામ્રાજ્યના ખંડીયા સરદારોનો ઘણો ભાગ સ્વતંત્ર અને સ્વચ્છંદી બની ગયો હતો તેમને આ વીર પુરુષે પાછા તલવારના બળે મગધ સામ્રાજ્યના આજ્ઞાંકિત બનાવી સ્વહકુમતતળે આણ્યા હતા. પોતે જૈનધર્મનો ચુસ્ત અનુયાયી હતો, અને જેઓ નંદવંશ અગર તો જૈનધર્મનો વિરોધ કરતાં તેમની સાથે સખ્ત હાથે કામ લીધું. તે એટલે સુધી કે તેમના ક્ષાત્રતેજનું પણ નિશાન રહેવા દીધું નહિ, જેના અંગે આ મહારાજાનું

નામ "કાળા અશોક" અથવા તો "બીજા પરશુરામ" તરીકે પ્રસિદ્ધિ પામ્યું. આ પ્રમાણે આ મહારાજાએ પોતાના રાજ્યામલના લગભગ ૩૦ વર્ષ મગધ સામ્રાજ્યનો વિસ્તાર વધારવામાં ગાળ્યા.

તેણે કાશ્મીર અને પંજાબની તક્ષશિલા સિવાયના ઉત્તર અને પૂર્વ હિંદના ઘણા ભાગો મગધની આજ્ઞામાં લાવી, એકચક્રી રાજ્ય કરવા જેવી સ્થિતિ કરી, મગધ સામ્રાજ્યની પ્રબળ સત્તા ચારે દિશાએ જમાવી.

આ મહારાજાએ કલિંગ અને આંધ્ર પ્રાન્તો જે મગધથી સ્વતંત્ર થઈ ગયા હતા તેને તાબે કરવા હિલચાલ ઉપાડી, પરન્તુ આંધ્રપતિ મહારાજા શ્રીમુખ, કે જે તેમનો કુટુંબી જ થતો હતો તે કલિંગ દેશના રાજાનો સહાયક બન્યો હતો, તેથી કલિંગ અથવા આન્ધ્ર ઉપર ચઢાઈ લઇ જવામાં બન્ને મિત્રરાજ્યોના એકત્ર થવાથી ભયંકર યુદ્ધ લડવું પડે તેમાં લાભને બદલે હાનિ મેળવવાના જોખમમાં ઉતરવા માટે સાહસ ખેડવાની તેને સલાહ ન મળી. અને તેણે પણ તે માન્ય રાખી અને કૌટુંબિક આંતરિક કલેશ ઉત્પન્ન કરવાનું જોખમ માંડી વાળ્યું. કદાચ આ સમયે યુદ્ધ થયું હોત તો આંધ્ર સાથે સંબંધ ધરાવતી મગધની પ્રજા અને રાજ્યકુટુંબીઓના એક જ લોહીમાં કૌરવ અને પાંડવો જેવું ભયંકર યુદ્ધ ફાટી નીકળત અને ઇતિહાસ રક્તભીના અક્ષરોએ લખાત. વળી ભારત-ભૂમિ કોઈ ત્રીજી જ રાજ્યસત્તાના હાથમાં જવાનો દુર્ઘટ પ્રસંગ પણ આવી પડત; કારણ કે આ કાળે ભારતના પશ્ચિમોત્તર વિભાગમાં સિંધ પ્રદેશની પેલી બાજુ ગ્રીસ શહેનશાહ ભારત ઉપર ચઢાઈ કરવાની ભયંકર તૈયારીઓ કરી રહ્યો હતો. તેની મહત્ત્વાકાંક્ષા સિંધથી લગાવી હિમાલય સુધીના પ્રદેશો સર કરવાની હતી. પરન્તુ તેનું ધાર્યું કરવામાં માત્ર મગધ સામ્રાજયના સમર્થ ને પ્રતાપી મહારાજા મહાપદ્મનો વીરતાભર્યો જુસ્સો અને તેની લશ્કરી વ્યૂહરચના આડે આવતી હતી.

મગધ સામ્રાજ્યને પણ શાહ સીકંદરના સમાચારો મળી ગયા હતા. દુશ્મનોને જવાબ દેવા તેણે મગધ, આંધ્ર અને કલિંગ દેશોમાંથી લડાયક હસ્તિબળ સુંદર રીતે એકત્રિત કરવા માંડયું હતું. મગધ અને કલિંગ પ્રદેશો હસ્તિની ઉત્પત્તિ માટે કેન્દ્રસ્થાન તરિકે ગણાતા હતા અને લડાઈ પ્રસંગે જે રાજાના પક્ષમાં હસ્તિ અને અશ્વબળ અધિક રહેતું તે રાજાઓનો વિજય થતો.

ઐતિહાસિક ક્ષેત્રમાં સૂક્ષ્મતાથી દૃષ્ટિપાત કરતાં જણાય છે કે, મગધ સામ્રાજ્ય પાસે આ કાળે સેંકડોની સંખ્યામાં લડાયક હાથીઓ તૈયાર હતા. તેવી જ રીતે ૨૦,૦૦૦ બરાબર છે અશ્વસૈન્ય હોવા સાથે લગભગ ૨૦,૦૦૦૦ પાયદળ તૈયાર હતું. આ મહારાજાએ સિંધ–સોવિર સુધીના ક્ષત્રિય રાજાઓને કાબૂમાં રાખવા તલવારના બળે કામ લીધું હતું, જેનાં અંગે તે તેમાં ફાવ્યો હતો અને ક્ષત્રિય રાજાઓને પણ આ વીર પુરુષના પુરુષાર્થને કારણે તેના રાજ્યાદેશનો સ્વીકાર કરવો પડ્યો હતો.

આ પ્રમાણે નવમા નંદે મગધ સામ્રાજ્યની સત્તા જમાવવામાં લગભગ ત્રીશ વર્ષ જેટલો સમય ગાળ્યો. મગધ ઉપર ગણો અથવા તો ભારત ઉપર ગણો અથવા તો ગમે તે રાજસત્તાના ઉપર ગણો, પરન્તુ પરદેશી રાજ્યસત્તાના હાથમાં સ્વતંત્ર હિંદને પરતંત્ર થતાં બચાવવા માટે જ તેનો પ્રબળ પ્રયત્ન અને પુરુષાર્થ હતો. આ પુરુષાર્થી પ્રયાસોમાં જરૂર ઉત્તર, પશ્ચિમ અને મધ્ય ભારતના અનેક ક્ષત્રિય રાજ્યોને ભયંકર રીતે સહન કરવું પડયું હતું, અને ઘણાઓની નિર્દયતાથી કતલ થઇ હતી; છતાં આ રાજવીના વીરતાભર્યા પ્રયાસોએ કેટલું સુંદર પરિણામ ઉપજાવ્યું હતું તેના ઇતિહાસમાં જો આપણે સૂક્ષ્મતાથી ઉતરશું તો સમજાશે કે આ મહારાજાએ હિંદના રક્ષણાર્થે જ, પરદેશી ધૂસરીમાંથી તેને બચાવવા માટે જ અને વિધર્મી યાહુદીઓના હાથે સંસ્કારી પવિત્ર આર્ય ભૂમિને અપવિત્ર થતી અટકાવવા અર્થે જ પોતાના પુરુષાર્થી પ્રયાસો કર્યા હતા. શાહ સીકંદરે ભારત ઉપર કઇ રીતે આક્રમણ કરી પશ્ચિમોત્તર પ્રદેશોને જીત્યા હતા, તેનો અહેવાલ આ પછીનાં પ્રકરણોમાં રજૂ કરી, તેણે ચલાવેલી અમાનુષી કતલ અને સિંધના વીર પુરુષોએ આપેલ આદર્શ બલિદાનનો ઇતિહાસ રજૂ કરી સુજ્ઞ વાચકોને ખાતરી કરી આપશું કે મહારાજા નવમા નંદે જે પ્રદેશો જીતવામાં કાળા અશોક અને પરશુરામનું બિરુદ મેળવ્યું હતું તે વિદેશી સત્તાની ભયંકર કત્લેઆમ સાથે સરખાવતાં હિતકારી અને અલ્પ નિર્દય-હિંસક હતું.



# પ્રકરણ ૧૨ મું.

## પશ્ચિમ ભારતમાં અંધાધુંધી.

જે કાળે મગધ સામ્રાજ્ય ઉત્તર, પૂર્વ અને દક્ષિણ ભારતમાં જબરજસ્ત ક્રાન્તિ ફેલાવી રહ્યું હતું તે કાળે પશ્ચિમ ભારતમાં જબરજસ્ત પરિવર્તન થઈ રહ્યું હતું. પશ્ચિમોત્તર પ્રદેશોની રાજ્યવ્યવસ્થામાં અનેક જાતની ઉથલપાથલ થઈ રહી હતી પ્રસિદ્ધ વિજેતા શાહ સીકંદરે પર્શિયન સામ્રાજ્યના પ્રદેશો જેવા કે બાક્ટ્રીયા, આકેશિયા આદિ પ્રદેશોના સામ્રાજ્યની શક્તિનો વિનાશ કરી ત્યાં મેસીડોનીયન સામ્રાજ્યની સ્થાપના કરી હતી

વિજયની શરૂઆતમાં ગ્રીક સમુચિત રાષ્ટ્રોનો પરાજય કરી શાહ સીકંદરે પરશીયન સામ્રાજ્ય ઉપર આક્રમણ કર્યું હતું એશિયા માઇનોર, ફીનીશીયા, ઇજીપ્ત, બેબિલોનીઆ આદિ પ્રદેશોને સ્વાધીન બનાવી શાહ સીકંદરે ભારતની પશ્ચિમ સરહદ પર હલ્લો કર્યો આ સમયે શાહ સીકંદર પાસે લગભગ ૨,૦૦૦૦ હજાર સૈનિકોનું સુવ્યવસ્થિત લડાયક બળ હતું, જેના યોગે પશ્ચિમભારતની રાજ્યનૈતિક સ્થિતિમા ઘણુ જ પરિવર્તન થયુ. આ આક્રમણમાં અનેક અજેય દુર્ગોને જીતતો સીકંદર અટકથી સોળ માઈલ ઉત્તર તરફ ઊદભાણપુર નામે પ્રદેશ કે જે સિન્ધુ નદીની પેલી પાર હતો ત્યાં સુધી આવી પહોંચ્યો. સિન્ધુ પ્રદેશના પશ્ચિમ વિભાગની શક્તિશાળી જાતિઓ( રાજાઓ )ને જીતી, અનેક અજેય દુર્ગો–કિલ્લાઓ ઉપર પોતાનો વાવટો ફરકાવી શાહ સીકંદર સિન્ધુની આ પાર આવી પહોંચ્યો ભારતના દુર્ભાગ્યે કહો યા તો કળિકાળના પ્રભાવે કહો અથવા તો પંચમ આરાના પ્રભાવે કહો પરંતુ અનાદિકાળથી ભારતની સ્વતંત્રતા સાચવી રહેલ પ્રભાવશાળી નૃપતિઓને પણ શાહ સીકંદર જેવા પરદેશી યવન બાદશાહના સ્વામીપણાનો સ્વીકાર કરવો પડ્યો આમાં ભારતના પ્રાચીન ગૌરવશાલી નામચીન તક્ષશિલા નગરીના રાજા આમભીસ ( આમફીસ ) જેવા દેશદ્રોહીનું નામ ઘણું જ શરમીંદી રીતે ગવાયું.

ભારતના આ બેવફા કુપુત્રે પોતાના પાડોશી પંજાબનરેશ વીરપુત્ર પૌરસ જેવા બહાદુર નરેશના પરાજય માટે શાહ સીકંદરને દરેક જાતની સહાયતા આપી. તેણે અતિ ધામધુમથી શાહ સીકંદરનું સ્વાગત કર્યું અને આધીનતાસૂચક અનેક જાતનાં નજરાણાંઓ પણ ભેટ ધર્યાં. વળી તેની મદદના વચનથી પંજાબનરેશ પૌરસને આધીન થવાનો સંદેશ શાહ સીકંદરે દૂત દ્વારા તક્ષશિલાથી મોકલ્યો. જવાબમાં પૌરસે જણાવ્યું કે-**"નજરાણાથી નહિ પણ વીરતાથી તમારું સ્વાગત કરવા મારું લશ્કર તૈયાર છે."**

શાહ પૌરસ તુરતજ બહાદુરીથી ૨૦,૦૦૦ સુસજ્જિત સૈન્ય સાથે તૈયાર થઇ રણક્ષેત્રે કેશરીયા કરવા બહાર પડ્યો. પૌરસનું બળવાન શીખસૈન્ય જોઈ શાહ સીકંદરે યુક્તિથી કામ લેવાનો નિશ્ચય કર્યો, અને પોતાની સેનાનો જેલમ નદીના કિનારે પડાવ નાખી ત્યાં થોડા સમય માટે સ્થિરતા કરી.

જેલમ નદીના કાંઠે થોડા મહિના શાન્તિથી યોગ્ય સંધીની રાહ જોવામાં અને બહાદુર શીખ અમલદારોને દગા-પ્રપંચથી ફોડવાના પ્રયત્નો કરવા પાછળ ગાળ્યા, પરંતુ દેશભક્ત, રાજ્યભક્ત, વફાદાર શીખ અમલદારો અને સૈનિકો લોભવશ થઈ શાહની પ્રપંચ જાળમાં લેશમાત્ર ફસાયા નહી બહાદુર શીખ સૈન્યના એક પણ અમલદાર યા તો સૈનિકે તેની સામે પણ જોયું નહીં આ પ્રમાણે લગભગ ચાર મહિના જેટલો લાંબો કાળ જેલમ નદીના કાંઠા ઉપર નીકળી જતાં શાહ સીકંદર મુંઝાયો, પરંતુ જ્યાં ભારતનું દુર્ભાગ્ય પરાધીનતા માટે નિર્માણ થયેલું હોય ત્યાં તેને કોણ અફર કરી શકે ?

વર્ષાૠતુની શરૂઆતમાં કૃષ્ણપક્ષની અંધકારમય રાત્રિના સમયે વરસતી ભયંકર 'વર્ષા-ધારા અને વીજળીના કડકડાટમય સમયમાં જેલમ નદીના ચઢતા પાણીની પરવા ન કરતાં શાહ સીકંદરે આ અંધકારમય ભયંકર કાળ રાત્રિનો લાભ લેવાનો નિર્ણય કર્યો. વધતા જતાં જલપ્રવાહના પૂર વચ્ચેથી પોતાના પ્રચંડ સૈન્યના ઘણા ભાગને જેલમ નદીની પેલે પાર શાન્તિથી પ્રથમ પ્રહર સમયે ઊતાર્યું, ને ત્યાંથી જેલમના સોળ માઇલના પટ પર પહોં-ચ્યાબાદ તરત જ ઘોર વર્ષામય અંધારી રાત્રિનો લાભ લઇ પૌરસની અચેત અને નિદ્રાધીન સેના પર હલ્લો કરવા તૈયારી કરી

પૌરસને આ સમાચાર તુરત પહોંચી ગયા. દગાથી દિગ્મૂઢ થયેલ પૌરસે તુરત જ પોતાના પુત્રની સરદારી નીચે બે હજાર ચૂંટી કાઢેલ બહાદુર લડવૈયાઓની પ્રથમ ટુકડી લડાઇના મેદાનમાં ઉતારી, પરંતુ શાહ સીકંદરના સાવચેત સૈન્યે આમાંનાં ઘણા ભાગનો નાશ કર્યો અને બાકીનાઓને કેદી તરીકે પકડી લીધા આ યુદ્ધમાં પૌરસનો પુત્ર વીરતા-ભર્યું પરાક્રમ કરી મૃત્યુ પામ્યો આ પરાજયના સમાચારો તથા પોતાના પુત્રના બહાદુરીપૂર્વકના મૃત્યુ સમાચાર સાંભળી પૌરસ જાતે લશ્કરનું આધિપત્યપણું સ્વીકારી પોતાની વિશાળ સેના સાથે વીરતાથી રણક્ષેત્ર પર આવ્યો

જેલમ નદીના વીશ માઇલના વિશાળ રેતાળપટ ઉપર બન્ને બાજુનાં વિશાળ સૈન્યનું ભયંકર યુદ્ધ તે જ રાત્રિના સમયથી જામ્યું, જે ઘણા સમય સુધી ચાલ્યું. બન્ને બાજુની લડતી સેનાનો ઘણા જ વિશાળ પ્રમાણમાં કચ્ચરઘાણ નીકળી ગયો. હજારોની સંખ્યામાં બહાદુર વીરપુત્રોનું બલિદાન આ યુદ્ધમાં લેવાયું. પંજાબના વીર વફાદાર શીખ સૈન્યના એકેએક લડવૈયાએ યવન સૈન્યના લડવૈયાનો સુંદરતાપૂર્વક સામનો કરી મુક્તિ મેળવી. આ પ્રમાણે લગભગ ત્રણ ભાગનું શીખ સૈન્ય હણાયા બાદ કપરા સંજોગોમાં શાહ સીકંદરના હાથે વીર નરેશ પૌરસ કેદ પકડાયો.

શાહ સીકંદરે તક્ષશિલાનો કબજો લીધો અને ત્યાં પોતાનું આધિપત્યપણું જમાવી વિજયનો દરબાર ભર્યો. આ ભરદરબારમાં યોગ્ય ન્યાય માટે શાહ સન્મુખ વીરનૃપતિ પૌરસને શૃંખલાબદ્ધ ઊભો કરવામાં આવ્યો. તેનો ન્યાય ચૂકવતા શાહે પૂછયું કે—"એ ક્ષત્રિય વીર રાજવી! તમારી સાથે અમારે કઇ રીતે વર્તવું તે તમે જ જણાવો." પૌરસે પણ નીડરતાથી જવાબ આપ્યો કે—**"જેવી રીતે રાજાઓ આવા પ્રસંગે એક વીર રાજવી તરીકે વર્તાવ કરે છે તેવી રીતે."**

આ વીરતાભર્યા જવાબથી શાહ સીકંદર આશ્ચર્યચકિત થયો. વીર પૌરસના આ નીડર અને વીરતાભર્યા જવાબથી શાહ ઊલટો ખુશી થયો; અને તુરત જ બંધનમુક્ત કરી વીરરાજવી તરીકે તેનું સન્માન કર્યું અને તખ્ત ઉપર પોતાની બાજુમાં જ બેસાડી, તેને મિત્ર બનાવી પંજાબનું રાજ્ય પાછું સુપ્રત કર્યું; એટલું જ નહિ પણ તેની બહાદુરીના બદલામાં જેલમ, ચીનાબ અને રાવી આદિ રાજ્યો કે જે શાહે જીત્યાં હતાં તેનો તેને સૂબો બનાવ્યો. આ રીતે વીર પૌરસ સાથે મિત્રાચારી બાંધી શાહ સીકંદર ત્યાંથી આગળ વધ્યો.

આ સમયે ઉત્તર ભારતમાં મગધ, કોશલ, વત્સ અને અવન્તીનાં ચાર સામ્રાજ્યો પ્રબળ સત્તાધીશ રાજ્યકર્તાઓ તરીકે રાજ્ય કરતાં હતાં. મગધની રાજ્યધાની પર નંદવંશના રાજા મહાપદ્મનો રાજ્યામલ હતો. કોશલપ્રાન્તની રાજ્યધાની શ્રાવસ્તી અથવા સાવથ્થીમાં હતી; વત્સપ્રાન્તની રાજ્યધાની કૌશાંબીમાં હતી અને અવન્તીની રાજ્યધાની ઉજ્જૈન હતી.

અંગ, મગધ, કાશી, કોશલ, વૈજન, મલ્લ, ચેદિ, વત્સ, કુરુ, પાંચાલ, સુરસેન, મત્સ્ય, અસ્સક, અવન્તી, ગાંધાર અને કંબોજ—આ પ્રમાણે સોળ પ્રાન્તમાં ભારત વહેંચાયેલો હતો, અને સોળે પ્રાન્ત ઉપર અલગ અલગ રાજાઓનું આધિપત્ય હતું. આ બધામાં મગધ, કોશલ, વત્સ અને અવન્તીની રાજ્યસત્તા પ્રબળ ગણાતી હતી.

શાહ સીકંદર પૌરસ રાજાને પોતાનો પરમ સહાયક અને આધીન મિત્ર બનાવી આગળ વધ્યો, જેના પરિણામે નાનાં નાનાં રાજ્યોએ કોઈપણ જાતની આનાકાની કર્યા વિના સીકંદરની હકુમતનો સ્વીકાર કર્યો. કેટલાક વીર રાજાઓએ તેની સત્તા સ્વીકારવામાં

નાનપ સમજી તેનો સામનો કર્યો, અનેક સ્થળોએ ભયંકર યુધ્ધો પણ થયાં, પરંતુ ધીરે ધીરે વિજય કરતો સીકંદર બ્યાસ નદીના તટ સુધી પહોંચી ગયો.

આ સમયે બહાદુર ભારતીય સૈન્યથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયેલા સીકંદરના સૈન્યે આગળ વધવાનો ઇન્કાર કર્યો. સીકંદરે સૈન્યને અનેક રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, અનેક રીતે જોમ ઉત્પન્ન કરનારી લાલચો પણ બતાવી; છતાં આ સૈન્ય યુદ્ધથી એટલું બધું તો થાકી અને ત્રાસી ગયું હતું કે લશ્કરે કોઇપણ પ્રકારે અને જોખમે આગળ વધવાની ના પાડી. પરિણામે સીકંદરને ત્યાંથી પાછું ફરવું પડયું અને તેના સ્મરણચિહ્ન તરીકે બ્યાસ નદીના તટ ઉપર સીકંદરે પોતાનું સ્મારક બનાવી, દેવ–દેવીની પૂજા કરી, જેલમ તરફ પ્રસ્થાન કર્યું.

કોઇપણ જાતની અડચણ વગર શાહ સીકંદર જેલમ પહોંચી ગયો. ત્યાં તેણે ભારે દરબાર ભરી પોરસરાજાને બ્યાસ નદીથી માંડી જેલમ નદીના સુધીના પ્રદેશોનો સેટ્રપ (સૂબો) બનાવ્યો. જેલમથી સિન્ધુ નદી સુધીના પ્રદેશોનો સૈટ્રપ (સૂબો) આંભીસ રાજાને બનાવ્યો. સિન્ધના પશ્ચિમ વિભાગના પ્રદેશનો સૈટ્રપ (સૂબો) ફ્રીલીપોશ નામના સેનાપતિને બનાવ્યો. આ પ્રમાણે પોતાના જીતેલા પ્રદેશોનો પ્રબંધ કરી સીકંદર પોતાના દેશ તરફ પાછો ફર્યો, પરંતુ પાછા ફરવામાં નવા જ માર્ગનું તેણે અનુસરણ કર્યું. જેલમ નદીના તટ ઉપર ૨,૦૦૦ જહાજોમાં વિજેતા તરીકે મેળવેલ નજરાણાની લક્ષ્મી અને રત્નભંડારો ભરી, લશ્કરને સાથે લઇ, ભારતના પશ્ચિમ વિભાગે પોતાનું સામ્રાજ્ય જમાવી શાહ સીકંદરે જળમાર્ગે પ્રયાણ કર્યું.



## પ્રકરણ ૧૩ મું

### ભારતની વીર પ્રજાનું ભયંકર બલિદાન.

જેલમ નદીના વિશાળ પટદ્વારા પ્રસ્થાન કરતાં ૨,૦૦૦ લશ્કરી જહાજોની મધ્યમાં શાહ સીકંદરનું જહાજ બાદશાહી ઠાઠથી ચાલી રહ્યું હતું. આ સમયે પંજાબની પાંચ નદીઓના મધ્યસ્તે દક્ષિણ અને બીજા પ્રાન્તોમાં શિલોઇ (શિવી), અગલાસોઇ, મલ્લોઇ (માલવ), આકિસડ્રાકોઈ (તક્ષક) આદિ જાતિઓ નિવાસ કરતી હતી. તેઓનાં નાનાં નાનાં રાજ્યોને પ્રજાસત્તાક રાજ્યોની ઉપમા અપાતી હતી. આ રાજ્યોની શક્તિ ભારતના અન્ય રાજ્યો કરતાં અધિક હતી.

અગલાસોઇ રાજ્ય પાસે ૪૦,૦૦૦ પાયદળ અને ૩,૦૦૦ અશ્વસૈન્ય હતું. આ જ પ્રમાણે અન્ય રાજ્યો પાસે પણ શૂરવીર, શક્તિશાળી વીર સૈન્ય હતું. આ વીર રાજ્યો ઐક્યતાપૂર્વક શાહ સીકંદરનો સામનો કરવા માગતા હતા, પરન્તુ શાહ સીકંદરે પોતાના બુદ્ધિબળે તેમને એકત્ર થવા ન દીધા, અને તેઓ એકત્ર થાય ત્યાર પૂર્વે બે રાજ્યોને યુક્તિપૂર્વક જીતી લીધાં પરિણામે અગલાસોઇ પ્રજાસત્તાક રાજયના ૨,૦૦,૦૦ નરનારી અને બાળકોએ યવન રાજ્યની સરદારી નીચે પરતંત્ર બનવા કરતાં સ્વબળિદાન સર્વશ્રેષ્ઠ ગણી એકી સાથે ભયંકર અગ્નિપ્રકોપ કરી કીર્તિવંત બળિદાન દીધું.

આ સમયનું વર્ણન કરતાં ઇતિહાસકારો જણાવે છે કે આ ૨,૦૦,૦૦ ના સામુદાયિક અગલાસોઇની વીર પ્રજામાંથી એક પણ બાળક જીવતું સીકંદરના હાથમાં આવ્યું નહિ કે જેને કેદી તરીકે પકડી અથવા તો તેના ઉપર રાજ્ય કરી તેને પરતંત્ર બનાવવા શાહ સમર્થ થાય.

બીજી બાજુ માલવ અને તક્ષક પ્રજા પણ એકત્ર થઇ ન શકી. સબબ તેમાં સંયુક્ત સૈન્યની સરદારીના સંબંધમાં આંતરિક મતભેદ ઊભો થયો. પરિણામે શાહ સીકંદરની સામે

થવાના બદલે તેઓના શસ્ત્રોનો અંદર અંદર લડવામાં ઉપયોગ થયો, જેનો લાભ શાહ સીકંદરે તુરત જ ઉઠાવી માલવ રાજ્ય ઉપર આક્રમણ કર્યું અને દૂર દૂર સુધી માલવ પ્રજાનો પીછો પકડી તેમને નસાડી મૂકયા. આ યુદ્ધમાં આ વીર લડવૈયાઓને પરાજીત કરતાં એક માલવી વીરપુત્રના હાથે શાહ સીકંદર સખત રીતે ઘવાયો. તે સમયે તે કાતીલ ઘાના લીધે તાત્કાલિક મૃત્યુ ન પામતાં શાહ પાંચ વર્ષ સુધી બીછાનાવશ રહ્યો અને અંતે ઘાના પરિણામે યુવાનવયે મૃત્યુને વશ થયો.

માલવ અને તક્ષક પ્રજા જો ઐક્યતાના બળે શાહ સીકંદરનો સામનો કરવા સમર્થ થઈ હોત તો ઇતિહાસકારો લખે છે કે ૬૦,૦૦૦ પાયદળ સૈન્ય, ૧૦,૦૦૦ ઘોડેશ્વાર સૈન્ય અને ૬૦૦ રથારૂઢ સૈન્યના બળે શાહ સીકંદરને હરાવવા આ વીર પ્રજા જરૂર સમર્થ થાત.

શાહ સીકંદરના સમયમાં સિન્ધની રાજ્યધાની **અહોર** નામના શહેરમાં હતી, જેના રાજાનું નામ **મૂસિકેનો** હતું. આ રાજા પરાક્રમી, વીર અને શક્તિવાન હતો. યુદ્ધ કર્યા વિના તેણે શાહ સીકંદરની આધિનતા સ્વીકારી નહી. એટલે શાહ સીકંદરને તેના ઉપર ચઢાઈ કરવી પડી. ભયંકર યુદ્ધમાં બન્ને બાજુના સૈન્યનો ઘાણ નીકળ્યા પછી અંતમાં સિન્ધ નરેશ પરાજીત થયો, અને આખરે સિન્ધ પ્રાન્ત પણ શાહ સીકંદરના હાથમાં ચાલ્યો ગયો.

આ પ્રમાણે જેલમ નદીથી સિન્ધ પ્રાન્ત સુધી વિજયી બનતો શાહ સીકંદર સમુદ્ર તટ સુધી પહોંચી ગયો. સમુદ્ર કિનારે પહોંચ્યા પછી તેણે પોતાની સેનાના બે વિભાગ કરી ન્યાકર્સ નામના સેનાપતિને જલમાર્ગે ઇરાન પહોંચવાની આજ્ઞા કરી, અને સ્વયં પોતે ઘાયલ થયેલ હોવા છતાં બલુચિસ્તાન અને મકરાનાના જંગલોમાં થતો સ્થળમાર્ગે ઇરાન પહોંચ્યો. સ્થળમાર્ગના રસ્તામાં શાહ અને તેના લશ્કરને નાનાવિધ દુઃખો સહન કરવાં પડ્યાં હતાં. ઇરાન પહોંચ્યા પછી શાહ સીકંદર પોતાના જીતેલા ભારતીય પ્રદેશોને ફરીથી જોવા ન પામ્યો, અને લગભગ ઇ. સ. પૂર્વે ૩૨૩ માં મૃત્યુ વશ થયો.

શાહ સીકંદરે ભારતની ચઢાઇમાં વીર રાજવીને છાજે તેવી રીતનું નીતિમય વર્તન બહુધાયે દાખવ્યું હતું. તેની સાથે આ કાળની ભારતીય પ્રજા પણ ભીરુ ન હતી. માત્ર ફાટફૂટ અને આંતરિક કુસંપના કારણે જ આ સમય ભારતી પ્રજાની અધોગતિ થઇ હતી.

ભારતીય પ્રજાએ અનેક સ્થળોએ સીકંદર શાહનો વીરતાપૂર્વક સામનો કર્યો હતો. બાજપક્ષીની ગતિની જેમ ચાલતાં સીકંદરને હિન્દુકુશથી સિન્ધ સુધીના નજદિક પ્રદેશોમાં જતાં દસ માસ થયા હતા. સિન્ધથી બ્યાસ સુધી સોળ મહિના લાગ્યા હતા. આ ઉપરથી ભારતીય વીર પ્રજાની ગૌરવશાળી શક્તિનું આપણને ભાન થાય છે.

યુવાન વિજેતાના આક્રમણના કારણે પશ્ચિમોત્તર ભારતની નૈતિક રાજ્યસ્થિતિમાં સારું પરિવર્તન થયું હતું. તેની જ રીતે ઉત્તરહિંદમાં પણ મગધ સામ્રાજ્યના ખંડીઆ રાજાઓમાં

પણ કુસંપ ફેલાયો હતો. જેઓમાંથી ઘણો વિભાગ મગધ જેવી પ્રાચીન સંસ્કારી રાજ્યગાદીના ભોક્તા જૈન રાજાઓના રાજ્યામલની વિરુદ્ધ બન્યે જતા હતા. મગધ રાજ્યના ખંડીઆ રાજાઓ એવી તક શોધતા હતા કે જેથી તેઓ શુદ્ધ સનાતનધર્મી ક્ષત્રિય રાજકુળને મગધની રાજ્યગાદી ઉપર સ્થાપી શકે.

## યુદ્ધના સામનાની ભયંકર તૈયારીઓ—

મહારાજા મહાનંદનાં ૩૦ વર્ષો મગધ સામ્રાજ્યની સીમા વધારવા પાછળ રણક્ષેત્રમાં ગયાં તેવી જ રીતે તે પછીનાં તેર વર્ષો પણ ભયંકર યુદ્ધસામગ્રી તૈયાર કરવા પાછળ ગયાં; કારણ કે ભારત ઉપર શાહ સીકંદરનું ભયંકર આક્રમણ શરૂ થઈ ગયું હતું અને પશ્ચિમ ભારતમાં તેણે રાજ્યની સ્થાપના પણ કરી હતી. જો આ સમયે લશ્કરી વ્યૂહરચના મહારાજા પદ્મનંદે ન કરી હોત તો જરૂર વિજેતા શાહ સીકંદર પશ્ચિમ વિભાગથી ઉત્તર અને પૂર્વ સુધી પહોંચી જાત, કારણ કે તેણે પૂર્વ અને પશ્ચિમના પ્રદેશો જીતવા ૫૦,૦૦૦ ના લશ્કરની યુદ્ધ સામગ્રી મગધ પર ચઢાઈ કરવા માટે તૈયાર કરી હતી, પરન્તુ ચઢાઈ કરતાં પહેલા તેણે પોતાના મિત્ર બનેલ મહારાજા પૌરસની સલાહ માગી, જેનો નકારાત્મક જવાબ મહારાજા પૌરસે જણાવ્યો.

પૌરસના મુખ દ્વારા મહારાજા મહાપદ્મની વીરતાભરી ને પ્રભાવશાળી વ્યૂહરચના સાંભળી શાહ સીકંદરે મગધ સામ્રાજ્યના પશ્ચિમ તરફના એક પણ પ્રાંતની છેડતી કરવાનું માંડી વાળ્યું. કારણ એમાં સંપૂર્ણ જોખમ હતું અને તેને ધાસ્તી લાગી કે રખેને પોતાના હાથે જીતેલા પ્રદેશો પણ પાછા ખેંચાઈ જાય.

આ સંબંધમાં "મૌર્ય સામ્રાજ્ય"ના ઈતિહાસકાર જણાવે છે કે—

"નિઃસન્દેહભરી હકીકત છે કે શાહ સીકંદરના આક્રમણ પહેલાં મગધ સામ્રાજ્ય પર રાજ્યકર્તા મહાપદ્મ નંદ રાજાએ પોતાની હકુમત ઘણા પ્રાંતો ઉપર જમાવી હતી, જેમાં પુરાણાદિ ગ્રંથોથી પણ અમોને સમજાય છે કે આ મહાપદ્મ રાજાએ ઘણી જાતિ અને રાષ્ટ્રો પર વિજય મેળવ્યો હતો."

જુઓ પ્રોફેસર મેક્ષમૂલરની હીસ્ટ્રી ઑફ સંસ્કૃત લીટરેચર્સ, અલ્હાબાદ એડીસન, પાનું ૧૪૩.

પુરાણોમાં નંદનું વર્ણન નીચે પ્રમાણે આવે છેઃ—

महापद्मनंदस्ततः शूद्रागर्भोद्भवोऽतिलुब्धोऽतिबलो महापद्मनन्द नामा परशुराम इवापरोऽखिलक्षत्रियान्तकारी भविष्यति । ततः प्रभृति शूद्रा भूपाला भविष्यन्ति । स च एकच्छत्रामनुल्लंघितशासनो महापद्मः पृथ्वीं भोक्ष्यति । विष्णुपुराण IV; Ch. XXIV.

ભાગવત પુરાણમાં પણ કહ્યું છે કેઃ—

महानन्दी सुतो राजन्! शूद्रागर्भोद्भवो बली ।
महापद्मपतिः कश्चिन्नन्दः क्षत्रविनाशकृत् ॥

ततो नृपा भविष्यन्ति—

स एकच्छत्रां पृथिवीमनुल्लंघितशासनः ।
शासिष्यति महापद्मो द्वितीय इव भार्गवः ॥ स्कन्ध १२, अ० २.

વળી કળિયુગ રાજવૃત્તાંતમાં જણાવેલું છે કેઃ—

महानन्देश्च शूद्रायां महिष्यां कलिचोदितः ।
उत्पस्यते महापद्मो धननन्द इति श्रुतः ॥
अतिलुब्धोऽतिबलो सर्वक्षत्रान्तको नृपः ।
ऐक्ष्वाकांश्च पाञ्चालान् कौरव्यांश्च हैहयान् ॥
कालकानेकलिङ्गांश्च शूरसेनाश्च मैथीलान् ।
जित्वा चान्यांश्च भूपालान् द्वितीय इव भार्गवः ॥
एकराट् स महापद्मः एकश्छत्रो भविष्यति ।
स कृत्स्नामेव पृथिवीमनुल्लंघितशासनः ॥
शासिष्यति महापद्मो मध्ये विन्ध्यहिमालयोः ।
ततः प्रभृति भविष्यन्ति शूद्रायाः नृपाः कलौ ॥ भाग ३, अध्याय २.

ઉપર પ્રમાણે ધાર્મિક ગ્રંથો પણ વીર રાજવી મહાપદ્મની વીરતાની નોંધ લે છે કે જે નોંધ લેતાં તેમને ક્ષત્રિય રાજાઓને મહાત કરવામાં તેને પરશુરામ તુલ્ય બળ વાપર્યું હતું અને મગધ સામ્રાજ્યની સીમા વધારી હતી એમ એક મતે ઉચ્ચારવું પડયું છે.

મગધ સામ્રાજ્ય પ્રાચીન અનાદિકાળનું સામ્રાજ્ય ગણાતું હતું અને મગધની રાજગાદી ઉપર બળવાન ક્ષત્રિય વીર રાજવીઓ સનાતનધર્મની ગૌરવતા વધારનારા થયા હતા. તેના બદલે અત્યારે જૈનધર્મી વીર રાજાઓ સનાતનધર્મી રાજાઓને મહાતકર્ત્તા થઇ પડવાથી પુરાણ આદિ વેદાંતિક ગ્રંથોએ નંદવંશી વીર રાજાઓની શૂદ્ર રાજવીઓ તરીકેના શબ્દોમાં નોંધ લીધી છે, તે ખરેખર દિલગીર થવા જેવું છે. આ બધાના ઊંડાણમાં ઉતરતાં સમજાય છે કે મહારાજા નંદે નબળા ક્ષત્રિય રાજ્યોને છતી એક-

છત્ર તળે કરવામાં સાહસ દાખવ્યું હતું, કારણ તેને યુનાની આક્રમણની ગુપ્તચરો મારફતે માહિતી મળી હતી કે જે યુનાની પ્રજા ભારતને અખૂટ દ્રવ્યવાન અને સંસ્કારી જાણી જીતવા ગુપ્ત તૈયારીઓ કરતું હતું. આ રાજ્યશેતરંજની રમતની માહિતી મગધ સામ્રાજ્ય અન્ય રાજ્યને આપી શકે તેમ હતું નહિ અને અન્ય નાનાં નાનાં રાષ્ટ્રોને આની ગતિ સમજાઇ નહિ, પણ જ્યારે શાહ સીકંદર દ્વારા ભારતની પશ્ચિમની પ્રજાને પરતન્ત્ર થયાની માહિતી તેમને પડી ત્યારે તેમને મહારાજા મહાપદ્મની શેતરંજની રાજ્યરમતની સમજ પડી અને તેમાં સંતોષ દાખવ્યો.

સૂજ્ઞ વાચક! પરન્તુ જ્યાં ભાગ્યવિધાતા જ નંદવંશના વિનાશ માટે પ્રેરાએલ હોય અને **"નામ તેનો નાશ"** એ કહેવત પ્રમાણે મોડા યા વહેલા નંદવંશનો નાશ થવાનું લખાયું હોય, જેમાં કાંઇક સબળ કારણ મળવું જોઇએ તે જ માફક મહારાજા મહાપદ્મના હાથે પંડિત ચાણાક્ય જેવા ત્રિદંડી યોગીનું અપમાન થયું જેના બદલામાં મગધની પ્રભાવશાળી રાજ્યગાદી તત્પશ્ચાત્‌નાં તેર વર્ષોમાં ક્ષત્રિય લિચ્છવી વંશના મૌર્ય કુળમાં જન્મેલ ચંદ્રગુપ્તના હાથમાં ગઈ, જેનું રસિક વૃત્તાંત હવે પછીના પ્રકરણમાં જણાવવામાં આવશે



# પ્રકરણ ૧૪ મું.

---

## ચાણાક્યનું અપમાન.

ભારતના ઇતિહાસમાં પ્રથમ પંક્તિના અર્થશાસ્ત્રી અને તર્કશાસ્ત્રીનું માન ધરાવનાર, યોગ, મંત્ર અને સમર્થ વેદાંતિક પંડિત ચાણાક્ય ત્રિદંડી યોગી સ્વરૂપે મહારાજા મહાપદ્મને શુભાશિષ દઇ સંતોષકારક દાન મેળવવાની ઇચ્છાએ એક દિવસ પ્રભાતના સમયે મહારાજા મહાપદ્મ જે ઓરડામાં બેસી આદર્શ યોગીઓની કદર કરી તેમની મનોકામના પૂર્ણ કરતો હતો ત્યાં જઈ ચઢ્યો. ચાણાક્ય ત્રિદંડી તાપસના વેષમાં હતો, અને તેનો દેખાવ ઉગ્ર અને પ્રભાવશાળી મહાન્ રાજયોગી જેવો હતો.

જે સમયે આ યોગીરાજ મહારાજા નંદના રાજમહેલે ગયા તે સમયે મહારાજા નંદ રાજ્યવ્યવસ્થાની કંઇક ખટપટમાં અમાત્યવર્ગ સાથે ગુંચવાયેલ હતો, એટલે મહારાજાને યોગીરાજવાળા ઓરડામાં આવતાં ઢીલ થઇ. આ ઓરડામાં અલગ અલગ આસનોવાળી બેઠકો ગોઠવેલી હતી. આ બેઠકો પૈકી એક ઉચ્ચ આસન મહારાજા માટે હતું; બીજાં આસનો આશીર્વાદ દેવા પધારેલ યોગીઓ અને વિદ્વાનો માટે હતાં.

પંડિત યોગીરાજે ઓરડામાં પ્રવેશ કરતાં જ મહારાજા નંદ માટે રાખેલ આસન ઉપર બેઠક લીધી. ત્યાં બેસવામાં તેનો આશય એવો હતો કે ઊંચા આસને બેસી આશીર્વાદ દેવાનું ફળ આશીર્વાદ લેનારને પૂરેપૂરું લાભદાયક મળે છે, અને તેની સમજ પણ એમ જ હતી કે આ ઉચ્ચ આસન અભ્યાગત તરીકે પધારેલ મહાન્ યોગીઓ માટે જ હશે. નિર્દોષ ઉચ્ચ કોટીના કલ્યાણકારી ભાવોથી પધારેલ આ ત્રિદંડી તાપસ પાસેથી ઉચ્ચ કોટીના આશીર્વાદો મેળવવાનું, અથવા તો તેનો સાથ લઇ નંદવંશની રાજ્યગાદીને ચક્રવર્તીતુલ્ય એકછત્ર બનાવવાનું નંદવંશના નશીબમાં નહિ લખાએલ હોય, જેથી ભવિતવ્યતાના યોગે એવો અણધાર્યો પ્રસંગ ઉપસ્થિત થયો કે આશીર્વાદ મેળવી તપસ્વી યોગીને પ્રસન્ન કરવાના બદલે તેને ક્રોધાયમાન અગ્નિ ઝરતો કરી નંદવંશ પર શ્રાપ વર્ષાવવાના કારણભૂત બનાવ્યો. પરિણામે નંદવંશની રાજ્યગાદી ટૂંક સમયમાં આ ત્રિદંડી તપસ્વીના પ્રયાસથી મૌર્યવંશના હાથમાં ગઇ.

મહારાજા નંદના આસન ઉપર બેઠેલ આ ઉગ્ર સ્વરૂપ જટાધારી તાપસને જોઈ એક દાસીને તેના પ્રત્યે ગુસ્સો ચઢ્યો તેણીએ સરળ અને નમ્ર ભાષામાં વિદ્વાન્ તાપસને બીજા આસન ઉપર બેસવાનું કહેવાને બદલે ઉગ્ર ભાષામાં અને અપમાનકારક શબ્દોમાં યોગીરાજને હાડોહાડ વ્યાપી જાય તેવા તિરસ્કારપૂર્વક ત્યાંથી ઉઠવા કહ્યું.

એક દાસીનું આ રીતનું ઉદ્ધતાઇભર્યું વર્તન જોઈ તાપસ ક્રોધે ભરાયો, અને ક્રોધના આવેશમાં તે આસન ઉપરથી ઉઠવાને બદલે નજદિકમાં બીજું આસન ખાલી હતું તે ઉપર તેણે પોતાનું કમંડળ મૂકયું, અને દાસી કરતાં વધુ ઉગ્રતાથી જવાબ આપ્યો કે **"અહિ મારું કમંડળ રહેશે."**

દાસી વિશેષ ભાન ભૂલી, અને **" સ્રીની બુદ્ધિ પગની પાનીએ "** તે ઉક્તિ પ્રમાણે સ્રીસ્વભાવ મુજબ તેણી આ તપસ્વી સાથે વધુ ઉદ્ધત બની. પરસ્પર ઉગ્ર ચર્ચામાં બન્ને જણાંએ માજા મૂકી. યોગીનો ક્રોધ માજા મૂકવા લાગ્યો, અને તેણે ક્રોધના આવેશમાં અતિશય ઉગ્રસ્વરૂપી બની ત્રીજા આસન પર પોતાનો દંડ, ચોથા ઉપર જપમાળ અને પાંચમા ઉપર જનોઈ મૂકી અને બાકી રહેલ બે આસનો પર પોતાના બે પગ મૂકી રોકી લીધાં. આમ પરસ્પર વાતાવરણ ઉગ્ર બનતાં સ્રીસહજ ક્રોધ ભભૂકી ઊઠ્યો. મદાંધ થએલ દાસીએ ગુસ્સાના આવેશમાં આવી ઉદ્ધતાઈપૂર્વક યોગીરાજની પીઠ ઉપર લત્તા પ્રહાર કર્યા. જે સમયે દાસી યોગીરાજની પીઠ ઉપર પ્રહાર કરતી હતી તત્ક્ષણે જ મહારાજા નંદનું ત્યાં આવવું થયું.

મહારાજાએ ભવિતવ્યતાને કારણે દાસીને ઠપકો ન દેતાં પંડિત યોગીરાજનું વિશેષ અપમાન કરવું શરૂ કર્યું, અને હાજર રહેલ દાસદાસીઓને આ યોગીરાજને પકડી કેદ કરવા ફરમાવ્યું; પરન્તુ ક્રોધરૂપી અગ્નિજવાળાથી બળતા, તિરસ્કારથી તપેલા, રક્તમુખી યોગીરાજ ચાણાકયના ઉગ્ર તેજ સામે કોઇની હિંમત તેને પકડવાની થઈ નહિ ખુદ આ યોગીરાજે જ બેઠકનો ત્યાગ કરી ઊભા થતાં જ મહારાજાએ કરેલ પોતાના અપમાનનો બદલો લેવા સહુની સન્મુખ નીચેની ભીષ્મપ્રતિજ્ઞા કરી.

" મહાવાયુ જેમ વૃક્ષને મૂળથી ઉખેડી નાંખે તેમ હું નંદરાજાને ઉખેડી ઉન્મૂલન્ કરી નાખીશ મહારાજા નંદને મહાત કર્યા વગર કદાપિ કાળે આ મારા મસ્તકની શિખા ( ચોટલી ) છૂટવાની નથી " આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી માથાનાં કેશને બાંધી, ક્રોધથી તપેલ ચાણાકય તરતજ નગર છોડી ચાલ્યો ગયો.

નગર છોડતાં સમયે મૌલીમાણિકય સમાન ચાણાકયને પૂર્વવૃતાંતનું સ્મરણ થયું. **" હું બિંબાતરિત રાજા થવાનો છું "** તેથી તેણે રાજા થવાને લાયક કોઈ યોગ્ય પુરુષની શોધમાં જવાનો નિશ્ચય કરી પૃથ્વીતલ પર પરિભ્રમણ કરવા માંડયું.

સુજ્ઞ વાચક, આ સ્થળે પંડિત ચાણાકયનો પૂર્વવૃતાંત રજૂ કરવાની ખાસ આવશ્યકતા હોવાથી અમો પંડિત ચાણાકયની પૂર્વ જીવનપ્રભા હવે પછીના પ્રકરણમાં રજૂ કરીએ છીએ.

---

# પ્રકરણ ૧૫ મું.

## ચાણાકયની જીવનપ્રભા.

પંડિત ચાણાકયના સંબંધમાં કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પરિશિષ્ટ પર્વના આઠમા સર્ગમાં ,જણાવે છે કે ગોલ ( ગૌડ ) દેશના ચણક નામના ગામમાં ચણીક નામે બ્રાહ્મણ રહેતો હતો. તેને ચણકેશ્વરી નામે ભાર્યા હતી. ચણકેશ્વરીએ એકદા દાંત સહિત બાળકને જન્મ આપ્યો. **જન્મસમયે ચાણાકયના જડબામાં દાંતો હતા અને** એ દાંત તો જડબાની બહાર આવેલા હતા. જન્મતાં જ બાળકનું આવું વિચિત્ર સ્વરૂપ નિહાળી જૈનધર્મ પાળતા ચણીક બ્રાહ્મણે નજદિકના ઉપાશ્રયમાં રહેલા શ્રી સાગરસૂરિ નામના પ્રખ્યાત શ્રુતજ્ઞાની જૈનાચાર્યને તેનું ભાવીફળ પૂછતાં તેમણે જ્ઞાનના ઉપયોગદ્વારા દર્શાવ્યું કે—" આ બાળક ભવિષ્યમાં ચક્રવર્તીતુલ્ય વૈભવ ભોગવનાર સમ્રાટ થશે. "

' બ્રાહ્મણને ત્યાં કદાપિ કાળે રાજ્યગાદી શોભે જ નહી અને આ મારો પુત્ર જો રાજા થશે તો અવશ્ય તેને નરકમાં જવું પડશે, માટે તેની નરકગતિનું નિવારણ કરું. ' એમ વિચારી ચણીકે કાનસ લઇ બાળકના આગલા બે દાંતો ઘસી નાખ્યા પછી તુરત જ પાછા ઉપાશ્રયે જઈ મહારાજને પોતાનું કૃત્ય કહી સંભળાવ્યું. એટલે સૂરિજીએ જવાબ આપ્યો કે—" હે ચણીક ! તારા કરેલા કૃત્યથી તારા પુત્રની રાજ્યગાદી જતી રહી છે. તેના બદલામાં તેને ભવિષ્યમાં **ભારતના મહાન અમાત્યનું પદ સમ્પૂર્ણ સત્તા સાથે મળશે.** હે મહાનુભાવ ! ભાવીના વિધાનને ફેરવવાનું જોખમ છોડી દઈ તેના ભાગ્યાનુસાર વર્તવા દે. "

બાદ ચણીકે બાળકની સુંદર રીતે સંભાળ રાખી. આ ચણીક બ્રાહ્મણ પણ મહાન્ અર્થશાસ્ત્ર ને નીતિશાસ્ત્રનો જાણનાર હતો. પુત્રનાં લક્ષણ પારણામાથી જણાય તેવી રીતે બાર વર્ષનો બાળક થતાં તેનામાં અજબ ચાતુર્ય જોઇ, તેના વિકાસ માટે ગરીબ ચણીકે મહામુશીબતોનો બોજો માથે વ્હોરી, ગરીબ અવસ્થા હોવા છતાં બાળકના ઉદયની ખાતર કનોજથી તે પંજાબની તક્ષશિલા નગરીએ રહેવા ગયો. ત્યાં તેણે તક્ષશિલાની મહાન વિદ્યાપીઠમાં

વિદ્યાભ્યાસ કરવાને મૂકયો. તે વિદ્યાપીઠ તે સમયે સમસ્ત ભારતની આદર્શ સંસ્થા ગણાતી હતી. આ વિદ્યાપીઠમાં લગભગ પંદર વર્ષ સુધી અખંડ બ્રહ્મચારી તરીકે રહી આ બ્રહ્મપુત્ર વિષ્ણુદત્ત ઊર્ફે ચાણુાકયે એવી સુંદર વિદ્યા પ્રાપ્તિ કરી કે જેના યોગે ભવિષ્યમાં તે ભારતવર્ષનો મહાન્ ધુરંધર નીતિવેત્તા અને અજોડ અર્થશાસ્ત્રી તરીકે અમર કીર્તિને પાત્ર બન્યો.

વિવિધ તીર્થકલ્પના કર્તા શ્રી જિનપ્રભસૂરીશ્વરજી "શ્રી પાટલિપુત્રકલ્પ" નામના કલ્પમાં જણાવે છે કે: "ભરત, વાત્સાયન અને ચાણુાકય, એ ત્રણુ રત્નો, મગધની ગાદી સાથે સંબંધ ધરાવનારા થયા છે. તેઓ મંત્ર, તંત્ર ને યંત્રવિદ્યામાં તેમજ ધાતુવાદ, રસવાદ, નિધિવાદ, અંજન, ગૂટિકા, પાદપ્રલેપ, રત્નપરીક્ષા, વાસ્તુવિદ્યા, પુરુષ, સ્ત્રી, હાથી, ઘોડા અને બળદ વિગેરેના લક્ષણોના જાણુકાર, ઇંદ્રજાળ વિગેરેના જ્ઞાતા અને ગ્રંથો તેમજ કાવ્યોમાં અત્યંત પ્રવીણુ હતા. આ સર્વે સવારમાં નામસ્મરણુ કરવા લાયક છે." આ હકીકતને લગતા મૂળપાઠ નીચે પ્રમાણે છે:—

**भरत–वात्सायन–चाणाक्यलक्षणे रत्नत्रये मंत्र–यंत्र–तंत्र–विद्यासु रसवाद्–धातु–निधिवादाञ्जन–गुटिका–पादप्रलेप–रत्नपरीक्षा – वास्तुविद्या–पुं–स्त्री–गजाश्व–वृषभादि–लक्षणेन्द्रजालादिग्रंथेषु काव्येषु च नैपुणचणास्ते ते पुरुषा प्रत्यूपुः प्रत्यूषकीर्तनीयनामधेयाः ॥**

આ ઉપરથી સમજી શકાય છે કે વિક્રમ સંવત ૧૩૮૯ માં રચાયેલ ઉપરોક્ત ગ્રંથમાં શ્રી જિનપ્રભસૂરિ જેવા આચાર્ય જ્યારે ચાણુાકયની મુક્તકંઠે પ્રશંસા કરે છે ત્યારે વીસમી સદીના ઇતિહાસ અને સાહિત્યકારોએ તેમની કેટલી કીંમત આંકવી તે પોતે જ સ્વયં વિચારી લે.

પંડિત ચાણુાકયનાં પિતાએ પોતાના વિદ્વાન્ પુત્રના ઊંચ કુલીન ગોત્રની બ્રાહ્મણુકન્યા સાથે લગ્ન કરી આપ્યાં. બાદ ટૂંક સમયમાં તેનો સ્વર્ગવાસ થયો. લગ્ન પછીના અલ્પ સમયમાં ચાણુાકયની આર્થિક સ્થિતિમાં જોઇએ તેવો સંગીન સુધારો થયો નહીં દિવસે દિવસે તેને સંસારની ઉપાધિમાં ભયંકર રીતે ગુચવાવું પડયું. એક સમયે ચાણુાકયની સ્ત્રી પોતાની માતાને ઘેર ગઇ હતી. તે સમયે તેના ભાઇનો વિવાહ મહોત્સવ ચાલતો હતો. આ પ્રસંગે તેની અન્ય બ્હેનો પણુ સુંદર વસ્ત્રાલંકારો ધારણુ કરી આવી હતી. તેઓ સર્વે છત્ર વિગેરેના વૈભવી વિલાસથી સુશોભિત અને દાસ–દાસીઓના પરિવારયુક્ત હતી.

ચાણુાકયની ગૃહિણી માત્ર સાદા જ વસ્ત્રોમાં ત્યાં ગયેલ હતી, કે જે વસ્ત્રા લગ્નપ્રસંગે આવેલ અન્ય સ્ત્રીઓથી હલકાં ને અલ્પ કીંમતનાં હતાં. આવા વસ્ત્ર–પરિધાનથી તેની ગરિબાઇ ખુલ્લી રીતે દેખાઇ આવતી હતી, છતાં આ સુજ્ઞ સ્ત્રીએ અન્ય બ્હેનોની ઇર્ષા ન લાવતાં સંતોષ માની, ઘરના કામકાજમાં માતાને મદદગાર બની, વિવાહનો સમય સમજપૂર્વક શાન્તિથી પસાર કર્યો. પછી તે પોતાને શ્વસુરગૃહે ગઇ, પણુ ત્યાં ગયા પછી તેનું હૃદય વલોવાવા લાગ્યું. તેને પોતાની ગરિબાઇ સાલવા લાગી. પોતાની અન્ય બહેનોની શ્રીમંતાઇ અને સાહ્યબીનું સ્મરણુ થતાં તે સમજુ સ્ત્રી એકાન્તમાં અશ્રુપાત કરવા લાગી. આ સમયે

પંડિત ચાણાકયનું ઓચિંતું આગમન થતાં હમેશાં હસમુખી, આનંદી અને સંતોષી સ્રીને અશ્રુપાત કરતાં નીહાળી તેનું આગ્રહપૂર્વક કારણ પૂછયું. સુજ્ઞ, પતિવ્રતા અને દક્ષ સ્રીએ માત્ર ટૂંક શબ્દોમાં જ પંડિત ચાણાકયને એટલું જ જણાવ્યું કે " હે સ્વામીનાથ ! આપ આપના ભાગ્યોદયને માટે કાં પુરુષાર્થી બનતા નથી ? આપની જન્મકુંડલી અનુસાર આપના પિતાશ્રીના કહેલા ભવિષ્ય પ્રમાણે આપ ભારતવર્ષના સમર્થ વૈભવશાળી સત્તાધીશ અમાત્યપદને શોભાવનાર થવાના છો, છતાં પુરુષાર્થને બાજુએ મૂકી દઇ માત્ર બેસી રહેવાથી આપણું ભાવી શું ઘરખૂણે કદાપિ કાળે સહાય કરશે ખરું કે ? આપ જેવા શાસ્રપારંગત અને વિદ્વાનો માટે રાજ્યાશ્રય જ હોઈ શકે, માટે હે સ્વામીનાથ ! મારી આપને નમ્રતાભરી અરજ છે કે આપ મહારાજા મહાપદ્મના દરબારે જઇ, આપની વિદ્વત્તાનો તેને પરિચય આપી, રાજ્યાશ્રય પ્રાપ્ત કરો. "

સુજ્ઞ વાચક, સંસારચક્રમાં ભાગ્ય પરિસ્થિતિનું નાવ સદાકાળ સરખું રહેતું જ નથી. ચઢતી અને પડતી, ભરતી અને ઓટ અથવા તો ઉદય અને અસ્ત એ સાથે જ પરિણમેલાં હોય છે. કર્માનુસાર જે સમયે મુઠીભર ચણા ખાઈ દિવસ નિર્ગમન કરવાનો સમય આવી લાગ્યો હોય ત્યારે તે મુજબ વર્તી કુટુંબમાં સંતોષ અને સંપપૂર્વક રહેવું જોઇએ. તેવી જ રીતે એશઆરામભરી શ્રીમંતાઇમાં ફુલાઇ ન જતાં દુઃખીઓના આશ્રયદાતા બનવાપૂર્વક મનુષ્ય જન્મની સાર્થકતા કરતા શીખવું જોઇએ. સંતોષ અને સુજ્ઞપણે ચાલવાથી ગરીબાઇભર્યા સંસારમાં પણ કેવું સંતોષી જીવન ગાળી શકાય છે તેનો આદર્શ દાખલો પંડિત ચાણાકયની ગૃહિણી પૂરો પાડે છે. તેનું અનુકરણ જો કરવામાં આવે તો જરૂર ગરીબાઈમાં પણ શ્રીમંતાઇ જેટલું જ સુખ અનુભવી શકાય.

પંડિત ચાણાકયે પોતાની પત્નીના શબ્દોને માર્ગદર્શક ગણી અન્ય સ્થળે ન જતાં પોતાનું ભાગ્ય અજમાવવા તે સીધો ત્યાંથી નીકળી પાટલિપુત્ર નગરે નંદરાજાના દરબારમાં ગયો.

આપણે પ્રકરણ ચૌદમામાં જોઇ ગયા તે પ્રમાણે મહારાજા નંદને શુભાશિષ દઈ પોતાના ભાગ્યમાં લખેલ મહાન્ અમાત્યપદ મેળવવાની ઇચ્છાએ પંડિત ચાણાકયે નંદના રાજ્યમહેલમાં પ્રવેશ કર્યો.

જો આ સમયે પંડિત ચાણાકયનું અપમાન ન થયું હોત અને રાજ્યાશ્રય મળ્યો હોત તો સુવર્ણ અને સુગંધની જેમ એકત્રિત થએલ બન્ને સમર્થ વ્યક્તિઓના હાથે ભારતનો ઇતિહાસ નંદવંશ માટે એવો તો ગૌરવશાળી લખાત કે જે વાંચતા જગતને જરૂર ગૌરવતા પ્રાપ્ત થાત, પરન્તુ જ્યાં " **નામ તેનો નાશ** " થવા જ લખાએલ હોય ત્યાં મહારાજા નંદના દરબારમાં પંડિત ચાણાકય જેવાને આશ્રય કયાંથી મળે ?

અપમાનિત પંડિત ચાણાકયે પાટલિપુત્રથી નીકળી, સીધા હિમાલય પર્વતની તળેટીના પ્રદેશોમાં જઇ પરિવ્રાજક કહેતાં નજુમીના વેષમાં પોતાને મદદગાર નીવડે તેવા ઉત્તરસાધક પાત્રની શોધ શરૂ કરી.

---

## પ્રકરણ ૧૬ મું.

### પરિવ્રાજક ચાણાકય.

**મયૂર નગરમાં મૌર્યોનું રાજ્ય—**

હિમાલય પર્વતની ટેકરીઓની નજદિકના પ્રદેશમાં **મયૂર** નામનું એક રાજ્યનગર હતું તેની ચારે બાજુએ પર્વતોની શ્રેણી, નાચતા મોરના ખીલેલ પટધારી પંખ જેવી હરિયાળી વૃક્ષરાજી અને ઘટાઓથી ભરપૂર હતી ત્યાં મયૂરોનો કોલાહલ અને મધુર ધ્વનિ નિત્ય કર્ણોને આનંદિત કરતો હતો, જેના પરિણામે આ નગરીનુ નામ મયૂરનગરી પડયું હતું અને તેના નિવાસીઓ અને સંતાનો મૌર્યપ્રજા તરિકે પ્રસિદ્ધિ પામ્યા હતા.

ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધીમાં મૌર્યવંશની રાજધાની મયૂરનગરી ક્ષત્રિય લીચ્છવી વંશના રાજાઓના હાથમાં હતી. એક સમયે આ પ્રદેશ અત્યંત સુંદર અને હરિયાળી ભૂમિ તરિકે પ્રખ્યાત હતો. પ્રભુ મહાવીરના નિર્વાણ પૂર્વે આ રાજયગાદી મગધ સામ્રાજ્યમાં ભળી ગઇ. એટલે ત્યારપછી પણ આ નગરના રાજકુટુંબીઓ મગધના (ખંડીયા) સરદારો તરીકે અહિં જ વસતા હતા જે કાળનો આપણે ઈતિહાસ લખીએ છીએ તે સમયે આ મયૂર નગરીના રાજ્યકુટુંબની એક ભાગ્યવતી સ્રી "મારુ" ને ગર્ભ રહ્યો. આ ભાગ્યાત્મા સ્રીનો આ પ્રથમ જ ગર્ભ હોવાના કારણે તેણીના પિતૃપક્ષનાં માણસો તેને પોતાના નિવાસ-સ્થાને મગધ સરહદ નજદિકનાં ગામમાં પ્રસૂતિ અર્થે લાવ્યા હતા દૈવયોગે એક એવો બનાવ બન્યો કે જેના યોગે પંડિત ચાણાકયના ભાગ્યોદયનો તે ગર્ભ નિમિત્તભૂત બન્યો

ગર્ભમાં આવેલ બાળકના નસીબમાં ચક્રવર્તીતુલ્ય સામ્રાજ્યનો ભોગવટો નિર્માણ થએલ હોવાના કારણે મારુને ચંદ્રબિંબનું પાન કરવાનો ઉચ્ચ કોટીનો દોહલો ઉત્પન્ન થયો

આ શુભ દોહલાની હકીકત બાઇના પીયરીઆઓએ જાણી તેમણે અનેક મંત્રસાધકો, યોગીઓ તથા ત્રિદંડીઓને બોલાવી તેનો દોહલો પૂર્ણ કરવા જણાવ્યું,

છતાં કોઇ પણ તે કાર્ય પરિપૂર્ણ કરવામાં સફળ નીવડયું નહિ. દિવસે દિવસે દોહલાની ઇચ્છા તીવ્ર બનવા લાગી અને તેની પૂર્ણાહુતિના અભાવમાં મારુ શરીરે શોષાવા લાગી.

આ સમયે સંજોગવશાત્ યોગ્ય પાત્રની શોધમાં નીકળેલ પરિવ્રાજક ચાણાકયનું ત્યાં આગમન થયું. તેના કાને દોહલાની વાત આવી. તેણે દોહલો પૂરો કરી આપવાની ઇચ્છા તે સ્રીના સ્વજનોને જણાવી, એટલે પરિવ્રાજકને માનપૂર્વક ગૃહે લઇ જવામાં આવ્યો.

પરિવ્રાજકની પૂર્વે અનેકોના હાથે દોહલાની પૂર્તિ ન થવાથી ચાણાકયને મોં માગ્યું દ્રવ્ય આપી સગર્ભા સ્રીનો દોહલો પૂર્ણ કરવા ગ્રામજનો તેમજ કુટુંબીઓએ વિનંતિ કરી. પંડિત ચાણાકયને ધનલોભ તો હતો જ નહી. તેને ભારતની રાજ્યસત્તા બિંબા રહિત રાજવી તરીકે પ્રતિનિધિઓ દ્વારા ચલાવવાની મહત્ત્વાકાંક્ષા સાથે **અપમાનનો બદલો** લેવાની તીવ્ર ઈચ્છા હતી, એટલે તેણે સહુના સાનંદાશ્ચર્ય વચ્ચે ધનભિક્ષાને બદલે પુત્રભિક્ષાની જ માગણી કરી.

દોહલા ઉપરથી બાળકનું શ્રેષ્ઠ કોટીનું સમ્રાટપદ લાયકનું ભાવી સમજાવી, મૌર્ય રાજ્યવંશની પુનઃ રાજ્યગાદીની પ્રાપ્તિના કલ્યાણાર્થે બાળકને પોતાના ઉત્તરસાધક તરીકે ભિક્ષામાં અર્પણ કરવાની ચાણાકયે માગણી મૂકી અને તેના કુટુંબીઓને યુક્તિપૂર્વક સમજાવ્યા બાદ તેની માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો.

દોહલાના પાન માટે નજદિકમાં આવતી પૂર્ણિમાની રાત્રિ નક્કી કરવામાં આવી. મારુને નવરાવી સ્વચ્છ વસ્રો પરિધાન કરાવી ઘરના એક ઓરડામાં ખાટલા ઉપર રાત્રિના દ્વિતીય પ્રહરે બેસાડવામાં આવી. બીજી બાજુએ પંડિતજીએ સારામાં સારાં મધુર સ્વરોવાળાં વાજીંત્રની તે સમયે ગોઠવણ કરી, અને જે સમયે આ ક્રિયા ચાલુ થાય તે સમયે વાજીંત્રોને સારી રીતે વગાડવાની તેણે આજ્ઞા કરી. ત્રીજી બાજુએ એક ઉત્તરસાધકને તૈયાર કરી શ્વેત ( ચાંદીની ) ત્રાસકમાં મઘમઘિત મસાલાઓથી ભરપૂર સ્વાદિષ્ટ દૂધ ભરવામાં આવ્યું. આ સમયે પંડિત કઇ રીતે બાઇના દોહલાની પૂર્તિ કરે છે તે ક્રિયા જોવા નગરજનો ને કુટુંબીઓ એકત્રિત થઇ ગયા.

પંડિત ચાણાકય બરોબર મધ્ય રાત્રિના સમયે ઠંડા જળથી નાહી ભીનાં વસ્ર સહિત જે ઓરડામાં બાઇને ખાટલા પર બેસાડવામાં આવી હતી તેના છાપરા પર ચઢયો અને ચંદ્રબિંબ બરોબર બાઇની સન્મુખ દૃષ્ટિગોચર થઇ શકે એવી રીતે છાપરા પરનાં બે નળીયાં ખસેડી લીધાં. બાદ મંત્રશાસ્રના જાણકાર પરિવ્રાજક ચાણાકયે મોટા સ્વરોએ ચંદ્ર–આવાહનને લગતું મંત્રસિદ્ધ સ્તોત્ર એક ધ્યાને બોલવું શરૂ કર્યું અને પંડિતજી બરોબર યોગાસન જમાવી છાપરા ઉપર ધ્યાનસ્થ થયા. ગ્રામ્યજનો પંડિતજીના ઊંચ કોટીના મંત્રવિધાન–સ્તોત્રને સાંભળી આશ્ચર્યચકિત થયા. આ સમયે પંડિતજી ધ્યાનમાં એટલા તો તલ્લીન બની ગયા હતા કે તેમના રક્ષણાર્થે બે બ્રાહ્મણોને ઠંડા પાણીએ નવરાવી તુરત જ છાપરા પર મોકલવામાં આવ્યા, જેની પંડિતજીને ખબર પણ પડી નહી. લગભગ અર્ધા કલાકમાં તો આકાશમાં વિજળીના કડકડાટો થવા લાગ્યા અને જોત–

જોતામાં ચંદ્રકિરણુ જાણે પંડિતજીની આજ્ઞાવશ બની ઉત્તરસાધક તરીકે કાર્ય ન કરતું હોય ? તેવી રીતે પંડિતજીના કરકમળ ઉપર આવી થંભ્યું. પંડિતજીએ પોતાના ઉત્તરસાધકને મારુના હાથમાં દૂધપાત્ર આપવા આજ્ઞા કરી. મારુએ દૂધપાત્રને બન્ને હાથે બરાબર પકડી રાખ્યું, એટલે પંડિતજીએ કરકમળ ઉપર સ્થંભેલ ચંદ્રકિરણુને આજ્ઞા કરી કે—"તારે પોતાનો પ્રકાશ પૂર્ણવિકાસથી તે પાત્રમાં મૂકવો કે જેથી કરી તે બાઇને ખાત્રી થાય કે મેં સંતોષથી ચંદ્રબિંબપાન કર્યું." પંડિતજીની આજ્ઞાનો તુરત જ અમલ થયો અને કિરણે પોતાની સમ્પૂર્ણ કળાનો શીતળમય રીતે વિકાસ ફેલાવી મારુના હસ્તકમળમાં રહેલ પાત્રમાં ફેલાવ્યો. ઉપરતું દશ્ય જોતાં જ મારુ હર્ષઘેલી બની ગઇ અને ચંદ્રબિંબ પીવાનો દોહલો પૂર્ણ કરવા લાગી. બીજી બાજુએ ગ્રામ્યજનોએ વાજીંત્રોના જોરશોરથી એવા તો નાદો વગાડવા શરૂ કર્યા કે મધ્યરાત્રિના સમયે જાણે મંગળમય મહોત્સવ ન થઇ રહ્યો હોય ?

વાજીંત્રોના ગગનભેદક અવાજો વચ્ચે બાઈએ ચંદ્રબિંબપાને સંતોષથી કર્યું. જ્યાંસુધી બાઇને ચંદ્રબિંબપાન કર્યાનો સમ્પૂર્ણપણે સંતોષ થાય ત્યાંસુધી પંડિતજીએ ચંદ્રકિરણુને ત્યાં સ્થંભાવ્યું.

બાદ પંડિતજીએ મારુને આસ્તેથી પૂછ્યું કે : "બહેન, તારા આત્માને ચંદ્રબિંબપાનથી સંતોષ થયો કે ?" સગર્ભા સન્નારી મારુએ "ચંદ્રબિંબપાનનો મારો દોહલો પૂર્ણ થયો." એમ જણાવ્યું. એટલે પંડિતજીએ બાઇ પાસેથી ચંદ્રકિરણુને પોતાના હસ્તકમળ ઉપર લાવી સ્થિર કર્યું. બાદ આવાહન થયેલ ચંદ્રકિરણુને સ્વસ્થાને જવાની રજા આપી. આંખના પલકારામાં ગૃહ આંગણે થયેલ દિવ્ય પ્રકાશ ધીમો પડી ગયો અને જોતજોતામાં ચંદ્રકિરણુ ચંદ્રમાં સમાઇ ગયું.

પંડિતજીની મંત્રવિદ્યાની ગ્રામ્યજનોએ મુક્તકંઠે પ્રશંસા કરી અને પંડિતજીને કેટલોક કાળ તે ગામમાં પસાર કરવા ગ્રામ્યજનોએ આગ્રહ કર્યો. પંડિતજી આગ્રહને માન આપી ત્યાં સ્થિર થયા

સગર્ભા સન્નારી મારુએ પૂર્ણમાસે ચંદ્રકાન્તિ જેવા તેજસ્વી, અતિ સ્વરૂપવાન ને મજબૂત બાંધાના ભાગ્યવાન બાળકને જન્મ આપ્યો. જ્યોતિષશાસ્ત્રના જાણકાર પંડિત ચાણાકયે બાળકની જન્મકુંડળી તુરતજ દોરી જેમાં તેના ગ્રહો સમ્રાટપદને લાયક યોગ્ય સ્થાને જણાતાં તે હર્ષિત થયો બાળકનું નામ ચંદ્રપાનના દોહલા ઉપરથી **ચંદ્રગુપ્ત** રાખવામાં આવ્યું. તે લગભગ પાંચ વર્ષનો થતાં પાલકપિતા તરીકે પંડિતજીએ રાજવંશી શિક્ષણનો સુંદર બંદોબસ્ત કર્યો કે તેના જેવું સંસ્કારી જ્ઞાન ભલભલા રજવાડામાં પણ ભાગ્યે જ મળી શકે.

પંડિતજી પાસે આ સમયે સારો ધનસંચય ન હોવાના કારણે ઉત્તરસાધક તરીકે એક બત્રીશ લક્ષણા પુરુષને શોધી, જંગલમાં જઇ પોતે મેળવેલ ધાતુવિદ્યાના મંત્રના આધારે સુવર્ણસિદ્ધિ વિદ્યા સાધવાની તૈયારી કરી. અને કાળીચૌદશની મધ્ય રાત્રિએ શ્મશાનમાં જઈ વિદ્યાની સાધનાથી મગધ સમ્રાટનો સામનો થઇ શકે તેટલી સુવર્ણસિદ્ધિ કરી.



# પ્રકરણ ૧૭ મું.

## પંડિત ચાણાક્ય પરિસ્થિતિનો લાભ લે છે.

"भाग्यं फलति सर्वत्र, न च विद्या न च पौरुषं ॥"

મૌર્યવંશી રાજ્યપુત્ર ચંદ્રગુપ્ત બાર વર્ષનો થતાં સુધી પંડિત ચાણાક્યની ઇચ્છાનુસાર તેને વીર રાજપુત્રને છાજે તેવું શિક્ષણ મળ્યું. રાજ્યપુત્ર પંડિત ચાણાક્ય ઉપર પોતાના કુટુંબી કરતાં પણ અધિક પ્રેમ ધરાવતો હતો અને તેની સંપૂર્ણ આજ્ઞામાં રહેતો. આ જ પ્રમાણે પંડિત ચાણાક્ય ઊર્ફે વિષ્ણુદત્ત તેને પોતાના જીવથી પણ અધિક રીતે સંભાળતો અને તેને શિક્ષિત, સંસ્કારી, વિનયી તેમજ દયાળુ બનાવવા ઉપરાંત તેને રાજ્યનીતિનું ઉચ્ચ શિક્ષણ આપવા સાથે સંસ્કૃત, માગધી અને પાલી ભાષામાં અત્યંત પ્રવીણ બનાવ્યો. આ ઉપરાન્ત દરેક જાતનાં શસ્ત્રો, અશ્વવિદ્યા, હસ્તિપાલન વિદ્યા આદિ ૭૨ પ્રકારની કળાઓ શીખવી પંડિત ચાણાક્યે તેને પોતાનો આદર્શ શિષ્ય બનાવ્યો.

આ પ્રમાણે લગભગ પંદર સોળ વર્ષ સુધીની વયમાં પણ રાજ્યકુમાર ચંદ્રને એવો તો વીર, નિડર અને સંસ્કારી બનાવ્યો કે જેના યોગે તેને ૨૦ વર્ષના વિદ્યાર્થી જેટલું જ્ઞાન ટૂંક સમયમાં પંડિત ચાણાક્ય જેવા બાહોશ અર્થશાસ્ત્રીદ્વારા પ્રાપ્ત થયું.

બાદ વફાદાર, વીર, બહાદુર યુવક સૈન્યની નાની સરખી ટુકડી સાથે વીર પુત્ર ચંદ્રગુપ્તને તેનો સેનાધિપતિ બનાવી ત્યાંથી પશ્ચિમ તરફ પ્રયાણ કર્યું. આ સમયે પશ્ચિમોત્તર પ્રદેશોમાં જબરજસ્ત અંધાધુંધી વ્યાપી હતી, કારણ કે પશ્ચિમોત્તર પ્રદેશોના વિજેતા શાહ સીકંદરના ઇરાન જવા બાદ રાજ્યખટપટને અંગે શાહ સીકંદરના આધીન એક ક્ષત્રિય રાજવીના હાથે પંજાબ પ્રદેશના વીરકેશરી નરેશ પૌરસનું ખૂન થયું હતું.

શાહ સીકંદરના સ્વામીત્વને પશ્ચિમોત્તર પ્રદેશોના દરેક રાજવીઓ ધિક્કારતા હતા, પરન્તુ આ બળવાન સત્તા સામે ઝઝૂમવાની કોઇની હિંમત હતી નહિ. તેઓને વીર પુરુષની આગેવાનીની જરૂરિયાત હતી પંજાબ જેવો વીર પ્રાંત સીકંદર જેવા પરદેશીના તાબામાં રહે તે પંજાબની બહાદુર શીખ કોમને પણ સાલતું હતું. વળી સીકંદરની પરદેશી રાજ્યનીતિ

દરેકને ભારે થઈ પડી, કારણુ તેમાં પ્રપંચ, દ્રોહ અને વીર રાજવીઓનાં જીવનની જોખમ-દારી સમાયેલી હતી તેની સાથે ભારતની અણુમોલ લક્ષ્મી અને વેપાર પરદેશમાં ઘસડાઈ જતાં. ભારત આ રીતે ચૂસાઇ જશે તો ભવિષ્યની પ્રજાનું શું થશે તે તેમની ચિંતાનો વિષય થઇ પડ્યો. પરિણામે પરદેશી રાજસત્તાના તાબામાં રહેવા કરતાં ભારતીય વીરસત્તાનાં ખંડીયા બનવામાં તેઓએ પોતાની ગૌરવતા માની.

પંડિત ચાણાકય પંજાબની તિક્ષશિલાની વિશ્વવિદ્યાલયનો પ્રથમ પંક્તિનો આદર્શ વિદ્યાર્થી હતો તેથી તેણે પોતાનું બચપણ પંજાબની તક્ષશિલાના વતની તરીકે ગાળ્યું હતું. તેમજ ત્યાં તે પોતાનું ઘરબાર જમાવી રહ્યો હતો, એટલે આ કાળે પણ તેનાં ઘરબાર, તેની પતિપરાયણ પત્ની તેમજ વયોવૃદ્ધ માતુશ્રી પણ તિક્ષશિલામાં જ હતાં. મહારાજા પૌરસ જેવા વીર પ્રભાવશાળી રાજાના દગાફટકાથી થએલ ખૂનના અંગે તેને પણ અત્યંત લાગી આવ્યું અને પોતે પંજાબ તક્ષશિલામાં આવી વાસ કર્યો. આવતાંની સાથે જ પોતાના હેતુની પૂર્તિ માટે રાજ્યખટપટમાં ગુંચવાયો. પંજાબ સાથે પશ્ચિમોત્તર પ્રાંતમાં તેણે વિજેતા શાહ સીકંદરના પ્રતિનિધિ ફીલીપ્સ સામે માથું ઉંચકયું અને તેના લશ્કરમાં જ ભેદી વિભૂતિઓને મોકલી વીર મહારાજા પૌરસના ખૂનનો બદલો ખૂનથી લીધો અને સેનાધિપતિ ફીલીપ્સનું કોઇ એક લશ્કરી સૈનિકના હાથે ઇ. સ. પૂર્વે ૩૨૫ માં ખૂન કરાવ્યું; એટલું જ નહિ પરન્તુ શાહ સીકંદરના બે વીર સેનાધિપતિઓ એન્ટીગોન્સ અને સેલ્યુકસ વચ્ચે તેણે યુક્તિપૂર્વક દ્રોહ ઉત્પન્ન કરાવ્યો. એટલે પશ્ચિમોત્તર પ્રદેશમાં ઇરાની રાજ્યસત્તા નધણિયાતા જેવી થઈ ગઈ. બે બિલાડીઓની લડાઈમાં જેવી રીતે વાંદર ફાવી જાય તેવી જ રીતે આ સેનાધિપતિઓ અને લશ્કરના દ્રોહમાં પંડિતે યુક્તિપૂર્વક ગુપ્ત જાસુસો દ્વારા સાથ આપ્યો અને લશ્કરીબળને છિન્નભિન્ન કરી મૂકયું.

શાહ સીકંદરને આ બધી પરિસ્થિતિની માહિતી બાબીલોનમાં તેની મરણપથારીએ પડી, અને તે ભારત ઉપર વીરતાથી ફરી ચઢી આવે ત્યાર પૂર્વે તેના આત્માએ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. આ વીર મેસોડોનીયન શહેનશાહનો સ્વર્ગવાસ ઈ. સ. પૂર્વે ૩૨૩ માં થયો.

આ બાજુ ફીલીપ્સના મરણ બાદ વીર સેનાપતિ એન્ટીગોન્સ અને સેલ્યુકસ વચ્ચે ઈ. સ. પૂર્વે ૩૨૫ થી તે ૩૨૨ સુધીમાં ભયંકર યુદ્ધ ચાલુ થયું. આ લંબાણ યુદ્ધે બન્ને સરદારોને પાયમાલ કર્યો, અને શાહ સીકંદરના વારસ તરીકે ગણાતા યુનિમોસ, જે આ વખતે હિંદમાં હતો તેને સિંધની પેલી પાર નાસી છૂટવું પડયું. આ પરિસ્થિતિનો લાભ પંડિત ચાણાકયે તરત જ ઉઠાવ્યો અને વીર રાજપુત્ર ચંદ્રગુપ્તની સરદારી નીચે પશ્ચિમોત્તર રાજાઓનો નેતા બની પશ્ચિમોત્તર રાજાઓની સંપૂર્ણ સહાયતાદ્વારા ઇરાની રાજ્યસત્તાને છેદનભેદન કરવામાં તે સંપૂર્ણ સફળ થયો. આ પ્રમાણે પશ્ચિમોત્તર ભાગના પંજાબ અને તેના સીમાપ્રાંતો ચંદ્રગુપ્તના અધિકારમાં આવ્યા અને પંજાબની રાજ્યગાદી ઇ. સ. પૂર્વે ૩૨૨ માં પ્રાપ્ત થઇ. પંજાબ સાથે પશ્ચિમોત્તર પ્રદેશોના નૃપતિઓએ પોતાની સ્વતંત્રતા પાછી અપાવનાર ચંદ્રગુપ્તનું આધિપત્ય રાજીખુશીથી સ્વીકાર્યું.

## પ્રકરણ ૧૮ મું.

---

### પાટલિપુત્રનું પતન.

પંજાબની તક્ષશિલાને પોતાનું કેન્દ્રસ્થાન બનાવી પંજાબ પ્રદેશના ખૂણેખૂણામાં વીર રાજવી અને તારણહાર તરિકે અપૂર્વ માન પામેલ ચંદ્રગુપ્ત ધીમે ધીમે પૂર્વના પ્રાંતો પર પોતાનો કાબૂ મેળવવા પ્રદેશો જીતતો જીતતો ગંગા નદીના પટ ઉપર વળ્યો કે જ્યાં આગળના પાર્વાત્ય પ્રદેશો પર પર્વત નામના રાજાનું રાજ્ય હતું. તે પર્વત રાજાને મલયકેતુ નામે યુવાન રાજપુત્ર રાજ્યવહીવટમાં તેના અમાત્ય તરિકે મદદ કરતો. આ પર્વત રાજા પણ બહાદુર અને હિમાલયના પાર્વાત્ય પ્રદેશોનો અનુભવી, બળવાન્ અને પર્વતોની હારમાળામાંના રસ્તાઓનો માહિતગાર તેમજ મજબૂત લશ્કર ધરાવનારો હતો. ઉપરાંત ચુનંદો તીરંદાજ હોવાનાં કારણે પંડિત ચાણાકયે મગધ સર કરવામાં તેની સાથે સંધી કરી અને જે પ્રદેશો જીતાય તેમાં તેને અર્ધા હિસ્સાની વહેચણી કરી આપવાની કબુલાત આપી.

ચંદ્રગુપ્ત પાસે પણ યવન, કિરાત, કામ્બોજ અને પારસિક આદિનું સૈન્યબળ હતું. તેવી જ રીતે આ જાતિના લશ્કરના સેનાધિપતિઓ પણ પ્રેમથી ચંદ્રગુપ્તને સહાયક થયા હતા. આ પ્રમાણે બળવાન સૈન્યસામગ્રી સાથે પર્વત રાજાનું સૈન્યબળ મેળવી પંડિત ચાણાકયે પાટલિપુત્ર ( મગધ ) ઉપર ચઢાઈ કરી અને પાટલિપુત્રને ઘેરવામાં તે બળવાન સૈન્યની મદદથી અન્તે ફાવ્યો. આ પ્રમાણે પંજાબથી માંડી પાટલિપુત્રને ઘેરો ઘાલતાં સુધીમાં વીર ચાણાકયને લગભગ ત્રણ વર્ષો લાગ્યાં.

શક્તિશાળી રાજા પર્વત સાથે તેને આધીન અન્ય રાજાઓ પોતાનાં લશ્કર સાથે ચંદ્રગુપ્તના સહાયક બન્યા હતા. પાટલિપુત્રનો ઘેરો ઘણા સમય સુધી ચાલુ રહ્યો. કોઈપણ રીતે કિલ્લેબંધી તોડવા તેને સફળતા ન મળી ત્યારે તેમાં ચાણાકયને કાંઈક ભેદ દેખાયો. આ ભેદના સંશોધન માટે પંડિત ચાણાકયે પ્રબળ પુરુષાર્થ આદર્યો

છતાં આંતરિક પરિસ્થિતિની તેને માહિતી ન મળી. એટલે આ માહિતી મેળવવા પંડિતે જાતે જોખમ ખેડવા નિશ્ચય કર્યો. જરૂર મહારાજા મહાપદ્મને કોઇપણ જાતની કુળદેવીની સહાયતા હોવી જોઇએ તેવી દઢ માન્યતા તીક્ષ્ણ બુદ્ધિશાળી પંડિત ચાણાક્યની બંધાઇ ગઇ અને વેષ પરિવર્તન કરવામાં કુશળ એવા પંડિત ચાણાક્ય, વીર રાજવી ચંદ્રગુપ્ત અને મહારાજા પર્વતની ત્રિપુટીએ પરિવ્રાજકનો વેષ ગ્રહણ કરી અજાણ્યા સંન્યાસી તરિકે ગુપ્ત દ્વારેથી પાટલિપુત્ર નગરમાં પ્રવેશ કર્યો.

સમય પ્રભાતનો હતો. મહારાજા મહાપદ્મ, અમાત્ય અને અમલદાર વર્ગ સાથે મગધની પ્રજાનો ઘણો ભાગ મગધની કુળદેવીના મંદિરે જ પ્રાર્થનામાં મશગુલ બન્યો હતો. આ સમયે ત્રણ મહાન્ પ્રભાવશાળી જટાધારી તાપસોએ મંદિર નજદિક "ॐ ब्रह्म"ના શબ્દોચ્ચાર સાથે દેખાવ દીધો. આંધળાને ચક્ષુની જેટલી આવશ્યકતા રહે છે તેટલી જ આવશ્યકતા મગધની પ્રજાને આ સમયે સદ્‌માર્ગે દોરનારની હતી.

મગધની કુળદેવીના મંદિરે એકત્રિત થએલ શ્રદ્ધાળુ અગ્રગણ્ય પ્રજાએ આ ત્રિપુટીને કુળદેવીએ પોતાની સહાય માટે જ મોકલી આપ્યા છે એવું માની આ વેષધારી તાપસોને માર્ગ બતાવવા પ્રાર્થના કરી.

જ્યાં વિધિના જ લેખ નંદવંશના વિનાશ માટે જ અને મૌર્ય સામ્રાજ્યની પુનઃ સ્થાપના માટે જ સર્જીત થયા હોય ત્યાં કુળદેવી પણ કઈ રીતે સહાયતા કરી શકે? પંડિત ચાણાક્યની વેષધારી ત્રિપુટીએ આ સમયે પરિવ્રાજક તરીકેનો પાઠ વચનસિદ્ધિ મહાત્મા તરિકે બરોબર ભજવ્યો અને પંડિત ચાણાકયે અહિં ઢોંગી યોગી તરીકેનું નાટક એવું સરસ ભજવ્યું કે જેથી તે સમયે મંદિરમાં હાજર રહેલ દરેક વ્યક્તિ કુળદેવીના બદલે આ ત્રિપુટીને જ તારણહાર તરીકે માનવા લાગી.

લગભગ અર્ધો કલાક સુધી અનેક પ્રકારની પ્રાપંચિક ઈન્દ્રજાળની વિદ્યાઓ પંડિત ચાણાકયે કરી બતાવ્યા પછી એકદમ ગાઢ ધ્યાન દશામાં ઉતરી, સમાધિનો ત્યાગ કરી પોતાના શારીરિક અવયવોના ચેન–ચાળા, અંગમાં જાણે કોઇ મહાન્ દેવ ના આવ્યો હોય તેવી રીતે કરી બતાવી ધૃણવાપૂર્વક ધ્રૂજતા ઊંચા અને બુલંદ અવાજે સહુને કહ્યું કેઃ "ઓ મૂર્ખ માનવીઓ! આ કુળદેવી જ તમોને આ સ્થિતિએ પહોંચાડી રહી છે. તેને ઉખેડી અહિંથી નગરની બહાર તળાવમાં ડુબાવી દો. તે કાર્ય કર્યા બાદ તરત જ તમોને ગ્રહ દેવતા સહાય કરશે. દરવાજા ખોલી તરત જ રણમેદાને પડવાથી તમોને જય મળશે અને તમારા દુશ્મનો ઊભી પુછડીએ નાશી જશે."

બસ આટલા જ શબ્દો અંધશ્રદ્ધાળુ દેવીભક્તો માટે પુરતા થઈ પડ્યા, અને હજુ તો તે ત્રિપુટી પોતાનો પાઠ ભજવી ઊભી થાય ત્યાર પૂર્વે તો ઉદ્ધત યુવાનીઓએ મગધની

સંરક્ષક પરમ પવિત્ર કુળદેવીને તેના સ્થાન ઉપરથી ઉત્થાપન કરી, મંદિરની બહાર લાવી મૂકી. આ ઉપરાંત મંદિરમાં રહેલ રક્ષક દેવી-દેવતાઓની અન્ય મૂર્તિઓને સ્વસ્થાનેથી ખસેડી નાખી. પરિણામે મગધના સંરક્ષણમાં આડકતરી સહાય કરતા મગધ સંરક્ષક દેવી-દેવતાઓના અધિષ્ઠાયકો આ જાતના મગધ નરેશ અને પ્રજાના અપમાનજનક વર્તાવથી ગુસ્સે થયા અને તેઓ પોતાનું દેવતાઇ બળ સંહરી લઈ સ્વસ્થાનકે ચાલ્યા ગયા.

આ રીતે પોતાના વિજયમાં આડે આવતી મગધરક્ષક કુળદેવીનો પોતાની નજર સામે વિનાશ કરાવી, પોતાનો માર્ગ સરલ કરી પંડિત ચાણાકયની ત્રિપુટી ત્યાંથી તરત જ સુરક્ષિત રીતે કોઈને પણ શંકા ન પડે એમ પાછી ફરી.

પંડિતે તરતજ રણક્ષેત્રે પાકો બંદોબસ્ત કર્યો અને પાટલિપુત્રના દરવાજા ખુલતા જ નગરનું લશ્કર બહાર પડે કે તરત જ તેનો ઘાસની માફક કચ્ચરઘાણ કરતા જવો એવો સખ્ત લશ્કરી હુકમ આપ્યો. નગરનો મુખ્ય દરવાજો કે જ્યાંથી મગધનું લશ્કર બહાર પડવાનું હતું ત્યાં તેણે પોતાનું લશ્કરી બળ પૂરતા પ્રમાણમાં જમાવ્યું અને તેની સરદારી પણ ત્રિપુટીએ લીધી.

મગધની પ્રજા અને અમલદાર વર્ગે આ સમયે મહારાજાને રણક્ષેત્રમાં લશ્કરનું સેનાધિપતિપણું સ્વીકારવાની સાફ મના કરી. કારણ કદાચ જો પરિણામ હારમાં આવે તો ગુપ્ત રસ્તેથી રાજ્યકુટુંબનો બચાવ થઈ શકે. આ પ્રમાણે રાજ્યમહેલે પૂરતી કિલ્લેબંધી કરી, મગધનો વફાદાર અમલદાર અને સૈનિક વર્ગ નગરનાં મુખ્ય દરવાજેથી મેદાને પડ્યો.

સામી બાજુએ પંડિત ચાણાકય તે સ્વાગત માટે તૈયાર જ હતો. તેના હુકમ પ્રમાણે મગધ સૈન્યના આશ્ચર્ય વચ્ચે પાટલિપુત્રનગરના દરવાજે જ ભયંકર યુદ્ધ જામ્યું અને રણક્ષેત્રે પડેલ દરેક મોટા અમલદારોનો બહુધા કચ્ચરઘાણ નીકળી ગયો. જે કોઇ બચવા પામ્યા તેઓ પંડિત ચાણાકયના હાથે કેદ પકડાયા. પાટલિપુત્રના મુખ્ય દરવાજાનો કબ્જો વિજેતા તરિકે પંડિત ચાણાકયના લશ્કરે મેળવ્યો અને પાટલિપુત્રનગરનું પતન થયું.

બાદ મુખ્ય મુખ્ય કચેરીઓ, કોષાધ્યક્ષ અને લશ્કરનો કબ્જો મેળવી મૌર્ય સેનાધિપતિઓએ પાટલિપુત્રના કિલ્લા ઉપર મૌર્યવંશનો વિજય ધ્વજ ફરકાવ્યો.

આ કાળે શ્રી સ્થૂલભદ્રજી યુગપ્રધાન તરિકે વિદ્યમાન હતા. તેઓનો દેવલોક વાસ મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલના પાંચમે વર્ષે થયો હતો કે જે સમયે મગધ બીજા બાર વર્ષી ભયંકર દુકાળના જડબામાં ઘેરાયું હતું. તેમના શિષ્યસમુદાયે આ કાળે એક એવી ઘટના ઊભી કરી કે જેની નોંધ ઐતિહાસિક દષ્ટિએ અમો મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલ દરમ્યાનમાં રજૂ કરીશું.



# ચોથા ખંડનું તારણ

આ ખંડમાં મૌર્યવંશી રાજયામલની હકીકતની શરૂઆત થાય છે. મૌર્યવંશના પ્રથમ રાજવી મહારાજા ચંદ્રગુપ્ત ઇ. સ. પૂર્વે ૩૨૨ થી ૩૧૭ એટલે વીરનિર્વાણ ૨૦૫ થી ૨૧૦ સુધી પશ્ચિમોત્તર પ્રદેશના રાજવી હતા. ત્યારબાદ તેમણે મગધ સામ્રાજ્ય હસ્તગત કર્યું અને ઇ. સ. પૂર્વે ૨૯૮ સુધી એટલે વીરનિર્વાણ ૨૨૯ સુધી તેનો ભોગવટો કર્યો. તેમનો રાજ્યામલ મગધ-સમ્રાટ તરીકે ૧૯ વર્ષનો અને રાજવી તરીકેનો ૨૪ વર્ષનો હતો. તેમના રાજ્યામલ દરમિયાન વીરનિર્વાણ ૨૧૫ માં યુગપ્રધાન શ્રી સ્થૂળભદ્રજી સ્વર્ગવાસી થયા.

મહારાજા ચંદ્રગુપ્તની ગાદીએ મહારાજા બિંદુસાર આવ્યા. તેમણે ઇ. સ. પૂર્વે ૨૯૮ થી ૨૭૨ એટલે વીરનિર્વાણ ૨૨૯ થી ૨૫૫=૨૬ વર્ષ સુધી રાજ્ય કર્યું. તેમના રાજ્યામલ દરમિયાન યુગપ્રધાન પટ્ટાવલીના બીજા આંકના પ્રથમ યુગપ્રધાન શ્રી આર્યમહાગિરિ વિદ્યમાન હતા. તેઓ વીર નિર્વાણ ૨૪૫ સુધી યુગપ્રધાનપદે રહ્યા. બાદ જિનકલ્પીની તુલના કરવાની ઇચ્છાને કારણે તેમણે પોતાની પાટ શ્રી આર્યસુહસ્તિસૂરિને સોંપી.

મહારાજા બિંદુસારના સ્વર્ગગમન બાદ મહારાજા અશોક ઈ. સ. પૂર્વે ૨૭૨, વીરનિર્વાણ ૨૫૫ માં ગાદીએ આવ્યો અને ઇ. સ. પૂર્વે ૨૬૫, વીરનિર્વાણ ૨૯૨ સુધી એટલે કે ૩૭ વર્ષ સુધી રાજ્યગાદી ભોગવી. તેમના સમય દરમિયાન યુગપ્રધાન તરીકે શ્રી આર્ય સુહસ્તિસૂરિજી હતા. આ સમય દરમિયાન સમ્રાટ સંપ્રતિનો જન્મ થઇ ચૂક્યો હતો અને તેમના પિતા કુણાલના પ્રયત્નને પરિણામે ઈ. સ. પૂર્વે ૨૫૭ માં એટલે વીરનિર્વાણ ૨૭૦ માં તેમને અવન્તીપતિ અને મગધના યુવરાજનું સ્થાન પ્રાપ્ત થઇ ચૂક્યું હતું. બાદ આર્યસુહસ્તિસૂરિનો સંસર્ગ વધતા તેમને વીરનિર્વાણ ૨૮૭-૮૮ માં જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી અને વીરનિર્વાણ ૨૯૨ માં મહારાજા અશોક સ્વર્ગવાસ પામતાં તેમને મગધ સામ્રાજ્યની ગાદી પ્રાપ્ત થઇ હતી.

# ખંડ ૪ થો.



## પ્રકરણ ૧ લું.

### મહારાજા ચંદ્રગુપ્તનાં નંદકુમારી સાથે લગ્ન.

**મ**હારાજા નંદને અમલદારોની સલાહ મુજબ કુટુંબ અને પ્રજાજનોના રક્ષણાર્થે મજબૂત કિલ્લેબંધી કરી ફરજિઆત રાજ્યગઢના આંતરકિલ્લામાં રહેવાની જરૂર પડી.

મગધ સામ્રાજ્ય સર કરવામાં પંડિત ચાણાક્યે પોતાની કુશાગ્ર બુદ્ધિના ઉપયોગે વેષધારી પરિવ્રાજક તરીકેનો પાઠ ભજવી, મગધની રાજ્યરક્ષક કુળદેવીની પ્રતિમાનો વિનાશ ન કરાવ્યો હોત, તો કદાપિ કાળે મગધ જીતવામાં આ મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્ત વિજયી ન થાત. પાટલિપુત્રનો વિસ્તાર ઘણો જ વિશાળ હતો. પાટલિપુત્રના કિલ્લાને ઊંડી ખાઇથી એવો તો સુરક્ષિત બનાવેલ હતો કે આ અભેદ્ય કિલ્લાને તોડવા અથવા તો ખાઇને ઓળંગવા ભલભલા દુશ્મનો પણ સમર્થ ન થઈ શકતા.

પાટલિપુત્ર નગર ત્રણે બાજુ પર્વતોની હારમાળથી આવૃત્ત હતું. કુદરતી રીતે જ પર્વતો પાટલિપુત્રના સંપૂર્ણ રક્ષણકર્તા બન્યા હતા. વળી એક બાજુએથી વહેતી ગંગાનો પ્રવાહ જરૂરના સમયે કિલ્લાના રક્ષણાર્થે ખાઇમાં વાળી, કિલ્લાનું બરોબર રક્ષણ થઇ શકે એવી રીતની યોજના ખાસ ધ્યાનપૂર્વક કરવામાં આવી હતી. માત્ર દક્ષિણ વિભાગનો જ મુખ્ય દરવાજો નગરપ્રવેશાર્થે રાજ્યમાર્ગ તરીકે ખુલ્લો હતો. તે સિવાય કિલ્લામાં પ્રવેશ કરવા માટે એક પણ માર્ગ ખુલ્લો ન હતો. આ પ્રમાણે મજબૂત રક્ષણ ધરાવનાર કિલ્લામાં કેટલાક મહિના સુધી પાટલિપુત્રની પ્રજાએ રક્ષણ મેળવ્યું અને તેઓ વધુ સમય સુધી રક્ષણ મેળવી શકે એટલી વિપુલ સામગ્રી પાટલિપુત્રમાં હતી. નગરમાં આવવા જવાના

ગુપ્ત દ્વારો એવી રીતનાં ગોઠવવામાં આવ્યાં હતાં કે ભલભલા દુશ્મનોને તેનો સ્વપ્ને પણ ખ્યાલ આવી શકે નહિ.

કુદરતી પ્રતિકૂળ સંજોગાનુસાર તેમાંથી એક ગુપ્ત બારી પંડિત ચાણાક્યની નજરે ચડી અને તે ત્રિપુટીએ તાપસ વેષ ધારણ કરી, કુળદેવીનું ઉત્થાપન કરાવવામાં સફળતા મેળવી, જે આપણે ખંડ ત્રીજાનાં અઢારમા પ્રકરણમાં જોઇ ગયા છીએ. મંદિરમાંની કુળદેવીનું ઉત્થાપન કર્યા બાદ રાજ્યહિતેચ્છુ પુરુષોમાંના કેટલાક અમલદારોને મજબૂત શંકા ઉદ્‌ભવી કે આમાં અવશ્ય દગો થયો છે. તેવામાં એક ગુપ્તચરે આવો, ગુપ્ત દ્વારેથી નગર છોડી જતાં ત્રણ તાપસો વચ્ચે થએલ ભેદી મસલતની હકીકત પણ કહી સંભળાવી. આ બધી રાજ્યરમત ઉપર ધ્યાન પહોંચાડી અમલદાર વર્ગે રાજ્યકુટુંબના રક્ષણાર્થે કિલ્લાના આંતરગઢમાં રહેવાની મહારાજાને ફરજ પાડી.

નગરનો દરવાજો ખુલતાં જ મરણીયા હલ્લાથી તરત જ સુજ્ઞ અમલદારો સમજી ગયા કે તેઓ ભયંકર દગાનો ભોગ બન્યા છે અને ભેદની રાજ્યનીતિદ્વારા નંદવંશીય રાજસત્તાનું પતન થયું છે. તરત જ સંધીનો સફેદ વાવટો નગરના કિલ્લા ઉપર ફરકાવવામાં આવ્યો. રાજ્યનીતિ પ્રમાણે સફેદ વાવટો ફરકતાં જ ભયંકર યુદ્ધ બંધ પડયું.

મહારાજા નંદની વતી એક દક્ષ રાજ્યદૂતને મહારાજા ચંદ્રગુપ્તની છાવણીએ સંધી માટે મોકલવામાં આવ્યો. મહારાજા ચંદ્રગુપ્તની લશ્કરી છાવણી પાટલિપુત્ર નગરથી ૧૦ માઇલ દૂર હતી. છાવણીના રાજ્યતંબુમાં વિજેતા રાજા ચંદ્રગુપ્ત, પંડિત ચાણાકય, રાજપુત્ર મલયકેતુ અને સમસ્ત અમાત્યવર્ગ અંદરોઅંદર મસલત ચલાવી રહ્યા હતા દ્વારપાળે આવી સંધી માટે રાજ્યદૂતનું આગમન જણાવ્યું. તરત જ તેને અંદર આવવાની રજા આપી અને સમ્રાટના પ્રતિનિધિત્વપણાને યોગ્ય તેનું સન્માન કરવામાં આવ્યું.

રાજ્યદૂતે મહારાજા નંદની સાથે કઇ રીતે વિજેતા સમ્રાટ સલાહ કરવા માગે છે તેને લગતી કલમો ( શરતો ) જાણવા માગી. મહારાજા ચંદ્રગુપ્તના પ્રતિનિધિ તરીકે પંડિત ચાણાક્યે નીચેની શરતો તેની સન્મુખ રજૂ કરી.

## સંધીની શરતો—

૧. મહારાજા નંદે રાજ્યમહેલ અથવા તો રાજ્ય ખજાનામાંથી પોતાના રથમાં સમાઇ શકે તેટલી જ ધન સામગ્રી લઇ મગધનો ત્યાગ કરવો.

૨. રાજ્યરથારૂઢ થએલ મહારાજા નંદે વિજેતા સમ્રાટની છાવણીએ આવી, મહારાજાને શીર નમાવી, જીવતદાન માગવું. અને ત્યાંથી તરત જ પ્રસ્થાન કરી, મગધ સરહદનો ત્યાગ કરી અન્ય રાજ્યમાં જઇ રહેવું. એટલું જ નહિ પરંતુ કોઇ પણ દિવસ મગધ વિરુદ્ધ માથું ઉંચકવું નહિ.

અમારી આ બે શરતો માત્ર મહારાજા પ્રત્યેની દયાર્થે જ છે; નહિ તો મહારાજા સાથે તેમના સમસ્ત કુટુંબનો નાશ કરવો તે અમારા હાથમાં છે. આ શરતોનો અમલ તરત જ થવો જોઇએ. જો આ પ્રમાણેના વર્તનમાં ઢીલ કરવામાં આવશે તો અમો તમારા રાજાને કેદી બનાવી બળાત્કારે મનફાવતું કરશું.

દક્ષ દૂતે ઉપલી બન્ને શરતો બરોબર સમજી લીધા બાદ નગરમાં જઇ અમાત્યવર્ગને કહી સંભળાવી. તરત જ રાજ્યમહેલમાં ખાનગી કચેરી ભરવામાં આવી અને વયોવૃદ્ધ મહારાજાના જીવનરક્ષણાર્થે અને રાજ્યપુત્રોના ભવિષ્યના ભલા માટે આ શરતોનો નિરુપાયે સ્વીકાર કરવા મહારાજાને સમજાવ્યા. મહારાજાએ તે શરતોમાં જણાવ્યા મુજબ પોતાના રાજ્યરથમાં લેવાય એટલો સુવર્ણ અને કીંમતી રત્નભંડાર ભરી પ્રસ્થાનની તૈયારી કરી.

મહારાજા નંદને આ કાળે બે રાજપુત્રો તથા બે રાણીઓ હતી; જેમાંથી એક રાણીને **દુર્ધટા** નામે અતિ સ્વરૂપવાન રાજ્યકન્યા હતી ઉમરલાયક તે કન્યાનાં લગ્નની તાત્કાલિક આવશ્યકતા હતી, છતાં તેને લાયક યોગ્ય રાજ્યકુમાર ન મળતો હોવાનાં કારણે અત્યાર સુધી તેને અવિવાહિત રાખવી પડી. મહારાજા નંદે નગરજનોના પ્રેમાળ વહેતાં અશ્રુપ્રવાહ વચ્ચે રાજ્યકુટુંબ સાથે નગરનો ત્યાગ કર્યો.

જે વિજય મુહૂર્ત્તે મહારાજા નંદે નગરનો ત્યાગ કર્યો તે જ વિજય મુહૂર્ત્તે મહારાજા ચંદ્રગુપ્ત પણ નગરપ્રવેશાર્થે ઉત્તમ મુહૂર્ત જાણી પોતાની છાવણીએથી રથારૂઢ થઇ નીકળ્યો. પાટલિપુત્રથી પાંચ માઇલના આંતરે એક સુંદર, ઘટાધારી આમ્રવૃક્ષ નીચે મહારાજા ચંદ્રગુપ્તે લશ્કરી પડાવ નાખ્યો. મહારાજા નંદનો રાજ્યરથ પણ વિજેતા સમ્રાટની છાવણી નજદિક આવી થોભ્યો.

પંડિત ચાણાક્યની તીવ્ર દૃષ્ટિએ રાજ્યરથમાં બેઠેલ યુવાન રાજકુમારીને જોઈ; અને લક્ષણશાસ્ત્રના જાણકાર પંડિતજીને અતિ સુંદર, પ્રભાવશાળી, દિવ્ય લલાટવાળી અને મહારાણી પદને લાયક એવી તે રાજ્યકન્યાને નીહાળતાં જ એમ થયું કે કુદરતે જ સર્વે વસ્તુઓની અહિં સાનુકૂળતા કરી આપી છે. તરત જ મહારાજા ચંદ્રગુપ્તનાં લગ્ન પસાર થતાં અમૃત હોરામાં નંદકુમારી સાથે કરવાં એવો દૃઢ નિશ્ચય પણ સ્વયં કરી લીધો.

પંડિતજીએ લશ્કરી સલાહકાર સાથે આ સંબંધમાં તરત જ વાટાઘાટ કરી, મહારાજા નંદનું બહુમાન જાળવી, તેના હૃદયમાં કોઈ પણ રીતે ઓછું ન આવે તે પ્રમાણે દબદબાભરી રીતે કુટુંબસહિત રાજ્યછાવણીમાં લાવવાનો હુકમ કર્યો.

બાદ કાંઈક નિમિત્ત કાઢી પંડિત ચાણાક્ય મહારાજા ચંદ્રગુપ્તને રાજ્યતંબુની બહાર લઈ આવ્યો. અહીંયા મહારાજા ચંદ્રગુપ્તની દૃષ્ટિએ રાજ્યદુહિતા દુર્ધટા પડી અને ઉમર લાયક રાજ્યદુહિતાએ પણ મહારાજા ચંદ્રગુપ્તને બરોબર નિહાળી લીધો.

મહારાજા ચંદ્રગુપ્ત પણ દૈવીપ્રભાવશાળી અને ચંદ્રની શીતળ પ્રભા જેવો દિવ્ય

કાંતિવાન અને મજબૂત બાંધાનો વીર યુવાન રાજવી હતો. સમ્રાટ પદ ભોગવવા અર્થે કોઈ શ્રાપિત ઈંદ્રાદિક દેવનું મનુષ્યજન્મનું જીવન પૂરું કરવા માટે સ્વર્ગથી આવવાનું ન થયું હોય એવી તેની પ્રભાવશાળી કાંતિ દેખાતી હતી.

મહારાજા નંદનાં રાજ્યકુટુંબને પણ મહારાજા ચંદ્રગુપ્તને જોતાં જ આવા પ્રભાવશાળી રાજવી સાથે રાજ્યકુટુંબનો સંબંધ બંધાય તો વધુ સારું એમ સમજાયું. રાજ્ય-દુહિતા દુર્ધટાનાં વિકસિત નેત્રોએ મહારાજા ચંદ્રગુપ્તને જોતાં જ પ્રણયનો ગૂઢ તનમનાટ અનુભવ્યો. મહારાજા ચંદ્રગુપ્તના હ્રદયમાં પણ રાજ્યદુહિતા પ્રતિ ન સમજાય એવી અકથ્ય લાગણી ઉભરાઇ, અને બન્ને હ્રદયો પરસ્પર મિલન માટે આતુર બન્યાં. ચકોર પંડિત ચાણાકયે બન્ને બાજુનાં નેત્ર–સંચલન તેમજ હાવભાવ ઉપરથી તરત જ જાણી લીધું કે મહારાજા ચંદ્રગુપ્ત અને રાજ્યદુહિતા દુર્ધટા બન્ને પરસ્પર એક–બીજાને ચાહે છે અને બન્ને લગ્નગ્રંથીથી જોડાવા ઝંખી રહ્યાં છે.

ચાણાકયની સૂચનાનુસાર મહારાજા નંદને આદરસત્કારપૂર્વક રથમાંથી ઉતારી સેનાધિ-પતિએ વિનયયુક્ત વાણીથી કહ્યુ કે—“ અમારા મહારાજા આપનું અને સમસ્ત રાજ્યકુટુંબનું બહુમાન સાચવવા આપને રાજ્યકુટુંબ સહિત તંબુમાં પધારવા આમંત્રણ કરે છે ” એટલે રથની આગલી બેઠક પરથી રાજ્યકુમારો અને મહારાજા નંદ નીચે ઉતર્યા પાછળની બેઠકો ઉપરથી બન્ને રાણીઓ રથના આગલા ભાગમાં આવી સહીસલામત નીચે ઉતરી. રાજ્યકુમારી દુર્ધટા ઊર્ફે ધારિણી મહારાજા ચંદ્રગુપ્તના પ્રથમ દર્શને જ મુગ્ધ બની ગઇ હતી તેથી તેણીનાં હ્રદયમાં અનેક જાતના તર્ક–વિતર્કની પરંપરા ઉદ્‌ભવતી અને અદૃશ્ય થઇ જતી. પરિણામે તે એટલી બધી વિચારમગ્ન બની ગઈ હતી કે રથના આગલા ભાગમાથી ઉતરવાને બદલે પડખેની બારીમાંથી રથના ચક્ર પર પગ દઈ ઉતરવા ગઈ. રાજ્ય ખજા-નાના ખીચોખીચ ભારથી રાજ્યરથ ગજા ઉપરાંત ભરાયેલ હોવાથી તે એટલો બધો વજનદાર બની ગયો હતો કે તેના ચક્રની ધરીઓ કયા સમયે તૂટશે તેની સારથીને પણ પ્રત્યેક પળે શંકા રહ્યા કરતી. બારીએથી ચક્ર ઉપર પગ દઈ ઉતરવા જતી રાજકુમારી દુર્ધટાને સુજ્ઞ સારથીએ રોકવા પ્રયત્ન કર્યો, પરન્તુ જ્યાં “ ભાવીનું વિધાન ” નિશ્ચિતપણે કાર્ય કરતું હોય ત્યાં તેને ફેરવવાનો બ્રહ્મા કે વિધાતા જેવી વિભૂતિઓ પણ સમર્થ નથી બનતી. અહિં પણ તે જ પ્રમાણે બન્યું. મજબૂત બાંધાની ઉમરલાયક રાજ્ય-કુમારી ચક્રના આરા ઉપર પગ દઇ નીચે ઉતરતાં ચક્રના આરાઓ પર આખા શરીરનું વજન આવી પડયું, જેના યોગે ચક્રની નબળી થએલ ધરી તૂટવાની અણી ઉપર હતી તે જોસબંધ કડકડાટ સાથે તરત જ તૂટી ગઇ અને ચક્રના આઠ આરાઓ જુદા થઈ ગયા રથ પણ રાજ્યકુમારીના શરીર ઉપર ઢળી પડવાની તૈયારીમા હતો ત્યાં તો રથની પરિ-સ્થિતિને સમજેલ સારથીએ ખૂબ જ સમયસૂચકતા વાપરી ધરીના તૂટવાની સાથે જ રાજ્યકુમારીને ફૂલના દડાની જેમ આબાદ ઝીલી લઇ અકસ્માતમાંથી બચાવી લીધી.

રથના તૂટવા સાથે રાજ્યછાવણીમાં વિજયનું મોજું ફરી વળ્યું અને રાજ્યપુરુષો રથ નજીક દોડી આવ્યા. રાજ્યકુમારી દુર્ધટાના દિવ્ય પ્રભાવશાળી મુખારવિંદના દર્શન થતાં જ સૌના હૃદયમાં એમ થયું કે "જો આ રાજ્યકુમારીનાં વિજેતા રાજવી જોડે લગ્ન થાય તો પટરાણીપદને લાયક રાજ્યકન્યા મળ્યાનો સર્વને સંતોષ થાય."

શુકનશાસ્ત્રના જાણકાર પંડિતજીએ આ બનાવને અનુલક્ષીને સમ્રાટ ચંદ્રગુપ્તને સંબોધીને કહ્યું કેઃ "ઓ ભાગ્યશાળી રાજવી ! આ રથના ચક્રના આઠ આરા તૂટી ગયા તે એમ સૂચવે છે કે—'મગધની રાજ્યગાદી ઉપર આઠ પેઢી સુધી મૌર્યવંશી રાજ્યસત્તા સુંદર રીતે ચાલશે અને નવમી પેઢીએ તેનો વિનાશ થશે.' ઓ ભાગ્યવિધાતા રાજ્યકુમાર ! આ દૈવી સંકેત અનુસાર આ રાજ્યકન્યા સાથે આજ શુભ લગ્ને લગ્નગાંઠથી જોડાઇ ભારતનો વિજેતા સમ્રાટ બન. આ બાબતમાં ધર્મપિતા તરીકેના મારા તને અંતરના આશીર્વાદ છે."

મહારાજા નંદ અને તેના કુટુંબને માનભરી રીતે રાજ્યતંબુના એક વિભાગમાં લાવી બેસાડવામાં આવ્યા. બાદ સચિવે મહારાજા નંદને રાજ્યકુમારો સાથે રાજસભામાં પધારવા પ્રાર્થના કરી. બાદ મહારાજા નંદ રાજસભામાં પધારતાં તેમનું બહુમાન સાચવવા પંડિત ચાણાક્ય આદિ વરિષ્ઠ રાજ્ય અમલદારો તેને સામે લેવા ગયા.

મહારાજા નંદ અને રાજ્યકુમારો રાજ્યાસન નજદિક આવતાં ચંદ્રગુપ્તે ઊભા થઇ, મહારાજા નંદ સાથે હસ્તમિલન કરી, અતિપ્રેમપૂર્વક તેને પોતાની બાજુની બેઠકમાં બેસાડી પોતાનું નિરભિમાનીપણું ને કુલિનપણું સાબિત કરી આપ્યું.

આ સમયે રાજ્યકવિએ "ઘણું જીવો રાજા ચંદ્ર" એવા આશીર્વાદ આપ્યા બાદ પ્રસંગોચિત રાજ્યકન્યા દુર્ધટાનાં લગ્નસૂચક, કુળગૌરવતા સૂચવનારું એવું તો રસવંતું કવિત ગાઈ સંભળાવ્યું કે જે સાંભળતાં જ સૌના હૃદયમાં આનંદ ઉદ્દભવ્યો. આ રાજ્ય-ગીતમાં નીચે પ્રમાણેનો સારાંશ સમાયેલો હતોઃ—

## રાજ્યગીતનો મહત્ત્વતાભર્યો કુળદર્શક સારાંશ—

"મહારાજા નંદનો વંશ તે મલ્લ નામક ક્ષત્રિય જાતિનો વંશ ગણાય.

નંદ રાજા તે શિશુનાગવંશી રાજા શ્રેણિકના પીત્રાઇ હોવાનાં કારણે તેઓ મલ્લજાતિના હતા.

જ્યારે ચંદ્રગુપ્તનો વંશ તે મૌર્યનામક ક્ષત્રિય જાતિનો ઉચ્ચ ક્ષત્રિય કુળોત્પન્ન ગણાય.

મૌર્ય જાતિ લિચ્છવીનો એક પેટા વિભાગ છે. આ બન્ને રાજકુટુંબો ક્ષત્રિય ગણાય.

આ ક્ષત્રિય જાતિમાં નવ મલ્લજાતિ અને નવ લિચ્છવી જાતિ ગણી ૧૮ વિભાગો છે જેમાંનો મૌર્ય જાતિનો એક વિભાગમાં સમાવેશ થાય છે. તે વંશના રાજપુત્ર જોડે તારી પુત્રીનાં લગ્ન કરતાં હે નંદરાજા! નંદવંશ કરતાં ઉચ્ચ કોટીનો, શુદ્ધ, ગૌરવશાળી ક્ષત્રિયવંશી સંસ્કારી ચંદ્રગુપ્ત જેવો જામાતા મેળવવાને તું ભાગ્યશાળી થાય છે તો આ ઉત્તમ તક ન ગુમાવતાં તારી ઉમરલાયક પુત્રીને મગધની મહારાણી બનાવી નંદકુળનું રક્ષણ કર.

પ્રભુ મહાવીરના પિતા સિદ્ધાર્થ રાજા "જ્ઞાત જાતિના" ક્ષત્રિય હતા અને તેમના મામા મહારાજા ચેટક લીચ્છવી જાતિના ક્ષત્રિય હતા. આ જ્ઞાત જાતિ અને લીચ્છવી જાતિ બન્ને શ્રમજીવી ક્ષત્રિય શાખાઓ ગણાય. તેમના પુત્ર-પુત્રીઓ પરસ્પર લગ્નગ્રંથીથી જોડાઈ શકે. તેથી જ રાજા સિદ્ધાર્થ સાથે ચેટક મહારાજાએ પોતાની બેન ત્રિશલાનાં લગ્ન કર્યાં હતાં."

આ કવિત સાંભળતાં જ સર્વ આશ્ચર્યચકિત થયા; એટલું જ નહિ પણ સૌને મહારાજા ચંદ્રગુપ્તના ઉચ્ચ કુળની પણ ખાત્રી થઇ. પંડિત ચાણાકયના હૃદયમાં આ સમયે એટલો બધો સંતોષ થયો કે તેણે જે ભગીરથ કાર્ય હાથ ધર્યું છે તેમાં કુદરતનો હાથ છે–એમ તેને હવે સ્પષ્ટ સમજાવા લાગ્યું. મહારાજા નંદના હૃદયમાં પણ આ કવિતે સુંદર અસર કરી ને રાજ્યદુહિતાનાં લગ્ન વિજેતા રાજવી સાથે કરી આપવાનો માર્ગ તેને સુઝયો. તેણે આ સુંદર તકનો લાભ લઇ ચાણાકયને વિનંતિ કરી કે "**રાજ્યકન્યા દુર્ધટાનો મહારાજા ચંદ્રગુપ્ત માટે સ્વીકાર કરી મને ઋણમુક્ત કરો.**"

•પંડિતજીએ બીછાવેલ શેત્રંજની રાજ્યરમત બરોબર રીતે રમાઇ ચૂકી અને ખૂદ મહારાજા નંદના મુખથી જ રાજ્યદુહિતાનાં લગ્નની માંગણી સાંભળી પંડિતજીએ તેનો થોડી આનાકાની વચ્ચે સ્વીકાર કરી લીધો અને વિશેષમાં જણાવ્યું કે—"મહારાજા નંદ, આપને હવે મગધનો ત્યાગ કરવાની જરૂર નથી તમારા રાજ્યપુત્રો, એ અમારાં જ બાળકો છે. તેઓ તેમના બહેન-બનેવીની છત્રછાયામાં રહી નંદવંશી રાજવીઓ જેટલું જ સ્વતંત્ર માન ભોગવશે તેમની સારસંભાળ અમો અમારા જીવના જોખમે કરીશું માટે તેઓને અમારી સાથે જ મગધ પાછા મોકલો. તમારે હવે પછી ઇચ્છાનુસાર આત્મકલ્યાણ સાધવું"

તરતજ રાજ્યદુહિતા દુર્ધટાનાં લગ્નની તૈયારીઓ થઇ ગઇ અને પંડિતજીએ રાજ્યપુરોહિતની ગરજ સારી. આખી છાવણીમાં આનંદ આનંદ છવાઇ રહ્યો તે મુહૂર્ત અને લગ્ન શ્રેષ્ઠ હોવાથી વિવાહની પૂર્ણાહૂતિ બાદ તરત જ મહારાજા ચંદ્રે મહારાણી દુર્ધટા સહિત નગરપ્રવેશાર્થે પ્રયાણ કર્યું. આ બાજુ મહારાજા નંદ સાથે મહારાજા ચંદ્રગુપ્તની થએલ કૌટુંબિક સંબંધની માહિતી પાટલિપુત્ર નગરે તરત જ પહોંચી ગઈ અને સંસ્કારી રાજ્યકુમારી દુર્ધટાનાં યોગ્ય વીર રાજવી સાથે થયેલા લગ્નના સમાચારે મગધની પ્રજાને સાનંદાશ્ચર્ય મુગ્ધ કરી મૂકી.

મગધની પ્રજાને જાનમાલના રક્ષણની જે કાંઈ ફીકર હતી તે પણ આ સંબંધથી નિર્મૂળ થઈ એટલું જ નહિ પણ રાજ્યકુમારી દુર્ધટાને મહારાણીપદ મળતાં સંસ્કારી જૈનધર્મી દયાળુ રાજ્યકુમારીદ્વારા આ ચાલુ દુકાળના સમયે મગધમાં રાજ્ય તરફથી સદાવ્રતો, અન્નક્ષેત્રો અને સંકટ નિવારણનાં કાર્યો જરૂર ચાલુ રહેવાનાં, એવી સૌને ખાત્રી થઇ.

નંદવંશી રાજાઓ જૈનધર્મી હોવાનાં કારણે મગધમાં રાષ્ટ્રધર્મ તરીકે પણ જૈનધર્મ જ પળાતો મગધ રાજ્યકુમારી દુર્ધટાનાં લગ્ન પણ મહારાજા ચંદ્રગુપ્ત સાથે થવાથી ધર્મ-પરિવર્તન નહીં થાય એ જાતનું આશ્વાસન પણ જનસમૂહને મન આનંદનો વિષય થઈ પડ્યો.



# પ્રકરણ ૨ જું.

## મૌર્યવંશની વંશાવળી.

સુજ્ઞ વાચક, ભારતીય ઐતિહાસિક ક્ષેત્રમાં મૌર્યવંશ સુધીનો ઇતિહાસ તેની વંશાવળી સાથે મળી આવે છે.

પ્રાચીન વિશ્વાસપાત્ર પ્રમાણભૂત ગ્રંથો જેવા કે પુરાણ, દીપવંશ, મહાવંશ, બુદ્ધઘોષ અને બ્રહ્મદેશીય જનશ્રુતિ તથા મૌર્યવંશી ઇતિહાસો કે જે જુદા જુદા ઇતિહાસવેત્તાઓએ લખ્યા છે તે; તેમજ જૈન કાળગણનાને લગતા ગ્રંથો જેવા કે "વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાળગણના" "યુગપ્રધાન પટ્ટાવલી" અને "તીત્થોગાલી પઇન્નય" આદિ પ્રાચીન જૈન ગ્રંથોમાં મૌર્યવંશના રાજાઓના રાજ્યામલનો પ્રથમ વિભાગ મહારાજા અશોક સુધી પ્રમાણભૂત હકીકતપૂર્વક મળી આવે છે, જેને અમો પણ માન્ય રાખી, તે જ પ્રણાલિકાને અનુસરી, મહારાજા સંપ્રતિના જન્મકાળ સુધીના ઇતિહાસને ચોથા ખંડમાં આળેખીએ છીએ.

| નામ. | ઇ. સ. પૂર્વે | વીરનિર્વાણ સંવત્ | કુલ વર્ષ. |
|---|---|---|---|
| ૧. મહારાજા ચંદ્રગુપ્ત[1] | ૩૨૨ થી ૨૯૮ | ૨૧૦ થી ૨૩૪ | ૨૪ |
| ૨. મહારાજા બિંદુસાર[2] | ૨૯૮ થી ૨૭૩ | ૨૩૪ થી ૨૫૯ | ૨૫ |
| ૩. મહારાજા અશોક[3] | ૨૭૩ થી ૨૩૭ | ૨૫૯ થી ૨૯૫ | ૩૬ |
| | | કુલ વર્ષો | ૮૫ |

૧. ભારતમાં પર્વતીપ્રદેશના રાજા તરીકે ઇ. સ. પૂર્વે ૩૨૨ થી ૩૧૭, મગધ સમ્રાટ તરીકે ઇ. સ. પૂર્વે ૩૧૭ થી ૨૯૮.

૨. મહાવંશ તથા બુદ્ધઘોષ ૨૮ વર્ષનો રાજ્યામલ જણાવે છે. બ્રહ્મદેશીય જનશ્રુતિ ૨૭ વર્ષ જણાવે છે. જૈન ગ્રંથકારો ૨૫ વર્ષ જણાવે છે. ઇતિહાસકારો જૈન ગ્રંથકારોના જણાવ્યા મુજબ ૨૫ વર્ષની સંખ્યાને માન આપે છે, જેને માન્ય રાખી અમો પણ બિંદુસારનાં ૨૫ વર્ષ મંજૂર રાખીએ છીએ.

૩. દીપવંશ અને મહાવંશ ૩૭ વર્ષો જણાવે છે. બુદ્ધઘોષ અને બ્રહ્મદેશીય જનશ્રુતિ કોઇ પણ જાતના નિર્ણય ઉપર આવી શક્યા નથી.

ઉપર પ્રમાણે ત્રણ રાજાઓનાં વર્ષોની ગણત્રી મુજબ તેઓનો રાજ્યામલ ઇ. સ. પૂર્વે ૩૨૨ થી ૨૩૭ એટલે વીરનિર્વાણ ૨૧૦ થી ૨૯૫-૮૫ વર્ષો સુધી ભારતની ભૂમિ પર હતો/

આ વંશાવળી સાથે યુગપ્રધાન પટ્ટાવલીના યુગપ્રધાન આચાર્યોનો સંબંધ, પટ્ટાવલીના બીજા આંક મુજબ નીચે પ્રમાણે સંકળાએલો છે:—

૧. શ્રી સ્થૂલભદ્રજી પ્રભુ મહાવીરના આઠમા પટ્ટધર તરીકે ૪૫ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહી, ૯૯ વર્ષની વયોવૃદ્ધ અવસ્થાએ વીરનિર્વાણ ૨૧૫ માં સ્વર્ગવાસી થયા.

વીરનિર્વાણ ૨૧૦ માં મગધની રાજ્યગાદી ઉપર મૌર્યવંશની સ્થાપના થઇ, એટલે યુગપ્રધાન પટ્ટાવલીનો પ્રથમ આંક રાજ્યગાદીના પરિવર્તન સાથે ૨૧૦ માં બદલાયો. શ્રી જંબૂસ્વામીના મોક્ષગમન બાદ કેવળજ્ઞાન વિચ્છેદ ગયું હતું, પરંતુ તેમની પટ્ટપરંપરાએ શ્રુતજ્ઞાનીઓ થયા હતા શ્રી સ્થૂલભદ્રજી પણ દશ પૂર્વધર હતા. તેમના અથાગ જ્ઞાને અને અપૂર્વ પ્રતિભાએ સમ્રાટ્ ચંદ્રગુપ્ત પર સારી અસર પાડી અને તે તેમના સંસર્ગમાં આવવા લાગ્યો. તેમના સત્યોપદેશ-સિંચનથી મહારાજા ચંદ્રગુપ્તને જૈનધર્મનું તત્ત્વજ્ઞાન સમજવાનો અપૂર્વ લાભ મળ્યો. મગધની રાજ્યગાદી મૌર્યવંશમાં બદલાવવા છતાં ધાર્મિક પરિવર્તન થયું ન હતું કારણ કે મહારાજા ચંદ્રગુપ્ત જૈનધર્મી બન્યા બાદ એટલો બધો ધર્મચુસ્ત બન્યો કે સૌરાષ્ટ્રમાં આવેલ પવિત્ર શત્રુંજયાદિ જૈન તીર્થોની તેણે યાત્રા કરી; એટલું જ નહિ પરન્તુ જૈન મુનિમહારાજાઓ અને જૈનસંઘ પ્રત્યે અપૂર્વ માન ધરાવી પૂર્વથી ચાલી આવતી રાજ્યનીત પ્રમાણે મહાજનનું માન સાચવ્યું.

મહારાજા ચંદ્રગુપ્તને વીરનિર્વાણ ૨૧૦ માં મગધની રાજ્યગાદી મળી તે સમયે મગધમાં ભયંકર દ્વાદશ-વર્ષીય દુકાળની શરૂઆત થઇ ગઇ હતી એટલે નંદવંશીય મગધ-નરેશ તરફથી શરૂ કરવામાં આવેલ સંકટનિવારણનાં કાર્યોની પુષ્ટિ કરવા સાથે અન્નક્ષેત્રો, ભોજનાલયો તેમજ ગુપ્ત દાનો પણ તેણે ચાલુ રાખ્યાં. ઠેકઠેકાણે ધર્મશાળાઓ સ્થાપી. વળી મગધમાં ચારે દિશાએ કૂવાઓ અને વાવડીઓ રાજ્યના ખર્ચે ખોદાવવાનું કાર્ય ચાલુ રાખી મહારાજા નંદના હાથે થએલ દરેક કાર્યને તેણે અપનાવ્યું. મહારાણી દુર્ધટાએ શરૂઆતથી જ મહારાજાની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી અને મહારાજાને સંસ્કારી બનાવવા તેમજ રાષ્ટ્રમાં રાજ્યધર્મ તરીકે પળાતા જૈનધર્મને અસ્ખલિતપણે ચાલુ રાખવામાં આ વીર સન્નારીએ સુંદર ફાળો આપ્યો હતો, જેના પરિણામે મગધ સામ્રાજ્યની રાજ્યસત્તા બદલાવવા છતાં રાજ્યધર્મ તરીકે જૈનધર્મ ચાલુ જ રહ્યો.

મહારાજા ચંદ્રગુપ્ત જૈન રાજવી હતા અને તેણે અંતકાળ સુધી જૈનધર્મ પાળી જૈનરાજવી તરીકે જ સ્વર્ગવાસ કર્યો હતો. આ ઐતિહાસિક હકીકતને જગતના ઇતિહાસકારો અને સંશોધકો બહુમતિએ ટેકો આપે છે .

પુરાતત્ત્વ શોધક ઇતિહાસવેત્તા શ્રી જાયસ્વાલજી કહે છે કે "જૈન ગ્રંથો અને તે પછીના જૈન શિલાલેખો ચંદ્રગુપ્તને જૈનરાજર્ષિ તરિકે ઉલ્લેખે છે. મારો અભ્યાસ, જૈન કથનનાં ઐતિહાસિક પ્રમાણોને માન આપવાની મને ફરજ પાડે છે."

ડૉ. સ્મીથ પણ આ મંતવ્ય સ્વીકારી જણાવે છે કે—"આ મહાન્ સમ્રાટ બિંબિસાર (મહારાજા શ્રેણિક) જેવો જ જૈન હતો. **જે હકીકત ન માનવાને કંઇ પણ કારણ નથી.** નંદો અને મૌર્યોના સમયમાં જૈનધર્મ મગધમાં પ્રતિષ્ઠા ભોગવતો હતો. વિદ્વાન્ બ્રાહ્મણ ચાણાક્યની યુક્તિથી ચંદ્રગુપ્તે રાજ્ય મેળવ્યાની વાત, જૈનધર્મ રાજ્યધર્મ હતો, તે માન્યતા માટે અપ્રાસંગિક નથી."

"જૈનો પોતાના વિધિ-વિધાનો માટે પરંપરાથી બ્રાહ્મણો રોકતા આવ્યા છે × × × જેણે પહેલા નંદ અને પછીના નવ રાજાની સેવા કરી હતી તેના (રાજાઓનો) ખાસ મિત્ર તરીકે (સલાહકાર) જૈન સાધુ આલેખાયા છે."

ડૉ. સ્મિથના અભિપ્રાયનું અસલ લખાણ પણ અહીં અમો ઉદ્ધૃત કરી વાચકોની જાણ માટે રજૂ કરીએ છીએ:—

### Smith's Oxford History of India pp. 75-76.

"I am disposed to believe that........Chandragupta really abdicated and became a Jain ascetic."

× × ×

### Smith's Early History of India pp. 154.

Hemchandra informs us that Chandragupta समाधिमरणं प्राप्य, दिवं ययौ......Hemchandra op, cit., V. 444.

× × ×

"That Chandragupta was a member of *the Jain Community is taken* by their writers as a matter of course, and treated as a known fact, for which needed neither argument nor demonstration...The testimony of Megasthenes would likewise seem to imply that Chandragupta submitted to the devotional teaching of the Sermanes, as opposed to the doctrines of the Brahmanas."

Thomas (Edward) op, cit., pp. 23-24. For references to Jainism in the Greek annals see Rice (Lewis), op. cit., P. 8.

× × ×

ઉપર પ્રમાણે ત્રણ રાજાઓનાં વર્ષોની ગણત્રી મુજબ તેઓનો રાજ્યામલ ઇ. સ. પૂ. ૩૨૨ થી ૨૩૭ એટલે વીરનિર્વાણ ૨૧૦ થી ૨૯૫–૮૫ વર્ષો સુધી ભારતની ભૂમિ પર હતો/

આ વંશાવળી સાથે યુગપ્રધાન પટ્ટાવલીના યુગપ્રધાન આચાર્યોનો સંબંધ, પટ્ટાવલીના બીજા આંક મુજબ નીચે પ્રમાણે સંકળાએલો છે:—

૧. શ્રી સ્થૂલભદ્રજી પ્રભુ મહાવીરના આઠમા પટ્ટધર તરીકે ૪૫ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહી, ૯૯ વર્ષની વયોવૃદ્ધ અવસ્થાએ વીરનિર્વાણ ૨૧૫ માં સ્વર્ગવાસી થયા.

વીરનિર્વાણ ૨૧૦ માં મગધની રાજ્યગાદી ઉપર મૌર્યવંશની સ્થાપના થઇ, એટલે યુગપ્રધાન પટ્ટાવલીનો પ્રથમ આંક રાજ્યગાદીના પરિવર્ત્તન સાથે ૨૧૦ માં બદલાયો. શ્રી જંબૂસ્વામીના મોક્ષગમન બાદ કેવળજ્ઞાન વિચ્છેદ ગયું હતું, પરંતુ તેમની પટ્ટપરંપરાએ શ્રુતજ્ઞાનીઓ થયા હતા. શ્રી સ્થૂલભદ્રજી પણ દશ પૂર્વધર હતા. તેમના અથાગ જ્ઞાને અને અપૂર્વ પ્રતિભાએ સમ્રાટ્ ચંદ્રગુપ્ત પર સારી અસર પાડી અને તે તેમના સંસર્ગમાં આવવા લાગ્યો. તેમના સત્યોપદેશ–સિંચનથી મહારાજા ચંદ્રગુપ્તને જૈનધર્મનું તત્ત્વજ્ઞાન સમજવાનો અપૂર્વ લાભ મળ્યો. મગધની રાજ્યગાદી મૌર્યવંશમાં બદલાવવા છતાં ધાર્મિક પરિવર્તન થયું ન હતું કારણ કે મહારાજા ચંદ્રગુપ્ત જૈનધર્મી બન્યા બાદ એટલો બધો ધર્મચૂસ્ત બન્યો કે સૌરાષ્ટ્રમાં આવેલ પવિત્ર શત્રુંજયાદિ જૈન તીર્થોની તેણે યાત્રા કરી; એટલું જ નહિ પરન્તુ જૈન મુનિમહારાજાઓ અને જૈનસંઘ પ્રત્યે અપૂર્વ માન ધરાવી પૂર્વથી ચાલી આવતી રાજ્યનીત પ્રમાણે મહાજનનું માન સાચવ્યું.

મહારાજા ચંદ્રગુપ્તને વીરનિર્વાણ ૨૧૦ માં મગધની રાજ્યગાદી મળી તે સમયે મગધમાં ભયંકર દ્વાદશ–વર્ષીય દુકાળની શરૂઆત થઇ ગઇ હતી. એટલે નંદવંશીય મગધનરેશ તરફથી શરૂ કરવામાં આવેલ સંકટનિવારણનાં કાર્યોની પુષ્ટિ કરવા સાથે અન્નક્ષેત્રો, ભોજનાલયો તેમજ ગુપ્ત દાનો પણ તેણે ચાલુ રાખ્યાં. ઠેકઠેકાણે ધર્મશાળાઓ સ્થાપી. વળી મગધમાં ચારે દિશાએ કૂવાઓ અને વાવડીઓ રાજ્યના ખર્ચે ખોદાવવાનું કાર્ય ચાલુ રાખી મહારાજા નંદના હાથે થએલ દરેક કાર્યને તેણે અપનાવ્યું. મહારાણી દુર્ધટાએ શરૂઆતથી જ મહારાજાની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી અને મહારાજાને સંસ્કારી બનાવવા તેમજ રાષ્ટ્રમાં રાજ્યધર્મ તરીકે પળાતા જૈનધર્મને અસ્ખલિતપણે ચાલુ રાખવામાં આ વીર સન્નારીએ સુંદર ફાળો આપ્યો હતો, જેના પરિણામે મગધ સામ્રાજ્યની રાજ્યસત્તા બદલાવવા છતાં રાજ્યધર્મ તરીકે જૈનધર્મ ચાલુ જ રહ્યો.

મહારાજા ચંદ્રગુપ્ત જૈન રાજવી હતા અને તેણે અંતકાળ સુધી જૈનધર્મ પાળી જૈનરાજવી તરીકે જ સ્વર્ગવાસ કર્યો હતો. આ ઐતિહાસિક હકીકતને જગતના ઇતિહાસકારો અને સંશોધકો બહુમતિએ ટેકો આપે છે.

પુરાતત્ત્વ શોધક ઇતિહાસવેત્તા શ્રી જાયસ્વાલજી કહે છે કે "જૈન ગ્રંથો અને તે પછીના જૈન શિલાલેખો ચંદ્રગુપ્તને જૈનરાજર્ષિ તરિકે ઉલ્લેખે છે. મારો અભ્યાસ, જૈન કથનનાં ઐતિહાસિક પ્રમાણોને માન આપવાની મને ફરજ પાડે છે."

ડૉ. સ્મીથ પણ આ મંતવ્ય સ્વીકારી જણાવે છે કે—"આ મહાન્ સમ્રાટ બિંબિસાર (મહારાજા શ્રેણિક) જેવો જ જૈન હતો. **જે હકીકત ન માનવાને કંઇ પણ કારણ નથી.** નંદો અને મૌર્યોના સમયમાં જૈનધર્મ મગધમાં પ્રતિષ્ઠા ભોગવતો હતો. વિદ્વાન્ બ્રાહ્મણ ચાણાક્યની યુક્તિથી ચંદ્રગુપ્તે રાજ્ય મેળવ્યાની વાત, જૈનધર્મ રાજ્યધર્મ હતો, તે માન્યતા માટે અપ્રાસંગિક નથી."

"જૈનો પોતાના વિધિ–વિધાનો માટે પરંપરાથી બ્રાહ્મણો રોકતા આવ્યા છે × × × જેણે પહેલા નંદ અને પછીના નવ રાજાની સેવા કરી–હતી તેના (રાજાઓનો) ખાસ મિત્ર તરીકે (સલાહકાર) જૈન સાધુ આલેખાયા છે."

ડૉ. સ્મિથના અભિપ્રાયનું અસલ લખાણ પણ અહીં અમો ઉદ્ધૃત કરી વાચકોની જાણ માટે રજૂ કરીએ છીએ:—

**Smith's Oxford History of India pp. 75–76.**

"I am disposed to believe that.........Chandragupta really abdicated and became a Jain ascetic."

× × ×

**Smith's Early History of India pp. 154.**

Hemchandra informs us that Chandragupta समाधिमरणं प्राप्य, दिवं ययौ......Hemchandra op, cit., V. 444.

× × ×

"That Chandragupta was a member of the Jain Community is taken by their writers as a matter of course, and treated as a known fact, for which needed neither argument nor demonstration...The testimony of Megasthenes would likewise seem to imply that Chandragupta submitted to the devotional teaching of the Sermanes, as opposed to the doctrines of the Brahmanas."

Thomas (Edward) op, cit., pp. 23–24. For references to Jainism in the Greek annals see Rice (Lewis), op. cit., P. 8.

× × ×

મહારાજા ચંદ્રગુપ્તને શાહ સીકંદર સાથેની લડાઇમાં જીત મેળવતાં કેવા ભયંકર પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું હતું તેનો ચિતાર રજૂ કરતાં પટ્ટના કૉલેજના પ્રિન્સિપાલ શ્રી. ક્રીન્ડલે, From Pompei Trogi XV: 4 ના ભાષાન્તરમાં નીચે પ્રમાણે જણાવે છે.

"Seleucus waged many wars in the east, after the partition of Alexander's Empire among his generals. He first took Babylonia, and then with his forces, augmented by victory, subjugated the Bactrians. He then passed over to India, which after Alexander's death, as if the yoke of servitude had been shaken off from its neck, had put his prefects to death. Sandrocottus had been the leader, who achieved their freedom; but after his victory he had forfeited by his tyranny, all title to the name *of liberator: for having ascended the throne*, he *oppressed* with servitude the very people, whom he had emancipated from foreign thraldom. He was born in humble life, but was prompted to aspire to royalty by an omen, significant of an angust destiny. For, when by insolent behaviour he had offended King Nandrus, and was ordered by that king to be put to death, he had sought safety by a speedy flight. When he lay down, overcome with fatigue, and had fallen into a deep sleep, a lion of enormous size, approaching the slumberer, licked with its tongue, the sweet, which oozed profusely from his body; and when he awoke, quietly took his departure. It was this prodigy, which first inspired him, with the hope of winning the throne, and so having collected a band of robbers, he instigated the Indians to overthrow the existing Government. When he was there, after preparing to attack Alexander's prefects, a wild elephant of monstrous size approached him and kneeling submissively like a tame elephant, received him on *to its neck and fought vigorously in front of the army. Sandrocottus* having thus won the throne, was rejoicing over India when Seleucus was laying the *foundation of his future greatness.* Seleucus having made a treaty with him and otherwise settled his attains in the east returned home to prosecute the war with Antigonus."

[From Pompei Trogi XV. 4: as translated by Mr. Crindle, Principal, Patna College, (see Prof. Hultzsch. Corp. Inscr. Indic. Pt I. Pref. xxxiii.)]

**મહારાજા ચંદ્રગુપ્તનો મગધની રાજગાદી ઉપર રાજ્યાભિષેક—**

મહારાજા ચંદ્રગુપ્તના નગરપ્રવેશને પ્રજાએ અતિ આનંદથી વધાવી લીધો; કારણ કે

મહારાજા ચંદ્રગુપ્ત ક્ષત્રિય વંશના ઉચ્ચ શ્રેણીના રાજ્યવંશમાં જન્મેલ અને પ્રભાવશાળી વિભૂતિ હતી. વળી મહારાજા નંદની પુત્રી સાથે તેમનાં લગ્ન થયાં અને સાથે નંદકુમારો પણ મહારાજા ચંદ્રગુપ્તની સાથે માનભેર મગધ પાછા ફરે છે, એટલું જ નહિ પણ પદભ્રષ્ટ થએલ મહારાજા નંદને વિજેતા મહારાજા ચંદ્રગુપ્ત અને સૂત્રધાર પંડિત ચાણાકયે યોગ્ય માન આપી તેમનું બહુમાન સાચવ્યાના સમાચારો મગધમાં ફરી વળતાં પ્રજાએ હર્ષભેર આ સંસ્કારી વિભૂતિઓને વધાવી લીધી.

બાદ પ્રજાએ મહારાજા ચંદ્રગુપ્તનો મગધની રાજ્યગાદી ઉપર સમ્રાટ્ તરીકે રાજ્યાભિષેક કર્યો. આ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૩૧૭ માં મહારાજા ચંદ્રગુપ્તને સૂત્રધાર પંડિત ચાણાકયદ્વારા મગધના સમ્રાટ્પણાની રાજ્યગાદી પ્રાપ્ત થઈ અને પરિણામે પંડિત ચાણાક્યને નિરંકુશપણે પ્રતિનિધિત્વદ્વારા રાજ્યસત્તા ચલાવવાનો લખાએલ ભાગ્યયોગ પૂરેપૂરો પ્રાપ્ત થયો. તેણે મગધ સામ્રાજ્યનો રાજ્યવહીવટ **"તાજવગરના રાજા"** તરીકે લગભગ ૪૦ વર્ષ સુધી ચલાવી, ૮૦ વર્ષની વયોવૃદ્ધ અવસ્થાએ અનસનથી આત્મકલ્યાણ સાધ્યું

ચાણાકયના દેહત્યાગનો પ્રસંગ ઘણો જ દુઃખદ બન્યો છે, જેનું સવિસ્તર વૃત્તાંત મહારાજા બિંદુસારના રાજ્યામલ સાથે સંબંધ ધરાવતો હોવાથી તે સ્થળે જણાવવામાં આવશે.

## પંડિત ચાણાકયનું અર્થશાસ્ત્ર—

પંડિત ચાણાકયે મગધનો રાજવહીવટ ચલાવવા અર્થે પોતાના જ્ઞાનના બળે ૬,૬૦૦ શ્લોકપ્રમાણ અર્થશાસ્ત્ર નામના ગ્રંથની રચના કરી કે જે ગ્રંથનો અનુવાદ "શ્રી સયાજીવિજય સાહિત્યમાળા"ના પુસ્તક ૧૮૭ તરીકે **"કૌટિલ્ય અને અર્થશાસ્ત્ર"** નામના ગુજરાતી ગ્રંથમાં સુખરાય વિ પુરુષોતમ જોષિપુરા, M. A. એ કર્યો છે. તેઓ પંડિત ચાણાકયના અંગે ઉપરોક્ત ગ્રંથમાં જણાવે છે કે—

"આજ સુધીમાં જેટલું સંસ્કૃત વાઙ્મય પ્રકાશમાં આવી શકયું છે તેમાં અર્થશાસ્ત્ર સંજ્ઞા ધરાવનાર જો કોઇ પણ ગ્રંથ આપણને પ્રાપ્ત થયો હોય તો તે ફક્ત 'કૌટિલ્ય અર્થશાસ્ત્ર' જ છે.

"અર્થશાસ્ત્ર સંજ્ઞા આપીને રાજ્યશાસ્ત્ર લખવાની પહેલ કૌટિલ્યે જ કરેલી કૌટિલ્ય પોતાની આ કૃતિના આરંભમાં લખે છે તે પ્રમાણે પૃથ્વીના લાભ અને પાલન અર્થે પૂર્વકાળના જે આચાર્યોએ જેટલાં શાસ્ત્રો રચેલાં છે તેમાંનાં ઘણાખરાંનો ઉપયોગ કરી આ અર્થશાસ્ત્ર લખું છું."

જૈન ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે પ્રભુ મહાવીરની દેશનાદ્વારા પાંચમા આરાનું વિષમ ભાવી સમજી મગધ અમાત્ય અભયકુમાર, કે જેઓ મહારાજા શ્રેણિકના પાટવીકુંવર થતા હતા તેમણે ભારતીય પ્રજાના રક્ષણાર્થે રાજ્યવહીવટને સુવ્યવસ્થિત રાખવા માટે નીતિશાસ્ત્રનો

મહાન્ ગ્રંથ બનાવ્યો હતો, તે ગ્રંથ પણ અર્થશાસ્ત્રી કૌટિલ્યને ગ્રંથ લખવામાં મહાન્ ઉપયોગી થઇ પડ્યો હતો, તેવી જ રીતે અર્થશાસ્ત્રી કૌટિલ્યે શુક્રાચાર્ય અને બૃહસ્પતિના રાજ્યનીતિજ્ઞ શાસ્ત્રને પણ સન્માનેલા છે. આ સિવાય કૌટિલ્યે મનુ, ભારદ્વાજ, વિશાલાક્ષ, પરાશર, બાહુદંતિપુત્ર, પિશુન વિગેરે અનેક રાજનીતિજ્ઞ શાસ્ત્રોને લગતા ઉલ્લેખો ઉપરોક્ત ગ્રંથમાં કરેલા છે કે જે ઉપરથી ખાત્રી થાય છે કે અર્થશાસ્ત્રની વિકાસમય રચનામાં કૌટિલ્યે પૂરેપૂરો પુરુષાર્થ કર્યો છે.

તપસ્વી કૌટિલ્યે ચંદ્રગુપ્ત મૌર્ય રાજા બને તેટલા માત્રથી કાર્યસિદ્ધિ માની ન હતી સાથોસાથ દેશોદ્ધારની અને વ્યવસ્થિત રાજ્યતંત્રની પણ આશા રાખી હતી. તેણે નરેન્દ્રોના હિતાર્થે ૬,૯૦૦ સંસ્કૃત શ્લોકોનો મહાન્ રાજ્યનીતિજ્ઞ ગ્રંથ બનાવી તેના આધારે મહારાજા ચંદ્રગુપ્તદ્વારા મગધની રાજ્યવ્યવસ્થામાં અનુકરણીય સુધારો કર્યો. આ અર્થશાસ્ત્રનું પરિણામ એ આવ્યું કે ક્ષત્રિયવંશી મૌર્ય સામ્રાજ્ય ભારતમાં સુંદર કીર્તિ, સમૃદ્ધિ અને ગૌરવતાને પ્રાપ્ત થયું, એટલું જ નહિ પણ તેના રાજ્યભંડારો પણ ધનસંપત્તિથી ઉભરાઇ ગયા.

આ અર્થશાસ્ત્રને અકબર જેવા શહેનશાહે પણ રાજ્યબંધારણમાં રાષ્ટ્રોપકારક ગણી પોતાના ઉપયોગમાં લીધું હતું. તેવી જ રીતે સાડાત્રણ કરોડ શ્લોકના કર્તા કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે રાજ્યસંચાલનના અંગે લખેલ “ અર્હન્નીતિ ” આદિ અન્ય નીતિજ્ઞ શાસ્ત્રોમાં આ ગ્રંથનો ઉપયોગ કરેલ હતો, જેના યોગે મહારાજા કુમારપાળ અને શહેનશાહ અકબરનો રાજ્યવહીવટ જગતમાં પંકાયો હતો.

ભારતના આ અજોડ અર્થશાસ્ત્રી કૌટિલ્યના જીવનવૃત્તાંતના અનુસંધાનમાં તેણે કઇ રીતે મગધના સામ્રાજ્ય ઉપર મૌર્યવંશની સ્થાપના કરી તેનો ઇતિહાસ આપણે સંક્ષિપ્તમાં આ પૂર્વે આપી ગયા છીએ તે ઉપરથી પંડિત ચાણાક્યની ચાણાક્યબુદ્ધિનો આપણને ખ્યાલ આવે છે. તેણે પોતાની બુદ્ધિના બળે ભારતનું રાજ્યતંત્ર મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્તના એકછત્ર નીચે આણ્યું હતું.



# પ્રકરણ ૩ જું.

## પંડિત ચાણાક્યની ઇન્દ્રજાળ.

મગધ સામ્રાજ્ય ઉપર મહારાજા ચંદ્રગુપ્તનો રાજ્યામલ ચાલુ થયા બાદ લગભગ એક વર્ષ સુધી મહારાજા પર્વતે થએલ સંધી અનુસાર જીતાએલ પ્રદેશોમાંથી મગધ સામ્રાજ્યના બે વિભાગો કરી આપવા અનેક વખત પંડિત ચાણાક્યને સમજાવ્યો; છતાં પંડિત ચાણાક્યે તેને દાદ ન આપી એટલે પશ્ચિમોત્તર પ્રદેશના આ બળવાન મહારાજા પર્વતે રાજ્યપુત્ર મલયકેતુ મારફત નંદવંશના લાગતાવળગતાઓને ઉશ્કેરી ચંદ્રગુપ્ત વિરુદ્ધ બંડ ઉઠાવ્યું. કુલુપ દેશના રાજા વિચિત્રવર્મા, મલયાધિપતિ સિંહનાદ, કાશ્મિરેશ્વર પુષ્કરાક્ષ, સિંધુના મહારાજા સિંધુસેન અને પારસિકના પાલક મેઘાક્ષ—એ પાંચે રાજાઓએ મહારાજા પર્વતની મદદે રહી બંડ ઉઠાવવામાં સહાયતા કરી હતી.

આ રાજવીઓને પોતાના દેશના રક્ષણાર્થે મગધના હાથીઓ તેમજ મગધમાં રહેલ અખૂટ ખજાનાની જરૂરિયાત હતી, એટલે તેઓએ સ્વઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે પંડિત ચાણાક્યને ઉખેડી ફેંકી દેવા કટિબદ્ધ થઇ યુદ્ધ આરંભ્યું અને યુદ્ધ લાંબો સમય સુધી ચાલ્યું, જેમાં સરલતાથી વિજય મળે તેમ ન હોવાથી પંડિત ચાણાક્યે આ સમર્થ સંયુક્ત થયેલ રાજવીઓને હરાવવા ચાણાક્યબુદ્ધિ વાપરી, શેત્રંજની રાજ્યરમતની જાળ બીછાવી. તેણે વિશ્વાસુ જાસુસો મારફતે એક તરકટી રાજ્યલખોટો લખાવ્યો અને તેમાં જણાવ્યું કે—"આ પાંચે રાજાઓ મળી, મહારાજા પર્વત અને મલયકેતુનો નાશ કરી, મગધના જીતાએલ સામ્રાજ્ય સાથે પર્વતી પ્રદેશનું રાજ્ય પણ હસ્તગત કરવા માગે છે."

આ પ્રપંચી રાજ્યખરીતો ગુપ્ત જાસુસદ્વારા બરાબર મલયકેતુના હાથમાં જ પહોંચાડવામાં આવ્યો, જેના યોગે મલયકેતુ અને મહારાજા પર્વતને પોતાના સહાયક રાજાઓ પ્રત્યે અવિશ્વાસ પેદા થયો અને સારાસારનો વિચાર કર્યા વિના તેમણે આ તર્કટી રાજ-

સંદેશને સાચો માની લશ્કરી બળના આધારસ્તંભ જેવા ગણાતા ચિત્રવર્માદિ પાંચે નૃપતિ-ઓને મરાવી નાખ્યા.

બાદ લશ્કરનો બળવાન અને વફાદાર સેનાધિપતિ કે જેના ઉપર આ તર્કટી લખોટાના આધારે ફૂટી ગયાનો શક આવ્યો હતો તેનો પણ તેણે ઘાત કરાવ્યો, એટલે એકંદરે પોતાની વિરુદ્ધમાં મદદ કરતાં રાજવીઓથી મહારાજા પર્વતને યુક્તિ–પ્રયુક્તિથી વિખૂટો પાડી, પંડિત ચાણુકયે મહારાજા પર્વતના લશ્કરની જમણી અને ડાબી પાંખો કાપી નાખી. પરિણામે મહારાજા પર્વત અને મલયકેતુ જો કે બહારથી બળવાન દેખાતા હતા છતાં અંદરથી નરમ બની સંધિ કરવા તત્પર થયા હતા. આ તકનો લાભ લઈ પંડિત ચાણુકયે જાણે કોઇપણ જાતની હકીકતથી માહિતગાર ન હોય અને સંધિ કરવા માટે તત્પર થયો છે એવો બહારથી ડોળ કરી મહારાજા પર્વતને સંધિ કરવા માટે રાજ્યમહેલે આવવા આમંત્રણ આપ્યું. આમંત્રણાનુસાર મહારાજા પર્વત રાજમહેલે આવી પહોંચ્યો.

## પંડિત ચાણુકયની કુટિલ નીતિનો મહારાજા પર્વત ભોગ બને છે—

પંડિત ચાણુકય ઊર્ફે વિષ્ણુદત્તની કૌટિલ્યતા ગણો યા તો કુટિલતા ગણો, ગમે તે વસ્તુ ગણીએ તો પણ પંડિત ચાણુકય જેવો રાજ્યપ્રપંચોનાં ષડ્યંત્રથી ભરપૂર સૂત્રધાર ભારતને મળવો મુશ્કેલ થઇ પડશે. તેણે ડગલે અને પગલે પોતાની ચાણુકય નીતિનો ઉપયોગ કરી, પોતાના નામની સાથે તે નીતિને જોડી–"**ચાણુકય નીતિ**" નામનું વાકય અમર કર્યું છે. તે નીતિનો ઉપયોગ અવળા હાથે કરતાં જ્યારે તેમાં મનુષ્ય ફાવે છે ત્યારે તેનાથી મહાત થનારાઓ કહે છે કે—'ચાણુકય નીતિના" અમો ભોગ બન્યા છીએ.

પંડિત ચાણુકયે જેના આધાર અને મદદથી મગધનું વૈભવશાળી અમાત્યપદ પ્રાપ્ત કરવા સાથે અખૂટ ધનસંપત્તિ મેળવી ભારતના "તાજ વિનાના રાજા" તરીકેનું બિરુદ પ્રાપ્ત કર્યું હતું, તેમજ સ્વકાર્યસિદ્ધિમાં શરૂઆતથી તે અંતિમ ઘડી સુધી મદદગાર રહેનાર અને અનેક પ્રસંગોએ રણક્ષેત્રોમાં પ્રતિપક્ષીઓના હાથે મૃત્યુના મુખમાંથી બચાવનાર ઉપકારી મહારાજા પર્વતના ઉપકારનો બદલો સંતોષપૂર્વક વાળી આપવો જોઇએ તે રાજ્યનીતિને ભૂલી જઇ, પંડિત ચાણુકયે ઉપકારનો બદલો અપકાર કરવામાં વાપર્યો. એટલે કે મહારાજા પર્વતનો ઘાત થયો. મહારાજા પર્વતનો ઘાત કઇ રીતે થયો તેને લગતું વૃત્તાંત નીચે પ્રમાણે છે.

સુજ્ઞ વાચક, કામ હમેશાં દુર્જય કહેવાય છે. હજારો સૈનિકોને જીતનાર સુભટ પણ વિષય-વાસનાને પરાધીન બની જાય છે. રતિ અને કામદેવના સંબંધમાં આજ પૂર્વે લખાએલ અસંખ્ય વૃત્તાંતોમાંથી એટલું સમજવાનું મળી આવે છે કે, વિશ્વામિત્ર જેવા ઉગ્ર તપસ્વીએ પણ અપ્સરા મેનકાના સ્વરૂપમાં લુબ્ધ થઈ, ઇંદ્રાસન ડોલાયમાન કરવા સુધી ફલિભૂત થએલ ઉગ્ર તપશ્ચર્યાનો કામવશ થઇ એક ક્ષણુ માત્રમાં વિનાશ કર્યો હતો. ખૂદ ઇંદ્ર મહારાજે આ

રાજ્યરમતના સૂત્રધાર બની, વિશ્વામિત્ર જેવા ઉગ્ર તપસ્વીનું ધ્યાન ભંગ કરવા અને તેની તપશ્ચર્યાને નિષ્ફળ બનાવવા મેનકાનો ઉપયોગ કર્યો હતો. તે જ માફક અનેક જાતના રાજ્ય-પ્રપંચને લગતા દાખલાઓ પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસમાં મળી આવે છે, કે જેના યોગે ભલભલી રાજસત્તાઓ ડોલાયમાન થઈ હતી આધુનિક સમયના દાખલામાં ઈંદોર-નરેશને પદભ્રષ્ટ કરનાર બાવલા ખૂન કેસમાં જાણીતી થએલ મુમતાઝ નામે એક વેશ્યા જ હતી. સનાતન ધર્મના મહાન્ ધર્મગુરુનું પદ ધરાવનાર શ્રીનાથદ્વારાનાં ગાદીપતિ શ્રી દામોદરલાલજીની સત્તા ડોલાયમાન કરનાર પણ એક હંસા નામે રૂપવંતી ભાર્યા જ હતી. કલીઓપેટ્રાનો પ્રણય-પ્રસંગ પણ તેટલો જ પ્રસિદ્ધિ પામેલો છે.

સ્ત્રીજાતિના સૌંદર્યમાં અને તેના નેત્રોમાં એક એવી જાતનું તીક્ષ્ણમાં તીક્ષ્ણ વિષ હોય છે, કે જે વિષની અસર એવી તો કાતિલ બને છે કે, તે વિષના ભોગ થએલ આત્માને તેને આધીન થયે જ છૂટકો. ભલે પછી તેનું પરિણામ પોતાના દેહત્યાગમાં આવે, અથવા તો શૃંખલાબદ્ધ સ્થિતિમાં આવે તેની પરવા વિષયાંધને હોતી નથી. આજ પ્રમાણે અહીં પણ બન્યું. પંડિત ચાણાક્યે, મહારાજા નંદના રાજ્યમહેલમાં રહેલ અતિ રૂપવંતી અને મૃગનયની વિષકન્યાનો ઉપયોગ મહારાજા પર્વતનો કચ્ચરઘાણ કરવામાં કર્યો.

મહારાજા પર્વત પંડિત ચાણાક્ય સાથે વાટાઘાટમાં રાજ્યમહેલમાં ગુંથાએલ હોય તે સમયે મહારાજા પર્વતની નજરે ઈરાદાપૂર્વક ચઢે એવી રીતે આ દેવાંગનાતુલ્ય રૂપવંતી વિષકન્યાને કિંમતી અને હૃદયના તંતુઓ હચમચાવી મૂકે તેવાં આછાં-બારીક વસ્ત્રોથી શૃંગારે-વિભૂષિત કરી જે ઓરડામાં મસલત ચાલતી હતી તે ઓરડામાંથી તેણીને પસાર થવાનો પ્રયોગ ગોઠવ્યો.

ધારેલ સંકલ્પને પાર પાડવામાં કુશળ રાજ્યદક્ષ સૂત્રધાર પંડિત ચાણાક્યે મહારાજા સાથે એવી રીતે હળીમળી રાજ્યના જીતાએલ પ્રદેશોની વ્હેંચણીની વાત ઉપાડી કે જેથી મહારાજા પર્વત સંતોષાયો; અને તેને પંડિત ચાણાક્ય પૂર્વે જેવો સરળ અને ભલો હતો તેવો જ આ સમયે દેખાયો. બરોબર સંધિની વાતને રંગમાં લાવી પંડિત ચાણાક્યે વિષકન્યાને ઓરડામાંથી પસાર કરવા ગુપ્ત સંકેત કર્યો.

સૂચન મુજબ વિષકન્યાએ આ ઓરડામાંથી પસાર થતાં એવી રીતના નાટ્યરંગનો રંગ અને સ્ત્રીસુલભ હાવભાવ દર્શાવ્યો કે જેના યોગે તેના માથા ઉપર રહેલ શાળુનો છેડો ખસી ગયો, અને આ મદોન્મત્ત માનિની પર્વતરાજની બરાબર નજરે પડી. બાદ પોતાના મસ્તક પરનાં વસ્ત્રનો ખસેલ છેડો વ્યવસ્થિત કરી વિષકન્યા વીજળીની ઝડપે ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઈ.

પંડિત ચાણાક્યના ધારવા મુજબ જ તેનું પરિણામ આવ્યું. મહારાજા પર્વતે ચાણાક્યદ્વારા આ કન્યા વિષે માહિતી મેળવવી શરૂ કરી. પંડિતે યુક્તિપૂર્વક આ રાજ્યકન્યાને

## પ્રકરણ ૪ થું.

### જૈન મુનિઓનો પ્રભાવ ને બિંદુસારનો જન્મ.

સુજ્ઞ વાચક, આધુનિક સમયમાં એકાદ વર્ષ જો ભયંકર દુકાળ પડ્યો હોય તો ગૌબ્રાહ્મણ-પ્રતિપાળ ગણાતો મહાજન તડફડાટ મચાવી મૂકે છે; જ્યારે આ ઐતિહાસિક કાળે મગધ જેવા પ્રદેશમાં બબ્બે વખત દ્વાદશ વર્ષીય ભયંકર દુકાળે પોતાનો વિકરાળ પંજો બીછાવ્યો હતો છતાં મહાજનવર્ગે શાંતિથી બને તેટલી સહાયતા કરી હતી.

પ્રથમ બાર વર્ષી દુકાળ વીરનિર્વાણ ૧૫૫ ના ગાળામાં પડ્યો ત્યારે પાટલિપુત્રમાં ૫૦૦ સમર્થ જૈન સાધુઓ દ્વારા કંઠસ્થ આગમ સૂત્રોનાં ૧૧ અંગો સૂત્રારૂઢ થયાં કે જેની ગાથાઓની સંખ્યા ૧,૩૨,૬૦૩ શ્લોકપ્રમાણ હતી. ટીકાની ગાથા ૭૩,૫૪૪ શ્લોકપ્રમાણ, ચૂર્ણિની ગાથા ૨૨,૭૦૦ શ્લોકપ્રમાણ તથા નિર્યુક્તિની ગાથાઓ ૭૦૦ શ્લોકની હતી. તેમજ ૧૧ અંગસૂત્રોની મૂળ ગાથાઓની સંખ્યા ૩૫,૬૫૯ ની હતી. નવ અંગની ટીકાની રચના પાછળથી શ્રી અભયદેવસૂરિ મહારાજે કરી, જેના અંગે શ્રી અભયદેવસૂરિજીનું નામ "નવાંગી ટીકાકાર" તરીકે પ્રસિદ્ધિને પામ્યું. આ જ નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજે પ્રાચીન ઐતિહાસિક ઘટનાઓના રક્ષણાર્થે વીરનિર્વાણ સંવત્ ૧૧૭૪ માં અણહિલપુર પાટણમાં મહારાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં ૧૯૯ શ્લોકપ્રમાણ મહારાજા સંપ્રતિના સુધીનો મૌર્યવંશનો ઇતિહાસ "નિશીથ" ભાષ્ય તથા અન્ય પ્રાચીન ગ્રંથોના આધારે લખ્યો છે તેને પણ આ પ્રમાણિક ઇતિહાસમાં સ્થાન આપવામાં આવ્યું છે.

મગધમાં પડેલ બીજી ભયંકર દુકાળીના અંગે પાટલિપુત્ર નગરમાં રહેલ સાધુગણના મુખ્ય નાયક અને યુગપ્રધાન વયોવૃદ્ધ પૂર્વધર આચાર્ય શ્રી સ્થૂલભદ્રજીએ મગધનો ત્યાગ કરી અન્ય દેશોમાં વિહાર કરવાની સાધુસમુદાયને આજ્ઞા ફરમાવી. ઘણા સાધુઓ ગુરુ આજ્ઞાનુસાર અન્ય દેશમાં ગયા હતા, પરંતુ આર્યસુહસ્તિના બે વિદ્વાન્ સાધુઓ ગુરુદેવે ના કહેવા છતાં તેમની વૈયાવચ્ચ અર્થે રહ્યા હતા.

અંગે એવું વર્ણન કર્યું કે જે સાંભળતાં મહારાજા પર્વત પ્રૌઢાવસ્થાએ પહોંચ્યો હતો છતાં કામાંધ બન્યો અને કામવિહ્વળ બની તેણે પંડિત ચાણાકયને આ રૂપવંતી નંદવંશી કન્યા સાથે કોઈપણ પ્રકારે પોતાનાં લગ્ન કરી આપવા વિનંતિ કરી. તૈયાર થવા આવેલ તહનામાની વાતને બાજુએ ખસેડી, પોતાની કાર્યસિદ્ધિનું ક્ષેત્ર ભૂલી જઈ તે લગ્ન માટે તત્પર થયો. પંડિત ચાણાકયે બહારથી ઘણી આનાકાની કરી જણાવ્યું કે—"મહારાજા, આપ ચંદ્રગુપ્તના સંબંધી બની, મને ખસેડી આપના પગ મજબૂત કરવા ચાહો છો; છતાં હું તો આપનો હતો તેવો જ મિત્ર રહી લગ્ન કરી આપી ઉપકારનો બદલો ઉપકારમાં વાળવા જ તૈયાર છું." ચાણાકયની મધુર વાણીનો મર્મ મહારાજા પર્વત પારખી શકયો નહિ.

લગ્નચોઘડીયું અને લગ્ન એ બન્ને જેની મુઠીમાં જ સમાએલ હતા એવા પ્રપંચી ચાણાકયે રાજ્યમહેલમાં રાજ્યઅમલદારો અને મહારાજા પર્વત તરફના હિતસ્વીઓની રૂબરૂ મહારાજા પર્વતનાં વિષકન્યા સાથે લગ્ન કરી આપ્યાં.

લગ્ન બાદ આ વિષકન્યાના સંગથી વિષયાંધ રાજા પર્વતને પોતાની ભૂલનું પરિણામ સમજાયું. વિષકન્યાના સંસર્ગથી તેના શરીરમાં ઉગ્ર દાહ ઉત્પન્ન થયો. જગતને બતલાવવા અનેક જાતના ઉપચારો કરવામાં આવ્યા, પણ તેને કશો જ ફાયદો ન થયો. પરિણામે મહારાજા પર્વતનું આ પ્રમાણેના દગાથી અપમૃત્યુ થયું.

મહારાજા પર્વતના મૃત્યુ બાદ પંડિત ચાણાકયની રાજ્યરમતને સમજી ગયેલ રાજ્યપુત્ર મલયકેતુ મગધના જીતાએલ પ્રદેશોનો અર્ધો ભાગ લેવા ત્યાં ઊભો જ ન રહ્યો. તેને પોતાના જીવનના અસ્તિત્વની પણ ધાસ્તી લાગી. તે લશ્કર ઇત્યાદિ સામગ્રી સાથે મગધનો ત્યાગ કરી પોતાને દેશ ચાલ્યો ગયો. પ્રસ્થાન કરતાં મલયકેતુને ચાણાકયે દમદાટી આપી અને મગધ સામું કદી પણ ન જોવાની શરતે જીવતદાન આપ્યું.

આ પ્રમાણે પંડિત ચાણાકયે પોતાના રાજ્યતંત્રમાં આડખીલીરૂપ બનેલ મહારાજા પર્વતનો કાંટો કાઢી નિરંકુશપણે મગધની રાજ્યગાદીનો વહીવટ સંભાળવો શરૂ કર્યો.



## પ્રકરણ ૪ થું.

---

### જૈન મુનિઓનો પ્રભાવ ને બિંદુસારનો જન્મ.

સુજ્ઞ વાચક, આધુનિક સમયમાં એકાદ વર્ષ જો ભયંકર દુકાળ પડ્યો હોય તો ગૌબ્રાહ્મણ-પ્રતિપાળ ગણાતો મહાજન તડફડાટ મચાવી મૂકે છે; જ્યારે આ ઐતિહાસિક કાળે મગધ જેવા પ્રદેશમાં બબ્બે વખત દ્વાદશ વર્ષીય ભયંકર દુકાળે પોતાનો વિકરાળ પંજો ખીછાવ્યો હતો છતાં મહાજનવર્ગે શાંતિથી બને તેટલી સહાયતા કરી હતી.

પ્રથમ બાર વર્ષી દુકાળ વીરનિર્વાણ ૧૫૫ ના ગાળામાં પડ્યો ત્યારે પાટલિપુત્રમાં ૫૦૦ સમર્થ જૈન સાધુઓ દ્વારા કંઠસ્થ આગમ સૂત્રોનાં ૧૧ અંગો સૂત્રારૂઢ થયાં કે જેની ગાથાઓની સંખ્યા ૧,૩૨,૬૦૩ શ્લોકપ્રમાણ હતી. ટીકાની ગાથા ૭૩,૫૪૪ શ્લોકપ્રમાણ, ચૂર્ણિની ગાથા ૨૨,૭૦૦ શ્લોકપ્રમાણ તથા નિર્યુક્તિની ગાથાઓ ૭૦૦ શ્લોકની હતી. તેમજ ૧૧ અંગસૂત્રોની મૂળ ગાથાઓની સંખ્યા ૩૫,૬૫૯ ની હતી. નવ અંગની ટીકાની રચના પાછળથી શ્રી અભયદેવસૂરિ મહારાજે કરી, જેના અંગે શ્રી અભયદેવસૂરિજીનું નામ "નવાંગી ટીકાકાર" તરીકે પ્રસિદ્ધિને પામ્યું. આ જ નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજે પ્રાચીન ઐતિહાસિક ઘટનાઓના રક્ષણાર્થે વીરનિર્વાણ સંવત્ ૧૧૭૪ માં અણહિલપુર પાટણમાં મહારાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં ૧૯૯ શ્લોકપ્રમાણ મહારાજા સંપ્રતિના સુધીનો મૌર્યવંશનો ઇતિહાસ "નિશીથ" ભાષ્ય તથા અન્ય પ્રાચીન ગ્રંથોના આધારે લખ્યો છે તેને પણ આ પ્રમાણિક ઇતિહાસમાં સ્થાન આપવામાં આવ્યું છે.

મગધમાં પડેલ બીજી ભયંકર દુકાળીના અંગે પાટલિપુત્ર નગરમાં રહેલ સાધુગણના મુખ્ય નાયક અને યુગપ્રધાન વયોવૃદ્ધ પૂર્વધર આચાર્ય શ્રી સ્થૂલભદ્રજીએ મગધનો ત્યાગ કરી અન્ય દેશોમાં વિહાર કરવાની સાધુસમુદાયને આજ્ઞા ફરમાવી. ઘણા સાધુઓ ગુરુ આજ્ઞાનુસાર અન્ય દેશમાં ગયા હતા, પરંતુ આર્યસુહસ્તિના બે વિદ્વાન્ સાધુઓ ગુરુદેવે ના કહેલા છતાં તેમની વૈયાવચ્ચ અર્થે રહ્યા હતા.

આ સમય મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલના પ્રારંભનાં જ વર્ષો હતાં. દુકાળને અંગે રાજ્યની આવક બંધ થઈ હતી, જેથી રાજ્યખજાનામાંથી અન્નક્ષેત્રો, ભોજન-શાળાઓ આદિ સંકટનિવારણનાં કાર્યો ચાલુ રાખવામાં મહારાજા ચંદ્રગુપ્તે થોડા સમય સુધી આનાકાની કરી, જેના યોગે સાધુ સંપ્રદાયના ભવભીરુ વર્ગે દેશત્યાગ કર્યો, અને જેઓ વયોવૃદ્ધ અને વિહાર કરવા અસમર્થ હતા તેઓએ અનશન કરી આત્મ-કલ્યાણ સાધ્યું. તે સમયે અનાજની કિંમત એટલી બધી મોંઘી થઇ ગઇ હતી કે ભલભલા શ્રીમંતોને ત્યાં પણ એક જ વખત ઊણાદેરી જેવી રસોઇ થતી હતી આવી પરિસ્થિતિ છતાં શ્રદ્ધાળુ મહાજને પોતાના અલૌકિક આત્મભોગે સેંકડોની સંખ્યામાં મગધ અને અવન્તીમાં વિચરતા સાધુસંપ્રદાયનું ભક્તિભાવપૂર્વક આતિથ્ય કરી રક્ષણ કર્યું હતું.

જ્યારે મહારાજા ચંદ્રગુપ્ત તરફથી અન્નક્ષેત્રો અને ભોજનશાળાઓ બંધ કરવામાં આવ્યાં ત્યારે શ્રી આર્યસુહસ્તિજીના તે બે વિદ્વાન્ શિષ્યોએ ધર્મપ્રભાવ બતાવવા માંત્રિક અંજન બનાવી, તેને આંખમાં આંજી, કોઇ ન દેખી શકે તેવી અદશ્ય રીતે રાજ્યમહેલમાં જઇ મહારાજા ચંદ્રગુપ્તની સાથે જમવાનું શરૂ કર્યું.

મહારાજા ચંદ્રગુપ્તને પોતાના થાળમાંથી કોઇ આહાર ઉપાડી જતું હોય તેમ જણાયું, પરન્તુ તે કઇ રીતે બને છે તેની તેને સમજ પડી નહિ. આ પ્રમાણે લગભગ ચાર આઠ દિવસ જ ચાલ્યું હશે તેવામાં મહારાજા ચંદ્રગુપ્ત જિતેંદ્રિય તપસ્વી જેવો કૃશ-શરીરી ભાસવા લાગ્યો પરિણામે અશક્ત થઇ પથારીવશ થયો; છતાં પણ તેણે પોતાની અતૃપ્તિની આ વાત કોઇને કહી નહિ. ચકોર બુદ્ધિ ચાણાક્યે એકાંતમાં મહારાજા ચંદ્રગુપ્તને તેની અશક્ત બનતી જતી દેહાવસ્થા માટે પૃચ્છા કરી એટલે ચંદ્રગુપ્તે કહ્યું કે–'હે તાત! લજ્જાને લીધે હું કાંઇ કહી શકતો નથી, પણ અદૃશ્ય રીતે કોઇ મારું ભોજન છીનવી લે છે. તમે મને પૂર્ણ આહાર કરતો જાણો છો, પરન્તુ મારા ભોજનમાંથી અર્ધું પણ હું જમી શકતો નથી. આ કઈ રીતે બને છે તે બાબતમાં હું કાંઇ સમજી શકતો નથી.'

પંડિત ચાણાક્યે તેને આશ્વાસન આપતાં ધીરજ ધરવા કહ્યું અને ઉમેર્યું કે–'આવતી કાલે જ આપણે તેનો સમજપૂર્વક તોડ લાવીશું.'

અંજન ગૂટિકાના જાણકાર પંડિત ચાણાક્યે 'પ્રભાવશાળી વિદ્યાધર જેવા જૈન મુનિઓનું જ આ કૃત્ય છે,' એમ વિચારી મહારાજા ચંદ્રગુપ્તને આ વસ્તુમાં વધુ ઊહાપોહ ન કરતાં પોતે જે કાંઇ ઉપાય કરે તે શાન્તિથી જોવા કહ્યું. બરોબર ભોજનસમયે ભોજનગૃહમાં અતિ રસવંતા માદક પદાર્થો બનાવી હંમેશ કરતાં ચારગણા પીરસવામાં આવ્યા. મહારાજાશ્રીનું લગભગ અર્ધું ભોજન થયા બાદ અને પીરસાએલ ભોજનમાંથી ⅔ ભાગ ખલાસ થયા પછી પંડિત ચાણાક્યે ભોજનગૃહમાં લીંબડા( નિબિડ )નો ધૂમાડો કરાવ્યો, એટલે મહારાજાની સાથે એક જ થાળમાં ભોજન કરતાં પેલા બન્ને મુનિઓના નેત્રોમાંથી અશ્રુ

ઝરવા લાગ્યાં. પરિણામે અદૃશ્ય થવામાં કારણભૂત એવું તેમણે નેત્રમાં આંજેલું અંજન બાષ્પજળથી પંકની જેમ દૂર થઇ ગયું. અંજન રહિત દૃષ્ટિ થતાં તે બન્ને મુનિવરો, પંડિત ચાણાક્ય અને મહારાજા ચંદ્રગુપ્તના જોવામાં આવ્યા.

આ સમયે મહારાજાશ્રીના ભોજનગૃહમાં મહારાજા અને ચાણાક્ય એ બન્ને જ હાજર હતા, એટલે પંડિત ચાણાક્યે મુનિમહારાજોને કહ્યું કે–" હે પૂજ્ય ! તમારા જેવા જૈન સાધુઓ જ્યારે આ પ્રમાણે અંજન ગૂટિકાનો ઉપયોગ કરે ત્યારે તમારામાં અને અન્ય પુરુષોમાં ફરક શો ? આ કાર્ય આપ જેવા સમર્થ જ્ઞાની મુનિમહારાજોને દૂષણ આપનારું ગણાય; માટે આપે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. "

પંડિત ચાણાક્યના વિનયયુક્ત સંભાષણના જવાબમાં આ બન્ને મુનિવરોએ જણાવ્યું કે–" હે મહાનુભાવ ! મગધના સુજ્ઞ જૈનધર્માનુરાગી રાજવીઓ જ્યારે ભયંકર દુકાળના અંગે ચાલતા અન્નક્ષેત્રો અને ભોજનાલયો આદિ બંધ કરે ત્યારે અમારા જેવા ઊણોદરી ગોચરી કરનાર જૈનસાધુઓના આવા ભયંકર દુકાળ સમયે કેવા હાલ થતા હશે તેનો ખ્યાલ આપવા ખાતર જ અને જૈનસાધુઓના વિદ્યાજ્ઞાનનો પ્રત્યક્ષ પુરાવો દર્શાવવા અમોએ આ યુક્તિ અજમાવી હતી. હવે અમારી આપને મગધના રક્ષણાર્થે એટલી જ આગ્રહભરી સૂચના છે કે મગધનરેશે બંધ કરેલ અન્નક્ષેત્રો, ભોજનાલયો અને સદાવ્રતો ચાલુ કરવા કે જેના દ્વારા સેંકડો નહિ પણ હજારો અભ્યાગતોનું રક્ષણ થાય. "

બન્ને સાધુઓનો પ્રતિબોધ મગધની બન્ને મહાન્ વિભૂતિઓને અસરકારક નિવડ્યો. અને તેમણે તરત જ દુકાળ સંકટ–નિવારણનાં કાર્યો અને અન્નક્ષેત્રો, ભોજનશાળાઓ, સદાવ્રતો વગેરે જે કાંઇ લોકોપયોગી કાર્યો રાજા નંદ તરફથી ચાલુ હતાં તેને તરત જ ચાલુ કરવાની આજ્ઞા ફરમાવી.

પંડિત ચાણાક્યે જૈનાચાર્યોની કીર્તિના રક્ષણાર્થે પોતાની પાસે રહેલ અંજન મુનિમહારાજોને આપી, તેમને અદૃશ્ય રીતે રાજ્યમહેલનો ત્યાગ કરી સ્વસ્થાનકે જવા જણાવ્યું. આ પ્રમાણે પોતાનું ધારેલ કાર્ય સિદ્ધ થએલું જાણી, સાધુ સંપ્રદાયના રક્ષણનું મહત્ત્વતાભર્યું કાર્ય કરી ઉક્ત બન્ને સાધુઓ ગુરુસેવામાં ઉપસ્થિત થયા.

ઉપરોક્ત ઘટનાને શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી, શ્રી જિનપ્રભસૂરિજી તથા શ્રી અભયદેવસૂરિ આદિ પ્રાચીન જૈન ગ્રંથકારો પણ ટેકો આપે છે.

શ્રી આચાર્ય આર્યસુહસ્તિ મહારાજ પાસે જઇ બન્ને શિષ્યોએ અંજનગૂટિકાના પ્રભાવવડે મહારાજા ચંદ્રગુપ્ત અને ચાણાક્યને યુક્તિપૂર્વક ધર્મપ્રભાવ દર્શાવી મગધમાં બંધ પડેલ અન્નક્ષેત્રો આદિ ચાલુ કરાવ્યાની હકીકત જણાવી એટલે સાધુગણના અધિષ્ઠાતા દશપૂર્વધર આચાર્ય સ્થૂલભદ્રજીએ તેમને ઠપકો આપ્યો અને કહ્યું કે—" આ કાર્ય તમોએ દોષયુક્ત અને પ્રાયશ્ચિત્તને લાયક કર્યું છે, તેની આલોચના તમારે અવશ્ય લેવી જોઇએ. " બાદ ગુરુઆજ્ઞાને માન્ય રાખી તેઓએ આલોચનાને લગતી ઉગ્ર તપશ્ચર્યા કરી પ્રાયશ્ચિત્ત લીધું.

## મહારાજા ચંદ્રગુપ્તના ભોજનમાં વિષપ્રયોગ—

હવે મહારાજા ચંદ્રગુપ્તના જીવનનો ભય પંડિત ચાણાકયને જણાવા લાગ્યો, એટલે તેણે ભયંકર નીતિ અજમાવવાનો નિશ્ચય કર્યો. મહારાજાના પાકશાસ્ત્રીને ખાનગી સૂચના કરી કે—"મહારાજા ચંદ્રગુપ્તની રસોઈમાં નિત્ય વિષનો ઉપયોગ કરવો અને પ્રતિદિન તેનું પ્રમાણુ વધારતા જવું. જ્યારે પોતે હુકમ કરે ત્યારે જ તે વિષપ્રયોગ બંધ કરવો." ચાણાકયના હુકમનો અમલ બીજા જ દિવસથી નિયમિત રીતે ચાલુ થઇ ગયો.

## મહારાણી દુર્ધટાનું મૃત્યુ—

આ સમયે મહારાણી દુર્ધટા ( ધારિણી ) સગર્ભા હતી. તેણીને ગર્ભના દોહદાનુસાર મહારાજા ચંદ્રગુપ્ત સાથે એક થાળમાં બેસી જમવાની ઇચ્છા થઇ. તેણીને લગભગ સાતમો મહિનો પૂર્ણ થવા આવ્યો હતો. પોતાના દોહદની પૂર્તિ માટે જમતા જમતા ઊઠી પોતે સમ્રાટના ભોજનગૃહમાં જઇ સમ્રાટની સાથે જમવા બેઠી. ભવિતવ્યતાના યોગે સમ્રાટ ચંદ્રગુપ્તને આ સમયે પોતાના વિષમય ભોજનનું વિસ્મરણ થયું અને મહારાણીને પોતાનો દોહદ પૂર્ણ કરવા દીધો જમી ઊઠ્યા પછી લગભગ અર્ધા કલાકમાં મહારાણી ધારિણી એવી તો અકળાવા લાગી કે તેણીએ તીવ્ર વેદનાથી ચીસોચીસ પાડી રાજ્યમહેલ ગજાવી મૂકયો. વિષના કારણે તેણી એવી બેભાન થઈ ગઇ કે તેની મૃત્યુ ઘટિકાઓ ગણાવા લાગી.

આ બાજુ સમ્રાટની અકળામણનો પાર રહ્યો નહિ સમ્રાટે કરેલ જીવલેણ ભયંકર ભૂલના અંગે પંડિત ચાણાકય પણ મૂંઝાયો તો ખરો; પરન્તુ તેણે તીક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ કરી બે જીવોનો ઘાત થવા દેવા કરતાં ગર્ભના બાળકને બચાવવાનો નિશ્ચય કરી, નાવિકને બોલાવી રાણીનું પેટ ચીરાવ્યું અને બાળકને જીવતું કાઢ્યું. આ અસહ્ય વેદનાથી પટરાણી દુર્ધટા( ધારિણી )નું મૃત્યુ થયું.

બાળકને બચાવવામાં જો વધુ ઢીલ થઇ હોત તો અવશ્ય બે જીવોનો ઘાત થાત, કારણ કે માતાના પેટમાંથી ચીરાઇ નીકળેલ આઠ માસના અપરિપકવ બાળકના મસ્તક પર વિષના બિંદુઓનો જથ્થો એકત્રિત થયો હતો છતાં તેનું આયુષ્ય બળવાન હોવાથી તેમજ તેના અને તેના વારસોના હાથે ભારતનો સંસ્કારી અમર ઇતિહાસ સર્જાવાનો હોવાથી એ બાળક બચવા પામ્યું. બચવા પામેલ પાટવીકુંવરનું ધાવ મારફતે રક્ષણ કરવામાં આવ્યું. તેના મસ્તક ઉપર વિષબિંદુઓનો સંચય થએલ હોવાથી તેમજ કોઈ કોઇ સ્થળે કેશો ન હોવાથી બિંદુસાર એવું નામ પાડવામાં આવ્યું. આ પ્રમાણે આ રાજકુમાર બિંદુસારનો જન્મ ઇ. સ. પૂર્વે ૩૧૫ માં થયો.

સુજ્ઞ વાચક, મહારાજા ચંદ્રગુપ્તના વારસ મહારાજા બિંદુસારના જન્મને લગતી આ ઐતિહાસિક ઘટના અમોએ જૈનગ્રંથોના આધારે લીધી છે, જે જગતના અન્ય ઇતિહાસકારોના વૃત્તાંત સાથે સંપૂર્ણ મળતી આવે છે.



# પ્રકરણ ૫ મું.

## સેલ્યુકસ સાથે સંધી.

મહારાજા ચંદ્રગુપ્તે વિશ્વવિજયી સૈન્યની સહાયતાથી ઉત્તર ભારતમાં પોતાનુ સામ્રાજ્ય સ્થાપ્યું હતું. મહારાજા ચંદ્રગુપ્તની પહેલાં નંદવંશના મહાપદ્મનંદ રાજાએ ગંગા નદીથી માંડી બંગાળ સુધીના પ્રદેશમાં મગધની આણ વર્તાવી હતી, જેમાં કોશલ, અવંતી, વત્સ, કાશી અને અંગ દેશનાં રાજ્યોનો સમાવેશ થતો હતો. લીચ્છવી, શાકચ આદિ ગણતંત્ર રાજ્યો પર પણ આ પૂર્વે મગધનો અધિકાર સ્થાપિત થયો હતો, પરન્તુ ગંગાની પશ્ચિમનો પ્રદેશ આજ સુધી મગધ સામ્રાજ્યની બહાર હતો.

મહારાજા ચંદ્રગુપ્તને રાજ્યપ્રાપ્ત બાદ પ્રથમ કાર્ય આ પ્રદેશ સર કરવાનું હતું. શાહ સીકંદરના આક્રમણે આ પ્રદેશોમાં ઘણી ઉથલપાથલ થઇ ગઈ હતી અને અવ્યવસ્થા તેમજ અસ્થિરતા વધી પડવાથી મહારાજા ચંદ્રગુપ્તને પોતાની શક્તિનો ઉપયોગ કરવાનો મોકો મળ્યો. બાદ તે શાહ સીકંદરના વિદ્રોહી ભારતનો નેતા બન્યો અને શાહ સીકંદરનું આધિપત્ય નષ્ટ કરી પોતે જ સ્વયં સમ્રાટ બન્યો. ચંદ્રગુપ્તના નેતૃત્વ નીચે ગંગાના પર્વતી રાજ્યોને સ્વતંત્રતા મળી હતી, પરન્તુ અંતમાં ઉપરોક્ત રાજ્યોએ મહારાજા પર્વતને મગધ પર આક્રમણ લઇ જવામાં મદદ કરી તેથી તે તે રાજ્યોને મગધ સામ્રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યાં હતાં.

આ પ્રમાણે પશ્ચિમોત્તર ગંગાના પ્રદેશો પર પોતાનો અમલ જ્યારે મહારાજા ચંદ્રગુપ્ત જમાવી રહ્યો હતો ત્યારે ઈરાની રાજ્યસત્તાવતી **સેલ્યુકસ નીકેટર** પશ્ચિમ અને મધ્ય એશિયામાં પોતાની શક્તિથી રાજ્યસત્તા વધારતો જતો હતો. સેલ્યુકસનું ભારતવર્ષ પર આક્રમણ એ ચંદ્રગુપ્તના રાજ્યકાળની મુખ્ય ઘટના બની.

**શાહ સીકંદરનું મૃત્યુ—**

શાહ સીકંદરનું બેબીલોન નગરમાં ઇ. સ. પૂર્વે ૩૨૩માં મૃત્યુ થયું. પશ્ચાત્ મેસીડોનીયન સામ્રાજ્યમાં તેના ઉત્તરાધિકારી વારસના સંબંધમાં આંતર મતભેદો જાગ્યા. રાજ્યપ્રાપ્તિ માટે

આ સમયે મહારાજા ચંદ્રગુપ્તના સામ્રાજ્યનો વિસ્તાર એટલો બધો વિસ્તૃત બન્યો હતો કે તેના સામ્રાજ્યની સીમા દક્ષિણ તરફના સમુદ્રને સ્પર્શતી હતી. આ હકીકતને અંગે વિશાખદત્ત લખે છે કે-"ચંદ્રગુપ્તનું રાજ્ય બન્ને સમુદ્રના અંતરગત પ્રદેશો સાથે દક્ષિણવિભાગ પર્યંત હતું. જેમાં ઓછામાં ઓછો ઉત્તર ભારત, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાનનાં રાજ્યનો અંતર્ગત વિસ્તાર પણ સમાતો હતો."

આ પ્રમાણે વિશાળ રાજ્યની પ્રાપ્તિ કરી કામ્બોજ, સૌરાષ્ટ્ર તથા અન્ય ક્ષત્રિય રાજ્યો તેના આશ્રિત બન્યા. લીચ્છવી, વજ્જિક, મલ્લક, ગજાક, કુંકુર, કુરુ, પાંચાલ આદિ રાજ્યજાતિઓને જીતી પોતાને વશ કરી.

## સંકટનિવારણનાં કાર્યો—

આ પ્રમાણે સામ્રાજ્યોને જીતી મહારાજા ચંદ્રગુપ્તે અનેક જાતનાં લોકોપયોગી કાર્યો કર્યાં. તેણે ૧,૦૦૦ માઇલની લાંબી નહેર ખોદાવી કે જે ગંગાથી લગાવી કાઠિયાવાડના ગિરનાર પર્વત સુધી પહોંચી હતી. આ ઉપરાંત ગિરનાર નજદિક એક વિશાળ **"સુદર્શન"** તળાવ ખોદાવી, ડુંગરાળ પ્રદેશનો પ્રવાહ તે તળાવમાં વાળી, આવશ્યકતા અનુસાર ભિન્નભિન્ન દિશાએ નાની નાની નહેરો કાઢી તેણે પ્રજાના કષ્ટનું નિવારણ કર્યું.

મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં રોગીઓની ચિકિત્સાર્થે વૈદ્યો અને ઔષધાલયોની વ્યવસ્થા રાજ્ય તરફથી કરવામાં આવી, તેવી જ રીતે દવાઓનાં પૃથક્કરણ અને તેનાં મિશ્રણો પણ થતાં હતાં જેના અંગે વૈદકશાસ્ત્રને પણ આ કાળે સુંદર રાજ્યાશ્રય મળ્યો હતો. તેવી જ રીતે દુર્ભિક્ષ, અગ્નિ આદિ કષ્ટદાયક પ્રસંગે જનતાને રાહત મળે તેવાં પગલાંઓ રાજ્ય ભરતું હતું.

દુર્ભિક્ષના સમયે સમુચિત પ્રબંધ કરવામાં આવતો હતો, જેમાં રાજ્ય તરફથી કોઠારો ખોલવામાં આવતા હતા અને અન્નક્ષેત્ર તરીકે હમેશાં ઉપરોક્ત કોઠારમાંથી તેનો સદુપયોગ કરવામાં આવતો હતો. જેના સંબંધમાં પંડિત ચાણાક્ય લખે છે કેઃ—

**दुर्भिक्षे राजा बीजभक्तोपग्रहं कृत्वाऽनुग्रहं कुर्यात् ।** कौटिल्यअर्थशास्त्र ४–३.

જેવી રીતે જૈન સાધુસમુદાય માટે પાટલિપુત્રના મહાજને ઉચ્ચ કોટીની ભાવનાઓથી સેંકડો સાધુમુનિ મહારાજોનું રક્ષણ કર્યું હતું તેવી જ રીતે રાજ્ય તરફથી અન્નક્ષેત્રો અને ભોજનાલયો ખોલી સનાતન અને બૌદ્ધ વિગેરે ધર્મના સાધુઓનું પણ સંપૂર્ણ રીતે રક્ષણ કરવામાં આવ્યું હતું.

મગધનો પ્રદેશ ચારે દિશાઓની નહેરો અને નદીઓથી લગભગ હરિયાળો અને ફલદ્રૂપ ગણાતો હતો જેમાં અનેક સમયે નદીઓનાં પાણીનાં પૂર એટલી હદ સુધી ચઢતા કે નદીકિનારે વસેલાં ગામોનાં ગામો તણાઇ જતાં. આ વસ્તુસ્થિતિનું બરોબર ધ્યાન

બે ઉમેદવારો સેલ્યુકસ અને એન્ટીગોન્સ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધ લગભગ નવ વર્ષ સુધી ચાલુ રહ્યું, જેમાં ઇ. સ. પૂર્વે ૩૧૨ માં સેલ્યુકસે બેબીલોન જીત્યું અને યુદ્ધની ગતિ બદલાઇ. સેલ્યુકસે રાજ્યપદવી પ્રાપ્ત કરી ને તે મેસીડોનીયન સામ્રાજ્યનો એશિઆઇ ભાગનો નિરંકુશ રાજા બન્યો. ઈ. સ પૂર્વે ૩૦૬માં તેનો મોટા સમારંભ સાથે રાજ્યાભિષેક થયો અને તેણે પોતાનું નામ "નિકેટર" અથવા તો "વિજેતા" તરીકે રાખ્યું.

ચંદ્રગુપ્તના રાજ્યકાળે તે મધ્ય એશિયા અને ભારતના પશ્ચિમોત્તર પ્રદેશોનો લગભગ સમ્રાટ્ તરીકે ગણાતો હતો, અને તેના સામ્રાજ્યની પૂર્વ સીમા ભારતવર્ષ સાથે જોડાતી હતી. તેણે ઇ. સ પૂર્વે ૩૦૫ માં પંજાબ અને સિંધ સર કરવા આગળ પગલું ભર્યું, જેનો સામનો કરવા મહારાજા ચદ્રગુપ્ત તૈયાર જ હતો મહારાજા ચંદ્રગુપ્તની સાથે તેને મહાન્ ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં સેલ્યુકસ સિંધુ પ્રદેશમાં એક ડગલું પણ આગળ વધી શકયો નહિ અને કેવળ તેને સિંધુના કિનારે જ રણક્ષેત્ર બનાવી પડી રહેવું પડયું હતું. અન્તે સેલ્યુકસને ભારત પરનું આક્રમણ છોડી દઈ યુનાન તરફ નાસી છૂટવું પડયું. મહારાજા ચદ્રગુપ્તની સેનાએ આ ભાગતા યુનાનીઓનો પીછો પકડ્યો અને પરિણામે ચંદ્રગુપ્ત સાથે સેલ્યુકસને નીચે પ્રમાણે ફરજીયાત સંધિ કરવી પડી :—

( क ) ચંદ્રગુપ્તે સેલ્યુકસને ૫૦૦ હાથી આપવા.

( ख ) જેના બદલામાં સેલ્યુકસ સિંધના પશ્ચિમ કિનારાના પૈરોપૈનિસડેઇ, એરિયા અને આક્રોશીયા પ્રાંતો મહારાજા ચંદ્રગુપ્તને આધીન કરે. આ પ્રાંતોની તે સમયની રાજ્યધાનીઓ ક્રમશઃ કાબુલ, હિરાત અને કાંદાલ હતી. આ ઉપરાન્ત સંપૂર્ણ જાડોશીયા અથવા તેમાનો કાંઈક ઓછો પૂર્વાર્દ્ધ ભાગ મહારાજા ચંદ્રગુપ્તને સેલ્યુકસે આપવો પડ્યો કે જે તેના હિતાર્થે ઉપયોગી હતો.

મહારાજા ચંદ્રગુપ્તની સાથે સંધિ થવાથી સેલ્યુકસને મહારાજા ચંદ્રગુપ્તની મિત્ર તરીકે મદદ મળી અને જેના બળે તે એન્ટિગોન્સને સંપૂર્ણ રીતે હરાવવા સમર્થ થયો. ઇ. સ. પૂર્વે ૩૦૧ માં એન્ટિગોન્સ ફ્રીજીઆના પ્રદેશમાં માર્યો ગર્યો.

સેલ્યુકસ સાથેની સંધિમાં હિંદુકુશ પર્વત શ્રેણી જેને યુનાની લોક પેરોપોણીસસ અથવા તો ભારતીય કેકિસસ કહેતા હતા તે ચંદ્રગુપ્તની પશ્ચિમ સીમા બની.

આ સમયે મહારાજા ચંદ્રગુપ્તના થએલ વિજયને અંગે શ્રીયુત વી. એ. સ્મિથ લખે છે કે "બે હજાર વર્ષ કરતાં અધિક કાળમાં ભારતના પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તે આ પ્રકારે વૈજ્ઞાનિક સીમા પ્રાપ્ત કરી હતી, જેટલી સીમા સોળમી અથવા સત્તરમી શતાબ્દીમાં મોગલ સમ્રાટોએ પણ હસ્તગત કરી ન હતી"

× × ×

આ સમયે મહારાજા ચંદ્રગુપ્તના સામ્રાજ્યનો વિસ્તાર એટલો બધો વિસ્તૃત બન્યો હતો કે તેના સામ્રાજ્યની સીમા દક્ષિણ તરફના સમુદ્રને સ્પર્શતી હતી આ હકીકતને અંગે વિશાખદત્ત લખે છે કે–"ચંદ્રગુપ્તનું રાજ્ય બન્ને સમુદ્રના અંતરગત પ્રદેશો સાથે દક્ષિણવિભાગ પર્યંત હતું. જેમાં ઓછામાં ઓછો ઉત્તર ભારત, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાનનાં રાજ્યનો અંતર્ગત વિસ્તાર પણ સમાતો હતો."

આ પ્રમાણે વિશાળ રાજ્યની પ્રાપ્તિ કરી કામ્બોજ, સૌરાષ્ટ્ર તથા અન્ય ક્ષત્રિય રાજ્યો તેના આશ્રિત બન્યા લીચ્છવી, વ્રજિક, મલ્લક, રાજક, કુંકુર, કુરુ, પાંચાલ આદિ રાજ્યજાતિઓને જીતી પોતાને વશ કરી.

## સંકટનિવારણનાં કાર્યો—

આ પ્રમાણે સામ્રાજ્યોને જીતી મહારાજા ચંદ્રગુપ્તે અનેક જાતનાં લોકોપયોગી કાર્યો કર્યાં. તેણે ૧,૦૦૦ માઇલની લાંબી નહેર ખોદાવી કે જે ગંગાથી લગાવી કાઠિયાવાડના ગિરનાર પર્વત સુધી પહોંચી હતી આ ઉપરાંત ગિરનાર નજદિક એક વિશાળ "**સુદર્શન**" તળાવ ખોદાવી, ડુંગરાળ પ્રદેશનો પ્રવાહ તે તળાવમાં વાળી, આવશ્યકતા અનુસાર ભિન્નભિન્ન દિશાએ નાની નાની નહેરો કાઢી તેણે પ્રજાના કષ્ટનું નિવારણ કર્યું.

મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં રોગીઓની ચિકિત્સાર્થે વૈદ્યો અને ઔષધાલયોની વ્યવસ્થા રાજ્ય તરફથી કરવામાં આવી, તેવી જ રીતે દવાઓનાં પૃથક્કરણ અને તેના મિશ્રણો પણ થતાં હતા જેના અંગે વૈદકશાસ્ત્રને પણ આ કાળે સુંદર રાજ્યાશ્રય મળ્યો હતો તેવી જ રીતે દુર્ભિક્ષ, અગ્નિ આદિ કષ્ટદાયક પ્રસંગે જનતાને રાહત મળે તેવાં પગલાંઓ રાજ્ય ભરતું હતું.

દુર્ભિક્ષના સમયે સમુચિત પ્રબંધ કરવામાં આવતો હતો, જેમાં રાજ્ય તરફથી કોઠારો ખોલવામાં આવતા હતા અને અન્નક્ષેત્ર તરીકે હમેશાં ઉપરોક્ત કોઠારમાંથી તેનો સદુપયોગ કરવામાં આવતો હતો. જેના સંબંધમાં પંડિત ચાણાક્ય લખે છે કેઃ—

**दुर्भिक्षे राजा बीजभक्तोपग्रहं कृत्वाऽनुग्रहं कुर्यात्। कौटिल्यअर्थशास्त्र ४–३.**

જેવી રીતે જૈન સાધુસમુદાય માટે પાટલિપુત્રના મહાજને ઉચ્ચ કોટીની ભાવનાઓથી સેંકડો સાધુમુનિ મહારાજોનું રક્ષણ કર્યું હતું તેવી જ રીતે રાજ્ય તરફથી અન્નક્ષેત્રો અને ભોજનાલયો ખોલી સનાતન અને બૌદ્ધ વિગેરે ધર્મના સાધુઓનું પણ સંપૂર્ણ રીતે રક્ષણ કરવામાં આવ્યું હતું

મગધનો પ્રદેશ ચારે દિશાઓની નહેરો અને નદીઓથી લગભગ હરિયાળો અને ફલદ્રુપ ગણાતો હતો જેમાં અનેક સમયે નદીઓના પાણીનાં પૂર એટલી હદ સુધી ચઢતા કે નદીકિનારે વસેલાં ગામોનાં ગામો તણાઇ જતાં આ વસ્તુસ્થિતિનું બરોબર ધ્યાન

રાખી પાણીના પૂરથી બચવાને અર્થે નાની નાની હોડીઓ, તુમડાંઓ, ડોંગીયો (તરાપો) આદિ અનેક જાતનાં સાધનો ગ્રામ્યજનોને પૂરાં પાડવામાં આવ્યાં હતાં. તેવી જ રીતે ધાર્મિક ક્રિયાઓમાં શ્રદ્ધા ધરાવનાર પંડિત ચાણાક્ય નદીઓમાં પૂર ન ચડે તેને માટે અનેક જાતની ધાર્મિક ક્રિયાઓ જાતે કરતો અને કરાવતો.

### સિક્કા-ચલણ—

આ ઉપરાંત વ્યવહાર અને લેવડ-દેવડ માટે અનેક જાતના સિક્કા બનાવવામાં આવ્યા હતા. ચાંદીના સિક્કામાં ચાર ભાગ તાંબું, એક ભાગ રૂપું, તેવી જ રીતે તેમાં સીસું યા અન્ય કોઈ ધાતુનો ભાગ મેળવવાથી તે સિક્કો શુદ્ધ ચાંદીનો ગણાતો હતો. આવા સિક્કાનું નામ 'રૂપ્યરૂપ' આપવામાં આવ્યું હતું, તેવી જ રીતે અર્ધો, ચાર આની અને બે આનીના સિક્કા તેના પ્રમાણમાં વજનવાળા બનાવવામાં આવતા હતા. તે સિવાય તાંબાના સિક્કાઓનું ચલણ પણ આ કાળે ચાલુ કરવામાં આવ્યું હતું. જેને "તામ્રરૂપ" અથવા "માસક"નું નામ આપવામાં આવ્યું હતું. તેમાં પણ "અર્ધ માસક" "કાંકણી" (¼ માસક) અને "અર્ધ કાંકણી" (⅛ માસક) ના સિક્કાઓ બનાવવામાં આવ્યા હતા. એ સિવાય સોનાના સિક્કાઓ પણ ટંકશાળમાં પાડવામાં આવતા. સિક્કાની નક્કલ કરનારાઓ તેમાં ફાવી ન જાય તેવી રીતનાં મિશ્રણો કરવામાં આવતાં હતાં, તથા તેના ઉપર ખાસ કાયદાના પ્રતિબંધો રાખવામાં આવ્યા હતા. (આ સંબંધમાં જુઓ કૌટિલ્ય અર્થશાસ્ત્રના ખંડ બીજાના ખાસ સિક્કા પ્રકરણના અધ્યાયો.)

### વ્યાપારની સગવડતા—

તેવી જ રીતે વ્યાપારની સગવડતા ખાતર વ્યાજથી નાણાં આપ-લે કરવાનો વહેવાર છૂટથી ચાલુ કરવામાં આવ્યો હતો અને તેને અંગે પણ ખાસ નિયમો ઘડવામાં આવ્યા હતા. (જુઓ અર્થશાસ્ત્ર, ખંડ ૩ જો, પ્રકરણ ૧૧ મું.)

### શરાબ આદિ વ્યસનો પર રાજ્યનો પ્રતિબંધ—

આ ઉપરાંત શરાબ, જુગાર આદિ સાત વ્યસનો ઉપર પણ ખાસ પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. આને અંગે પંડિત ચાણાક્ય ખાસ લખે છે કે-'આ વ્યસનોમાં શરાબનું વ્યસન ભારતની પ્રજાનું અહિત કરનારું અને અધોગતિએ પહોંચાડનારું હોવાથી તેના ઉપર ખાસ પ્રતિબંધ રહેવો જોઇએ.' પરિણામે પંડિત ચાણાક્યે શરાબના ઉપર કડકમાં કડક પ્રતિબંધ મૂકયો હતો. મેગેસ્થિનિસ કે જે મેસીડાનીયાના પ્રતિનિધિ તરીકે મહારાજા ચંદ્રગુપ્તના દરબારમાં હાજર હતો, તે લખે છે કે "ભારતીય પ્રજા આ કાળે મદિરાપાનથી અલગ હતી."



# પ્રકરણ ૬ ઠું

## મહારાજા ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા ને મહાજનની મહત્તા.

મગધ સામ્રાજ્યમાં અનેક રાષ્ટ્રો ભળી ગયાં તેની સફળતાનું મુખ્ય કારણ એ સમજાય છે કે આ કાળે યુદ્ધની મહત્તા સવિશેષ મનાતી હતી, અને સમસ્ત ભારતમાં મગધ સામ્રાજ્ય પાસે સૌ કરતાં વિશેષ હસ્તિબળ તેમજ અશ્વબળ હતું.

પંડિત ચાણાક્ય આના સંબંધમાં પોતાનો અભિપ્રાય દર્શાવતાં લખે છે કે-રાજાઓનો વિજય મુખ્યત્વે કરી હાથીઓ પર અવલંબી રહેલો હોય છે.

* हस्तिप्रधानो विजयो राज्ञाम्। परानिकव्यूहदुर्गस्कन्धावारप्रमर्दना ह्यतिप्रमाणशरीराः प्राणहरकर्माणो हस्तिन इति ॥ कौ. अर्थ० २, २

ઉપરોક્ત કારણોસર મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યઅમલમાં ખાસ કડક કાયદો ઘડવામાં આવ્યો હતો કે—"हस्तिघातनं हन्युः। कौ. अर्थ० २, २ ॥ જે કોઇ હાથીનો વધ કરશે તેને પ્રાણદંડ દેવામાં આવશે."

હાથીઓનું મુખ્યત્વે ઉત્પત્તિસ્થાન કલિંગ અને અંગ દેશ ગણાતો હતો.

कलिङ्गाङ्गगजाः श्रेष्ठाः प्राच्याश्चेति करुशजाः।
दशार्णश्च परान्ताश्च द्विपानां मध्यमा मताः ॥ कौ. अर्थ० २, २

ઉપરોક્ત પ્રદેશો મગધની બહુ નજદિક હોવાના કારણે હાથીઓની પ્રાપ્તિ અહિંથી સુગમતાભરી રીતે થતી હતી, કે જે હસ્તિબળના યોગે મગધની સેના અન્ય રાજ્યોની સેનાના હિસાબે, અધિક શક્તિશાળી ગણાતી હતી.

મહારાજા ચંદ્રગુપ્તની જીતના અંગે પંડિત ચાણાક્ય લખે છે કે 'આ કાળે મગધમાં

વીરસૈનિકોની પ્રાપ્તિ સફળતાપૂર્વક થતી હતી, તે જ પ્રમાણે પ્રજાનો પણ લડાયક જુસ્સો અપૂર્વ હતો. એ કારણે મગધની સેના ભારતમાં વિશાળ અને પ્રભાવશાળી ગણાતી હતી કે જે મગધના વિજયનું મુખ્ય અંગ હતું.'

પંડિત ચાણાકયે ઉપરોક્ત કારણોને અંગે મગધને સામ્રાજ્ય બનાવવામાં સફળતા મેળવી હતી અને ગણ રાજ્યો તેમજ જનતંત્ર રાજ્યોને નષ્ટ કરી પોતાનો સામ્રાજ્યવાદ નિષ્કંટક રીતે ચાલુ રાખ્યો હતો.

પંડિત ચાણાકયે રાજ્યપ્રાપ્તિમાં સૂત્રધાર તરીકે ભજવેલ બહુરૂપીના પાઠમાં તેનાં નીચે મુજબ અલગ અલગ નામો ગ્રંથકારો તરફથી રજૂ કરવામાં આવ્યા છે.

वात्सायनः मल्लिनागः कुटिलश्चणकात्मजः ।
द्रामिलः पक्षिलः स्वामी विष्णुगुप्तोङ्गालश्च सः ॥

જેમાં બહુધાએ કરી રાજ્યસંચાલનમાં અર્થશાસ્ત્રની નીતિના અંગે તેનું નામ ચાણાકય તરીકેનું વિશેષ પ્રસિદ્ધિ પામ્યું છે.

ઇ. સ. પૂર્વે ૩૦૬ માં મગધ સામ્રાજ્યની સત્તા ભારત પર નિરંકુશ બની ત્યારથી માંડી મહારાજા ચંદ્રગુપ્તના જીવનકાળ સુધી અને તત્પશ્ચાત્ મહારાજા ચંદ્રગુપ્તના મૃત્યુ બાદ પંડિત ચાણાકય લગભગ વયોવૃદ્ધ અવસ્થાએ વાનપ્રસ્થ તરીકે હતા ત્યાંસુધીમાં એટલે લગભગ મૌર્યવંશની રાજ્યસ્થાપના બાદ લગભગ ૪૦ વર્ષો સુધી મગધસામ્રાજ્યની સામે કોઇએ પણ માથું ઉંચકયાનો બનાવ બન્યો હોય એવું જણાતું નથી. મહારાજા બિંદુસારના રાજ્યઅમલ સમયે પંજાબ તરફથી હુમલાઓ થયા હતા, ત્યારે મહારાજા બિંદુસારના યુવાન પુત્ર અશોકે પોતાની વીરતાના બળે તેમાં વિજય મેળવી મગધ સામ્રાજ્યની કીર્તિમાં વધારો કર્યો હતો.

**રાજ્યવ્યવસ્થા—**

પંડિત ચાણાકયે રાજ્યસંચાલન અંગે નીચે પ્રમાણેની વ્યવસ્થા કરી હતી:—

કેન્દ્રિત સરકારની સ્થાપના કરી તેમાં તેણે રાજ્યસંચાલન અંગે ત્રણ વિભાગો બનાવ્યા હતા. (૧) મંત્રીમંડળ, (૨) નગરમહાજન, (૩) અને અન્ય અધિકારીવર્ગ.

આ પ્રમાણેની રાજ્ય વ્યવસ્થાની મુખ્ય અંગરચનાને કારણે રાજ્યવ્યવસ્થા સુંદર રીતે સચવાઇ હતી, અને રાજ્યવહીવટમાં કાર્યસિદ્ધિ સારી રીતે થઇ હતી. રાજ્યવહીવટને તેણે નીચેના નવ વિભાગમાં વિભક્ત કરી નાખ્યો હતો.

(૧) Minister of Finance ( અર્થ સચિવ. )

(૨) Home Member ( Minister ) ( ગૃહસચિવ. )

(૩) Minister of War-વિગ્રહ ખાતાનો પ્રધાન

(૪) Minister of Revenue & Agriculture (ખેતીવાડીના પ્રધાન).

(૫) Minister of Justice & Chief Justice (ન્યાયાધીશ અને મેજીસ્ટ્રેટ.)

(૬) Minister of Deplomaccy (રાજ્યદૂત કાઉન્સલ).

(૭) President of Council (પ્રધાન).

(૮) Minister of Law (કાનૂન સચીવ).

(૯) નગરશેઠ અથવા નગર મહાજનના પ્રતિનિધિ.

ઉપરોક્ત નવ પ્રકારનાં ખાતાંઓની અલગ અલગ પ્રતિનિધિત્વદ્વારા રાજયસંચાલનની વ્યવસ્થા પંડિત ચાણાકયે શુક્ર અને અશયના નીતિશાસ્ત્ર અનુસારે કરી હતી. તેમાં નગરશેઠ અથવા નગર મહાજનના પ્રતિનિધિની સલાહ લેવામાં આવતી હતી અને મહાજનના પ્રતિનિધિ તરીકે ગણાતા નગરશેઠની પ્રજાના વતી થતી માગણીઓ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું.

**પ્રજાસત્તાક વહીવટ—**

આ પ્રજાસત્તાક વહીવટને અંગે લખતાં પંડિત ચાણાકય જણાવે છે કે "નગર-મહાજન શબ્દ" એ પ્રાચીન સાહિત્યનું અધ્યયન છે કે મહાજનની સ્થાપના રામાયણના કાળમાં થઈ હતી. તેના અંગે પુષ્ટિમાં રામાયણનો દાખલો નીચે મુજબ પંડિત ચાણાકય આપે છે. "જ્યારે મહારાજા દશરથે રામને રાજ્યગાદી આપવાની ઈચ્છા કરી, ત્યારે તેણે નગરમહાજનને બોલાવી તેના સંબંધમાં પૂછયું હતું." આ પ્રસંગને અંગે વાલ્મિકિ ઋષિ કહે છે કે:—

> ब्राह्मणाः बलमुख्याश्च पौरजानपदैः सह ।
> उपतिष्ठति रामस्य समग्रमभिसेचनम् ।
> पौरजानपदाश्चापि नैगमश्च कृताञ्जलिः ॥

સુજ્ઞ વાચક, મહાજન શબ્દની ઉત્પત્તિ પ્રાચીન કાળથી થએલ સમજાય છે, તેનો ઉલ્લેખ હસ્તલિખિત ગ્રંથોમાં પણ છે. આ વસ્તુને અંગે ઊંડાણભર્યા સંશોધનથી જણાય છે કે રામરાજ્યના સમય કરતાં અધિક પ્રાચીનકાળે મહારાજા વૃષભદેવના ઇક્ષ્વાકુ રાજ્યવંશથી મહાજનનો સંબંધ ચાલુ થયો છે કે જેના અંગે મહારાજા ઋષભદેવે ભારતમાં સામ્રાજ્યની સ્થાપના કરતાં "મહાજન અને તેના પ્રતિનિધિ નગરશેઠની સ્થાપના કરી, મહાજનને રાજ્યવહીવટમાં સુંદર સ્થાન આપ્યું હતું" રાજ્યવહીવટમાં પોતાનો સંપૂર્ણ હક્ક હોવાના કારણે મહાજને રાજ્યવ્યવસ્થામાં સંપૂર્ણ સાથ આપ્યો હતો.

આ સંબંધમાં મહારાજા ભોજના સમયમાં રાજ્યકવિ કાલિદાસે રઘુવંશ કાવ્યમાં "પૌરજન પદનો" ઉલ્લેખ કરતાં રઘુવંશની પૂર્વે ઇક્ષ્વાકુ વંશથી મહાજનની ઉત્પત્તિ થઇ હતી એમ જણાવ્યું છે, કે જે ઇક્ષ્વાકુવંશના મૂળ સ્થાપક શ્રીઋષભદેવ હતા. તેવી જ રીતે મહાજનને સંતોષી પ્રજાસત્તાક રાજ્ય બનાવવામાં મહારાજા ચંદ્રગુપ્તની પૂર્વે થએલ મહારાજા શ્રેણિકે સફળતા મેળવી હતી અને મગધનરેશ બિંબિસારને શ્રેણિકનું ઉપનામ આપ્યું હતું.

મનુસ્મૃતિમાં પણ "દેશ સંઘ" અને "ગ્રામ્ય સંઘનું" નીચે પ્રમાણે વર્ણન આવે છે:—

" यो ग्रामदेशसङ्घानां कृत्वा सत्येन संविदम् ।
विसं वदेन्नरो लोभात्तं राष्ट्राद् विप्रवासयेत् ॥ मनु । ८ । २१६ ॥

તેવી જ રીતે કલિંગરાજ ખારવેલના હાથીગુફાવાળા શિલાલેખમાં પણ આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેમાં મહારાજા ખારવેલે 'મહાજન' ને સુંદર રીતના મહત્ત્વતાભર્યા અધિકાર સુપ્રત કર્યા હતા તેના અંગે ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**રાજ્ય સંચાલનમાં મહાજનના સહકારની ખાસ જરૂરિયાત—**

મહારાજા કુમારપાળના રાજ્યામલ દરમિયાનમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે મહાજનની સત્તા રાજ્યવહીવટમાં પ્રબળ બનાવી, ગુર્જરભૂમિના વિજયી રાજવીઓની કીર્તિ વધારી હતી.

આ સંબંધમાં અજોડ સાહિત્યકાર શ્રીમાન્ કનૈયાલાલ મા. મુન્શીએ પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ નામના ત્રણ ગ્રંથો લખી મહાજન( કહેતાં દેશ )ના પ્રતિનિધિઓ પરત્વે સંપૂર્ણ વિશ્વાસ ધરાવી રાજ્ય ન ચલાવી શકાય ત્યાંસુધી સામ્રાજ્યના પાયાઓ સદોદિત ડોલાયમાન રહે છે એમ સાબિત કરી આપ્યું છે.

**ભારતની મહાસભા પણ પોતાનું પ્રતિનિધિત્વ માગે છે—**

આજે ભારતની સ્વતંત્રતાને ચાહતી મહાસભા કે જેનું બીજું નામ મહાજન અથવા દેશસંઘ ગણાય તેણે પણ પ્રાચીનમાં પ્રાચીન રાજ્યનીતિ અનુસારે વર્તમાન સરકાર પાસે રાજ્યવહીવટી તંત્રમાં પોતાના હક્કોની માગણી રજૂ કરી, અહિંસાવાદને પ્રાધાન્ય સ્થાને રાખી, મહાજન શબ્દની કિંમત અને મહાજનનું બળ જગતભરને બતાવી આપ્યું છે. જગતભરની રાજ્યસત્તાઓ આનો ધડો લેશે ખરો કે?

આ લડત ઉપરથી બ્રિટિશ સામ્રાજ્ય જેવા રાજ્યસત્તાઓ તો શું પરંતુ જગતભરની રાજ્યસત્તાઓએ નિશ્ચયપૂર્વક માની લેવું કે રાજ્યઅંગની બે બાંહ્યો સમાન છે. "જમણી બાંહ્ય તે દેશ યા મહાજન અને ડાબી બાંહ્ય તે રાજ્યાધિકાર."

આ બે પૈકી એક અંગ ઢીલું થતાં બીજા અંગને તેની અપંગતા તરત જણાઈ

આવે છે. એક હાથે કદાપિ તાળી ન પડે તેવી જ રીતે રાજ્યવહીવટ દેશપ્રતિનિધિ સભાને બાજુએ મૂકી કદાપિ કાળે એકહથ્થુ ચલાવી શકાય જ નહિ.

## એકહથ્થુ વહીવટનાં પરિણામો વિપરીત આવે છે—

ધારો કે રાજ્યાધિકારી વર્ગ મહાજનથી વિમુખ થઇ અથવા તેના ઉપરવટ થઈ, પ્રજાપ્રતિનિધિત્વપણાનો વિરોધ કરી રાજ્યાધિકાર ચલાવે તો તેનું પરિણામ સદા ય કુસંપ અને અસંતોષમાં આવે છે.

જ્યારે જરૂરી કાર્યપ્રસંગે યા આક્રમણ સમયે પ્રજાજનની સહાયતાની, સૈન્યબળની અથવા તો રાજનીતિજ્ઞ નેતાઓની કિંમતી સલાહ યા તો મદદની જરૂર પડે ત્યારે પ્રજાની ઉપરવટ થઇ એકહથ્થુ સત્તાદ્વારા રાજ્યવહીવટ ચલાવનાર રાજા અને રાજ્યાધિકારી વર્ગની એવી તો કફોડી સ્થિતિ થઈ પડે છે કે જેના યોગે સામ્રાજ્યના પાયા ઢીલા અને જર્જરિત બની, એકાંગી જેવા અલ્પજીવી બને છે.

આ પ્રમાણે મહાજનની કિંમતી સલાહ અને સહકાર ન મેળવનાર અને તેનાથી વિમુખ રહેનાર રાજ્યસત્તાઓની સ્થિતિ કઢંગી થઇ પડે છે.

## મહારાજા કુમારપાળની રાજ્યપ્રાપ્તિમાં મહાજનની સંમતિ—

પૂર્વ પરંપરાના ભારતીય ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં મહારાજા ભરત, શ્રેણિક, ખારવેલ, કુમારપાળ, ચંદ્રગુપ્ત, અશોક, સંપ્રતિ, મહારાજા ભોજ તથા વિક્રમ આદિ પ્રભાવશાળી રાજવીઓ શું કમતાકાત, અને એક હાથે ધરતીને ધ્રૂજાવવામાં પછાત પડે એવા હતા ? કે જેમણે નિત્ય તેમના પ્રતિનિધિઓ દ્વારા મહાજનની સલાહ લઇ બહુમાનપૂર્વક મહાજનનું માન તેમજ મરતબો સાચવી રાજ્ય ચલાવ્યુ હતું. મહારાજા સિદ્ધરાજ જયસિંહના મૃત્યુ બાદ તેના ઉત્તરાધિકારી રાજ્યપુત્ર કુમારપાળને ગરવી ગુજરાતનું સમ્રાટપદ અર્પણ કરતી વખતે રાજ્યાધિકારીઓએ શું મહાજનનું બહુમાન અને તેની કિંમતી સલાહ માન્ય નહોતી રાખી ?

આ પ્રમાણે રાજ્યવહીવટ પ્રજાસત્તાક બનાવવામાં પ્રાચીનમાં પ્રાચીન ઐતિહાસિક પુરાવાઓ ઉપર પ્રમાણે મળી આવે છે, કે જેના યોગે ભારત પોતાની ભૂમિને વર્તમાન કાળ સુધી ગૌરવપૂર્વક સંસ્કારી ભૂમિ તરીકે ગર્જાવી શકી છે.

## પ્રાચીન કાળમાં મહાજને સંભાળેલ સામ્રાજ્યોનો વહીવટ—

જે સમયે એકવચની મહારાજા હરિશ્ચંદ્રે ( સત્ય ) પરીક્ષામાં પોતાનું રાજ્ય બ્રાહ્મણ સ્વરૂપે આવેલ પરીક્ષક વિશ્વામિત્ર ઋષિને દાનમાં દઇ વર્ષોનો વનવાસ ભોગવ્યો તે સમયે

પણ મહાજને જ મહારાજા હરિશ્ચંદ્રની ગેરહાજરીમાં જ રાજ્યસત્તા અને રાજ્ય સંભાળ્યું હતું; છતાં મહાજનના હાથે કોઇપણ જાતની ગેરવ્યવસ્થા થવાનો દાખલો ગ્રંથોના કોઇપણ પાને જોવામાં આવ્યો નથી. તે જ માફક મહારાજા રામના વનવાસ દરમિયાન મહાજનના હાથમાં બાર વર્ષ સુધી રહેલ રાજ્યવહીવટમાં મહાજનના હાથે કંઇપણ અનિષ્ટ થયાનું કોઈપણ ઠેકાણે નોંધાયું નથી. તેના બદલે ઊલટી તેના સ્થળે મહાજને સુંદર રીતે રાજ્યવ્યવસ્થા સાચવી રાજ્યનીતિ વિકસાવી હતી. આ પ્રમાણેની ઐતિહાસિક નોંધો પ્રાચીન ઈતિહાસને પાને મળી આવે છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે મહાજનના હાથમાં (દેશના હાથમાં) રાજા અને પ્રજાના સંયુક્ત બળે રાજ્યવહીવટ રહેતાં, તે વહીવટ “ यावच्चंद्रदिवाकरौ ” યશસ્વી અને ગૌરવવર્ધક થઇ પડે છે.

× × ×

રાજ્યવહીવટમાં પ્રાચીન નીતિશાસ્ત્રના આધારે પંડિત ચાણાક્યે પોતાની તીક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ કરી ૬,૯૦૦ શ્લોકનો અર્થશાસ્ત્રનો મોટો ગ્રંથ અલગ અલગ ૨૪ વિભાગમાં રચી રાજ્યનીતિ સમજાવી હતી.

તે જ ગ્રંથાનુસાર પંડિત ચાણાક્યે રાજ્યવહીવટમાં રાજ્યનીતિનો ઉપયોગ કરી શામ, દામ, દંડ ને ભેદની રાજ્યનીતિદ્વારા મગધસામ્રાજ્યને યોગ્ય બંધારણપૂર્વકનું બનાવ્યું કે જેનું અનુકરણ કરવા દેશેદેશના પ્રતિનિધિઓ પાટલિપુત્ર આવતા હતા. તેના બંધારણને યોગે ભારતનો વેપાર જળ અને ખુશ્કી માર્ગે જગતભરમાં અનુસંધાયો હતો અને ભારત જગતભરની રાજ્યવ્યવસ્થામાં અગ્રસ્થાને ગણાવા લાગ્યું હતું.

મહારાજા ચંદ્રગુપ્ત પાસે આ કાળે સૈન્યબળ કેટલું હતું તેના સંબંધમાં ડૉ. સ્મિથ જણાવે છે કે ૬૦,૦૦૦ પદાતિ, ૩૦,૦૦૦ અશ્વારોહીઓ, ૮,૦૦૦ રથ, ૭૫૦ ગજારોહી સવારો, તથા ૮,૦૦૦ રથારોહીઓ હતા.” ડૉ. સ્મિથના જણાવ્યા મુજબ દરેક રથ અને દરેક હાથીઓ ઉપર ત્રણ ત્રણ કુશળ ધનુર્ધારીઓ બેસતા હતા.

મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલમાં લશ્કરીખર્ચ ચાલીશ કરોડ ઉપરાંતનો હતો. તેવી જ રીતે મહારાજા ચંદ્રગુપ્તના કાળમાં દાનની વ્યવસ્થા પણ સુંદર રીતે કરવામાં આવી હતી, જેથી ગરીબ અને અપંગ વર્ગને મહારાજા ચંદ્રગુપ્તનું રાજ્ય લોકપ્રિય થઇ પડયું હતું. કુશળ કારીગરો અને વિજ્ઞાનીઓને રાજ્યસહાયતા સારા પ્રમાણમાં મળતી હતી તેની સાથેસાથ સાર્વજનિક હિતકાર્યો પર પણ સુંદર નજર રાખવામાં આવી હતી. ખેતીવાડીના અંગે ખેડૂતોને સહાયતારૂપ ગંગા નદીમાંથી અલગ અલગ નહેરોના ફાંટાઓ કાઢી છેક સૌરાષ્ટ્રના ગિરનાર પર્વત સુધી ખેડૂતોને રાહત આપી હતી.

### મહારાજા ચંદ્રગુપ્તનો ધાર્મિક વિશ્વાસ—

મહારાજા ચંદ્રગુપ્તની ધાર્મિકતાને અંગે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય લખે

છે કે 'પંડિત ચાણાક્યે મહારાજા ચંદ્રગુપ્તને ધાર્મિક પરીક્ષાદ્વારા જૈન ધર્મને પ્રમાણભૂત સિદ્ધ કરી બતાવ્યો હતો જેને લગતી બીના નીચે મુજબ છે:—

એક દિવસ મહારાજા ચંદ્રગુપ્તના મહેલમાં અંતઃપુર નજદિકના એક વિશાળ ઓરડામાં અલગ અલગ ધર્મના સાધુઓને પંડિત ચાણાક્યે ધર્મપરીક્ષા અર્થે બોલાવ્યા હતા. તે પ્રસંગે મહાબુદ્ધિવાન ચાણાક્યે પોતાની ચાણાક્યબુદ્ધિનો ઉપયોગ કરી રાજ્યમહેલના અંતઃપુર અને આ સાધુઓના બેસવાના દીવાનખાનાની વચ્ચે ખુલ્લી પડતી અગાસીવાળી જમીન પર ચુનાની ભૂકીનો ઝીણો થર પથરાવ્યો હતો કે જે થરનો ઉપયોગ તેણે પરીક્ષાર્થે કર્યો હતો. અંતઃપુરના ઓરડાઓની નજદિક રૂપલાવણ્ય યુક્ત દાસીઓને એવી રીતે બેસાડવામાં આવી હતી કે તે દાસીઓ સામેના ઓરડામાં બેઠેલ સાધુઓને જોઇ શકે, અને સાધુઓ દાસીઓને જોઇ શકે. આ દાસીઓને આકર્ષક વસ્ત્રાભૂષણ પહેરાવી સુંદર રીતે સજ્જ કરી હતી કે જેથી સ્વાભાવિકતાએ મનુષ્યનું હૃદય ચંચળ બની તે તરફ આકર્ષાય. મહારાજા અને પંડિત ચાણાક્યે બન્ને ઓરડાઓની વચમાં એક ઓરડામાં એવી રીતે બેઠક લીધી હતી કે તેની ખબર રાજ્યમહેલમાં ધર્મચર્ચાર્થે પધારેલ સાધુઓને પડે નહિ.

ઉપર પ્રમાણેની વ્યવસ્થા કર્યા બાદ દરેક પંથના સાધુઓને વારાફરતી ધર્મચર્ચાર્થે બોલાવવામાં આવ્યા. મહારાજા અને પંડિત ચાણાક્ય આદિ રાજ્યવર્ગે ઈરાદાપૂર્વક ગેરહાજર રહી સાધુઓને એકલા જ ઉપરોક્ત ઓરડામાં બેસાડી રાખ્યા. આ પ્રમાણે લગભગ એકાદ કલાક તેમને રાજ્યમહેલના ઓરડામાં બેસાડી રાખી તેમની હિલચાલ તરફ સૂક્ષ્મદષ્ટિ રાખવામાં આવી પરિણામે જૈનધર્મ સિવાયના અન્ય દરેક ધર્મના સાધુઓ ત્યાં વારાફરતી આવ્યા. સમય મળતાં અંતઃપુરની કુતૂહલતા તરફ સર્વની દષ્ટિ જતી; અને તેઓ પોતાના સ્થાન ઉપરથી ઊઠી અગાસી વચ્ચે જઈ અંતઃપુરની દાસીવર્ગની રમતીયાળ ચેષ્ટાઓ નીહાળતા. આમ હલન–ચલનમાં તેમની પાદુકાઓ પાથરેલ ચુના ઉપર પડતી અને તેથી તેઓના હૃદયની ચંચળતા સમજાઇ આવતી. આવી રીતે દરેક ધર્મના સાધુઓની પરીક્ષા થયા બાદ શ્વેતાંબર જૈન મુનિઓને બોલાવવામાં આવ્યા. તેમને રાજાના ખાસ ઓરડામાં બેસાડવામાં આવ્યા કે જે ઓરડો અંતઃપુરના રણવાસની લગોલગ હતો.

જૈન મુનિઓ પધાર્યા બાદ તેમની પરીક્ષાર્થે મહારાજા ચંદ્રગુપ્ત અને પંડિત ચાણાક્ય આદિ રાજવર્ગે ગુપ્તસ્થાને બેઠક લીધી. રાજ્યમહેલમાં પધારેલ મહામુનિઓએ મહારાજા ચંદ્રગુપ્ત આદિ રાજ્યવર્ગ જ્યાંસુધી તેમના ઓરડામાં ન આવ્યો ત્યાંસુધી આ જીતેંદ્રિય સાધુઓ મૂર્તિની પેઠે સ્થિર બેસી રહી, સ્વાધ્યાય અને શાસ્ત્રગોષ્ઠી તરફ ધ્યાન પહોંચાડી આવશ્યક ક્રિયામાં લીન થયા. પછી રાજા અને અમલદારવર્ગ ત્યાં આવતા તેમને ધર્મોપદેશ સંભળાવી ભૂમિ તરફ જ નજર રાખી આ જીતેંદ્રિય સાધુઓ પોતાના સ્થાને ચાલ્યા ગયા."

આ પ્રમાણે ધર્મપરીક્ષામાં જૈનસાધુઓ મહારાજા ચંદ્રગુપ્તને ઉત્તમોત્તમ ક્રિયાપાત્ર

અને શુદ્ધ સંયમી જણાવાથી તે ચુસ્ત જૈનધર્મી બન્યો અને તે ત્યાંસુધી કે જૈનધર્મની વિરુદ્ધ કોઈપણ જાતનો પ્રચાર કરનાર, જૈનમંદિરોમાં આશાતના કરનાર, તેમજ તેને નુકસાન પહોંચાડનાર માટે ખાસ કડકમાં કડક કાયદાઓ તેણે ઘડ્યા. ડૉ. સ્મિથ મહારાજા ચંદ્રગુપ્તના ધર્મને અંગે જણાવે છે કે 'આ મહાન્ સમ્રાટ બિંબિસાર જેવો જ જૈન હતો તેવું ન માનવાને કંઇ પણ કારણ નથી. શિશુનાગ, નંદો અને મૌર્યોના સમયમાં જૈનધર્મ મગધમાં પ્રતિષ્ઠા ભોગવતો હતો. વિદ્વાન્ બ્રાહ્મણ ચાણાક્યની યુક્તિથી ચંદ્રગુપ્તે રાજ્ય મેળવ્યાની વાત જૈનધર્મ રાજ્યધર્મ હતો તે માન્યતા માટે અપ્રાસંગિક નથી. જૈનો પોતાના વિધિવિધાનો માટે પરંપરાથી બ્રાહ્મણો રોકતા આવ્યા છે. નંદ અને પછીના નવ રાજાની સેવા તેમના મંત્રીઓએ જૈનસાધુઓની સહાયતાથી જ કરી છે. આ કાળના મહાન્ અમાત્યોના જૈનસાધુઓ મિત્રો તરીકે ગણાતા હતા.'

આ પ્રમાણે મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યામલ દરમિયાનમાં જૈનધર્મે ઉચ્ચ કોટીની જનસેવાદ્વારા મગધ સામ્રાજ્યને દુકાળના અને નદીની રેલ જેવા ભયંકર આફતોના સમયમાં પણ તરતો રાખ્યો હતો, જે વસ્તુ નિર્વિવાદ રીતે સર્વમાન્ય રહે છે. આ વસ્તુસ્થિતિનો ડૉ. થોમ્સ જેવા પણ સ્વીકાર કરે છે.

મહારાજા ચંદ્રગુપ્ત ભરયુવાન અવસ્થામાં ઇ. સ. પૂર્વે ૩૨૨ માં ભારતની ગાદી ઉપર આવ્યો હતો. તેણે પાંચ વર્ષ સુધી પંજાબના રાજા તરીકે રાજ્ય કર્યું હતું. બાદ ઇ. સ. પૂર્વે ૩૧૭ માં મગધ સામ્રાજ્યના સમ્રાટ તરીકે રાજ્યગાદી મેળવી. આ પ્રમાણે ૨૪ વર્ષ સુધી તેણે પોતાનું રાજ્ય નિષ્કંટક રીતે ભોગવ્યું. બાદ ઇ. સ. પૂર્વે ૨૯૮ માં ૫૦ વર્ષની પ્રૌઢાવસ્થાએ તેનો સ્વર્ગવાસ થયો.



# પ્રકરણ ૭ મું.

## મહારાજા બિંદુસાર.

ઈ. સ. પૂર્વે ૨૯૮ થી ૨૭૨, વીરનિર્વાણ ૨૨૯ થી ૨૫૫ : ૨૬ વર્ષ.

**આ** મહારાજાનો જન્મ નંદકુમારી ધારિણી ઊર્ફે દુર્ધટાની કુખથી ઈ. સ. પૂર્વે ૩૧૪ અથવા ૩૧૫ના ગાળામાં થયો હતો. જે સમયે મહારાજા ચંદ્રગુપ્તનું અવસાન થયું ત્યારે તેની ઉમ્મર લગભગ સોળ સત્તર વર્ષની હતી.

આ મહારાજાનો જન્મ તેની માતાની કૂખ ચીરી આઠમા મહિને થએલ હોવાથી તેની શારીરિક સ્થિતિ નબળી હતી અને પરિણામે તે અવારનવાર માંદો રહેતો.

દ્વીપવંશમાં મહારાજા બિંદુસારને બિંદુસાર તરીકે, વાયુપુરાણમાં ભદ્રસાર તરીકે અને અન્ય પુરાણોએ તેને "વારીસાર" એવા નામથી સંબોધેલ છે. ડૉ. ફ્લીટે આ મહારાજાને એમિત્રોચેટ્સ (Amitrochets) તરીકે સંબોધેલ છે. આ મહારાજાના રાજ્યામલ દરમિયાનમાં યુગપ્રધાન તરીકે શ્રી આર્યમહાગિરિજી હતા તથા શ્રી આર્ય-સુહસ્તિસૂરિ પણ દીક્ષિત સાધુ તરીકે વિદ્યમાન હતા.

મહારાજા બિંદુસારે પંડિત ચાણાક્યની મદદથી સોળ સામ્રાજ્ય ઉપર પોતાની વિજય-પતાકા ફરકાવી હતી, જે વાતને ડૉ. સ્મિથ પણ ટેકો આપે છે. એટલે કે મગધ સામ્રાજ્યની સીમા બંગાળના સમુદ્રથી માંડી સિંહલદ્વીપ સુધી પહોંચી ગઈ હતી. જે પ્રદેશો જીતવાનો પ્રારંભ મહારાજા ચંદ્રગુપ્તે કર્યો હતો તે પ્રદેશો બિંદુસારે પંડિત ચાણાક્યની મદદથી સંપૂર્ણ જીતી લીધા અને લગભગ સમસ્ત ભારત મગધ સામ્રાજ્યની સત્તા નીચે આવ્યું હતું

### મહારાજા બિંદુસારનો ગૃહસંસાર—

મહારાજા બિંદુસારનાં લગ્ન તેની સોળ વર્ષની ઉમ્મરે એક બ્રાહ્મણ કન્યા સાથે તેની

સર્વોત્તમ કુંડળીના આધારે કરવામાં આવ્યા હતા. તેની કૂખથી એકાદ બે વર્ષમાં જ ભારતના મહાન્ સમ્રાટ્ અશોકનો જન્મ ઇ. સ. પૂર્વે ૨૯૫ અથવા ૨૯૬માં થયો હતો. બીજી બાજુએ સમ્રાટ્ બિંદુસાર ઉપરોક્ત લગ્ન બાદ એટલો બધો વિષયાંધ બન્યો હતો કે પોતાના નબળા બાંધાનો વિચાર ન કરતાં બબ્બે વર્ષે નવી નવી સ્ત્રીઓ પરણતો જ ગયો હતો કે જેના યોગે તેને દશ બાર પુત્રોની ઉત્પત્તિ થઇ હતી, પરન્તુ તેનું પરિણામ એ આવ્યું કે લગભગ ૪૦ વર્ષની યુવાવસ્થામાં ઇ. સ. પૂર્વે ૨૭૨માં તેને પોતાના દેહનો ત્યાગ કરવો પડ્યો. તેના રાજ્યામલમાં બનેલ મુખ્ય ઘટનાઓની નોંધ નીચે મુજબ છે.

## મહારાજા બિંદુસારના રાજ્યવહીવટમાં બનેલ ઘટનાઓ—

પંડિત ચાણાકય મહારાજા ચંદ્રગુપ્તના મૃત્યુ બાદ લગભગ ૧૫ વર્ષ સુધી જીવવા પામ્યો હતો નંદવંશના કુટુંબીઓ તરફથી પણ પંડિત ચાણાકય વિરુદ્ધ કાવત્રાંઓ થયા કરતા હતા, જેનો સામનો પંડિત ચાણાકય બહાદુરીથી કર્યા કરતો હતો; છતાં તેના કાવત્રાંનો ભોગ અન્તે પંડિત ચાણાકયને બનવું જ પડયું આ વિષયમાં નવાંગી ટીકાકાર શ્રીમદ્ અભયદેવસૂરિજી જણાવે છે કે :—

“ એક દિવસ નંદરાજાના સુબંધુ નામના પ્રધાને એકાંતમાં બિંદુસાર રાજાને કહ્યું કે—‘ હે દેવ ! જો કે અમે શત્રુ પક્ષના છીએ અને તેટલા ખાતર જ અમો દૂર કરાયા છીએ; છતાં રાજ્યને હિતકર કાંઇક હું આપને જણાવું છું. આપના માનને લાયક પંડિત ચાણાકય હલકી પ્રવૃત્તિનો અને પાપકર્મમાં પૂરો છે. અત્યંત કરુણ રીતે રડતી તમારી માતાનું પેટ ચીરી તે પાપીએ તેને પરલોક મોકલી. શું તે કાર્ય આપને અયોગ્ય લાગતું નથી ? તમારે પણ તમારા આત્માનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું. ’

રાજાએ ઉપરોક્ત હકીકત સાંભળી પોતાની ધાવમાતાને પૂછયું ત્યારે તેણીએ ભોળા ભાવથી જણાવ્યું કે હે પુત્ર ! સુબંધુની હકીકત સત્ય છે.

ધાવ માતાનાં ઉપરોક્ત વચનો સાંભળી મહારાજા બિંદુસાર ક્રોધે ભરાયો. પંડિત ચાણાકય આ વસ્તુને તરત પારખી ગયો અને પોતાને ઘેર આવ્યો. સગાંસંબંધીઓને બોલાવી યોગ્ય શિખામણ આપી પોતાનું દ્રવ્ય ધર્મકાર્યમાં વાપરવાની વ્યવસ્થા કરી.

ચાણાકયની પત્ની સ્વર્ગવાસ પામી હતી, અને તેને સંતાનમાં કશું હોય એવું માલૂમ પડતું નથી. એટલે પોતાના કુટુંબમાં ચાણાકય એકલો જ હતો તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

## દગા કીસકા સગા નહિ—

પછી તીક્ષ્ણ બુદ્ધિવાળા ચાણાકયે યોગમંત્રાદિકથી સંયુક્ત એક પ્રકારનો ગંધ બનાવી તેને લિખિત ભોજપત્ર સાથે દાબડામાં ભર્યો. પછી તે દાબડાને લાખથી બરાબર બંધ

કરી પેટીમાં મૂકયો બાદ તેણે તે પેટીને અનેક તાળાંઓ દઈ જાણે ઘરનું સર્વસ્વ તેમાં ન હોય તે પ્રમાણે તેને ઘરના અંદરના ભાગમાં પેક કરી મૂકી રાખી.

બીજી બાજુએ પંડિતે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી દુષ્ટબુદ્ધિ સુબંધુને તેની કૃતિનું બરોબર ફળ મળે તેને માટે મહારાજાને જણાવ્યું કે હું અતિ વયોવૃદ્ધ હોવાના કારણે રાજ્ય સંભાળી શકું એમ નથી. એટલે આ સુબંધુને અમાત્યપદ આપી મને મુક્ત કરો; કારણ કે હું મારું આત્મકલ્યાણ કરવા ચાહું છું.

મહારાજાએ તે મુજબ કર્યું અને આ વયોવૃદ્ધ પ્રધાન રાજ્યભારથી તદ્દન અલગ થયો. વયોવૃદ્ધ ચાણાકયે પોતાના ઘરને તાળું મારી, નગરની બહાર જઈ મૃત્યુને ભેટવા તૈયારી કરી.

## પંડિત ચાણાકયનું અનશન વ્રત—

બાદ ચાણાકયે અનશન ગ્રહણ કરી, અગ્નિજ્વાલા પ્રકટાવી અને તેમાં પ્રવેશ કરી મૃત્યુ પામવાનો નિશ્ચય કર્યો. ધાવ માતાએ આ વાત જાણી રાજાને કહ્યું કે–' હે પુત્ર ! આર્ય ચાણાકય પ્રધાન પ્રત્યે તેં આ શું આચરણ કર્યું ? તેની તીક્ષ્ણ બુદ્ધિદ્વારા તને સાત વિભાગવાળો રાજ્યવિસ્તાર પ્રાપ્ત થયો છે અને આ તારી જિંદગી પણ તેની યુક્તિથી બચવા પામી છે. આથી વધારે તને શું કહું ? તને જીવાડવાની ઇચ્છાવાળા પંડિતે સ્રીવધના પાપને પણ ન ગણકાર્યું, ભયંકર લોકોના અપવાદને પણ ન ગણ્યો અને તને બચાવ્યો.' આ પ્રમાણે જણાવી ધાવ માતાએ પૂર્વોક્ત સર્વ હકીકત કહી સંભળાવી. એટલે મહારાજા બિંદુસાર તરત જ પરિવાર સહિત પંડિત ચાણાકયની ક્ષમા માગવાર્થે ગયા, અને ચાણાકયના પગમાં પડી, પ્રણામ કરી, લજ્જાથી નીચા મુખવાળા રાજાએ ગળગળા અવાજે પોતાનો અપરાધ માફ કરી પુનઃ રાજ્યમંદિરમાં પધારવા પ્રાર્થના કરી.

પંડિત ચાણાકયે કહ્યું કે–' હે વત્સ ! મને કોઈના પર ક્રોધ નથી, માટે તું ખુશીથી રાજમહેલે જા. મેં તો અનશનવ્રત લીધું છે ' ત્યારબાદ રાજા વંદન કરી તેને ખમાવી ઘેર ગયો. આ હકીકત દુષ્ટ આશયવાળા સુબંધુના જાણવામાં આવતાં તેણે આ યોગ્ય અવસર આવ્યો જાણી મહારાજાને કપટબુદ્ધિથી જણાવ્યું કે–' હે દેવ ! પંડિત ચાણાકય આ સમયે પૂજાને લાયક છે; માટે તમારી રજા હોય તો હું પણ તેની પૂજા કરું.'

## સુબંધુએ પંડિત ચાણાકયને બાળી મૂકયો—

આ પ્રમાણે તે કપટબુદ્ધિ સુબંધુએ બીજાં માણસો ન જુએ તેવી રીતે ધૂપ કરતાં એક અંગારો છાણામાં નાખી દીધો. આ સમયે દુષ્ટ સુબંધુના બુદ્ધિકાર્યને જોઈ પ્રતિકાર કરવાને અસમર્થ એવો સૂર્ય પણ અસ્ત પામ્યો આમ છાણાંઓમાં ધૂંધવાતા અગ્નિએ અંધકારમય રાત્રિમાં પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું અને સમભાવવાળા પ્રધાન ચાણાકયને બાળવા લાગ્યો.

પંડિત ચાણાકય આ કાળે ચિંતવવા લાગ્યો કે–' હે જીવ ! તેં પહેલાં દુઃખ ઉપાર્જન

કરેલું તે તને પ્રાપ્ત થયું છે, માટે કોઈના પર દ્વેષ ન કરતાં શાન્તિથી જિનેશ્વર ભગવાનના ઉપદેશને વિચાર; કારણ કે આ સંસારમાં ઘણા જીવો ઘણી વાર ઘણા કાળ પર્યન્ત ઘણા પ્રકારે શત્રુ અને મિત્રભાવે તને પ્રાપ્ત થએલા છે; માટે તું કર્મ શત્રુઓને જીતવામાં કારણભૂત એવા મિત્રસમાન સુબન્ધુ પ્રધાન પર રોષ ન કર." આ પ્રમાણે સર્વ જીવો પ્રત્યે સમભાવને ભાવતો, પંચપરમેષ્ઠી નમસ્કારને બોલતો, લોકાન્તે રહેલ સિદ્ધોનું શરણુ સ્વીકારતો અને વ્રતોને સંભારતો ચાણાક્ય અગ્નિદ્વારા બળી ગયો અને વિશુદ્ધ ધ્યાનથી મૃત્યુ પામી દેવલોકમાં મહર્દ્ધિકદેવ થયો.

પંડિત ચાણાક્યના મરણ બાદ તેનું ધન મેળવવાની ઇચ્છાએ અમાત્ય સુબન્ધુએ બિન્દુસાર પાસે ચાણાક્યના ઘરની માગણી કરી. રાજાએ તેની માગણીને અનુમતિ આપી એટલે સુબન્ધુ તે મકાનમાં રહેવા ગયો. ધનના સંશોધન માટે પ્રયત્ન કરતાં એક ઓરડામાં અનેક તાળાથી બંધ કરેલ પેલી પેટી સુબન્ધુના જોવામાં આવી તેણે સર્વે તાળાંઓ તોડી તેમાં રાખેલ પેલા દાબડાને જોઇ વિચાર્યું કે-' ખરેખર ! આમાં રત્નો ભરેલાં લાગે છે. એ વિના તેની આટલી બધી સંભાળ હોઈ શકે નહિ.' તે દાબડાને તેણે ખોલ્યો એટલે તેમાંથી લોકોત્તર (દિવ્ય) મહાસુગંધી ગંધ તેની નજરે પડ્યો. તે ગંધ તેણે સૂંઘ્યો અને તેના અતિ સુગંધપણાથી તેણે અતિ આનંદ પણ અનુભવ્યો. એટલામાં દાબડાની અંદર મૂકેલ ભોજપત્ર પણ તેના જોવામાં આવ્યું જેમાં નીચે પ્રમાણેનો શ્લોક તેના વાંચવામાં આવ્યો.

गंधानाघ्राय य इमान्न तिष्ठेन्मुनिचर्यया ।
अंतकस्य स तत्काल-मतिथित्वं गमिष्यति ॥

"આ ગંધ સુંઘી પછી જે મનુષ્ય મુનિચર્યામાં (મુનિની માફક વર્તન કરશે નહિ) રહેશે નહિ તે તત્કાલ યમનો અતિથિ થશે."

આ પ્રમાણે વાંચી તે અત્યંત વિષાદ પામ્યો અને તેણે નિશ્ચય કર્યો કે ચાણાક્યનો આ પ્રયોગ વૃથા ન હોય; તથાપિ ભોજપત્રમાં લખેલ અર્થની ખાત્રી કરવા સુબંધુએ કોઇ પુરુષને તે ગંધ સુંઘાડી તેને દિવ્યાહારનું ભોજન કરાવ્યું એટલે તરત જ તે પુરુષ મરણ પામ્યો.

આ બધી વસ્તુઓ નજર સામે બનેલી જોઇ પોતાની જિંદગીને રક્ષવાની ઇચ્છાથી તે સુબંધુ પ્રધાન પણ તપસ્વી માફક રહેવા લાગ્યો. અને વિચારવા લાગ્યો કે-' અહો ! પંડિત ચાણાક્યની બુદ્ધિની કુશળતા તો જુઓ કે-જેણે મરતાં મરતાં પણ મને જીવતા મરેલો બનાવ્યો.' આ પ્રમાણે અભવ્યભાવથી મુનિપણામાં રહેલ તે સુબંધુ પ્રધાન મુનિના ફળને ન પામ્યો. ત્યારબાદ પોતાનું જીવન તેણે અત્યંત પશ્ચાત્તાપપૂર્વક પ્રભુભક્તિમાં ગાળ્યું.

× × ×

સમ્રાટ બિંદુસારના રાજ્યઅમલ દરમિયાનમાં પશ્ચિમ એશિયામાં સેલ્યુકસ નીકેટરના

ઉત્તરાધિકારી તરીકે એઇટિઓકસ સોટર રાજ્ય કરતો હતો, અને મેગેસ્થિનીસની જગ્યાએ તેના પ્રતિનિધિ તરીકે ડાયમેચર્સ પાટલિપુત્રમાં હતો.

મહારાજા બિંદુસારની માંદગીનો લાભ લઇ પશ્ચિમોત્તર પ્રદેશમાં પાછું કંઇંક તોફાન થવાની માહિતી મહારાજા બિંદુસારને મળી, જેના અંગે મહારાજા બિંદુસારની રજા લઇ ભરયુવાવસ્થાએ પહોંચેલ રાજ્યકુમાર અશોકે પંજાબ, તક્ષશિલા પહોંચી બળવાને શમાવી દીધો. આ સમયે પંજાબની પ્રજાએ તેનો સારો સત્કાર કર્યો. જ્યારે રાજ્યકુમાર તક્ષશિલામાં હતો ત્યારે તેને તેના પિતા બિન્દુસારના મૃત્યુના સમાચાર મળ્યા અને તે ત્યાંથી તરત પાટલિપુત્ર આવ્યો. આ સંબંધમાં દિવ્યાવદાનનાં પૃષ્ઠ ૨૭૧ માં નીચે પ્રમાણે લખાણ છે.

'अथो राज्ञो बिन्दुसारस्य तक्षशीलानामनगरं विरुद्धम्। तत्र राज्ञा बिन्दुसारेणाशोको विसर्जितः। गच्छ कुमार तक्षशीलानगरं सन्नामय। चतुरङ्गं बलकायं दत्तं यानं प्रहरणं च प्रतिपिद्धम्। यावत् अशोकः कुमारः पाटलिपुत्रान्निर्गच्छन् भृत्यैः विज्ञापितः।...श्रुत्वा तक्षशिलानिवासीनः पौराः अर्धत्रितीयानि योजनानि मार्गे शोभां कृत्वा पूर्णघटं चादाय प्रत्युद्गताः। प्रयुग्दम्य च कथयति। न वयं कुमारस्य विरुद्धाः नापि राज्ञो बिन्दुसारस्य। अपि तु दुष्टामात्याः अस्माकं परिभवं कुर्वन्ति। महता च सत्कारेण तक्षशिलानगरं प्रवेशितः।'

Edited by Cowell & Nid, P. 371

મહારાજા બિન્દુસાર પોતાના પિતાની માફક જૈનધર્મને પાળનારો અને ચુસ્ત જૈન હતો. આ પ્રમાણિક નિવેદનને ડૉ. થોમસ વધુ ટેકો આપતાં જણાવે છે કેઃ—

'બિન્દુસાર પોતાના પિતૃધર્મને અનુસર્યો હતો અને અશોકને પણ બાળપણમાં તે જ ધર્મનું શિક્ષણ મળ્યું હતું.'

ઉપર પ્રમાણે પોતાના પિતા ચંદ્રગુપ્તની માફક રાજ્યનીતિને અનુસરી, મહારાજા બિંદુસારે મગધની રાજયગાદી પર ૨૫ વર્ષ સુધી ગૌરવતાભરી રીતે રાજ્ય ચલાવી મૌર્યવંશની કીર્તિને વધારી હતી; એટલું જ નહિ પણ પંડિત ચાણક્યના સહવાસમાં રહી તે દયાળુ અને મહાજન પ્રત્યે અપૂર્વ માન ધરાવનાર બન્યો હતો.

મહાવંશમાં જણાવ્યું છે કે—વચલી સ્થિતિના સનાતન બ્રાહ્મણધર્મી લગભગ ૬૦,૦૦૦ જેટલા બ્રાહ્મણસમાજનો ભિક્ષાવૃત્તિ પર નિર્વાહ થતો હતો. તેમનું પણ તેણે સુંદર રીતે રક્ષણ કર્યું હતું. એટલે આ ઉપરથી સિદ્ધ થાય છે કે આ મહારાજાએ પોતાના પિતાની માફક દયાળુ ભાવનાઓ રાખી, રાજ્યખજાનાનો સદ્‌વ્યય સંકટનિવારણાર્થે કરી પોતાની પાછળ અમર કીર્તિ મૂકી હતી.

# પ્રકરણ ૮ મું.

---

## મહારાજા અશોક, ઊર્ફે ધર્મ અશોક, ઊર્ફે દેવાનુપ્રિય મહારાજા પ્રિયદર્શન.

**ઈ. સ. પૂર્વે ૨૭૨ થી ૨૩૫, વીરનિર્વાણ ૨૫૫ થી ૨૯૨ : ૩૭ વર્ષ.**

**યુગપ્રધાન શ્રી આર્યસુહસ્તિસૂરિ વીરનિર્વાણ ૨૪૫ થી ૨૯૧ સુધી.**

જિનકલ્પી શ્રી આર્યમહાગિરિ વીર નિર્વાણ ૨૪૫ માં યુગપ્રધાનનો નિક્ષેપો કરી વિ. નિ. ૨૬૧ સુધી જીવિત રહ્યા હતા.

**મ**હારાજા અશોકનો જન્મ ઇ સ. પૂર્વે ૨૯૫-૯૬ માં મહારાજા બિંદુસારની બ્રાહ્મણ જાતિની મહારાણીની કૂખથી થયો હતો. ઐતિહાસિક ગ્રંથોના અવલોકન પરથી 'તેમજ બૌદ્ધગ્રંથોની' સમાલોચનાદ્વારા જાણવાનું મળી આવે છે કે મહારાજા બિંદુસારને સોળ રાણીઓ હતી. દરેક રાણીઓને પૂરતો વિસ્તાર હતો. આ સર્વ રાજ્યપુત્રોમાં મહારાજા અશોક એ પાટવીકુંવર ન હતો, છતાં તે અતિ બહાદુર અને વીર હોવાથી તેને મગધની ગાદી મળી હતી. ચૌદ વર્ષની ઉંમરે જ મહારાજા બિંદુસારે તેને રણઘેલો રાજપુત્ર બનાવી, પોતાની પાછળ રાજ્યવ્યવસ્થા સંભાળવા આ વીરપુત્ર લાયક છે એવું વિચારી તેને યુવરાજ પદ અર્પણ કર્યું હતું.

અન્ય રાણીના કુમારો અશોક કરતાં મોટી ઉમ્મરના હતા જેથી તેઓની માતાઓએ અશોક સામે રાજ્યખટપટ ચાલુ કરી. રાજપુત્ર સુસીમની માતા અને સુસીમના પક્ષનો પ્રપંચ અશોક માટે પૂરતો ભયજનક હતો, છતાં જ્યાંસુધી મહારાજા બિંદુસાર વિદ્યમાન રહ્યા ત્યાંસુધી અન્ય રાણીઓ અને રાજ્યપુત્રોથી અશોકની વિરુદ્ધમાં કોઇ પણ જાતની હીલચાલ જાહેર રીતે થઇ શકી નહિ.

રાજ્યપુત્ર અશોકનાં લગ્ન તેની સોળ વર્ષની અવસ્થાએ **બેસ નગરની** એક વણિક કન્યા સાથે કરવામાં આવ્યાં હતાં, કે જેનું નામ **પદ્માવતી** હતું. પદ્માવતી તેમજ તેનુ

પિતૃકુટુંબ જૈનધર્મપરાયણ હતું. પદ્માવતીની કૂખથી ટૂંક સમયમાં આ ઐતિહાસિક ગ્રંથના મૂળનાયક સમ્રાટ્ સંપ્રતિના પિતા કુણાલનો ઇ. સ. પૂર્વે ૨૭૭ અથવા ૨૭૮માં જન્મ થયો હતો. કુણાલના જન્મ બાદ પદ્માવતી રાણીનું મૃત્યુ થયું. પશ્ચાત્ રાજ્યકુમાર અશોકનાં બીજાં લગ્ન મગધની એક બૌદ્ધધર્મી અતિસ્વરૂપવાન **તીષ્યરક્ષિતા** નામની કન્યા સાથે ઈ. સ. પૂર્વે ૨૭૬–૨૭૭ માં કરવામાં આવ્યાં હતાં. આ રાણીના સ્વરૂપમાં અશોક એવો તો લુબ્ધ થયો કે તે તીષ્યરક્ષિતાને લગભગ આધીન બની ગયો.

લગ્ન બાદ પાંચ વર્ષના ગાળામાં આ બૌદ્ધધર્મી રાણીએ એક કુંવર અને એક કુંવરીનો જન્મ આપ્યો, જેમાં કુંવર **મહેન્દ્રસિંહ** મોટો હતો અને **સંઘમિત્રા** તેના કરતાં બે વર્ષે નાની હતી.

ઇ. સ. પૂર્વે ૨૭૫ ના ગાળામાં રાજ્યકુમાર સુસીમને તેમજ અશોકને પંજાબમાં જાગેલ વિગ્રહ શાંત કરવા માટે વારાફરતી જવાનું થયું. મહારાજા બિંદુસારે પોતાના મોટા પુત્ર સુસીમને પંજાબ પહેલા મોકલ્યો હતો. આ સુસીમ રાજકુમાર પંજાબ તરફ સારી સેના લઇને ગયો હતો છતાં તે પંજાબનો વિગ્રહ શાંત કરી શકયો નહિ. એટલે વીર રાજપુત્ર અશોકને મહારાજા બિંદુસારે પંજાબના વિદ્રોહની શાંતિ અર્થે ચતુરંગી સેના સહિત મોકલ્યો. વીર અશોકે પંજાબ પહોંચી ભુજબળદ્વારા ત્યાંના વિદ્રોહને શાંત કર્યો. વિદ્રોહની શાંતિ થતાં પંજાબની પ્રજાએ આ વીર રાજપુત્રને વધાવી લીધો.

આ બાજુ મહારાજા બિંદુસાર ઈ. સ. પૂર્વે ૨૭૩ માં મૃત્યુશય્યાએ પડ્યાના સમાચાર પંજાબ પહોંચતાં રાજપુત્ર સુસીમ રાજ્યલોભને અંગે પંજાબથી તરત મગધ પાછો ફર્યો; જ્યારે રાજપુત્ર અશોકને પાછા ન ફરતાં કાશ્મીરનો પ્રદેશ સર કરવાની જરૂરીયાત જણાઇ. કારણ કે કાશ્મીર પ્રદેશમાં આ સમયે મગધ સામ્રાજ્ય વિરુદ્ધ વાતાવરણ ઉશ્કેરાતું હતું, કે જે વાતાવરણ પંજાબ પ્રદેશના સંરક્ષણાર્થે મગધની આડે આવતું હતું. એટલે વીર રાજપુત્ર અશોક પંજાબથી પાછા ફરતાં પહેલાં કાશ્મીર પર પોતાની વીરસેના સાથે ચઢાઇ લઇ ગયો અને ભયંકર યુદ્ધમાં કાશ્મીરનરેશનો પરાજય કર્યો. બાદ સંધી સમયે કાશ્મીર-નરેશે પોતાની રાજ્યકુંવરી રાજ્યપુત્ર અશોકને પરણાવી, અને મહારાજા અશોક ઈ. સ. પૂર્વે ૨૭૨ માં કાશ્મીર પ્રદેશ જીતી મગધ પાછો ફર્યો. આ સમયે મહારાજા બિંદુ-સારનો સ્વર્ગવાસ થઇ ચૂકયો હતો.

મહારાજા અશોકથી કાશ્મીરની રાજ્યકુમારીને એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી જેનું નામ **ઝાલોક** પાડવામાં આવ્યું હતું. આ રાજ્યપુત્ર ઝાલોકને કાશ્મીરપતિ મહારાજાની ગાદી પાછળથી સ્વતંત્ર રાજવી તરીકે મળી હતી, અને ઝાલોકના વંશજોએ મગધના બદલે કાશ્મીરના પ્રદેશ પર પોતાની રાજસત્તા જમાવી હતી, અને તેઓ કાશ્મીરના સ્વતંત્ર મહારાજા તરીકે ઓળખાતા હતા. તેના વંશજોએ કાશ્મીરના પ્રદેશનો ભોગવટો કર્યો હતો જેને લગતો ઇતિહાસ કાશ્મીર પ્રદેશનો ઇતિહાસ રજૂ કરતાં અમો વિગતવાર જણાવશું.

મહારાજા અશોક કાશ્મીરથી નીકળી વિજયી એના સાથે મગધ આવી પહોંચ્યો. આ સમયે અશોકનો લઘુ બંધુ તીષ્યકુમાર ઊર્ફે માધવસિંહ મગધમાં હાજર હતો.

તેણે મગધ પધારેલ રાજ્યકુમાર અશોકને મગધની પરિસ્થિતિથી વાકેફ કરતાં જણાવ્યું કે–'રાજ્યગાદીના અંગે અહિં જબરજસ્ત પ્રપંચો રચાયા છે અને અન્ય રાજકુમારોના સંબંધી પક્ષોએ પાટવી કુંવર સુસીમનો પક્ષ લઈ, તેને રાજ્યગાદી આપવાની ગોઠવણ કરી છે.' આ હકીકત સાંભળતાં જ વીર અશોકે પોતાના બાહુબળે રાજ્યના બહુમતિ વિભાગને પોતાની તરફેણમાં લઇ, જે વિજેતા લશ્કરના બળે તેણે પંજાબ અને કાશ્મીર સર કર્યાં હતાં તેના પર મુસ્તાક રહી તેણે પોતાના ઓરમાન ભાઇઓનો ઘાત કર્યો. માત્ર પોતાના લઘુભ્રાતા તીષ્યને જીવતો રાખ્યો.

આ ઘટનાને અંગે બૌદ્ધગ્રંથો અનેક જાતની કથાઓ રજૂ કરતાં જણાવે છે કે અશોકે મહારાજા બિંદુસારના ૯૮ પુત્રોનો ઘાત રાજ્યપ્રાપ્તિ અર્થે કર્યો હતો. દિવ્યાવદાન પુત્રોની સંખ્યા જણાવતું નથી, છતાં તે જણાવે છે કે અશોક ઘણા રાજ્યપુત્રોનો ઘાત કરી ગાદી પર બેઠો હતો.

ઇ. સ પૂર્વે ૨૭૨ માં જ મહારાજા બિંદુસારના સ્વર્ગવાસ પછી તરત જ અશોકનાં નામની રાજઆજ્ઞા ફેલાવવામાં આવી, છતાં વાંધામાં પડેલ રાજ્યગાદી ઉપર તેને રાજ્યતિલક થઇ શક્યું ન હતું. બાદ લગભગ ત્રણ ચાર વર્ષે રાજ્યતિલક થયું હતું છતાં ઇતિહાસના પાને મગધની રાજ્યગાદી સમ્રાટ અશોકને ઈ. સ. પૂર્વે ૨૭૨ માં મળી એ પ્રમાણે જણાવવામાં આવ્યું છે.

આ વીર પુરુષના હાથમાં મગધની રાજ્યગાદી આવી તે સમયે તેના હાથમાં મગધની એટલી બધી બહોળી સત્તા આવી હતી કે જેના અંગે ભૂગોળના ઊંડાણમાં ઉતરતાં જણાય છે કે પૂર્વમાં બંગાળના ઉપસાગરથી માંડી પશ્ચિમમાં હિંદુકુશ પર્વત સુધી, ઉત્તરમાં હિમાલયના ગગનચુંબિત શિખરો સુધી અને દક્ષિણમાં ઘણા જ દૂરદૂરના પ્રદેશોના વિભાગો સુધી મગધ સામ્રાજ્યની આણ વર્તતી હતી; છતાં મગધનરેશોની રાજ્ય વધારવાની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાએ ભારતમાં રક્તસરિતા વહેવરાવવામાં કચાશ રાખી નથી. મહારાજા અશોકની જીવનપ્રભાનો અર્ધો વિભાગ રણક્ષેત્ર અને રાજ્યવ્યવસ્થા સાચવવામાં જ ગયો છે. તેના રાજ્યકાળમાં રાજ્યપ્રપંચને અંગે બનેલ અનેક ઐતિહાસિક ઘટનાઓમાંથી રાજ્યપુત્ર કુણાલના અંધાપાને લગતી ઐતિહાસિક ઘટનાનો અહિં સંબંધ હોવાથી અમો તેને સવિસ્તર રજૂ કરીએ છીએ

## રાજપુત્ર કુણાલ—

રાજપુત્ર કુણાલનો જન્મ ઈ. સ. પૂર્વે ૨૭૭–૭૮ ના ગાળામાં થયો હતો. ત્યારબાદ લગભગ બે ત્રણ વર્ષના ગાળામાં તેની માતાનો સ્વર્ગવાસ થતાં આ રાજ્યપુત્રને તેની ધાવમાતા સુનંદા સાથે અવન્તીથી મગધ લાવવામાં આવ્યો હતો. એટલે ઇ. સ. પૂર્વે ૨૭૨ માં રાજ્યપુત્ર કુણાલ મગધમાં શિક્ષણ લઇ રહ્યો હતો.

સમ્રાટ અશોક રાજ્યગાદી ઉપર આવ્યો તે સમયે તેની ઉંમર ૨૬ વર્ષના ગાળાની હતી પદ્માવતીના મૃત્યુ બાદ બૌદ્ધધર્મી તીષ્યરક્ષિતાને પટ્ટરાણીનું પદ મળ્યું હતું.

આ રાણીના પ્રેમમાં મહારાજા અંધ બનેલ હોવાથી તેણી સ્વતંત્ર રીતે વર્તવા લાગી. મહારાજા અશોકને તેણીએ એટલે સુધી પ્રેમાંધ બનાવ્યો હતો કે મહારાજાને રણવાસમાં તીષ્યરક્ષિતા સિવાય કશું જ દેખાતું ન હતું. આવા પ્રસંગનો લાભ લઈ મહારાણી તીષ્યરક્ષિતાએ પોતાના પુત્ર મહેન્દ્ર માટે રાજ્યની માંગણી કરી, જેનો ખુલ્લી રીતે સમ્રાટ અશોકે નકારમાં જવાબ આપી યુવરાજ કુણાલનો પક્ષ ખેંચી જણાવ્યું કે—"મારે મારી ફરજ યુવરાજને ગાદીપતિ કરવામાં જ અદા કરવી જોઈએ, કારણ તે વીર, રાજ્યને લાયક છે" આ સમયે રાજ્યપુત્ર મહેન્દ્ર લગભગ ચાર પાંચ વર્ષની ઉમરનો હતો જ્યારે રાજ્યપુત્રી સંઘમિત્રા બેએક વર્ષના ગાળાની હતી.

ચૌદ વર્ષની ઉંમરનો યુવરાજ કુણાલ પોતાના મજબૂત બાંધા અને કામણગારી આંખોથી આકર્ષિત ઘાટિલા ચહેરાવાળો અને સુંદર સ્વરૂપવાન કાંતિવાળો હતો. તે જન્મકાળથી કુદરતી રીતે સંગીતનો મહાન્ શોખીન અને સતાર ઉપર અદ્ભુત કાબૂ ધરાવનાર હતો તેના મધુર કંઠી અવાજે મહારાજા અશોક તેમજ અન્ય રાજકુટુંબીઓની પ્રીતિ સંપાદન કરી હતી.

રાજ્યત્યાગ—

જ્યારે અશોકે પોતાની માગણીનો ઈન્કાર કર્યો ત્યારે રાજ્યપુત્ર કુણાલને હેરાન કરવા માટે અનેક જાતના પ્રપંચો રચવામાં મહારાણી તીષ્યરક્ષિતાએ કચાશ રાખી નહિ છતાં તેણી તેમાં ફાવી નહિ. આ પ્રપંચોમાં એક બૌદ્ધ સાધુનો હાથ હતો એ હકીકતને દરેક ગ્રંથકાર સ્વીકારે છે.

એક સમયે જ્યારે યુવરાજ કુણાલ સતાર ઉપર મધુરા કંઠે સુંદર આધ્યાત્મિક ભજન ગાઈ રહ્યો હતો ત્યારે મહારાણી તીષ્યરક્ષિતાએ એકાંતનો લાભ લઈ તેની પાસે અયોગ્ય અને અઘટિત એવી પ્રેમની માગણી કરી. રાજ્યપુત્ર કુણાલ પણ રાણીના પ્રપંચને બરોબર સમજી ગયો અને તેણે તરત જ સતારને દૂર ફેંકી દઈ મહારાણી તીષ્યરક્ષિતાની તુચ્છ માગણીનો તિરસ્કાર કર્યો. બીજી બાજુએ મહારાણી તીષ્યરક્ષિતા પોતાની ધારેલ બાજીમાં ફલિભૂત ન થવાથી ક્રોધાંધ બની અને કુંવરને દબાવવા અનેક પ્રયત્નો કરી જોયા પરન્તુ વીર કેશરી યુવરાજ કુણાલે નીતિનો ભંગ ન કરતાં તરત જ રાજ્યમહેલનો ત્યાગ કર્યો અને તે જ દિવસે પોતાની ધાવમાતા સુનંદા ને રક્ષકો સાથે પોતાના કાકા માધવસિંહ પાસે અવન્તી ચાલ્યો ગયો. ત્યાં અવન્તીના વિદિશા નગરના વણિક નગરશેઠની ધર્મપરાયણ કન્યા શરતબાળા સાથે તેનાં લગ્ન કરવામાં આવ્યાં આ સમયે તેની ઉમર ૧૫ વર્ષની હતી છતાં બાંધો ઘણો જ મજબૂત હતો. બાદ રાજ્યકુમારના ૧૬ મા વર્ષની વર્ષગાંઠના દિવસે રાજ્યદરબાર પૂર ભભકાથી ભરવામાં આવ્યો કારણ કે રાજ્યામલ દરમિયાનમાં આ

વર્ષે જ યુવરાજ કુણાલને રાજ્યાભિષેક કરવાનો સંપૂર્ણ યોગ દેખાતો હતો. કારણ કે દરેક યુવરાજોને ૧૬ વર્ષની ઉંમરે ભરદરબારમાં યુવરાજપદ અર્પણ કરવામાં આવતું હતું.

## રાજ્યખરીતામાં પ્રપંચ—

યુવરાજ કુણાલની ૧૬મા વર્ષની વર્ષગાંઠના સમયે ભરાતા રાજ્યદરબારના પ્રસંગે યુવરાજના ઉત્સાહમાં આનંદભૂત થઇ પડે એવી જાતનો સમયસર પહોંચે તે પ્રમાણેનો એક રાજ્યખરીતો મહારાજા અશોકે લખી તૈયાર કરી રાખ્યો, અને રાજ્યદૂત( ખેપીયા )ને તે પત્ર અવન્તીના રાજ્યદરબારમાં તાકીદથી પહોંચાડવા તૈયાર થવા હુકમ કર્યો. સમય લગભગ મધ્યાહ્ન પૂર્વે એક ઘટિકાનો હતો. મહારાજાશ્રી રાજ્યદૂતની રાહ જોતા બેઠા હતા એટલામાં ભોજન માટે આમંત્રણ આવવાથી મહારાજા જમવા ગયા, અને તે પત્ર પલંગ ઉપર એમ ને એમ પડી રહ્યો.

મહારાજાની ગેરહાજરીમાં રાણી તીષ્યરક્ષિતાની નજરે તે પત્ર ચઢ્યો અને તેને ગુપ્ત રીતે વાંચી લઇ તેણે અટ્ટહાસ્ય કર્યું. પત્ર વાંચતાં જ કુણાલનો ઘાટ ઘડવા હૃદયમાં અનેક તર્કવિતર્કો કરી વાળ્યા. બદલો લેવાનો યોગ્ય સમય મળી ગયો જાણી જલદીથી તેણે નેત્રાંજનની સળી લઇ, થુંકથી તેને ભીંજવી, અંજન યુક્ત કરી, પત્રમાં રાજ્યકુમારના રાજ્ય-શિક્ષણ અર્થે લખાએલ " अधीयउ " શબ્દના અકાર પર બિંદુ મૂકી अंधीयउ કર્યો અને જાણે કશું જાણતી જ ન હોય તે પ્રમાણે પત્ર ત્યાં મૂકી ગુપ્ત રીતે તીષ્યરક્ષિતા ખંડની બહાર નીકળી ગઈ.

ભોજનથી પરવાર્યા બાદ મહારાજાએ કુણાલને લખેલો પત્ર ઉતાવળને અંગે તપાસ્યા વગર પેક કરી, તે ઉપર મહોરછાપ મારી, કેટલાએક યોગ્ય સમાચારો મુખથી કહી દૂતને તે પત્ર આપી રવાના કર્યો.

**स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं, देवो न जानाति कुतो मनुष्यः ? ॥**

સ્ત્રી ચરિત્ર અને પુરુષનું ભાગ્ય જાણવાને દેવ પણ સમર્થ નથી, તો મનુષ્ય માત્રની તો શી વાત જ કરવી ?

અવન્તીમાં રાજ્યપુત્ર કુણાલની વર્ષગાંઠના અંગે રાજ્યદરબાર દબદબાપૂર્વક ભરવામાં આવ્યો હતો. અવન્તીની પ્રજાને આ-પ્રભાવશાળી યુવરાજ ઘણો જ પ્રિય થઈ પડ્યો હતો. એટલે નગરજનોથી આજનો દરબાર ચીકાર ભરાઈ ગયો હતો. મધ્યાહ્ન બાદ યુવરાજ સુંદરમાં સુંદર વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થઇ રાજ્યકર્મચારીઓ સાથે ધનાઢ્ય નગરજનો ને અમલદારની સલામી ઝીલતો સિંહાસન પર જઈ બેઠો હતો. યુવરાજની નજદિકમાં અવન્તીના હાકેમ, મંત્રી આદિ બેઠા હતા. આ સમયે રાજ્યકુમારને નજરાણાની ભેટો પણ સારા પ્રમાણમાં મળી હતી.



# પ્રકરણ ૯ મું.

## કુણાલ અંધ બને છે

અવન્તીમાં રાજ્યકુમાર કુણાલની વર્ષગાંઠ નિમિત્તે ભરાયેલ દરબારમાં રાજ્યસભા ઉત્સાહી તાનમાં તરબોળ બની હતી. તે સમયે દુઃખ, આફત કે કલેશ એ શું વસ્તુ કહેવાય એની ઝાંખી પણ દ્દષ્ટિગોચર થતી ન હતી.

આવા આનંદના પ્રસંગે પ્રતિહારે અચાનક આવી યુવરાજ અને સરદારોને નમી મગધના રાજ્યદૂતના આગમનની વધાઇ આપી. દ્વારપાળની વાણી સાંભળી યુવરાજ તેમજ મગધના સૂબા માધવસિંહ કે જે કુણાલનો કાકો થતો હતો તે અતિવ આનંદ પામ્યા. બાદ દૂત મંદ મંદ પગલાં ભરતો યુવરાજની સમીપ આવી પહોંચ્યો અને પંચાંગ પ્રણિપાત કરી, સમ્રાટ અશોકવર્ધનની મહોરછાપવાળો લખોટો યુવરાજના હાથમાં આપ્યો. યુવરાજે તેને મસ્તકે ચઢાવી માધવસિંહને આપ્યો અને માધવસિંહે ઉપરોક્ત પત્ર મંત્રીશ્વરના હાથમાં આપી વાંચવા ફરમાવ્યું. રાજ્ય દરબારના વિશાળ ઓરડામાં ખીચોખીચ ભરાયેલ માનવમેદની સમ્રાટ અશોકનો પુત્ર પ્રત્યેનો અગાધ પ્રેમ જોઈ આનંદમાં આવી ગઇ.

મંત્રીશ્વરે પત્રને મનમાં વાંચી લીધો અને તેનું મોં ઉતરી ગયું. તેના નેત્રમાં અશુભની અગાહી સૂચવાતી હતી. ચતુર માધવસિંહ અને બીજા સરદારો સમજી ગયા કે "દાળમાં કાળું છે." ધડકતે હૃદયે અને મહામુશ્કેલીએ તેઓએ પ્રધાનજીને વિગત પૂછી. પ્રધાનની જિહ્વા જકડાઇ ગઈ હતી અને એક પણ શબ્દ બોલવા તે સમર્થ થઇ શકયો નહીં. પ્રશ્નનો ઉત્તર ન મળવાથી આખી સભાની શંકા ને આતુરતામાં વધારો થયો. પત્રને હાથમાં રાખી ધ્રૂજતા પ્રધાનની વિચિત્ર સ્થિતિ જોઈ રાજસભામાં બેઠેલા પ્રજાજનો પર વીજળી જેવી અસર થઇ, અને સૌના હૃદયમાં પત્રની ભયંકરતા ભાસી.

મહારાજાના મુખથી રાજ્યપુત્ર માટે ખુશીના સમાચાર આપવાનો સંદેશ રાજ્યદૂતે સાંભળ્યો હતો, અને મહારાજાએ સ્વયં મુખથી રાજ્યકુમારને પોતાના આશીર્વાદ આપવા

કહ્યા હતા. વળી આ પત્ર પણ અતિ શુભસૂચક હોવાથી રાજ્યપુત્રની વર્ષગાંઠના દિવસે દરબારના સમયે જ પહોંચી જવો જ જોઈએ એવું ખાસ મહારાજાશ્રીએ સ્વમુખે જ પોતાને ફરમાવ્યું હતું. એટલે મગધથી આવેલ દૂત આ જાતનો દેખાવ જોઇ આભો જ બની ગયો. તેણે કહ્યું કે "મંત્રીશ્વરજી ! આપ શા માટે પત્ર વાંચતા અટકાવ છો ? મહારાજ વિગેરે સર્વ રાજ્યકુટુંબ આનંદમાં છે. પત્રમાં મહારાજાએ આનંદ પ્રદર્શિત કર્યો છે ને મુખથી પણ કુશળ વર્તમાન જણાવવા સૂચવ્યું છે તેમજ અહીંથી પણ આનંદના સમાચાર મગાવ્યા છે. આવા શુભ માંગલિક પ્રસંગના પત્રમાં બીજું શું હોઈ શકે કે જેથી આપને અચકાવું પડે છે ?"

મંત્રીશ્વરે ન-છૂટકે તે પત્ર માધવસિંહ તરફ ધર્યો અને તેણે ધ્રૂજતે હાથે પત્ર લઇ વાંચતાં જ એક કારમી ચીસ પાડી કહ્યું: અહાહા ! શી ભવિતવ્યતા ! એક ક્ષણમાં કર્મગતિ હસાવે છે ત્યારે બીજી ક્ષણે તે ચોધાર આંસુએ રોવરાવે છે ! કર્મની પ્રાબલ્યતા કોને છોડે છે ? તરત જ કાગળને તેણે ફેંકી દીધો અને તેનું મુખ વિશેષ ગ્લાનિથી આચ્છાદિત બની ગયું.

આ સમયે દરબારમાં હાજર રહેલ માળવાના શૂરા સરદારો અને યોદ્ધાઓનાં હૃદય ભયંકર યુદ્ધ કરતાં પણ આ પત્રના ભેદી ટુકડાએ વધુ હચમચાવી મૂકયાં અને રાજ્યસભા સ્તબ્ધ બની ગઇ. રાજ્યસભાની આવી સ્થિતિ જોઇ યુવરાજ કુણાલ બોલ્યો કે–' કાકાશ્રી ! કાગળમાં પિતાશ્રીએ એવી શી આજ્ઞા ફરમાવી છે કે આપ આમ આભા બની ગયા છો ?'

નિર્દોષ, દિવ્ય, કાંતિવાન, પ્રભાવશાળી ભત્રીજાના મુખ સન્મુખ માધવસિંહ ટગર ટગર જોવા લાગ્યો અને એક શબ્દ પણ બોલી શકયો નહિ. તેનાં ચક્ષુઓ પણ અશ્રુભીનાં થઇ ગયાં. જ્યારે માધવસિંહના મુખમાંથી પણ તેના પ્રત્યુત્તરરૂપે એક શબ્દ પણ ન નીકળ્યો ત્યારે હાથીના બચ્ચાંની જેવો એ યુવરાજ સિંહાસન પરથી નીચે ઉતરી તે પત્ર લેવા આગળ વધ્યો.

યુવરાજને કાગળ ઉંચકતો જોઇ તરત જ માધવસિંહ ચમકયો, અને એકદમ ફાળ ભરી યુવરાજ પાસે આવી તેને પ્રેમપૂર્વક કહ્યું કે "વ્હાલા યુવરાજ ! આ ઝેરી પત્રને ન અડકતાં તેને અહિં જ રહેવા દો. મહારાજ પાસેથી બીજા સત્ય સમાચાર મંગાવીશું અને પછી તે આપને જાણવા મળશે."

માધવસિંહની આવી વર્તણુક જોઈ યુવરાજ વધુ ચમકયો, સભાનાં હૈયાં વિશેષ કંપી ઊઠ્યાં અને પત્રમાં યુવરાજ માટે જ માઠા સમાચાર છે એવું સમજી સભા તે સમાચાર જાણવા વિશેષ આતુર બની.

રાજ્યદરબારના ( ચકમાં ) પડદામાં બેઠેલી સુંદરીઓનાં ચંદ્રવદનો પણ વિલખાં થઇ ગયાં અને યુવરાજની ધાવમાતા અને અન્ય સ્ત્રીઓનાં હૃદયો ખળભળી ઊઠ્યાં. સમાચાર જાણ્યા પૂર્વે જ રાજ્યરમણીઓનાં ધ્રૂસકાના અવાજો પડદા ભેદી બહાર આવવા લાગ્યા. યુવરાજની ધાવમાતા કે જેણે યુવરાજને ઉછેરી મોટો કર્યો હતો તે સુનંદા ચોધાર આંસુએ

ખુલ્લી રીતે રૂદન કરવા લાગી અને પ્રત્યેક ક્ષણે આફતની શંકા દેખાવા લાગી. આખી સભાનું વાતાવરણ વિષાદમય બની ગયું.

"કાકાશ્રી! સબુર, ગમે તેવો તો પણ તે પિતાજીનો પત્ર છે. મગધ સમ્રાટનું આપ આ રીતે અપમાન કરો છો તે ઠીક નહિ." એમ કહી તેણે કાગળ ઉપાડી લીધો. યમરાજના પ્રિય મિત્ર સમાન એ ઝેરી કાગળ યુવરાજે લઇ વાંચતા ખુશ સમાચારને અંતે कुमारो अंधियव्व એવા શબ્દો તેણે વાંચ્યા અને એનો ભાવાર્થ તે સમજી ગયો. સમ્રાટ પ્રત્યે અત્યંત પૂજ્ય ભક્તિભાવ ધરાવનાર યુવરાજે માધવસિંહને કહ્યું કે—

**"કાકાશ્રી! ચંદ્રગુપ્તના વંશમાં વડિલની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર કોઇ થયો નથી અને જો હું પાટવીકુંવર થઈ સમ્રાટની આજ્ઞાનો લોપ કરીશ તો મારા આચરેલા માર્ગે અન્ય ચાલશે, માટે તમે જલ્દી સમ્રાટની આજ્ઞાનું પાલન કરો અને આ કમનશીબ કુણાલને અંધ કરો."**

રાજ્યસભા ચિત્રવત્ સ્થિર થઈ ગઇ. સર્વે એક બીજા સામું જોવા લાગ્યા. આમાં સહુને કાવત્રાંની ગંધ આવી. માધવસિંહે કુણાલને કહ્યું કે "આ અયોગ્ય આજ્ઞાનું પાલન આ સમયે થઈ શકે જ નહિ સમ્રાટને આ સબંધમાં ફરી પૂછાવવુ જોઇએ."

કુણાલે કાકાના સૂચનની અવગણના કરી કહ્યુ કે–'નહિ, બીલકુલ નહિ. કાગળ ઉપર મહારાજાની મહોરછાપ સ્પષ્ટ છે. અક્ષરો પણ તેમના પોતાના જ છે, માટે તેમની આજ્ઞાનું પાલન તરત થવું જ જોઇએ"

અત્યાર સુધી શોકજનક થયેલી ધાવમાતા દોડી આવી અને બહાવરી બની યુવરાજને બાઝી પડતાં કહ્યું કે–'મહારાજની આવી આજ્ઞા?' કુણાલે તેને શાંત પાડતાં કહ્યુ કે—

**"માતાજી! પિતૃઆજ્ઞા એ પ્રભુઆજ્ઞા જ ગણાય. તેનું ઉલ્લંઘન પુત્રથી કદાપિ થઈ શકે જ નહિ."**

"વહાલા પુત્ર! આમાં ભયંકર તર્કટ છે, માટે ઉતાવળે એમ કાંઇ આંખો ફોડાય નહિ. અરેરે! તારી સ્વર્ગસ્થ માતાને હું શું જવાબ આપીશ? અંતરીક્ષે રહેલ તારી માતાનો આત્મા પોતાના નિર્દોષ બાળક પર ગુજરતો સિતમ કેમ સાંખી શકશે?"

રાજપુત્ર કુણાલ પિતૃઆજ્ઞા પાળવા તલપાપડ થઇ રહ્યો હતો અને તરત જ તેણે પ્રતિહારીને તપેલા ગરમ સળીયા લાવવાની આજ્ઞા કરી. કુમારનું ઉગ્ર સ્વરૂપ જોઇ કોઇ તેમને સમજાવવા શક્તિવાન થઈ શક્યું નહિ.

તરત જ પ્રતિહારી લોહના તપાવેલ લાલચોળ બે સળીયાઓ લઈ આવ્યો અને પોતાના રૂપ અને કામણગારી આંખોનો પશ્ચાત્તાપ કરતાં કુમારે પ્રાર્થનાપૂર્વક કહ્યું કે—'હે પરમકૃપાળુ પરમાત્મા! તેં મને અંધાપા પૂરતો જ સ્વરૂપવાન બનાવ્યો!' એમ

કહી પોતાના પૂર્વસંચિત કર્મોને દોષ દેતાં ને પ્રભુસ્મરણ કરતાં કુણાલે ઉપરોક્ત ગરમ સળીયા હાથમાં લઇ પોતાની બન્ને આંખોમાં ખોસી દીધા અને સદાને માટે તે અંધ થયો. આ બનાવ ઈ. સ. પૂર્વે ૨૬૨-૨૬૩ માં બન્યો.

રાજ્યસભામાં હર્ષને સ્થાને કરુણરસ છવાઇ રહ્યો, અને આનંદમાં મસ્ત બનેલ અવન્તી આ સમયે અગાધ શોકસમુદ્રમાં ડૂબી ગઈ. યુવરાજના અંધપણાની વાત વીજળી વેગે આખા નગરમાં પ્રસરી ગઇ.

અહા ! શી ભવિતવ્યતા ! આ સવિસ્તર સમાચાર માધવસિંહે સમ્રાટ અશોક તરફ તરત જ એવી રીતે રવાના કર્યા કે તેના પર શીઘ્ર સારી અસર થાય.

## યુવરાજ કુણાલના અંધાપાને અંગે અલગ અલગ ગ્રંથોના અભિપ્રાયઃ—

જૈનગ્રંથો અને બૌદ્ધગ્રંથો એકીમતે અપર માતા તીષ્યરક્ષિતાના દ્વેષના કારણે કુણાલ અંધ થયાનું સ્વીકારે છે, પરન્તુ તે સંબંધમાં અલગ અલગ પ્રકારો દર્શાવે છે.

મહારાજા અશોકે રાજ્યપુત્ર કુણાલને યુવરાજપદ અર્પણ કરી ઉજ્જૈનીનું શાસન અર્પણ કરી ત્યાં મોકલી દીધો હતો, પરન્તુ ઓરમાન માતાએ પોતાના પુત્ર મહેન્દ્રને રાજ્યગાદી મળે તેવા હેતુથી પ્રપંચથી અંધ કરાવ્યો હતો, જે વસ્તુનું આપણે સ્પષ્ટીકરણ કરી ગયા છીએ.

ઉપરોક્ત લખાણને " દિવ્યાવદાન " અને " અવદાન-કલ્પલતા " નો આધાર મળે છે.

જૈનગ્રંથોમાં અને બૌદ્ધગ્રંથોમાં કુણાલની આંખો ફોડવાને લગતો પ્રકારભેદ દર્શાવવામાં આવ્યો છે.

હકીકત એવી છે કે કુણાલ ઉમરલાયક થતાં તેના શિક્ષણના પ્રબંધની અશોકને જરૂરિયાત સમજાઇ અને તે મતલબના બન્ને ગ્રંથોમાં અંધાપાને લગતા પ્રકારો જો કે અલગ અલગ છે છતાં જૈનગ્રંથકારોના કથન ઉપર વિશેષ વિશ્વાસ મૂકી શકાય; કારણ યુવરાજની ચક્ષુઓ ફોડવી એ કંઇ નાનીસૂની વાત ન હતી કે તેના ઉપર બીજો કોઈ બળાત્કાર થઇ શકે.

બૌદ્ધ લેખકો કુમાર કુણાલને તક્ષશિલાના શાસક તરીકે જણાવી ત્યાં તેને અંધ થયાનું જણાવે છે, પરન્તુ જૈનગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે રાજ્યપુત્ર કુણાલ તક્ષશિલાનો નહિ પરન્તુ અવન્તીનો શાસક હતો અને ઉજ્જૈનીમાં જ તે સ્વયમેવ અંધ થયો હતો. બૌદ્ધોની તક્ષશિલા અને જૈનોની અવન્તી વાસ્તવિકતામાં ભિન્ન નગરીઓ ન હતી કારણ કે **તક્ષશિલા શબ્દ બૌદ્ધોએ અવન્તીના પર્યાયમાં લખેલો માલૂમ પડે છે.** જો આ વસ્તુ બરાબર હોય તો બૌદ્ધગ્રંથના લખાણમાં તેમજ જૈનગ્રંથોના સૂચનમાં તાત્વિક ફેર પડતો નથી. એમ જણાય છે કે પ્રાચીન સમયમાં અવન્તીનું તક્ષશિલા એવું નામાંતર પણ થતું હતું, જે હકીકત " વૈજયંતિ કોષ " માં નીચે લખેલા વાકય પરથી પૂરવાર થાય છે.

" अवंती स्यात्तक्षशीला " वैजयंति पृष्ठ १५६.



## પ્રકરણ ૧૦ મું.

---

### કર ને જો. અશોકની કલિંગ પર ચઢાઇ.

રાજપુત્ર કુણાલને તેના ૧૬ મા વર્ષની વર્ષગાંઠની ખુશાલીમાં (ઇ. સ. પૂર્વે ૨૬૨-૨૬૩ માં) અવન્તીની રાજ્યગાદી મળવી જોઇએ તેના બદલે તેને પૂર્વસંચિત કર્માનુસાર અંધાપો મળ્યો. આ પ્રસંગને અનુસરીને એક કવિરાજ લખે છે કે—

"બની બનાઇ બન રહી, ઔર બનવેકી રહી;
બુંદ પડંતા સો લીખા, તો તે મીટણુતી નાહિં."

**રાણીનો પ્રપંચ ફૂટે છે—**

ઉજ્જૈનના દરબારે રાજ્યખરીતો લઇ જનાર ખેપીયો તેનો જવાબ લોહીથી ખરડાએલા કાગળમાં લઇ આવ્યો. પત્રના જવાબમાં મહારાજા અશોકને તેના લઘુબંધુ માધવસિંહે જણાવ્યું હતું કે—

"સમસ્ત અવન્તીમાં પ્રિય થઇ પડેલ પાટવીકુંવર વીર કુણાલને તેની યોગ્ય ઉંમરે રાજ્યગાદી સુપ્રત કરવાનો સંદેશો મળવો જોઇએ તેને બદલે કુંવરને અંધ કરવાનો રાજ્યખરીતો મળવાથી આજ્ઞાંકિત રાજ્યપુત્રે મૌર્યવંશની ગૌરવતા અમર રહે તે ખાતર પિતૃઆજ્ઞાને માન આપી અંધાપો સ્વીકારી લીધો છે.

સમજ નથી પડતી કે રાજ્યગાદીને બદલે યુવરાજને અંધ કરવાનું કારણ શું?

આ રીતના મહારાજાશ્રીના વર્તનથી અવન્તી શોકમાં ડૂબી ગઇ છે. અધિકારીઓ અને જામાં અસંતોષ વધી પડ્યો છે. પ્રજાને સંતોષવા યોગ્ય ખુલાસો પાઠવશો અને હવે જ્યવ્યવસ્થા કઇ રીતે સંભાળવી તથા રાજ્યગાદી કોને અર્પણ કરવી તે પણ જણાવશો."

ઉપરોક્ત પત્ર વાંચતાં જ સમ્રાટ બેશુદ્ધ જેવો દિગ્મૂઢ બની ગયો. આ વિષયમાં આમ કેમ બન્યું તેની પહેલાં તો તેને સમજ પડી નહીં, પરંતુ વિશેષ વિચાર કરતાં, સમ્રાટને પલંગ પર પડી રહેલ પત્રનો ખ્યાલ આવ્યો, અને સાથોસાથ રાણી તીષ્યરક્ષિતાનું જ આ કાવત્રું હોવું જોઇએ એવું અનુમાન પણ બાંધી લીધું. ક્રોધના આવેશમાં ઉગ્ર બનેલ સમ્રાટે નિર્દોષ પાટવીકુંવરના અંધાપાનો બદલો લેવા અવિચારી કપટી રાણીને જીવતાં ને જીવતાં બાળી મૂકવાનો હુકમ કર્યો.

રાજ્યાજ્ઞાનું કડક પાલન કરતાં કર્મચારીઓને દયા આવી અને તેઓએ મહારાણી તીષ્યરક્ષિતાને રાજમહેલમાંથી લઇ જઇ જંગલમાં એક પર્ણકૂટીમાં ગુપ્તપણે રાખી તેણીને જીવતદાન આપ્યું, જ્યાં તેણીનું પાછળથી પશ્ચાત્તાપપૂર્વક મૃત્યુ થયું.

આ ઘટના બની ગયા બાદ સમ્રાટ એટલો બધો તો ક્રોધીલો અને અત્યાચારી બન્યો કે તેણે પોતાના ક્રોધના સમાવેશની ખાતર પાટલિપુત્રમાં "નર્કાગાર" બનાવ્યું. તેના સ્વભાવમાં એટલું બધું પરિવર્તન થઇ ચૂકયું હતું કે નજીવા ગુન્હાને અંગે ગુન્હેગારોને સખ્ત સજા કરતો ને નર્કાગારમાં ભયંકર સજાઓ ભોગવવાને મોકલી આપતો. ત્યાં એવી તો ભયંકરમાં ભયંકર સજાઓ થતી હતી કે તૈયાર રાખવામાં આવેલ તેલની ગરમ કઢાઇમાં ગુન્હેગાર મનુષ્યોને જીવતા ને જીવતા તળી નાખવામાં આવતા. આ સંબંધમાં લખતાં મૌર્યવંશી ઇતિહાસકાર જણાવે છે કે—" મહારાજા અશોક રાજ્યગાદીની શરૂઆતના વર્ષથી ઘણો જ ક્રૂર અને અત્યાચારી હતો. એક વાર પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર ૫૦૦ અમાત્યો પર તે ક્રોધે ભરાયો અને પોતાની તલવારદ્વારા સ્વહસ્તે જ પાંચસો અમાત્યોનાં શિરો ધડથી જુદાં કરી નાખ્યાં. તેવી જ રીતે એક સમયે ક્રોધાવેશમાં અંતઃપુરની પાંચસો રાણીઓનો ઘાત આ રાજવીએ પોતાને હાથે કરી નાખ્યો હતો. સ્ત્રી અને પુરુષોને નજીવા ગુન્હાને કારણે જીવતા ને જીવતા બાળ્યા હતા. અંતે અમાત્યોની સલાહ અનુસાર મહારાજા અશોકે પોતાના હાથે તલવાર ચલાવવાનું ત્યજી દીધું ને અપરાધીઓને શિક્ષા કરવા માટે **ચંડકગિરિક** નામના એક નિર્દય મનુષ્યની નર્કાગારના ઉપરી તરીકે નીમણુક કરી કે જે મનુષ્ય બીજાઓને દુઃખ દેવામાં આનંદ માનતો હતો. તે નિર્દય ચંડકગિરિકે પોતાના માતાપિતાને પોતાને હાથે ક્ષણ માત્રમાં મારી નાખ્યાં હતાં. આવી ભયંકર વ્યક્તિની વધઘાતક તરીકેની નીમણુક કરી સમ્રાટ અશોકે પાટલિપુત્રમાં ભયંકર જેલખાનું બનાવ્યું. આ નર્કાગારનું બાહ્ય સ્વરૂપ અતિશય સુંદર અને મોહક હતું અને તેને બહારથી જોતાં અંદર શું છે ? તે જોવાનું અજાણ્યા મુસાફરને સહજ દિલ થતું; પરન્તુ અંદર પહોંચતાં જ તેઓ અત્યાચારના ભોગ થતા અને જીવતા બહાર નીકળવા પામતા ન હતા. બાલપંડિત નામે એક અજાણ્યો બૌદ્ધ ભિક્ષુક કે જે કુતુહલતાથી જેલના દરવાજાની અંદર જોવા ગયો તેને વધઘાતકે તરત પકડી લીધો. પ્રભુપ્રાર્થના માટે ૭ દિવસનો ટાઇમ આપી તેને જેલમાં પૂર્યો. સાતમે દિવસે તેલની ગરમાગરમ કઢાઇમાં તેને નાખવામાં આવ્યો. કઢાઇના તેલમાં ભિક્ષુકના પડવા સાથે એક ચમત્કારિક બનાવ બન્યો. ગરમાગરમ ઉકળતું તેલ તદ્દન

ઠંડું થઇ ગયું અને ભિક્ષુક તેલની કઢાઈમાં એક કમળ ઉપર બેઠેલો જોવામાં આવ્યો. તેની ચારે તરફ અગ્નિજ્વાળાઓ બળી રહી છે, પરન્તુ તે જ્વાળાઓ આ ભિક્ષુકને સ્પર્શી પણ શકતી ન હતી આ પ્રમાણેનો દેખાવ જોઇ વધઘાતકે મહારાજાશ્રીને તેના સમાચાર પહોંચાડયા. મહારાજા ત્યાં આવ્યા અને ભિક્ષુકના સચોટ ઉપદેશથી વધસ્થાન બંધ કરવામાં આવ્યું અર્થાત્ નર્કાગાર ભાંગી નાખવામાં આવ્યું." ( જુઓ 'મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ' પૃષ્ઠ ૪૮૯ થી ૪૯૩ )

આ કથાનું કંઇક પરિવર્ત્તન કરી ચિનાઇ મુસાફર હુએનશાંગે પોતાના યાત્રાના વૃત્તાંતમાં આની નોંધ પૂરેપૂરી આપી છે.

× × ×

## યુવરાજ કુણાલ માટે એક ગામની ભેટ—

મહારાજા અશોકે યુવરાજ કુણાલના ખર્ચ માટે ઉજ્જૈની નજદિકના એક ગામની આવક અલગ કાઢી આપી અને પોતાના દશરથ નામના રાજ્યકુમારની અવન્તીના શાસક તરીકે નીમણુક કરી તેને અવન્તી મોકલી આપ્યો, કે જ્યાં તેણે અવન્તીપતિ તરીકે રાજ્ય ચલાવ્યું.

## મહારાજા અશોકની કલિગ ઉપર ચઢાઇ—

ઇ. સ. પૂર્વે ૨૬૧ માં મહારાજા અશોકે કલિંગ ઉપર ચઢાઇ કરી. આ કાળે મગધ પાસે ચતુરંગી સેનાનું બળ ઘણા જ સારા પ્રમાણમા હતું. કલિંગ ઉપર ચઢાઈ કરવા માટે તેટલું સૈન્યબળ પૂરતું માની તેણે કલિંગ જેવા બળવાન સામ્રાજ્ય સામે બાથ ભીડવાનું સાહસ ખેડયું હતું. કલિંગ અને મગધની સરહદો પર હમેશાં નાનાવિધ તોફાનો થયાં કરતાં હતાં.

કલિંગનો પ્રદેશ બંગાળની ખાડીના તટ ઉપર મહાનદી ગંગા અને ગોદાવરી વચ્ચે મગધના કંઠા ઉપર આવેલો હતો કે જેને જીતવાની મગધની ખાસ આકાંક્ષા હતી કલિંગ સામ્રાજ્ય પણ મહાન્ શક્તિશાળી અને અન્ય સામ્રાજ્યોમાં ઉચ્ચ કોટીનું માન ધરાવતું હતુ. તેની પાસે આ સમયે લશ્કરી સામગ્રીમા ૬૦,૦૦૦ નુ પાયદળ, ૧૦,૦૦૦ ઘોડેસ્વાર અને ૭૦૦ ઉપરાતની હસ્તીસેના વિદ્યમાન હતી એ સિવાય લડાયક સામગ્રી પણ ઘણી જ સારા પ્રમાણમાં હતી આવા બળવાન સામ્રાજ્ય પર તેના કરતાં અધિક લશ્કરી સામગ્રી સાથે મહારાજા અશોકે ચઢાઇ કરી અને મગધની સરહદે ભયંકર યુદ્ધ જામ્યું.

કલિંગપતિએ પણ વીરતાથી યુદ્ધમાં ભાગ લીધો અને ભયંકર યુદ્ધ જામવાને કારણે એકલા કલિંગ દેશના એક લાખ ઉપરાંત મનુષ્યોનો કચ્ચરઘાણ નીકળી ગયો બીજી બાજુએથી મગધની પ્રચંડ સેનાનો પણ કચ્ચરઘાણ પૂરતા પ્રમાણમાં નીકળ્યો અન્તે આ ભયંકર યુદ્ધમાં કલિંગપતિનો પરાજય થયો અને મહારાજા અશોકને કલિંગનો પ્રદેશ હાથ આવ્યો

# પ્રકરણ ૧૧ મું.

---

## અશોકના ઐતિહાસિક બનાવો.

સુજ્ઞ વાચક, મહારાજા અશોકના જીવનકાળ દરમિયાનમાં નીચે પ્રમાણે ઐતિહાસિક બનાવો બન્યા હતા:—

( ૧ ) યુવરાજ કુણાલને તેના ૧૬ મા વર્ષની ઉંમરે ઇ. સ. પૂર્વે ૨૬૨ માં રાજ્યગાદીના બદલે અંધાપો મળ્યો.

( ૨ ) અપરમાતા તીષ્યરક્ષિતા કે જેણે પોતાના પુત્ર મહેન્દ્રને મગધનું સમ્રાટપણું અપાવવા યુવરાજ કુણાલ જેવા વીર રાજ્યપુત્રને આંધળો કરવા કાવત્રું રચ્યું હતું તેનું પશ્ચાત્તાપપૂર્વક મૃત્યુ થયું.

( ૩ ) દેવાંશી રાજ્યપુત્ર મહેન્દ્રે રાજ્યગાદીને બદલે "સંન્યાસ" પસંદ કર્યો અને રક્તદૂષિત રાજ્યગાદીનો ત્યાગ કરી આત્મકલ્યાણ સાધવા સાથે અમર કીર્તિ પ્રાપ્ત કરી.

( ૪ ) સમ્રાટ અશોક જેવા ક્રોધી મહારાજાના હૃદયનું પરિવર્તન થયું. ક્રોધી અને ક્રૂર અશોક કે જેણે રાજ્યસિંહાસનની પ્રાપ્તિ અર્થે પોતાના અઠ્ઠાણુ બાંધવોનું ખૂન કરી રાજ્યસિંહાસન પ્રાપ્ત કર્યું હતું તેના આત્મામાં દિવ્યજ્ઞાનની જ્યોતિ પ્રકટી ત્યારબાદ પોતાના હાથે થએલ અસંખ્ય ક્રૂર ગુન્હાઓના પ્રાયશ્ચિત્ત તરીકે ધર્મપરાયણ જીવન વીતાવ્યું.

( ૫ ) રાજ્યપુત્ર મહેન્દ્રના સંન્યાસ પછી તરતમાં જ રાજ્યપુત્રી સંઘમિત્રા કે જેણી તરુણ અવસ્થામાં વિધવા થઇ હતી તે પણ "બૌદ્ધ ભિક્ષુણી" બની, અને આત્મકલ્યાણના માર્ગે વળી મહારાજા અશોકને ધર્મ અને મનુષ્યજન્મની સાર્થકતા કેવી અમૂલ્ય વસ્તુ છે તેનું જ્ઞાન તેના વારસોએ જ કરાવી આપ્યું.

( ૬ ) આ પ્રમાણે ઉપરાચાપરી બનતા બનાવોથી જેવી રીતે મહારાણી પિંગળાના

અપકૃત્યથી મહારાજા ભર્તૃહરિનું જીવન ત્યાગમય બન્યું હતું તે જ માફક મહારાજા અશોકનું જીવન ત્યાગમય બન્યું. મહારાજાએ રાજ્યવહીવટમાંથી લગભગ રાજ્યસંન્યાસ ગ્રહણ કર્યો અને રાજ્યવહીવટ પાર્લામેન્ટરી પદ્ધતિ પ્રમાણે (મહાજન અને અમાત્યોદ્વારા) ચલાવ્યો.

(૭) મહારાજા અશોક હવે **ધર્મ અશોક** બન્યો; અને તેણે કિંમતી વસ્ત્રાલંકાર તથા આભૂષણોનો ત્યાગ કરી મગધની પ્રજા અને મગધમાં ધર્મપ્રચારાર્થે આદર્શ રીતે આત્મસેવાભાવી, જગતકલ્યાણકર સાધુસમાજની સુવ્યવસ્થા અને રક્ષણના માર્ગનો સ્વીકાર કર્યો.

(૮) મહારાજાના મંતવ્યમાં પરિવર્તન થયું કે "જીવમાત્ર સમાન છે. દુઃખ અને સુખ એ પશુ–પક્ષી સાથે મનુષ્યોને પણ સમાન રીતે આત્મા પર અસર કરનારા થાય છે." સાધુસમાજના સત્સમાગમે સમ્રાટને આ વાતની પ્રતીતિ થઈ, જેના યોગે મહારાજાએ અર્ધા અર્ધા ગાઉના અંતરે રસ્તા પર કૂવાઓ, વાવડીઓ, ધર્મશાળાઓ, મનુષ્ય તથા જનાવરોને રસ્તે આવતાં–જતાં સુંદર રીતનો છાંયડો મળે તેવી રીતે રસ્તાની બન્ને બાજુએ વિશાળ આમ્રવૃક્ષો રોપાવ્યાં. એટલું જ નહિ પરન્તુ તેણે વટેમાર્ગુઓ માટે અર્ધા અર્ધા ગાઉને અંતરે પાણી પીવાની પરબો ચાલુ કરી તથા પશુઓ (જનાવરો) માટે પાણીના અવેડાઓ ઠેકઠેકાણે બંધાવ્યા. મહારાજાના અન્નક્ષેત્રોનો લાભ બ્રહ્મભોજન તરિકે નિત્યે ૧૦ હજાર બ્રાહ્મણોને મળતો ને સાધુ, સંત તથા ભિક્ષુકોને ત્યાંથી ભિક્ષા મળી રહેતી.

(૯) આથી આગળ વધી મહારાજાએ રાજ્યલક્ષ્મીના સદુપયોગ તરીકે દરેક ગામોગામ ધર્મશાળાઓ બંધાવી અને ત્યાં અન્નક્ષેત્રો અને ભોજનશાળાઓ સાથે સદાવ્રતો ચાલુ કર્યાં. જેમાં મહારાજાશ્રીએ એટલે સુધીની ધર્મસેવા બજાવી કે તેના અંતિમ કાળે તેણે ચાર કરોડનું દાન દેવાના કરેલ સંકલ્પની પૂર્ણતા અર્થે રાજ્યભૂમિનો એક ભાગ દાનમાં દેવો પડ્યો હતો.

(૧૦) આટલી હદ સુધી હૃદયનું પરિવર્ત્તન કરનાર મહારાજા ધર્મ અશોકે પોતાના ધાર્મિક કાર્યોની અમરતા ખાતર રાજ્યઅમલદારોને તેમજ વંશ–વારસોને પોતાના કર્તવ્યનું ભાન રહે તેની ખાતર તેણે મગધ સામ્રાજ્યના લગભગ ૮૪,૦૦૦ મુખ્ય શહેરોમાં ઠેકઠેકાણે સ્તૂપો ઊભા કરી, શિલાલેખો કોતરાવી રાજ્યાજ્ઞા સાથે ધાર્મિક સેવાનું ભાન કર્મચારીઓને કરાવ્યું હતું. આ રીતે મહારાજા અશોકે લગભગ ૯૬ કરોડ રૂપિયા સન્માર્ગમાં ખર્ચ્યા હતા.

આ પ્રમાણે વૈરાગ્યયુક્ત બનેલ મહારાજાના અંગે આટલું નિષ્પક્ષપાતે વર્ણન કરી અમો જગતને જણાવવા માગીએ છીએ કે મહારાજા અશોકના હૃદયમાં તેણે કરેલ જગત કલ્યાણનાં કાર્યોમાં તથા રાજ્યખજાનાના કરેલા સદુપયોગમાં ક્યાં આગળ પક્ષપાતી

બૌદ્ધત્વપણું હતું તે અમોને બતાવશો ખરા કે જેના અંગે જગતના ઇતિહાસકારો પૈકી કોઈ કોઈ મહારાજા અશોકને અંતિમકાળ સુધી ચુસ્ત બૌદ્ધધર્મી તરીકે જણાવે છે.

અમો આ પ્રકરણ પૂરું કરતાં મહારાજા અશોક, ધર્મ અશોક બન્યા પછી કયા ધર્મ ઉપર અધિક પ્રેમી બન્યો હતો તેને અંગે જગતના જાણીતા ઇતિહાસકારોનાં પ્રમાણો રજૂ કરી ખાત્રી કરી આપવા માગીએ છીએ કે મહારાજા અશોક એ સત્યધર્મી અને મહારાજા ચંદ્રગુપ્તના જૈનધર્મને જ અનુસરનારો બન્યો હતો.

## સમર્થ ઇતિહાસવેત્તાઓના અભિપ્રાયો—

મહારાજા અશોકની ધર્મભાવનાને અંગે **મી. એડવર્ડ થોમસ્** જણાવે છે કે— "અશોક નાનપણથી જ પોતાના પિતામહ ચંદ્રગુપ્તના ધર્મથી આકર્ષાયો હતો." આના ટેકામાં કાશ્મીરમાં લખાએલ "**રાજ્યતરંગી**" નામના ગ્રંથનો આધાર ટાંકે છે. શહેનશાહ અકબરના સમયમાં મંત્રી અબુલફઝુલના હાથે લખાએલ "**આઇને અકબરી**"માંના મહત્ત્વતાભર્યા ત્રણ મુદ્દાઓ પરત્વે વિવેચન કરતાં મી. થોમસ જણાવે છે કે:—

"અશોકે પોતે કાશ્મીરમાં જૈનધર્મનો પ્રચાર કર્યો હતો." આના ઉપર ભારપૂર્વક પોતાની દલીલો રજૂ કરતાં વિદ્વાન્ સંશોધક મી. થોમસ જણાવે છે કે—"અશોકે કાશ્મીરમાં જૈન ધર્મનો પ્રચાર કર્યાની વાત માત્ર મુસલમાની ગ્રંથકર્તા જ કહેતા નથી, પરંતુ રાજ્યતરંગીમાં પણ તે વાત સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવી છે." આ ગ્રંથ ચોક્કસ સ્વરૂપમાં જો કે ઇ. સ. પૂર્વે ૧૧૪૮ માં મૂકવામાં આવ્યો છે છતાં તેના ઐતિહાસિક વિભાગનો આધાર પદ્મમિહીર અને છબ્બીલાકાર નામના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોમાંથી લેવામાં આવ્યો છે.

વધુમાં વિદ્વાન્ પંડિત થોમસ માને છે કે "અશોક તેની આખી કારકિર્દી દરમિયાન આજીવન જૈન ન હતો; નહિ તો જૈનોએ તેને પ્રતિભાશાળી ધર્મસંરક્ષક તરીકે સ્વીકાર્યો હોત."

મી. થોમસ આગળ ચાલતાં જણાવે છે કે—"અશોક બૌદ્ધ સાધુઓના ઉપદેશથી જો કે પાછળથી આકર્ષાયો હતો છતાં તે તેમના સાંપ્રદાયિક વાડામાં ન રહેતાં, સર્વ દર્શનમાન્ય નૈતિક નિયમોનો અને સિદ્ધાંતોરૂપ ધર્મનો પ્રજામાં પ્રચારક બન્યો હતો."

**મહામાન્ય હેરોસ** કહે છે કે—જૈનધર્મના શાશ્વતા સિદ્ધાંતોની અસર મહારાજા અશોક ઉપર થઈ હતી અને તે પવિત્ર બન્યો હતો.

અહીં અમારો કહેવાનો પ્રમાણિક ભાવાર્થ એ છે કે જો કે અશોક, મહારાણી તીષ્યરક્ષિતાના લગ્ન બાદ બૌદ્ધધર્મી બન્યો હતો, પરંતુ રાણી તીષ્યરક્ષિતાના મૃત્યુ બાદ તેનું પરિવર્તન થયું હતું ને તેના પર જૈન ધર્મના સચોટ સિદ્ધાંતોની અસર થઇ હતી

અને તે પવિત્ર અને નૈતિક નિયમોનો પાલક બન્યો હતો. પાછળથી . અશોક બૌદ્ધધર્મી બન્યો હતો તે વાત નવી નથી.. વિલ્સન્ નેકફેઇલ, ફ્લીટ, મોન્હન્ અને મહામાન્ય હેરેસે તે કયારનુંયે સ્વીકાર્યું છે અને ડૉ કૅર્ન પણ કહે છે કે થોડાક અપવાદ સિવાય **"તેના શિલાલેખોમાં બૌદ્ધોને લગતું ખાસ કાંઈ જ નથી."**

મહારાજા અશોકનો સર્વ ધર્મ પ્રત્યેના પ્રેમને અંગે તેમના કોતરાવેલ એક શિલાલેખમાં નીચેના શબ્દો મળી આવે છે:—

**સમાનપ્રેમ—**

"સર્વે મનુષ્યો મારાં બાળકો છે. જેમ મારા પોતાનાં બાળકો માટે હું ઇચ્છું કે તેઓને આ લોક અને પરલોકનું કલ્યાણ મળે તેમ સર્વે મનુષ્યોને મળે એમ મારી ઇચ્છા છે. એ જ દૃષ્ટિએ સર્વે વર્ગો પ્રત્યે હું લક્ષ્ય રાખું છું અને જુદી જુદી જાતનાં સન્માનથી હું તેમને સંતોષું છું."

**સાધુસંસ્થાની વ્યવસ્થા માટે આજ્ઞા—**

મહારાજા અશોકે બૌદ્ધો, બ્રાહ્મણો, આજીવિકો અને નિર્ગ્રંથ જૈનમુનિઓની સંભાળ માટે ખાસ મહામાત્રો નીમ્યા હતા, જેને લગતો શિલાલેખ દીલ્હીના સ્તૂપમાં મળી આવ્યો છે કે જેનો ઉલ્લેખ ગ્રંથકારોએ કર્યો છે.

**બરાબરની ગુફાનો શિલાલેખ—**

બરાબરની ગુફાના શિલાલેખો માટે ડૉ. સ્મિથ્ કહે છે કે આ બધા શિલાલેખો મહત્ત્વતાભર્યા છે અને તે એ ઉપરથી સાબિત થાય છે કે દરેક ધર્મને સમાન રીતે માન આપવાની સમ્રાટ અશોકની હાર્દિક આજ્ઞા હતી અને તે મહારાજા ચંદ્રગુપ્તે સ્વીકારેલ જૈનધર્મ પ્રત્યે તેના ઉત્તરાધિકારી વારસ તરીકે જૈન ધર્મનો રાગી બન્યો હતો જે આવા ઉલ્લેખો ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

**હાથીગુફાના શિલાલેખનો ઉલ્લેખ—**

હાથીગુફાના શિલાલેખોની વિગતોના ઊંડાણભર્યાં સંશોધનો માટે ગુફાની આસપાસનાં ખંડિયેરોમાંથી મળેલી માહિતી પ્રમાણે જિલ્લા ગેઝેટીયરમાં જણાવવામાં આવ્યું છે કે—મૌર્ય અશોકના સમયમાં કલિંગ દેશની જીત બાદ એટલે ઇ સ. પૂ ૨૬૨–૬૩ ના ગાળામા કેટલાક જૈનો અહિં વસ્યા હતા કારણ ઉદયગિરિ (કુમારપર્વત) અને ખંડગિરિ (કુમારીપર્વત)ના રેતીયા પત્થરની ટેકરીઓ અનેક રીતે વિશ્રામસ્થાન તરીકે ગુફાઓથી ઘેરાયેલી હતી કે જેમાંની ઘણીખરી ટેકરીઓની ગુફાઓ પર મૌર્ય સમયની બ્રાહ્મી લિપિના શિલાલેખો કોતરાએલા

મળી આવે છે. આ શિલાલેખો ઉપરથી સમજાય છે કે આ બધી ગુફાઓનો જૈનોનાં ધાર્મિક કાર્યો માટે ઉપયોગ કરાયો હતો. કારણ જૈન સાધુઓએ અનેક સૈકા સુધી આ ગુફાઓનો ઉપયોગ કર્યો છે.

( જુઓ ઉત્તરહિંદનો ઇતિહાસ B. D. G. Pp. 24 )

કુમારપર્વત અને કુમારીપર્વતને લગતો હેવાલ સાતમા ખંડમાં સવિસ્તરપણે આપવામાં આવેલ છે.

તેવી જ રીતે " अहिंसा परमो धर्मः " ના જીવરક્ષાના મહાન્ કાર્યોમાં, નિર્દોષ પશુ-પક્ષીઓનો મહારાજા અશોક પૂર્ણ પશ્ચાત્તાપના કારણે ધર્મ અશોક તરીકે મહાન્ અભયદાતા બન્યો હતો કે જેણે સામ્રાજ્યના દરેક વિભાગો ઉપર પશુ-પક્ષીના વધનો સર્વથા પ્રતિબંધ મૂકયો હતો જેને પરિણામે પોપટ, મેના, અરુણ, ચકોર હંસ, નાદિમુખ, ઘેલાડ, ચમરી ઘટ્ટ, અંબાર પીલિકા, દુગ્ધી, માછલી, દેડકાં, વેદોવ્યયક, ગંગાકુકુટક, સંકુચમત્સ્ય, કાચબા, સાહી, પર્ણશશ, બારશીંગા, સાડ, ઓક, એરંડ, મૃગ, કબુતર, (સફેદ અને શ્યામ કબુતર) અને એ સિવાય ઉપયોગમાં ન આવનાર ચોપગાં પશુના વધનો તેણે નિષેધ કર્યો હતો.

તેવી જ રીતે ધાર્મિક દિવસોએ જીવહિંસા ન કરવાનો " અમારી " પડહ તેણે વગડાવ્યો હતો. આ સિવાય દરેક મહિનાની ધાર્મિક મહાતિથિઓ જેવી કે પંચમી, અષ્ટમી, ચતુર્દશી, અમાવાસ્યા, પુષ્ય અને પુનર્વસુ નક્ષત્રોના દિવસોએ તથા ચાતુર્માસિક તહેવારોના દિવસોએ બળદોની ખાંધ ઉપર ઝુંસરી નાંખવાનું તેણે બંધ કરાવ્યું હતું. તે જ પ્રમાણે ચાતુર્માસના તહેવારોમાં અને ધાર્મિક પર્વોનાં દિવસોમાં તેણે ઘોડા, બળદ અને અન્ય પ્રાણીઓની ખસી કરવા ઉપર પણ પ્રતિબંધ મૂકયો હતો.

મહારાજા અશોકને કલિંગની ચઢાઇ ઉપરથી અત્યંત વૈરાગ્ય ઉપજ્યો હતો અને ત્યારબાદ રણક્ષેત્રના રકતપાતથી તે સદંતર અલગ રહ્યો હતો, જેને લગતો વૃત્તાંત અમો પૂર્વેના પ્રકરણમાં આપી ગયા છીએ.



# પ્રકરણ ૧૨ મું.

---

## સમ્રાટ્ સંપ્રતિનો જન્મ.

રાજ્યપુત્ર કુણાલને ૧૬ મા વર્ષની વર્ષગાંઠના દિવસે રાજ્યદરબારમાં તખ્તનશીન થવાને લગતો પેગામ મળવો જોઈએ તેને બદલે અંધાપો મળ્યો તે હકીકત આપણે પૂર્વે જોઇ ગયા છીએ. યુવરાજ કુણાલનાં લગ્ન શરતબાળા નામે ગુણિયલ, પતિભક્ત, સંસ્કારી, જૈનધર્મી બાળા સાથે થએલાં હતાં. કુણાલના અંધાપા બાદ પતિભક્ત નવયૌવનાએ પાતના દુઃખમાં ભાગીદાર બનવામાં જરાયે કચાશ રાખી નહિ.

પતિનેત્રને રંજન કરનાર કિંમતી વસ્ત્રાલંકારો અને વિલાસી જીવનનો ત્યાગ કરી આ બાળા શુદ્ધ, સાદા વસ્ત્રધારિણી આદર્શ ગૃહિણી બની, અને સાથેસાથ પતિની સેવા–ચાકરી કરી, તેમને દિલાસો આપી કુણાલને ઓછું ન લાગે તેવું સુંદર વાતાવરણ સર્જતી.

આ કાળે અવન્તીનું પાટનગર ઉજ્જૈન, પ્રભુ મહાવીરના જીવનકાળની અદ્ભુત પ્રભાવશાળી પ્રતિમા કે જેનું નામ **જીવિતસ્વામી** હતું તેના કારણે યાત્રાનું ધામ બન્યું હતું. ઉપરોક્ત જીવિતસ્વામીની પ્રતિમાના દર્શનાર્થે ભારતની ચારે દિશાએથી સાધુસંપ્રદાય અને જૈનસંઘો તેમજ યાત્રિકો આવતા હતા, જેનો સુયોગ્ય બંદોબસ્ત અવન્તીની સુપ્રખ્યાત ધર્માત્મા ભદ્રા શેઠાણી તથા અવન્તીનું મહાજન કરતું હતું.

શ્રીમતી ભદ્રા શેઠાણીનો વિશાળ અને વૈભવશાળી મહેલનો 'શાળા' નામનો એક વિભાગ આ સમયે સાધુઓના નિવાસસ્થાન તરીકે વપરાતો, અને અવન્તી આવનાર સાધુઓ પૈકી ઘણાખરાનો ઉતારો તેમને ત્યાં જ રહેતો. સબબ ઉપાશ્રયોની સગવડો શહેરમાં હતી નહિ. પ્રભુ મહાવીરના મોક્ષગમન બાદ સાધુગણના વડા તરીકે યુગપ્રધાનની પદવી ધરાવનાર એકાવતારી ચૌદ પૂર્વધર મુનિરાજો તથા શ્રુતકેવળી અને લબ્ધિવંત જ્ઞાની સાધુઓનાં સમાગમે મગધ અને અવન્તી આ કાળે અહિંસા પરમો ધર્મના સત્યાત્મક

સિદ્ધાંતોનું અનુકરણીય અને ગૌરવશાળી સ્થાન બન્યું હતું અને તેની કીર્તિ ભારતમાં ચારે દિશાએ ફેલાઇ હતી.

મહારાજા બિંદુસાર અથવા તો મહારાજા અશોકનાં રાજ્યકાળ સમયે અવન્તીને રાજ્યવહીવટની સુંદર વ્યવસ્થાને ખાતર બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું હતું, જે બે ભાગોનાં નામો "ઉત્તર અને દક્ષિણ અવન્તી" આ પ્રમાણે રાખવામાં આવ્યા હતા. ઉત્તર અવન્તીનું પાટનગર એ પ્રાચીન રાજ્યનગર ઉજ્જૈન ઊર્ફે અવંતિ કાયમ રહ્યું હતું જ્યારે દક્ષિણ અવન્તીનું પાટનગર વિદિશા નગરી બન્યું હતું કે જે પુરાણું શહેર હતું.

આ વિદિશા નગર જૈનધર્મની યાત્રાભૂમિ તરીકે ઉજ્જૈનીના જેટલું જ પ્રસિદ્ધિને પામ્યું હતું, કારણ કે અહીં પણ પ્રભુ મહાવીરના જીવનકાળની ભવ્ય પ્રતિમાનું મનોહર મંદિર આવેલું છે. પ્રભુ મહાવીર અને તત્પશ્ચાત્ થએલ જૈનમુનિ મહારાજોના અંગે તથા મહારાજા અશોકની "ધર્મ અશોક" તરીકેની પ્રસિદ્ધિને અંગે તેણે બનાવેલ સ્તૂપોની હારમાળાઓ અહિં આવેલ હોવાથી વિશેષ ખ્યાતિ પામ્યું હતું. કુણાલની ધર્મપત્ની શરદબાળા આ જ વિદિશા નગરીના શ્રેષ્ઠ વણિકની પુત્રી હતી અને તેણે પતિદેવને સંસ્કારી બનાવવા પ્રબળ પુરુષાર્થ કર્યો. કુદરતી સંજોગાનુસાર મૌર્યવંશી યુવરાજ કુણાલે પિતૃ-આજ્ઞાના આદર્શ પાલન તરીકે પોતાની પાછળ અમર ઇતિહાસ મૂકતાં સ્વહસ્તે ભર-સભામાં અંધાપો લીધો. અને જગતને સાબિત કરી આપ્યું કે **પિતૃભક્તિ શ્રીમંત અને ગરીબોના માટે સરખી જ છે.** રાજ્યકુટુંબો પોતાના જન્મદાતાઓની આજ્ઞા એ "**પ્રભુઆજ્ઞા**" તુલ્ય માથે ચઢાવે છે અને વડિલોની સેવા પ્રભુતુલ્ય કરે છે.

યુવરાણી શરદબાળા જૈનસંપ્રદાયના આદર્શ મુનિમહારાજોના સત્સંગમાં આવેલી એટલે તેણે પૂર્વસંચિત કર્મોને જ દોષ દઈ, ભવિતવ્યતાનાં યોગે પિતૃભક્ત પતિદેવે સ્વહસ્તે લીધેલ અંધાપામાં તેણી પણ સંપૂર્ણ ભાગીદાર બની, અને પોતાનાં પતિનાં દુઃખના વિસ્મરણ અર્થે અવન્તી પધારતા જ્ઞાની મુનિમહારાજોના સત્સંગમાં પોતાના પતિને અવારનવાર લાવતી. પૂર્વે બનેલા મહાન્ ઐતિહાસિક બનાવોની કથાઓ પ્રતિબોધાર્થે જ્ઞાની મુનિમહારાજોની પાસેથી સંભળાવતી. આ પ્રમાણે તેણીએ અંધ પતિદેવને સાધુસમાગમે એવો તો ચુસ્ત જૈનધર્માનુરાગી બનાવ્યો હતો કે યુવરાજ કુણાલનું ગામ જૈનમુનિ-મહારાજો અને યાત્રાળુઓ માટે એવું તો સંસ્કારી અને આશ્રયરૂપ પણ બન્યું હતું કે જેની કીર્તિ ચારે દિશાએ પ્રસરી ગઇ હતી.

આંખોના જખમો રૂઝાયા બાદ ટૂંક સમયમાં જ રાજપુત્ર કુણાલે પોતાના દુઃખનું વિસ્મરણ કર્યું. બાદ તે અધ્યાત્મપ્રેમી બન્યો અને પોતાના મધુર સ્વરદ્વારા સતારના, અદ્‌ભુત તારના ઝણકારે આધ્યાત્મિક ભજનો(સ્તવનો)નો તે રસિક ગાયક બન્યો કે જેના યોગે તેની કીર્તિ ચારે દિશામાં પ્રસરી.

એકદા રાત્રિના પાછલા પહોરે પોતાનાં મુખમાં પ્રવેશ કરતાં હાથીનું સ્વપ્ન શરદ્દણાળાને દેખાયું. ઉચ્ચ કોટીનું સ્વપ્ન દેખી સુજ્ઞ સન્નારી તરત જ જાગૃત થઈ અને હાથપગ ધોઇ રાત્રિના પાછલા પ્રહરનો સમય તેણીએ પ્રભુભક્તિમાં ગાળ્યો. જોતજોતામાં સવાર પડી અને નિત્યકર્મથી પરવારી ગામની સીમા નજદિકના ઉપાશ્રયે પધારેલ પૂર્વધર **શ્રી સાગરસૂરિ** નામના મુનિવર પાસે પોતાના પતિ સહ જઈ સ્વપ્નની હકીકત કહી ને તેનું ફળ પૂછ્યું.

દશપૂર્વધર મહારાજશ્રીએ જ્ઞાનનો ઉપયોગ મૂકી જણાવ્યુ કે 'હે ! પ્રભુભક્તિ-પરાયણ આત્માઓ ! તમારે ત્યાં ભાગ્યશાળી, કુળશિરોમણી, ભવ્યાત્માનો જન્મ થશે, કે જેનાં હાથે જૈનધર્મનો મહાન્ ઉદય થશે; એટલું જ નહિ પણ તેના યોગે **ભારત જૈન-મંદિરમય બનશે.** ''

જ્ઞાની મુનિમહારાજના મુખથી પોતાને ત્યાં જન્મ લેનાર મહાન્ આત્માની વાત સાંભળી યુગલને સંતોષ ને આનંદ થયો. ત્યારબાદ પતિભક્ત શરદણાળાએ પોતાના ગર્ભનું સુંદર રીતે પાલન–પોષણ કરી ગર્ભાવસ્થાનો કાળ સારી રીતે પસાર કર્યો, અને નવ માસ ઉપરાન્ત કેટલાક દિવસો વ્યતીત થતાં એક સુંદર સ્વરૂપવાન પુત્રનો ઈ. સ. પૂર્વે ૨૫૭ માં પોષ માસના શુકલપક્ષમાં જન્મ આપ્યો

રાજ્યમહેલમાં જ્યાં સેંકડો દાસદાસીઓની સેવા–ચાકરી અને ઔષધોપચારો પ્રસૂતિ સમયે મળવાં જોઇએ તેને બદલે મગધના આ કીર્તિવંત ભાગ્યાત્માના જન્મસમયે તેની માતાની સુશ્રૂષામાં માત્ર થોડીક વ્યક્તિઓ, ધાવમાતા સુનંદા અને ચંદા નામે દાસી હાજર હતી

## મગધ અને માળવાના ત્રીજા દુકાળની નોંધ—

આ સમયે મગધ અને અવન્તી( માળવા )માં ત્રીજો ભયંકર દ્વાદશવર્ષીય દુકાળ ચાલુ હતો, જેના દશ વર્ષો તો પસાર થઈ ગયાં હતા. અવન્તી ( માળવા ) અને મગધની પ્રજાની ઉપરાચાપરી દુકાળોનાં અંગે એટલી બધી તો દુર્દશા થઇ હતી કે ભલભલા શ્રીમંત શ્રેષ્ઠીઓને ત્યાં પણ એક ટંકનું ભોજન કરકસરથી થતું હતુ ત્યાં ભિખારી ગરીબ રૈયતના તો શા હાલ સમજવા ? આવા દુર્ભિક્ષના સમયમા માત્ર અંધ કુણાલના આશ્રમે એકધારી પ્રભુભક્તિના પ્રતાપે સદાયે સુકાળ દેખાતો અને ભજનોની ધૂનમા મસ્ત રહેનાર આત્મ-હિતાર્થીઓને ત્યાં સદાકાળ સંતોષકારક સુંદર ભોજન મળી રહેતું.

કુણાલની પર્ણકુટીવાળું ગામ " **ધર્મભૂમિ અને અન્નક્ષેત્ર તરીકે** " સુંદર પ્રસિદ્ધિને પામ્યું હતુ જેનો લાભ સાધુસંપ્રદાયને પણ સારી રીતે મળ્યા કરતો

જે દિવસે પોષ મહિનામાં પ્રભુભક્ત સુરદાસને ત્યાં આ ભાગ્યવિધાતાનો જન્મ થયો તે સમયે અકાળે પણ એવી રીતે સુંદર અમીવૃષ્ટિ થઇ કે જેના યોગે સમસ્ત અવન્તીમા લીલાલહેર થઈ અને સૌનાં હૃદયમાં શાન્તિ સ્થપાઇ. આ પ્રમાણે અકાળે થયેલ અમીવૃષ્ટિના

કારણે સહુના હૃદયમાં આ ભાગ્યાત્માનો જ જન્મપ્રભાવ સમજાયો. તેમજ "ભવિષ્યમાં આ આત્મા મહાન્ સંપત્તિનો ભોક્તા અને સંસ્કારી થશે કે જે મગધ અને માળવાને સંપત્તિથી ભરપૂર કરશે" એવી રીતનું ભાવી સમજાયું અને તેના કારણે આ રાજ્યપુત્રનું નામ "સંપ્રતિ" એવું રાખ્યું. રાજ્યપુત્રના નામાભિધાનના સમયે જ્યાં સેંકડો દરબારી હાથીઓએ શીર ઝુકાવી સલામો કરવી જોઈએ તેને બદલે તે દિવસે ભજનની ધૂન જામી અને આનંદોત્સવનો આખો દિવસ પ્રભુભક્તિમાં ઉજવાયો. કુમાર સંપ્રતિ છ માસનો થયો તેવામાં તો ઘાસચારો અને ધાન્યની વૃદ્ધિ એટલી બધી થઇ કે સુકાળના સમય કરતાં પણ તેના ભાવો ઓછા થઈ ગયા.



# પ્રકરણ ૧૩ મું.

---

## વફાદાર ધાવમાતાની ઐતિહાસિક સેવા.

ભારતના મહાન્ ભાગ્યવિધાતા સંપ્રતિ કે જેને દિગંબર જૈન સંપ્રદાય **દ્વિતીય ચંદ્રગુપ્ત** તેમજ ઇતિહાસવેત્તાઓ **જૈન અશોક**ના નામે સંબોધી તેના કરેલાં અમર કાર્યોની કદર કરે છે. પુરાણકારો તેને **સપ્તતિ**ના નામે ઓળખાવે છે, પરન્તુ જૈનો તો તેને **સંપ્રતિ**ના નામે જ સંબોધે છે. આ પ્રમાણે આ ભાગ્યવિધાતાનાં નામોની અલગ અલગ સંજ્ઞાઓ જોવામાં આવે છે.

આ મહાપુરુષનો જન્મ સુરદાસ કુણાલની પર્ણકૂટીમાં થયો હતો, કે જે આશ્રમ પ્રભુભક્તિનું અવિચલ ધામ બન્યું હતું.

સુજ્ઞ વાચક, જગતમાં અવતારી મહાપુરુષોનો જન્મ એવાં સ્થાનોમાં થતો હોય છે કે જે સ્થાનો જગતમાં એવા ખૂણે-ખોચરે રહેલાં હોય છે કે તેની માહિતી જગતને અવતારી મહાન્ પુરુષોની અમર કીર્તિ ગવાયા બાદ મળે છે.

રાજ્યપુત્ર સંપ્રતિને માટે કોઇપણ જાતનો ગાદીનો યોગ જણાતો ન હતો, કારણ કે યુવરાજ કુણાલના અંધાપાને અંગે તેનો રાજ્યહક્ક રદ કરવામાં આવ્યો હતો. જો કે મહારાજા અશોકનો બીજો રાજપુત્ર મહેન્દ્ર કુણાલની પશ્ચાત્ ગાદીવારસ તરીકે યુવરાજપદે સ્થપાય તેમ હતો છતાં આ સંસ્કારી રાજ્યપુત્ર બંધુપ્રેમને અંગે રાજ્યતખ્તને બદલે સંન્યાસ સ્વીકારી આદર્શ બૌદ્ધભિક્ષુક બન્યો અને રક્તભિંજિત રાજ્ય સિંહાસનના હક્કનો તેણે ત્યાગ કર્યો.

તત્પશ્ચાત્ મહારાજા અશોકના બીજા પુત્રો પૈકી દશરથનો મગધ સામ્રાજ્યના ગાદીવારસ તરીકેનો હક્ક મંજૂર કરવામાં આવ્યો હતો, અને આ રાજ્યપુત્રને પાટવીકુમાર બનાવી, અવન્તીનો રાજ્યવહીવટ તેને સુપ્રત કર્યો હતો એટલે ઇ. સ. પૂર્વ ૨૬૨ માં મગધ ઉપર મહારાજા અશોક હતા, અને અવન્તી ઉપર યુવરાજ કુણાલના અંધાપા બાદ રાજ્યપુત્ર દશરથ હતો.

રાજ્યાજ્ઞા પ્રમાણે યુવરાજ દશરથને અવન્તીનું તખ્ત સુપ્રત કરી રાજ્યપુત્ર કુણાલે અવન્તી નગર( ઉજ્જૈન )નો ત્યાગ કર્યો અને ઈ. સ. પૂર્વ ૨૬૨ ની આખરમાં મહારાજાએ. આજીવિકા અર્થે આપેલ ગામમાં જઇ નિવાસ કર્યો. આ પ્રમાણે રાજ્યકારણમાં થએલ પરિવર્તનપણાનો સ્પષ્ટ ઉલ્લેખ કરી અમો ઐતિહાસિક ઘટનાને આગળ લંબાવીએ છીએ.

રાજ્યપુત્ર સંપ્રતિ લગભગ છ માસનો થતાં ધાવમાતા સુનંદાએ સુંદર કાંતિવાન બાળકને અંધ કુણાલના ખોળામાં રમાડવા આપ્યો, અને કહ્યું કે: " હે યુવરાજ ! આ મહાન્ ભાગ્યવિધાતાનું સુંદર વદન નિહાળવાને પ્રભુએ જો તમોને ચક્ષુ આપ્યાં હોત તો જરૂર આવું સુંદર બાળવદન આંખો આગળથી દૂર કરવું પણ તમને ગમત નહિ. પરન્તુ દૈવગતિ કેવી વિચિત્ર છે ? હે વત્સ ! આજે તું ઉજ્જૈનના સિંહાસન ઉપર હોત તો આ બાળકુંવર કેવા ઉત્સાહ અને લાડમાં ઉછરતો હોત, તેનો ખ્યાલ હે કુણાલ ! તને આવે છે ખરો ? "

ધાવમાતાનાં વચન સાંભળી કુણાલ, શરદ્બાળા તથા આ કુટુંબની સેવામાં હાજર રહેલ ચંદા નામની શરદ્બાળાની એક સમાનવયી સખીએ પણ રાજ્યકુટુંબની કરુણાજનક સ્થિતિનો ખ્યાલ લાવી અશ્રુપાત કર્યો.

ગંભીર ને ગમગીન વાતાવરણ હતું તેવામાં ચિબાવલી ચદાએ એક એવો મુદ્દો ઊભો કર્યો કે જેના અંગે તેની નામના સંપ્રતિના ઇતિહાસમાં અમર થઇ. તેણીએ કહ્યું કે–" હે સુનંદા બા ! આ રાજ્યપુત્રનું નશીબ તેની દિવ્ય કાંતિ ઉપરથી મહાન્ લાગે છે, તો શું આવો બત્રીશ લક્ષણયુક્ત ભાગ્યવાન સુંદર રાજ્યપુત્ર સામ્રાજ્યનો માલીક ન થઇ શકે ? જો આવા સુંદર લક્ષણયુક્ત ભાગ્યવિધાતાના નશીબમાં રાજ્યયોગ ન હોય તો તેનો જન્મ કારણવશાત્ અહીં થઇ જ કેમ શકે ? મારી સમજ પ્રમાણે જો આ રાજ્યપુત્રને અંગે રાજ્ય મેળવવાના પ્રયાસો કરવામાં આવે તો જરૂર તેમાં સફળતા મળે તેમ છે."

" ચંદા ! પ્રભુ ઈચ્છા હશે તો મારી અને રાજ્યકુટુંબની ઈચ્છા પ્રભુ જરૂર પૂર્ણ કરશે. " આટલું કહી ધાવમાતા સુનંદાએ યુવરાજ કુણાલ તરફ જોઇ દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

એટલામાં યુવરાજ કુણાલના ખોળામાં ગેલ કરતાં બાળશિશુ સંપ્રતિએ ઉપરોક્ત હકીકતને જાણે ટેકો ન આપતો હોય તેવી રીતે ઉપરાચાપરી શુભ શુકનદર્શક ચાર છીંકો ખાધી.

આ છીંકો અનુભવી ધાવમાતા સુનંદાને અતિશય શુભદર્શક દેખાણી અને તેણીએ તરત જ કહ્યું કે " જરૂર પ્રભુ આપણી આશા ફળિભૂત કરશે, અને રાજપુત્ર સંપ્રતિને હું મારી સગી આંખોએ રાજ્યાસન પર રાજ્યઅમલ ભોગવતો જોવાને ભાગ્યશાળી થઇશ. બેટા કુણાલ ! તું મને વચન આપ કે હું કહું તે પ્રમાણે તું કરીશ. "

" માતુશ્રી ! મેં આપને મારી સગી જનની કરતાં પણ અધિક માન્યાં છે. મારી બાલ્યાવસ્થામાં મારી માતાનો સ્વર્ગવાસ થતાં તમારાં દૂધથી પોષાઇ મેં મારું જીવન સુધાર્યું

છે અને તમોએ મારી સંભાળ પોતાના પુત્ર કરતાં પણ અધિક રાખી અને પુત્રતુલ્ય સંભાળ્યો છે, અને હજુ પણ સંભાળો છો, તો આપનું વચન કદાપિ કાળે હું ઉથાપીશ ખરો ?" આ પ્રમાણે બોલી રાજ્યપુત્ર કુણાલે ધાવમાતા કહે તે પ્રમાણે કરવા વચન આપ્યું.

"વત્સ ! મારી એક જ માગણી છે કે–તું આપણી રાજ્યધાની પાટલિપુત્ર જા અને સુરદાસ તરીકે આધ્યાત્મિક ભજનોની સંગીતકલાથી મગધપતિને પ્રસન્ન કર. અને તેમની પાસેથી વરદાનમાં "કાકિણી"ની માગણી કર. આ કાકિણી શબ્દનો અર્થ એવો ગૂઢ છે કે તેનો અર્થ સમજ્યા વગર મહારાજા તને તે આપવા તૈયાર થશે ત્યારે તું તારું જીવનવૃત્તાંત સંગીતદ્વારા સમજાવી, કાકિણીની માગણીમાં (રાજપુત્ર સંપ્રતિ માટે) રાજ્યભિક્ષાની માગણી કરજે. અને રાજા જ્યારે તને પૂછે કે તું અંધરાજપુત્ર રાજ્યને શું કરીશ ? ત્યારે કહેજે કે 'મારે ત્યાં રાજ્યને લાયક ભાગ્યવિધાતા સંપ્રતિનો જન્મ થએલ છે, માટે તેને રાજ્યગાદી અર્પણ કરી આપેલ વરદાનને પાળો.'

"વત્સ ! મૌર્યવંશી સમ્રાટો અને રાજ્યકુટુંબીઓ વચન પાળવામાં એવા તો સમર્થ છે કે વચનની ખાતર–તે વચનની સિદ્ધિ અર્થે રાજ્યાસનનો ત્યાગ કરવો પડે તો પણ તેમાં તેઓ પાછા પડે તેમ નથી. વત્સ કુણાલ ! આ ભાગ્યાત્મા બાળશિશુના ભાગ્યોદય અર્થે શું તું સુરદાસ ભજનકાર તરીકે મગધ દરબારે જઇ આટલી મારી આશા સફળ કરી ન શકે ?"

ધાવમાતાની માગણીથી કુણાલની આંખ ચમકી અને તે વિચારમાં પડ્યો. એટલામાં ચિબાવલી ચંદાએ સમયોચિત ટોણો મારતાં કહ્યું: "યુવરાજશ્રી ! પ્રભુએ અપૂર્વ સંગીતવિદ્યા આપને જે અર્પણ કરી છે તેમાં શું આપને કંઇ રહસ્ય સમજાતું નથી ? માટે દૈવ ઉપર ભરોસો રાખો અને વિધાતા ઉપર વિશ્વાસ લાવી આપ પુરુષાર્થી બનો. પુરુષાર્થ વગર ફળ કદાપિ કાળે મળતું નથી માટે આપે શુભ પ્રયાસો આદરવા એવી મારી પણ આપને નમ્ર અરજ છે."

આ રીતના વાર્તાલાપે ગંભીર રૂપ પકડયું અને છેવટે રાજ્યપુત્ર કુણાલે ધાવમાતાને આશ્વાસન આપી જણાવ્યું કે "હું જરૂર બે ચાર દિવસમાં જ આ શુભ પ્રયત્નો તરફ વળીશ."

## અંધ સીતારવાળો મગધને મુગ્ધ કરે છે—

મગધના પાટલિપુત્ર શહેરમાં થોડાક દિવસથી એક અંધ સીતારવાળાએ પોતાના મધુરા કંઠથી પાટલિપુત્રને હચમચાવી મૂક્યું છે. ગાંધર્વો અને કિન્નરો પણ લજ્જા પામી જાય એવા સુરદાસનાં મધુરાં ભજને પાટલિપુત્રને સંગીતઘેલું બનાવી મૂક્યું છે.

જ્યારે જ્યારે આ અંધ સુરદાસ પોતાના ભજનોની ધારા મીઠા સ્વરે ચાલુ કરે છે ત્યારે તેનાં દેવદુર્લભ ગાન તરફ હજારો માણસો લુબ્ધ થઈ 'વાહ ! સુરદાસ' કહી તેના

ઉપર ગરી પ્રીટે છે. મગધના મોટા મોટા અધિકારી અને ઉમરાવોને ત્યાં આ સુરદાસનાં ભજનો થવા લાગ્યાં અને આ અંધ સતારવાળો પણ આમંત્રણોનો સ્વીકાર કરી અદ્ભુત સંગીતકલાથી સહુનાં દિલ રંજિત કરવા લાગ્યો.

સંગીતપ્રેમી મોટા અધિકારીઓ અને શ્રીમંતો સારી સારી લાલચો આપી સુરદાસને પોતાને ત્યાં રહેવા લલચાવે છે, પરન્તુ સુરદાસ કોઇના ગૃહે રહેવાની ખુલ્લા શબ્દોમાં ના પાડે છે. ભજનના બદલામાં અમીરો તરફથી અપાતી કિંમતી ભેટનો પણ અસ્વીકાર કરી સાદા ભોજન માત્રથી તે સંતોષ માને છે. આ પ્રમાણે વિશાળ પાટલિપુત્રમાં આ ત્યાગી સુરદાસની ખ્યાતિ રંકથી માંડી રાજા સુધી પહોંચી ગઈ.

અનેક સરદારોએ આ સુરદાસને નામ, ઠામ વિગેરે પૂછતાં પરન્તુ તે તેના જવાબમાં એટલું જ જણાવતો કે "હું સુરદાસ અને સતારવાળો છું. આ સતાર એ જ મારું કુટુંબ છે, **પ્રભુ એ જ મારાં માબાપ છે** અને આ લાકડી એ જ મારા જીવનનો આધાર છે."

એક દિવસ રાત્રિના પાછલા પ્રહરે કુળદેવીએ સ્વપ્નમાં સમ્રાટ અશોકને દર્શન દીધાં અને દેવીએ સમ્રાટના હાથમાં એક બાળશિશુ મૂકીને તેને મગધની રાજ્યગાદી અર્પણ કરવા આજ્ઞા કરી. રાજા બીજું કંઇ પૂછે તેવામાં દેવી અંતર્ધ્યાન થઇ ગઇ. સમ્રાટ અશોકે આ શુભ સ્વપ્નનું ફળ મગધની રાજ્યગાદી માટે લાભદાયક માન્યું, અને કંઇ પણ નવાજૂની બનવાની છે એવો તેણે મન સાથે નિશ્ચય કર્યો.

યુવરાજ કુણાલ જેવા વીરપુત્રને અંધાપો મળવાથી અને મહેન્દ્રના સંન્યસ્ત થવા પછી ગાદી માટે યોગ્ય વારસ ન હોવાથી સમ્રાટને અત્યંત ફીકર રહેતી હતી તેમાં આજના સ્વપ્નથી સમ્રાટ અંતરમાં હર્ષઘેલો થયો અને જરૂર કુળદેવીને પણ મગધની ફીકર છે એવી તેની ખાત્રી થઈ ચૂકી.

તે જ દિવસે સમ્રાટ અશોકે દરબારમાં નિત્યકાર્ય કર્યા પછી રાજ્યની નવાજુની સમજવા મંત્રીને નિત્યનિયમ પ્રમાણે પ્રશ્ન કર્યો, જેના જવાબમાં રાજ્ય મંત્રીએ કહ્યું કે–'મહારાજ, હમણાં થોડા દિવસથી નગરમાં "એક અંધ ગાંધર્વે પોતાના આધ્યાત્મિક ભજનોની ધૂનથી પાટલિપુત્રને ઘેલું બનાવી મૂક્યું છે. મહારાજ ! છૂપા વેશમાં આવેલ દેવતાઇ ગાંધર્વ સિવાય આવું મધુરું સંગીત અને મીઠો સૂર કોઈનાથી નીકળી શકે નહિ. તેનું સગીત સાભળતાં મનુષ્યો સાથે પશુપક્ષી પણ ડોલાયમાન અને લુબ્ધ થાય છે, છતાં અફસોસની વાત તો એ જ છે કે આ કળાવંત પુરુષને વિધાતાએ અંધ બનાવ્યો છે. મહારાજ તે અંધ અત્યારે આપના નગરમાં છે અને તેના આધ્યાત્મિક ભજન આપે સાંભળવાં એવી મારી આપને અરજ છે. મહારાજ, આ કિન્નર રંક સ્થિતિમાં હોવા છતાં પણ તે કોઈનું દાન લેતો નથી એટલું જ નહિ પણ તે ગરિબ યા શ્રીમંત સર્વ તરફ પ્રેમદષ્ટિએ જોઈ, દરેકનાં આમંત્રણને માન આપી પ્રભુ-

ભક્તિનાં મધુરાં ભજનોથી સર્વેની આશા પરિપૂર્ણ કરે છે. જો આપશ્રીની આજ્ઞા હોય તો હું તેને બોલાવી લાવવા પ્રતિહારીને હુકમ કરું." રાજાજ્ઞા મળતાં પ્રધાને સુરદાસને બોલાવવા પ્રતિહારીને રવાના કર્યો.

સમય દિવસના ત્રીજા પહોરનો હતો. રાજ્યદરબારમાં હમેશાં સમ્રાટો માટે અંધ પુરુષોનાં દર્શનનો પ્રતિબંધ હોવાથી સમ્રાટ અને સીતારવાળાની વચ્ચે સફેદ ચાદરનો એક પડદો બાંધવામાં આવ્યો. દરબારના એક વિભાગમાં સ્ત્રીવર્ગને બેસવાની ગોઠવણ કરી તેની આડો ચક ( પડદો ) બાંધવામાં આવ્યો.

રાજ્યઆજ્ઞા પ્રમાણે અંધ સીતારવાળો આવી પહોંચ્યો. પ્રતિહારી એને, તેને માટે નિયત કરેલ જગ્યાએ લઈ ગયો. રાજ્યસભા આ સમયે ચિકાર ભરાએલ હોવા છતાં ટાંચણી પડે તો પણ સંભળાય તેવી શાંતિ વ્યાપી હતી.

સુરદાસ માટે સમય ખરેખર પરિપૂર્ણ કસોટીનો હતો. પોતાના ધ્યેયને બરાબર સમજનાર ગાયકે રાજ્યસભા અને મહારાજને પ્રસન્ન કરવા અર્થે ઉચ્ચ કોટીનાં આધ્યાત્મિક ભજનોની શરૂઆત કરી. સુરદાસે પોતાના પ્રિય વાજીંત્ર સીતારના સૂરો બરાબર ગોઠવી સંગીતની લહેર છોડી.

સુરદાસના સંગીતે જોતજોતામાં રાજ્યસભામાં એવું તો સુંદર વાતાવરણ આચ્છાદિત કર્યું કે તેના યોગે રાજ્યસભા સંગીતના તાનમાં લુબ્ધ થઈ ડોલવા લાગી. એટલું જ નહિ પરંતુ ખૂદ સમ્રાટ્ અશોક પણ સુરદાસની ભજનશૈલી તથા મધુરા કંઠ ઉપર આકર્ષાઇ તેના ઉપર અત્યંત પ્રસન્ન થયો, અને તેણે સુરદાસને કહ્યું કે—'હે કિન્નર! આ સમયે હું તારા ઉપર પ્રસન્ન થયો છું, માટે તું માગે તે આપવા હું તત્પર છું.'

રાજ્યસભા મહારાજાના આ જાતના વરદાનથી આશ્ચર્યચકિત થઇ અને આનું પરિણામ શું આવે છે તે જાણવા આતુર બની. મહારાજાનું વરદાન સાંભળી અંધ સીતારવાળાએ વરદાનની માગણીમાં મહારાજા પાસે 'કાકિણી' માગી.

રાજ્યસભામાં હાજર રહેલ અમલદારવર્ગ અંધ સીતારવાળાની કાકિણીની માગણીથી વિચારમાં પડ્યો અને સભામાં હાહાકાર મચી ગયો. મહારાજાશ્રીએ મંત્રીશ્વરને પૂછ્યું કે—'હે મંત્રીશ્વર, આપ તથા અન્ય અમલદારવર્ગ કાકિણીની માગણીમાં કેમ મુંઝાયા છો તેની સમજ પડતી નથી.' જેના જવાબમાં સુજ્ઞ રાજપુરુષોએ કહ્યું કે–'હે રાજન્! આ સીતારવાળાએ વરદાનમાં કાકિણી એટલે આપનું સામ્રાજ્ય માંગ્યું છે." ખૂદ મહારાજા અશોક આ રીતની માગણીથી મુંઝાયો અને જેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે અંધ સીતારવાળો વરદાનમાં સામ્રાજ્યની માગણી કરવાની હિંમત કરશે.

અતિ શાંતતા વચ્ચે મહારાજાશ્રીએ અંધ સીતારવાળાને કહ્યું કે–'હે સુરદાસ! તને

રાજ્યથી શી નિસ્બત છે ? ' ત્યારે તેણે પોતાનો ગૂઢ ભેદ ખોલતાં જણાવ્યું કે-' મહારાજ, આ સુરદાસ કાકિણીની માગણી યોગ્ય કારણસર જ કરે છે પ્રતાપી મહારાજ, મારી. માગણી યોગ્ય છે યા નહિ તેની ખાત્રી આપને ત્યારે જ. થશે કે જ્યારે આપ મારા અભેદ્ય ભેદનો સ્ફોટ સમજશો. '

રાજ્યસભા આ સમયે એટલી બધી તો આશ્ચર્યચકિત બની હતી કે શું મહારાજા અશોકના વરદાનની પરીક્ષા અર્થે કોઇ દેવ યા તો દાનવ નથી આવ્યો ને ? સૌના આશ્ચર્ય વચ્ચે સુરદાસે નીચેની પંકિત બોલી સૌના હૃદયને ખળભળાવી મૂક્યું.

આર્યા-ગીતિ.

પ્રબળ પ્રતાપી નરપતિ, મૌર્ય વંશના આદ્ય પુરુષ રાજે,
ચંદ્રગુપ્ત પૃથ્વીપતિ, બિંદુસાર પછી અશોકશ્રી ગાજે;
પિતૃ આજ્ઞાને માન આપી, લોચન અર્પણ કીધ અનુરાગે,
તે કુણાલ આજે આવી, પિતા પાસે કાકિણી માંગે.

આ ગૂઢ અર્થસૂચક ગીતિ સુરદાસે પોતાના ચક્ષુનાં વહેતાં અશ્રુપ્રવાહ વચ્ચે એવી રીતે અસરકારક શબ્દોમાં સંભળાવી કે જે સાંભળતાં જ સમ્રાટ્ સાથે સભાજનોનાં ચક્ષુઓ પણ અશ્રુથી ભિંજાયા.

સમ્રાટે વહેતા અશ્રુપ્રવાહ વચ્ચે રડતાં રડતાં પૂછયું કે "કોણ ! વહાલો અંધ રાજપુત્ર કુણાલ ! શું તને આવી દુઃખદ સ્થિતિએ તારો પિતા જોઇ રહ્યો છે !"

"હા, પૂજ્ય પિતાજી."

તરત જ પડદો ખસેડી સમ્રાટ્ ભરસભામાં કુણાલને ભેટી પડ્યો અને પિતા પુત્ર બંને ચોધાર અશ્રુથી રોવા લાગ્યા

"વહાલા પુત્ર કુણાલ, તારી અંધ અવસ્થાએ રાજ્યને તું શું કરીશ ? મેં તો તને યુવરાજપદે સ્થાપી અવન્તીની ગાદી તારા માટે મુકરર કરી હતી એટલું જ નહિ પણ મારો ઉત્તરાધિકારી વારસ બનાવી તને મગધનો યુવરાજ બનાવ્યો હતો; છતાં તારા ભાગ્યમાં રાજ્ય-ગાદીના બદલે આ સ્થિતિએ અધાપો નિર્મિત થયો હશે તેને હે વત્સ ! કોણ મિથ્યા કરી શકે ?

विधात्रा सा लिखिता ललाटे अक्षरमालिका: ।
न तां मार्जयितुम् स्वशक्त्याऽपि अतिपंडिताः ॥

કુણાલે કહ્યું કે—"પૂજ્ય પિતાશ્રી, આપ જે વસ્તુ સમજાવવા માગો છો તે હું સારી રીતે સમજું છુ માત્ર મારે ત્યાં જન્મેલ બાળશિશુ "સંપ્રતિ" અર્થે જ કાકિણીની ભિક્ષા

મેં તમારી પાસે માગી છે, અને હું રાજ્યપુત્રના યોગ્ય હક્ક દાવા અર્થે જ અંધભિક્ષુક બન્યો છું. મને આશા છે કે મૌર્યસમ્રાટ પોતાના વચનને બરોબર પાળશે."

રાજ્યસભા રાજ્યપુત્ર કુણાલને ત્યાં ગાદીવારસનો થએલ જન્મ સાંભળી સાનંદાશ્ચર્ય પામી; એટલું જ નહિ પરંતુ વીરપુત્ર કુણાલે અંધ અવસ્થાનો સંતસમાગમે સદુપયોગ કરી મૌર્યવંશની કીર્તિને અમર કરી તેને માટે પણ સભાએ અપૂર્વ સંતોષ અનુભવ્યો.

રાજ્ય અમલદારો અને ખૂદ મહારાજા આપેલ વરદાનના અંગે વિચાર કરવા તરત જ એકત્રિત થયા, અને ટૂંક સમયમાં જ તેનો નિર્ણય લાવી આ સભામાં જ જાહેર કરવામાં આવ્યું કે "મૌર્યવંશી સમ્રાટ્ અશોક આજ રાજયસભામાં સુરદાસને આપેલ વરદાન પ્રમાણે રાજ્યપુત્ર કુણાલના પુત્ર સંપ્રતિને મગધનું યુવરાજપદ અર્પણ કરે છે. એટલું જ નહિ પણ મહારાજા અશોક પ્રસન્નચિત્તે રાજ્યપુત્ર કુણાલને થયેલ અંધાપાનો અન્યાય દૂર કરવા અવન્તીની રાજ્યગાદી ઉપર તેના પુત્ર સંપ્રતિને સ્થાપિત કરવા વચન આપે છે."

સમ્રાટ્ અશોકે હર્ષઘેલા થઇ રાજસભામાં આ જાતનો નિર્ણય જાહેર કર્યો. જો કે આ સમયે તેને લગભગ ચાર રાજ્યપુત્રો વિદ્યમાન હતા છતાં વરદાનના પાલનાર્થે અને પોતાના હાથે રાજ્યપુત્રને અંધાપાના થએલ ભયંકર અન્યાયનો બદલો આપવા તેણે સામ્રાજ્યની ભેટ કરી.

આ ઘટનાને અંગે જૈનગ્રંથોમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છેઃ—

બ્રહત્કલ્પચૂર્ણિ અને કલ્પકિરણાવલીમાં નીચે મુજબ લખાણ છેઃ—

"જ્યારે કુણાલે અશોક પાસે પોતાના પુત્ર સંપ્રતિ માટે રાજ્યની માગણી કરી ત્યારે સંપ્રતિને રાજ્ય દેવામાં આવ્યું. (જુઓ નિમ્નલિખિત ઉલ્લેખ)

"पपुत्तो चंद्रगुत्तस्स बिंदुसारस्स नत्तुओ ।
असोगसिरिणो पुत्तो अंधो जायइ कागिणिं ॥"

"किं काहिसि अंधओ रज्जेणं, कुणालो भणति–मम पुत्तोत्थि संपती नाम कुमारो, दिन्नं रज्जं ।" (वृहत् कल्पचूर्णि २२)

"+ + तस्य सुतः कुणालस्तन्नंदनस्त्रिखंडभोक्ता संप्रतिनामा भूपतिरभूत्, स च जातमात्र एव पितामहदत्तराज्यः ॥" (कल्पकिरणावली १६५)

મહારાજા અશોકને આ ઘટનામાં કુળદેવીનો હાથ છે એવી ખાત્રી થઇ અને તેણે મુખ્ય મંત્રીને ઉજ્જૈન મોકલી રાજ્યપુત્ર કુણાલના કુટુંબને અતીવ માન સહિત તેડાવ્યું.

ઉજ્જૈનથી યુવરાણી શરતબાળા, ધાવમાતા સુનંદા અને આ ઐતિહાસિક ઘટનાનું અપૂર્વ માન ધરાવનાર શરતશ્રીની સહચરી ચંદા સાથે રાજ્યપૌત્ર સંપ્રતિ ઉચ્ચ કોટીના રાજ્યબંદોબસ્ત સાથે મગધ આવી પહોંચ્યા.

સમ્રાટે બાળશિશુને અતિ હર્ષથી ગોદમાં લઈ તેના મુખારવિન્દના લક્ષણો સાથે હસ્તમાં રહેલ ગદા આદિ રાજ્યચિહ્નો જોયાં. અને દિવ્ય પ્રભાવશાળી લલાટને સૂક્ષ્મતાપૂર્વક નિહાળી સમ્રાટ અને રાજ્ય અમલદારવર્ગે ખાત્રી કરી કે "આ રાજપૌત્ર સમ્રાટપદને બરોબર લાયક છે."

તરત જ સમ્રાટે રાજ્યપૌત્ર સંપ્રતિના રાજ્યાભિષેકની તૈયારી કરી અને વિજયાદશમીના શુભ મુહૂર્તે દશ મહિનાના પૌત્રને ભારતના ભાવી સમ્રાટ તરીકેનું તિલક કર્યું અને તેની મગધના યુવરાજપદે સ્થાપના કરી, એટલું જ નહિ પણ તેને અવન્તીનો શાસક બનાવ્યો.



# પ્રકરણ ૧૪ મું.

---

## મગધ સામ્રાજ્યની વહેંચણી ને સીમા

આગલા પ્રકરણમાં જોઇ ગયા તે પ્રમાણે મહારાજા અશોકે અંધ યુવરાજ કુણાલને આપેલ (વચન) વરદાન પ્રમાણે પૌત્ર સંપ્રતિને અવન્તીનું રાજ્ય અર્પણ કરવાપૂર્વક મગધ સામ્રાજ્યના યુવરાજની પદવી અર્પણ કરી. આ ઐતિહાસિક બનાવ ઈ. સ. પૂર્વે ૨૫૭ ના ગાળામાં એટલે વીરનિર્વાણ ૨૭૦ લગભગમાં બન્યો હતો.

મહારાજાએ રાજસભામાં યુવરાજ કુણાલને થએલ અન્યાય દૂર કરવા આપેલ વચન પ્રમાણે રાજ્યાધિકાર અર્પણ તો કર્યો, પરંતુ તત્પશ્ચાત્ રાજ્યકુટુંબમાં જબરદસ્ત આંતરિક કલહ ઉત્પન્ન થયો; કારણ કે આ કાળે રાજ્યવ્યવસ્થાને બરાબર સંભાળી શકે તેવા અલગ અલગ રાણીઓના ઉંમરલાયક રાજ્યકુંવરો વિદ્યમાન હતા. તેઓનો હક અંધ રાજ્યપુત્ર કુણાલ કરતાં રાજ્યગાદી માટે વિશેષ હતો, કારણ કે યુવરાજ કુણાલ અંધ થયેલ હોવાથી તેનો અને તેના વારસોનો રાજ્યગાદી ઉપરનો હક નષ્ટ થયો હતો, પરંતુ જ્યારે મહારાજા અશોકે વરદાનમાં રાજ્યગાદી રાજસભામાં અર્પણ કરી એટલે પિતૃ આજ્ઞાંકિત મૌર્ય રાજ્યપુત્રોને ફરજિયાત શાંતિ જાળવી મૌર્ય રાજકીર્તિનું રક્ષણ કરવાની જરૂરિયાત સમજાઇ. છતાં રાજ્યકુટુંબમાં આ સમયે એવો મોટો આંતરકલહ ઉત્પન્ન થયો કે તેના કારણે મહારાજાને કલહની શાંતિ ખાતર, અને રાજ્યકુટુંબની ઐક્યતા ખાતર મગધ સામ્રાજ્યને ફરજિયાત ચાર વિભાગમાં વહેંચવું પડ્યું, અને ઉંમરલાયક ચારે રાજપુત્રોને સ્વતંત્ર પ્રાંતોનો રાજ્યવવહીવટ સુપ્રત કરવો પડ્યો. આ હકીકતને લગતું વર્ણન સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છે:—

### (૧) પંજાબ અને તક્ષશિલા—

મૌર્ય સામ્રાજ્યના રાજ્યામલ દરમિયાનમાં આ તક્ષશિલા નગરી પશ્ચિમોત્તર પ્રદેશનું મુખ્ય વ્યાપારિક શહેર હતું, જ્યાં ભારતની સુપ્રસિદ્ધ વિદ્યાપીઠ આવેલી હતી. આ વિદ્યા-

પીઠમાંથી અર્થશાસ્ત્રી પંડિત ચાણાકય, વ્યાકરણવિશારદ પંડિત પાણિનિ અને સંસ્કૃતના મહાન્ જ્ઞાતા પંડિત વરરુચિ ( વરુચી ) જેવા મહાન્ રત્નોને વિદ્યાદાન મળ્યું હતું. આ તક્ષશિલાની વિદ્યાપીઠમાંથી ઉત્પન્ન થયેલ મહાન્ વિશારદ વિદ્યાર્થીઓએ મગધ સામ્રાજ્યમાં પાલી, માગધી અને સંસ્કૃત ભાષાને લિપિબદ્ધ કરી હતી. રાજ્યવ્યવસ્થા સાચવવા સાથે પ્રાચીન સૂત્રજ્ઞાન જે આ કાળ સુધી કંઠસ્થ જ રહેલું હતું તેને સૂત્રારૂઢ કરવામાં લીપિજ્ઞાને એવો ઉચ્ચ કોટીનો ફાળો આપ્યો કે જેના યોગે વીરનિર્વાણ ૧૬૦ માંજૈન "આગમ સૂત્ર" નાં અગિયાર મુખ્ય અંગો અને બારમું દષ્ટિવાદ અંગ લિપિબદ્ધ ગ્રંથારૂઢ કરવા પાટલિપુત્રનો જૈનસંઘ સમર્થ થયો હતો. તેવી જ રીતે પંડિત ચાણાક્યે આજ વિદ્યાપીઠમાં રહી અનેક જાતની વિદ્યાઓની પ્રાપ્તિ કરી, મહાન્ ત્રિદંડી સંન્યાસી અને અર્થશાસ્ત્રી બની ભારતની કીર્તિને જગતમાં ચતુર્દિશાએ પ્રસરાવી હતી.

આ તક્ષશિલા નગરી પશ્ચિમોત્તર પ્રાંતની રાજધાનીનું નગર હોવાથી તેના વહીવટ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. સબળ પશ્ચિમોત્તર પ્રદેશના અનેક રાજવીઓ પોતાના શક્તિશાળી સૈન્ય સાથે આ તરફ આક્રમણ કરતા હતા. મૌર્ય જેવા સબળ સામ્રાજ્યના મજબૂત રાજ્યામલ દરમિયાનમાં પણ નિરંતર આક્રમણનો ભય આ પ્રાંતો ઉપર રહેતો હતો. આંતરિક બળવાઓ પણ અવારનવાર થયા કરતા હતા. આવા મહત્ત્વતા-ભર્યા પ્રાંત ઉપર મહારાજા અશોકે પોતાના એક પુત્રની નિમણૂક કરી.

## ( ૨ ) સુવર્ણગિરિ ( મહિસુર )—

દક્ષિણમાં ચોલા, પાંડ્ય આદિ પાંચ નાનાં રાજ્યોની વિદ્યમાનતા હતી, કે જેઓ સામ્રાજ્યના ખંડિઆ અથવા તો મિત્રરાજ્યોની ગણતરીમાં ગણાતા હતા, છતાં ય આ પાંચે રાજ્યો મજબૂત સ્થિતિના હતા. તેની સાથે દક્ષિણ પ્રાંત મગધ પાટલિપુત્રથી અતિ દૂર હોવાના કારણે આ પ્રાંતો ઉપર પણ વ્યવસ્થાને અંગે શક્તિશાળી રાજ્યપુત્રના અમલની જરૂરિયાત હતી. એટલે તે પ્રાંતનો વહીવટ મહારાજાએ પોતાના બીજા વીર રાજપુત્રને સુપ્રત કર્યો.

## ( ૩ ) કલિંગ રાજ્ય—

મહારાજા અશોકે ભયંકર ખુવારીના યોગે, પ્રબળ આત્મભોગે, જીતેલ કલિંગ પ્રદેશ, જેની રાજ્યધાની કનકપુરનગરમાં હતી, તેની વ્યવસ્થા માટે એક બાહોશ રાજ્યપુત્રની જરૂરિયાત હતી. એટલે મહારાજાએ આ કલિંગ પ્રદેશ પણ બીજા એક રાજપુત્રને સુપ્રત કર્યો. આ જીતાએલા નવીન પ્રદેશમાં વિદ્રોહી વાતાવરણ જબરજસ્ત રીતે ચાલી રહ્યું હતું, કે જ્યાંની જંગલી અને પહાડી જાતિઓ સદા ઉદ્ધતાઇભર્યું વર્તન ચલાવી રહી હતી. આ કનકપુરનગર આજે પણ ધોલા એવા નામે પ્રસિદ્ધ છે.

(૪) સૌરાષ્ટ્ર—

તેવી જ રીતે પશ્ચિમોત્તર પ્રદેશમાં કાઠિયાવાડમાં ગિરનાર નજદિક જુનાગઢની સરહદ સુધીના ઉત્તર પશ્ચિમોત્તર પ્રાંતના વહીવટદાર તરીકે પણ બીજા એક રાજ્યપુત્રની નિમણુક કરી. આ પ્રમાણે મહારાજાએ કુનેહભરી રીતે મગધ સામ્રાજ્યની ચારે દિશાએથી મજબૂતાઈ કરી રાજ્યકુમારોને પણ યોગ્ય ઉંમરે સ્વતંત્ર વહીવટદાર બનાવ્યા ને દક્ષ રાજવી તરીકે યુક્તિપૂર્વક કુટુંબકલહ નાબૂદ કરી મગધ સામ્રાજ્યના પાયા મજબૂત કર્યા હતા.

**મગધ સામ્રાજ્યની સીમા—**

આ કાળે એટલે ઈ. સ. પૂર્વે ૨૫૭ માં મગધ સામ્રાજ્ય ભારતમાં નીચે પ્રમાણે વિસ્તારમાં હતું.

**એની ઉત્તર પૂર્વની સીમા** ધૌલી નજદિકમાં પુરી જીલ્લામાં ભુવનેશ્વર ગામ નજદિક સાત માઈલ પર આવેલી હતી.

**એની દક્ષિણના સીમા** મદ્રાસના ગંજાર જીલ્લામાં જૌગઢ નામના ગામ નજદિકમાં આવેલી હતી, કે જ્યાં જૌગઢ અને કલિંગ રાજ્યોનાં અંતર્ગત ગામો છે. આ બન્ને પ્રદેશો ઉપર સમ્રાટ અશોકની આણ ફરતી હતી કે જેનો આ દક્ષિણ પૂર્વ વિભાગ ગણાતો હતો.

**એની પૂર્વની સીમા** દહેરાદુન જીલ્લામાં કાલસી ગામ નજદિકમાં હતી દહેરાદુનથી ચક્રોતા તરફ એક સડક જાય છે, ત્યાથી થોડેક દૂર જતાં જ્યાંથી યમુના નદી હિમાલયની તળેટીથી બહાર પડે છે ત્યાં સુધી આ સરહદ આવેલી હતી અને અબેટાબાદથી પંદર માઈલ ઉત્તર તરફ હજારા જીલ્લામાં મનસેરા નામે સ્થાન નજદિક આ સરહદો કેન્દ્રસ્થાન તરીકે એકત્ર થાય છે.

**બીજી સરહદની સીમા** પેશાવર જીલ્લાના ૪૦ માઈલ ઉત્તર અને પૂર્વ તરફ શાહાબાદગઢી નજદિક આવેલી હતી.

**પશ્ચિમોત્તર પ્રદેશ**માં કાઠિયાવાડના જુનાગઢ નજદિક મગધ સામ્રાજ્યની સીમા આવેલી હતી તેવી જ રીતે મુંબઈથી ૩૦ માઇલ દૂર થાણા જીલ્લામાં સોપારા નામે ગામમાં મગધ સામ્રાજ્યની સીમા આવેલી હતી. એટલે ઠાણાના કોકનપટ પર પણ મગધનું સામ્રાજ્ય હતું. આ ઉપરાન્ત મહિસુરના સિદ્ધપુર, રામેશ્વર અને બ્રહ્મગિરિ નામે સ્થાનો ઉપર પણ મગધ સામ્રાજ્યનું આધિપત્ય હતું.

દક્ષિણમાં ગોદાવરી અને કૃષ્ણા નદીની વચગાળાના પ્રદેશને આંધ્રપ્રાંત તરીકે સંબોધ;

વામાં આવતો હતો. મૌર્ય કાળમાં આ આંધ્ર જાતિ બહુ શક્તિશાળી હતી કે જેઓએ માર્ય સામ્રાજ્યના પતન બાદ વિસ્તૃત સત્તા જમાવી હતી, તેમજ પ્રાચીન ઇતિહાસકારોના કથન પ્રમાણે આ પ્રાંતોના મુખ્ય શહેરોમાં જૈનસાધુ સંપ્રદાય ઉપર અને જૈનધર્મીઓ ઉપર અત્યંત અત્યાચારો ગુજારવામાં આવ્યા હતા. આ પ્રાંતો પણ મૌર્ય સામ્રાજ્યમાં સમાએલા હતા.

આ પ્રમાણે મગધ સામ્રાજ્યની સીમા ભારતવર્ષમાં ચારે દિશાએ પ્રસરેલી હતી. આવા વિશાળ પ્રદેશમાં સુંદર વ્યવસ્થા જળવાઈ રહે અને રાજ્યકલહ ઉત્પન્ન ન થાય તેવી રીતે રાજ્યકુમારોને રાજ્યવ્યવસ્થા સ્વતંત્ર રીતે સુપ્રત કરી રાજ્યકલહનું નિવારણ કરવામાં આવ્યું હતું.

બાદ મહારાજા અશોકે વિજયાદશમીના દિવસે મહત્ત્વતાભર્યો ઐતિહાસિક રાજ્ય-દરબાર ભરી મગધ સામ્રાજ્યના રાજ્યવહીવટની વ્યવસ્થાનો ભાર ઉમ્મરલાયક રાજ્ય-કુમારોને ઉપર જણાવ્યા પ્રમાણે સુપ્રત કર્યાનું જાહેર કર્યું અને અવન્તી પ્રાંત કે જે મગધ સામ્રાજ્યની રાજધાનીનું કેન્દ્રસ્થાન ગણાતું હતું અને જે ભારતનું દ્વિતીય મહત્ત્વતા-ભર્યું વ્યાપારિક નગર ગણાતું હતું તેની રાજ્યગાદી રાજ્યપૌત્ર સંપ્રતિને અર્પણ કર્યાનું જાહેર કર્યું. મહારાજા અશોકે દશ જ માસના આ બાળશિશુ સંપ્રતિને અવન્તીપતિ તરીકે અને મગધ સામ્રાજ્યના યુવરાજ તરીકે તિલક કરી મગધ સામ્રાજ્યનો ભાવી સમ્રાટ બનાવ્યો. આ ઐતિહાસિક બનાવ ઇ. સ. પૂર્વે ૨૫૭.એટલે વીરનિર્વાણ ૨૭૦–૭૧ માં બન્યો હતો અને તે જ વર્ષે અવન્તી ઉપર મહારાજા સંપ્રતિની આણ ફેરવવામાં આવી હતી.



# પ્રકરણ ૧૫ મું.

---

## યુગપ્રધાન પટ્ટાવલીને અંગે એક અગત્યનો ખુલાસો.

રાજકાળગણના સાથે સંબંધ ધરાવતી યુગપ્રધાન પટ્ટાવલીનો સુસ્થાને યોગ્ય પરિચય આપવાની ખાસ જરૂરિયાત ઉપસ્થિત થવાથી ચાલુ ઇતિહાસને પ્રમાણભૂત દર્શાવવા ખાતર અમો યુગપ્રધાન આચાર્યોના અંગે આ સ્થળે નીચેનો ખુલાસો રજૂ કરીએ છીએ:—

આ પૂર્વે વી. નિ. ૨૧૫ માં શ્રી સ્થૂલભદ્રજીનો સ્વર્ગવાસ થતાં તેમણે પોતાના બન્ને શિષ્યો આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ મહારાજ પૈકી શ્રી આર્યમહાગિરિ મહારાજ વડિલ હોવાથી શ્રી સ્થૂલભદ્રજીએ શ્રી આર્ય મહાગિરિજીને યુગપ્રધાનપદે સ્થાપ્યા, અને સાધુગણનો ભાર વડિલ આચાર્ય તરીકે તેમને સુપ્રત કર્યો.

આ સમયે યુગપ્રધાનપદની પ્રાપ્તિ ધરાવનાર શ્રી આર્યમહાગિરિ મહારાજ જિનકલ્પી સાધુની તુલના કરતાં ઉચ્ચકોટીની ક્રિયા અને ભાવનાથી રહેવા લાગ્યા. તેમને સાધુસંપ્રદાયનો ભાર તેમજ ચતુર્વિધ જૈન સંઘની સંભાળનો ભાર આત્મહિતાર્થે બાધાકર્તા થઇ પડ્યો, એટલે તેમણે કાળ અને સંજોગ તપાસી વી. નિ. ૨૪૫ માં સાધુગણનો ભાર શ્રી ચતુર્વિધ સંઘની સંમતિથી શ્રી આર્ય સુહસ્તિ મહારાજને સુપ્રત કર્યો અને પોતે જિનકલ્પીની તુલના માફક એક જિનકલ્પી સાધુના જેવા આચારથી આત્મહિતાર્થી બન્યા; છતાં શ્રી આર્ય સુહસ્તિ મહારાજના સ્નેહને અનુસરી તેઓ તેમની સાથે જ બહુધાએ વિચરતા હતા. આ કાળે બન્ને આચાર્યદેવો વચ્ચે સ્નેહભાવ ઘણો જ અનુકરણીય હતો.

વી. નિ. ૨૭૦-૭૧ ના ગાળામાં શ્રી. આર્યસુહસ્તિ મહારાજ (યુગપ્રધાન) અને જિનકલ્પી શ્રી આર્ય મહાગિરિ મહારાજ વિહાર કરતા કરતા કૌશાંબીનગરીએ જઇ ચઢ્યા. આ સમયે ભયંકર દ્વાદશવર્ષીય દુકાળ ચાલતો હતો. જેમાં શ્રીમંત ગણાતા શ્રાવકોને ત્યાં

વામાં આવતો હતો. મૌર્ય કાળમાં આ આંધ્ર જાતિ બહુ શક્તિશાળી હતી કે જેઓએ મૌર્ય સામ્રાજ્યના પતન બાદ વિસ્તૃત સત્તા જમાવી હતી, તેમજ પ્રાચીન ઇતિહાસકારોના કથન પ્રમાણે આ પ્રાંતોના મુખ્ય શહેરોમાં જૈનસાધુ સંપ્રદાય ઉપર અને જૈનધર્મીઓ ઉપર અત્યંત અત્યાચારો ગુજારવામાં આવ્યા હતા. આ પ્રાંતો પણ મૌર્ય સામ્રાજ્યમાં સમાએલા હતા.

આ પ્રમાણે મગધ સામ્રાજ્યની સીમા ભારતવર્ષમાં ચારે દિશાએ પ્રસરેલી હતી આવા વિશાળ પ્રદેશમાં સુંદર વ્યવસ્થા જળવાઈ રહે અને રાજ્યકલહ ઉત્પન્ન ન થાય તેવી રીતે રાજ્યકુમારોને રાજ્યવ્યવસ્થા સ્વતંત્ર રીતે સુપ્રત કરી રાજ્યકલહનું નિવારણ કરવામાં આવ્યું હતું.

બાદ મહારાજા અશોકે વિજયાદશમીના દિવસે મહત્ત્વતાભર્યો ઐતિહાસિક રાજ્ય-દરબાર ભરી મગધ સામ્રાજ્યના રાજ્યવહીવટની વ્યવસ્થાનો ભાર ઉમ્મરલાયક રાજ્ય-કુમારોને ઉપર જણાવ્યા પ્રમાણે સુપ્રત કર્યાનું જાહેર કર્યું અને અવન્તી પ્રાંત કે જે મગધ સામ્રાજ્યની રાજધાનીનુ કેન્દ્રસ્થાન ગણાતું હતું અને જે ભારતનુ દ્વિતીય મહત્ત્વતા-ભર્યું વ્યાપારિક નગર ગણાતું હતું તેની રાજ્યગાદી રાજ્યપૌત્ર સંપ્રતિને અર્પણ કર્યાનું જાહેર કર્યું. મહારાજા અશોકે દશ જ માસના આ બાળશિશુ સંપ્રતિને અવન્તીપતિ તરીકે અને મગધ સામ્રાજ્યના યુવરાજ તરીકે તિલક કરી મગધ સામ્રાજ્યનો ભાવી સમ્રાટ બનાવ્યો આ ઐતિહાસિક બનાવ ઇ. સ પૂર્વે ૨૫૭ એટલે વીરનિર્વાણ ૨૭૦–૭૧ માં બન્યો હતો અને તે જ વર્ષે અવન્તી ઉપર મહારાજા સપ્રતિની આણ ફેરવવામાં આવી હતી



# પ્રકરણ ૧૫ મું.

## યુગપ્રધાન પટ્ટાવલીને અંગે એક અગત્યનો ખુલાસો.

રાજકાળગણના સાથે સંબંધ ધરાવતી યુગપ્રધાન પટ્ટાવલીનો સુસ્થાને યોગ્ય પરિચય આપવાની ખાસ જરૂરિયાત ઉપસ્થિત થવાથી ચાલુ ઇતિહાસને પ્રમાણભૂત દર્શાવવા ખાતર અમો યુગપ્રધાન આચાર્યોના અંગે આ સ્થળે નીચેનો ખુલાસો રજૂ કરીએ છીએ:—

આ પૂર્વે વી. નિ. ૨૧૫ માં શ્રી સ્થૂલભદ્રજીનો સ્વર્ગવાસ થતાં તેમણે પોતાના બન્ને શિષ્યો આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ મહારાજ પૈકી શ્રી આર્યમહાગિરિ મહારાજ વડિલ હોવાથી શ્રી સ્થૂલભદ્રજીએ શ્રી આર્ય મહાગિરિજીને યુગપ્રધાનપદે સ્થાપ્યા, અને સાધુગણનો ભાર વડિલ આચાર્ય તરીકે તેમને સુપ્રત કર્યો.

આ સમયે યુગપ્રધાનપદની પ્રાપ્તિ ધરાવનાર શ્રી આર્યમહાગિરિ મહારાજ જિનકલ્પી સાધુની તુલના કરતાં ઉચ્ચકોટીની ક્રિયા અને ભાવનાથી રહેવા લાગ્યા. તેમને સાધુસંપ્રદાયનો ભાર તેમજ ચતુર્વિધ જૈન સંઘની સંભાળનો ભાર આત્મહિતાર્થે બાધાકર્તા થઇ પડ્યો, એટલે તેમણે કાળ અને સંજોગ તપાસી વી. નિ. ૨૪૫ માં સાધુગણનો ભાર શ્રી ચતુર્વિધ સંઘની સંમતિથી શ્રી આર્ય સુહસ્તિ મહારાજને સુપ્રત કર્યો અને પોતે જિનકલ્પીની તુલના માફક એક જિનકલ્પી સાધુના જેવા આચારથી આત્મહિતાર્થી બન્યા; છતાં શ્રી આર્ય સુહસ્તિ મહારાજના સ્નેહને અનુસરી તેઓ તેમની સાથે જ બહુધાએ વિચરતા હતા. આ કાળે બન્ને આચાર્યદેવો વચ્ચે સ્નેહભાવ ઘણો જ અનુકરણીય હતો.

વી. નિ. ૨૭૦–૭૧ ના ગાળામાં શ્રી. આર્યસુહસ્તિ મહારાજ (યુગપ્રધાન) અને જિનકલ્પી શ્રી આર્ય મહાગિરિ મહારાજ વિહાર કરતા કરતા કૌશંબીનગરીએ જઇ ચઢ્યા. આ સમયે ભયંકર દ્વાદશવર્ષીય દુકાળ ચાલતો હતો. જેમાં શ્રીમંત ગણાતા શ્રાવકોને ત્યાં

પણ ' ઊનોદરી ' કહેતાં માંડ માંડ પૂરું પેટ ભરાય એવી રસોઈ થતી હતી. તેમજ એક જ વણતના ભોજનમાત્રથી શ્રીમંત ગણાતો શ્રાવકસમુદાય પણ સંતોષ માનતો હતો.

આ સમયે કૌશંબીનગરીમાં શિષ્યસમુદાય સાથે વિહાર કરતા કરતા જઈ ચઢેલ બન્ને આચાર્યદેવોને સમ્રાટ સંપ્રતિના પૂર્વભવના ' દ્રુમક ' નામના જીવને દીક્ષા આપવાની અલભ્ય તક સાંપડી, જેમાં દ્રુમકને ચારિત્ર્ય અંગીકાર કરાવી તેનું રંકમુનિ નામ રાખી તેને આર્ય સુહસ્તિ મહારાજના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા.

માત્ર એક જ દિવસના દીક્ષા પાલનમાં આ રંકમુનિએ અતિસારના દરદથી વ્યાધિગ્રસ્ત થઈ શુકલધ્યાને કાળ કર્યો. અને એક જ દિવસના ચારિત્ર-પાલનના પ્રભાવે અને મૃત્યુ સમયે ચઢેલ શુકલધ્યાનના યોગે તે રંકમુનિના જીવે ત્યાંથી કાળ કરી મૌર્યવંશમાં અંધ પિતૃભક્ત રાજ્યપુત્ર કુણાલને ત્યાં વી. નિ. ૨૭૦-૭૧ માં મહારાજા સંપ્રતિ તરીકે જન્મ લીધો. અને તે જ વર્ષે શ્રી આર્ય મહાગિરિ મહારાજે ગજાગ્રપદ તીર્થે (દશાર્ણપુર) સ્વર્ગવાસ કર્યો. સંપ્રતિને તે જ વર્ષમાં દશ માસની કુમળી અવસ્થાએજ અવન્તીની રાજ્યગાદી પ્રાપ્ત થઈ.

કાળગણના પ્રમાણે યુગપ્રધાન પટ્ટાવલીનો પ્રથમ આંક નંદવંશના રાજ્યામલની સમાપ્તિ થતાં ઇ. સ. પૂર્વે ૩૧૭ માં એટલે વીરનિર્વાણ ૨૧૦ માં બદલાયો.

યુગપ્રધાન શ્રી સ્થૂલભદ્રજી મગધ સામ્રાજ્ય ઉપર મૌર્યવંશની સ્થાપના થયા પછી પાંચ વર્ષ સુધી જીવતા પામ્યા હતા અને તેમનો વીરનિર્વાણ ૨૧૫ કહેતાં ઇ. સ. પૂર્વે ૩૧૨ માં સ્વર્ગવાસ થયો હતો.

શ્રી સ્થૂલભદ્રજીએ સ્વર્ગવાસ કર્યા પૂર્વે શ્રી આર્યમહાગિરિ અને આર્યસુહસ્તી નામના બે શિષ્યોને દીક્ષા આપી હતી. તેમને બાલ્યાવસ્થાથી જ યક્ષા નામની આર્યા( સાધ્વી )એ માતાની જેમ ઉછેર્યા હતા તેથી મહાગિરિ અને સુહસ્તી એવા તેમના નામની પૂર્વે "આર્ય" એવું પદ જોડવામાં આવ્યું હતું. તેઓ બન્ને પરિષહોથી નિર્ભય થઈને ખડ્ગની ધારા જેવું તીવ્ર અને નિરતિચાર ચારિત્ર પાળતા હતા. સ્થૂલભદ્રજીના ચરણકમળમાં મધુકર સમાન અને મહાપ્રજ્ઞાવાળા, અગિયાર અંગસહિત દશપૂર્વ ભણ્યા. પછી શાંત, દાંત, લબ્ધિવંત, અભ્યાસી, આયુષ્યમંત, વચનકુશળ અને દઢભક્ત એવા તે બન્ને શિષ્યોને આચાર્યપદ ઉપર સ્થાપી સ્થૂલભદ્ર મહાત્મા સ્વર્ગવાસી બન્યા.

જેમાંથી શ્રી આર્યમહાગિરિ મહારાજ ઇ. સ. પૂર્વે ૩૧૨ થી ૨૮૨ સુધી એટલે કે વી. નિ. ૨૧૫ થી ૨૪૫ સુધી ૩૦ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહ્યા. બાદ યુગપ્રધાનપદનો નિક્ષેપો કરી તેઓ જિનકલ્પી સાધુ તરીકે મહારાજા સંપ્રતિના જન્મકાળ સુધી અથવા તો દ્રુમકના જીવને પ્રતિબોધ પમાડ્યા બાદ થોડા સમય સુધી વિદ્યમાન હતા.

તેમના યુગપ્રધાન સમયે મહારાજા ચંદ્રગુપ્ત અને મહારાજા બિંદુસાર અને મહારાજા

અશોક જેવા મગધ સમ્રાટોનો સંબંધ સાધી ભારતમાં જૈનધર્મને રાજ્યધર્મ તરીકે બનાવવાનો અમૂલ્ય લાભ તેમને પ્રાપ્ત થયો. જેમાં મૌર્યવંશી રાજ્યકુટુંબ શ્રી આર્ય મહાગિરિજી તથા શ્રી આર્યસુહસ્તિ મહારાજના તેમજ તેમના શિષ્ય સમુદાયના નિકટ સંબંધમાં રહી જૈનધર્મના આદર્શ ધર્મપાલકો બન્યા હતા. ડૉ. સ્મિથ કહે છે કે 'આ કાળે જૈનસાધુઓ ભારતના રાજ્યસંચાલનમાં ખાસ સલાહકારોની ગરજ સારતા હતા અને તેઓની અમૂલ્ય સલાહથી મૌર્યવંશની કીર્તિ ભારતમાં ગરજી હતી.'

જ્યારે શ્રી આર્ય મહાગિરિ મહારાજે વી. નિ. ૨૪૫ માં યુગપ્રધાનપદનો નિક્ષેપો કર્યો ત્યારે તેમની પાટે યુગપ્રધાન તરીકે શ્રી આર્યસુહસ્તિ મહારાજની સ્થાપના થઇ. તેઓ વીર નિર્વાણ ૨૯૧ સુધી એટલે ઇ. સ. પૂર્વે ૨૩૬ સુધી [illegible] છત્રછાયામાં રહી મહારાજા સંપ્રતિએ જૈનમંદિરમય ભારત બના[illegible] સવિસ્તર વૃત્તાંત હવે પછીના ખંડમાં રજૂ કરવામાં આવશે.



# પાંચમા ખંડનો પરિચય.

મહારાજા સંપ્રતિનો જન્મ ઇ. સ. પૂર્વે ૨૫૭ એટલે વીરનિર્વાણ સંવત્ ૨૭૦ના પોષ માસમાં થયો હતો. અને તે જ વર્ષમાં તેમને મગધ સામ્રાજયના ગાદીવારસ તરીકે જાહેર કરવામાં આવ્યો. બાદ તેમને ઇ. સ. પૂર્વે ૨૪૩ એટલે વીરનિર્વાણ સંવત્ ૨૮૫ માં અવંતીપતિ તરિકે અભિષેક કરવામાં આવ્યો. ઈ. સ. પૂર્વે ૨૪૦ વીરનિર્વાણ સંવત્ ૨૮૭–૨૮૮ માં મહારાજા સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાન થયું. બાદ તેમણે અવંતીમાં અભૂતપૂર્વ રથયાત્રાનો વરઘોડો કાઢ્યો. પછી પુનીત તીર્થયાત્રાએ નીકળતાં શ્રી શત્રુંજય, શ્રી ગિરનારજી વિગેરે પવિત્ર તીર્થોની યાત્રા કરી ત્યાં નૂતન જિનમંદિરો કરાવ્યાં અને જીર્ણ થએલાં કેટલાય જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તીર્થયાત્રાના પર્યટનમાં માર્ગમાં આવતાં ગામોને પણ જિનમંદિરથી ભૂષિત કરી જૈનધર્મની જાહોજલાલી ફેલાવી. મહારાજા સંપ્રતિની આ તીર્થયાત્રામાં સમ્રાટ્ અશોકે પૂર્ણ સંમતિ દર્શાવી હતી. જિનમંદિરોના નિર્માણ ઉપરાંત સમ્રાટ્ સંપ્રતિએ ગુરૂદાન, પશુરક્ષા તેમજ જીવદયાનાં અનેક કાર્યો કર્યાં. બાદ સમ્રાટ્ અશોકનો સ્વર્ગવાસ થતાં ઈ. સ. પૂર્વે ૨૩૫ એટલે વીરનિર્વાણ ૨૯૧–૨૯૨ માં તે મગધસમ્રાટ્ બન્યો. મગધસમ્રાટ્ બન્યા બાદ તેણે ઈ. સ. પૂર્વે ૨૩૨ માં નેપાળ, તિબેટ, ભોટાન વિગેરે પ્રદેશો પર ચઢાઇ કરી તેને તાબે કર્યા અને ભારત સામ્રાજ્યની હદ કોઈ દિવસ ન હતી તેટલી વિસ્તૃત બનાવી. તેણે અનાર્ય દેશમાં ધર્મપ્રચારાર્થે પહેલા ઉપદેશકો મોકલ્યા અને પછીથી સાધુવિહાર પણ કરાવ્યો. તેણે અનાર્ય દેશોમાં જિનમંદિરો બંધાવ્યાં જેની સાબિતી અત્યારે પણ ત્યાંથી પ્રાપ્ત થતી જિનમૂર્તિઓ આપી રહી છે. જાતિસ્મરણ-જ્ઞાનમાં નિમિત્તભૂત યુગપ્રધાન આર્યસુહસ્તી ઈ. સ. પૂર્વે ૨૩૬ માં સ્વર્ગવાસી થયા અને તેમની પાટે આચાર્ય ગુણસુંદરજી આવ્યા. તેઓ ઇ. સ. પૂર્વે ૧૯૨ એટલે વીરનિર્વાણ ૩૩૫ સુધી જીવંત રહ્યા. તેમની સહાયદ્વારા પણ સંપ્રતિએ સારો શાસનોદ્યોત કર્યો. સમ્રાટ્ સંપ્રતિએ પોતાના સીક્કાનો અમલ ચાલુ કર્યો. બાદ/ધર્મપ્રભાવનાનાં અસંખ્ય કાર્યો કરી ઈ. સ. પૂર્વે ૨૦૩ એટલે વીરનિર્વાણ સંવત્ ૩૨૩ માં સમ્રાટ્ સંપ્રતિ સ્વર્ગવાસી થયા.

# ખંડ ૫ મો.



## પ્રકરણ ૧ લું.

### મહારાજા સંપ્રતિનો રાજ્યાભિષેક અને ઐતિહાસિક વિજય.

ખંડ ચોથાના અંતમાં જણાવ્યા મુજબ સમ્રાટ અશોકે પૌત્ર સંપ્રતિને અવન્તીની રાજ્યગાદી અર્પણ કરતી વખતે મગધ સામ્રાજ્યના વિભાગો પાડીને વહેંચણી કરી આપી ને ઉમ્મરલાયક રાજ્યપુત્રોને રાજ્યશાસકો બનાવી કુટુંબકલહ નાબૂદ કર્યો. તે સર્વેના ઉપર મગધ સામ્રાજ્યની સર્વોપરી સત્તા તો કાયમ હતી જ.

યુવરાજ કુણાલ, યુવરાણી શરતબાળા, ધાવમાતા સુનંદા અને ચંદાને પોતાની જન્મભૂમિ અવન્તી અનુકૂળતાભરી જણાવાથી ટૂંક સમય પછી આ રાજ્યકુટુંબ અવન્તી રહેવા ચાલ્યું ગયું. આ સમયે અવન્તીનો રાજ્યકારભાર મહારાજા અશોકના લઘુબંધુ માધવસિંહ કે જેઓ રાજપુત્ર કુણાલ ઉપર અપૂર્વ પ્રેમ ધરાવતા હતા તેઓ સંભાળતા હતા. તેઓના આધિપત્ય નીચે અવન્તીનો વહીવટ ચાલુ રહ્યો; કારણ કે યુવરાજ કુણાલ અંધ હતો તેમજ પૌત્ર સંપ્રતિ હજુ બાળવયનો હોવાને લીધે ફરજિયાત રીતે માધવસિંહને અવન્તીનો રાજ્યકારભાર સંભાળવો પડ્યો.

ઐતિહાસિક ક્ષેત્રના ઊંડાણમાં ઊતરતાં સમજાય છે કે આ માધવસિંહને જે જે સંતાનો થતાં હતાં તે તુરત જ મૃત્યુ પામતાં હોવાથી માધવસિંહનો પ્રેમ રાજ્યપૌત્ર સંપ્રતિ ઉપર કુણાલ જેટલો અવિચળ રહ્યો હતો. તેઓ રાજ્યપૌત્ર સંપ્રતિની ઉછેરમાં જ સંતોષ માની, મગધ સામ્રાજ્યના પોતે હકદાર હોવા છતાં, સંપૂર્ણ ત્યાગવૃત્તિ દર્શાવી, અંધકુમાર કુણાલના

કુટુંબના વડીલ તરીકે રક્ષક બન્યા હતા, અને અવન્તીના સૂબા તરીકે પૂર્વવત્ રાજ્યવહીવટ સંભાળવો ચાલુ રાખ્યો હતો.

રાજ્યપુત્ર સંપ્રતિ અવન્તીના રાજ્યમહેલમાં રહી સુંદર રીતે પોતાની બાલ્યાવસ્થા પસાર કરતો હતો. તેવી જ રીતે યુવરાજ કુણાલ પણ પ્રભુભક્તિમાં પોતાનો સમય સુંદર રીતે વ્યતીત કરતો હતો. સદ્‌ગુરુઓના સમાગમ અને પૂર્વજન્મના ઉચ્ચ કોટીના સંસ્કારી ધર્મબળે રાજપુત્ર સંપ્રતિ પણ સંસ્કારી, ધર્માત્મા અને વીર રાજ્યપુત્ર બન્યો, એટલું જ નહિ પરન્તુ તે મહારાજા અશોકવર્ધનની ધર્મકરણી કરતાં પણ ચઢી જાય તેવો દયાળુ, ધર્મી અને દાનેશ્વરી બન્યો. ધીમે ધીમે બાળવય વટાવી સંપ્રતિ ચૌદ વર્ષનો થયો.

## મહારાજા સંપ્રતિનો અવન્તીપતિ તરીકે રાજ્યાભિષેક (ઇ.સ. પૂ. ૨૪૩ વી.નિ. ૨૮૫)

રાજ્યપૌત્ર સંપ્રતિ ચૌદ વર્ષની ઉંમરનો થતાં મહારાજા અશોકને સ્વહસ્તે તેનો રાજ્યાભિષેક કરવાની જિજ્ઞાસા થઇ, અને તેથી મહારાજાએ અવન્તીથી રાજ્યકુટુંબને મગધ તેડાવી લીધું. મહારાજાએ વૈશાખ શુદિ (અક્ષય) તૃતીયાના માંગલિક દિવસે ખાસ રાજ્યારોહણની ક્રિયા માટે રાજ્યદરબાર ભર્યો ને રાજ્યપૌત્ર સંપ્રતિને અવન્તીપતિ તરીકેનો રાજ્યાભિષેક કર્યો. આ સમયે મોટા મોટા રાજાઓની રાજ્યકન્યા સાથે તેનું લગ્ન પણ કરવામાં આવ્યું.

આ પ્રમાણે મહારાજા અશોકે રાજ્યપૌત્ર સંપ્રતિને અવન્તીનું શાસન સુપ્રત કરીને તેની તહેનાતમાં સંપૂર્ણ લશ્કરી બળ મૂક્યું ને તેને અતિમાનપૂર્વક અવન્તી તરફ વિદાય આપી.

મહારાજા સંપ્રતિએ ભાગ્યેજ થોડાક દિવસ અવંતીના માર્ગે મુસાફરી કરી હશે એટલામાં જ પંજાબ તરફ ભયંકર બખેડા ઉત્પન્ન થયાના સમાચારો મગધ આવી પહોંચ્યા. બખેડાની શાંતિ માટે સંપ્રતિના સેનાધિપતિપણા નીચે ત્યાં વિશાળ લશ્કર મોકલવાની જરૂર જણાઈ, અને મહારાજા અશોકે અવન્તી તરફ જતા રાજ્યપૌત્ર સંપ્રતિને રાજ્યાજ્ઞા મોકલી કે રાજ્યકુટુંબને અવન્તી તરફ મોકલી તમારે અત્રેથી મોકલાયેલા બળવાન લશ્કરની સરદારી લઈ બળવાની શાંતિ માટે પંજાબ તરફ જવું.

'સિંહના બાળકો સિંહ જ હોય' તે ઉક્તિ પ્રમાણે મૌર્યવંશી રાજ્યપુત્રોના નસીબમાં યુવાવસ્થાની શરૂઆતમાં જ કેસરીસિંહની માફક રણક્ષેત્રમાં ગર્જના કરવાનું નિર્માણ થયેલું હોવાને લીધે, કુદરત પણ તેમને રણક્ષેત્રમાં ઉતારી મૌર્યવંશીય કીર્તિ ઉપર સુવર્ણ-કળશ ચઢાવતી હતી. બિંદુસારના રાજ્યામલ દરમિયાન સમ્રાટ અશોકને પણ આવી જ રીતે પંજાબ તરફ બળવાની શાંતિ માટે જવું પડયું હતું. અહીં પણ તે જ હકીકતની પુનરાવૃત્તિ થઇ ને મહારાજા સંપ્રતિને ભરયુવાનવયે રણક્ષેત્રમાં ઝૂઝવું પડયું.

## મહારાજા સંપ્રતિનો અપૂર્વ વિજયઃ—

સમ્રાટ અશોકની રાજ્યાજ્ઞા મળતાં જ સંપ્રતિને અત્યંત આનંદ થયો. રાજ્યાજ્ઞા

સંતોષ ન થયો હોય તેમ તે ઠેઠ એશિયા માઇનોર સુધી આગળ વધ્યો. જેમાં સુએઝ કેનેલની સંયોગીભૂમિ સુધીના પ્રદેશો ઉપર તેને જીત મળી. અહીં સુધીના રાજાઓને પોતાના ખડિયા બનાવ્યા ને પોતાના પ્રતિનિધિઓને (એલચીઓને) પ્રત્યેક રાજ્ય-દરબારમાં ગોઠવ્યા અને સાથેસાથ હિંદના વેપારનો રાજ્યમાર્ગ અહીં સુધી ખુલ્લો કર્યો.

આ પ્રમાણે ગ્રીસની સરહદ સુધીના પ્રદેશો ઉપર સમ્રાટ સંપ્રતિએ વિજય મેળવી ભારતને સદાને માટે યવન હુમલાઓથી મુક્ત કર્યું; એટલું જ નહિ પણ વિજેતા રાજવી તરીકે તેને નજરાણામાં એટલો બધો સુવર્ણ ભંડાર અને રત્નો મળ્યાં કે જેનાથી અવન્તીનો રાજ્યખજાનો ઉભરાવા લાગ્યો. ઉપરોક્ત જીતાએલા પ્રદેશોમાંથી રાજ્યની આમદાનીમાં કરોડો રૂપિયાનો વધારો થયો, એટલું જ નહિ પણ વ્યાપારિક ક્ષેત્રફળ પણ વિશેષ પ્રમાણમાં વધ્યું અને તેથી પ્રજામાં આબાદી અને સમૃદ્ધિ ફેલાઇ.

ગ્રીસથી સિન્ધ સુધીની સરહદ પર પાછા આવતાં સમ્રાટે બહુ જ તકેદારી રાખી હતી; કારણ કે તેમને આંતરિક દગાની ધાસ્તી રહેતી હતી કે જેનો અનુભવ સ્વ. મહારાજા ચંદ્રગુપ્તને થયો હતો; છતાં આ વીર રાજ્યપુત્રનાં વીરતાભર્યાં આક્રમણદ્વારા તેની જીત અપૂર્વ અને એટલી બધી તો અજોડ બની કે ગ્રીસ શહેનશાહ જેવાને પણ આવા બળવાન સામ્રાજ્ય સાથે હૃદયની સાચી મિત્રતા જ રાખવામાં લાભ જણાયો.

સિન્ધુ નદીથી પાછાં ફરતાં વિજેતા સંપ્રતિને પોતાના પૂર્વજોએ જીતેલા પ્રદેશો જેવા કે સૌરાષ્ટ્ર, કચ્છ, મધ્ય કાઠિયાવાડ, ખંભાત અને ગુજરાત આખામાં અપૂર્વ માન મળ્યું હતું. જેમાં સૌરાષ્ટ્રના ફરી બેઠેલ મુસલમાન હાકેમને યુદ્ધથી તાબે કરવો પડ્યો. ત્યાંથી મારવાડ અને રાજપુતાનાના જે રાજ્યો સમ્રાટ અશોકની સત્તા માન્ય કરતા ન હતા તેમને મજબૂત રીતે કાબૂમાં લાવી સમ્રાટ સંપ્રતિ ભારતનો વિજેતા રાજવી બન્યો. આ પશ્ચિમોત્તર પ્રદેશોની જીતમાં અગાઉ યવન બાદશાહો દ્વારા ભારતની લૂંટાયેલ લક્ષ્મીમાંથી સુવર્ણ, માણેક, મોતી, પન્ના, નિલમ, ઉચ્ચ કારીગીરીના કિંમતી ગાલીચાઓ, સુંદર નકસીદાર સુવર્ણનાં વાસણો, તેમજ ઉત્તમ પ્રકારની ધાતુઓ તથા સોના રૂપાનો મોટો સંગ્રહ નજરાણામાં પુનઃ પ્રાપ્ત કરી અઢળક ધનસંપત્તિ સહિત, મહારાજા સંપ્રતિ પોતાના પાટનગર ઉજ્જૈનમાં લગભગ ત્રણ વરસે આવી પહોંચ્યો.



# પ્રકરણ ૨ જું.

---

## આંધ્ર પ્રાંતની જીત ને પલટાયેલું માનસ.

**મ**હારાજા સંપ્રતિએ ભારતના પશ્ચિમોત્તર વિભાગમાં મેળવેલા ઐતિહાસિક વિજય પછી તેને દક્ષિણના આંધ્ર પ્રાંતની ભયંકર લડાઇમાં ઉતરવાનો પ્રસંગ પુનઃ પ્રાપ્ત થયો હતો.

મહારાજા બિંદુસારના સમયથી આંધ્રપતિઓ બહુ જ બળવાન બનતા ગયા હતા ને મહારાજા અશોકના સમયમાં પણ પોતાની રાજ્યસરહદે મજબૂત કિલ્લેબંધી રાખવા સમર્થ થયા હતા. આ આંધ્રરાજ્યની સરહદ મગધની દક્ષિણ સરહદથી લગાવી છેક લંકા સુધી હતી અને આખો ય આંધ્ર પ્રાંત ચુસ્ત સનાતન–ધર્મી હતો.

આંધ્રપતિઓએ મહારાજા અશોકના પાછળના ધર્મીજીવનકાળનો લાભ લઈ છડેચોક વિરુદ્ધતા દર્શાવવા માંડી હતી. કારણ તેઓ સમજતા હતા કે મહારાજા અશોક લડાઇમાં ઉતરે તેમ નથી એટલે તેમણે સ્વતંત્ર થવા તોફાનો આદર્યા. સંપ્રતિએ લગભગ દોઢથી બે લાખની સૈન્યસામગ્રી સાથે આંધ્ર પ્રાંત ઉપર ચઢાઇ કરી. આંધ્રની સરહદે લગભગ બાર માસ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું, અને આંધ્રની વીર સેનાએ પોતાના અંતિમ બળ સુધી સામનો કર્યો, છતાં તેમાં ભાગ્યદેવીએ સંપ્રતિને જ યારી આપી અને આંધ્રપતિનો પરાભવ થયો. છેવટે આંધ્રપતિએ મગધનું સર્વોપરીપણું સ્વીકારી ખંડણી આપવાનું કબૂલ કર્યું.

આ સમયે આંધ્રની ગાદી ઉપર આવનાર આંધ્રપતિ યુવાવસ્થામાં હતો. સંધિના પાલન ( જામીન ) તરીકે તેણે પોતાની બેનનાં લગ્ન વિજેતા મહારાજા સંપ્રતિ સાથે કરી આપ્યાં કે જેનાથી મગધના ગાદીવારસ પુત્ર વૃષભસેનનો જન્મ થયો.

મહારાજા સંપ્રતિએ પશ્ચિમોત્તર પ્રદેશની જીતમાં છેક કાઠિયાવાડ સુધીના પ્રદેશો તાબે કર્યા હતા અને દક્ષિણોત્તર પ્રદેશોની જીતમાં આંધ્ર પ્રાંતથી સિંહલદ્વીપ ( લંકા ) સુધીના પ્રાંતો તાબે કર્યા આ પ્રમાણે આ બંને મહત્ત્વતાભર્યા વિજયથી મગધ સામ્રાજ્યની

સત્તા અવન્તી મારફતે આ કાળે ભારતમાં લગભગ સાર્વભૌમપણાને પામી ચૂકી હતી આ મહાન્ કાઠી પ્રદેશો તથા દક્ષિણોત્તર આંધ્ર પ્રાંતની જીતના અંગે ગ્રંથિક પુરાવાઓ મળી આવે છે. નિશીથચૂર્ણિકાર તથા કલ્પચૂર્ણિકાર નીચે પ્રમાણે દર્શાવે છે:—

" तेणे सुरट्ठविसयो अंधा दमिला यो ओयविला ।" निशीथ

" ताहे तेण संपइणा उज्जेणी आइं काउं दक्खिणावहो सवो ।
तत्थ ठिण्ण वि अज्ञावितो " कल्पचूर्णी

× × ×

## માતાનો સદ્બોધ—

એક સમયે મહારાજા સંપ્રતિ પોતાની માતા શરદ્શ્રી પાસે બેસી ધાર્મિક ચર્ચા કરતો હતો તે સમયે માતાએ પુત્રને નીચે મુજબ હૃદયંગમ બોધ આપ્યો:—"હે વત્સ ! તેં પરદેશી યવન તથા અનેક બળીષ્ઠ દુશ્મન રાજાઓને જીતી તારા સામંતો બનાવ્યા છે જો કે જગતની દૃષ્ટિએ તેં મૌર્યરાજ્યકુળ ઉજ્જવળ બનાવ્યું ગણાય; પરન્તુ લાખો મનુષ્યોની હિંસાના ભોગે મેળવેલ જીત પ્રાણાંતે પણ કયા રાજવીને હિતકર થઇ છે કે જેના યોગે લાખો જીવોનો સંહારક ધર્મભાવનાહીન રાજવી સ્વર્ગે જઇ શકયો હોય ? વીર પુત્ર, દુનિયાને જીતનાર ચક્રવર્તી જેવા રાજાઓ પણ ધર્મહીનતાને કારણે બહુધા કરી નર્કગતિને જ પામ્યા છે.

- વ્હાલા તનુજ, પૃથ્વી તો સદાકાળ તલવારને જ નમતી રહી છે. બેશક, વીરપુરુષો પૃથ્વી જીતે, શસ્ત્રોના બળે શત્રુને હરાવે–એવું અનાદિ કાળથી ચાલતું જ આવ્યું છે. વિજેતા રાજવીની માતા કદાપિ કાળે નારાજ તો ન જ થાય, તેણી પુત્રના પરાક્રમથી પ્રફુલ્લિત જ થાય; છતાં સમજુ અને જ્ઞાની માતાઓ પોતાના પુત્રની ગતિ સુધારવા જરૂર ધર્મ–પ્રતિબોધ આપે તે જ પ્રમાણે હે વીર પુત્ર, તેં જેવી રીતે સામ્રાજ્યની જીત મેળવી છે તે જ પ્રમાણે આદર્શ ધર્મી તરીકે જ્યારે આત્મકલ્યાણ સાધી તું ઉચ્ચ ગતિનો આરાધક બનીશ ત્યારે જ તું ખરો ભાગ્યાત્મા અને પિતૃકુળને તારનારો થયો ગણાય.

હે વીર પુત્ર ! રણક્ષેત્રમાં થએલ અસંખ્ય જીવોના નાશનું ફળ (શિક્ષા) જરૂર ભોગવવું જ પડે, અને તેના યોગે જો તેટલું જ ઉત્કૃષ્ટ તપ અને ધર્મસેવન વિજેતા રાજવીથી ન થાય તો તે ધર્મરહિત નૃપતિની ગતિ નરક સિવાય બીજી ન હોઇ શકે; માટે મારી તને ખાસ ભલામણ છે કે હવે રણક્ષેત્રથી સંતોષ પામ અને ધર્મભાવના તરફ વળી ધાર્મિક કાર્યો કર "

ખરેખર પુત્ર–હિતસ્વી માતાઓ જ પ્રસંગ આવ્યે પુત્રને સાચા અક્ષરો કહેવામાં પાછી પાની ન જ કરે. ઇહલૌકિક સુખ કરતાં પારલૌકિક સુખની શ્રેષ્ઠતા અનંતગણી છે.

ચોથા આરાની પ્રાચીન જૈન પ્રતિમા



આ ભવ્ય પ્રતિમા આબૂ તીર્થ ઉપર વિમળવસહીમાં દહેરી નં. ૨૦ માં સ્થાપિત થએલ છે કે જે ખોદકામ કરતાં ભૂગર્ભમાંથી મળી આવી હતી.

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

શરદશ્રી જેવી વીર ક્ષત્રિયાણીઓ જ સાચો માર્ગ દર્શાવી શકે. સંસ્કારી માતા શરદશ્રીની સચોટ અને શાંતવાહિની વાણીના પીયૂષપાનથી મહારાજા સંપ્રતિ અતીવ સંતોષ પામ્યા ને બોલ્યા કે—

"પૂજ્ય માતુશ્રી ! આપના ઉપદેશને હું માથે ચઢાવું છું, અને આજ્ઞાંકિત મૌર્યપુત્ર તરીકે આપ ફરમાવો તે મુજબ ધર્મકાર્યોથી આપને સંતોષવા તૈયાર છું."

માતાનું હૃદય પુત્રના સુંદર જવાબથી અત્યંત સંતુષ્ટ થયું, અને તેણીએ પુત્રને કહ્યું કે—"હે વત્સ ! નવાં નવાં જિનમંદિરો બંધાવી, તેમજ પ્રાચીન જૈનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી તું પુણ્યોપાર્જન કરે તો મને અતિ હર્ષ થાય અને સાથોસાથ તારી ગતિ સુધરે; કારણ કે આ સંબંધમાં મેં પૂજ્ય શ્રી આર્યસુહસ્તિસૂરિના મુખદ્વારા તેમની દેશનામાં સાંભળ્યું છે કે—

काष्ठादिनां जिनावासे, यावंतः परमाणवः ।
तावंति वर्षलक्षाणि, तत्कर्त्ता स्वर्गभाग् भवेत् ॥

જૈન મંદિર બંધાવતાં કાષ્ઠ, પાષાણ વિગેરેમાં જેટલાં પરમાણુઓ આવે છે તેટલા લાખ વર્ષો સુધી મંદિરનો કરાવનાર સ્વર્ગનો ભોક્તા થાય છે.

તેવી જ રીતે પરમાણુસ્વરૂપનું વર્ણન કરતા શ્રી આર્યસુહસ્તિ મહારાજે જણાવ્યું હતું કે—

जालान्तरगते सूर्ये, यत्सूक्ष्मं दृश्यते रजम् ।
तस्य त्रिंशत्तमो भागः, परमाणुः स उच्यते ॥

અર્થાત્—જાળીની અંદરથી પડતા સૂર્યના તેજમાં સૂક્ષ્મ રજ દેખાય છે તેનો ત્રીશમો ભાગ પરમાણુ કહેવાય છે.

વ્હાલા પુત્ર ! નૂતન મંદિર બંધાવવા કરતાં આઠગણું પુણ્ય જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવાથી પ્રાપ્ત થાય છે. તેના અંગે પણ શ્રી આર્યસુહસ્તિ મહારાજે પ્રાચીન ગ્રન્થનો નીચે પ્રમાણેનો શ્લોક સંભળાવ્યો હતો:—

नूतनार्हद्वारवासे विधाने यत्फलं भवेत् ।
तस्मादष्टगुणं पुण्यं, जीर्णोद्धारे विवेकिना ॥

તેવી જ રીતે હે પુત્ર ! ધન, અગ્નિ, પાણી, ચોર, ચારણ, યાચક, રાજા, જુગારી, બંધુ અને રાજ્યદંડ વિગેરેથી બચાવીને પણ જૈનમંદિરાદિકમાં ધન વાપર્યું હોય તેવા પુરુષને ધન્ય છે. આ પ્રસંગને લગતો શ્લોક શ્રી આચાર્યદેવે નીચે મુજબ સંભળાવ્યો હતો:—

" ज्वलनजलचोरचारणनृपखलदायाददंदि ।
धन्योऽसौ यस्य धनं जिनभुवनादौ शुभे लग्नम् ॥ "

હે પુત્ર ! જિનભુવનાદિ બનાવવામાં આ પ્રમાણે ધનનો ઉપયોગ કરવા શાસ્ત્રકારો અને પૂજ્ય આચાર્યદેવો ફરમાવે છે અને તેથી નરકગતિનું રોધન થાય છે, તો તારા જેવો વીર સંસ્કારી પુત્ર માતાની આત્મસંતુષ્ટતા કરવા સાથે શ્રેષ્ઠ ગતિ સાધવા શું ઉદ્યુક્ત નહીં થઇ શકે ?

વળી હે વીરપુત્ર ! તારા જન્મકાળ પૂર્વે મને ગર્ભાવાસની શરૂઆતમાં મુખમાં પ્રવેશ કરતા હસ્તિનું સ્વપ્ન આવેલ. આ સ્વપ્નનાં અંગે તેનું ફળ પૂછવા હું અવન્તીમાં પધારેલ શ્રી સાગરસૂરિ નામના ચૌદપૂર્વધર જ્ઞાની મહારાજ પાસે તારા પૂજ્ય અંધ પિતાશ્રીને સાથે લઇ ગઇ હતી. જ્યારે તેમણે સ્વપ્નનું ફળ દર્શાવતાં જ્ઞાનબળે જણાવ્યું હતું કે 'તારી કૂખે જૈનધર્મનો મહાન્ ઉદ્ધારક એવા વીરપુત્રનો જન્મ થશે કે જેના **હાથે ભારતના પ્રાચીન જૈનમંદિરોનો ઉદ્ધાર થશે એટલું જ નહિ પણ જૈન-મંદિરમય ભારત બનશે અને સાધુઓને સારી રીતે રક્ષણ મળશે.'**

આ પ્રમાણે જ્ઞાની મુનિમહારાજે કહેલ વાણીને ફલિભૂત થએલ હું ત્યારે માનું કે જ્યારે મારો વીર પુત્ર ભારતને મંદિરમય બનાવે. "

પોતાની માતાનો ધર્મબોધ મહારાજા સંપ્રતિને એવો તો સચોટ લાગ્યો કે તેણે પોતાની માતા પાસે તરત જ અભિગ્રહ કર્યો કે " હું તે માર્ગે જરૂર પ્રવર્તીશ. અને તારી મનોભાવના અને માગણી સિદ્ધ કરી આપીશ. "

આ સમયે હાજર રહેલ વયોવૃદ્ધ ધાવમાતા સુનંદાએ કહ્યું કે-" હે વત્સ ! તારા અંધ અને અકુલાક્ત પિતા કે જેમને કર્મપ્રસાદે તારા જેવો આજ્ઞાંકિત અને કુળોદ્ધારક વીરપુત્ર પ્રાપ્ત થયો અને પરમાત્માએ સૌની દૃષ્ટિ ઠારી. સાથે રાજ્યખજાનામાં અત્યારે એવો તો સંતોષકારક વધારો ચાલુ છે કે જેના યોગે તું ધારે તો ચક્રવર્તીતુલ્ય રાજ્ય ભોગવી તારી માતાની મનોભાવના ફલિભૂત કરી શકે, માટે સંસ્કારી હે વત્સ ! વીરપુત્ર ! તારી ફરજ છે કે તારા જન્મદાતાઓના આત્માને સંતુષ્ટ કરી આત્મકલ્યાણ સાધવું. "

માતા, પુત્ર અને પિતાશ્રીની વયોવૃદ્ધ ધાવમાતા વચ્ચે આ પ્રમાણેની થયેલ વાતચિતનું પરિણામ કઇ રીતે ફલિભૂત થાય છે તે હવે પછીના પ્રકરણમાંથી આપણને જણાઇ આવશે.



# પ્રકરણ ૩ જું.

---

## જીવંતસ્વામીની પ્રતિમા.

સુજ્ઞ વાચક! આ પ્રકરણમાં રજૂ કરવામાં આવતી દૈવીશક્તિની ઘટનાઓનો સંબંધ ઇતિહાસ સાથે સંકલિત હોવાને લીધે અમો તેની નોંધ અતિ સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે ઉધ્ધૃત કરીએ છીએ.

### સ્વર્ગીય દેવીઓ ખાતર અગ્નિપ્રવેશ કરતો સોની—

પ્રભુ મહાવીરના જીવનકાળ સમયમાં ચંપાનગરીમાં **કુમારનંદી** નામે સોની હતો તે સોની અતિ ધનાઢ્ય તેમજ અત્યંત વિષયાંધ હતો તે લગભગ પાંચસો પાંચસો સોનૈયા આપીને સુંદરમાં સુંદર પાંચસો જેટલી સ્ત્રીઓને પરણ્યો હતો ચંપાનગરીમાં એક વૈભવશાળી મહેલ બનાવી આ સર્વે સ્ત્રીઓ સાથે તે રાજા-મહારાજા કરતાં પણ વિશેષ એશઆરામ ભોગવતો હતો. આ નંદી સોનીને **નાગિલ** નામે શ્રાવક મિત્ર હતો એક દિવસ પંચશૈલ દ્વીપની અધિષ્ઠાયિકા **હાસા** અને **પ્રહાસા** નામની બે વ્યંતર દેવીઓ નંદીશ્વર દ્વીપે જતી હતી માર્ગમાં જ એમનો સ્વામી વિદ્યુન્માલીદેવ દેવપણાનું આયુષ્ય પૂર્ણ થવાથી ચ્યવી ગયો. એટલે આ વ્યંતર દેવીઓએ અવધિજ્ઞાનથી કુમારનંદીને અતિ વિષયાંધ જાણી પોતાના સ્વામી તરીકે પસંદ કર્યો અને તેને પોતા પ્રત્યે આકર્ષવાને બન્ને દેવીઓ કુમારનંદી સમક્ષ તેના મહેલમાં એકાંતે પ્રગટ થઇ

રૂપવંતી દેવાંગનાઓને સાક્ષાત્ સ્વરૂપે પોતાના મહેલમાં આવેલી જોઇ વિષયાંધ સોની તેને ભેટવા આતુર થયો અને બોલ્યો કે-“ તમે કોણ છો અને કયાંથી આવો છો ? ” તેના જવાબમાં દેવીઓએ ભાવપૂર્વક અટ્ટહાસ્ય કરતાં કહ્યું કે-“ ઓ દિવ્ય કાંતિવાન પુરુષ, અમે તારે માટે જ અહીં આવેલ છીએ, પરંતુ દેવાગનાઓનો ઉપભોગ કરવાનો અધિકાર દેવ સિવાય બીજા કોઇને ન હોવાથી, હે કુમારનંદી ! જો તને અમારી લાલસા હોય

તો તારે પંચશૈલ દ્વીપે આવવું." પંચશૈલ દ્વીપે જવાનું કામ સુલભ ન હતું; કારણ કે ત્યાં જવામાં જીવનું જોખમ હતું. પડહ વગડાવી, અમુક દ્રવ્ય આપી, કુમારનંદીએ એક વૃદ્ધ નાવિક સાથે પંચશૈલ દ્વીપ તરફ જવા પ્રયાણ કર્યું. મહામુસીબતે પંચશૈલ દ્વીપે કુમારનંદી પહોંચ્યો તો ખરો પણ દેવીઓએ તેને કહ્યું કે–'મનુષ્યરૂપે તું અમારો ભોક્તા થઇ શકશે નહિ. તારે પંચશૈલ દ્વીપના સ્વામી થવાનું નિયાણું કરી અગ્નિપ્રવેશ કરવો પડશે. ત્યારબાદ તે નિયાણાને યોગે તું અમારો સ્વામી બનશે. અમારો સ્વામી બનવાને કારણે ઓછામાં ઓછા દેવપણાના આયુષ્યના દસ હજાર વર્ષ તું મનગમતા વિલાસો ભોગવવા ભાગ્યશાળી થશે, કે જે ભોગવિલાસો મનુષ્યના ભોગવિલાસો કરતાં અતિ ઉચ્ચ કોટિના અને મનવાંછિત હશે.' બાદ કુમારનંદીના કથનથી તે દેવીઓએ તેને તેના નગર ચંપાપુરીમાં પુનઃ પહોંચાડ્યો.

અપ્સરાઓનાં દર્શન થયા બાદ કુમારનંદીને પોતાની રૂપવંતી પાંચસો સ્ત્રીઓ તે દેવીઓની અપેક્ષાએ એક કીટ સમાન જણાવા લાગી. દેવાંગનામાં લુબ્ધ થયેલ તેને તેઓના ઉપરથી સ્નેહ ઉતરી ગયો. રાતદિવસ તે દેવીઓના નામની જપમાળા ફેરવવા લાગ્યો અને ઉપરોક્ત બન્ને દેવીઓ મેળવવાની લાલસાએ તેણે અગ્નિપ્રવેશ કરવાનો પણ વિચાર કર્યો. તેના મિત્ર નાગિલે તેને ઘણો સમજાવ્યો, ધર્મમાર્ગમાં પ્રવર્તાવવા અનેક પ્રયાસો કર્યા છતાં આ વિષયાંધ સોની તો પોતાના નિશ્ચયમાં મજબૂત રહ્યો, અને અગ્નિચિતા ખડકાવી, નિયાણાપૂર્વક તેમાં પ્રવેશ કરી પંચશૈલ દ્વીપમાં દેવપણે ઉત્પન્ન થઈ હાસા ને પ્રહાસા અપ્સરાઓના ભોગવિલાસમાં મગ્ન બન્યો.

કેટલાંક વર્ષો વ્યતીત થયા બાદ એક દિવસ સ્વર્ગના દેવતાઓ નંદીશ્વરદ્વીપે યાત્રા કરવા જતા હતા, જેમાં તેમની આજ્ઞાથી હાસા અને પ્રહાસાને પણ જવાનું હતું. તેઓ તેમની નાચનારીઓ સંગીતકાર દેવી હોવાથી તેમણે પોતાના પતિને કહ્યું: "તમે ઢોલ વગાડો, અને અમે ગાઈએ." કુમારનંદી સોનીના જીવ વિદ્યુન્માલી દેવે અહંકારથી ઢોલ વગાડવાની ના કહી એટલે કર્મોદયથી એ દેવતાઈ ઢોલ આપમેળે એના ગળે વળગી ગયો; તેથી મહાદુઃખી હૃદયે ઢોલી તરીકે ઢોલ વગાડતો તે વિદ્યુન્માલીદેવ આગળ ચાલવા લાગ્યો.

આ બાજુ કુમારનંદીનો મિત્ર નાગિલ શ્રાવક ઉચ્ચ કોટીની ધર્મકરણી કરી, આયુષ્ય પૂર્ણ કરી, મૃત્યુ પામી બારમા દેવલોકે મહેંદ્ર નામે મહર્દ્ધિક દેવ થયો. તે પણ આ યાત્રામાં સાથે આવ્યો. એણે પોતાના અવધિજ્ઞાનના બળે આ ઢોલી–વિદ્યુન્માલીને પોતાના પૂર્વભવના મિત્ર તરીકે ઓળખ્યો અને તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે–"હે ભદ્ર! મનુષ્યભવ પામવા છતાં તું નિરર્થક ભવ હારી ગયો. મારી માફક જો સારી રીતે ધર્મની આરાધના કરી હોત તો તું પણ મહર્દ્ધિકદેવ થાત, પરંતુ તેના બદલે વિષયનો ભોગી બની, નિયાણું બાંધી, હલકી નાચનારી દેવ જાતિમાં તું ઉત્પન્ન થયો એ ખરેખર શોચનીય છે. તારે માટે હજી પણ શ્રેષ્ઠ દેવગતિ પ્રાપ્ત કરવાનો એક માર્ગ છે તો હું કહું તે પ્રમાણે કર, અને હજુ પણ આત્મકલ્યાણ સાધ.

કુંડગ્રામનગરના પોતાના મહેલમાં પ્રભુ મહાવીર ગૃહસ્થાવાસમાં કાયોત્સર્ગ મુદ્રાએ ધ્યાનસ્થપણે ઊભેલા છે. તેમની પ્રતિમા ( જીવંતસ્વામી ) તે જ સ્વરૂપે ભરાવ, અને તેની પૂર્ણભાવથી ભક્તિ કર તેથી તને બોધિબીજની પ્રાપ્તિ થશે અને તારી ગતિ સુધરશે. ”

## પ્રભુ મહાવીરના ગૃહસ્થાવાસ સમયની ભાવમુનિ તરીકે બનેલ પ્રતિમા—

યાત્રાનું કાર્ય સમાપ્ત થતાં વિદ્યુન્માલીએ પોતાના દેવમિત્રના કથાનુસાર તેમના રાજમહેલમાં કાયોત્સર્ગ મુદ્રાએ ઊભા રહેલ શ્રી મહાવીર પ્રભુને જોયા. ત્યારપછી તેણે હિમપર્વત ઉપર જઇ, ગોશીર્ષ ચંદન લાવી તેનાથી તેણે પ્રભુ મહાવીરની ગૃહસ્થાવાસ સમયની ભાવમુનિ તરીકેની સાક્ષાત્ પ્રતિમા બનાવી.

ઉપરોક્ત પ્રતિમાની કપિલ નામના કેવળી આચાર્ય પાસે વિધિસર પ્રતિષ્ઠા કરાવી. પછી ચંદનની એક પેટી બનાવીને તે પ્રતિમા તેમાં મૂકી. આ અરસામાં સિંધસૌવીર દેશ તરફ જતાં એક વેપારીનું વહાણુ જે ડામાડોળ સ્થિતિએ ચડી ડૂબવાની તૈયારીમાં હતું તેનું તે વિઘ્ન વિદ્યુન્માલી દેવે નિવારી ઉપરોક્ત પ્રતિમાવાળી પેટી તે વેપારીને આપી અને તે પ્રતિમાને વીતભયપટ્ટણુ તરફ લઇ જવાની આજ્ઞા કરી.

દેવપ્રતિમાના કારણે તોફાને ચઢેલ સમુદ્ર શાંત થયો અને થોડા દિવસમાં આ વેપારી વીતભયપટ્ટણમાં આવી પહોંચ્યો. અહીંયાં આ કાળે શિવ ધર્મમાં ચુસ્ત ૭૦૦ તાપસોનો ભક્ત ઉદાઇ નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાની સેવામાં દસ મુકુટબંધ રાજાઓ હમેશાં હાજર રહેતા. આવા પ્રતાપી રાજવીના પાટનગરમાં આવી શાહ સોદાગર વેપારીએ નગરચોકમાં ઉપલી દેવપ્રતિમાવાળી પેટી રજૂ કરી, અને “ આ દિવ્ય પ્રતિમાને પૂજા અર્થે ગ્રહણ કરો, ગ્રહણ કરો ” એવી રીતે ઉદ્‌ઘોષણા કરાવી.

નગરના વિધવિધ ધર્મના પુરુષો, તાપસો, સંન્યાસીઓ, નગરજનો, રાજ્ય અમલદારો તથા ખુદ મહારાજાએ પણ આ ચમત્કારિક દૈવી પેટી જોઇ તેને ઉઘાડવા અનેક પ્રયાસો કરી જોયા. દરેકે પોતપોતાના ઈષ્ટ દેવની સ્તુતિ કરવા માંડી, પરંતુ પેટી ઊઘડી નહિ.

આખરે મહારાજાની પટ્ટરાણી **પ્રભાવતી** કે જે ચેડા મહારાજની પુત્રી થતી હતી તેણે દેવાધિદેવની વીતરાગ પરમાત્માની સ્તુતિ કરી, અને તેના પ્રતાપે એ પેટી તરત જ ખુલ્લી ગઇ. તેણે એ પ્રતિમાને આડંબરપૂર્વક લઇ જઈ પોતાના ચૈત્યગૃહમાં સ્થાપન કરી અને નિરંતર તેની એકચિત્તે ભક્તિ અને પૂજા કરવા લાગી, કારણ કે આ મહારાણી ચુસ્ત જૈનધર્મી હતી.

પ્રભુભક્તિમાં અત્યંત શ્રદ્ધાળુ એવી મહારાણી પ્રભાવતીએ કેટલાક સમય પછી રાજાની આજ્ઞા મેળવી ચારિત્ર અંગીકાર કર્યું અને દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ.

પ્રભાવતીના ચારિત્ર અંગીકાર કર્યા બાદ તેની ભલામણ પ્રમાણે તે પ્રતિમા( પ્રભુ )ની પૂજા તેની દેવદત્તા નામની દાસી નિરંતર કરવા લાગી. બીજી બાજુ પ્રભાવતીનો જીવ જે દેવ. થએલો તેણે રાજાને સન્માર્ગે વાળવા અનેક યુક્તિઓદ્વારા પ્રતિબોધી જૈન ધર્મમાં સ્થિર કર્યો.

એ અરસામાં દૈવતાઇ ગૂટિકા ધરાવનાર ગાંધાર નામે એક શ્રાવક ગૂટિકાના પ્રભાવથી આકાશમાં ઊડી આ જીવંતસ્વામીની પ્રતિમાનાં દર્શન માટે વીતભયપટ્ટણ આવ્યો.

વીતભયપટ્ટણ આવ્યા બાદ આ જ્ઞાની શ્રાવકને પોતાનું મૃત્યુ નજદિક જણાતાં તેણે પોતાની પાસે રહેલ દૈવી ગૂટિકા, પ્રભુભક્તિમાં નિત્ય મસ્ત રહેનાર દેવદત્તા કુબ્જાને આપી, અને પોતે સંયમ સ્વીકારી આત્મહિત સાધ્યું.

કદરૂપી મટી સુવર્ણ શરીરવાળા સુંદર સ્વરૂપને ઇચ્છતી કુબ્જા દાસી( દેવદત્તા )એ દૈવી ગૂટિકા મુખમાં રાખી કે તરતજ તેની કાયા સૌંદર્યસંપન્ન અપ્સરા તુલ્ય બની ગઇ.

આ ઉપરથી મહારાજા ઉદાઇએ આ દાસીનું નામ ' સુવર્ણગૂલિકા ' પાડયું. કુબ્જા મટી અપ્સરા તુલ્ય દેહ અને લાવણ્ય ધરાવનાર સુવર્ણગૂલિકા દાસીને હવે પોતાને યોગ્ય પતિની જરૂર જણાઇ. તેણીએ તે ગૂટિકાના અધિષ્ઠાયક દેવનું સ્મરણ કર્યું, એટલે તેના અધિષ્ઠાયક દેવે હાજર થઇને તેને પૂછ્યું કે-" બોલ, તારે મારી શી જરૂર પડી છે ? " તેણીએ કહ્યું કે " અવન્તીપતિ ચંડપ્રદ્યોત રાજા મારો પતિ થાય એવો બંદોબસ્ત કરો. "

અધિષ્ઠાયક દેવે ચંડપ્રદ્યોત રાજા આગળ જઇ સુવર્ણગૂલિકા દાસીનું અતીવ સુંદર વર્ણન કર્યું જેથી તેના ઉપર તે મોહિત થયો, અને તેણીને તેડી લાવવા પોતાના દૂતને મોકલ્યો. દૂતની સાથે સુવર્ણગૂલિકાએ ન જતાં તેણે અવન્તીપતિને પાટણ બોલાવ્યો.

રાત્રિના સમયે અવન્તીપતિ અનિલવેગ નામના હાથી ઉપર બેસી ત્યાં આવી પહોંચ્યો, અને નગરની બહાર ઉદ્યાનમાં બંનેનો મેળાપ થયો. અવન્તીપતિએ સુવર્ણગૂલિકાને પોતાની સાથે આવવા કહ્યું ત્યારે તેણીએ જણાવ્યું કે-" હું આ જિનમૂર્તિ વગર જીવી શકું તેમ નથી માટે એના જેવી જ એક મૂર્તિ બનાવી અહીં લાવો એટલે આ મૂર્તિના સ્થાને તે મૂર્તિની સ્થાપના કર્યા પછી આ મૂળ પ્રતિમાને લઇ હું તમારી સાથે આવીશ. "

ત્યારબાદ ચંડપ્રદ્યોત રાજાએ અવન્તી આવી તે મૂર્તિના જેવી બીજી મૂર્તિ તૈયાર કરાવી અને તેની કપિલ કેવળી પાસે પ્રતિષ્ઠા કરાવી. પછી એ મૂર્તિને લઇ ચંડપ્રદ્યોત રાજા વીતભયપટ્ટણ આવ્યો, અને દાસીને નૂતન મૂર્તિ અર્પણ કરી. દાસી આ નવીન મૂર્તિ ચૈત્યમાં સ્થાપી, મૂળ મૂર્તિને પોતાની સાથે લઇ અવન્તી આવી અને ચંડપ્રદ્યોત સાથે યથેચ્છ ભોગ ભોગવવા લાગી.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉદાઇ રાજા દેવાલયમાં આવ્યો અને પ્રતિમાને નગી તેની

સન્મુખ જુએ છે તો કોઇ દિવસ ન કરમાય એવી પુષ્પમાળા કરમાયલી દીઠી. તેને તરત જ માલૂમ પડયું કે "આ મૂર્તિ મૂળ પ્રતિમા નથી. વળી પ્રભુભક્તિમાં નિત્ય હાજર રહેનારી સુવર્ણગુલિકા પણ હાજર નથી. પ્રભાવશાળી મૂળ પ્રતિમાના અદૃશ્ય થવાથી મારા હાથીઓનો મદ પણ ગળી ગયો દેખાય છે, માટે નક્કી આ કાર્ય અવન્તીના ચંડપ્રદ્યોતનું દેખાય છે કે જે અહીં આવી, મૂર્તિ તથા દાસી બંનેને લઇ ગયો હોય એમ જણાય છે."

તેણે તરત જ દસ રાજાઓ સહિત વિશાળ સૈન્ય તૈયાર કર્યું અને અવન્તી ઉપર ચઢાઇ કરી. આ બાજુ અવન્તીપતિ પણ લશ્કર સહિત સામનો કરવા માટે તૈયાર હતો એટલે બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. યુદ્ધમાં બાણાવળી ઉદાઇ રાજાએ તીક્ષ્ણ બાણોથી ચંડપ્રદ્યોત રાજાના હાથીના ચારે પગો ભરી દીધા જેથી ચંડપ્રદ્યોતનો માનીતો અનિલવેગ હાથી પૃથ્વી પર ઢળી પડ્યો. એટલે પ્રતાપી ચંડપ્રદ્યોતે મૃત્યુવશ થએલ હાથીની અંબાડીમાંથી કૂદકો મારી રણમેદાનમાં ઝંપલાવ્યું. તત્ક્ષણે ઉદાઇ રાજા પણ કૂદકો મારી રથમાંથી બહાર પડ્યો, અને બંને વચ્ચે ભયંકર દ્વંદ્વયુદ્ધ થયું. છેવટે અવન્તીપતિ હાર્યો અને ઉદાઈએ ચંડપ્રદ્યોત રાજાને બાંધી લીધો.

ઉદાઈ રાજા તરત જ વિજેતા રાજવી તરીકે અવન્તીના રાજ્યમહેલમાં આવ્યો અને સૌથી પ્રથમ તો તેણે મૂળ પ્રતિમાનાં દર્શન કરી આત્મસંતોષ મેળવ્યો. બાદ એ જ મૂળ પ્રતિમાને વીતભયપટ્ટણ લઈ જવાની તૈયારી કરી, પણ એ પ્રભાવશાળી પ્રતિમા ત્યાંથી એક અંશ માત્ર ચલાયમાન થઇ નહિ. અંતે રાજાએ અતિશય સ્તુતિપૂર્વક એકચિત્તે પ્રભુને વિનંતિ કરવા માંડી ત્યારે એના અધિષ્ઠાયકે પ્રગટ થઇ કહ્યું કે—"હે રાજન્! તારું નગર થોડા વખતમાં ધૂળના વરસાદથી દટાઇ જવાનું છે, માટે આ પ્રભાવશાળી પ્રતિમા ત્યાં આવશે નહિ, તો તું હવે શોક ન કર." ત્યારપછી ઉદાઈ રાજાએ પોતાના ક્રોધના સમાવેશને માટે એક લોખંડના સળીયાને ખૂબ તપાવી, એના વડે ચંડપ્રદ્યોત રાજાના લલાટ ઉપર 'દાસીપત્તિ' એવા અક્ષરો લખાવ્યા અને તેને પિંજરામાં પૂર્યો. બાદ તે પિંજરાને સાથે લઈ રાજા પોતાના નગર તરફ રવાના થયો. સ્વદેશે જતાં માર્ગમાં વર્ષા ઋતુના—ચાતુર્માસના દિવસો આવ્યા જેથી વર્ષાધારા સખત થવા લાગી, એટલે રાજાએ એક ઠેકાણે છાવણી નાંખી મુકામ કર્યો. ત્યાં આગળ નગર જેવો દેખાવ થઈ રહ્યો, અને તે સ્થળનું નામ "દસોરા" એવું પડયું.

ચાતુર્માસના પર્યુષણના પર્વના દિવસો આવ્યા. એટલે ઉદાયી રાજાએ ધાર્મિક ક્રિયાઓ શરૂ કરી. આ અવન્તીપતિ રાજા પ્રદ્યોત પણ જૈન ધર્મી હતો ને તે મહારાજા ઉદાઇનો સાઢુ થતો હતો કારણ કે મહારાજા ચેટકની ચોથી પુત્રી શિવા સાથે તેનાં લગ્ન થયાં હતાં જ્યારે મહારાજા ઉદાઇનાં લગ્ન ચેટકની મોટી પુત્રી સાથે થયાં હતાં.

ઉદાઈ રાજા સંવત્સરીના દિવસે ઉપવાસ કરતા એટલે તેના રસોયા ચંડપ્રદ્યોતને કઇ જાતની

અર્થાત્—પાટલિપુત્રથી વિહાર કરતાં શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તિસૂરિ મહારાજ વિદિશા (વર્તમાનમાં ભિલસા) ગયા, જ્યાં તેઓ બન્ને મહાત્માઓએ જીવંતસ્વામીની પ્રતિમાને વંદન કર્યું. ત્યારબાદ આર્યમહાગિરિ મહારાજને પોતાને અંતકાળ સમીપ જણાતાં તેઓ એકાક્ષ (કહેતાં દશાર્ણપુર)ના ગજાગ્રપદ તીર્થે વંદન કરવા ગયા અને ત્યાં જ તેઓ અનશન કરી વીર નિર્વાણ ૨૭૦–૨૭૧ માં સ્વર્ગવાસી થયા ત્યારબાદ શ્રી આર્યસુહસ્તિ મહારાજ વિદિશાથી વિહાર કરી ઉજ્જૈનીમાં આવેલ જીવંતસ્વામીની પ્રતિમાના દર્શનાર્થે ગયા.

ઉપરોક્ત આવશ્યક ચૂર્ણીની પ્રાચીન ગાથાઓ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રીઆર્યમહાગિરિ મહારાજનો સ્વર્ગવાસ શ્રી આર્યસુહસ્તિ મહારાજના ઉજ્જૈન ગયા પૂર્વે અને શ્રી સંપ્રતિ મહારાજને જાતિસ્મરણ જ્ઞાનની ઉત્પત્તિ થયા પૂર્વે લગભગ ૧૭ વર્ષે થયો હતો. શ્રી આર્યસુહસ્તિ મહારાજ વિદિશાથી પોતાના શિષ્ય સમુદાય સાથે ઉજ્જૈન જીવિતસ્વામીની પ્રતિમાના દર્શને આવ્યા બાદ અહીંની તીર્થયાત્રા કરી તેઓ અહીંથી વિહાર કરી અન્ય સ્થળે ગયા. આ કાળે મહારાજા સંપ્રતિ પારણામાં ઝુલતા હતા આ ઉપરથી સાબિત થાય છે કે શ્રી આર્યમહાગિરિ મહારાજ યુગપ્રધાન પદના નિક્ષેપા બાદ દ્રુમકના જીવને પ્રતિબોધ્યો ત્યાં સુધી જિનકલ્પી તરીકે વિદ્યમાન હતા.

નિશીથચૂર્ણીમાં શ્રી આર્યમહાગિરિ મહારાજ અને શ્રી આર્ય સુહસ્તિસૂરિ મહારાજની સંભોગી ગોચરીનો જે અધિકાર આવે છે તે અધિકારનો સંબંધ મહારાજા સંપ્રતિના સમકાળે બનેલ બનાવને અંગે નહિ પરન્તુ તેનો સંબંધ મહારાજા બિંદુસારના રાજ્યામલ સમયમાં, જે સમયે યુવરાજ અશોક ઉજ્જૈનીના યુવરાજપદે સ્થાપિત હતો તે સમયની બનેલ ઘટનાને અંગે હતો એમ સમજાય છે સબબ શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્ય સુહસ્તિના સમકાળે મગધમાં પડેલ દુર્ભિક્ષના અંગે મહારાજા બિંદુસારે મગધ સામ્રાજ્યના દુકાળી પ્રદેશોમાં (જેમાં અવન્તીનો સમાવેશ થયો હતો) પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે પોતાના પૂજ્ય પિતા ચંદ્રગુપ્તને પગલે ચાલી રાજ્ય તરફથી દાનશાળાઓ ખોલી હતી, કે જ્યાંથી સાધુઓને ગોચરી તેમજ બ્રાહ્મણાદિક ભિક્ષુકોને ભિક્ષા (ભોજન) મળી રહેતી હતી.

મહારાજા અશોકના સમયમાં પણ આ દાનશાળાઓ ચાલુ હતી, જેનો ઉલ્લેખ બૌદ્ધગ્રંથ "મહાવંશ" ના પાંચમા પરિચ્છેદના તેવીસમા શ્લોક પ્રમાણે નીચે મુજબ છેઃ—

"पिता सट्ठि सहस्सानि, ब्राह्मणे ब्रह्मपक्खिके ।
भोजेसि सो पिते येव, तीणि वस्सानि भोजयि ॥
महावंश पर्व ५ ॥ २३ ॥

"અશોકના પિતા રાજા બિંદુસાર નિત્ય ૬૦,૦૦૦ બ્રાહ્મણોને ભોજન કરાવતા, ત્યારબાદ ઈ. સ પૂર્વે ૨૫૫ માં ગાદીપતિ થયા પછી અશોકે પણ ત્રણ વર્ષ સુધી એટલે ઈ. સ પૂર્વે ૨૫૫ થી ૨૫૮–૫૯ સુધી બ્રહ્મભોજન કરાવ્યું હતું.

રાજકીય દાનશાળાઓના આહાર પાણી લેવાનું જૈનસાધુ મુનિમહારાજોના આચાર વિરુદ્ધ હોવાથી જિનકલ્પી આચારવાળા શ્રી આર્યમહાગિરિ મહારાજે શ્રી આર્યસુહસ્તિ મહારાજથી સભોગી ગોચરીનો સંબધ વિભક્ત કરી, સાધુગણનો ભાર અને યુગપ્રધાનપદ શ્રી આર્યસુહસ્તિ મહારાજને ઈ. સ. પૂર્વે ૨૪૫ માં અર્પણ કરી તેઓ તેમનાથી અલગ થઇ એકાકી વિહારી અને ચૂસ્ત જિનકલ્પી બની અલગ વિચરતા હતા.

મહારાજા બિંદુસાર અને અશોકના રાજ્યકાળ દરમિયાનમાં દાનશાળાના રસોઇઆઓ અને વેપારીઓ મારફતે જૈનમુનિ મહારાજોને માટે આહાર અને વસ્ત્રાદિકની ગોઠવણ કરવામાં આવી હતી, જેમાં વેપારીઓ અને રસોઇઆઓને રાજ્ય તરફથી તેનો બદલો મળી રહેતો. આ જાતની રાજ્યવ્યવસ્થાને રાજ્યપિંડ તરીકે અકલ્પ્ય ગણી શ્રી આર્યમહાગિરિ મહારાજ શ્રી આર્યસુહસ્તિ મહારાજથી અલગ થયા હતા અને ગોચરીની વિભક્તતા થઇ હતી. શ્રીસંઘે એક વખત વિભક્તગોચરીને સભોગી બનાવી હતી, છતાં કાળના પ્રભાવે તેમાં ફેર ન પડ્યો એટલે અંતે યુગપ્રધાનપદનો નિક્ષેપ કરી શ્રી આર્યમહાગિરિ મહારાજ જિનકલ્પી તરીકે સાધુગણનો ભાર શ્રીઆર્ય સુહસ્તિ મહારાજને સોંપી અલગ થયા હતા

મહારાજા અશોક અને બિંદુસારનો પ્રેમ મહારાજ શ્રીઆર્યસુહસ્તિ અને આર્ય મહાગિરિ ઉપર અપૂર્વ હતો અને આ દાનપ્રવર્તક રાજાઓના સંબંધમાં આવેલા શ્રી આર્ય મહાગિરિ મહારાજના મુખમાથી નીકળેલા નીચેના શબ્દો પણ આ વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરે છે, કે જે શબ્દો ગ્રંથોમા નીચે મુજબ છેઃ—

" ओदरिय मृत्यु स्मरता " આ શબ્દોનો અર્થ એ થાય છે કે " આ જાતની અનોદરી ગોચરી કરતાં મૃત્યું અધિક સારું " તથા બીજા પણ આને લગતા શબ્દો મળી આવે છેઃ—

" अज्जो इमं ! अपुव्वं दीसइ " આ બન્ને વાકયો ઉપરોક્ત સમયની વિષમતા દર્શક હતા.

આ ઉપરથી જિનકલ્પી શ્રી આર્યમહાગિરિ મહારાજની અપૂર્વતા સમજાઇ આવે છે.

ગ્રંથિક પુરાવાને આધારે અમોએ ઉપરોક્ત પુરાવાઓ રજૂ કરી સમજાવ્યું છે કે શ્રી આર્ય મહાગિરિ મહારાજના અંગે જે સંભોગી અને અસભોગી ગોચરીના વૃત્તાંત સંબંધમાં જૈન ગ્રથોમાં મતભેદ જોવામા આવે છે, તેમા અમારો મત અમોએ દર્શાવ્યો છે: બાકી તો સર્વજ્ઞો જાણે

## મહારાજા સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાન કયાં પ્રાપ્ત થયું હતું ?

અમારા સશોધનમાં શ્રી આર્ય સુહસ્તિ મહારાજના પ્રથમ દર્શને અવન્તી (ઉજ્જૈન) માં મહારાજા સંપ્રતિને જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું હતું જેના અંગે કલ્પચૂર્ણીનો મૂળ પાઠ નીચે પ્રમાણે છેઃ—

"इतो य अज्जसुहत्थी उज्जेणी 'जियसामि' वंदओ आगओ रहाणुजाणे य हिंडंतो राउलं गणपदेसे रन्ना आलोयणगतेण दिट्ठो, ताहे रन्नो ईहपोहं करेंतस्स जातं: (जाइसरणं जातं) तहा तेण मणुस्सा भणिता-पडिचरह आयरिए कहिं ठितत्ति तेहिं पडिचरिउं कहितं सिरिघरे ठिता। ताहे तत्थ गतुं धम्मो णेण सुओ पुच्छितं धम्मस्स किं फलं? भणितं अव्यक्तस्य तु सामाइयस्स राजाति फलं, सो संमंतो हानि (होती?) सम्मं भणसि अहं मे कहिं चिट्ठिट्ठे लओ, आइरिएहिं उवउजितं दिट्ठे लओ त्ति ताहे सो सावओ जाओ पंचाणुवयधारी तस जीव पडिक्कमओ पभावओ समणसंघस्स।"

અર્થાત્ શ્રી આર્યસુહસ્તી મહારાજ જીવંતસ્વામીના વંદનાર્થે ઉજ્જૈની આવ્યા, અને રથયાત્રામાં મહારાજશ્રીને નિહાળતાં ઝરુખામાં બેઠેલા સંપ્રતિ મહારાજાને જાતિસ્મરણ-જ્ઞાનની ઉત્પત્તિ થઇ. તેમણે પોતાના પ્રતિહારીને કહ્યું કે-તપાસ કરો કે મહારાજશ્રી ક્યાં ઊતર્યા છે? પ્રતિહારીઓએ તપાસ કરી, નિવેદન કર્યું કે-આચાર્યશ્રીનો મુકામ "શ્રીઘર" માં છે. રાજા તેમની પાસે ગયા ને તેમનો ધર્મોપદેશ સાંભળ્યા બાદ મહારાજાએ પ્રશ્ન કર્યો કે—ધર્મનું ફળ શું? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે "અવ્યક્ત સામાયિક ધર્મનું ફળ રાજ્યપ્રાપ્તિ આદિ છે." આ પ્રમાણે આચાર્યશ્રીના મુખથી ધર્મનું ફળ સાંભળીને રાજાને આશ્ચર્ય થયું, અને તેમણે કહ્યું કે "ગુરુદેવ, સત્ય છે. ગુરુદેવ, આપ મને ઓળખો છો?" શ્રુતજ્ઞાનનો ઉપયોગ મૂકી આચાર્યશ્રીએ કહ્યું કે-"હા, તું મારો પરિચિત અને પૂર્વભવનો શિષ્ય છે." આ પ્રમાણે સાંભળી મહારાજા સંપ્રતિ પંચાણુવ્રતધારી બન્યા ને ત્રસ જીવોની હિંસાનો પણ તેણે ત્યાગ કર્યો અને તે શ્રમણસંઘનો ઉન્નતિ કરવાવાળો પરમ શ્રાવક થયો.

નિશીથચૂર્ણીમાં પણ આ હકીકતને લગતો મતભેદ નીચે પ્રમાણે છેઃ—

अण्णया आयरिया वतीदिसं जियपडिमं वंदियागता। तत्थ रहाणु जाते रण्णो घरं रहोवरि अंचति॥ संपतिरण्णा ओलायणगण्ण अज्जसुहस्त्थि दिट्ठो जातिस्मरणं जातं। आगच्छो पायेसु पडिओ पच्चुट्ठिओ विणओणओ॥

આ પાઠનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.—

"આચાર્ય શ્રી આર્યસુહસ્તી વિદિશામાં 'જીવિતસ્વામી'ની પ્રતિમાના દર્શને ગયા. ત્યાં રથયાત્રા નીકળી. રાજાનો મહેલ રથમાર્ગ પર હતો. રથ રાજમહેલની પાસે પહોંચ્યો એટલે ઝરુખામાં બેઠેલા રાજા સંપ્રતિએ વરઘોડામાં રહેલ શ્રી આર્યસુહસ્તિ મહારાજને દેખ્યા. જેમને જોતાં જ તેમને પૂર્વભવનું જ્ઞાન થયું. તરત જ રાજા મહેલ નીચે ઉતરી આચાર્યશ્રીના ચરણમાં પડ્યા અને એમને પ્રશ્ન કર્યો કે "ભગવંત, આપ મને ઓળખો છો?" આચાર્યશ્રીએ તરતજ ધ્યાન લગાવી જોયું અને તેઓ બોલ્યા-"હા. હું ઓળખું છું. તું મારો પૂર્વભવનો શિષ્ય છે."

આ પ્રમાણે પ્રાચીન બન્ને ગ્રંથોમાં સંપ્રતિ મહારાજાને જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિ ઉજ્જૈન અને વિદિશામાં મતભેદ રીતે દર્શાવી છે કારણ બન્ને સ્થળોએ જીવંતસ્વામીની પ્રતિમાઓ વિદ્યમાન હતી એટલે તેને વિષે આ પ્રમાણે મતભેદક લખાણો લખાયા સમજાય છે, પરન્તુ વાસ્તવિકમાં **મહારાજા સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિ વિદિશામાં નહિ પરન્તુ અવન્તીમાં થઈ હતી** આવું સ્પષ્ટ પ્રમાણ મળી આવે છે, છતાં વિદિશાનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં પણ દેખાય છે. તે જ પ્રમાણે ગ્રંથકારોની સમજમાં મહારાજા સંપ્રતિના જન્મકાળ પૂર્વે પડેલ દુર્ભિક્ષ નજર સામે રહેલો હોવાથી સંભોગી અને વિભક્ત ગોચરીનો ઉલ્લેખ મહારાજા સંપ્રતિના સમકાળે લીધેલ હોય એમ જણાય છે, પરન્તુ જ્યાં શ્રી આર્યમહાગિરિ મહારાજની હસ્તિ જ આ કાળે સંભવિત ન હતી ત્યાં ગોચરીની સંભોગિકતા અને વિભક્તતાનો અધિકાર તો ક્યાંથી જ બનેલ હોય ? તે વિચારવા જેવું છે. છતાં અમો અલ્પજ્ઞ હોવાથી પરમપૂજ્ય હિતાર્થી મુનિ-મહારાજોને આ હકીકત પરત્વે સત્ય ઘટનાઓ રજૂ કરવા વિનંતિ કરીએ છીએ.



## પ્રકરણ ૪ થું.

---

### સમ્રાટ્ સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાન.

**રથયાત્રાનો ભવ્ય વરઘોડો—**

પ્રભુ મહાવીરના સાતમા પટ્ટધર અને સાધુગણના નાયક શ્રી આર્ય સુહસ્તિ મહારાજ લગભગ સોળ-સત્તર વરસના લંબાણુ ગાળા બાદ ઉજ્જૈન આવી પહોંચેલા હોવાથી અવન્તીના જૈન સંઘ તરફથી રથયાત્રાનો ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો, જેમાં હજારો જૈન શ્રીમંતો સુંદર વસ્ત્રાલંકારો સાથે જોનારને જૈન મહાજનની સમૃદ્ધિનો ખ્યાલ આપતા હતા.

વિવિધ પ્રકારથી સુશોભિત વાહનોમાં સાંબેલાઓ વરઘોડાની શોભાને અલંકૃત કરતા હતા. રાજ્ય તરફથી વિવિધ પ્રકારનાં વાજિંત્રો, લશ્કરી ઘોડેસ્વાર તેમજ પાયદળ ટુકડીઓ અને લાખોની કિંમતના અલંકારો ધરાવનાર કિંમતી તુરીઅશ્વો તેમજ હસ્તીની હારમાળાઓ વરઘોડાની શોભાને વધારી રહેલ હતા. આ ઉપરાન્ત રાજ્ય અમલદારોની હાજરીથી આ વરઘોડો સુંદર રીતે એવો તો આકર્ષક બન્યો હતો કે જેના દર્શનાર્થે સમસ્ત અવન્તી પ્રાંતનો જૈન અને જૈનેતર વિભાગ એકત્રિત થયો હતો.

રથની પાછળ અનેક સાધુસમુદાયથી પરવરેલા શ્રી આર્ય સુહસ્તી મહારાજ ચાલતા હતા તેમની પાછળ સમુદ્રની લહેરોની માફક, અવન્તીના શણગારરૂપ મહાજન સમુદાય ચાલતો હતો. તેની પાછળ સાધ્વીઓ અને શ્રાવિકા સમુદાય હતો. આ પ્રમાણે વ્યવસ્થા મુજબ ગોઠવાયેલો વરઘોડો રાજ્યગઢ નજદિક આવી પહોંચ્યો રાજ્યમહેલનાં પ્રત્યેક માણસો, કોઇ ઝરુખામાંથી, કોઈ બારીએથી તો કોઇ અગાશીમાંથી વરઘોડાની અપૂર્વ શોભા નિહાળતા હતા.

મહારાજા સંપ્રતિ પણ આ સમયે ગોખમાં બેઠા બેઠા આ વરઘોડાને નિહાળવા લાગ્યા. મહારાજાની ચંચળ દૃષ્ટિ અનેક માણસોનું અવલોકન કરી રહી હતી જીવંતસ્વામીનો રથ નજરે પડતાં તેમણે બે કર જોડી ગોખમાંથી જ પ્રતિમાને વંદન કર્યું.

અનુક્રમે એમની દૃષ્ટિ રથની પાછળ રહેલ સાધુસમુદાય પર પડી અને સાધુગણને મોખરે રહેલ શ્રી આર્યસુહસ્તી મહારાજને તેઓ એકાગ્રચિત્તથી નિહાળવા લાગ્યા.

સૂરિમહારાજને જોતાં જ મહારાજાના અંતરમાં પૂર્વ સંસ્કારી જ્ઞાનદૃષ્ટિની દિવ્ય છાયા ફરી વળી, અને "આ શાંત આત્મા પવિત્ર મુનિને મેં ક્યાંક જોયા છે" એવું મહારાજાના દિલમાં થયું. તેઓ તેમને વારંવાર નીહાળવા લાગ્યા અને જેમ જેમ તેમને જોતા ગયા તેમ તેમ જાણે તેઓ અતૃપ્ત જ હોય એમ જણાવા લાગ્યું. તેમના હર્ષનો અતિરેક પણ વધવા લાગ્યો અને હર્ષાવેશમાં ને હર્ષાવેશમાં તેઓ વિચાર-મંથન કરવા લાગ્યા. મહારાજાને એમ જ થવા લાગ્યું કે મેં આ મહાપુરુષને ક્યાંક જરૂર જોયા જ છે! એકચિત્તે દીર્ઘ વિચારણા કરતાં કરતાં મહારાજા ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયા.

મહારાજા સંપ્રતિ આંતરિક ગુંચવાયેલ સ્થિતિએ લગભગ એક ને એક જ વિચારમાં દીર્ઘ સમય પસાર થવાથી બેભાન જેવા થઇ મૂર્છિત થઇ જમીન ઉપર ઢળી પડ્યા. રાજ્યમહેલમાં કોલાહલ મચી રહ્યો અને મહારાજાને મૂર્ચ્છામાંથી સાવધ કરવા વાયુ-પ્રક્ષેપ આદિ શીતોપચારો કરતાં થોડા સમય બાદ મહારાજા સાવધ થયા.

મહારાજાને સાવધ થતાં જ **"પૂર્વ સંયોગે કરી જાતિસ્મરણજ્ઞાન પ્રાપ્ત થયું."** અને એમણે પોતાનો પૂર્વભવ જ્ઞાનબળથી જોયો. બાદ વિચારવા લાગ્યા કે "અહા! હું પૂર્વે કોણ હતો? અને કઈ રીતે અને શું કરવાથી મને આવા વિશાળ રાજ્યની પ્રાપ્તિ થઇ?"

સંપૂર્ણ શુદ્ધિમાં આવતાં જ મહારાજાએ ગોખ નીચેથી પસાર થતા વરઘોડાને થોભાવવાની આજ્ઞા પ્રતિહારી મારફતે મહાજનને મોકલાવી, અને કહેવરાવ્યું કે "મહારાજશ્રી સૂરીશ્વરજીના દર્શને નીચે પધારે છે માટે વરઘોડાને જરા થોભાવવો."

આ સમયે જૈન મહાજનના હર્ષનો પાર રહ્યો નહિ; કારણ કે રાજ્યમહેલમાંથી નીચે પધારી સમર્થ સૂરીશ્વરોના દર્શનનો લાભ મેળવવા વરઘોડામાં આવવા માટેનું અવન્તીપતિ મહારાજાનું આ પ્રથમ પગલું હતું.

જોતજોતામાં મહારાજા રાજ્યગઢની બહાર વરઘોડાની સમીપમાં આવ્યા. એમને આવતા જોઇ સઘળાએ તેમને માર્ગ કરી આપ્યો. વરઘોડામાં આવતાં જ મહારાજાએ સૂરીશ્વરજી આર્ય સુહસ્તીને નમન કરી, બે હાથ જોડી હર્ષપૂર્વક પ્રશ્ન કર્યો કે "હે ભગવંત! આપ મને ઓળખો છો?"

"આપ મહારાજશ્રી અશોકના પૌત્ર અને ધર્મી કુણાલના પુત્ર હોવા ઉપરાંત અવન્તીના ભાગ્યવિધાતા મહારાજા હોવાથી આપને કોણ ન ઓળખે વારુ?" આચાર્યશ્રીએ જવાબ આપ્યો.

"હું રાજા તરીકે આપને પ્રશ્ન નથી પૂછતો, પરંતુ આપ મને બીજા કોઇ પણ પ્રકારે ઓળખી શકો છો ?"

મહારાજાના આ જાતના પ્રશ્નથી આર્ય સુહસ્તિસૂરિ વિચારમાં પડ્યા અને તેમને તે પ્રશ્ન પૂછવામાં કાંઇ ગૂઢતા હોવી જોઇએ એમ લાગ્યું. તરત જ તેમણે પોતાના જ્ઞાનનો ઉપયોગ મૂકયો અને જ્ઞાનથી મહારાજા સંપ્રતિના પૂર્વભવનું વૃત્તાંત જાણી લઇ તેઓ બોલ્યા કે "હે નરેશ્વર! હવે મેં તને સારી રીતે ઓળખ્યો છે. તમારું વૃત્તાંત અતિશય રસિક અને મહત્ત્વતાભર્યું હોવાથી અહીં માર્ગમાં કહી સંભળાવવા કરતાં ઉપાશ્રયમાં સંઘ સમક્ષ શાંતિથી સાંભળવાથી તમને અને મહાજનને અપૂર્વ લાભ થાય તેમ હોવાથી આપ મારી સાથે ઉપાશ્રયે પધારો, જ્યાં તમારું પૂર્વજન્મનું વૃત્તાંત કહી સંભળાવીશ."

સૂરિશ્રીના આ જાતના નિવેદનથી સંઘમાં મહારાજા સંપ્રતિના અપૂર્વતાભર્યા વૃત્તાંતની માહિતી મેળવવા જિજ્ઞાસા વધી પડી, અને રથયાત્રાનો વરઘોડો ઉતાવળી ગતિએ બાકીનો માર્ગ પૂરો કરી મહારાજશ્રીના ઉપાશ્રય "શ્રીઘરે" આવી પહોંચ્યો.

## મહારાજા સંપ્રતિનો પૂર્વભવ—

સૂરિશ્રીએ મહારાજા સંપ્રતિનું પૂર્વજન્મવૃત્તાંત સંભળાવતા પૂર્વે "મંગળિક" સંભળાવ્યું અને તત્પશ્ચાત્ મહારાજા સંપ્રતિનો પૂર્વભવ સંભળાવવો શરૂ કર્યો.

આ સમયે મહારાજા સંપ્રતિએ બન્ને હાથ જોડી આચાર્યદેવને પૂછ્યું કે–"હે ભગવંત! અર્હંત પ્રભુનો જૈનધર્મ પ્રાપ્ત થવાનું ફળ શું?" સૂરીશ્વરશ્રીએ કહ્યું કે "એનું સુપકવ ફળ તો "મોક્ષપ્રાપ્તિ" છે, પરન્તુ એનું અપકવ ફળ રાજ્યપ્રાપ્તિ વિગેરે ઘણે પ્રકારે જાણવું."

મહારાજાએ બીજો પ્રશ્ન કર્યો કે–"હે ભગવંત! અવ્યક્ત સામાયિક ચારિત્રનું ફળ શું? તે સમજાવો."

તેના જવાબમાં સૂરિશ્રીએ કહ્યું કે–"હે રાજન્! સામાયિકમાં શ્રાવક સાધુ જેવો ગણાય છે; કારણ કે ભગવંતે ફરમાવ્યું છે કે સામાયિકમાં "**समणो इव सावओ हवइ जम्हा**" તેટલા માટે જ વારંવાર સામાયિક કરવા. વળી અવ્યકત સામાયિકનું ફળ (ચારિત્રનું ફળ) પણ રાજ્યપ્રાપ્તિ થાય છે. એક પુરુષ નિયમિત હજારો સુવર્ણનું દાન કરે અને બીજો હૃદયના શુદ્ધ ભાવથી એક સામાયિક કરે તો તે સામાયિક કરનારના સામાયિકનું ફળ દાન આપનાર કરતાં વિશેષ છે.

પ્રતિદિવસ બે ઘડી વિધિપૂર્વક શુદ્ધ સામાયિક કરનારો શ્રાવક પુણ્યના પ્રતાપે ૯૨૫૯ લાખ, ૨૫ હજાર ૯૨૫, પલ્યોપમથી કંઇક અધિક દેવગતિનું આયુષ્ય બાંધી શકે છે. અને તેના જ પ્રભાવથી પ્રાંતે મોક્ષગતિ પણ પ્રાપ્ત કરી શકે છે."

સૂરિશ્રીના મુખથી આ પ્રમાણે સામાયિકનું ફળ સાંભળી મહારાજા સંપ્રતિ અત્યંત હર્ષિત થયા. વધુમાં તેમણે જણાવ્યું કે "આપને જોતાં જ મને 'જાતિસ્મરણજ્ઞાન' પ્રાપ્ત થયું છે અને તેના પ્રભાવે મેં મારો પૂર્વભવ દીઠો છે, કે જેમાં હું જૈનધર્મનું પ્રત્યક્ષ ફળ અને ધર્મપ્રભાવ જ માનું છું. જો તે સમયે આ રંકના જીવનો આપે ઉદ્ધાર ન કર્યો હોત તો તે રંક આત્મા હું અત્યારે અપૂર્વ લક્ષ્મીનો ભોક્તા ક્યાંથી થાત ? માટે હે પૂજ્ય ! પૂર્વભવમાં જે પ્રમાણે આપ મારા તારક બન્યા હતા તે જ પ્રમાણે આ ભવમાં પણ આપ મારા ગુરુ થાઓ."

મહારાજા સંપ્રતિના મુખથી આ પ્રમાણેના શબ્દો સાંભળી સંઘ આનંદમાં આવી ગયો અને સૂરિશ્રીને મહારાજા સંપ્રતિનો પૂર્વભવ (જ્ઞાનના બળે) સંભળાવવા વિજ્ઞપ્તિ કરી, એટલે દશ પૂર્વધર શ્રી આર્યસુહસ્તી મહારાજે ચતુર્વિધ જૈન સંઘ સમક્ષ નીચે પ્રમાણે મહારાજા સંપ્રતિનો પૂર્વભવ કહી સંભળાવ્યોઃ—

## મહારાજા સંપ્રતિનો પૂર્વભવ—

"હે મહાનુભાવો ! મહારાજા સંપ્રતિના જન્મ પૂર્વે અવન્તી, રાજપુતાના આદિ પ્રદેશોમાં દ્વાદશવર્ષીય ભયંકર દુકાળ પડ્યો હતો. આ પ્રમાણે ઉપરાઉપરી પડેલ દુકાળોના યોગે સમૃદ્ધિવાન ગણાતું અવન્તી એવું તો ઘસાઈ ગયું કે જેના પરિણામે સુજ્ઞ આત્મહિતાર્થી સાધુસમુદાયને પણ આ દુકાળપીડિત પ્રદેશનો ત્યાગ કરવો પડ્યો હતો.

બાદ અમો શિષ્યપરિવાર સહિત તીર્થસ્ફરસના કરતા કૌશમ્બી નગરીમાં આવી પહોંચ્યા, ત્યારે અમારી સાથે સ્વર્ગસ્થ સૂરિશ્રી આર્યમહાગિરિ મહારાજ પણ સાથે હતા. સમય ખરોખર મધ્યાહ્નનો હતો. વૈશાખ માસના સખત ગરમીના દિવસો પસાર થતા હતા. અમો ઉગ્ર વિહાર કરી લગભગ અગિયાર વાગ્યાના સુમારે કૌશંબી નગરીએ આવી પહોંચ્યા હતા. કૌશંબીના સંઘસમુદાયે અમારું સુંદર સ્વાગત કર્યું અને અમોએ ઉપાશ્રયે આવી મુકામ કર્યો.

બાદ અનેક શ્રાવક ભક્તજનદ્વારા ગોચરી માટે પધારવા વિનંતિ થઈ. અમારા એક શિષ્યને એક શ્રદ્ધાળુ શ્રીમંત જૈન સાર્થવાહ પોતાને ઘેર વહોરવા લઈ ગયો. શ્રીમંત સાર્થવાહની ડેલીના દરવાજે એક કાંતિવાન ભિક્ષુક "રંક દ્રુમક" અલ્પ ભિક્ષાર્થે આગ્રહભરી આજીજી કરતો ઊભો હતો. ડેલીના દરવાજેથી મુનિમહારાજ વણિકની ગૃહપડશાળમાં આવ્યા. સાર્થવાહના સ્ત્રીવર્ગે ભાવપૂર્વક અતિ આગ્રહથી સુંદર વસાણાથી ભરપૂર કિંમતી મોદકો મહારાજશ્રીને વહોરવા વિનંતિ કરી.

અતિ આગ્રહભરી વિનંતિને માન આપી મારા શિષ્ય તેમાંથી ગોચરી તરીકે અલ્પાહાર ગ્રહણ કરી ઉપાશ્રય તરફ પાછા વળ્યા તેવામાં તેમની નજર ડેલીના દરવાજે ભિક્ષા માટે ઊભેલા "રંક દ્રુમક" ઉપર પડી.

લક્ષણશાસ્ત્રના જાણકાર ચકોર મુનિને ભિક્ષુકના ભવ્ય લલાટની રેખાઓ અને દેદીપ્યમાન દેહકાંતિ જોવાથી ખાત્રી થઇ કે આ દ્રુમકનો આત્મા પ્રભાવશાળી દેખાય છે.

ડેલીના દરવાજે ઊભેલા ભિક્ષુકને જૈન સાધુઓનો ઘણી વખત સમાગમ થએલ હોવાના કારણે તે જૈન સાધુઓના આચાર, વિચાર અને વહેવારનો જાણકાર હતો, એટલે તે આ જ્ઞાની મુનિમહારાજની પાછળ શાંતિથી ગયો ને એકાંત મળતાં મુનિમહારાજને તેણે પોતાના ભૂખ્યા આત્માની તૃપ્તિ માટે અલ્પાહાર આપવા અતિશય નમ્રતાભરી અરજ કરી.

આ દ્રુમકની શારીરિક દુર્બળતા જોઇ મુનિરાજને અનુકંપા તો આવી, પરન્તુ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે સાધુ સિવાય કોઇને પણ આહાર આપવાનો નિષેધ હોવાથી તેમણે પોતાની અશક્તિ જણાવતાં તેને કહ્યું કે–" હે દ્રુમક ! જો તું અત્યારે સમયોચિત જૈન સાધુપણું ગ્રહણ કરતો હોય તો અલ્પ તો શું પણ તારો આત્મા સદા સંતુષ્ટ રહે તેટલો ઉત્તમ આહાર પ્રતિદિન આપવા અમો સમર્થ છીએ "

પૂર્વસંસ્કારના યોગે આ સમયે તે રંક આત્માના કર્મમાં દીક્ષાનો યોગ હતો તેથી તેણે દીક્ષાર્થે પોતાની તત્પરતા દર્શાવી એટલે તરત જ આ મુનિ કે જેઓ મારા શિષ્ય હતા તેઓ ભાવિક દ્રુમકને મારી પાસે લઈ આવ્યા અને મને દ્રુમકની સવિસ્તર હકીકત જણાવી.

મેં જ્ઞાનનો ઉપયોગ મૂકી જોયું તો મને અજાયબી થઇ અને વિચાર્યું કે ' અહા ! આ કેવો અમૃત યોગ ? ' આવા આત્માને દીક્ષા આપવા માટે ઢીલ થાય ખરી કે ? તરત જ જૈનમુનિ તરીકે તેને દીક્ષા આપવામાં આવી અને " રંકમુનિ " એવું નામ રાખવામાં આવ્યું.

બાદ ઉપાશ્રયમાં સહુ મુનિમહારાજો આહાર માટે મારી પાસે આવી બેઠા અને નવદીક્ષિત મુનિરાજ સન્મુખ ઉત્તમ કોટીના મિષ્ટ પદાર્થો ભાવપૂર્વક મૂકયા.

ઘણા દિવસો બાદ મિષ્ટાહાર મળેલો હોવાથી નવદીક્ષિત રંક મુનિએ શારીરિક સ્થિતિનો વિચાર ન કરતાં હદ ઉપરાંત આહાર કર્યો, જેના પરિણામે તે જ દિવસે તેમને અતિસારનો ભયંકર વ્યાધિ થયો અને જોતજોતામાં અનેક જાતના વૈદિક ઉપચારો કરવા છતાં તે અસાધ્ય થઇ પડ્યો

મેં મહાજનના આગેવાનોને બોલાવ્યા. તેમણે નવદીક્ષિત મુનિની એવી સરસ વૈયાવચ્ચ કરી કે જેની નવદીક્ષિત મુનિ પર સુંદર અસર થઇ. પરિણામે તેમને જૈનધર્મ પર અતિશય અનુરાગ થયો. તેમણે વિચાર્યું કે–' એક દિવસ પહેલાં જે શ્રીમંતો મારી સામું પણ જોતા ન હતા તે જ શ્રીમંતો આજે આ મારા સાધુવેષને કારણે અત્યંત ભક્તિપૂર્વક મારી વૈયાવચ્ચ કરે છે, માટે આ જૈનધર્મને અનેક વાર ધન્યવાદ છે. મારું મૃત્યુ પણ આ ધર્મના સેવનમાં જ થજો અને આગામી ભવે પણ મને આ પરમપૂનિત જૈનધર્મની જ પ્રાપ્તિ થજો.'

આ પ્રમાણે ઉચ્ચ કોટીની ભાવનાઓદ્વારા ધર્મધ્યાને ચઢી તે જ દિવસની રાત્રિના

સમયે શાંતિથી રાજયોગીની માફક શુભ ધ્યાને તે રંક મુનિએ સ્વર્ગવાસ કર્યો. જૈન મહાજને સ્વર્ગવાસી થએલ નવદીક્ષિત મુનિના દેહનો ચંદન-કાષ્ઠથી અગ્નિસંસ્કાર કર્યો.

હે મહાનુભાવો ! સંસ્કારી ' દ્રુમક 'ના જીવે એક દિવસના ચારિત્ર-પાલનના પ્રભાવે જન્માંતરે રાજયોગની પ્રાપ્તિ કરી અને સતી સરતબાળાની કૂખમાં આવી નવ માસ પૂર્ણ થતાં સુરદાસની પર્ણકુટીમાં પ્રભુભક્તિનાં ઉચ્ચ કોટિના સંસ્કારી આંદોલનમાં પોષ માસમાં તેનો જન્મ થયો કે જેનું સંપ્રતિ નામ રાખવામાં આવ્યું.

તે જ આ સંપ્રતિ મહારાજા છે કે જેને એક દિવસના ચારિત્રના યોગે અને તેના પ્રત્યક્ષ ફળ તરીકે ચક્રવર્તીતુલ્ય રાજ્ય પ્રાપ્ત થયું છે, માટે હે મહાનુભાવો ! આ પ્રમાણે જૈનધર્મની આરાધનાનું સાક્ષાત્ ફળ જાણી ધર્મમાં પ્રમાદ કરવો નહિ અને ધર્માનુરાગી બની આત્મકલ્યાણ સાધવું."

આ પ્રમાણે ગુરુદેવે સંપ્રતિનો પૂર્વભવ ઉજ્જૈનીના જૈનસંઘ સમક્ષ કહી સંભળાવ્યો. સંઘ સમક્ષ પોતાનો પૂર્વભવ સાંભળતાં મહારાજા સંપ્રતિ પણ અત્યંત ખુશી થયા અને તેણે કહ્યું કે-" ગુરુદેવ ! આ રાજ્ય એ આપની કૃપાનું જ ફળ છે તો હે ભગવંત ! આપ તેનો સ્વીકાર કરો કે જેથી હું કૃતાર્થ અને ઋણમુક્ત થાઉં." સૂરિશ્રીએ કહ્યું કે-" હે રાજન્ ! સંસારમુક્ત ત્યાગીઓને તો મુક્તિ જ આરાધ્ય હોઇ શકે, માટે તારા રાજ્યથી અમને શો લાભ ? અમો નિઃસ્પૃહીઓને કાંઇ પણ સ્પૃહા હોતી નથી, તો અમો રાજ્યને શું કરીએ ? તમારું રાજ અખંડ રહો અને તેનો સુખેથી ભોગવટો કરી ધર્મકાર્ય કરો."

જવાબમાં સંપ્રતિએ કહ્યું કે-" હે ગુરુદેવ, આપે કહેલી સર્વે હકીકત સત્ય છે, માટે હવે આપ ફરમાવો તે પ્રમાણે હું ધર્મ-આરાધન કરવા તૈયાર છું."

સૂરિશ્રીએ કહ્યું કે-" હે રાજન્ ! ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થના સાધન વગર મનુષ્યનું જીવન પશુની માફક નિષ્ફળ જાય છે. આ સર્વેમાં ધર્મપુરુષાર્થ પ્રાધાન્ય સ્થાને-શ્રેષ્ઠ છે. તેના વિના અન્ય પુરુષાર્થોની સિદ્ધિ થતી નથી, માટે હે રાજન્ ! તારે જૈનધર્મનું સુંદર રીતે પાલન કરવું. જ્યારે તમે ધર્મ આરાધનાનું સાક્ષાત્ ફળ જાતિસ્મરણથી જાણ્યું છે ત્યારે તેથી અધિક હું શું સમજાવી શકું ? માટે હે રાજન્ ! સ્વર્ગ અને મોક્ષની ઇચ્છા માટે જૈનધર્મનો ઉદ્યોત-પ્રભાવના કરી તું પરમાર્હત્ શ્રાવક બન, ધાર્મિક કાર્યોથી આત્મકલ્યાણ સાધ, જૈનધર્મનો ઉદય કરી શાસનસેવા બજાવ, જ્યાં જ્યાં પ્રાચીન જૈનતીર્થો અને મંદિરો હોય તેનો જીર્ણોદ્ધાર કર; એટલું જ નહિ પરન્તુ જ્યાં જ્યાં નવાં મંદિરોની જરૂરિયાત દેખાય ત્યાં દ્રવ્યસહાય કરી અનંતગણું પુણ્ય ઉપાર્જન કર. સાથોસાથ સંઘસમુદાય સહિત તીર્થયાત્રા કરી શાસનપ્રભાવના કર."



# પ્રકરણ ૫ મું.

---

## શાસ્ત્રીય શહાદતો

**શ્રી** મહારાજા સંપ્રતિને થએલ જાતિસ્મરણજ્ઞાનની સાબિતી માટે અમો પ્રાચીન સૂત્રોની મૂળ ગાથાઓ આ પ્રકરણમાં રજૂ કરીએ છીએ.

નિશીથચૂર્ણીની હસ્તલિખિત પ્રતના પંચમ ઉદ્દેશાના પૃષ્ઠ ૧૮૦, ૧૮૧ પર આ વસ્તુની પુષ્ટિ કરવામાં આવી છે. આ મૂળ પાઠ શ્રી મુંબઇ શ્રી ગોડીજી મહારાજના ઉપાશ્રયે બિરાજતા **પંન્યાસજી મહારાજ શ્રી પ્રીતિવિજયજી** ગણિવરે આ ગ્રંથને અંગે પૂરો પાડ્યો છે કે જે નિશીથચૂર્ણીની હસ્તલિખિત આગમ ગ્રંથની પ્રતનો ઉતારો શ્રીયુત શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી ની દ્રવ્ય સહાયતાથી લહીયાઓ દ્વારા કરાવવામાં આવ્યો હતો. આ હસ્તલિખિત પ્રત વીર નિર્વાણની આઠમી સદીની આસપાસની છે; જેનો પાઠ નીચે પ્રમાણે છે:—

थूलभद्दं जाव सव्वेसिं एकसंभोगो आसी । थूलभद्दजुगप्पहाणा दो सीसा । अज्जमहागिरी अज्जसुहत्थीओ । अज्जमहागिरी जेठो अज्जसुहत्थी तस्सठि एगो थूलभद्दसामिणा अज्जसुहत्थिस्स जुओ गणो दिन्नो । तहावि अज्जमहागिरी अज्जसुहत्थिपीतिवसेण एकतो विहरन्ति । अन्नता दो विहरन्ता कोसंवाहारं गच्छा । तत्थ य दुब्भिक्खं ते य आयरिया वसहिवसेण पिहं ठिततार्णं एगंमि य सेट्ठिकुले साहूहिं मोदगादिविधानं भत्तं च जाव ति य भद्दं । तं एगो रंको दट्ठुं साहुं उभासति । साहूहिं भणितं, अम्हं आयरिया जणेगाए वसयामो दातुं सो रंको साधुपिठतो गंतु अज्जसुहत्थिं उभासति । भत्तं साहूहिं वि थं अम्हे वि एते णि उभासिया आसी । अज्जसुहत्थी उवउत्तो पासति । पवयणाधारो भविस्ससि । भणितो जति णिक्खमाहि अब्भुवगतं णिक्खंतो सामाइयं कारवेता । जाव तियं समुदाणं दिन्नं । तद्दिनरातिए अजीरंतो कालगतो सो अवत्तसामाइतो अंधकुणालकुमारपुत्तो जाव

तस्स उप्पत्तो । चंदगुत्तस्स पुत्तो बिन्दुसारो, तस्स पुत्तो असोगो तस्स पुत्तो कुणालो तस्स य बालणे चेव उज्जेणी कुमारभोत्ती दिन्ना । ताहे से चेरिसो हूतो पाडलिपुत्ता असोगरन्नो पयत्तेति । अन्नता असोगरन्ना चिंतियं इदाणीं कुमारो धणुवेया कलादियाण कलाजोग्गा ततो असोगरन्ना सयमेव लेहे लिहिता इदाणीं अधीयता कुमारः कला इति लिहितं । रन्ना अणाभोगेणं कुमारस्स य कम्मोदयेण भवितव्वताए अगारस्स उवरिं बिंदू पडितो, केति भणंति रायलिहिउं असंबतियं लिहं मोत्तुं पच्छा घरे पविट्ठो । पच्छंतरे य मादिसवत्तीए अणुवाएउं अगारस्सुवरिं बिंदू कता । रन्ना पच्छागतेन अवाएत्ता चेव संवत्तितो । बहि रन्ना नामंकिता मुद्दितो, उज्जेणी नीतो लेहगो, वाएता तोण्हिको थित्तो । कुमारेण सयमेव वाइतो कुमारेण चिंतियं, जति रन्ने एवं अभिप्पेतं पीती वा तो एवं कज्जति अहया मोरियवंसे अपडिहता आणाणाहं आणं को ये मि सलागंता वेत्ता सयमेव अख्खि दिन्ना। रन्नो जहा वुत्तं कहितं अंधिकंता किं अन्धस्स रज्जेण, एगो से गामो दिन्नो । तम्मि गामे अज्झंतस्स कुणालकुमारस्स सो रंको घरे उप्पए। तो निवत्ते बारसहे संपत्ति से नामं कतं । ( निशीथचूर्णी )

ભાવાર્થ:—સ્થૂલભદ્રસૂરિના સર્વે સાધુઓની ( આહાર સંબંધી ) સંભોગિક માંડલી હતી. શ્રી. સ્થૂલભદ્રને યુગપ્રધાન બે શિષ્યો હતા: આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ. તેમાં આર્યમહાગિરિ મોટા હતા. સ્થૂલભદ્રસ્વામીએ આર્યમહાગિરિને યોગ્ય જાણીને ગણ-( સાધુસમુદાય )ને સોંપ્યો. આર્યમહાગિરિ આર્યસુહસ્તી પ્રત્યેની પ્રીતિના વશથી સાથે વિચરતા હતા.

એક વખતે બન્ને વિચરતા કૌશંબી નગરીમાં આહારને માટે ગયા. ત્યાં દુકાળ હતો. તે નગરીમાં આર્યસુહસ્તીસૂરિના શિષ્ય મુનિને એક શેઠને ઘરેથી મોદકનો આહાર મળ્યો, તેને જોઇને એક ભિક્ષુક, તે સાધુ પાસે આહારની માગણી કરે છે. સાધુએ કહ્યું અમે આચાર્યને આધીન છીએ એટલે ન આપી શકીએ. બાદ તે સાધુ આર્યસુહસ્તીસૂરિ પાસે આવે છે.

સાધુએ આહાર વિગેરે આચાર્યમહારાજને બતાવ્યો અને ભિક્ષુકની વાત પણ કરી. આર્યસુહસ્તીને ઉપયોગથી જોતાં જણાયું કે—“ સંઘનો આધારભૂત આ રંક થશે ” તેથી તે ભિક્ષુકને કહ્યું કે—“ જો તું દીક્ષા લે તો આ આહાર આપીએ. ” તેણે તે અંગીકાર કર્યું અને આચાર્ય મહારાજે દીક્ષા આપીને સામાયિક ચારિત્ર ઉચ્ચરાવ્યું અને તેને આહાર આપ્યો. વધારે આહાર ખાવાથી તે જ રાત્રિએ અજીર્ણ થવાથી તે ભિક્ષુક કાળધર્મ પામ્યો. અવ્યક્ત સામાયિકવાળો તે અંધ કુણાલકુમારના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર, બિંદુસારનો પુત્ર અશોક અને તેનો પુત્ર તે કુણાલ. તે કુણાલને બાલ્યાવસ્થામાં જ

ઉજ્જૈની નગરી ભોગવટા માટે આપી. તે વખતે અશોક રાજા પાટલિપુત્રમાં હતા. એક વખત અશોક રાજાએ ચિંતવ્યું કે—"હમણાં કુમારે ધનુર્વિદ્યા વિગેરે કલા શીખવી જોઈએ". ત્યારપછી અશોક રાજાએ પોતે જ પત્રમાં લખ્યું કે "હે, કુમાર! હમણાં તારે ભણવું જોઈએ– (અધિયઉ) એમ લખ્યું:" રાજા ભૂલી જવાથી અને કુમારના કર્મોદયથી અથવા તો ભવિતવ્યતાથી અકાર ઉપર બિંદુ પડ્યું. ચૂર્ણીકારના સમકાલિન આચાર્યોમાંથી કેટલાક આચાર્યો કહે છે કે રાજાએ પત્ર લખીને બીડ્યા વિના ત્યાં મૂકીને અન્ય સ્થળે ગયો.

પછીથી શોક માતાએ વાંચીને અકાર ઉપર કાજળવડે અનુસ્વાર કર્યું. (અંધિયઉ કર્યું.) રાજાએ પાછા આવીને વાંચ્યા વિના જ તે પત્ર બંધ કર્યો. બહારથી રાજાએ પોતાના નામથી મહોરછાપ કરી. લેખવાહક તેને ઉજ્જૈની લઈ ગયો. તે વાંચીને સભા અને લેખવાહક બંને મૌન રહ્યા કુણાલ કુમારે પોતે એ લેખ વાંચીને ચિંતવ્યું કે–

"જો રાજાને તેજ ઇષ્ટ છે તો મારે પણ પ્રીતિપૂર્વક કરવું જોઈએ વળી મૌર્યવંશના રાજ્યપુત્રો વડીલોની આજ્ઞાને અવગણતા નથી, તો હું કોણ માત્ર?" એમ વિચારીને પોતે જ લોઢાની સળીવતી આંખો કાઢી આપી લેખવાહકે આ બધું વૃત્તાંત રાજાને કહ્યું. રાજાએ વિચાર્યું કે "આંધળાને રાજ્યવડે શું? અર્થાત્ "અંધ કુણાલ રાજ્યને શું કરવાનો?" એટલે તેને એક ગામ આપ્યું. તે ગામમાં વસતા કુણાલને ત્યાં તે ભિક્ષુક સાધુ પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યારપછી બાર દિવસે તેનું **સંપ્રતિ** એવું નામ રાખવામાં આવ્યું.

કલ્પસૂત્રદીપિકામાં પણ નિશીથચૂર્ણીને લગતો પાઠ છે જે આચાર્યશ્રી વિજયનીતિસૂરિના શિષ્ય **પંન્યાસ શ્રી** કલ્યાણવિજયજી મહારાજે અમને પૂરો પાડ્યો છે. આ પાઠ શ્રી સંપ્રતિની ચર્ચા સમયે "જૈન જ્યોતિ" પત્રમાં પણ પ્રગટ થયેલ હતો.

दुर्भिक्षे क्वाऽपि कोऽपि द्रमको महेभ्यवेश्मनि साधुभ्यो भिक्षां दीयमानां दृष्ट्वा श्रीसुहस्तिशिष्येभ्योऽन्नममार्गयत्, तैरूचे गुर्वाज्ञामन्तरेण वयं दातुमसमर्थास्ततोऽसौ गुरूनपि तथैव याचमानस्तैर्योग्य इति प्रव्राज्य कामिताऽऽहारैर्भोजितो विशूचिकया मृत्वा चारित्रानुमोदनात् चन्द्रगुप्तराजसुत–बिन्दुसारभूपसुत–अशोकश्रीनृपसुत–कुणाल कुमारगृहे पुत्रो जातः, स च पितामहात् सम्प्राप्तराज्यः सम्प्रतिनामा त्रिखण्डभोक्ता श्रीसुहस्तिसूरीन् दृष्ट्वा सञ्जातजातिस्मृतिर्गुरून् प्रपच्छ 'अव्यक्तसामायिकस्य किं फलं?' तैरूचे 'राज्यादि' पुनरुक्तं—'स्वामिन्! मामुपलक्षयथ' ततश्चोपयोगेन तत्स्वरूपे ज्ञाते गुरुभिः प्रतिबोधितः सन् सपादकोटीबिम्ब–सपादलक्षनवीनप्रासाद–षट्त्रिंशत्सहस्रजीर्णप्रासादोद्धार–पञ्चनवतिसहस्रपित्तलमयप्रतिमाऽनेकसहस्रसत्रसालादिभिर्विभूपितां त्रिखण्डामपि वसुधामकरोत् ॥

(कल्पदीपिका)



પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી મહારાજ

તેઓએ સમ્રાટ્ સંપ્રતિની વાદી અને પ્રતિવાદી સ્વરૂપે ચાલતી ચર્ચામાં લાગણીભર્યો સાથ આપી "જૈન જ્યોતિ"માં 'કલ્પસૂત્રદીપિકા'નો પાઠ તેમજ અન્ય ગ્રંથિક પુરાવાઓ રજૂ કરી ઐતિહાસિક સેવા બજાવી છે. તેમજ આ ગ્રંથને પ્રમાણભૂત બનાવવા માટે શાસ્ત્રીય શહાદતો માટે તેઓશ્રીનો સહકાર અમોને અંત પર્યંત મળ્યો છે. એટલું જ નહિ પણ તેઓશ્રીએ આ ગ્રંથ એક આદર્શ પ્રમાણભૂત ઇતિહાસ બને તે ખાતર પૂરતી કાળજી રાખી છે, જેના યોગે આ ગ્રંથને અમો પ્રમાણભૂત બનાવવા ભાગ્યશાળી થયા છીએ.

આનંદ પ્રેસ-ભાવનગર.

**ભાવાર્થઃ**—દુર્ભિક્ષના સમયમાં કોઈ એક દ્રમક ગૃહસ્થોના ઘેર સાધુઓને ભિક્ષા લેતાં જોઈ શ્રી સુહસ્તિસૂરીશ્વરજી મહારાજના શિષ્યો પાસે અન્નની માંગણી કરે છે. સાધુઓએ કહ્યું–'ગુરુઆજ્ઞા વગર અન્ન અમે દેવા અસમર્થ છીએ' બાદ તે દ્રમક ગુરુની પાસે જાય છે. અન્નની યાચના કરે છે. ગુરુ જ્ઞાનના બળે ઉપયોગ મૂકી, યોગ્યતાવાળો દેખી, દીક્ષા આપી ભિક્ષા આપે છે. તે રંકમુનિ ઘણા દિવસે આહાર મળવાથી ખૂબ ખાય છે. વિશૂચિએ કરી (તે જ રાત્રિએ) મરણ પામે છે.

ચારિત્રધર્મની અનુમોદનાથી તે આત્મા ચન્દ્રગુપ્ત રાજાનો પુત્ર–બિન્દુસાર રાજા, તેનો પુત્ર અશોક રાજા, તેનો પુત્ર કુણાલકુમાર, તેને ઘેર પુત્ર તરીકે ઉત્પન્ન થાય છે. તે પુત્ર પિતામહનું રાજ્ય પામી સમ્પ્રતિ ત્રિખંડના અધિપતિ રાજા તરીકે થયો. રથયાત્રામાં નીકળેલા શ્રી સુહસ્તિસૂરિને જોઇને ઉત્પન્ન થયેલું છે જાતિસ્મરણજ્ઞાન જેને, એવો તે સંપ્રતિ રાજા ગુરુને નમસ્કાર કરી પ્રશ્ન પૂછે છે. 'અવ્યક્ત સામાયિકનું ફળ શું!' ગુરુ જવાબ આપે છે–'રાજ્યાદિ.' એટલે સંપ્રતિ બીજો પ્રશ્ન કરે છે–'હે સ્વામિન્! આપ મને ઓળખો છો?' ગુરુ ઉપયોગ મૂકી સકલ સ્વરૂપ જાણે છે. બાદ સૂરિશ્રીના ઉપદેશના પ્રતાપે સવાક્રોડ બિંબ, સવા લાખ નવીન દેરાસર, છત્રીશ હજાર જીર્ણદેરાસરનો ઉદ્ધાર, પંચાણું હજાર પીત્તલમય પ્રતિમા, આ પ્રમાણે તેઓશ્રીએ ચૈત્યમય પૃથ્વીને બનાવ્યાનો કેટલાએ ગ્રન્થોમાં ઉલ્લેખ મળી આવે છે. અરે! ખુદ બાર માસે પર્યુષણ જેવા પર્વમાં જેનું વાંચન (કલ્પસૂત્ર) કરાય છે તેમાં પણ ઉલ્લેખ દેખાય છે. કિરણાવલીમાં પણ દેખાય છે. તે ઉપરાંત છાત્રાલય પણ બંધાવેલાં જણાય છે અને તેઓશ્રીએ અનાર્ય દેશોમાં જૈનધર્મનો ખૂબ ફેલાવો કરેલો હોય તેમ પણ શાસ્ત્રોના પાઠો પરથી સિદ્ધ થાય છે.

"કલ્પસૂત્રકલ્પલતા" માં પણ નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે જેથી પણ પ્રસ્તુત વાતને પુષ્ટિ મળે છે.

अथ श्रीआर्यसुहस्तिसूरिसंबन्धो यथा—

अन्यदा दुःकाले जाते धान्यं न लभ्यते, लोको दुःखी जातः, राजानोऽपि रङ्का जाताः। तथापि श्रावकाः साधूनां विशेषतः दानं ददुः। एको भिक्षुः साधून् बहुभिक्षां प्रतिगृहं लभमानां दृष्ट्वा प्राह—"भो! मह्यं भिक्षां दत्त।" साधुभिः प्रोक्तं—"गुरवो जानन्ति।" ततो गुरुसमीपे समागतः। गुरुभिः लाभं विभाव्य दीक्षां दत्त्वा यथेच्छं भोजितः, परं विषूचिकया चारित्रानुमोदनात् मृत्वा उज्जयिनीनगरे श्रेणिकराजपदे कोणिकः २, तत्पदे उदायिराजा ३, तत्पदे नवनन्दाः १२, तत्पदे चन्द्रगुप्तः १३, तत्पदे बिन्दुसारः १४, तत्पदे अशोकश्रीः १५, तस्य पुत्रः कुणालः १६, तस्य पुत्रः संप्रतिनामा राजा अभूत्। तस्य हि जातमात्रस्यैव पिता महाराज्यं मन्त्रिभिः दत्तं। अनुक्रमेण त्रिखण्ड-

भोक्ता जातः। एकदा रथयात्रार्थं आगतं श्रीआर्यसुहस्तिसूरिं दृष्ट्वा जातिस्मरणं ज्ञानं उत्पन्नं। तत आगत्य गुरूणां पृष्टं-"हे स्वामिन्! अव्यक्तसामायिकस्य किं फलं?". ततो गुरुभिः प्रोक्तं-"राज्यादिकं।" ततो विशेषतः प्रत्ययो जातः। गुरुभिः अपि उपयोगेन ज्ञातः तस्य पूर्वभवः प्रतिबोधितश्च, गृहीतः श्रावकधर्मः। ततः संप्रतिभूपेन [१,२५,०००]सपादलक्षनवीनप्रासादाः कारिताः, सपादकोटिबिम्बानि[१,२५,०००००] कारयित्वा प्रतिष्ठापितानि। [१३,०००]* त्रयोदशसहस्राः जीर्णोद्धाराः कारिताः। [९५०००] पञ्चनवतिसहस्रपित्तलप्रतिमाः कारिताः। सप्तशतानि [७००] दानशाला सत्राकारशाला मण्डिताः। देवगृहप्रतिमादिभिः त्रिखण्डामपि पृथिवीं मण्डितां अकरोत्। करं मुक्त्वा पूर्वसाधुवेषधारिस्त्रवण्ठप्रेषणादिना अनार्यदेशान् अपि साधुविहारयोग्यान् अकरोत्। अनार्यदेशीयभूपान् जैनधर्मरतान् अकरोत्। पुनः ये वस्त्रपात्रअन्नदधिदुग्धघृतादिकं प्रासुकद्रव्यविक्रयं कुर्वन्ति, तेषां संप्रतिभूपेन ज्ञापितं-"भो! साधूनां अग्रे सर्वं ढौकनीयं, यच्च ते साधवो लान्ति तत् तेभ्यो देयमेव। भवतां च तन्मूल्यं मम कोष्ठगारिकः प्रच्छन्नं दास्यति। तैः तथा कृतं, साधुभिः अशुद्धमपि शुद्धबुद्ध्या गृहीतं। संप्रतिभूपः श्रीआर्यसुहस्तिसूरिप्रतिबोधित एवंविधो बभूव। एवंविधाः श्रीआर्यसुहस्तिसूरयः चारित्रं प्रतिपाल्य स्वर्गं जग्मुः ९॥

(कल्पसूत्रकल्पलता)



* પૃ. ૨૯૯ ઉપર છત્રીશ હજાર જિનાલયોનો જીર્ણોદ્ધાર કર્યો તેમ જણાવ્યું છે જ્યારે અહીં તેર હજાર જણાવેલ છે, તે મતાંતર જાણવો. ૩૬૦૦૦ની સંખ્યા વધારે ગણનાપાત્ર છે.

## પ્રકરણ ૬ ઠું.

---

### મહારાજા સંપ્રતિની તીર્થયાત્રા : તીર્થોનો જીર્ણોદ્ધાર.

મહારાજા સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી તેને ધાર્મિક કાર્યો કરવા માટે સાનુકૂળતાભર્યા સંજોગો ઉપલબ્ધ થયા.

મહારાજ શ્રી આર્યસુહસ્તિસૂરીશ્વરજીના પ્રથમ સમાગમે જ મહારાજા સંપ્રતિ જૈન-ધર્માનુરાગી બન્યા અને શ્રાવકધર્મ અંગીકાર કર્યો. ત્યારપછી મહારાજા સંપ્રતિ પ્રતિદિન શ્રી આર્યસુહસ્તિસૂરિના સમાગમમાં આવતા, અને પોતે કઈ રીતે ધાર્મિક કાર્યોથી શાસન-સેવા કરી શકે તે માટે અવારનવાર તેમની સલાહ લેતા.

એક સમયે મહારાજાએ સૂરીશ્વરને કહ્યું કે-'હે સૂરીશ્વરજી! આપ જ મારા ધર્મ-પિતા, નાથ અને માતા છો; તેમ જ તમો મારા તારક છો. આપે કહેલ સામાયિક કરવા પ્રત્યે હું ઘણો આકર્ષાઉં છું છતાં તે માટે અસમર્થ બન્યો છું, માટે મારે લાયક અન્ય કાંઇ ધર્મકાર્યો' ફરમાવો. પછી ગુરુએ એને શ્રાવકધર્મ સમજાવ્યો.

**મહારાજાની સંઘસહિત તીર્થયાત્રા—**

આ સમયે રાજ્યમાતાની એવી ઇચ્છા થઇ કે જો મહારાજા તીર્થયાત્રાએ નીકળે તો જરૂર તેથી દરેક ગામનાં પ્રાચીન જીર્ણતીર્થો અને મંદિરોનો ઉદ્ધાર થાય અને જ્યાં જ્યાં નવાં મંદિરોની જરૂરિયાતો હોય ત્યાં તે બનાવાય-એ રીતે તીર્થ-યાત્રા શાસન-સેવાર્થે અતિ મહત્ત્વતાભરી થઇ પડે. ધર્મી માતાએ પોતાની ઇચ્છા પુત્રને પ્રદર્શિત કરી

સંસ્કારી મહારાજા સંપ્રતિએ તેને અનુમોદન આપ્યું. તેમજ પોતાની માતા સાથે ઉપાશ્રયે આવી રાજ્યકુટુંબની ઇચ્છા સૂરીશ્વરજી સમક્ષ રજૂ કરી. વધુમાં મહારાજાશ્રીએ અવન્તીમાં રહેલ ચતુર્વિધ સંઘના સમુદાય સાથે સૌરાષ્ટ્રના તીર્થોની ફરસનાર્થે સ્વેચ્છા

પ્રદર્શિત કરતાં જણાવ્યું કે "ગુરુદેવ, અવન્તીના પાયતખ્ત ઉજ્જૈનીથી માંડી સૌરાષ્ટ્રના તીર્થો સુધીના પાદુકા યાત્રા(વિહાર)નો માર્ગ ખુલ્યો ને નિર્ણય થએલો હોવાથી અત્યારે તીર્થયાત્રા માટે સાનુકૂળતાભર્યા સંજોગો છે તેથી આપ ચતુર્વિધ સંઘ સહિત પધારો."

આચાર્યશ્રીએ તેમની ભાવનાને અનુમોદન આપ્યું, એટલે મહારાજા સંપ્રતિએ અવન્તીના સંઘને તીર્થયાત્રાની વ્યવસ્થાનું કામ સોંપ્યું અને તીર્થયાત્રાને લગતો પડહ અવન્તી અને મગધમાં વગડાવ્યો. યોગ્ય મુહૂર્તે વિશાળ સંઘસમુદાય સાથે મહારાજા સંપ્રતિ તીર્થયાત્રાએ નીકળ્યા.

આ સંઘની અંદર અવન્તીમાં રહેલ સેંકડો સાધુ, સાધ્વીઓએ તેમજ અવન્તી અને મગધના સંઘના મોટા ભાગે પણ તીર્થયાત્રાનો લાભ લીધો હતો. રાજ્યકુટુંબનો ઘણો ભાગ પણ આ તીર્થયાત્રામાં સામેલ થયો હતો.

**મહારાજાશ્રીએ કરેલ અપૂર્વ દાન—**

અવન્તીના પાટનગરેથી પાદુકાવિહારે નીકળેલા આ સંઘના પ્રયાણમાં જે જે ગામોમાં ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો, વાવો, ઉપાશ્રયો, પૌષધશાળાઓ વિગેરેનો અભાવ હતો તે કરાવવા સાથે તે તે ગામોનાં પ્રાચીન જિનમંદિરોના જીર્ણોદ્ધારનું કાર્ય મહારાજાશ્રી ધ્યાન ઉપર લેતા, અને તે તે ગામના સૂબા તથા અધિકારીઓને ગામના મહાજનની સલાહ પ્રમાણે જૈનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવી આપવામાં, તથા નવાં મંદિરો બનાવી આપવામાં સહાયક થવા આજ્ઞા કરતા. રાજ્યખજાનાનો છૂટથી ઉપયોગ કરી મૌર્યવંશની કીર્તિને છાજે તેવી રીતે ધાર્મિક કાર્યો કરવા મહાજનને આજ્ઞા કરતા અને પછી મહારાજા એક ગામથી બીજે ગામ આગળ વધતા. મહારાજાએ શુભદાનનો પ્રબંધ પણ આ જ પ્રમાણે રાખ્યો હતો.

આ પ્રમાણે મહારાજાએ અવન્તીથી નીકળી ગિરનારના પ્રાચીન જૈન તીર્થોનાં દર્શનનો લાભ લીધો, જ્યાં તેણે પોતાની તીર્થયાત્રાની અમર યાદગીરી નિમિત્તે ત્રણ ભવ્ય મંદિરો બંધાવ્યા, જેમાંનું એક મંદિર ગિરનાર પર્વત પર વસ્તુપાળ તેજપાળની ટુંક નજદિકમાં ભવ્ય કારીગરીથી ભરપૂર અદ્યાપિપર્યંત મોજુદ છે, જેનો ફોટો અહીં આપવામાં આવ્યો છે. આ જિનાલયમાં સંપ્રતિ મહારાજના સમયની પુરાતન પ્રતિમા પણ વિદ્યમાન છે. જુનાગઢ શહેરમાં તેમણે બીજાં બે દેરાસરો બંધાવ્યાં જે મંદિરો પણ વર્તમાનકાળે સમ્રાટ સંપ્રતિની યશગાથા ઉચ્ચારી રહ્યાં છે.

આ ત્રણે મંદિરોનો ઘાટ એક સરખો છે. તેવી જ રીતે મહારાજાશ્રીએ પોતાના પ્રપિતામહ ચંદ્રગુપ્તદ્વારા તેમની તીર્થયાત્રાની અમર નામના તરીકે બંધાએલ સુદર્શન તળાવનો જીર્ણોદ્ધાર કર્યો. આ તળાવમાં ડુંગરોનું પાણી એકત્રિત થતું હતું અને ત્યાંથી સમસ્ત સૌરાષ્ટ્રને નહેરો દ્વારા પાણી પૂરું પાડવામાં આવતું હતું. આ નહેરોનું બાંધકામ મગધમાં પડેલા દુકાળ સમયે સંકટનિવારણના કાર્ય તરીકે હાથ ધરવામાં આવ્યું હતું. તે તળાવ તથા નહેરોનું

રીપેરકામ મહારાજા અશોકે પોતાની સૌરાષ્ટ્રની તીર્થયાત્રા સમયે હાથ ધર્યું હતું. ત્યારબાદ મહારાજા સંપ્રતિએ તેનું બાંધકામ સુંદર રીતે સુધારી નામના અમર કરી.

ગિરનારની તળેટી નજદિક તથા જુનાગઢમાં સાધુ–સંતો માટે મહારાજાએ અનેક સ્થળોએ રાજ્ય તરફથી ધર્મશાળાઓ, કૂવાઓ, અન્નક્ષેત્રો તથા ભોજનાલયો ખુલ્લાં મૂકયાં.

મહારાજાએ ગિરનારની તળેટી નજદિક પોતાની યાત્રાની યાદગીરી નિમિત્તે જીવરક્ષાને લગતો સ્તૂપ ઊભો કર્યો.

મહારાજા અશોક આ કાળે મગધાધિપતિ સમ્રાટ તરીકે વિદ્યમાન હતા અને પોતે તેનો પૌત્ર હોવાના અંગે મૌર્યવંશની કીર્તિ અને યશનો અધિકાર પોતાના દાદાને ફાળે જવો જોઈએ એવી મહારાજા સંપ્રતિની આજ્ઞાંકિત પૌત્ર તરીકેની માન્યતા હતી. સબબ અશોક ઊર્ફે પિતામહે પોતાની દશ માસની અલ્પ વયમાં જ પોતાને અવન્તીની રાજ્યગાદી અર્પણ કરી હતી; એટલું જ નહિ પણ રાજ્યના હક્કદાર અનેક રાજ્યપુત્રો વિદ્યમાન હોવા છતાં મગધ સામ્રાજ્યના યુવરાજ તરીકે પોતાને સામ્રાજ્યનો વારસ બનાવ્યો હતો. તેના ઉપકારના બદલામાં પોતાના પિતામહની મૌર્ય સમ્રાટ અશોકની કીર્તિ અમર રહે તેવી જ ઈચ્છા પોતે રાખતો હતો. મૌર્યવંશી આજ્ઞાંકિત રાજ્યપુત્ર તરીકે તે પોતાની ફરજ પણ તેવી જ સમજતો હતો. એટલે પોતે ( મહારાજા સંપ્રતિએ ) પોતાની તીર્થયાત્રાની અમર. નામના તરીકે કરેલ ઐતિહાસિક કાર્યો પોતાના ઉપકારી પિતામહ અશોકના જ ફાળે નોંધાવ્યા અને જે જે શિલાલેખો કોતરાવ્યા તે બધામાં તેણે સમ્રાટ અશોકનું જ નામ કોતરાવ્યું. આ ઉપરથી પ્રજાએ મહારાજા સંપ્રતિને **જૈન અશોક ઊર્ફે દ્વિતીય અશોકને** નામે સંબોધવું શરૂ કર્યું.

મહારાજા સંપ્રતિના રાજ્યામલ બાદ લગભગ દશ વર્ષ ઉપરાંત મહારાજા અશોક મગધની રાજ્યગાદી ઉપર ભારતના સમ્રાટ તરીકે વિદ્યમાન હતા, અને આ કાળે સાધુ સમાગમમાં તેઓનું જીવન એટલું બધું તો ધર્મો અને પ્રજાકલ્યાણનાં કાર્યોમાં ઓતપ્રોત થયું હતું કે તેમણે આ તીર્થયાત્રામાં મૌર્યવંશી કીર્તિને સુંદર રીતે વધારવા આચાર્યદેવ શ્રી આર્યસુહસ્તિ મહારાજ અને ચતુર્વિધ સંઘની સલાહ અનુસારે દરેક જાતનાં ધાર્મિક કાર્યો કરવા સમ્રાટ્ સંપ્રતિને સલાહ, સહાયતા તેમ જ સંમતિ આપી હતી.

આ પ્રમાણે મહારાજા સંપ્રતિએ જુનાગઢ અને ગિરનાર પર્વત પર સુંદર જિનાલયો બંધાવી ત્યાંથી શત્રુંજય તરફ પ્રયાણ કર્યું અને ત્યાં પણ સુંદર ભાવપૂર્વક યાત્રા કરી શત્રુંજય ઉપર ખાસ એક ટૂંક બંધાવી, તેમજ એ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવી અઢળક લક્ષ્મીનો વ્યય કર્યો.

**શત્રુંજય-ઉદ્ધાર સંબંધમાં પ્રાચીન પ્રમાણો:—**

શત્રુંજય તીર્થના ઉદ્ધારને અંગે **શ્રી શત્રુંજય કલ્પમાં** નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે:—

संपइ–विक्कम–बाहड–हाल–पालित–दत्तरायाइं ।
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजयं महातीत्थं ॥

**ભાવાર્થ**:—સંપ્રતિ, વિક્રમ, બાહડ, પાદલિપ્તસૂરિ પ્રતિબોધિત રાજા આમ, પછી દત્ત અને શાતવાહન વિગેરે ઘણા રાજાઓએ મહાતીર્થ શત્રુંજયનો કલિકાલમાં ઉદ્ધાર કરાવ્યો હતો.

આને લગતો ફોટો અમોએ રજૂ કર્યો છે જેમાં શત્રુંજય ઉપર સંપ્રતિ મહારાજાએ બંધાવેલ પ્રાચીન મંદિર જોવા લાયક છે.

તેવી જ રીતે "**નાભિનંદન જીર્ણોદ્ધાર**" ગ્રંથના તૃતીય પ્રસ્તાવના પૃષ્ઠ ૧૧૧ માં નીચેનું વાકય ઉપરના ભાવાર્થને લગતું મળી આવે છે.

तथाऽत्र वीरनिर्वाणात् सम्प्रतिनरनायकः ।
विक्रम–पादलिप्ताऽऽमदत्ताः श्रीशातवाहनः ॥ २०० ॥

**ભાવાર્થ**:—વીર પ્રભુના નિર્વાણ પછી સંપ્રતિ નામના રાજા, વિક્રમ, પાદલિપ્તસૂરિના ઉપદેશથી આમ નામના રાજા, દત્ત અને શાલિવાહન વિગેરે રાજાઓએ શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો.

આ પ્રમાણે મહારાજા સંપ્રતિ અવન્તીથી છેક ગિરનાર અને શત્રુંજયનાં તીર્થોની યાત્રા કરી, મારવાડમાં આવેલાં પ્રાચીન તીર્થોનાં દર્શનાર્થે ગયાં. મારવાડમાં અનેક સ્થળોએ નૂતન જૈન મંદિરો બંધાવી આપ્યાં તેમ જ પ્રાચીન જૈન મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો.

"**શ્રી જૈનમત પતાકા**" નામના ગ્રંથમાં "તવારિખે જૈન તીર્થ" નામના પ્રકરણમાં તીર્થ શ્રી શત્રુંજયના અંગે વર્ણન કરતા સ્વ૦ શ્રી. **શાંતિવિજયજી** મહારાજ જણાવે છે કે—"શ્રી ચૌમુખજીની ટુંકમાં રાજા સંપ્રતિનું બનાવેલ મંદિર બધાથી પુરાણું છે." આ ચૌમુખજીની ટુંક ઊંચામાં ઊંચી છે અને તે શત્રુંજયની યાત્રા કરતાં સૌથી પ્રથમ દેખાય છે તેમ જ ઘણે જ દૂરથી નજરે પડે છે.

'તવારિખે ગિરનાર'માં શ્રી **શાંતિવિજયજી** મહારાજ જણાવે છે કે:—

"શ્રી વસ્તુપાલ તેજપાલની ટુંકની પાસે ઉમદા શિલ્પ કારીગરીવાળું, સંગીન પત્થરોનું બનાવેલ સમવસરણના આકારવાળું, જેની ચારે તરફ સીડીઓ છે એવું, સુંદર આકર્ષિત ચૌમુખજીની ચાર પ્રતિમાઓવાળું મંદિર છે. તેના સમવસરણનો આકાર અસલ પ્રાચીનતા નજર સામે ખડી કરે છે. આ મંદિરની ડાબી બાજુમાં મેરુપર્વતનો આકાર પણ

સુંદર રીતે કોતરેલો છે કે જે જોતાં મેરુપર્વતની યાદી દૃષ્ટિગોચર થાય છે. આ બધામાં રાજા સંપ્રતિની ટુંકવાળું મંદિર ઘણી જ ઉમદા કારીગીરીવાળું વિદ્યમાન છે, જેને નિહાળતાં પ્રાચીન જમાનાની યાદ આવે છે. આ મંદિરમાં મૂળનાયક તરીકે શ્રી નેમિનાથજીની શ્યામ-રંગી અઢી ફુટ ઊંચાઈની મૂર્તિ તખ્તનશીન થએલ છે.

'મુલ્કે મારવાડ'ની પંચતીર્થીનું વર્ણન કરતાં શ્રી વરકાણામાં આવેલ સંપ્રતિ મહારાજે બનાવેલ પ્રાચીન મંદિરની નોંધ આપેલ છે. મારવાડમાં આવેલ રાણી સ્ટેશનથી વીસ માઈલ દૂર વરકાણા નામે પ્રસિદ્ધ તીર્થ છે. તેની નજદિક અઢી કોસ ઉપર નાડોલ નામનું પંચતીર્થીની યાત્રાનું બીજું તીર્થસ્થાન છે, જ્યાં શ્રાવકોની આબાદી સારી છે. અહીં તીર્થંકર પદ્મપ્રભુનું પ્રાચીન શિખરબંધ મંદિર વિદ્યમાન છે કે જે મંદિર તથા તેમાંની પદ્મપ્રભુની મૂર્તિ મહારાજા સંપ્રતિની બનાવેલ છે. નાડોલમાં ધર્મશાળા વિગેરેનો પ્રબંધ ઘણો જ સુંદર છે.

### રાણકપુરમાં સંપ્રતિ મંદિર—

રાણકપુર નજદિક સાદડી નામે શહેર આવે છે. અહિં શ્રાવકોની આબાદી ઘણી જ સરસ છે. અહીં એક આલીશાન જૈન શ્વેતાંબર મંદિર વિદ્યમાન છે, જેમાં શ્રી ચિંતામણી પાર્શ્વનાથ પ્રભુની દોઢ હાથ ઊંચી પ્રતિમા તખ્તનશીન થએલ છે. જો કે પ્રતિમા ઉપર લેખ નથી; પરંતુ તે પ્રતિમા સંપ્રતિ રાજાએ બનાવેલ પ્રાચીન મૂર્તિઓની નિશાની ઉપરથી તેમની જ હોવાની સાબિત થાય છે.

આ પ્રમાણે મહારાજા સંપ્રતિએ મારવાડની પંચતીર્થીની યાત્રાનાં સ્થળોએ બનાવેલ મંદિરોની દૃષ્ટિગોચર થતી નોંધ ઉપરથી સાબિત થાય છે કે મહારાજા સંપ્રતિએ ગિરનાર અને શત્રુંજયની યાત્રા કર્યા બાદ મારવાડ પંચતીર્થીનાં દર્શન કરી, ત્યાંથી ગુજરાત તરફ થઈ, ત્યાંના સંઘોને સંતોષી, જિનમંદિરોનાં દર્શન કરી તેઓ અવન્તી તરફ પાછા ફર્યા હતા.



# પ્રકરણ ૭ મું.

## અવંતીસુકુમાલને જાતિસ્મરણજ્ઞાન.

શ્રી શત્રુંજય, ગિરનાર આદિ તીર્થોની ઐતિહાસિક યાત્રા કર્યા બાદ શ્રી આર્યસુહસ્તી મહારાજ શિષ્યસમુદાય સાથે અવન્તીથી વિહાર કરી અન્ય પ્રાંતમાં ગયા બાદ કેટલાક સમય પછી ત્યાંથી વિહાર કરતાં કરતાં ટૂંક સમયમાં પાછા અવન્તી તરફ પધાર્યા આ કાળે શ્રી આર્યસુહસ્તી મહારાજ અતિશય વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા હતાં. તેઓનું શ્રી સંઘે અપૂર્વ સ્વાગત કર્યું અને તે સ્વાગતમાં સંપ્રતિએ પણ પૂર્ણ ઉલ્લાસથી ભાગ લીધો. સૂરિશ્રીએ પોતે "ભદ્રા" શેઠાણીની પૌષધશાળામાં સ્થિરતા કરી.

આ ભદ્રા શેઠાણીનું કુટુંબ સમસ્ત અવન્તીમાં ધાર્મિક કુટુંબ તરીકે અતીવ પ્રસિદ્ધિ પામ્યું હતું ધર્માત્મા ભદ્રા શેઠાણી નિયમિત ધર્મપ્રભાવનાનાં સુંદર કાર્યો કરતાં અને સાધુજનના આતિથ્ય માટે તેઓનું ગૃહ પ્રથમ પંક્તિએ ગણાતું.

સમસ્ત અવન્તીના મહાજનમાં ભદ્રા શેઠાણીનું ઘર નગરશેઠના ઘર તરીકે સુપ્રસિદ્ધિને પામેલ હતું, એટલું જ નહિ પરન્તુ શેઠાણી પાસેના ધનભંડારની ગણત્રી થઇ શકતી ન હતી ભદ્રા શેઠાણીનો ખર્ચ રાજા-મહારાજાને પણ નીચું જોવરાવે તેવો હતો અને સાથોસાથ દાનવીરપણું પણ તેવું જ હતું.

ભદ્રા શેઠાણીના પુત્રનું નામ અવન્તીસુકુમાલ હતું. શેઠાણીએ તેમનું લગ્ન દેવાંગના સમાન બત્રીસ સુંદર સ્ત્રીઓ સાથે કર્યું હતું. અવન્તીસુકુમાલને ધનોપાર્જન કરવાની ચિંતા હતી જ નહિ તેથી તે પોતાની પત્નીઓ સાથે દેવ તુલ્ય ભોગ ભોગવતો મહેલમાં જ રહેતો.

**અવન્તીસુકુમાલને જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિઃ—**

ભદ્રા શેઠાણીની પૌષધશાળામાં સ્થિરતા કરી રહેલ સૂરીશ્વર શ્રી આર્યસુહસ્તિ મહારાજ

એક દિવસ સંધ્યા સમયે નલિનગુલ્મ (નલિણગુમ્મ) નામના વિમાનના અજ્ઝયણ-(અધ્યયન)નું ઉચ્ચ સ્વરે પરાવર્તન કરી રહ્યા હતા. સૂરિશ્રીના અધ્યયનનો અવાજ સ્પષ્ટ રીતે સાતમા મજલા સુધી પહોંચતો હતો, અને સાતમા મજલે સુવર્ણ હિંડોળે ઝૂલી રહેલ અવન્તીસુકુમાલ તેનું શ્રવણ કરી રહ્યો હતો.

જેમ જેમ અધ્યયન આગળ ચાલતું ગયું તેમ તેમ અવંતીસુકુમાલનું દિલ તેના બરાબર શ્રવણ કરવા તરફ આકર્ષાયું અને રંગમહેલમાંથી નીચે ઊતરી તરત જ તે સૂરીશ્વરજી પાસે આવી પહોંચ્યો અને તેમને વંદન કરી એકધ્યાને સાંભળવા લાગ્યો.

એકધ્યાને અધ્યયન સાંભળતાં તેના આત્મામાં ભાસ થયો કે "મેં આવું ક્યાંક જોયું છે." અવન્તીસુકુમાલનો આત્મા આંતરિક સંશોધનમાં પડ્યો અને તેને જ્ઞાનજ્યોત પ્રકટી. વિશેષ વિચારણા કરતાં તરત જ આ નિર્મળ હળુકર્મી આત્માને વિવેક બીજરૂપી જાતિસ્મરણ-જ્ઞાન પ્રાપ્ત થયું અને તેણે સૂરીશ્વરજીને તરતજ પ્રશ્ન કર્યો કે—"હે ભગવન્ત! આપ શું તે વિમાનમાંથી આવો છો?"

આચાર્યશ્રીએ કુમારની સન્મુખ જોઇ સ્મિતમુદ્રાએ કહ્યું કે "હે વત્સ! એ વિમાન-માંથી હું નથી આવ્યો પરન્તુ પ્રભુ મહાવીરે જે પ્રમાણે તે વિમાનનું વર્ણન કર્યું છે તેનું હું અધ્યયન માત્ર કરું છું."

"અહા હા! ભગવંતની શી જ્ઞાનશક્તિ? જેવી રીતે એ વિમાનનું વર્ણન અધ્યય-નમાં આપ કરો છો તે જ પ્રમાણે તે વિમાન છે." અવંતીસુકુમાલ બોલ્યો.

"તેં શી રીતે જાણ્યું વત્સ!?"

"ભગવન્ત! સાતમી ભૂમિકાએ વિલાસમગ્ન સ્થિતિમાં આપના અધ્યયનના શબ્દો મારા સાંભળવામાં આવ્યા અને મારા આત્મામાં તનમનાટ થઇ રહ્યો. કુદરતી આકર્ષણ-દ્વારા મારું દિલ આપની પાસે આવવા ખેંચાયું. આપની પાસે આવી ઉપરોક્ત વિમાનનું અધ્યયન એકચિત્તે સાંભળતાં મને જાતિસ્મરણજ્ઞાન થયું છે, જેથી હું જાણી શકયો છું કે બારમા દેવલોકના તે વિમાનમાંથી ચ્યવી હું અહીં આવ્યો છું. હે પૂજ્ય! હું હવે પાછો ત્યાં જવા ઇચ્છું છું, તો ત્યાં શી રીતે પાછા જવાય તે માર્ગ આપ મને બતાવશો?"

અવન્તીસુકુમાલને થએલ જાતિસ્મરણજ્ઞાનની વાત સાંભળી સૂરીશ્વર આદિ સાધુ સમુદાય આશ્ચર્ય પામ્યો. બાદ સૂરીશ્વરજી બોલ્યા:—"વત્સ! આ વિમાનની પ્રાપ્તિ માટે સંસારનો ત્યાગ કરી સાધુપણું અંગીકાર કરવું જોઇએ. ચારિત્ર–સ્વીકાર સિવાય એ સ્થાન પ્રાપ્ત થઇ શકતું નથી."

"ઉપકારી ગુરુદેવ! તો આપ મને ચારિત્ર અંગીકાર કરાવી તે વિમાનનો વાસી બનાવો. હે ભગવંત! શું આપ મારા પર એટલી કૃપા ન કરી શકો? હે દેવ, એ મારું

વૈભવશાળી વિમાન, એ મારી દેવાંગનાઓ, એ મારા સેવક દેવતાઓ, એ સમૃદ્ધિ, એ વૈભવ વિલાસ અને ઈંદ્રતુલ્ય સાહ્યબી આગળ આ મૃત્યુલોકની સાહ્યબી કંઈપણ ગણત્રીમાં નથી.

"સમગ્ર અવન્તીમાં રૂપવંતી દેવાંગનાઓમાં પ્રથમ સ્થાને પંકાતી મારી બત્રીસ સ્ત્રીઓનું રૂપ તો વૈમાનિક દેવાંગનાઓના રૂપ આગળ તદ્દન ઝાંખું દેખાય છે. આ દેવાંગનાઓનું સ્મરણ થયા બાદ હવે મારી સ્ત્રીઓ મને લેશમાત્ર ગમતી નથી આ વૈભવ અને ઠકુરાઈ હવે મને દૈવિક વૈભવ જોયા પછી ગમતાં નથી, માટે હે ભગવંત ! હું સત્વર મારા તે સ્થાનકે જવા ઇચ્છું છું તો આપ તેમાં મદદગાર બનો."

"વત્સ ! તારા જેવા યુવાન અને વૈભવશાળી કુમાર કે જેને જગતની માહિતી નથી તેવા વિલાસીથી સાધુપણું પાળવું બહુ જ દુષ્કર છે. પંચમહાવ્રતોનું પાલન લોહના ચણા ચાવવા કરતાં અધિક છે. વત્સ ! અતિચાર રહિત વ્રત પાળવું એ દોહ્યલું છે લોહના ચણા ચાવવા પ્રસંગોપાત અતિ સહેલા છે, પરન્તુ ચારિત્રનું પાલન તલવારની ધાર પર ચાલવા કરતાં પણ અધિક વિષમ છે"

"ભગવંત ! ગમે તેમ હો, પરન્તુ હું ગમે તેવા પુરુષાર્થથી ત્યાં જવાને અધીરો થયો છું, તો આપ મને ચારિત્રવ્રત અંગીકાર કરાવો અને મારો શીઘ્ર ઉદ્ધાર કરો"

"જો તારો તે જ પ્રમાણે નિશ્ચય અને આગ્રહ હોય તો તું તારી માતાની સંમતિ મેળવ્યા પછી મારી પાસે આવ"

પ્રવ્રજ્યા-પ્રાપ્તિ—

અવન્તીસુકુમાલની રાહ જોતી વિલાસપ્રિય રમણીઓને આજના આ પ્રસંગથી અતીવ અન્તર્યાતના ઉત્પન્ન થઈ. અવન્તીસુકુમાલને સૂરિશ્રી પાસે ગએલ જોઇ બત્રીસ વહુઓ પોતાની સાસુ પાસે જઇ એકત્રિત થઇ બેઠી

અવન્તીસુકુમાલે પોતાની માતા પાસે આવી, માતાના ચરણકમળમાં મસ્તક નમાવી બન્ને હાથ જોડી કહ્યુ કેઃ "હે માતુશ્રી ! સૂરીશ્વરજીના શાસ્ત્રાધ્યયન–શ્રવણથી મને હમણાં જ જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિ થઇ છે, અને તેના યોગે હું મારો પૂર્વભવ જોઇ શકયો છું નલિન ગુલ્મ વિમાનમાંથી (દેવપણાનું મારું આયુષ્ય પૂર્ણ થતાં) મારું અહિં ચ્યવન થએલ છે. આ બધી વસ્તુ મને સૂરીશ્વરના પ્રતાપે જણાઈ છે; તો હે માતુશ્રી ! આવા વૈભવશાળી વૈમાનિક દેવપણાને પ્રાપ્ત કરવા હું પ્રબળ ઇચ્છા ધરાવું છું, જેથી આપ મને ત્યાં જવા માટે ચારિત્ર અંગીકાર કરવાની આજ્ઞા આપો"

પુત્રનાં આ જાતના કથનથી પ્રેમી માતાને આઘાત લાગ્યો. ત્યાં હાજર રહેલ બત્રીસ સ્ત્રીઓએ પણ કંપારી અનુભવી અને ભદ્રા શેઠાણીનો આવાસ આ સમયે એટલો

બધો કરુણાજનક થઈ પડ્યો કે ત્યાં હાજર રહેલ દરેક વ્યક્તિની ચક્ષુમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. માતાની રજા મેળવવા પુત્રે અનેક જાતના પ્રયત્નો કર્યા, અનેક રીતે માતાને સમજાવી; છતાં પુત્રપ્રેમી માતા પોતાની નજર સામે રહેલી દેવાંગના તુલ્ય વહુઓને જોઇ વિચારમગ્ન બની ગઇ કે તેણીનું શું કરવું ? બીજી બાજુ તેની સ્ત્રીઓએ પણ અવંતીસુકુમાલને વિનવવામાં ક્યાશ ન રાખી.

જ્યારે માતા અને સ્ત્રીઓ સાથે સ્વકુટુંબની રજાનો યોગ કોઇપણ હિસાબે ન દેખાયો, એટલે આ ત્યાગી કુમારે પોતાના કુટુંબની દેખતાં જ પોતાના હાથે જ કેશનો લોચ કર્યો. બાદ તે જ વેષે સૂરિશ્રી પાસે આવી તેણે પંચમહાવ્રત અંગીકાર કર્યાં (દીક્ષા લીધી)

દીક્ષા લીધા બાદ ગુરુદેવને અવન્તીસુકુમાલે કહ્યું કે-"હે ભગવંત ! ચિરકાલ પર્યંત હું વ્રત પાળવાને સર્વથા અસમર્થ છું, માટે મારે નલિનીગુલ્મ વિમાનની પ્રાપ્તિ અર્થે કઇ રીતે ઉગ્ર તપશ્ચર્યા કરવી તે મને સત્વર બતાવો."

"વત્સ ! અવન્તીનગરીના કંથારિકા નામના વનમાં આવેલી સ્મશાનભૂમિમાં તું જા. ત્યાં અનશનવ્રત અંગીકાર કરી ધ્યાનમાં મગ્ન રહીશ એટલે તારી મનોકામના પૂર્ણ થશે." ગુરુએ જ્ઞાનનો ઉપયોગ કરી, તેનું ભાવી સમજી, તેને આ પ્રમાણે અનુજ્ઞા આપી.

ગુરુની રજા મેળવી "અવન્તીમુનિ" અનશન વ્રતની ઉગ્ર તપશ્ચર્યા માટે કંથારિકા-વનની સ્મશાનભૂમિ તરફ ચાલી નીકળ્યા.

શરીર અતિસુકોમળ હતું અને જેના પગે કદાપિ કાળે કાંકરાનો સ્પર્શ પણ થયો ન હતો એવા આ સુકુમાર મુનિના પગમાંથી રસ્તે ચાલતાં કાંકરાના સ્પર્શથી રુધિર નીકળવા લાગ્યું. છતાં તેની દરકાર ન કરતાં સ્મશાનની મધ્યમાં આવી, કાયોત્સર્ગ મુદ્રાએ ધ્યાનસ્થ થયા અને અનશન સ્વીકારી કાયાને વોસરાવી દીધી.

માર્ગમાં મુનિના ચરણમાંથી ટપકેલ રુધિરધારાની ગંધ સ્મશાનમાં રહેલી એક ભૂખી અને તરતની વીંઆયેલી શિયાળણીને આવી. પોતાનાં બાળકો સાથે માર્ગમાં પડેલી રુધિર-ધારાઓને ચાટતી ચાટતી યમની બહેન સમી તે શિયાળણી બચ્ચાં સહિત રુધિરવ્યાપ્ત મુનિના ચરણને ચાટવા-ખાવા લાગી રાત્રિના પ્રથમ અને બીજા પ્રહર સુધીમાં આ રુધિરભક્ષિણી શિયાળણીએ મુનિના બે પગોનું ધીમે ધીમે ભક્ષણ કર્યું અર્થાત્ તેણી બન્ને પગ ઉપરનું માંસ અને રુધિર ખાઈ ગઇ અને મુનિના પગોનાં ખાલી હાડકાંઓ રહેવા દીધાં. અવંતીસુકુમાલ તો ધ્યાનમગ્ન જ હતા. અતિશય વેદના થવા છતાં સંસાર-સ્વરૂપ વિચારતાં તેઓ ધર્મધ્યાનની શ્રેણીએ ચડવા લાગ્યા. પોતાના દેહ પ્રત્યેની મમતા પણ તેઓએ ત્યજી દીધી હતી.

આ પ્રમાણે પોતાના કુટુંબ સહિત આહારમાં મગ્ન થયેલી શિયાળણી અને તેના

કુટુંબે ધ્યાનસ્થ મુનિના બન્ને સાથળો ખલાસ કર્યાં અને ત્રીજા પ્રહરની શરૂઆત થતાં આ માંસભૂખી અતૃપ્ત શિયાળણીનું કુટુંબ મુનિશ્રીના ઉદર સુધી પહોંચ્યું. શરીરનો અતિ સુકોમળ જણાતો ઉદરનો ભાગ અને આંતરડાંઓ એવી રીતે તો ચાવી અને કરડી શિયાળણીએ પૂર્ણ કર્યા કે ખરેખર આ સમયે જો કોઇ બાહ્ય (સંસારી) વ્યક્તિ મુનિશ્રીના ધ્યાનની પરીક્ષા કરનાર હોત તો તેની ખાત્રી થાત કે એક આત્મહિતાર્થી ધ્યાનસ્થ સાધુ આત્મકલ્યાણ અર્થે કઈ રીતે દેહદમન કરી ઉચ્ચગતિ પ્રાપ્ત કરી શકે છે તેમ જ એક મુનિ પરિપૂર્ણ ધર્મધ્યાને દેહની માયા વિસારી કેવી રીતે આત્મકલ્યાણ સાધી શકે છે. **ધન્ય છે આવા યોગીશ્વરોની શુક્લધ્યાનની પુરુપાર્થી દિવ્યશક્તિને!**

આ પ્રમાણે રાત્રિનો ચોથો પ્રહર થતાં સુધીમાં મુનિના કર્મબંધનો તોડવામાં ઉપકારી બનેલી શિયાળણી ધ્યાનસ્થ મુનિના કાળજા પર્યન્ત પહોંચી. અને કાળજાનો ભોગ લેવાતા શાંતિથી અસ્ખલિતપણે ધ્યાન ધરતાં મહાસત્ત્વધારી તે મુનિનો શુભધ્યાનપૂર્વક સ્વર્ગવાસ થયો. પરિણામે જે નલિનીગુલ્મ વિમાનમાંથી તેઓ આવ્યા હતા ત્યાં દેવાંગનાઓ સાથે ક્રીડા કરવાને આ મુનિ દીક્ષાની પ્રથમ રાત્રિએ જ ચાલ્યા ગયા.

માતા ભદ્રા અને કુળવધુઓ કુમારને સૂરિશ્રી પાસે જતાં રોકી શક્યાં નહિ, કારણ કે સૂરિશ્રીનો મુકામ પોતાની પૌષધશાળામાં જ હતો. શેઠાણીના મનને ખાત્રી હતી કે સૂરિશ્રી જરૂર મારા પુત્રને સમજાવી શાંત કરશે અને જાતિસ્મરણજ્ઞાનની પ્રાપ્તિવાળા મારા સંસ્કારી સુકોમળ પુત્રને મહારાજા સંપ્રતિની માફક ગૃહસંસારી રહેવા દઇ જરૂર તેના માર્ગદર્શક બનશે. શેઠાણીએ પુત્રવધુઓને શાંતિ આપી અને વહુઓ પોતાના રંગમહેલમાં ગઈ. શેઠાણીએ અહોરાત્ર જાગરણ કીધું અને પુત્રની રાહ જોઇ.

તે જ પ્રમાણે પુત્રવધુઓએ પણ પતિની રાહ જોઈ છતાં કુમારનું દર્શન કોઇને થયું નહિ, એટલે પ્રભાત થતાં માતા ભદ્રા પોતાની પુત્રવધુઓ સાથે ગુરુને વંદન કરવા પૌષધ-શાળામાં આવી. ત્યાં પણ પોતાના પુત્રને જોયો નહિ, તેથી તેમણે સૂરીશ્વરને પૂછયું કે–"હે ભગવંત! મારો અવન્તીસુકુમાલ કયાં છે?"

સૂરિશ્રીએ તરત જ જ્ઞાનનો ઉપયોગ મૂકયો અને જ્ઞાનના બળે મુનિના વૃત્તાંતને સમજી તેમણે શેઠાણીને કહ્યું કે "હે દેવી! તમારો પુત્ર જયાંથી આવ્યો હતો ત્યાં જ તે દેવપણે ઉત્પન્ન થયો છે." આટલું કહી તેમણે અવન્તીમુનિ સંબંધી ગતરાત્રિએ બનેલી હકીકતને કહી સંભળાવી અને ધર્મોપદેશ આપી સૌને શાંતિ પમાડી.

પછી ભદ્રા શેઠાણી પુત્રવધુઓ સહિત કંથારિકા વનમાં આવી અને પુત્રના કલેવરને જોઇ અશ્રુ પાડતી શેઠાણી, પુત્રવધુ સહિત વિલાપ કરવા લાગી. તેણીએ વિલાપ કરતાં કહ્યું કે "અમો સમજતાં હતાં કે ચારિત્ર્યની ભાવનામાં ચડેલ હે પુત્ર! તું દીક્ષા લેશે એટલે તારા ચારિત્રમાં અંતરાયરૂપ થવા અમો તારી પાછળ ન આવ્યાં. અરે વત્સ! તું એવો તે કેમ

નિર્દય થયો કે દીક્ષા લઇ એક વાર પણ તેં અમારું આંગણું પાવન ન કર્યું ! હે વત્સ ! આવા સંજોગમાં તારા વિજોગનું દુઃખ અમારા માટે એવું અસહ્ય બન્યું છે કે મહેલ અને વૈભવ અમને અરણ્યવત્ શૂન્ય લાગે છે." આ પ્રમાણે વિલાપ કરતાં ભદ્રાશેઠાણી તથા કુળવધુઓને તે જ સ્મશાનમાં તે સમયે જ વૈરાગ્યની પ્રાપ્તિ થઇ, અને ભદ્રાશેઠાણી તથા કુળવધુઓ રુદન કરવાનું ત્યજી દઇ પ્રવ્રજ્યા અંગીકાર કરવાનો નિશ્ચય કરી ગૃહ ભણી પાછા વળ્યા.

બીજી બાજુએ અવન્તીના મહાજન અને આપ્તજનોએ ચંદનના કાષ્ઠાદિકથી અવન્તીમુનિના મૃત્યુદેહનો અગ્નિસંસ્કાર કરી, ભદ્રાશેઠાણીના કુળને ધન્યવાદ આપ્યો.

આ કાળે અવન્તીસુકુમાલની એક સ્ત્રી ગર્ભવતી હતી તેને ઘરમાં રાખી એકત્રીશ કુળવધુઓ સહિત ભદ્રાશેઠાણીએ ચારિત્ર અંગીકાર કર્યું અને આત્મકલ્યાણ સાધ્યું.

બીજી બાજુ મહેલમાં રહેલી સ્ત્રીને યોગ્ય સમયે પુત્ર પ્રાપ્ત થયો, જેનું **મહાકાલ** એવું નામ રાખવામાં આવ્યું.

આ મહાકાલે યુવાનવયમાં આવતાં જે સ્થળે તેના પિતાનો સ્વર્ગવાસ થએલો ત્યાં "**મહાકાલ**" નામે પ્રાસાદ બંધાવ્યો, અને પોતાના પિતાના નામથી અવન્તીપાર્શ્વનાથની પ્રતિમા બનાવી તે મંદિરમાં પ્રતિષ્ઠિત કરી.

આ અવન્તીપાર્શ્વનાથની પ્રતિમા અત્યંત પ્રભાવશાળી થઇ પડી, જેથી તેની પૂજા ચારે વર્ણોમાં થવા લાગી. કાળાંતરે અવન્તી અને મગધ સામ્રાજ્યમાં બ્રાહ્મણોનું જોર વધી પડતાં બ્રાહ્મણોએ તે પ્રતિમાને ભોંયરામાં ભંડારી, તેની ઉપર મહાદેવનું લિંગ સ્થાપન કર્યું. મહાકાળેશ્વરની પ્રખ્યાતિ ચારે દિશામાં થઈ.

મહારાજા વિક્રમના સમયમાં શ્રી **સિદ્ધસેન દિવાકર** નામે પ્રભાવિક આચાર્ય થયા તેમણે પોતાનાં જ્ઞાનના બળે મહાદેવજીના મંદિરમાં રહેલી આ પ્રભાવશાળી પ્રતિમાને જોઇ, અને ધાર્મિક પ્રભાવ બતાવવા અને શાસનનો પ્રભાવ વધારવા આ સૂરીશ્વરે **શ્રી કલ્યાણમંદિર** નામના સ્તોત્રની રચના કરી. હજારો લોક સમૂહ સમક્ષ આ સ્તોત્રનો અગ્યારમો શ્લોક ઉચ્ચારતાં જ શિવલિંગની જગ્યાએ ભોંયરામાંથી તે પ્રતિમા ઉપર આવી પ્રગટ થઈ અને આ અવન્તીપાર્શ્વનાથની મૂર્તિએ હજારો લોકોને દર્શન દીધાં

આ ઐતિહાસિક ઘટના મહારાજા સંપ્રતિના સમકાળે બનેલ બનાવો સાથે અવન્તીના રાજ્ય ઇતિહાસ સાથે સંકળાએલ છે, કે જે ઇતિહાસની મહારાજા વિક્રમના સમયમાં થએલ મહાન્ આચાર્યોએ, શ્રી આર્યસુહસ્તી મહારાજના સમય દરમિયાન ખાસ દૃષ્ટિવાદ બનાવ તરીકે નોંધ લીધી છે.

આ પ્રતિમા ઉજ્જૈનમાં વર્તમાનકાળે પણ અત્યંત પ્રતિષ્ઠાને પાત્ર છે, એટલું જ નહિ પરન્તુ આ પ્રતિમાનાં દર્શન કરતા મહારાજા સંપ્રતિનાં પ્રાચીન ઇતિહાસનું સ્મરણ થવા સાથે ઉપકારી ગુરુદેવ શ્રી આર્યસુહસ્તી મહારાજના ઉપકારની યાદ દીર્ઘ સમય પર્યંત સ્મરણીય રહે છે.

# પ્રકરણ ૮ મું.

## મહારાજા સંપ્રતિની પ્રભાવશાળી રથયાત્રા.

આ પ્રકરણમાં મહારાજા સંપ્રતિએ પોતાના જીવનકાળ દરમિયાન બજાવેલ જૈન-ધર્મની સેવાની નોંધ 'સંપ્રતિ' નામના ઐતિહાસિક પ્રાચીન ચરિત્રને આધારે અમો રસમય શૈલીથી રજૂ કરીએ છીએ.

મહારાજા સંપ્રતિની જીવનપ્રભાનો ઇતિહાસ વિ. સં. ૧૧૭૪ ની સાલમાં અણહીલ-પુરપાટણમાં મહારાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યદરબારમાં મહારાજાની રાજઆજ્ઞાનુસારે નવાંગી ટીકાકાર શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજે 'નવતત્ત્વ પ્રકરણ'ની મૂળ ગાથાઓ સાથે ૧૫૬ શ્લોકમાં રજૂ કર્યો છે, જેમાં વીરનિર્વાણ ૮ મી સદીમાં રચાયેલ 'નિશીથ ચૂર્ણી'ની ગાથાઓને ઉદ્ધૃત કરી મહારાજા સંપ્રતિની જીવનપ્રભાને પ્રમાણભૂત બનાવી છે. આ ચરિત્ર અમોને મુંબઈ ગોડીજીના ઉપાશ્રયે બિરાજતા પંન્યાસ શ્રી પ્રીતિવિજયજી મહારાજે આ ગ્રંથ માટે પૂરું પાડ્યું છે જેના માટે અમો તેમનો આભાર માનીએ છીએ.

ઉજ્જૈન(અવન્તી)નાં નગરશેઠાણી ભદ્રાદેવીએ પોતાની એકત્રીસ કુળવધુઓ સાથે એક જ દિવસે ચારિત્ર લીધું; અને અવન્તીસુકુમાલને એક જ દિવસના ચારિત્રપાલનમાં નલિનીગુલ્મ નામના વિમાનમાં દેવપણું પ્રાપ્ત થયું.

ખુદ અવન્તીમાં બનેલ આ જાતના ઐતિહાસિક બનાવથી મહારાજા સંપ્રતિની ધાર્મિક ભાવનાઓ વિશેષ સુદૃઢ બની, અને ગતજન્મના ઉપકારી શ્રી આર્યસુહસ્તિ મહારાજની હાજરીમાં રાજ્યના ખર્ચે ધર્મપ્રભાવ વધારનારો અઠ્ઠાઇ મહોત્સવ કર્યો.

આ અઠ્ઠાઈ મહોત્સવના અંગે મહારાજાએ મગધ સામ્રાજ્યના દરેક ખંડિયા રાજાઓને ખાસ આગ્રહભર્યા આમંત્રણથી ધર્મવિધિ અને ક્રિયા દર્શાવવા નોતર્યા. તેવી જ રીતે સામ્રાજ્યના દરેક પ્રાંતોના જૈનસંઘો ઉપર ખાસ આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી. બીજી બાજુએ મહારાજાશ્રીએ પ્રભુના રથયાત્રાના વરઘોડા નિમિત્તે જિનેશ્વરનો રથ સૂર્યના રથ

જેવો જ તેજસ્વી, ઉત્તમ કારીગરીવાળો, અતિ મૂલ્યવાન હીરા માણેક આદિ નવરત્નોથી મઢેલો, સુવર્ણ અને ચાંદીથી યુક્ત એવો તે આકર્ષક બનાવ્યો કે જે રથ અતીવ મૂલ્યવાન અને અજોડ બન્યો હતો.

અઠ્ઠાઈ મહોસત્વની શરૂઆતમાં સામ્રાજ્યના ખંડીયા દરેક રાજવીઓએ પોતાનાં કુટુંબ અને રસાલા સાથે મહારાજાના આમંત્રણને માન આપી હાજરી આપી. આ સંબંધમાં ઐતિહાસિક નોંધવા લાયક બનાવ તો એ હતો કે આ અઠ્ઠાઇ મહોત્સવમાં આંધ્ર, દ્રાવિડ અને મહારાષ્ટ્ર જેવાં સનાતનધર્મી મિત્રરાજ્યોનાં નૃપતિઓએ પણ પોતાના કુટુંબ અને રસાલા સાથે હાજરી આપી હતી. આ ઉપરાંત મહારાજાના આમંત્રણને માન આપી અવન્તી, મગધ તેમજ વિધવિધ પ્રાંતોમાંથી ચતુર્વિધ સંઘના સારા વિભાગે આ અઠ્ઠાઇ મહોત્સવમાં હાજરી આપી ધાર્મિક અભિમાન દર્શાવ્યું હતું. આ અદ્દભુત મહોત્સવ પ્રસગે સાધુસંપ્રદાય અને સાધ્વીઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં ઉપસ્થિત થઈ હતી.

આ રથયાત્રાના પુણ્યપ્રસંગે રાજ્યમાતા શરતશ્રીના હર્ષનો તો પાર જ ન હતો. સબબ આ ધર્માત્મા રાજ્યમાતાએ પોતાની નજર સામે પોતાના પુત્રને સંસ્કારી અને ધર્મપરાયણ જોઈ પોતાના આત્માને સંતુષ્ટ થએલો માન્યો હતો. મહારાજાની ધાર્મિક પ્રવૃત્તિમાં રાજ્યમાતા પ્રતિદિન પ્રોત્સાહન આપતા અને એના જ પુણ્યપ્રતાપે મહારાજા સંપ્રતિ યશસ્વી અને ધર્મીષ્ઠ બન્યા હતા.

રથયાત્રાના વરઘોડાના દિવસે પ્રભાતથી જનસમુદાયથી અવન્તી ઉભરાતું હતું. મહારાજાએ વરઘોડાના સમયની એકાદ ઘટિકા પૂર્વે સ્નાનાદિક ક્રિયાથી શુદ્ધ થઈ, રથમાં પધરાવવાની પ્રભુની પ્રતિમા સન્મુખ સ્નાત્ર આદિ પૂજનક્રિયા વિધિપૂર્વક કરી અને પ્રભુની પ્રભાવશાળી પ્રતિમાને સંઘના જયનાદ વચ્ચે રથમાં પધરાવી.

રથયાત્રાના વરઘોડામાં વિવિધ પ્રકારથી સુશોભિત વાહનોમાં કિંમતી અલંકારોથી શણગારેલા સાંબેલાંઓ અલંકૃત થયાં હતાં; તેવી જ રીતે રાજ્યહસ્તીઓની હારમાળાઓ વરઘોડાને શોભાયમાન બનાવતી હતી. કિંમતી તુરી અશ્વસ્વારોની લશ્કરી ટુકડી, પાયદળ લશ્કરોની શ્રેણીઓ તથા સાથે લશ્કરી વાજિંત્રોથી વરઘોડાની શોભા અલૌકિક દેખાતી હતી.

આ પ્રમાણે લશ્કરી અને દરબારી ઠાઠથી સુશોભિત એવો રાજ્ય રસાલો વરઘોડાના અગ્ર ભાગે હતો. આ ભાગની પાછળ મહારાજાનું માનીતું રાજ્યબેંડ મધુરા અવાજે લોકોનાં મન રંજન કરતું હતું. તેની પાછળ ખુદ મહારાજા પૂજનવિધિના પોશાકમાં જ સજ્જ થઇ પ્રભુના રથની આગળ પુષ્પવૃષ્ટિ અને જિનેશ્વરનું સ્તુતિગાન કરતા ચાલતા હતા. એમની પાછળ અન્ય દેશોના ખંડિયા રાજાઓ મહારાજાશ્રીનું આબેહૂબ અનુકરણ કરતા હતા.

આ વરઘોડાનો નોંધવા લાયક પ્રસંગ એ હતો કે તેમાં અવન્તીનો શ્રીમંત અને

કોટ્યાધીશ ગણાતો મહાજનસમુદાય પ્રભુના રથને અશ્વો જોડવાને બદલે જાતે ખેંચતો હતો. રથની પાછળના ભાગમાં અનેક સાધુસમુદાયથી પરવરેલા શ્રી આર્યસુહસ્તી મહારાજ સાધુગણના વડા તરીકે મોખરે ચાલતા હતા અને તેમની પાછળ આખો સાધુસમુદાય હતો. એની પાછળ અવન્તીના શણગારરૂપ મહાજનવર્ગ ચાલતો હતો. તેની પાછળ સાધ્વીઓ અને શ્રાવિકાઓનો સ્ત્રીસમુદાય ચાલતો હતો. આ પ્રભાવશાળી વરઘોડાને નિહાળવા અવન્તીનાં દરેક ઘરોની અટારીઓ–અગાસીઓ અને છાપરાં ઉપર માનવમેદની ચિકાર દેખાતી હતી અને સરીયામ રસ્તાઓ ઉપર તો ક્યાંય ઊભા રહેવાની જરાપણ જગ્યા નહતી. દરેક મહોલ્લામાં ફરતો આ યાત્રાનો વરઘોડો રાજગઢ નજદિક આવી પહોંચ્યો અને પ્રભુનો રથ રાજ્યમહેલના દરવાજા આગળ આવી થોભ્યો. રાજ્યમાતા શરતશ્રી અને રાજમહેલની રમણીઓએ પ્રભુને કીંમતી મુક્તાફળવડે વધાવ્યા.

### મહારાજા સંપ્રતિનો સામંતોને ધર્મોપદેશ.—

મહારાજા સંપ્રતિએ આ સમયે પોતાના ખંડિયા રાજા તથા સામંતવર્ગને ઉદ્દેશીને હિતોપદેશ આપ્યો. આ ઉપદેશની નોંધ 'નિશીથચૂર્ણી' નામના પ્રાચીન ગ્રંથમાં લેવાયેલ છે, જેનો અમે અહીં શબ્દશઃ મૂળ શ્લોક ને અર્થ રજૂ કરીએ છીએ.

"जइ मं जा लाह सामिं समणाणं पण महा सुविहियाणं। दव्वेण मे न कज्जं एवं खुकयं पियं मज्झ ॥ १ ॥ विसज्जिया य तेणं गमणं घोपायणं सरञ्चेपु। साहूण सुह विहारा जाया पञ्चंतिया देसा ॥ २ ॥ अणुजाणे अणुजाई पुष्फारु हणाई उक्किरणं गाई। पूयं च चेइयाणं तेडवित्य सरज्ज सुक्रारिंति ॥ ३ ॥"

"જો તમે મને સ્વામી તરીકે માનતા હો તો તમારા રાજ્યનાં જૈનમંદિરોમાં પણ આવી જ રીતે અઠ્ઠાઈ મહોત્સવ કરાવજો સુવિહિત સાધુઓને નમન કરો અને જૈનધર્મનો સ્વીકાર કરો. તમારાં રાષ્ટ્રોની પ્રજાને જૈનધર્મી બનાવો અને તમારા દેશોમાં વિહારની સગવડતા કરી આપો. મને તમારા ધનભંડારની જરૂર નથી. કારણ હું આત્મસંતોષી અને પ્રભુભક્ત છું, અવન્તીની આવક સંતોષકારક છે. જેથી આ જાતનાં કાર્યોથી મને તમે જેટલો ખુશી કરી શકશો તેટલો બીજાથી નહિ કરી શકશો, મને તો આ જ પ્રિય છે."

આ પ્રમાણે સામંતોને બોધ દઈ તેઓને સૂરિશ્રી સમક્ષ લઇ જઇ જૈન ધર્મ અંગીકાર કરાવ્યો કે જેના અર્થે આ અઠ્ઠાઈ મહોત્સવની મહારાજા સંપ્રતિએ યોજના કરી હતી.

### મહારાજા સંપ્રતિનો અભિગ્રહઃ—

ત્યારપછી મહારાજાએ ચતુર્વિધ સંઘ સમક્ષ સૂરિશ્રીના ચરણે શીશ નમાવી એવો અભિગ્રહ લીધો કે–' મારે નિત્ય પ્રભાતે એક નવા મંદિરના ખાતમુહૂર્તના સમાચાર

સાંભળ્યા પછી દંતધાવન કરવું.' આ પ્રમાણે રથયાત્રાના વરઘોડામાં ઉત્સાહી વાતાવરણ જમાવી મહારાજા સંપ્રતિએ રથયાત્રાના વરઘોડાનું કાર્ય નિર્વિઘ્ને સંઘના ઉલ્લાસપૂર્વક પૂર્ણ કર્યું. વરઘોડાની સમાપ્તિ થતાં આંધ્ર, દ્રાવિડ અને મહારાષ્ટ્રના રાજાઓએ પોતપોતાના દેશમાં જઇ જૈનધર્મનો પ્રચાર કરી, ગામોગામ નવાં જૈનમંદિરો બંધાવવા શરૂ કર્યાં. આ પ્રમાણે આ રાજવીઓ જૈનધર્મી બન્યા તેમજ તેમના દેશમાં સાધુવિહારની સગવડતા તેઓએ કરી આપી.

એક દિવસ રાત્રિના પાછલે પહોરે સુખેથી સૂઇ ઊઠેલ રાજા સંપ્રતિને સ્ફુરણા થઇ કે-આર્યદેશોમાં જેવો સાધુવિહાર છે તેવો અનાર્ય દેશમાં થાય તો ત્યાંની જનતાનું પણ કલ્યાણ થાય. એમ વિચારી તેને માટે વિચારણા શરૂ કરી. દીર્ઘ વિચારણાને અંતે એક યોજના ઘડી કાઢી. બાદ આંધ્ર આદિ અનાર્ય દેશોમાં સાધુઓ સુખેથી વિચરી શકે તે માટે કેટલાક ઉપદેશકોને જૈનસાધુઓના આચાર-વિચારથી પરિચિત કર્યા. તેવી જ રીતે અનાર્ય દેશોના અધિકારીઓને પણ આજ્ઞા ફરમાવી કે-મારા ઉપદેશકો ( સુભટો ) તમારી પાસે મારો ( રાજ્ય )કર જેવી રીતે માગે તેવી રીતે આપજો. તેઓએ એમ કરવા કબૂલ કર્યું, એટલે ઉપદેશકોને સાધુવેશમાં જૈન સાધુઓની શૈલીએ વર્તવાની આજ્ઞા આપી અનાર્યદેશોમાં ગુપ્ત રીતે મોકલ્યા.

આ ઉપદેશકો સાધુવેશમાં જ અનાર્ય દેશોમાં ગયા અને તેઓએ ત્યાંની પ્રજા પાસે જઇ બેંતાળીશ દોષરહિત સાધુને આહાર, પાણી અને વસ્ત્ર આદિ કઇ રીતે કલ્પે તેનો વિધિ બતાવ્યો. આધાકર્મ વિગેરે દોષ સાધુઓને કઇ રીતે લાગે તે પણ સમજાવ્યું. આ પ્રમાણે સાધુવેશધારી ઉપદેશકોએ અનાર્ય દેશોમાં એવી રીતે ધર્મપ્રભાવ તથા સાધુસંપ્રદાયના આહાર આદિની સગવડતાનો પાઠ શીખવાડ્યો કે જેના યોગે ત્યાંની પ્રજા ધર્મમાં અતિશય દ્દઢ બની. કાળક્રમે તેઓ આર્યોથી પણ અધિક ધર્મભાવનાશાળી બન્યા

સાધુ વિહાર માટે અનાર્ય દેશોની ભૂમિકા યોગ્ય બનાવ્યા બાદ એક દિવસ મહારાજાએ આચાર્યદેવને કહ્યું કે-"હે ભગવંત! આપ સાધુસંપ્રદાયને અનાર્ય દેશોમાં કેમ મોકલતા નથી?" સૂરિશ્રીએ કહ્યું કે-"અનાર્ય દેશોમાં આહાર-પાણીની શુદ્ધતા ન જળવાય." મહારાજા સંપ્રતિએ કહ્યું કે-"સૂરિશ્રી! એક વાર કેટલાક સાધુઓને મોકલી તો જુઓ." રાજાની ઇચ્છાથી સૂરિવરે કેટલાક મુનિવરોને અનાર્ય દેશમાં મોકલ્યા.

અનાર્ય દેશમાં ગયેલા સાધુઓ પૈકી કેટલાકે પાછા આવીને સૂરિશ્રીને કહ્યું કે-"હે પ્રભો! અનાર્યો તો કેવળ નામ માત્રના જ છે. વસ્ત્ર, અન્ન, પાણી વિગેરે આપવાના વહેવારમાં તેઓ અમોને આર્યોથી પણ અધિક લાગે છે. હે ભગવંત! સંપ્રતિ મહારાજાએ ઉપદેશકો વિગેરે દ્વારા અનાર્ય ભૂમિને આર્ય જેવી બનાવી દીધી છે."

સાધુઓના આ પ્રમાણેનાં વચન સાંભળી સૂરિશ્રીને સંપ્રતિની સમયસૂચકતા માટે આનંદ

થયો ને વિશેષ સાધુઓને ફરીથી ત્યાં મોકલ્યા. સાધુઓની દેશનાથી અનાર્યો સરળ પરિણામી થયા, જેના અંગે 'નિશીથચૂર્ણી'માં પણ ખાસ ગાથા છે કે જેનો ઉતારો નીચે પ્રમાણે છે.

"શ્રમણ સુભટોથી (ઉપદેશકોથી) ભાવિત તે દેશોમાં સાધુઓ સુખેથી વિચરતા. તેથી તેઓ સરળ પરિણામી થયા."

બાદ મહારાજા સંપ્રતિએ પોતાના નગરના કંદોઈઓને એકત્રિત કરી આજ્ઞા કરી કે—"સાધુઓને જે વસ્તુઓ ખપતી હોય તે તમારે આપવી, બદલામાં એની કિંમત હું તમોને આપીશ"

મહારાજાએ પોતાના પૂર્વજન્મના "રાંક"પણાને યાદ લાવી અવન્તીના ચારે દરવાજાઓએ ગરીબોને દાન આપવાની પ્રવૃત્તિ શત્રુ અને મિત્રના ભેદભાવ વિના દાનશાળા મારફતે ચાલુ કરી. રાજા પોતે અવારનવાર ત્યાં જઈ વ્યવસ્થાની તપાસ રાખતો.

આ પ્રમાણે એક દિવસ આ દાનશાળાની મુલાકાત લઈ મહારાજાએ રસોઇઆને પૂછ્યું કે "ગરીબોને આપતાં વધેલાં અનાજ વિગેરેનું તમો શું કરો છો?" તેઓએ જવાબ આપ્યો "હે દેવ! તે અનાજ અમારા ઘરમાં વાપરીએ છીએ" ત્યારે મહારાજાએ કહ્યું કે—"મારી આજ્ઞાથી તે અનાજ વિગેરે સાધુઓને આપવું અને એના બદલામાં હું તમોને ઈચ્છિત ધન આપીશ."

મહારાજાની આજ્ઞાનુસાર ત્યારબાદ આ પ્રમાણે થવા લાગ્યું. આથી સાધુઓને અન્ન, પાણી, વસ્ત્ર આદિ સુખેથી મળવા લાગ્યાં.

આ પ્રમાણે ધાર્મિક પ્રવૃત્તિના દરેક કાર્યોમાં તત્પર, પ્રશમ વિગેરે ગુણોયુક્ત સંપ્રતિ ન્યાય–નીતિથી રાજ્યનું પાલન કરવા લાગ્યો. દરમિયાન ધર્મપ્રભાવના નિમિત્તે રથયાત્રાના વરઘોડાઓ અવારનવાર નીકળતા.



# પ્રકરણ ૯ મું.

---

## સંપ્રતિના મનનું સમાધાન : પંચમ આરાનું સ્વરૂપ.

વીરનિર્વાણુ સંવત્ ૨૯૧ ની શરૂઆતમાં આર્યસુહસ્તિસૂરિ લગભગ ૯૯ વર્ષની વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હોવાથી તેઓશ્રીએ પોતાના સ્વર્ગગમનનો સમય સમીપ જાણી તેમજ જ્ઞાનબળે વીરનિર્વાણુ ૨૯૧ ના વર્ષનું ભાવી સમજી સૂરિશ્રીએ ધર્મજાગૃતિ માટે પોતાના શિષ્યસમુદાય સાથે પાટલિપુત્રમાં અંતિમ ચાતુર્માસ કર્યું હતું.

•આ સમયે મહારાજા અશોકની તબિયત પણુ અતિશય નરમ રહેતી હતી, જેથી મહારાજા અશોકે પોતાના અંતિમ સમયે રાજ્યપૌત્ર સંપ્રતિને પોતાની નજર સામે રાજ્યમુગટ અર્પણુ કરવા રાજ્યકુટુંબ સહ મગધ બોલાવ્યો હતો. રાજાજ્ઞાને માન આપી મહારાજા સંપ્રતિ પાટલિપુત્રમાં હાજર થયા હતા.

મહારાજા સંપ્રતિ અને રાજ્યકુટુંબ નિત્ય પ્રભાતે સૂરિશ્રીના વ્યાખ્યાનશ્રવણાર્થે રાજ્યમહેલ નજીકમાં બંધાવેલ પૌષધશાળામાં જતું હતું. સૂરિશ્રી પોતાની અત્યંત વૃદ્ધાવસ્થા અને લથડતી તબિયત હોવા છતાં મહારાજા સંપ્રતિની દરેક જાતની શંકાઓનું નિવારણુ કરતા હતા. સૂરિશ્રીની ઉપદેશધારાનું શ્રવણુ કરવા પાટલિપુત્રનો સંઘસમુદાય પણુ સારા પ્રમાણુમાં એકત્રિત થતો હતો એક દિવસ મહારાજા સંપ્રતિ દેવદર્શન, પૂજા આદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ ધાર્મિક બોધ મેળવવા પૌષધશાળાએ આવ્યા. અનેક જાતની ચર્ચાઓ થયા બાદ મહારાજા સંપ્રતિએ " **દીપાવલી** " પર્વની ઉત્પત્તિનો ઇતિહાસ પૂછ્યો ત્યારે દશ પૂર્વધર જ્ઞાની સૂરિશ્રીએ જ્ઞાનબળે તેમનો સચોટ અને સુંદર જવાબ આપી તેમનું સમાધાન કર્યું હતું, જે સાંભળી ચતુર્વિધ સંઘને પણુ અત્યંત સંતોષ થયો હતો. સૂરિશ્રીના કથનનું કાંઈક અવતરણુ પ્રશ્ન ને જવાબના રૂપમાં અમો નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ;—

**પ્રશ્ન**—હે ભગવંત! દિવાળીના દિવસે અસંખ્ય દીવાઓ પ્રગટાવવામાં આવે છે અને દીપોત્સવ ઉજવવામાં આવે છે તેનું શું કારણ?

**ઉત્તર**—હે રાજન્! પ્રભુ મહાવીરસ્વામી પૂર્વે અષાડ શુદ ૬ ના દિવસે દેવલોકથી ચ્યવેલા એટલે તે દિવસને પ્રભુના **ચ્યવનકલ્યાણુકનો** દિવસ ગણવામાં આવ્યો. તેવી જ રીતે ચૈત્ર શુદ ૧૩ ની મધ્યરાત્રિએ પ્રભુનો જન્મ થયો માટે તે દિવસ **જન્મકલ્યાણુક** દિવસ તરીકે ઉજવાય છે. ત્યારબાદ ત્રીશ વર્ષ સુધી ગૃહવાસમાં રહી માગસર શુદ ૬ ના દિવસે પ્રભુએ ચારિત્ર લીધું એટલે તે દિવસ **દીક્ષાકલ્યાણુક** તરીકે ઉજવાય છે. દુઃસહ તપ કરતાં બાર વર્ષ પછી વૈશાખ શુદ ૧૦ ના દિવસે ગૌદોહન આસને પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું એટલે તે દિવસ **કેવળજ્ઞાનકલ્યાણુક** તરીકે ઉજવાય છે.

કાંઇક ન્યૂન ત્રીશ વર્ષ કેવળપર્યાય ભોગવીને વીર પરમાત્મા પોતાનું આયુષ્ય અલ્પ જાણી **અપાપા** નગરીમાં આવ્યા. ત્યાં **હસ્તિપાલ** રાજાની પૌષધશાળામાં પ્રભુએ છેલ્લું ચાતુર્માસ નિર્ગમન કર્યું. પ્રભુનું આયુષ્ય થોડું ને તીર્થંકરનામકર્મના પુદ્ગળ અધિક હોવાથી એમણે છેલ્લા સોળ પ્રહર સુધી અખંડ દેશના આપી તે કર્મ ભોગવી લીધું. એ દેશનામાં અનેક ભવ્યજનોના સંશયો દૂર કર્યા.

પ્રભુ ઉપર અત્યંત પ્રેમ ધરાવનાર શ્રીમદ્ **ગૌતમસ્વામી** ગણુધર કે જેઓ પ્રભુના પ્રથમ શિષ્ય હતા તેઓના મોહનીયકર્મનો નાશ કરવા પ્રભુએ ભાવીભાવ સ્વરૂપ સમજી તેમને નજીકના ગામમાં રહેલ **દેવશર્મા** નામના બ્રાહ્મણને પ્રતિબોધ કરવા મોકલ્યા.

શ્રી ગૌતમ ઇંદ્રભૂતિ ગણુધર એ પ્રભુ મહાવીરના પ્રથમ શિષ્ય હતા, તેમજ પ્રભુ પ્રત્યે અતીવ પ્રશસ્ત પ્રેમ ધરાવતા. ત્યારબાદ ચૌદ હજાર આત્મહિતાર્થીઓએ પ્રભુ પાસે દીક્ષા લીધી હતી, જેમાંથી કેટલાએક આત્મહિતાર્થીઓને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી. આમ છતાં ઇંદ્રભૂતિ ગૌતમને તેની પ્રાપ્તિ થઇ શકી ન હતી, કારણુ કે તેઓનો પ્રભુ પ્રત્યેનો મોહ કાયમ રહ્યો હતો. તે મોહનીયકર્મ ખપ્યા બાદ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે તેમ હતું. તે મોહનીયકર્મનો પશ્ચાત્તાપવડે નાશ કરાવવા ખાતર પ્રભુએ પોતાનો અંતિમ સમય જાણી તેમના હિતાર્થે દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા નિમિત્તે તેમને અલગ કર્યા હતા.

આસો વદ અમાસની પાછલી રાત્રિના સોળ પ્રહર પહેલાંથી અખંડ ધારાએ પ્રભુએ દેશના દેવી શરૂ કરી. આ સમયે પ્રભુ મહાવીર પ્રત્યે અત્યંત પ્રેમ ધરાવનાર જૈન ધર્માનુરાગી કાશી અને કોશલ દેશના અઢાર રાજવીઓ તેમજ ચેડા મહારાજના સામંતો પણ હાજર રહ્યા હતા. ઉપરાંત ક્ષત્રિય નવમલ્લક અને લિચ્છવી જાતિના રાજાઓ અને ઠાકોરો પણ હાજર રહ્યા હતા, જેઓ અમાવાસ્યાને દિવસે ખાસ પૌષધવ્રત લઈ પ્રભુ મહાવીરની અંતિમ દેશનાનું શ્રવણ કરતા હતા. આ સમયે અપાપાપુરી ઊર્ફે પાવાપુરીમાં ચતુર્વિધ જૈનસંઘ સમુદાય સારા પ્રમાણુમાં એકત્રિત થયો હતો.

## પાંચમા આરાનું સ્વરૂપ—

દેશનાની અંતર્ગત પંચમ આરાનું સ્વરૂપ સમજાવતાં પ્રભુશ્રીએ જણાવ્યું કે-" મારી મુક્તિ બાદ ત્રણ વર્ષ અને સાડાઆઠ માસ પછી પાંચમા આરાની શરૂઆત થશે. તેના પ્રભાવે દુનિયાની ઉત્તમમાં ઉત્તમ ચીજો દિવસે દિવસે ઓછી ઓછી થતી જશે. મોટાં મોટાં શહેરો વેરાન થશે અને નાનાં નાનાં ગામડાંઓ આબાદ થશે.

દેવી, દેવતાઓ મનુષ્યોને પ્રત્યક્ષ રીતે દેખાવ નહિ દે પરન્તુ સ્વપ્નમાં દેખાવ દેશે.

મનુષ્યો મર્યાદાનું ઉલ્લંઘન કરશે. પૂર્વકાળની માફક પુરુષાર્થી મનુષ્યો ઓછા થશે અને નબળાઓનું જોર વધી પડશે.

પાપાચરણમાં મનુષ્યો હોંશિયાર થશે, એટલું જ નહિ પરન્તુ પોતાનાં કાર્યોની સુધારણા માટે પારકાનું અનિષ્ટ કરવા આઘુંપાછું નહિ જુએ. મનુષ્યો પુણ્યકામમાં આળસુ અને પ્રમાદી થશે.

ગૌ આદિ જનાવરોનો પશુવધ ચાલુ થશે જેમાં ધર્મનું નામ કે નિશાન નહિ સમજાય. સાચું બોલનારા લોકો ઓછા રહેશે. ધરતીની પેદાશ પણ ઓછી થશે.

કૃપણો પાસે ધનનો સંચય થશે ત્યારે દયાળુ અને દાતાઓ પાસે તંગી રહેશે. ધર્માત્માઓ ઓછા આયુષ્યવાળા થશે ત્યારે પાપીઓ દીર્ઘાયુ થશે

વયોવૃદ્ધના દેખતાં જુવાનીઆઓ અને બાળકો ચાલ્યા જશે (મૃત્યુ પામશે) જ્યારે વૃદ્ધો પોતાનું આયુષ્ય દુ:ખી અવસ્થામાં પૂર્ણ કરશે. વળી—

मंत्रतंत्रौषधज्ञानरत्नविद्याधनायुषां ।
फलपुष्परसादीनां रूपसौभाग्यसंपदां ॥ १ ॥
सत्त्वसंहननस्थाम्नां यशः कीर्तिगुणश्रियां ।
हानिः क्रमेण भावानां भाविनी पंचमारके ॥ २ ॥ (जैनमतप्रभाकर)

ભાવાર્થ:—મંત્રોમાં રહેલ દૈવી શક્તિ ઓછી થતી જશે. તંત્રવિદ્યાની પણ એ જ સ્થિતિ થવાની છે. તેવી જ રીતે આૈષધિની માહિતી પણ લોકોમાં ઓછી થતી જશે.

પૂર્વકાળે મનુષ્યો જેના જ્ઞાનીઓ થતા હતા તે પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિ કરવાની શક્તિમાં ન્યૂનતા આવતી જશે.

જર, ઝવેરાત અને દોલત પૂર્વકાળ જેવી નહિ રહે, તથા દિવસે દિવસે આયુષ્યમાં પણ ક્ષીણતા થતી જશે. ફૂલોની સુવાસ પૂર્વકાળ જેવી નહિ રહે.

ક્ષપકશ્રેણી સુધી ધ્યાને ચઢતાં તેમને પણ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ. ઇંદ્ર મહારાજે વીર પ્રભુના નિર્વાણ મહોત્સવ પછી તરત જ પ્રાતઃકાળે ગૌતમસ્વામીનો કેવળજ્ઞાન મહોત્સવ કર્યો

આ પ્રમાણે સૂરિશ્રીના દીપાવલી સંબંધેના જવાબથી સંતુષ્ટ થયેલા સંપ્રતિએ "ભાઇબીજ"ની ઉત્પત્તિ પૂછી એટલે સૂરિશ્રીએ જણાવ્યું કે—

"હે રાજન્! ભાઇબીજ સંબંધી ખુલાસો નીચે મુજબ છે.

ભગવંતના નિર્વાણથી એમના વડિલ બંધુ નંદિવર્ધન અત્યંત ખેદ પામ્યા હતા. એ ખેદમાં એમણે અન્નપાણી લીધા વિના કા શુ. ૧ નો દિવસ ભાઇના શોકમાં નિર્ગમન કર્યો તેથી બીજના દિવસે એમની બેન **સુદર્શના** ભાઇને આશ્વાસન આપવા પોતાને ત્યાં તેડી ગઇ અને એમનો શોક મુકાવી ભોજન કરાવ્યું ત્યારથી **ભાઇબીજ** જગતમાં પ્રસિદ્ધિને પામી આજે પણ કાર્તિક શુદ બીજના દિવસે બહેનો ભાઇને પોતાને ઘેર તેડી જઇ જમાડે છે.

આ પ્રમાણે દીપાવલી પર્વનું મહાત્મ્ય શ્રી આર્યસુહસ્તિ મહારાજે મહારાજા સંપ્રતિને સંભળાવ્યું હતું જેનું વૃત્તાંત '**દીપાવલીકલ્પ**'માં સવિસ્તર ગાથાનુબદ્ધ આપવામાં આવ્યું છે. જે વૃત્તાંતના અંતમાં નીચેનો મહત્ત્વતાભર્યો શ્લોક દૃષ્ટિગોચર થાય છેઃ—

**यत उत्तमगउडेसु पाडलिपुरे संपइ राया तिखंडभरहवई ।**
**अज्जसुहत्थि गणहरं पुच्छइ पणओ परमसड्ढो ॥**

અર્થાત્ ગૌડ દેશમાં પાટલિપુત્ર નગરમાં પરમ ભરતક્ષેત્રનાં ત્રણ અધિપતિ સંપ્રતિ મહારાજાએ અંજલિ જોડીને શ્રી આર્યસુહસ્તિ મહારાજને પ્રશ્ન કરેલો જેનો જવાબ આપતાં સૂરિશ્રીએ તેને ઉપરોક્ત શ્લોકના અંતિમ પદમાં '**પરમસડ્ઢો**' કહેતાં ચુસ્ત શ્રાવક જણાવ્યો છે

**ઉદયનું વૃત્તાંત—**

એક સમયે સંપ્રતિ મહારાજાએ પ્રભુ મહાવીરનું શાસન ક્યાં સુધી ચાલશે અને બીજા તીર્થંકર આ ક્ષેત્રમાં હવે ક્યારે થશે તેને લગતું ભાવી શ્રી આર્યસુહસ્તિ મહારાજને પૂછેલું, જેનો જવાબ સૂરિશ્રીએ જ્ઞાનબળે નીચે પ્રમાણે આપ્યો હતો.

"હે રાજન્! પ્રભુ મહાવીર નિર્વાણ સમયે બેઠેલ ભસ્મગ્રહ ૨,૫૦૦ વર્ષો સુધી શાસનને ડોલાવશે પછી જૈન ધર્મનો ઉદય થશે તે પાંચમા આરાના અંત લગી ૨,૧૦૦૦ વર્ષ પર્યન્ત અસ્ખલિતપણે ચાલશે"

હાલમાં યુગપ્રધાનોના ત્રેવીસ ઉદયમાંથી પહેલો ઉદય પ્રવર્તે છે. પહેલા ઉદયની શરૂઆતમાં પ્રથમ સુધર્માસ્વામી થયા અને વીસમા યુગપ્રધાન પુષ્પમિત્ર થશે. પ્રભુ મહાવીર નિર્વાણથી ૬૧૭ વર્ષ સુધીમાં પ્રથમ ઉદય સમાપ્ત થશે. પછી વજ્રસેનથી બીજો

ઉદય થશે જે સંવત ૧૩૮૦ સુધી ચાલશે. જેમાં બીજા ઉદયમાં ત્રેવીસ યુગપ્રધાનો થવાના એમ શાસ્ત્રમાં કહ્યું છે. આ બીજો ઉદય ત્રેવીસમા યુગપ્રધાન અર્હન્મિત્ર બાદ સમાપ્ત થશે.

પછી કાળાંતરે યુગપ્રધાનનો ત્રીજો ઉદય પાડિવય( આદ્ય સૂરિ )થી સંવત ૧૯૯૦ માં થશે જેમાં ૯૮ યુગપ્રધાનો થશે, અને છેલ્લા યુગપ્રધાન વૈશાખ થશે આ ત્રીજો ઉદય ૧૫૦૦ વર્ષ પર્યન્ત ચાલશે.

ચોથા ઉદયમાં પ્રથમ હરીસ્સહસૂરિ નવમા વર્ષે દીક્ષા ગ્રહણ કરનારા થશે અને આ ઉદયમાં ૭૮ યુગપ્રધાનો થશે; જેમાં છેલ્લા સત્કીર્તિ નામે યુગપ્રધાન થશે આ ઉદય ૧,૫૪૫ વર્ષ પ્રમાણ ચાલશે.

પાંચમો ઉદય નંદીમિત્રસૂરિથી શરૂ થશે, જેમાં છેલ્લા યુગપ્રધાન થાવરસુત નામે થશે. એ પાંચમો ઉદય ૧,૯૦૦ વર્ષ પર્યન્ત રહેશે

છઠ્ઠા ઉદયમાં પ્રથમ સુરસેનસૂરિ થશે અને અંતમાં રહસુત યુગપ્રધાન થશે આ ઉદય ૧,૯૫૦ વર્ષ ચાલશે.

સાતમા ઉદયમાં રવિમિત્રસૂરિ પ્રથમ યુગપ્રધાન થશે અને છેલ્લા જયમંગળસૂરિ થશે. આ ઉદય ૧,૭૭૦ વર્ષ સુધી ચાલશે.

આઠમા ઉદયમાં શ્રીપ્રભ પ્રથમ યુગપ્રધાન થશે આ સમયે જગવિખ્યાત કલંકી રાજા આ આઠમા ઉદયની શરૂઆતમાં અર્થાત્ શ્રીપ્રભ યુગપ્રધાનના સમયમાં થશે. છેલ્લા સિદ્ધાર્થ યુગપ્રધાન થશે. પછી એ ઉદય પૂર્ણ થશે. આ આઠમો ઉદય ૧૦૧૦ વર્ષ પર્યન્ત ચાલશે.

એ પ્રમાણે ત્રેવીસ ઉદયમાં ૨૦૦૪ યુગપ્રધાનો આ પાંચમા આરાના ૨૧,૦૦૦ વર્ષોમાં થશે આ યુગપ્રધાનો એકાવતારી* હોવાથી તેઓ જે જે દેશોમાં અને ભૂમિમાં વિચરશે તે તે દેશોની ભૂમિકાની ચારે દિશામાં અઢી જોજન ભૂમિમાં દુષ્કાળ અને હિંસક જીવોનો ભય નહિ રહે.

પાંચમા આરામાં છેલ્લા દુપ્પસહસૂરિ નામે યુગપ્રધાન થશે. પછી પાંચમો આરો પૂરો થતાં જૈનધર્મ નષ્ટ થશે, પછી રાજ્યધર્મ નષ્ટ થશે બાદ છઠ્ઠો આરો બેસશે એ આરો પણ ૨૧,૦૦૦ વર્ષ પર્યન્તનો રહેશે અને તે પૂરો થતાં અવસર્પિણીના છ આરા પૂરા થઈ ઉત્સર્પિણીનો પહેલો આરો અવસર્પિણીના છઠ્ઠા આરા જેવો બેસશે આ છેલ્લો અને પહેલો આરો કર્મ, ધર્મ અને વહેવાર રહિત સમજવો એ પ્રથમ આરાના અંતમાં સાત દિવસ પર્યન્ત જુદી જુદી જાતના વરસાદ થતાં પૃથ્વીમાં રસોત્પત્તિ થશે; અને ધાન્ય વિગેરે ઊગી નીકળશે અને મનુષ્યનાં શરીર, આયુષ્ય પણ ધીમે ધીમે વૃદ્ધિ પામશે. ૨૧૦૦૦ વર્ષનો એ

* યુગપ્રધાન પછી દેવનો ભવ કરી, મનુષ્યપણું પ્રાપ્ત કરી મોક્ષે જનાર હોવાથી એકાવતારી કહ્યા છે

આરો પૂરો થતાં બીજો આરો પણ તેટલા જ પ્રમાણનો થશે. એ બીજા આરાની શરૂઆતમાં મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૦ વર્ષનું હશે અને ઊંચાઇનું પ્રમાણ બે હાથનું હશે; તેમ જ પાંચ વર્ષની બાલિકા ગર્ભ ધારણ કરશે. આ જાતની પરિસ્થિતિ અવસર્પિણીના પાંચમા આરાના અંતમાં પણ બનવાની છે તે સમજી લેવું. ઉત્સર્પિણીના બીજા આરામાં આયુષ્ય ને શરીરપ્રમાણ અનુક્રમે વૃદ્ધિ પામતું જશે અને તેના અંતમાં સાત હાથનું શરીર અને ૧૩૦ વર્ષનું આયુષ્ય પ્રમાણ રહેશે.

બીજા આરાના કેટલાંક વર્ષો શેષ હશે ત્યારે જાતિસ્મરણજ્ઞાનવાળી વિભૂતિઓના આધારે પ્રથમ પુર–નગર વિગેરેની રચના થશે અને એનો વ્યવસ્થાપક તે પહેલો કુલકર કહેવાશે. અનુક્રમે એના વંશમાં સાત કુલકર થશે. બીજો આરો પૂરો થતાં ત્રીજાની શરૂઆત થશે. તે આરાના સાડાત્રણ વર્ષ જતાં સાતમા કુલકરને ત્યાં સતદ્વારપુર નગરમાં શ્રેણિક મહારાજાનો જીવ પ્રથમ નારકીના પહેલા પાથડામાંથી નીકળી પદ્મનાભ નામે તીર્થંકર થશે અને તે પ્રભુ મહાવીર સમાન આકૃતિ અને આયુષ્યવાળા થશે. તે પછી ૨૫૦ વર્ષે મહાવીરસ્વામીના કાકા શુકદેવજી નામે બીજા તીર્થંકર થશે. બાદ નેમિનાથ સરખા ત્રીજા તીર્થંકર થશે એ પ્રમાણે ચાલુ ચોવીશીના ઊલટા ક્રમે ઉત્સર્પિણી આરામાં પણ કાળના પ્રભાવે બનવાનું છે.

પ્રભુ મહાવીરના કહ્યા પ્રમાણે પાંચમા આરામાં ભસ્મગ્રહનું વિશેષ બળ હોવાથી જૈનશાસન બહુ ડહોળાશે, અનેક શત્રુઓ એના ઉપર કટાક્ષ કરશે અને સત્ય ઘટનાઓને અસત્ય ઠરાવવા પ્રયત્નો કરશે, પોતાનું ખોટું હશે તેને સત્ય તરીકે સ્થાપશે. કાળના પ્રભાવે લોકોનાં મન ઉપર અસત્યમાં સત્યની ભાવના થશે.

અલ્પ સત્ત્વવાળા લોકોની ઉત્પત્તિ થવાથી તેમજ બહુલકર્મી આત્માઓ ઉત્પન્ન થવાથી તપ કરવું, આત્મહિતાર્થે કષ્ટ સહન કરવું, ધર્મ આરાધન કરવું–એ એમને ગમશે નહિ અને જિહ્વાના લોલુપી લોકો ખાવાપીવામાં જ આસક્ત રહેશે.

પંચેન્દ્રિયના વિષયમાં પ્રમત્ત એવા લોકોને આવો અપૂર્વ ત્યાગ ધર્મ ગમશે નહિ જેથી અનેક પ્રકારે એને ડહોળવા પ્રયત્ન ચાલુ રહેશે. કાળક્રમે ભસ્મગ્રહ ઉતરતાં વિખવાદ ઓછો થશે અને યુગપ્રધાનોનો તેજોદય થતાં જૈનધર્મમાં નવીન જોમ અને જોશ ઉત્પન્ન થશે અને અંદર અંદરની આગ શાંત થઇ ઐક્યતા થશે.



# પ્રકરણ ૧૦ મું.

---

## શ્રી આર્યસુહસ્તી સૂરીશ્વરનો સ્વર્ગવાસ

### પ્રભુ મહાવીરની ૧૧ મી પાટે શ્રી ગુણસુંદરસૂરિની યુગપ્રધાન તરીકે પાટલિપુત્રમાં થયેલ સ્થાપના.

શ્રી આર્યસુહસ્તિ મહારાજનું અંતિમ ચોમાસું પાટલિપુત્રમાં હતું, જ્યાં તેઓએ જ્ઞાનના બળે પોતાનો અંતિમ કાળ નજીક જાણી ચતુર્વિધ સંઘ સમક્ષ પ્રભુ મહાવીરની ૧૧ મી પાટે યુગપ્રધાન તરીકે પોતાના ૩૨ વર્ષના સહચારી શિષ્ય શ્રી ગુણસુંદરજીને સ્થાપ્યા બાદ ટૂંક સમયમાં જ છઠ્ઠની તપશ્ચર્યા કરી સૂરિશ્રીએ ૧૦૦ વર્ષ, ૬ માસ ને ૬ દિવસનું આયુષ્ય પૂર્ણ કરી દેવગતિ પ્રાપ્ત કરી

સૂરિશ્રી આર્યસુહસ્તિના અંગે જૈન ગ્રંથકારોએ મહારાજા સંપ્રતિનો ધર્મકાર્યો પૂરતો જ ઇતિહાસ સાંકળ્યો છે મહારાજા સપ્રતિને લગતો જે ઇતિહાસ જૈન ગ્રંથોમાં રજૂ થયો છે તેનો આધાર અમોને વીર નિર્વાણુની પ્રથમ સદીથી મળતો આવ્યો છે. વિક્રમ સંવત ૧૧૭૪ માં શ્રી અભયદેવસૂરિજીનો લખેલો ઇતિહાસ અમોને આ ગ્રંથમાં અતિ ઉપયોગી થઇ પડયો છે તેમ જ કાળગણુનાને અંગે મુનિશ્રી કલ્યાણુવિજયજીનો ગ્રંથ પણ અમોને અતિ મહત્ત્વતાદર્શક સમજાયો છે, જેના આધારે અમોએ કાળ ગણુનાનો હિસાબ લઇ મગધ સામ્રાજ્ય ઉપર મૌર્યવંશની સ્થાપનાનો કાળ વીર નિર્વાણુ ૨૧૦ માં કહેતાં ઇ સ પૂર્વે ૩૧૭ માં દર્શાવ્યો છે 'પરિશિષ્ટપર્વ' આદિ ગ્રથોમાં મૌર્ય સામ્રાજ્યની સ્થાપના વીર નિર્વાણુ ૧૫૫ એટલે ઇ સ. પૂર્વે ૩૭૨ માં બતાવવામાં આવી છે વળી શ્રી આર્યસુહસ્તિ મહારાજ અને આર્યમહાગિરિ મહારાજની સંભોગી ગોચરીનો પ્રસંગ મહારાજા સંપ્રતિના રાજપિંડના કારણે અલગ થયાનું દર્શાવ્યું છે પરંતુ યુગપ્રધાન પટ્ટાવળીમા જણાવેલ વર્ષોની ગણત્રી "તિત્થોગાલી પઇન્નય" ની રાજકાળગણુના સાથે મેળવતાં વીરનિર્વાણુ ૨૪૫ માં જ શ્રી આર્યસુહસ્તિ યુગપ્રધાન થયા. જ્યારે મહારાજા સંપ્રતિનો જન્મ ત્યારપછી

થએલ છે એટલે આ બન્ને વસ્તુઓમાં તફાવત આવે છે જેનો તોડ પ્રાચીન ગ્રંથના આધારે નીચે પ્રમાણે મળી આવે છે કે "શ્રી આર્યમહાગિરિ મહારાજે વીરનિર્વાણ ૨૪૫ માં જિન-કલ્પની તુલના કરનાર સાધુ તરીકે યુગપ્રધાનપદનો નિક્ષેપો કરી યુગપ્રધાનપદ શ્રી આર્યસુહસ્તી મહારાજને સુપ્રત કર્યું હતું. ત્યારપછી તેઓ વીરનિર્વાણ ૨૭૧ માં કાળધર્મ પામ્યા હતા. એટલે વીરનિર્વાણ ૨૫૭ માં મહારાજા સંપ્રતિના પૂર્વભવના રંક જીવને દીક્ષા આપી તે સમયે તેમનું અસ્તિત્વ હતું એમ સાબિત થાય છે. શ્રી આર્યસુહસ્તિ મહારાજ પ્રત્યે અતિશય પ્રેમ હોવાને કારણે શ્રી આર્યમહાગિરિ મહારાજ તેમની સાથે જ વિચરતા હતા.

મહારાજા ચંદ્રગુપ્ત, મહારાજા બિંદુસાર અને મહારાજા અશોકના કાળ દરમ્યાનમાં મગધમાં ઉપરાસાપરી પડેલ દુકાળોના અંગે રાજપિંડનો યોગ બનેલ, જેના અંગે શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તિ મહારાજ વચ્ચે સંભોગી ગોચરીમાં વિભક્તતા થઈ પણ શ્રી સંઘે વચ્ચે પડી પ્રયાસપૂર્વક બન્ને સમર્થ આચાર્યોની ગોચરી ફરીથી સંયુક્ત કરી. ઉપરોક્ત ઘટના મહારાજા સંપ્રતિના અંગે નજર સામે રહેવાથી અન્ય વિદ્વાનો દ્વારા કાંઈક સમજફેર લખાણ થયું સમજાય છે. આ હકીકતને અંગે અમોએ વિગતવાર ખુલાસો ગત પ્રકરણોમાં રજૂ કર્યો છે.



# પ્રકરણ ૧૧ મું.

## મગધ સમ્રાટ મહારાજા સંપ્રતિ.

રાજ્યઅમલ. ઇ. સ. પૂર્વે ૨૩૫ થી ૨૦૩. વીર નિર્વાણ ૨૯૧ થી ૩૨૩. ( ૩૨ વર્ષ )
યુગપ્રધાન શ્રી ગુણસુંદરજી વીર નિર્વાણ ૨૯૧ થી ૩૩૫. ( ૪૪ વર્ષ )

મહારાજા અશોક ઇ. સ. પૂર્વે ૨૩૫ માં સખત બીમારીથી પટકાઇ પથારીવશ થતાં તેમને પોતાનો અંતકાળ નજીક દેખાયો, એટલે સમ્રાટ અશોકે પોતાના પૌત્ર સંપ્રતિને અવન્તીથી મગધ બોલાવવા ખાસ પ્રતિનિધિ મોકલ્યો, અને રાજ્યાજ્ઞા મુજબ મહારાજા સંપ્રતિ પોતાના કુટુંબ સહિત મગધ આવી પહોંચ્યા. સમ્રાટે પૌત્ર સંપ્રતિના દર્શને અત્યંત સંતોષ અનુભવ્યો, અને મૌર્યવંશની કીર્તિ ઉપર સુવર્ણ કળશ ચઢાવનાર પૌત્રે કરેલ ધાર્મિક કાર્યોની મહારાજાએ પ્રશંસા કરી ટૂંક સમયમાં મહારાજાની માંદગી અસાધ્ય થઇ પડી અને તેમણે ઇ. સ. પૂર્વે ૨૩૫ માં દેહત્યાગ કર્યો.

### અશોકનો અભિગ્રહ—

મહારાજા અશોકની માંદગી સમયે રાજ્યખજાના ઉપર અંકુશ મૂકવાની જરૂરિયાત યુવરાજ તરીકે મહારાજા સંપ્રતિને જણાઇ હતી, કારણ કે મહારાજા અશોક મગધના ખજાનાનો ઉપયોગ બૌદ્ધ ભિક્ષુક કુર્કુટરામને દાન દેવામાં કરી રહ્યા હતા.

આના અંગે બૌદ્ધ ગ્રંથ "દિવ્યાવદાન" ના ૨૯ મા અવદાનમાં નીચે પ્રમાણેનો મહત્ત્વતાભર્યો ઉલ્લેખ મળી આવે છે કે જે ઉલ્લેખ મહારાજા સંપ્રતિને મહારાજા અશોક પછી રાજ્યગાદી મળ્યાનું પ્રમાણભૂત ઠરાવે છે

"રાજા અશોકે બૌદ્ધ સંઘને સો કરોડ સુવર્ણમહોરનું દાન દેવાની ઇચ્છા બતાવી અને તે મુજબ તેણે દાન આપવું શરૂ કર્યું. ૩૬ વર્ષના રાજ્યામલ દરમિયાનમાં અશોકે ૯૬ કરોડ સુવર્ણમહોરનું દાન તો દઇ દીધું હતું, તો પણ ૪ કરોડનું દેવું બાકી હતું. બાદ

## પ્રકરણ ૧૨ મું.

---

### સમ્રાટ્ સંપ્રતિની નેપાળ આદિ પૂર્વપ્રાંતો ઉપર ચઢાઇ. (ઇ. સ. પૂર્વે ૩૩૨)

મહારાજા સંપ્રતિની પૂર્વે થએલ મૌર્ય સામ્રાજ્યના મહારાજા અશોક સુધીના રાજવીઓએ પૂર્વ પ્રદેશો જીત્યા ન હતા, કારણ કે આ પ્રદેશો પહાડી હતા વળી નેપાળની રાજધાનીનુ શહેર એવા તો ડુંગરાળ પ્રદેશોની વચમાં આવેલ હતું કે જ્યાં જવામાં જિંદગીનું જોખમ હતું. રસ્તા સાંકડા અને ખીણો એવી તો ઊંડી અને ભયાનક હતી કે તે રસ્તે જતાં જો એકાદ સ્થળેથી પગ લપસે તો શરીરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવયવોનો પણ ખુડદો થઇ જવાનો ભય રહેતો આ કારણને અંગે કોઇ પણ રાજ્યસત્તાએ નેપાળના પ્રદેશ ઉપર ચઢાઇ કરવા નજર દોડાવેલી નહિ આ પ્રદેશો એટલા બધા તો આબાદ અને ખજાનાથી ભરપૂર હતા કે તેના રાજ્યખજાનાની ગણત્રી રાજ્યકુટુંબથી પણ થતી ન હતી. આવી પરિસ્થિતિના અંગે આજે પણ આ નેપાળ પ્રદેશનું રાજ્ય અજેય અને રાજ્યખજાનાથી ભરપૂર રહ્યુ છે. તેના રત્ન અને સુવર્ણભંડારો તો જગવિખ્યાત બન્યા છે. વિદેશી મુસાફરો આનું વર્ણન કરતાં કહે છે કે 'નેપાળનો રાજ્યખજાનો કુબેરભંડારી જેવો ધન, રત્ન અને સુવર્ણથી ભરપૂર છે.'

વળી નેપાળ કસ્તૂરી અને અંબરની કિંમતી પેદાશને કારણે પણ જગતની ચારે દિશાએ પ્રસિદ્ધિ પામ્યું છે. આ કસ્તૂરીની પેદાશ કસ્તૂરીમૃગ નામના મૃગોની ડુંટીમા થાય છે અને આવા કસ્તૂરીમૃગો આ પ્રદેશમા સેંકડોની સંખ્યામા મળી આવે છે.

ભારતનો વેપાર નેપાળ, તિબેટ અને ખોટાનના માર્ગે ચીન સામ્રાજ્ય સાથે ખુસકી માર્ગે સંકળાયેલ હતો કે જેના લીધે ચીનાથી માંડી સિન્ધ-સૌવીર સુધી પેઠો ને પેઠો દિનપ્રતિદિન આવતી ને જતી પૂર્વ પ્રાંતોથી લગાવી પશ્ચિમોત્તર પ્રાંતો સુધી ભારતનો વેપાર સુંદર રીતે વિસ્તારને પામ્યો હતો નેપાળ, તિબેટ અને ખોટાનના પ્રદેશો જો ભારત સામ્રાજ્યમાં ભળી જાય તો ભારતનો વેપાર પૂર્વ અને પશ્ચિમ માર્ગે




સમ્રાટ્ સંપ્રતિનું સામ્રાજ્ય દર્શાવનારો નકશો.

જ્યાં જ્યાં આંકા દેખાય છે ત્યાં ત્યાં સમ્રાટ્ સંપ્રતિની આણ ફરતી હતી.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

સારી રીતે વિકાસ પામે અને રાજ્યની આવકમાં પણ સારા પ્રમાણમાં વૃદ્ધિ થાય, ભારતની પ્રજા પણ સમૃદ્ધિવાન બને અને સાથે સાથે જૈનધર્મનો ફેલાવો પણ આ પ્રદેશોમાં સારી રીતે કરી શકાય. આ પ્રમાણે મહારાજાએ દીર્ઘદષ્ટિથી વિચાર કરી લશ્કરી સરંજામ સાથે નેપાળ ઉપર ચઢાઇ કરવા નિશ્ચય કર્યો. મગધ સામ્રાજ્ય પર પોતાના પ્રતિનિધી તરીકે કાકા દશરથને રાજ્યવહીવટ સુપ્રત કરી, પોતાની સરદારી નીચે નેપાળ પર ચઢાઇ કરી.

આ કાળે નેપાળની રાજગાદી ઉપર મહારાજા **સ્થુંકો** નામે રાજા રાજ્ય કરતો હતો કે જે સૂર્યઉપાસક, ગૌબ્રાહ્મણપ્રતિપાળ અને પશુધનનો ખાસ રક્ષક હતો.

ભાગ્યાત્મા સંપ્રતિના નશીબમાં વિજય જ નોંધાએલ હોવાથી તેને નેપાળ જેવો પહાડી પ્રદેશ જીતવામાં પણ સફળતા મળી કે જે પહાડી પ્રદેશ જીતાવો મુશ્કેલ હતો. નેપાળનરેશ સ્થુંકોએ પોતાની હાર કબૂલી. સંપ્રતિએ સ્થુંકોને માનપૂર્વક યોગ્ય વર્ષાસન બાંધી આપ્યું ને તેને કુટુંબ સહિત રાજધાનીમાં રહેવાની છૂટ આપી પોતે નેપાળ પ્રદેશનો કબજો લીધો. મહારાજા સંપ્રતિના હાથમાં વિજેતા રાજવી તરીકે નેપાલનો અખૂટ ધનભંડાર આવ્યો.

મહારાજા સંપ્રતિએ અહીંના પ્રખ્યાત **નિગ્લીવ** તથા **રૂમીન્ડીઆઈ** જેવા તીર્થક્ષેત્રોની મુલાકાત લીધી, કારણ કે આ બન્ને તીર્થક્ષેત્રો ધર્મસ્થાનો તરીકે પ્રસિદ્ધિ પામ્યાં હતાં.

મહારાજાએ મુખ્ય રાજધાનીમાં કેટલાંક વર્ષો રહી રાજ્યવ્યવસ્થા સંભાળી અને તેમણે પોતાના જમાઈ દેવપાળની નેપાળના સૂબા તરીકે નિમણુક કરી.

આ પ્રદેશો જીતવામાં મહારાજા સંપ્રતિનું ધ્યેય ધર્મપ્રચારનું હોવાથી મહારાજાએ સુરક્ષિત સ્થળે નવી રાજધાની વસાવી ત્યાં મંદિરો, ઉપાશ્રયો, દાનશાળાઓ, ગૌશાળાઓ ઈત્યાદિ બંધાવ્યાં. આ રાજધાનીના નવા સ્થળને મહારાજાએ નેપાળના જૈનધર્મ પ્રચારનું કેન્દ્રસ્થાન બનાવ્યું. બાદ તેમણે અવન્તીથી ધર્મોપદેશકોને અહીં બોલાવ્યા અને જૈનધર્મનો પ્રચાર ખૂબ જોસભેર ચાલુ કર્યો.

× × ×

### મહારાજા તિબેટ અને ખોટાન તરફ—

નેપાળ પર વિજય પ્રાપ્ત કર્યા બાદ સમ્રાટ્ સંપ્રતિએ નેપાળના પહાડી સૈન્યના બળે તિબેટ અને ખોટાનના પહાડી પ્રદેશો ઉપર ચઢાઈ કરી. આ પહાડી પ્રદેશોના તિબેટ અને ખોટાન સુધીના ગુપ્ત માર્ગના જાણકાર નેપાળી ઝનૂની, કુકરીબાજ લડવૈયાઓના બળે મહારાજા સંપ્રતિએ તિબેટ પણ જીત્યું.

તિબેટના રાજવીએ પણ મહારાજા સંપ્રતિનું આધિપત્ય સ્વીકાર્યું અને વિજેતા રાજવી તરીકે નજરાણામાં કિંમતી રત્નભંડાર અને રાજ્યખજાનો અર્પણ કર્યો. સમ્રાટે

પોતાની સાથે રાખેલ ધર્મપ્રચારકોને અહીં પણ ગોઠવ્યા અને ધર્મપ્રચાર કરી નવાં દેવમંદિરો, ઉપાશ્રયો વિગેરે બંધાવી આપ્યાં.

મહારાજાએ તિબેટમાં બરાબર વ્યવસ્થા જાળવવા સામ્રાજ્યના પ્રતિનિધિઓને તિબેટના રાજ્ય દરબારમાં મૂકી, આ જ પહાડી લશ્કરની મદદથી ખોટાન ઉપર ચઢાઇ કરી. અહીં પણ મહારાજાને જીત મળી. ખોટાનના રાજાએ સમ્રાટ્ સંપ્રતિની આજ્ઞા કબૂલી અને સંધિ કરી.

મહારાજાના હાથમાં નેપાળથી લગાવી ખોટાન સુધીના પૂર્વ રાજ્યોનો કસ્તૂરી અને અંબરનો કિમતી ભંડાર હસ્તગત થયો. કસ્તૂરી અને અંબર એ બંને વસ્તુઓ મનુષ્યને અખૂટ શક્તિ આપનારી ગણાય છે અને તેનો વેપાર જગતમાં ચારે દિશાએ ચાલે છે. આ ચીજોની પેદાશ ઉપર પણ મહારાજાની સત્તા આવી. ખોટાન સુધીના આ પ્રદેશની જીતથી મગધ સામ્રાજ્યની આવકમાં ઘણો જ સારો વધારો થયો અને વેપારનો પણ સારા પ્રમાણમાં વિકાસ થયો.

મહારાજાએ ધર્મપ્રચાર અર્થે ખોટાનના મુખ્ય શહેરને ધાર્મિક પ્રચારનું કેન્દ્રસ્થાન બનાવી ઉપદેશકદ્વારા ત્યાંથી ધર્મપ્રચારની શરૂઆત કરી. ધાર્મિક દૃઢતાને માટે નેપાળ અને તિબેટની જેમ અહીં પણ દેવમંદિરો અને ઉપાશ્રયો બંધાવી આપ્યાં.

પૂર્વ હિંદના આ ત્રણે રાજવીઓ અસલ ક્ષત્રિય લિછવી જાતિમાં જ જન્મેલા હતા કે જેનું મૂળ વૈશાલીમાં ગણાતું હતું*. પ્રભુ મહાવીરના નિર્વાણ પૂર્વે આ નેપાળનું રાજ્ય મૌર્યવંશીય પહાડી રાજાઓના હાથમાં હતું, એ પ્રમાણેની નોંધ પ્રાચીન ગ્રંથોમાં *મળી આવે છે એટલે આ કાળે પણ મહારાજા સંપ્રતિએ નેપાળ, તિબેટ ને ખોટાનનાં રાજ્યો જીત્યા પછી પણ તે રાજ્યોની પ્રજાને તેમ જ રાજાને જરા પણ હેરાન કર્યા ન હતા; તેમ જ વધુ પડતો રાજ્યઅંકુશ પણ મૂક્યો ન હતો. સબબ મહારાજા સંપ્રતિ પણ લિછવી જાતિના ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થએલા રાજવી હતા. આ પ્રદેશના લિછવી કુલોત્પન્ન રાજવીઓને મહારાજાએ પોતાના કુટુંબી તરીકે માનની દૃષ્ટિએ જોઇ તેઓનું બહુમાન સાચવ્યું હતું.

ગૌતમબુદ્ધના બૌદ્ધધર્મનો પ્રચાર તેના નિર્વાણ બાદ આ પહાડી પ્રદેશોના માર્ગે જ પૂર્વ ચીન સુધી પ્રવર્તમાન થયો હતો. ચીનથી દૂર દૂર પ્રદેશોના ધર્માત્માઓ ગૌતમબુદ્ધની જન્મ અને નિર્વાણભૂમિનાં દર્શન માટે યાત્રાળુઓ તરીકે આવતા હતા. વળી બૌદ્ધધર્મના પ્રચાર અર્થે માત્ર પૂર્વ વિભાગની જ સરહદ ખુલ્લી હોવાને લીધે અને આ પ્રદેશોના રાજવીઓને બૌદ્ધસાધુઓએ બૌદ્ધધર્મી બનાવવામાં સફળતા મેળવેલ હોવાના અંગે ઉપરોક્ત પ્રાંતોમાં બૌદ્ધધર્મનો પ્રચાર સારા પ્રમાણમાં ચાલુ થયો હતો. તિબેટ, ખોટાન અને ચીનનાં મોટાં શહેરોમાં બૌદ્ધમઠો અને સાધુઓનાં ટોળે ટોળાં નજરે પડતાં હતાં.

* આ હકીકત અમો અગાઉના પ્રકરણોમાં સાબિત કરી ગયા છીએ.



નેપાળરાજગુરુ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી

વર્તમાન નેપાળનરેશે પ્રાચીન ઇતિહાસનું સ્મરણ કરી આ
સૂરીશ્વરજીને પોતાના રાજગુરુની પદવી અર્પણ કરી છે.

આનંદ પ્રેસ-ભાવનગર.

સહિત મહારાજાએ તુર્કસ્તાનના ઉપરોક્ત પ્રદેશો ઉપર ચઢાઇ કરી. અહીં પણ મહારાજાને વિજય મળ્યો અને અહીં સુધીનું ક્ષેત્ર ભારતના વેપાર અને ધર્મપ્રચાર અર્થે ખુલ્લું કર્યું

મહારાજાએ તુર્કસ્તાનના રાજવી સાથે સંધી કરી અને તેણે પણ સમ્રાટ્ સંપ્રતિનું આધિપત્ય કબૂલ રાખ્યું. સમ્રાટ્ સંપ્રતિને નજરાણામાં કિંમતી રત્નભંડાર અને ઘણી જ સારી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થઇ.

આ પ્રમાણે પૂર્વોક્ત પ્રદેશોને જીતી મહારાજાએ મગધ ન જતાં અવન્તી તરફ પ્રયાણ કર્યું

સંપ્રતિએ પૂર્વ પ્રદેશોને જીતવા પાછળ અને ત્યાંની વ્યવસ્થા સાચવવામાં લગભગ પાંચેક વર્ષો એ પ્રદેશોમાં પસાર કર્યા હતા, છતાં રાજ્યઆજ્ઞાનું પાલન રાજ્યદરબારેથી નિયમિત ચાલુ રહેતું. આના અંગે ખાસ અમાત્યોની ગોઠવણ પણ કરવામાં આવી હતી.

× × ×

## અનાર્ય પ્રદેશોમાં ધર્મપ્રચાર—

જૈન ધર્મનો પ્રચાર માત્ર ભરતખંડમાં જ કર્યો એટલું જ નહિ પરંતુ મહારાજાએ યુરોપ અને અમેરિકા સુધી ધર્મપ્રચાર કર્યો હતો અને ત્યાં આગળ પણ જૈન મંદિરો બંધાવ્યાં હતાં, જેના પૂરાવાઓ અમો નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ.

જૈનાચાર્યો તેમજ પ્રભાવિક પુરુષોએ પ્રબળ પુરુષાર્થી પ્રયત્નોવડે જગતભરમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો. "શત્રુંજય મહાત્મ્ય" માં લખ્યું છે કે વિ. સંવત્ ૧૦૮ માં જાવડશાહે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો, અને ત્યાં તેણે જે પ્રતિમા સ્થાપન કરી **તે પ્રાચીન પ્રતિમા અફઘાનીસ્થાનના યવન પ્રદેશમાંથી પ્રાપ્ત થઈ હતી.**

ભૌગોલિક વર્ણનથી સમજાય છે કે ઉપરોક્ત બંને દેશોની સરહદનો સંબંધ સંકલિત હતો. 'અષ્ટાપદ' આદિ મહાન્ તીર્થ જો કે અત્યારે આપણને ઉપલબ્ધ થઇ શકતાં નથી તો પણ શાસ્ત્રદ્વારા એક એવું અનુમાન થઇ શકે છે કે પ્રાયે તે મહાન્ તીર્થ હિમાલયના પ્રદેશના અંતર્ગત વિભાગમાં હોવું જોઈએ

ઈતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં સમજાય છે કે સંપ્રતિ નરેશની વિનતિથી આચાર્ય શ્રી આર્યસુહસ્તિસૂરિએ પોતાના ઘણા શિષ્ય સંપ્રદાયને અનાર્ય દેશોમાં જૈન ધર્મના પ્રચાર અર્થે મોકલ્યા હતા બાદ યુગપ્રધાન શ્રી ગુણસુંદરજીએ પણ મહારાજા સંપ્રતિની વિનતિથી તે પ્રમાણે ધર્મપ્રચાર ચાલુ રાખ્યો હતો

તેઓએ અરબસ્તાન, અફઘાનીસ્થાન, તુર્કસ્થાન, ઈરાન, તિબેટ, ચીન, બ્રહ્મદેશ, આસામ, લંકા, આફ્રિકા અને અમેરિકા સુધી ઉપદેશકો મોકલી જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો. બલકે ઉપરોક્ત દેશોમાં કેટલેક સ્થળે **જૈન મંદિરો** પણ બંધાવ્યાં હતાં. ખાસ



**પ્રાચીન જૈન પ્રતિમા**

ઑસ્ટ્રીયા હંગરીના બુડાપેસ્ટ શહેરમાં ખોદકામ કરતાં મળી આવેલ આ પ્રતિમા બહુધાએ સમ્રાટ સંપ્રતિના સમયની સમજાય છે



અમેરિકામાં ખોદકામ કરતાં પ્રાપ્ત થયેલ તાંબાનો સિદ્ધચક્રનો ગટ્ટો અને ખંડિત પ્રતિમાના અવયવો

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

નોંધવા લાયક બાબત એ છે કે આ કાળ સુધી મહમદ ઇસા અને મહમદ પેગમ્બરનો જન્મ પણ થયો ન હતો. ત્યારે હતું શું?

આર્ય અને અનાર્યો સર્વે મૂર્તિપૂજામાં માનતા હતા. આ કાળે જૈન ધર્મનું પાલન કરનારની સંખ્યા લગભગ *ચાલીસ કરોડની હતી.

આ સમયનો ધાર્મિક પ્રચાર એટલો સંગીન અને વિસ્તૃત હતો કે તેના પરિણામસ્વરૂપ વિક્રમની ચૌદમી શતાબ્દિ સુધી યુરોપમાં પણ મૂર્તિપૂજા વિદ્યમાન હતી. ઓસ્ટ્રીઆ અને અમેરિકામાં તો ભૂમિનું ખોદકામ કરતાં અત્યારે પણ જિનમૂર્તિઓ નીકળી રહી છે. અહીં સામે રજૂ કરવામાં આવેલું ચિત્ર અંતિમ તીર્થંકર શ્રી મહાવીરસ્વામીનું છે કે જે મૂર્તિ હમણાં જ ઓસ્ટ્રીઆ અંતર્ગત હંગરી પ્રાંતના બુડાપેસ્ટ નગર નજદિક એક બગીચાનું ખોદકામ કરતાં ખેડૂતને પ્રાપ્ત થઇ છે. તેવી જ રીતે અમેરિકામાં ખોદકામ કરતાં સિદ્ધચક્રના ગટ્ટાઓ તેમજ પ્રાચીન ખંડિત મૂર્તિના અવયવો પ્રાપ્ત થયા છે, જેનું ચિત્ર પણ અહીં દાખલ કરવામાં આવ્યું છે. તે જ પ્રમાણે મોંગોલીયામાં પણ મૂર્તિપૂજા–પ્રચારના પુરાવાઓ પ્રાપ્ત થયા છે. સીઆમ દેશના પહાડ પર અત્યારે પણ જૈન મંદિર વિદ્યમાન છે. ઉપરોક્ત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે કે પૂર્વકાળમાં જૈન ધર્મનો પ્રચાર સારા યે વિશ્વમાં હતો.

અત્યારે પણ સંશોધનની પ્રવૃત્તિ યોજનાપૂર્વક વધારવામાં આવે તો જગદ્વ્યાપી જૈન શાસનના સંશોધનમાં અલભ્ય અને અનેરો પ્રકાશ પડે.

'મુંબઇ સમાચાર'ના તા. ૪ થી ઑગસ્ટ ૧૯૩૪ના અંકમાં "જૈન ચર્ચા"ના મથાળા નીચે એક યુરોપીય યાત્રિકે પોતાનું નિવેદન રજૂ કર્યું છે.

"અમેરિકા અને માંગોલીઆ દેશોમાં એક સમયે જૈનોની વસ્તી હતી; જેનું પ્રમાણ આજે પણ ત્યાં જમીનનું ખોદકામ કરતાં જૈન મૂર્તિના ખંડિત અવયવો મળી આવે છે તે છે." વિશેષમાં આ લેખક મહાશય ત્યાંસુધી જણાવે છે કે 'મને શંકા રહે છે કે જૈનોનું મહાવિદેહ ક્ષેત્ર આ વખતે આ ભૂમિ તો ન હોય કે જ્યાંથી ભારતમાં લોકોનું આવવું થયું ×હોય!'

જૈન શાસન ઉપર પ્રભુ વીરના નિર્વાણ સમયે બેઠેલ ભસ્મગ્રહના પ્રભાવે ૨,૫૦૦ વર્ષમાં જૈન ધર્મ જગતભરના ધર્મોમાં કેટલો પછાત પડ્યો છે તેના આંકડાઓ અમો નીચે મુજબ ટાંકી બતાવીએ છીએ. ઉપરોક્ત આંકડાઓમાં ખૂબી તો એ છે કે પ્રભુ મહાવીરના

* બાબુ કૃષ્ણલાલ બેનરજી પ્રાચીન સંશોધનમાં જણાવે છે કે પૂર્વે ભારતમાં ૪૦ કરોડ જૈનો હતા. આ ધર્મ અતિ પ્રાચીન છે. તે ધર્મના સર્વે નિયમો ઉત્તમ હોવાથી તે દ્વારા દેશને અત્યંત લાભ થયો છે.

× મહાવિદેહક્ષેત્ર સંબંધી આવું મંતવ્ય તે યાત્રિકે જાહેર કર્યું છે. આ મંતવ્યને અમો સંમત છીએ એમ માની લેવાની જરૂર નથી. —લેખક

જીવનકાળ દરમ્યાનમાં થએલ ગૌતમ બુદ્ધ કે જેઓ બૌદ્ધ ધર્મના સ્થાપક હતા તેમના માંસાહારી સિદ્ધાંતોને અંગે ભારતે તેને લેશમાત્ર સાથ ન આપ્યો પરંતુ આ ધર્મ માંસાહારી સિદ્ધાંતોને અંગે તિબેટ, ભૂટાન અને ચીન તરફ પ્રસર્યો હતો. તે પ્રદેશોની પ્રજા બહુધા દરિયાકિનારે વસેલી હોવાથી માંસાહારી હતી. તે લોકોએ ગૌતમ બુદ્ધના સિદ્ધાંતો સ્વીકાર્યા અને તેના યોગે બૌદ્ધ ધર્મ આ પ્રદેશોમાં પ્રસર્યો. ૨,૫૦૦ વર્ષમાં તેના અનુયાયીઓની સંખ્યા આજે જગતભરના ધર્મોમાં પ્રથમ પંક્તિમાં આવે છે, જ્યારે '**અહિંસા પરમો ધર્મ**'ના શ્રેષ્ઠ કોટીના તત્ત્વવાળા જૈન ધર્મનું સ્થાન છેલ્લું આવે છે. આ પ્રભાવ ભસ્મગ્રહનો જ ગણી શકાય.

વીરનિર્વાણ ૨,૫૦૦ માં આ ભસ્મગ્રહ વક્ર ગતિ સાથે અસ્ત પામે છે. ત્યારપછી પ્રભુ મહાવીરની ભવિષ્યવાણી પ્રમાણે જૈન ધર્મમાં એકયતા થશે, કુસંપનો નાશ થશે અને આ એકયતાના બળે ધર્મપ્રભાવ સુંદર જામતો થશે અને જૈન ધર્મ પાંચમા આરાના અંતિમ કાળ સુધી ટકી રહેશે.

કયા ધર્મના કેટલા અનુયાયીઓ છે તે નીચેના આંકડાઓથી જણાઈ આવશે.

| | | |
|---|---|---|
| ૧ | બૌદ્ધમતાનુયાયીઓ .... .... .... | ૫૮ કરોડ. |
| ૨ | રોમન કેથોલિક યુરોપિયનો .... .... | ૩૯ કરોડ. |
| ૩ | રોમન કેથોલિક ગ્રીકો .... .... .... | ૧ કરોડ. |
| ૪ | એનીમીસ્ટ .... .... .... .... | ૧૫ કરોડ, ૩૨ લાખ. |
| ૫ | સનાતની હિંદુઓ (વેદાન્તને માનનાર).... .... | ૨૭ કરોડ. |
| ૬ | ભિન્ન ભિન્ન માર્ગે મૂર્તિઓને માનનાર .... .... | ૦ કરોડ, ૨૭ લાખ. |
| ૭ | જૈનોની સંખ્યા .... .... .... | ૦ કરોડ, ૧૦ લાખ. |

આ દશ લાખની સંખ્યા પૈકી લગભગ ૪ લાખ સ્થાનકવાસી છે એટલે મૂર્તિપૂજાને માનનારી સાચી પ્રમાણભૂત સંખ્યા માત્ર ૬ લાખની જ ગણાય અને તેમાં પણ દિગંબર અને શ્વેતાંબર એમ બે વિભાગ છે.

શ્રી જ્ઞાનસુંદરજીના "**मूर्ति पूजाका प्राचीन इतिहास**" નામના ગ્રંથના આધારે ઉપરોક્ત પુરાવાઓ અમે રજૂ કર્યા છે કે જે અમોને પ્રમાણભૂત લાગે છે.

પ્રાચીન ઇતિહાસના ઊંડાણમાં ઉતરતાં તથા નેપાળ પ્રદેશની વર્તમાન ધાર્મિક ક્રિયાઓ તરફ દૃષ્ટિપાત કરતાં વર્તમાનમાં પણ જૈન ધર્મની ક્રિયાને મળતી ક્રિયા અને ભક્તિ નેપાળના પ્રદેશની જણાય છે. આ ઉપરથી પણ સમજવા મળે છે કે આ બધોયે પ્રભાવ સમ્રાટ્ સંપ્રતિના ધર્મપ્રચારનો જ છે.



ઇતિહાસપ્રેમી
મુનિશ્રી જ્ઞાનસુંદરજી મહારાજ.

પ્રાચીન જૈન ઇતિહાસ ઉપર સુંદર પ્રકાશ પાડનાર ' પ્રાચીન મૂર્તિપૂજા ' તથા ' જૈન જાતિ મહોદય ' તેમજ અન્ય ઐતિહાસિક ગ્રંથના લેખક

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર

# પ્રકરણ ૧૩ મું.

## સંપ્રતિના નામના સિક્કાઓનું ચલણ.

પ્રજાના હિતાર્થે પ્રભુ મહાવીરના જીવનકાળ દરમ્યાનમાં મગધ સામ્રાજ્યમાં સિક્કાઓનું ચલણ સુવર્ણથી માંડી તાંબાના દોકડા સુધીનું ચાલુ કરવામાં આવ્યું હતું. આના અંગે પંજાબ-તક્ષશિલામાં ટંકશાળ ખોલવામાં આવી હતી કે જ્યાં તેજંતુરીનો જથ્થો પુષ્કળ પ્રમાણમાં હતો. ભારતના સોળે પ્રાંતના રાજવીઓએ મગધનું અનુકરણ કર્યું અને આ કાળથી ભારતમાં ટંકશાળી સિક્કાઓનું ચલણ સઘળે ઠેકાણે ચાલુ થયું.

આજે દરેક પ્રાંતોના પ્રાચીન સિક્કાઓનું સંગ્રહસ્થાન મુંબઇ, કલકત્તા અને મદ્રાસના સરકારી મ્યુઝીઅમમાં જોવા મળે છે. મૌર્ય રાજાઓના પ્રાચીન સિક્કાઓનો સંગ્રહ કલકત્તાના મ્યુઝીઅમમાં સારા પ્રમાણમાં છે, જેમાં સંપ્રતિ મહારાજાના સિક્કાઓ વિદ્યમાન છે. તે સિક્કાનું અમો નીચે પ્રમાણે વિવેચન કરીએ છીએ.

સંપ્રતિના સિક્કામાં એક બાજુ ઉપર "संप्रदी" અને બીજી તરફ સ્વસ્તિકનું ચિહ્ન છે. આ સ્વસ્તિક ઉપર બે ટપકાંઓ છે, તેના ઉપર એક ત્રીજું ટપકું છે અને સૌથી ઉપર અર્ધ ચંદ્રાકાર આકૃતિ છે અને સાથે સાથે મૌર્ય શબ્દ પણ આપેલો છે.

આ જાતના ચિહ્નોવાળા સિક્કાનું ઐતિહાસિક દષ્ટિએ પૃથક્કરણ કરતાં ઉપરોક્ત સિક્કાઓ પોતાની ધાર્મિક ભાવનાઓ જગત સમક્ષ વ્યક્ત કરવા મહારાજાએ પડાવ્યા હતા એમ સિદ્ધ થાય છે.

સ્વસ્તિક ઉપરનાં બે ટપકાંઓ એટલે કે જૈનદર્શનના હિસાબે જોતાં તે જ્ઞાન અને દર્શનનાં બે ટપકાંઓ ગણાય તેના ઉપરનું એક ટપકું તે ચારિત્રનું ગણાય. સૌથી ઉપર અર્ધ ચંદ્રાકારનો આકાર તે 'સિદ્ધશિલા' સૂચવે છે. જૈનો અત્યારે પણ આને મળતા

સાથિઆઓ કરે છે. તેમાં સ્વસ્તિક ઉપર બે ટપકાંને બદલે ત્રણ ઢગલી કરી ઉપર સિદ્ધશિલાનો આકાર દર્શાવે છે. આ સિક્કાઓ અત્યારે પણ પાટલિપુત્ર, તક્ષશિલા અને રામનગર આદિ શહેરોમાં સંશોધન કરતાં મળી આવે છે. આ સિક્કા ઉપરથી મહારાજા સંપ્રતિના હૃદયમાં રહેલ જૈનધર્મ પ્રત્યેના આદરનો સ્પષ્ટ રીતે ભાસ થાય છે.

## સિક્કા બાબત ઐતિહાસિક પ્રમાણો—

સંશોધક મિ. કર્નીંગહામે 'એનસીયન્ટ કોઇન્સ ઑફ ઇન્ડીયા' નામના ગ્રંથમાં તક્ષશિલાના મહારાજા સંપ્રતિનો પ્રાચીન સિક્કો પ્રગટ કરી જણાવે છે કે 'એની એક બાજુએ 'સંપ્રતિ મૌર્ય' અને બીજી બાજુએ સ્વસ્તિક વિગેરે કોતરેલાં છે. આ સિક્કાઓ પાટલિપુત્રના ખંડિયેરોમાંથી મળી આવેલા છે અને મળી આવે છે.'

ઇતિહાસવેત્તા શ્રી. જાયસ્વાલે પોતાનો અભિપ્રાય મહારાજા સંપ્રતિના સિક્કાને અંગે "મોડર્ન રીવ્યુ" ના ૧૯૩૪ ના મે માસના અંકમાં જણાવ્યો છે. વળી તેઓશ્રી 'ટોડ રાજસ્થાન' ના ભાગ પહેલાના અંક ચોથામાં પૃષ્ઠ ૭૨૧ ઉપર મહારાજા સંપ્રતિએ કરાવેલ જૈનવિહારોનું સુંદર રીતે વર્ણન કરતાં સંપ્રતિના સિક્કા ઉપર ભાર મૂકી સંપ્રતિ જૈન રાજવી હતા એમ દૃઢતાપૂર્વક જણાવે છે.

આ જ પ્રમાણે મુનિ મહારાજશ્રી દર્શનવિજયજી પણ સંપ્રતિના સિક્કાઓનું 'શ્રી જૈન સત્ય પ્રકાશ' નામના માસિકના સને ૧૯૩૪ ના ભાદરવા માસના અંકના ૧૧૮ મા પાના પર વર્ણન કરતાં તેનું પૃથક્કરણ અમોએ જે પ્રમાણે કર્યું છે તે જ પ્રમાણે તેઓ કરે છે. આ પ્રમાણે અમારી સિક્કા પ્રકરણને લગતી માહિતીને સંપૂર્ણપણે ટેકો મળે છે.

ઉપરોક્ત સિક્કાઓ અફઘાનીસ્થાન અને અન્ય યવન રાજ્યોના પ્રાંતોમાંથી પણ મળી આવે છે. તે ઉપરથી પૂરવાર થાય છે કે અફઘાનીસ્થાન, તેની પેલી બાજુનાં પ્રાંતો તથા તક્ષશિલા પણ મહારાજા સંપ્રતિના તાબે હતા મૌર્ય સામ્રાજ્યના ઇતિહાસકાર શ્રી સત્યકેતુ વિદ્યાલંકાર મહારાજા સંપ્રતિ ઊર્ફે દ્વિતીય ચંદ્રગુપ્ત નામના પ્રકરણમાં સંપ્રતિનો ઉલ્લેખ કરી પાનાં ૬૪૮ થી ૬૫૨ સુધીમાં જણાવે છે કે જૈનસાહિત્યમાં સંપ્રતિનું સ્થાન એટલું બધું મહત્ત્વનું છે કે જેટલું બૌદ્ધસાહિત્યમાં અશોકનું છે. ડૉ. સ્મિથનો પણ અભિપ્રાય ઉપર્યુક્ત હકીકતને મળતો જ આવે છે

ઉપરોક્ત પ્રમાણભૂત હકીકતો રજૂ કરી અમો સાબિત કરવા માગીએ છીએ કે મહારાજા સંપ્રતિ, મહારાજા અશોક પછી મૌર્ય સામ્રાજયના રાજ્યાધિકારી બન્યા હતા અને તેમણે પોતાના નામના સિક્કાઓ ચાલુ કર્યાં હતાં



## પ્રકરણ ૧૪ મું

---

### અવન્તી અને રાજપુતાનામાં મૂર્તિનાં કારખાનાંઓ.

त्रिखंडाधिपत्याऽऽप्तिसपादलक्षजैनप्रासाद–सपादकोटीजिनबिंबनिर्मापणाद्यवदात-सुभगं श्रीसंप्रतिनृपचरित्रं वाच्यम् ॥ —उपदेशतरंगिणी, पृ. २६४.

ભારતભૂમિની ત્રણ ખંડ જેટલી પૃથ્વીને જીતનાર મહારાજા સંપ્રતિએ લગભગ આઠ હજાર રાજાઓને ખંડિયા બનાવ્યા હતા. આ ખંડિયા રાજાઓ અને તેમની પ્રજા સાથે મહારાજાએ સદાકાળ ઘણી સારી મિત્રતા જાળવી હતી. અવારનવાર ધર્મપ્રચાર અર્થે મહારાજા રથયાત્રાના વરઘોડા કાઢતા અને અનેક જાતની ધાર્મિક પ્રભાવશાળી ક્રિયાઓથી જૈનધર્મનો સુંદર પ્રચાર કરતા. આવા પ્રસગે સંપ્રાત પોતાના ખંડિયા રાજાને પણ આમંત્રણ આપતો.

મહાજાને સામ્રાજ્યના વહીવટ માટે મગધ કરતાં અવંતિ અનુકૂળતાભરી લાગવાથી મહારાજાએ ઉજ્જૈનને જ સામ્રાજ્યનું પાયતખ્ત બનાવી પોતે ત્યાં રહ્યા. અહીં રહેવામાં મહારાજાની ધર્મભાવનાઓ પણ સુંદર રીતે સચવાતી હતી અને પોતે ધર્મપ્રચાર પણ સુંદર રીતે કરી શકતા હતા.

મહારાજાએ પોતાની રાજધાનીના શહેર ઉજ્જૈનમાં દરેક દરવાજે રાજ્ય તરફથી ખાસ ભોજનશાળાઓ ખોલી હતી કે જ્યાં બહારગામથી આવનાર દરેક મુસાફરને ભોજન કરાવવામાં આવતું. તેવી જ રીતે આ ભોજનશાળાઓમાંથી અનેક સાધુઓને દોષ રહિત આહાર મળી રહેતો, કારણ તેમના કારણભૂત કોઈ પણ વસ્તુ ત્યાં બનતી ન હતી.

મહારાજા જાતે આ અન્નક્ષેત્રોની મુલાકાત લેતા અને ત્યાંની વ્યવસ્થા બરાબર ચાલે છે કે નહિ તેની જાતે તપાસ રાખતા આવી જ જાતનો બંદોબસ્ત અનેક મોટાં શહેરોમાં પણ કરવામાં આવેલ હતો, જેનો લાભ સારા પ્રમાણમાં લેવાતો.

મહારાજાએ દરેક ગામમાં દહીં, દૂધની દુકાન ધરાવનારાઓ ઉપર તેમ જ વસ્ત્રાદિકના વેપારીઓને તેમ જ મિઠાઇ આદિ વેપાર કરનારા વેપારીઓ ઉપર ખાસ રાજ્યઆજ્ઞા મોકલાવી હતી કે "તેઓને ત્યાં કોઈ પણ જૈનસાધુ કંઇ પણ વસ્તુ લેવા આવે તો આપવી ને કિંમત રાજ્યની તિજોરીમાંથી લઇ જવી."

આ રાજ્યઆજ્ઞાનો અમલ મહારાજાએ અનાર્ય દેશો, જેવા કે આંધ્ર, દ્રાવિડ, મહારાષ્ટ્ર શક, યવન અને ફારસાદિ દૂર દૂરના દેશોમાં પણ કરાવ્યો હતો. જે જે રાજાઓએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો તે તે રાજાઓ પાસેથી તેમણે ખંડણી માફ કરી, ને તેઓને તેમના રાજ્યમાં ખંડણી જેટલી જ રકમનો દેવમંદિરો, ઉપાશ્રયો વિગેરે બાંધવામાં સદુપયોગ કરવાનું તથા સાધુસંપ્રદાયની વ્યવસ્થા રાખવાનું જણાવ્યું હતું. જૈનધર્મ આ કાળે લગભગ ભારતવ્યાપી બન્યો હતો અને રાજ્યના પીઠબળ અંગે જૈનધર્મ પાળનારી વસ્તીની સંખ્યા લગભગ ૪૦ કરોડ જેટલી થઇ હતી.

મહારાજા સંપ્રતિએ ઉપકારી ગુરુદેવ શ્રી આર્યસુહસ્તી મહારાજના ચરણે શિર નમાવી ચતુર્વિધ સંઘ સમક્ષ રથયાત્રાના વરઘોડા સમયે નિત્ય પ્રભાતે નૂતન મંદિરના ખાતમુહૂર્તના સમાચાર સાંભળ્યા પછી જ દંતધાવન કરવાના લીધેલ અભિગ્રહનું પાલન બરોબર રીતે કર્યું હતું અને પ્રતિદિન પ્રતિહારી અમુક જિનાલયનો પાયો નંખાયાનાં સમાચાર આપી જાય ત્યારપછીથી જ તે દંતધાવન ક્રિયા કરતા. આ અભિગ્રહને કારણે ઘણી વખત મહારાજાને સાંજ સુધીનો સમય આહારરહિતપણે પસાર કરવો પડતો.

નૂતન જિનાલયનો પાયો નખાય ત્યારપછી જ દંતધાવન કરવું એવો અભિગ્રહ મહારાજાએ વીરનિર્વાણ ૨૮૯ માં લીધેલ સમજાય છે. ત્યારબાદ મહારાજા વીરનિર્વાણ ૩૨૩ સુધી જીવવા પામ્યા. એટલે લગભગ ૩૪ વર્ષ સુધી તેઓ વિદ્યમાન હતા, જેમાં એક દિવસ પણ એવો ખાલી ગયો નથી કે જે દિવસે મહારાજાવતી નવા મંદિરનું ખાતમુહૂર્ત થયું ન હોય.

નવા મંદિરોમાં જોઇતી પાષાણુની પ્રતિમાઓ માટે મહારાજાએ અવન્તી અને રાજપુતાનામાં આવેલ જેપુર (જયપુર) અને મકરાણામાં હજારો કુશળ કારીગરો રોકી પ્રતિમાઓ બનાવવાનાં કારખાનાં ખોલ્યાં હતા. જ્યાં મકરાણાના આરસના પત્થરની ખાણો આવેલી છે ત્યાં શિલ્પના આદર્શ નમૂનારૂપ એક જ જાતની ઘાટીલી પ્રતિમાઓ બનતી. મહારાજા સંપ્રતિની બનાવેલ પ્રતિમાની નિશાની તરીકે હાથની કોણી નીચે બે ટેકાઓ રાખ્યા હતા. મહારાજાએ ગિરનાર, જુનાગઢ, માળવા, મારવાડ, શત્રુંજય તીર્થ તેમ જ ભારતની ચારે દિશાએ બનાવેલ મંદિરોની કોરણી રાજ્યની કીર્તિ માફક સારી બનવી જોઇએ તેને માટે કાળજી રાખી તે માટે સારામાં સારા શિલ્પીઓને રોકયા

હતા, જેના યોગે આજે પણ શત્રુંજય અને ગિરનાર પર્વતના સંપ્રતિના દેવાલયો અને પ્રતિમાની કારીગરી અતિશય પ્રશંસાપાત્ર છે; એટલું જ નહિ પણ તેના મુક્ત કંઠે વખાણ પણ થાય છે. અમોએ જુનાગઢના પ્રાચીન મંદિરના ફોટો શિલ્પના નમૂના તરીકે આ ગ્રંથમાં રજૂ કર્યો છે જે જોવાથી ખાત્રી થશે કે મહારાજા સંપ્રતિએ જૈન ધર્મના પ્રચાર અર્થે કેટલો સુંદર ભોગ આપ્યો હતો.

મહારાજાની પ્રતિજ્ઞા અનુસારે લગભગ પાષાણુની અદ્દભુત કારીગરીવાળી, એક સરખી નિશાનીઓવાળી સવા કરોડ મૂર્તિઓ બની હતી કે જેનો ઉપયોગ મહારાજાએ ભારતના દરેકે દરેક શહેરોમાં સુંદર દેવાલયો બંધાવી તેમાં સ્થાપન કરવા અર્થે કર્યો હતો કે જે દેવાલયોની સંખ્યા લગભગ સવા લાખ જેટલી થવા જાય છે. તેવી જ રીતે મહારાજાએ પાંચ ધાતુની લગભગ પંચાણું હજાર પ્રતિમાઓ બનાવી નાના નાના ગામડાઓમાં જૈનધર્મની દૃઢતાને અંગે પૂજા આદિ ક્રિયા અર્થે અર્પણ કરી હતી. તેવી જ રીતે મહારાજાએ આ કાળ પૂર્વેના બંધાયેલા પ્રાચીન જૈનમંદિરોનો ઉદ્ધાર સારા પ્રમાણમાં કરાવ્યો હતો જેની સંખ્યા લગભગ છત્રીશ હજારની થવા જાય છે. તેવી જ રીતે લગભગ સાતસો જેટલી દાનશાળાઓ ખોલી મહારાજાએ જૈનધર્મનો પ્રભાવ અત્યંત વધાર્યો હતો.

મહારાજા સંપ્રતિએ બનાવેલ સવા કરોડ પાષાણુની પ્રતિમાઓ તેમ જ પંચાણું હજાર ધાતુની પ્રતિમાઓ ઉપર કોઇ પણ સ્થળે શિલાલેખ જોવામાં આવતા નથી. માત્ર હાથની કોણી નીચે બે ટેકાઓ એક સરખા મળી આવે છે, જેનું કારણ અમોને નીચે મુજબ સમજાય છે.

## કીર્તિની ઇચ્છા ધર્મને બાધકર્તા છે:—

પૂર્વકાળના સાધુ સંપ્રદાય અને આત્મહિતાર્થી જનો પ્રતિમા નીચે નામ કોતરાવવાની પ્રવૃત્તિને અનિષ્ટ ગણુતા હતા. કીર્તિની ઇચ્છા ધર્મના ફળને બાધ કરનારી છે એવું સદા જૈનધર્મમાં મનાતું આવ્યું છે, જેના અંગે સમ્રાટ્ સંપ્રતિના ઉપકારી ગુરુદેવ શ્રી આર્યસુહસ્તીસૂરિ મહારાજના પ્રતિબોધથી મહારાજા સંપ્રતિએ જ 'ભવભીરુ' તરીકે બનાવેલ કોઇ પણ પ્રતિમા ઉપર કોઈ પણ સ્થળે લેખ કોતરાવ્યો જ નથી; માત્ર નિશાનીમાં બે સમચોરસ ટેકાઓ મૂકયા છે.

આ કાળે સ્તૂપો, શિલાલેખોની પ્રવૃત્તિ મહારાજા અશોકે પૂર જોસમાં આદરી હતી. મહારાજા અશોકે પોતાના કીર્તિસ્તંભ તરીકે ભારતના ચારે દિશાના ગામોમાં નાના મોટા સ્તૂપોની હારમાળાઓ નીતિદર્શક વાકયોથી કોતરાવી તેના સ્થાપક તરીકે પોતાની કીર્તિ અમર કરી છે, પરંતુ આત્મહિતાર્થીઓ માટે આ જાતની કીર્તિ જૈનધર્મમાં અનિષ્ટ મનાતી. આ ઉપરથી સાબિત થાય છે કે દરેક જાતના સ્તૂપો અને કીર્તિસ્થંભો ઊભા કરવાની પ્રવૃત્તિ મહારાજા અશોકની હતી અને નહિ કે સમ્રાટ્ સંપ્રતિની.

મહારાજા અશોકે ભારતમાં સેંકડો સ્તૂપો નીતિવાક્યથી કોતરાવી ચારે દિશાએ કીર્તિ અમર કરી હતી. તે જ માફક સ્તૂપોને બદલે મહારાજા સંપ્રતિએ ગામોગામ જૈન મંદિરો બંધાવી, અન્નક્ષેત્રો ખોલી, પ્રાચીન દેવાલયોનો જીર્ણોદ્ધાર કરી પોતાની નામના અમર કરી હતી.

મહારાજા અશોકે એક અબજ સુવર્ણમહોરનું દાન બૌદ્ધ ભિક્ષુકોને ધર્મપ્રચાર અર્થે આપ્યું હતું છતાં બૌદ્ધધર્મનો ફેલાવો મહારાજા અશોકથી ભારતમાં થઇ શકયો નહિ. જ્યારે "अहिंसा परमो धर्मः" ના પ્રાચીન સિદ્ધાંતો અનુસારે મહારાજા સંપ્રતિ ભારતને જૈનધર્મમય બનાવી શકયા હતા. એટલું જ નહિ પણ ભારતને ખૂણે ખૂણે જૈનમંદિર બંધાવી ચાલીસ કરોડની પ્રજામાં જૈનધર્મનો ફેલાવો કર્યો હતો. તેમ જ સાધુસંપ્રદાયના વિહાર અર્થે અનાર્ય પ્રદેશોનો માર્ગ ખુલ્લો કરી આપી જૈનધર્મને વિશ્વવ્યાપી બનાવ્યો હતો.

મૌર્યવંશી રાજવીઓમાં એક જાતની સરસ અને કુનેહભરી આવડત એ હતી કે તેઓ ઇતર ધર્મીને લેશમાત્ર પણ દુઃખી ન કરતા. મૌર્યવંશના રાજ્યઅમલ દરમ્યાનમાં ભારતમાં જૈન, બૌદ્ધ અને વેદાંતિક એમ ત્રણ ધર્મ પૂર જોસમાં હતા. સનાતન ધર્મના લગભગ ૬૦૦૦૦ જેટલા બ્રાહ્મણોને પૂજનિક ગણી નિત્ય ભોજન આપવામાં આવતું અને તેમનું માન રાજ્યપુરોહિત તરીકે સચવાતું. આ પ્રથા મહારાજા અશોકના પાંચ વર્ષના રાજ્ય અમલ સુધી ચાલુ રહી અને સનાતન ધર્મીઓનું સુંદર માન સચવાયું. બાદ મહારાજા અશોક ચુસ્ત બૌદ્ધધર્મી બનતાં તેણે એક અબજ સુવર્ણમહોરોનું ખુલ્લું દાન બૌદ્ધ ભિક્ષુકોને દીધું. એ સિવાય મહારાજાએ ધાર્મિક કાર્યો અને પ્રજાહિતનાં કાર્યો પાછળ કરોડોનો સુંદર રીતે સદુપયોગ કર્યો. ત્યારપછી મહારાજા સંપ્રતિએ પણ જૈન ધર્મના ફેલાવામાં તન, મન અને ધનની સંપૂર્ણ મદદ આપી છતાં મહારાજા ચંદ્રગુપ્તથી લગાવી મહારાજા સંપ્રતિ સુધીમાં કોઈપણ રાજવીએ તેમ જ તેમની પાછળ મૌર્યવંશમાં થનાર અન્ય કોઈ રાજવીએ કોઈપણ ધર્મ ઉપર જરા પણ અંકુશ મૂકયો નથી. તેમ જ કોઇપણ ધર્મપંથીનું દિલ દુભાવવા જેવો એક પણ ઐતિહાસિક બનાવ બનવા દીધો નથી.

પ્રભુ મહાવીરના નિર્વાણથી લગાવી વીર નિર્વાણ ૩૨૩ વર્ષો સુધીમાં પ્રાચીન ગ્રંથકારોના જણાવ્યા મુજબ પ્રભુ મહાવીરના ઉપદેશે લગભગ ભરતક્ષેત્રના સાડી પચ્ચીશ પ્રદેશો ધર્મભૂમિ તરીકે સંસ્કારી બન્યા હતા, જેમાં આંધ્ર, દ્રાવિડ અને મહારાષ્ટ્ર જેવા ત્રણ મહાન્ પ્રદેશોનો સમાવેશ થવાથી ભારતની વસ્તીનો ઘણો ભાગ જૈનધર્મી બન્યો હતો. પ્રભુ મહાવીરના સમયમાં જૈનધર્મને પાળનારા સાડીપચ્ચીશ દેશોની નોંધ નીચે પ્રમાણે છે.

| દેશ | રાજ્યધાની |
|---|---|
| ૧ મગધદેશ | ( રાજ્યગૃહી ) |
| ૨ અંગદેશ | ( ચંપાનગર ) |

| | |
|---|---|
| ૩ બંગદેશ | ( તામ્રલિપ્તિનગર ) |
| ૪ કલિંગદેશ | ( કાંચનપુરનગર ) |
| ૫ કાશીદેશ | ( બનારસનગર ) |
| ૬ કોશલદેશ | ( અયોધ્યા ) |
| ૭ કુરુક્ષેત્ર | ( ગજપુરનગર-હસ્તિનાપુર ) |
| ૮ કુશાવર્તદેશ | ( સૌરીપુરનગર ) |
| ૯ પાંચાલદેશ | ( કાંપિલ્યપુર ) |
| ૧૦ જંગલદેશ | ( અહિછત્રાનગરી ) |
| ૧૧ સૌરાષ્ટ્ર | ( દ્વારિકા ) |
| ૧૨ વિદેહ | ( મિથિલા ) |
| ૧૩ વત્સદેશ | ( કૌશામ્બી ) |
| ૧૪ શાંડિલ્યદેશ | ( નન્દીપુર ) |
| ૧૫ મલયદેશ | ( ભદ્દિલપુર ) |
| ૧૬ મત્સ્યદેશ | ( વૈરાટ ) |
| ૧૭ વરુણદેશ | ( અચ્છાપુરી ) |
| ૧૮ દશાર્ણદેશ | ( મુક્તિકાવતી ) |
| ૧૯ ચેદીદેશ | ( શક્તિકાવતીનગરી ) |
| ૨૦ સિંધ-સૌવિર | ( વીતભયપત્તન ) |
| ૨૧ સુરસેન | ( મથુરા ) |
| ૨૨ બંગદેશ | ( પાવાપુર ) |
| ૨૩ માલદેશ | ( પૂરીવદ્દા ) |
| ૨૪ કુણાલ | ( સાવત્થિ ) |
| ૨૫ લાટદેશ | ( કોટીવર્સ ) |
| ૨૬ કેકૈય ( અર્ધો ) | |



# પ્રકરણ ૧૫ મું.

## અગત્યની નોંધો અને શાસનસ્તંભ સૂરીશ્વરોના અભિપ્રાયો.

દિગંબર સંપ્રદાયવાળાઓ મહારાજા સંપ્રતિને દ્વિતીય ચંદ્રગુપ્તના નામે સંબોધે છે. આ સંપ્રદાયના 'અનુશ્રુતિ' નામના ગ્રંથમાં મહારાજા સંપ્રતિને લગતો હેવાલ દ્વિતીય ચંદ્રગુપ્તના નામે આપવામાં આવેલ છે, જેમાં પણ સંપ્રતિનાં ધાર્મિક કાર્યોની અતીવ પ્રશંસા કરવામાં આવી છે. તેવી જ રીતે 'પુણ્યાશ્રવકથાકોપ' નામના ગ્રંથમાં પણ સંપ્રતિના અંગે ખાસ વર્ણન કરવામાં આવ્યું છે. આ ઉપરાન્ત દિગંબર સંપ્રદાયના **ચંદ્રશેખર** નામના શાસ્ત્રીએ મહારાજા ચંદ્રગુપ્ત અને ચાણાકયના અંગે ખાસ નિબંધો લખ્યા છે. °

ઉપરોક્ત દિગંબર સંપ્રદાયના મહત્ત્વતાભર્યા ગ્રંથોમાં મહારાજા ચંદ્રગુપ્ત અને શ્રુત-કેવળી શ્રી ભદ્રબાહુસ્વામીનો સંબંધ દર્શાવવામાં આવ્યો નથી, તેને પરિણામે શ્રી ભદ્રબાહુ-સ્વામી સાથે મહારાજા ચંદ્રગુપ્તના બારવર્ષી દુકાળના અંગે સાધુ તરીકે દક્ષિણના દેશમાં ગમનનો ઉલ્લેખ પણ નથી. મૌર્ય સામ્રાજ્યના ઇતિહાસકાર શ્રી સત્યકેતુ વિદ્યાલંકાર મહા-રાજા સંપ્રતિવાળા પ્રકરણમાં ઉપરોક્ત દિગંબર ગ્રંથોનો અભિપ્રાય ટાંકતાં જણાવે છે કે "ચંદ્રગુપ્તનો અંત મગધની ભૂમિમાં જ થયો હતો અને બિંદુસારને ત્યારબાદ રાજ્યગાદી મળી હતી." તેવી જ રીતે મહારાજા સંપ્રતિએ જૈનધર્મનો ફેલાવો મહારાજા અશોકે જેટલા પ્રમાણમાં બૌદ્ધધર્મનો કર્યો, તેટલા જ પ્રમાણમાં કર્યો હતો

ડા. સ્મિથનો અભિપ્રાય પણ એ જ પ્રમાણે મળતો આવે છે.

મુંબઇ સમાચારમાં મહારાજા સંપ્રતિની જીવનપ્રભાનો ઇતિહાસ રજૂ કરવા પૂર્વે તેની પૂર્વભૂમિકા તરીકે અમોએ "મૌર્યવંશી રાજવીઓનો ભારતમાં રાજ્યામલ" એ મથાળા નીચે લેખમાળા ૧૯૩૯ માં ચાલુ કરેલી, જેમાં લગભગ પચીસેક કોલમો પ્રગટ થયા પછી ૧૯૩૯ ના સપ્ટેમ્બર માસમાં જ યુરોપીય યાદવાસ્થળી જાગતાં મોંઘવારીના અંગે આ પત્રે





**આગમોદ્ધારક આચાર્યશ્રી**
**સાગરાનંદસૂરીશ્વરજી**

તા. ૨૪-૯-૩૯ ના રોજ અમદાવાદ મુકામે મહારાજા સંપ્રતિ સંબંધે અભિપ્રાય મેળવવા લેખક તેઓશ્રીને મળ્યા હતા જ્યારે તેઓશ્રીએ પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે જણાવ્યો હતો કે—

બારમી સદી પહેલાં ગચ્છોના ભેદભાવો વધારે પ્રમાણમાં હતા નહિ. બારમી સદીથી જ્યારે ગચ્છો વધારે પ્રમાણમાં જૂદા પડ્યા ત્યારે ચૈત્યોની માફક ગચ્છોની ઓળખાણ રહેવા માટે મૂર્તિઓ નીચે શિલાલેખો લખવાની પ્રવૃત્તિ વધારે પ્રમાણમા ચાલુ થઇ.

નામ લખવાની પ્રવૃત્તિમા ઘણા ભાગે કીર્તિ ગવાય છે અને તે કીર્તિની ઇચ્છા ધર્મના ફળને બાધ કરનારી છે એવું સદા જૈન ધર્મમાં ગણાતું આવ્યું છે.

પૂર્વે થયેલા સેંકડો જૈન ગ્રંથોમા કર્તાઓના નામો પણ નથી તેવી જ રીતે શેઠ મોતીશા, સદાનંદજી, તેમણે પાલીતાણામા ટુંકો બંધાવી છે, તેવીજ રીતે શેઠ હેમાભાઈ, શેઠ હઠીભાઇ, તથા શેઠ પ્રેમચંદ રાયચંદ વગેરેએ કરેલા ધાર્મિક કાર્યોની નોંધો ગ્રંથો અને સ્તવનોમાં લેવાય છે. તેવી જ રીતે ધનાશા પોરવાડે રાણકપુરમાં બંધાવેલ ભવ્ય દેરાસરોના બાંધનારની નોંધ પણ તેના ધાર્મિક કાર્યો પુરતી લેવાઇ છે. તે સિવાય તેમના કુટુંબીઓની તથા તેમના વ્યાપારાદિની નોંધ ગ્રંથકર્તાઓએ લીધી નથી તેવીજ રીતે મહાન્ સંપ્રતિને અંગે ધર્મ પુરતો જ ઇતિહાસ જૈન શાસ્ત્રોએ લીધો છે.

અંગી કરતાં અંગનું વર્ણન ન વધે તે સ્વાભાવિક છે. અને ગ્રંથકારો મહાન્ સંપ્રતિના અંગે જે વર્ણન કરે છે તે મહારાજા સંપ્રતિનું વર્ણન આર્યસુહસ્તિ મહારાજના અંગે જ કરે છે, પરન્તુ તે સ્વતંત્ર ન હોવાથી તેણે કરેલ ધાર્મિક કાર્યો પૂરતો જ અહેવાલ જૈન ગ્રન્થોએ, પ્રસંગોએ જરૂરિયાત પૂરતો લીધો છે."

આનંદ પ્રેસ—ભાવનગર.

પાનાં ઘટાડી દીધાં અને આ લેખમાળા બંધ પડી, જેના યોગે સમ્રાટ સંપ્રતિના આબુની લેખ-
માળાના મુદ્દાઓની છણાવટનું કાર્ય ચર્ચારૂપે ખૂબ જોરમાં આવ્યું. પરિણામે સમ્રાટ સંપ્રતિના
બનાવેલ પ્રતિમાઓ ઉપર શિલાલેખ નથી તેવી જ રીતે સમ્રાટ્ સંપ્રતિનું અસ્તિત્વ પણ શંકા-
સ્પદ છે એ જાતના મુદ્દાઓ રજૂ કરી ચર્ચાકારોએ આ ગ્રંથના લેખકની કફોડી સ્થિતિ કરી મૂકી,
જેના યોગે પ્રમાણભૂત પ્રમાણો મેળવવા તેમ જ ભારતના સમર્થ અને ધુરંધર શાસનસ્તંભ
સૂરીશ્વરોના અભિપ્રાયો મેળવવા અમારે મુસાફરી કરવી પડી. અમો સમર્થ સૂરીશ્વરોના અભિપ્રાયો
મેળવી તેને જાહેરપત્રદ્વારા પ્રગટ કરીએ ત્યારપહેલાં તો જૈનપત્રોએ પણ ધમાલ કરી મૂકી. આ
ઊહાપોહમાં ' જૈન જ્યોતિ ' પત્રે ઉપરાછાપરી લેખો લખી ચર્ચાને ગંભીર બનાવી મૂકી,
જે સઘળાનો જવાબ અમોએ ' જૈન જ્યોતિ ' પત્રમાં ૧૯૯૧ ના આસો સુદ પૂનમના અંકના
પૃષ્ઠ ૯૧૦ ઉપર આપ્યો છે. તેવી જ રીતે ' મુંબઈ સમાચાર ' દ્વારા પણ એનો જવાબ
અમોએ સંતોષકારક રીતે રજૂ કર્યો હતો, જેનો ટૂંક સારાંશ નીચે પ્રમાણે છે:—

" અમારી પાસે સમ્રાટ્ સંપ્રતિનુ સાહિત્ય સંપૂર્ણ તૈયાર છે. તેના આધારે
અમો ધારીએ તો દિવાળી સુધીમા ગ્રંથ પ્રગટ કરી શકીએ, પણ સ્વાર્થાંધ થઈ સંપ્રતિના
મહત્ત્વતાભર્યા ઈતિહાસને એકતરફી યથારૂઢ કરી સંપ્રતિના નામ પર ચરી ખાવાની
અમારી નબળી મનોવૃત્તિ નથી, જેની જૈનસમાજે ખાત્રી રાખવી. અમો વર્ષોથી ઉઠાવજાવાં
સશોધનને અંગે સાહિત્ય એકત્ર કરવા અર્થે સાત જેવા ખર્ચાના ઉતર્યા છતાં અમોએ
જરા પણ ઉત્સાહભંગ થઇ ચર્ચામાં પાછી પાની ભરી નથી તેમજ કોઇના ઉપર ખર્ચનો
બોજો નાંખ્યો નથી અને નાંખવા માગતા પણ નથી.

" બારમી સદી પહેલાં ગચ્છોના ભેદભાવો વધારે પડતા હતા નહિ. બારમી સદીથી જ્યારે ગચ્છો વધારે પ્રમાણમાં જુદા પડ્યા ત્યારે ચૈત્યોની માફક ગચ્છોની ઓળખાણ લેવા માટે મૂર્તિઓ નીચે શિલાલેખો લખવાની પ્રવૃત્તિ વધારે પ્રમાણમાં ચાલુ થઇ.

નામ લખવાની પ્રથામાં ઘણા ભાગે કીર્તિ ગવાય છે અને તે કીર્તિની ઈચ્છા સદા જૈનધર્મના ફળને બાધ કરનારી છે એવું જૈનધર્મમાં ગણાતું આવ્યું છે.

પૂર્વે રચાએલ સેંકડો જૈનગ્રંથોમાં કર્ત્તાઓનાં નામો પણ નથી. તેવી જ રીતે શેઠ મોતીશા, સદાનંદજી, જેમણે પાલીતાણામાં ટુંકો બંધાવી છે. તેવી જ રીતે શેઠ હેમાભાઇ, શેઠ હઠીભાઇ, તથા શેઠ પ્રેમચંદ રાયચંદ વિગેરેએ કરેલાં ધાર્મિક કાર્યોની નોંધો ગ્રંથો અને સ્તવનોમાં લેવાઇ છે. તેવી જ રીતે ધનાશા પોરવાડે રાણકપુરમાં બંધાવેલ ભવ્ય દેરાસરની નોંધ પણ તેના ધાર્મિક કાર્ય પૂરતી જ લેવાઇ છે તે સિવાય તેમના કુટુંબીઓની તથા વ્યાપારાદિની નોંધ ગ્રંથકર્ત્તાઓએ લીધી નથી તેવી જ રીતે મહાન્ સંપ્રતિને અંગે ધર્મપૂરતો જ ઇતિહાસ જૈનશાસ્ત્રોએ લીધો છે.

અંગી કરતાં અંગનું વર્ણન ન વધે એ સ્વાભાવિક છે. અને ગ્રંથકારો મહાન્ સંપ્રતિના અંગે જે વર્ણન કરે છે તે મહારાજા સંપ્રતિનું વર્ણન શ્રી આર્યસુહસ્તી મહારાજના અંગે જ કરે છે, પરંતુ તે સ્વતંત્ર ન હોવાથી મહારાજાએ કરેલ ધાર્મિક કાર્યો પૂરતો જ જૈનગ્રથોએ પ્રસંગ પૂરતો ઉલ્લેખ કર્યો છે.

' ત્રિષષ્ટિ શલાકા પુરુષચરિત્ર 'ના દશમા પર્વમાં મહાન્ સંપ્રતિના બનાવેલ મંદિરોની નોંધ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ લેતાં જણાવે છે કે " શ્રી સંપ્રતિ મહારાજાએ જંબૂદ્વીપના ભરતખંડમાં સર્વત્ર જૈનમંદિરો બંધાવી જૈનધર્મની અપૂર્વ સેવા બજાવી છે. "

જૈનધર્મને જાણનારાઓમાં શ્રદ્ધા અને વર્ત્તન એક સરખું જ હોય એવો નિયમ નથી એ સ્હેજે સમજી શકાય તેવું છે. અઢાર પાપસ્થાનને પાપસ્થાન તરીકે માનનારો જૈન ધર્મના પ્રથમ પગથિએ ગણાય છે, ત્યારે અઢાર પાપસ્થાનને છોડનારો ઉચ્ચ ગતિગામી ગણાય છે. "

( ૩ ) ત્યારબાદ અમો વયોવૃદ્ધ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયસિદ્ધિસૂરીશ્વરજી** પાસે જઇ તેમનો અભિપ્રાય નીચે પ્રમાણે મેળવી શકયા હતા. તેમને શ્રીમદ્ સાગરાનંદસૂરિજીનું નિવેદન અમોએ વંચાવ્યું હતું જેથી તેમણે ઘણો જ સંતોષ દર્શાવ્યો અને ' તે બરોબર છે ' એમ દર્શાવ્યા બાદ તેઓએ પોતાનો અભિપ્રાય નીચે મુજબ જણાવેલ છે.

"મહાન્ સંપ્રતિ એ ચુસ્ત જૈન રાજવી હ[illegible] રતમાં ચારે દિશાએ મંદિરો બંધાવ્યાં છે એટલું જ નહિ પણ અન[illegible] હિત એવા મ[illegible] વિહારની સગવડ ખાતર [illegible] ોને ( ઉપદેશકો [illegible] મહારાજા પોતાના સુભટોને સા[illegible] ઉપદેશક બનાવવા [illegible] હતી.



અજ્ઞાનતિમિરતરણી આચાર્ય શ્રીમદ્
વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ.

સમ્રાટ્ સંપ્રતિના અંગે નીચે પ્રમાણે અગ્રગણ્ય સાહિત્યના માસિકમાં તેઓશ્રીએ પોતાનો અભિપ્રાય રજૂ કરી અનુમોદન સેવા બજાવી છે. ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રગટ થતાં "ત્રૈમાસિક"ના ચોથા વર્ષના ચોથા અંક માટે તેઓશ્રીએ તા ૧૮-૧૦-૩૯ના રોજ પોતાના વિદ્વાન્ શિષ્ય વીરવિજયજી દ્વારા એક લેખ મોકલેલ જેમાં તેઓશ્રીએ જણાવ્યું કે-" માતાનું વચન સાંભળી મહાન્ સંપ્રતિ રાજાએ ઘણા દેશોમાં નવા મંદિર બંધાવ્યા તેમજ તૂટેલા ખંડિયેર મંદિરનો ઉદ્ધાર કરાવ્યો અને નવીન પ્રતિમાઓ વિગેરેથી અનેક રીતે જૈન ધર્મની વૃદ્ધિ કરી હતી. મેં જાતિ અનુભવથી જાણ્યું કે નાંદોલ, ગિરનાર, શત્રુંજય, રતલામ આદિના—તેમાંયે મારવાડ પ્રાંતમાં સ્થાન પર મહારાજા સંપ્રતિના બનાવેલ જૈન મંદિરો વિદ્યમાન છે." વગેરે તેમનું લંબાણ નિવેદન આ ગ્રંથમાં રજૂ થએલ છે.

આનંદ પ્રેસ-ભાવનગર.



રેવતાચલ-જીર્ણોદ્ધારક સુવિહિત આચાર્યશ્રી
વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ

શ્રીમદ્ સૂરીશ્વરજીના હાથે ગિરનારના પ્રાચીન તીર્થનો જીર્ણોદ્ધાર થયેલો હોવાથી અને તેઓ કાઠીયાવાડ આદિ પ્રદેશોમાં સારી રીતે વિચરેલા હોવાથી તેઓના દર્શનીય પગલે અમોને વધુ ઉપયોગી થઇ પડવાથી તેઓશ્રીનું નિવેદન અમોએ અમદાવાદમાં તારીખ ૨૯-૯-૩૯ ના રોજ નીચે પ્રમાણે મેળવ્યું છે.

' ગિરનારમાં વસ્તુપાલ તેજપાલની ટુંક નજીકમાં મહાન સંપ્રતિના સમયનું પુરાતન દેરાસર વિદ્યમાન છે, જ્યાં મહાન સંપ્રતિના સમયની પુરાતન પ્રતિમાઓ વિદ્યમાન છે. તેવી જ રીતે જુનાગઢમાં બીજા બે દેરાસરો સંપ્રતિ મહારાજનાં જ બનાવેલાં જ્યાંની પ્રતિમાઓ પણ મહાન સંપ્રતિના સમયની છે. ઉપરાંત ઘણે ઠેકાણે એક જ સરખો છે તે સિવાય મેવાડ, મારવાડ, માળવા આદિ ઘણા તીર્થોમાં મહાન સંપ્રતિના સમયની હજારો પ્રતિમાઓ વિદ્યમાન છે. મહાન સંપ્રતિના અભિગ્રહ પ્રમાણે એક દિવસ પણ એવો નહોતો ગયો કે તે દિવસે નવા મંદિરનું ખાતમુહૂર્ત ન થયું હોય. સંપ્રતિ મહારાજા ચુસ્ત જૈન અનિરુદ્ધસત્તાવાળા રાજવી હતા જેઓએ ભારતને જિનચૈત્યમય બનાવી મૂક્યું હતું.

ગરબડના લેખોની શરૂઆત દશમા સૈકાથી થઇ છે. તે પૂર્વે મૂર્તિ નીચેના શિલાલેખોની પ્રવૃત્તિ બહુધા હતી નહિ. જેમાં સંપ્રતિની મૂર્તિના અંગે શિલાલેખો અસંભવિત છે. કેટલીક ધાતુની પ્રતિમાઓ ઉપર મળે પણ છે."

આનંદ પ્રેસ-ભાવનગર.

ગ્રંથકાર જૈનાચાર્યો ભવભીરુ હોવાથી અસત્ય પ્રરૂપણા કોઇ પણ કાર્યમાં ન થઇ જાય તે ઉપર ખાસ ધ્યાન રાખી ધાર્મિક કાર્યો પૂરતો જ અહેવાલ એમણે મહાન્ સંપ્રતિને અંગે લીધો છે. ”

( ૪ ) બાદ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયનીતિસૂરીશ્વરજી** મહારાજનો અભિપ્રાય અમોએ નીચે પ્રમાણે મેળવ્યો છે.

“ પ્રાચીન તીર્થક્ષેત્ર ગિરનારમાં વસ્તુપાળ તેજપાળની ટુંકની નજદિકમાં મહાન્ સંપ્રતિના સમયનું પુરાતન દેરાસર વિદ્યમાન છે. ત્યાં મહાન્ સંપ્રતિના સમયની પુરાતન પ્રતિમાઓ પણ વિદ્યમાન છે. તેવી જ રીતે જુનાગઢમાં બીજાં બે દેરાસરો સંપ્રતિ મહારાજનાં જ બંધાવેલાં છે, જેની પ્રતિમાઓ પણ મહાન્ સંપ્રતિના સમયની જ છે ઉપલાં ત્રણે દેરાસરોનો ઘાટ એક સરખો જ છે. એ સિવાય શત્રુંજય તીર્થ, મેવાડ, મારવાડ, માળવા આદિ ઘણાં તીર્થોમાં મહાન્ સંપ્રતિના સમયની હજારો પ્રતિમાઓ વિદ્યમાન છે.

**મહાન્ સંપ્રતિના અભિગ્રહ પ્રમાણે એક દિવસ પણ એવો નહોતો ગયો કે તે દિવસે નવાં મંદિરોનુ ખાતમુહૂર્ત ન થયું હોય.** સંપ્રતિ મહારાજા ચુસ્ત જૈન જાતિસ્મરણજ્ઞાનવાળા રાજવી હતા તેઓએ ભારતને જૈન ચૈત્યમય બનાવી મૂક્યું હતું

ગચ્છના ભેદોની શરૂઆત દશમા સૈકાથી થઇ છે. તે પૂર્વે મૂર્તિ નીચેના શિલાલેખોની પ્રવૃત્તિ બહુધા હતી નહિ, જેથી સંપ્રતિની મૂર્તિના અંગે શિલાલેખો અસંભવિત છે ”

× × ×

ઉપર પ્રમાણે શાસનસ્તંભ આચાર્યપુંગવોના અભિપ્રાયોની બે હજાર નકલો છપાવી તા. ૨૯–૯–૩૯ ના દિવસે ભારતના અગ્રગણ્ય શહેરોમાં વહેંચાવી હતી સબબ મહારાજા સંપ્રતિની વિરુદ્ધની ચર્ચાએ દિવસે દિવસે ગંભીર સ્વરૂપ પકડયું હતું.

ત્યારબાદ ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રગટ થતાં ‘ત્રૈમાસિક’ના ચોથા વર્ષના ચોથા અંકમાં આચાર્યદેવ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજીનો લેખ રાયકોટ, પંજાબથી તા ૧૮–૧૦–૩૯ ના તેમના શિષ્ય મુનિશ્રી વીરવિજયજી મારફતે પાઠવેલ પ્રગટ થયો છે જેમાં તેઓશ્રી જણાવે છે કે—“ માતાનું વચન સાંભળી મહાન્ સંપ્રતિ રાજાએ ઘણા દેશોમાં નવાં મંદિરો બંધાવ્યાં તેમ જ તૂટેલા ખંડિયેર મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો, અને નવીન પ્રતિમાઓ વિગેરેથી અનેક રીતે જૈનધર્મની વૃદ્ધિ કરી હતી મેં જાતિઅનુભવથી જાણ્યું છે કે, નાદોલ, ગિરનાર, શત્રુંજય, રતલામ આદિના—તેમાંયે મારવાડ પ્રાંતમાં વધારે સ્થાન ઉપર મહારાજા સમ્પ્રતિના બનાવેલ જૈનમંદિરો વિદ્યમાન છે.

મહારાજા સંપ્રતિના સમયમાં નામની કીર્તિ થઇ નથી. પ્રાચીન સમયમાં તો લેખ

ખોદાવાય એ જ્ઞાનીઓને પાપક્રિયા સમજાતી હતી; એટલે એમના સમયના લેખો ઉપલબ્ધ થયા નથી પણ કાર્યો ઉપલબ્ધ થાય છે.

પૂર્વાચાર્યોની ઘટનાઓ જેટલા અંશે ઐતિહાસિક સિદ્ધ થતી નથી તેટલી જ ઘટનાઓ આપણી નજર સામે તરી આવે છે, અને એઓના પુસ્તકોમાં (ગ્રંથોમાં) સંગ્રહિત થએલી પણ મળી આવે છે.

આજકાલની પ્રવૃત્તિ તો ખાલી નામની જ દેખાય છે. આવી નામની કીર્તિથી આત્માઓના કાંઇ કલ્યાણ થઇ શકતાં નથી પણ સંસારની જ વૃદ્ધિ થાય છે, માટે આત્માર્થી થઇને નામની કીર્તિ પાછળના પ્રપંચનું નિરાકરણ કરી જૈનધર્મની સેવાદ્વારા વૃદ્ધિ કરવી જોઇએ એ જ અક્ષયકીર્તિ છે."

શ્રીમદ્ આત્મારામજી ઊર્ફે વિજયાનંદસૂરીશ્વરજી સમ્રાટ્ સંપ્રતિના અંગે "જૈન તત્ત્વાદર્શ, ઉત્તરાર્ધ, દ્વાદશ પરિચ્છેદ, પૃષ્ઠ ૫૭૫" ઉપર પોતાનો અભિપ્રાય ટાંકતાં નીચે પ્રમાણે જણાવે છે કે–"શ્રી સ્થૂલભદ્રજી મહારાજના સમયમાં નવ નંદોએ ૧૫૫ વર્ષ રાજ્ય કર્યું. બાદ તેનો ઉચ્છેદ કરી ચાણાક્યે ચંદ્રગુપ્ત રાજાને રાજ્યસિંહાસન પર બેસાડ્યો. જૈનમતધારક ચંદ્રગુપ્ત રાજા શ્રાવક હતો, જેઓનું વૃત્તાંત 'પરિશિષ્ટ પર્વ' અને 'ઉત્તરાધ્યયન વૃત્તિ' તથા 'આવશ્યકવૃત્તિ'માં મળી આવે છે. સંપ્રતિ રાજાનું રાજ્ય ભરતખંડ અને ગંગાની પેલી બાજુ સિંધુપારના અનેક દેશોમાં હતું. સંપ્રતિ રાજાએ પોતાના નોકરોને જૈનસાધુઓનો વેશ પહેરાવી, પોતાના સેવક રાજાઓ જેવા કે શક, યવન અને ફારસાદિદેશોમાં તથા આંધ્ર, દ્રાવિડ અને મહારાષ્ટ્રમાં મોકલ્યા. તેઓએ તે દેશના રાજાઓને જૈનસાધુઓના આહાર, વિહાર અને આચારાદિ સર્વે બતલાવ્યા અને સમજાવ્યા. ત્યારપછી સાધુઓનો વિહાર તે દેશોમાં કરાવી ત્યાંની પ્રજાને જૈનધર્મી બનાવી. સંપ્રતિ રાજાએ જૈનમંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. સંપ્રતિ રાજાની બનાવેલી જૈનપ્રતિમાઓ તો અમે સેંકડો જોઇ છે."

પાંચમા પટ્ટધર ચૌદ પૂર્વધર શ્રી યશોભદ્રસ્વામી કે જેઓ મહાવીરનિર્વાણ પછી પહેલી શતાબ્દી મધ્યે થઇ ગયા તેઓએ ભવિષ્યમાં સંપ્રતિ રાજા જૈનપ્રતિમાઓનો આરાધક થશે એ પ્રમાણેનું ભવિષ્ય 'વનચુલીયા' નામના આગમ સૂત્રનું દર્શાવ્યું હતું. તે ગ્રંથની ગાથાઓ નીચે મુજબ છેઃ—

भणइ जसभद्दसूरि, सुओवओगेण अग्गिदत्तमुणि ॥
सुणसु महामाय जहा, सुअहिलणमह जहा उदओ ॥ १ ॥

मुरूकाओ वीरपहुणो, दुसएहिय एगनवइ अहिएहिं ॥
वरिसाइ संपइ निवो, जिणपडीमाराहओ होही ॥ २ ॥



**સાહિત્યસંગી સાક્ષરવર્ય**
**મુનિરાજ શ્રી પુન્યવિજયજી**

ઉપરોક્ત મુનિવર "ઉત્તર હિંદુસ્તાનમા જૈનધર્મ" નામના પુસ્તકના ઉપોદ્ઘાતમા જણાવે છે કે "મહાવીર પછીના યુગમા મહારાજા કોણિક, ઉદાયન, નંદ વંશના રાજાઓ અને તેમના શકડાલ, શ્રીયક વિગેરે મહાઅમાત્યો તેમજ મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્ત અને મહાન્ સંપ્રતિરાજ વિગેરે રાજાઓ જૈન હતા તે સિવાય અનેક રાજવીઓએ આ કાળે જૈન ધર્મ પ્રતિ સહાનુભૂતિ રાખવી હતી

ઉપરોક્ત સર્વ રાજાઓ પૈકી મહારાજા સંપ્રતિનુ સ્થાન જૈન ધર્મના ઇતિહાસમા ઉજ્જવળ કારકીર્દીભર્યુ ને અતિ ગૌરવવંતુ છે મહાન્ સંપ્રતિ માત્ર પોતે જ જૈન ધર્મી હતો એટલુ જ નહિ પણ તેણે વૈદિક સંસ્કૃતિપ્રાધાન્ય આંધ્ર, દ્રાવિડ વિગેરે દેશોમા જૈન ધર્મનો ઝંડો ફરકાવ્યો હતો ભગવાન મહાવીરના આજસુધીમા ૨૫૦૦ વર્ષના ઇતિહાસમા મોટા પાયા પર જૈન ધર્મનો પ્રચાર અને અભિવૃદ્ધિ કરનાર આવી પ્રભાવશાળી વિભૂતિ બીજી એક પણ ઉત્પન્ન થઈ નથી કે જેને પ્રતાપે જૈન સૂત્રકારોને પોતાના મૌલિક રીતરિવાજોમા પરિવર્તન કે ઉમેરો કરવાની ફરજ પડી હોય

"શ્રી યશોભદ્રસૂરિ મહારાજે સૂત્રના ઉપયોગથી અગ્નિદત્ત મુનિને કહ્યું કે-'શ્રુતની નિંદા અને ઉદય જેમ થવાનાં છે તેમ સાંભળ. વીર પ્રભુના નિર્વાણ પછી ૨૯૧ વર્ષે જૈન પ્રતિમાઓનો આરાધક **સંપ્રતિ** (મગધનો) રાજા થશે."

આ ભવિષ્યવાણી શ્રી મહાવીરનિર્વાણ પછી પહેલી શતાબ્દીમાં થઇ હતી. આ ઐતિહાસિક ઘટના પ્રાચીનથી પણ પ્રાચીન છે. આ ઘટનાથી શ્રી સંપ્રતિ રાજા જૈન જ સિદ્ધ થયા છે, માટે સાક્ષર મહાશયોએ આવા શાસ્ત્રીય પ્રમાણો જોઇને પોતાનો હઠાગ્રહ ત્યજી શ્રી સંપ્રતિ જૈનધર્મી રાજા હતા એવી સત્ય હકીકતને અવલંબવું જોઇએ.

ઈતિહાસવેત્તા શ્રીમદ્ **પુન્યવિજયજી** મહારાજ "ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ" નામના પુસ્તકના ઉપોદ્ઘાતમાં જણાવે છે કે-"મહાવીર પછીના યુગમાં મહારાજા કોણિક, ઉદાયન, નંદવંશી રાજાઓ અને તેમના શકડાલ, શ્રીયક વિગેરે મહાઅમાત્યો તેમજ મૌર્યવંશી મહારાજા ચંદ્રગુપ્ત અને મહાન્ સંપ્રતિરાજ વિગેરે રાજાઓ જૈન હતા તે સિવાય અનેક રાજવીઓએ આ કાળે જૈનધર્મ પ્રતિ સહાનુભૂતિ દાખવી હતી.

ઉપરોક્ત સર્વે રાજાઓ પૈકી મહારાજા સંપ્રતિનું સ્થાન જૈનધર્મના ઇતિહાસમાં ઉજ્જવળ કારકીર્દીભર્યું ને અતિ ગૌરવવંતું છે. મહાન્ સંપ્રતિ માત્ર પોતે જ જૈનધર્મી હતો એટલું જ નહિ પણ તેણે વૈદિક સંસ્કૃતિપ્રાધાન્ય આંધ્ર, દ્રાવિડ વિગેરે દેશોમાં જૈન-ધર્મનો ઝંડો ફરકાવ્યો હતો. ભગવાન મહાવીરના આજ સુધીના ૨૫૦૦ વરસના ઇતિહાસમાં મોટા પાયા ઉપર જૈનધર્મનો પ્રચાર અને અભિવૃદ્ધિ કરનાર આવી પ્રભાવશાળી વિભૂતિ બીજી એક પણ ઉત્પન્ન થઇ નથી કે જેને પ્રતાપે જૈન સૂત્રકારોને પોતાના મૌલિક રીત-રિવાજોમાં પરિવર્તન કે ઉમેરો કરવાની ફરજ પડી હોય.

જૈન પ્રજાનું આ એક મહાન્ દુર્ભાગ્ય છે કે તેને ત્યાં એક વ્યક્તિએ શરૂ કરેલ કાર્યને સાંગોપાંગ પાર ઉતારનાર કે પોષનાર પ્રાણવાન કોઇ પાછળ નથી હોતું. જેવી રીતે જૈનધર્મના પ્રચારની બાબતમાં મહાન્ સંપ્રતિની પાછળ કોઇ એના જેવી વિભૂતિ પાકી નથી તેવી જ રીતે જૈન સાહિત્ય, કળા, શિલ્પ, વિજ્ઞાન વિગેરેના વિકાસના ક્ષેત્રોમાં જે ગણીગાંઠી વ્યક્તિઓ આપણે ત્યાં જન્મી છે તેના સ્થાનને શોભાવનાર બીજી વ્યક્તિઓ પણ આપણે ત્યાં વિરલ જન્મી છે."

આજકાલ આ બાબતની વર્તમાનપત્રમાં ઘણી રીતે ચર્ચા ચાલી રહી છે. તે શ્રદ્ધા વિના ગ્રાહ્ય થઈ શકતી નથી, પણ સાથોસાથ તેમાં વિતંડાવાદનો સમાસ થતો જાય છે. સાક્ષર મહાશયો પૂર્વધર પુરુષના કથન પર ઊંડી ગવેષણા કરશે તો મહારાજા સંપ્રતિ રાજા વિષે પ્રાચીન બીના શ્રદ્ધાપૂર્વક સત્ય સમજાશે અને પોતાના જ્ઞાનમાં વધારો કરશે.

મહારાજા સંપ્રતિનો જન્મ મૌર્યવંશી કુણાલને ઘેર થયો. તે વખતે એમનાં માતાજી

શરતથી જૈન જ હતાં આ બીના ઉપર ધ્યાન દઈ, હંસ જેવી બુદ્ધિ રાખવી. ચિંતામણી રત્નને ફેંકી દેવા જેવી વાતો કરવી તે ખરેખર વિરોધાત્મક આત્માઓ માટે દિલગીર થવા જેવું છે.

ઉપર પ્રમાણેના સમર્થ સૂરીશ્વરોના અભિપ્રાયો મહારાજા સંપ્રતિની ઐતિહાસિક ઘટનામાં રજૂ કરવામાં અમો સમર્થ થયા છીએ કે જેની અણી પ્રસંગે ખાસ જરૂરિયાત હતી. અમોને (મહારાજા સંપ્રતિની ચર્ચા અંગે) પોતાના ઉચ્ચ કોટીના અભિપ્રાયો આપનાર સમર્થ સૂરીશ્વરોના પણ અમો આભારી છીએ. વળી અમો સંપ્રતિની વિરોધાત્મક રીતે ચર્ચા ઉપાડનાર વિદ્વાનોનો પણ આ સ્થળે આભાર માનીએ છીએ, કારણ કે ચર્ચાને જ અંગે મહાન્ સંપ્રતિનો ઇતિહાસ ગ્રંથારૂઢ કરવાનું અમોને આજે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. જો મહારાજા સંપ્રતિના અંગે વાદી પ્રતિવાદી સ્વરૂપે જોસબંધ આંદોલન જાગ્યું ન હોત તો સંપ્રતિનો ઇતિહાસ આજે જે પ્રમાણે પ્રાચીન ગ્રંથો અને ઇતિહાસોમાંથી છણાઈ આ ગ્રંથ દ્વારા અને હવે પછીના ગ્રંથો દ્વારા જૈનસમાજને સમજવા મળશે તેવો સુંદર પ્રસંગ કદાપિ કાળે ઉપલબ્ધ ન થાત.



# પ્રકરણ ૧૬ મું.

## દિગ્વિજયી સમ્રાટ સંપ્રતિનો સ્વર્ગવાસ (ઇ. સ. પૂર્વે. ૨૦૩–વીરનિર્વાણ ૩૨૩.)

ભારતના ઈતિહાસમાં પ્રભાવશાળી ત્રિખંડ ભોક્તા રાજવી તરીકે રાજ્ય ભોગવનાર મૌર્યવંશી ચતુર્થ મહારાજા સંપ્રતિ અવન્તી અને મગધમાં અવારનવાર રહેતા હતા. મગધ સામ્રાજ્ય ઉપર મહારાજા સંપ્રતિવતી તેના કાકા દશરથ રાજ્યપ્રતિનિધિ તરીકે વહીવટ સંભાળતા હતા.

અવન્તીનો રાજ્યવહીવટ મહારાજા સંપ્રતિના લઘુ બંધુ શાલીસુત સંભાળતા હતા. આ બન્ને રાજ્યપ્રતિનિધિઓ ઉપર મહારાજા સંપ્રતિની દેખરેખ ઘણી જ સુંદર રહેતી, તેમ જ રાજ્યવ્યવસ્થા પણ મહાજનના સહકારથી પ્રજાકીય પાર્લામેન્ટરી પદ્ધતિએ ચાલતી હતી, જેના યોગે કોઈ પણ જાતની ગેરવ્યવસ્થા કે અસંતોષ દેખાતાં નહિ. આ પ્રમાણે મહારાજા સંપ્રતિએ મગધ સામ્રાજ્ય ઉપર ૩૨ વર્ષ સુધી રાજ્ય કર્યું. બાદ મગધ–પાટલિપુત્રમાં રહેલ મહારાજાની તબિયત અસ્વસ્થ થઈ એટલે મહારાજાએ મગધ સામ્રાજ્યનો વહીવટ સંભાળતાં પોતાના કાકાને જ મગધ સમ્રાટ તરીકે રાજ્યતિલક કર્યું. આ પ્રમાણે મગધ સામ્રાજ્યની ગાદી ઇ. સ. પૂર્વે ૨૦૩ કહેતાં વીરનિર્વાણ ૩૨૩ માં મહારાજા દશરથના હાથમાં આવી

મહારાજા દશરથના રાજ્યાભિષેક બાદ મહારાજા સંપ્રતિની તબિયત વિશેષ અસ્વસ્થ થઈ અને તેઓ ટૂંક સમયમાં જ પોતાની પાછળ યુવરાજ તરીકે વૃષભસેન તથા અન્ય રાજકુમારોને મૂકી સ્વર્ગવાસી થયા મહારાજાના દેવલોકવાસથી સમસ્ત ભારતમાં અતિશય શોકની લાગણી પ્રવર્તી રહી અને ભારને ધર્મપ્રભાવિક શ્રેષ્ઠ રાજવી ગુમાવ્યો.



## પ્રકરણ ૧૭ મું.

---

### સમ્રાટ સંપ્રતિની સંસ્કૃત કથા

શ્રી દેવાગુપ્તાચાર્યે નવતત્ત્વ પ્રકરણ રચ્યું છે. તે નવતત્ત્વ પ્રકરણ પર શ્રીમદ્ નવાંગી ટીકાકાર અભયદેવસૂરિએ ચૌદ ગાથાનું ભાષ્ય રચ્યું છે, જ્યારે વૃત્તિ શ્રીમાન્ યશોદેવ સૂરિએ રચી છે. અભયદેવસૂરિજી મહારાજે આ સંપ્રતિની સંસ્કૃત કથા લખી તે વિ. સં. ૧૧૭૪ માં અણુહીલપુરપાટણમાં શ્રી સિદ્ધરાજ જયસિંહને અર્પણ કરી હતી. આ કથાનકમાં શ્લોક ૧૫૬ પછી આઠમી અને દશમી શતાબ્દી વચ્ચે રચાએલ નિશીથ ભાષ્યની શહાદત આપવામાં આવી છે, જેને અંગે આ કથા પ્રમાણભૂત મનાય છે. આ કથાના સંપૂર્ણ વાચનથી એ સિદ્ધ થશે કે સમ્રાટ્ સંપ્રતિનું અસ્તિત્વ હતું અને તેઓએ ભારતને જૈન મંદિરમય બનાવ્યું હતું.

### श्री संप्रतिनृप कथा. ( नवतत्त्वविवरणान्तर्गता )

अत्रैव भरतक्षेत्रे, दक्षिणार्द्धस्य मण्डने । समस्ति मध्यमे खण्डे, पुरं पाटलिपुत्रकम् ॥ १ ॥
तत्रासीच्चन्द्रगुप्ताख्यो, राजा मौर्यकुलोत्तमः । नमत्सामन्तसंघात–मौलिमाल्यार्चितक्रमः ॥२॥
नन्दमुत्सार्य यो राज्ये, चाणक्येन निवेशितः । स्वाभिमानस्य सिद्ध्यर्थं, बुद्धिकौशलशालिना ॥३॥
तस्यासीद्दाक्ष्यदाक्षिण्य–सौजन्यप्रमुखैर्गुणैः । भूपिता धारिणीदेवी, स्ववंशाकाशकौमुदी ॥४॥
विषयान्सेवमानस्य, प्रेमसारं तया सह । पौलोम्येव सुरेन्द्रस्य, तस्य कालः सुखं ययौ ॥५॥
इतश्च विषसम्मिश्रं, नृपतेस्तस्य भोजनम् । ददाति मंत्रिचाणक्यो, नित्यं तत्साहनाकृते ॥६॥
अन्यदा धारिणीदेवी, जाता गर्भभरालसा । जज्ञे तदनुभावेन, दोहदोऽस्या मनोरमः ॥ ७ ॥
एकासनोपविष्टेन, स्वभर्त्रा भूभुजा समम् । एकस्थालगतं भोज्यं, भुञ्जेऽहं सुरसं यथा ॥८॥
लज्जया न च सा भर्तुः, शशाक गदितुं ततः । क्षीयतेऽनुदिनं राज्ञा, पृष्टा चैवं कदाचन ॥९॥
स्वाधीनेऽपि महीनाथे, मयि प्राणप्रिये प्रिये, ! । किं ते न पूर्यते ? येन, त्वमेवं क्षीयसे वद ॥१०॥
त्रपाभरावनम्रास्या, सोवाच प्राणनाथ ! मे । जातो गर्भानुभावेन, दोहदस्तद्वशादयम् ॥११॥

भूपतिः प्राह कीदृक्षस्तयाऽभाणि त्वया सह। एकासनगता भुञ्जे, सद्भोज्यं त्वत्करार्पितं ॥१२॥
किमत्र दुष्करं कान्ते!, निजगाद नृपस्ततः। प्राप्ते भोजनकाले च, तामाहूय न्यवीविशत् ॥१३
स्वकीयार्द्धासने चित्र–मणिरत्नविराजिते। निविष्टः स्वकरेणास्यै,ददौ भोज्यं स्वभाजनात् ।१४।
विस्मृतं चास्य तद्भोज्यं, यथेदं विषभावितम्। अत्रान्तरे समायातश्चाणाक्यस्तं ददर्श च ॥१५॥
अवादीत्स ततो हा हा, न सुंदरमिदं कृतं। यदस्यै विषसम्मिश्रं, भोजनं प्रददौ भवान् ॥१६॥
यतो व्यापादितानेन, न केवलमियं त्वया। संभाव्यमानसछद्मा, गर्भोऽप्यस्या विनाशितः १७
वदतैवैवमाकृष्य, चाणक्येन कृपाणिकाम्। विदार्योदरमेतस्या, गर्भ आचकृषे लघु ॥१८॥
धृत्वा घृतादिमध्ये च, कियन्त्यपि दिनान्यमुम्। स तथा पालयामास, यथासौ पुष्टिमागतः।१९
केवलं यस्तदा तस्य, मस्तके बिंदुकोऽपतत्। मातुर्विषान्नकवलात्स, तेनांकितशीर्षकः ॥ २० ॥
बिंदुमाराभिधः ख्यातिं, जगाम गुणमन्दिरम्। कलाकलापदेहाभ्यां, वृद्धिं प्राप क्रमेण च ।२१।
श्रीचन्द्रगुप्तराजे च, देवभूयं गतेऽन्यदा। राजा स एव संजातो, जातिमान् ख्यातविक्रमः ।२२।
एकान्तेऽभाणि धात्र्या च, पुत्र! सर्वाप्यसौ तव। राज्यश्रीरार्यचाणक्य–प्रसादेन समागता॥२३
तस्मादमुष्य सततं, गुरुरत्नमहोदधेः। प्रवर्त्यं सम्यगेवेति, स तथैव प्रवर्त्तते ॥ २४ ॥
अन्यदैकान्तवर्त्त्येष, नन्दसत्केन मंत्रिणा। सुबन्धुनाऽभ्यधाय्येवं, देव! यद्यपि ते वयं ॥ २५ ॥
विपक्षपक्षवर्तित्व–सम्भावनबहिष्कृताः। तथाऽप्येतस्य पट्टस्य, हितं विज्ञपयामहे ॥ २६ ॥
चाणक्यो यो महामंत्री, भवत्सन्मानभाजनम्। क्षुद्रः प्रकृत्या खल्वेष, निःशूकः पापकर्मणि २७
त्वदीय जननी यस्माद्विक्रोशन्त्यतिविस्वरम्। कुक्षिं विदार्य पापेन, प्रेषिता यममंदिरम्॥२८॥
अकृत्यं कृत्यमथवा, तदेतस्य न विद्यते। तस्मादात्मा त्वयाप्यस्माद्रक्षणीयः प्रयत्नतः ॥२९॥
एतदश्रद्दधानेन, तद्वचस्तेन भूभुजा। पृष्टा स्वधात्री किं सत्यमिदमम्ब! न वा वचः ॥३०॥
सावोचन्मुग्धभावेन, पुत्र! सत्यं ततो रुषा। आगच्छन्तममुं दृष्ट्वा, नृपस्तस्थौ पराङ्मुखः ।३१।
ततो विज्ञाय चाणक्यो, भूपं दुर्जनभावितम्। द्रुतं निवर्त्य तत्स्थाना–दाजगाम निजं गृहं ।३२।
स्वबान्धवान्समाहूय, शिक्षयित्वा यथोचितं। देवगुर्वादिकृत्येषु, स्वद्रव्यं विनियोज्य च ।३३।
एकापवरकस्यान्तर्मञ्जूषां विनिवेश्य च। तन्मध्ये स्थापयमास, दिव्यवाससमुद्गकं ॥३४॥
लिखितं पत्रकं चैकं, क्षिप्त्वा तत्र स्वयं त्वसौ। प्रदाय तालकान्याशु, निर्जगाम ततो गृहात् ।३५।
आगत्य नगरद्वारमिंगिनीमरणोद्यतः। मध्येकारीषमासीनो, विहितानशनक्रियः ॥ ३६ ॥
ज्ञात्वा व्यतिकरं चैनं, राज्ञो धात्री बभाण तम्। पुत्र त्वयार्यचाणक्ये,किमीदृशमनुष्ठितम् ।३७।
यत एतत्प्रसादेन सम्राज्ञो राज्यविस्तरः। सर्वमूलधनं चैतज्जीवितं तव वर्त्तते ॥ ३८ ॥

किञ्च—

स्वजीवितार्थिना येन, न पापं स्त्रीवधोत्थितं। गणितं न च लोकानाम–पवादोऽतिदारुणः ॥३९॥

एवं निवेद्य सर्वाऽपि, कथा पूर्वा सविस्तरा। तथा निवेदिता तस्य, पश्चात्तापं यथा गतः ।४०।
ततस्तत्क्षामणाहेतोर्निर्जगाम पुराद्वहिः । परिवारयुतो राजा, दृष्ट्वा तं च तथास्थितं ॥४१॥
विलग्य पादयोः कृत्वा, प्रणामं तस्य भूपतिः । लज्जावनम्रवदनो, बभाषे गद्गदाक्षरम् ॥४२॥
क्षम्यतामपराधोऽयमेकमागम्यतां गृहम् । अविचारितकारित्वं, नो विधास्येऽन्यदा पुनः ।४३।
क्षमाधना महात्मानो, भवन्ति प्रणते तथा । अत उत्थीयतां तात !, प्रसादः क्रियतां मयि ।४४।
चाणक्योऽप्यवदत्पुत्र !, न मे कोपोऽधुना क्वचित् । तदुत्तिष्ठ गृहं याहि, गृहीतानशनो ह्यहम् ४५
इत्युक्त्वा मौनमास्थाय, यावदेष पुनः स्थितः। वन्दित्वा क्षमयित्वा च, तावद्राजा गृहं गतः ४६
सुबन्धुरपि विज्ञाय, तच्चेष्टां कुटिलाशयः । चिन्तयामास यद्येष, कथंचिद्गृहमेष्यति ॥४७॥
तदास्मद्दंशनामापि, नूनमुच्छेत्स्यतेऽमुना । ततो विज्ञपयामास, सप्रश्रयमिलापतिम् ॥४८॥
यथाऽयं देव ! चाणक्यः, समभावव्यवस्थितः । पूजार्हस्त्वदनुमत्या, पूजामस्य करोम्यतः ४९
एवं कुर्वित्यनुज्ञातो, भूपालेनैष मायया । पूजां कर्तुमथारेभे, पुष्पगन्धादिभिर्वरैः ॥ ५० ॥
धूपमुद्राहयन्नेव, करीषान्तर्न्यपातयत् । ततोऽसावेकमङ्गार-मलक्षितमिहापरैः ॥ ५१ ॥
अत्रान्तरे विलोक्येव, दुर्बुद्धेस्तस्य चेष्टितम् । प्रतीकारासमर्थत्वाद्रविरस्तमुपागतः ॥ ५२ ॥
पश्यन्त्या एव मे पश्य, कीदृगेष विचेष्टते । इति रोषारुणेवासीत्संध्या रागच्छलादलम् ॥५३॥
तथा दृष्ट्वेव तन्मृत्युमप्रतीकारमागतम् । तमश्छन्ना दिशो जाताः, शोकेनेवान्धकारिताः ५४
सुबन्धुरपि संतुष्टः, समीहितविधानतः । काञ्चित्कालकलां स्थित्वा, जगाम स्वगृहं ततः ।५५।
वायुं सहचरं प्राप्य, करीषान्तर्गतोऽनलः । सोऽपि तं दग्धुमारेभे, समभावव्यवस्थितम् ।५६।

अपि च—

चाणक्यश्चिन्तयामास, रे जीव ! भवतैव यत् । उपार्जितं पुरा दुःखं, तत्तवैतदुपस्थितम् ॥ ५७ ॥
विद्वेषं मा गमस्तस्मात्कस्याप्युपरि विक्लवः । जैनमार्गममेवेह, चिन्तयस्व समाहितः ॥५८॥
यस्मादमुत्र संसारे, सर्वे जीवा अनन्तशः । शत्रुत्वं मित्रभावं च, तत्रापन्ना अनेकधा ॥५९॥
यथैते ते तथैतेषां, त्वं चैवं तेन मा कृथाः । कर्मारिविजये सखायौ, सुबन्धुसचिवे रुषम् ॥६०॥
एवं सर्वेषु जीवेषु, समभावं विभावयन् । उच्चारयन्नमस्कारं, पञ्चानां परमेष्ठिनाम् ॥ ६१ ॥
लोकाग्रगतसिद्धानां, दददालोचनां तथा । व्रतान्यनुस्मरन् भक्त्या, दग्धोऽसौ जातवेदसा ।६२
वृन्दारकः समुत्पेदे, देवलोके महर्द्धिकः । विशुद्धध्यानयोगेन, तदानीमस्तकल्मषः ॥ ६३ ॥
सुबन्धुरपि गच्छत्सु, दिवसेष्वथ केषुचित् । जज्ञे प्रसादसत्पात्रं, बिन्दुसारस्य भूपतेः ॥ ६४ ॥
स्वावासार्थं ययाचे च, चाणक्यगृहमन्यदा । भूपतिः तदनुज्ञातः, प्रविवेश मुदा सकृत् ॥६५॥
एकापवरकं तत्र, दृष्ट्वा यत्नेन तालितम् । लोभादुद्घाटयामास, मञ्जूषां तत्र वीक्ष्य च ॥६६॥

अहो ! प्रधानरत्नानि, भविष्यन्त्यत्र निश्चितम् । इति बुद्ध्या विपाट्यैनां,ददर्शान्तः समुद्गकम्६७
वीजकानि निधानानां, सन्त्यमुत्रेति वाञ्छया । उद्घाट्य वीक्षते यावत्तावद्गन्धानवैक्षत ॥६८॥
लिखितं पत्रकं चैकं, तत आघ्राय तानसौ । पत्रकं वाचयामास, प्रहर्षापूर्णमानसः ॥ ६९ ॥
आघ्राय य इमान् गन्धान्, ब्रह्मचर्यादिसेनया । न स्थास्यति व्रतीवाशु, स यास्यति यमान्तिकं
एतत्परीक्षणार्थं चा-घ्राप्य गन्धानिमान्नरम् । विषयान् भोजयामास, पञ्चाप्येकं समैथुनान्॥७१
ततः परासुतां प्राप्तं, दृष्ट्वा तमचिरादसौ । तस्थौ तपस्विवत्त्वैव, जीवितव्यं रिरक्षिषुः ॥७२॥
दध्यौ च कौशलं बुद्धे-रहो चाणाक्यमंत्रिणः । म्रियमाणेन येनाहं, जीवन्नपि मृतः कृतः ॥७३॥
अभव्यभावतश्चैष, मुनिवृत्तावपि स्थितः । न मुनित्वफलं लेभे, लप्स्यते वा न जातुचित् ॥७४॥
इतश्च बिन्दुसारस्य, पृथिवीतिलकाभिधा । अभूत् प्राणप्रिया देवी, पुत्रस्तस्या अजायत ॥७५॥
विलसत्पत्रसच्छायः, प्रधानसुमनोहरः । न केवलमशोकश्रीर्यो, नाम्ना चरितेन च ॥ ७६ ॥
कलाकौशलशाली च, यौवनस्थो यदाजनि । यौवराज्यपदे पित्रा, तदासौ विनिवेशितः ॥७७॥
मृत्युपर्यवसानत्वाज्जीवलोकस्य चान्यदा । पितर्युपरते राजा, सैव मन्त्र्यादिभिः कृतः ॥७८॥
राज्यं पालयतस्तस्य, कुणालाख्यः सुतोऽजनि । बालस्यैवास्य माता च, मृता दैवनियोगतः ॥७९
सपत्नीमातृभीत्या च, यौवराज्ये निवेश्य तम् । प्रधानमंत्रिसामन्त–समेतं विससर्ज सः ॥८०॥
कुमारभुक्तिदत्तायामुज्जयिन्यां नृपोऽस्य च । स्वहस्तलिखितांल्लेखान् , स्नेहात्प्रेषयते सदा॥८१॥
कलाग्रहणयोग्यं च, विज्ञायैनमथान्यदा । तदीयमंत्रिणामेवं, लिलेखाध्याप्यतामसौ ॥ ८२ ॥
अनुद्रानाक्षरं लेखमसंवर्त्य विमुच्य च । तत्रैव तं समुत्तस्थौ, राजा स्वतनुचिंतया ॥ ८३ ॥
इतः सपत्नमात्रा च, नृपान्तिकनिविष्टया । तत्रस्थो ददृशे लेखो, गृहीत्वा वाचितश्च सः ॥८४॥
स्वपुत्रस्य ततो राज्यमिच्छन्त्या कज्जलं दृशः।समादाय नखाग्रेण,कुमारोऽन्ध्याप्यतां कृतम्॥८५
न च तल्लक्षितं राज्ञा, कुर्वता प्रतिवाचनाम् । संवर्त्य प्रेषयामास, तं तेषां तत्र भूपतिः ॥ ८६ ॥
असम्भाव्यं तमर्थं च, दृष्ट्वा ते तत्र मंत्रिणः । विलक्षवदनाः सन्तश्चिन्तयामासुरीदृशम् ॥ ८७ ॥
स्नेह क्व नु कुमारेऽस्य ? क्व चादेशोऽयमीदृशः ? । दारुणोऽस्माकमित्येवं, नेदं सङ्गतिमङ्गति ८८
किञ्चापरस्य कस्यापि, खलस्येदं विचेष्टितम् । चिन्तयत्स्वेवमेतेषु, कुमारो लेखमग्रहीत् ॥८९॥
प्रवाच्य स्वयमेवामुमब्रवीदिदमञ्जसा । नास्माकं मौर्यवंश्यानामाज्ञा प्रतिहता क्वचित् ॥ ९० ॥
तत्किं प्रथममेवाहमागतां जानकीमिमाम् ? आज्ञामतिक्रमिष्यामि, स्वशरीरार्थलम्पटः ॥९१॥
तस्मादहो ! नरा शीघ्रं, ज्वलज्ज्वलनभासुरां । तप्तां लोहशलाकां मे, समर्प्पयत सत्वरम् ॥९२॥
इत्युक्त्वा तां समानाय्य, वारयत्स्वपि मंत्रिषु । अक्षिणी अञ्जयामास, तया निर्भयमानसः॥९३॥
तत्क्षणे च समुत्तस्थौ, हाहारवविमिश्रितः । आक्रन्दः सर्वलोकस्य, पुरयन्निव रोदसी ॥ ९४ ॥
जीवलोकं कुमारोऽपि, तत्क्षणादक्षिनाशतः । सर्वमस्तं गतं मेने, स्वालोकरहितत्वतः ॥ ९५ ॥

तं वृत्तान्तं परिज्ञाय, राज्ञा शोकपरेण च। व्यचिन्ति चिन्तितं कार्यमन्यथा जातमन्यथा ॥९६॥
तदेतत्सत्यमेवेह, विद्वद्भिर्यदुद्घुष्यते। कार्यसिद्धिर्न चिन्तातः, किन्तु दैवनियोगतः ॥९७॥
राज्यस्यायोग्य एवायं, तदिदानीमजायत। ततोऽदायि नृपेणैको, ग्रामोऽस्मै तुच्छजीवनः॥९८॥
उज्जयिनी पुरी दत्ता, सपत्नीतनयस्य तु। कुमारभुक्तिरासीद्या, तां तदा पालयत्यसौ ॥९९॥
निजसम्प्राप्तिसन्तुष्टः, कुणालस्त्वविषण्णधीः। तस्थौ तत्रैव गन्धर्व-विनोदासक्तमानसः॥१००॥
शरच्छ्रीनामिका तस्य, भार्या वर्यकुलोद्भवा। भुञ्जानस्य तया भोगान्, गतः कालः कियानपि॥
पुत्रोऽन्यदा समुत्पेदे, तस्या दैवनियोगतः। ततः कुणालो निर्गत्य, ग्रामादज्ञातचर्यया ॥१०२॥
बभ्राम नगरग्राम-मण्डितां मेदिनीमिमाम्। कालेन कियताप्यापत्पुरं पाटलिपुत्रकं ॥१०३॥
तत्र मन्त्र्यादिगेहेषु, गायता तेन रञ्जितः। तथा जनः समग्रोऽपि, यथाऽसावेवमादत्तः ॥१०४॥
किं किन्नरोऽथ गन्धर्वः,किंश्वायं सुरगायनः?। प्रच्छाद्य निजमाकारमेको गायति सुस्वरः॥१०५
राज्ञः पुरोऽन्यदा लोकैरेवमेवोदितं ततः। कौतुकाकृष्टमनसा, नृपेणाह्वायितश्च सः ॥१०६॥
एष प्रवर्त्तितो गातुं, धृत्वा यवनिकान्तरे। हीनाङ्गं येन पश्यन्ति, प्राणिनं न नृपोत्तमाः ॥१०७॥
आवर्जितस्तथा राजा, गायता तेन सुस्वरम्। वृणीष्व वरमित्येवं, बभाण त्वरया यथा ॥१०८॥
ततो विज्ञाय राजानं, स्वगीतपरितोषितम्। प्रस्तावपाठकः श्लोकं, पपाठ प्रणयादसौ ॥१०९॥
प्रपौत्रश्चन्द्रगुप्तस्य,बिन्दुसारस्य पौत्रकः। पुत्रोऽशोकश्रियो राज्ञः,काकिनीं याचतेऽन्धकः॥११०
राजा तु मम पुत्रोऽयमिति साश्रुविलोचनः। उत्सार्य तिरस्करिणीं, तमुत्संगे न्यवीविशत् ॥१११
अभाणीच्च यथा पुत्र!, किमल्पं याचितं त्वया। उदितं मन्त्रिभिर्भूप! नेदमल्पं यत शृणु ॥११२॥
सन्न्यायोपात्तवित्तानां, सत्त्व एव स्थितात्मनाम्। निर्व्याजकृतधर्माणां, राज्ञां राज्यं हि काकिनी
ततोऽवादीत्पुना राजा, वत्सान्धः किं करिष्यति?। त्वं राज्येन स तूवाच, पुत्रो मे देव! विद्यते
जजल्प नृपतिः पुत्र, उदपादि कदा तव। विनयप्रह्वशिरसा, तेनोचे तात! सम्प्रति ॥११५॥
सम्प्रतीत्येव नामास्य, ततो राज्ञा निवेशितम्। आनाय्य शुभलग्ने च, राज्ये स स्थापितो मुदा॥
कालक्रमेण जातश्च, भूपतिश्चण्डशासनः। साधितं चार्द्धभरतं, नीत्या वर्द्धयता श्रियम्॥११७॥
असिद्धपूर्वाः पूर्वेषामुन्मत्ताः स्वीयसंपदा। अनार्याः किल ये लोका,ग्राहितास्तेऽपि शासनं॥११८
अन्यदा तस्य भूभर्तुरवन्तिपुरवासिनः। प्रासादे रममाणस्य, स्वमित्रैः सह लीलया ॥११९॥
जीवत्स्वामिकां प्रतिमां, वन्दितुं समुपागताः। भ्रमन्तो रथयात्रायां, स्वगृहाङ्गणवर्त्तिनः॥१२०
युक्ताश्चतुर्विधेनापि, श्रीसङ्घेन महात्मना। दृष्टिगोचरमाजग्मुराचार्यसुहस्तिनः ॥ १२१ ॥
ततोऽसौ चिन्तयामास, स्मरणोन्मुखचेतसा। दृष्टपूर्वा इवामी मे, प्रतिभान्ति मुनीश्वराः॥१२२
क्व पुनर्वीक्षिता एते, इतीहापोहवर्त्तिनः। मूर्च्छामगच्छदतुच्छास्य, सर्वतस्तन्वती तमः॥१२३
प्रत्यासन्नजनेनासौ, तत्श्चान्दनवारिणा। प्रसिक्तो वीजितश्चाशु, तालवृन्तानिलादिभिः॥१२४

ततोऽसौ लब्धचैतन्यो, जातिस्मरणपूर्वकम्। उत्थाय क्षणमात्रेण, सूरीणामन्तिकं गतः॥१२५
वन्दित्वा भावसारं च,पप्रच्छ विनयानतः। भगवन्! जिनधर्मस्य,सेवितस्येह किं फलम्?॥१२६
उवाच सूरिर्मोक्षोऽस्य, सुचीर्णस्य फलं नृप!। स्वर्गो वा तदसंप्राप्तौ,तथा चोक्तमिदं वचः॥१२७

" जिणधम्मफलं मोक्खो, सासयसोक्खो जिणेहिं पन्नत्तो।
नरसुरसुहाइं अणुसंगयाइं, इह किसिपलालंव " ॥ १ ॥

भूयोप्यभिदधौ राजा, सामायिकफलं वद। तस्याव्यक्तस्य भो! राज्यमित्यवादीन्मुनीश्वरः॥
संजातप्रत्ययो राजा, प्रमोदभरनिर्भरः। अब्रवीदेवमेवैतत्त्वं, यथाऽऽत्थ मुनिप्रभो!॥१२९॥
किञ्च प्रत्यभिजानीथ, यूयं मां किं न वाधुना?। वितथं चेद्ब्रूत तत्कोऽहं? समाधायाथ सोऽब्रवीत्
कौशाम्ब्यां भो! महापुर्यामासीस्त्वं द्रमकः पुरा। अन्यदा तां वयं याता, विहरन्तो यथाविधि॥
अन्योऽप्यस्मद्गुरुभ्राता,ज्येष्ठ आर्यमहागिरिः। वसतेस्तत्र साङ्कघ्यात्पृथगासीद्व्यवस्थितः १३२
ततोऽस्मद्व्रतिनो भिक्षा-निमित्तं धनिनो गृहे। धनाढ्यसार्थवाहस्य, प्रविष्टाः शान्तचेतसः१३३
सार्थवाहेन दृष्टाश्च, सद्भक्त्या प्रतिलाभिताः। मोदकाद्यैर्वरैः खाद्यैर्दुर्भिक्षेऽपि तदा किल॥१३४
इतश्च द्रमकत्वेन, भिक्षार्थं त्वमुपागतः। तदेव गृहमालोक्य, लब्धभिक्षांस्तथा यतीन्॥१३५
याचयामास तानेव, भिक्षाग्रासं त ऊचिरे। अस्मद्गुरव एवास्य, स्वामिनो न पुनर्वयम्॥१३६
ततस्तत्पृष्ठलग्नस्त्वं, मत्समीपं तदागतः। याचितवांश्च मां भिक्षां, साधुभिश्च न्यवेदि मे॥१३७
अस्मत्सकाशतोऽप्येष, पूर्वं याचितवानिति। उपयुज्य श्रुते ज्ञात्वा, शासनाधारतां तव॥१३८॥
अभाष्यत मया भद्र! गृहाण त्वं व्रतं मम। येनाभीष्टं तवाहारं, परिपूर्णं प्रदापये॥ १३९॥
प्रतिपन्ने वचस्यस्मिंस्त्वया दत्तं मया तदा। सामायिकं तवाव्यक्तं, दीक्षादानपुरस्सरम्॥१४०
भोजनं च तथाभीष्टं, यावत्तृप्ति विधापितः। अत्याहारात्ततो जाता, तदानीं ते विसूचिका॥१४१
गाढतद्वेदनाग्रस्तः, क्षीणत्वादायुषो द्रुतम्। मृत्वोत्पन्नः कुणालस्य, स त्वं पुत्रो नृपोत्तम॥१४२

तदेवमेषा तव राज्यसंपदव्यक्तसामायिकभावलभ्या।
तस्मादमुत्रानुभवप्रसिद्धे, व्यक्तेऽपि कुर्याः सुतरां प्रयत्नम्॥ १४३॥
श्रुत्वैतत्सूरिवचः प्रणम्य चरणौ च मुनिवरस्य नृपः।
इदमब्रवीत्त्वदीयः प्रभो! प्रसादः समस्तो मे॥ १४४॥
यदि नाकरिष्यत भवान्, निर्व्याजदयानिधिर्मयीश! कृपाम्।
मृत्वा बुभुक्षयार्त्तस्तदाहमपतिष्यमशुभगतौ॥ १४५॥

तदेषा राज्यसम्पत्तिः, सप्ताङ्गप्रविराजिता। सदाज्ञैश्वर्यसंपन्ना, सर्वा मे त्वत्प्रभावतः॥१४६॥
तस्मात्त्वमेव मे नाथ!,पिता माता गतिः पतिः। प्रकाशदीप आश्वासद्वीपस्त्राणं च सर्वतः॥१४७॥

किन्तु सामायिकं कर्त्तुं, त्वदुक्तमहमक्षमः। तस्मान्मदुचितं किंचिद्धर्मानुष्ठानमादिश ॥१४८॥
ततः श्रावकधर्मोऽस्य, गुरुभिः प्रतिपादितः। तत्प्रभृत्येव तं कर्तुमादृतोऽसावभून्नृपः ॥१४९॥

तथा हि—

वंदते जिनबिम्बानि, पूजां कृत्वाष्टभेदिकाम्। कुरुते संघसम्मानं, विधत्ते जीवरक्षणम् ॥१५०॥
दत्ते दीनादि दानं च, जिनहर्म्याणि सर्वतः। उद्धारयति जीर्णानि, कारयते नवानि च ॥१५१॥

किं बहुना—

तदासौ भक्तिसम्पन्नः, स्वराज्ये भूमिमंडलं। जिनचैत्यगृहैर्दिव्यैर्विधापयति भूषितम् ॥१५२॥
येऽपि प्रत्यन्तसामन्तास्तेऽपि तेन मनीषिणा। साधुसन्निधिमानीय,ग्राहिता धर्म्ममुत्तमम्॥१५३॥
रथयात्रा विचित्राश्च,स्थाने स्थाने प्रवर्तिताः। कर्त्तुं प्रभावनां जैन-शासनस्य गरीयसीम् ॥१५४॥
यात्रामहामहः पूर्वमुज्जयिन्यां यतः पुरि। कारितस्तत्र मिलिताः, सामन्ता भणितास्ततः॥१५५॥
स्वस्थानेषु भवन्तोऽपि,कारयन्तां महामहं। जिनहर्म्येषु मन्यध्वं, भो! यूयं यदि मां प्रभुम्॥१५६

तथा चोक्तं निशीथभाष्ये—

" जइ मं जाणह सामिं, समणाणं पणमहा सुविहियाणं।
दव्वेण मे न कज्जं, एयं खु कयं पियं मज्झ ॥ १ ॥

वीसज्जिया य तेणं, गमणं घोसावणं सरज्जेसु।
साहूण सुहविहारा, जाया पच्चंतिया देसा" ॥ २ ॥

" घोषणामातोद्घोषणारूपाम् "

अणुजाणे अणुजाई, पुप्फारुहणाइं उक्किरणगाइं।
पूयं च चेइयाणं, तेऽवि सरज्जेसु कारिंति ॥ ३ ॥

अनुयानं रथयात्रा तत्रानुयाति स राजा समस्तसामन्तादिपरिवृतः। पुष्पारोहणानि माल्यारोपणानि ' उक्किरणगाइं ' इति रथपुरतः पुष्पवृष्ट्यादिरूपाणि। पूजां च चैत्यानां सपर्यां च जिनबिम्बानां राजा करोति। तच्च दृष्ट्वा तेऽपि प्रत्यन्तनृपा अन्ध्रद्रविडमहाराष्ट्रादि-स्वामिनः स्वराज्येषु सर्वं कारिंति उपलक्षणत्वात्कुर्वन्ति कारयन्ति चेत्यर्थः।

रजन्याः पश्चिमे यामे,सुखसुप्तोत्थितो नृपः। धर्म्मजागरिकां जाग्रच्चिन्तयामास सोऽन्यदा ॥१५७
प्रवर्त्तयामि साधूनां, सुविहारविधित्सया। अन्ध्राद्यनार्यदेशेषु, यतिवेषधरान् भटान् ॥ १५८ ॥

येन व्रतिसमाचार-वासनावासितो जनः। अनार्योऽप्यन्नदानादौ, साधूनां वर्त्तते सुखम् ॥१५९॥
चिन्तयित्वेत्थमाकार्यानार्यानेवमभाषत। भो! यथा मद्भटा युष्मान्, याचन्ते मामकं करं॥१६०
तथा दद्यात तेऽप्यूचुः, कूर्म एवं ततो नृपः। तुष्टस्तान् प्रेषयामास, स्वस्थानं स्वभटानपि ॥१६१॥
सत्तपस्विसमाचार-दक्षान् कृत्वा यथाविधि। प्राहिणोन्नृपतिस्तत्र, बहूंस्तद्वेषधारिणः ॥१६२॥
ते च तत्र गतास्तेषां, वदन्त्येवं पुरः स्थिताः। अस्माकमन्नपानादि, प्रदेयं विधिनामुना॥१६३॥

तथा हि—

द्विचत्वारिंशता दोषैर्विशुद्धं यद्भवेन्नहि। तन्नैव कल्पतेऽस्माकं, वस्त्रपात्रादि किञ्चन ॥ १६४ ॥
आधाकर्मादयश्चामी, दोषा इत्थं भवन्ति भोः!। तच्छुद्धमेव नः सर्वं, प्रदेयं सर्वदैव हि ॥१६५॥
न चात्रार्थे वयं भूयो, भणिष्यामः किमप्यहो!। स्वबुद्ध्या स्वत एवोचैर्यतध्वं स्वामितुष्टये॥१६६॥
इत्यादिभिर्वचोभिस्ते, तथा तैर्वासिता दृढम्। कालेन जज्ञिरेऽनार्या, अप्यार्येभ्यो यथाऽधिकाः१६७
अन्येद्युश्च ततो राज्ञा, सूरयो भणिता यथा। साधवोऽन्ध्रादिदेशेषु, किं न वो विहरन्त्यमी॥१६८॥
सूरिराह न ते साधु–समाचारं विजानते। राज्ञोचे दृश्यतां तावत्कीदृशी तत्परिक्रिया ॥१६९॥
ततो राजोपरोधेन, सूरिभिः केऽपि साधवः। प्रेषितास्तेषु ते पूर्वं, वासनावासितत्वतः ॥१७०॥
साधूनामन्नपानादि, सर्वमेव यथोचितम्। नीत्या सम्पादयन्ति स्म, दर्शयन्तोऽतिसंभ्रमम्॥१७१॥
सूरीणामन्तिकेऽन्येद्युः, साधवः समुपागताः। उक्तवन्तो यथाऽनार्या, नाममात्रेण केवलम्॥१७२॥
वस्त्रान्नपानदानादि-व्यवहारेण ते पुनः। आर्येभ्योऽभ्यधिका एव, प्रतिभान्ति सदैव नः ॥१७३॥
तस्मात्सम्प्रतिराजेनानार्यदेशा अपि प्रभो!। विहारयोग्यतां याताः, सर्वतोऽपि तपस्विनाम् १७४
श्रुत्वैवं साधुवचनमाचार्यार्यसुहस्तिनः। भूयोऽपि प्रेषयामासुरन्यानन्यांस्तपस्विनः ॥ १७५ ॥
ततस्ते भद्रका जाताः, साधूनां देशनाश्रुतेः। तत्प्रभृत्येव ते सर्वे, निशीथेऽपि यथोदितम्॥१७६॥

" समणभडभाविएसुं, तेसुं देसेसु एसणाईहिं ।
साहू सुहं विहरिया, तेणं ते भद्दया जाया " ॥ १ ॥

एवं सम्प्रतिराजेन, यतीनां सम्प्रवर्त्तितः। विहारोऽनार्यदेशेषु, शासनोन्नतिमिच्छता ॥१७७॥
किञ्च स्वकीयनगरे, कान्दुकादिजना अपि। तेन राज्ञैवमादिष्टाः, साधुदानप्रवृत्तये ॥ १७८ ॥
यदहो! साधुलोकस्योपकाराय प्रजायते। तद्देयं भवद्भिस्तस्मै, मूल्यं दास्याम्यहं तु वः ॥१७९॥
तथा प्राग्भवरङ्कत्वं, स्मरता तेन दुःसहम्। स्वपुरस्य प्रतोलीषु, चतसृष्वपि कारितम् ॥१८०॥
अवारितद्विपन्मित्रं, महासत्रचतुष्टयम्। प्रवर्त्तितं महादानं, तत्र दीनादिवांछया ॥ १८१ ॥
दत्तशेषं च यत्तत्र, महानसिकसंहतेः। तदाभाव्यं ततो राज्ञा, ते पृष्टा अन्यदेदृशम् ॥१८२॥
यदत्र दत्तशेषं भोः!, तेन यूयं विधत्त किम्। त ऊचुर्देव! सर्वं नः, स्वगृहेषूपयुज्यते ॥१८३॥

राज्ञोदितं यतिभ्यस्तद्दातव्यमस्मदाज्ञया। युष्माकं त्वीप्सितं वित्तमहं दास्यामि तत्कृते॥१८४॥
ततस्ते सर्वमेव स्म, राजादेशेन कुर्वते। साधूनामन्नपानादि, सुप्रापं सर्वतोऽप्यतः ॥१८५॥
एतच्चातिप्रसङ्गेन,विलोक्यार्यमहागिरिः। भो! भो! अनेषणेत्येवं, बभाणार्यसुहस्तिनम्॥१८६॥
सोऽपि शिष्यममत्वेन, प्रत्युवाच विदन्नपि। अनेषणीयवस्त्रान्नाद्यादानं साधुसंहतेः ॥१८७॥*
राज्ञि धर्मिणि धर्म्मिष्ठाः,पापे पापाः समे समाः। राजानमनुवर्तन्ते,यथा राजा तथा प्रजाः १८८
तस्माद्राजानुरागेण, धर्म्मपक्षाश्रयादसौ। जनो भक्तिपरो दत्ते, यतिभ्योऽनेषणात्र का?॥१८९॥
तत एकत्र संभोगं, सूरिरार्यमहागिरिः। आर्यसुहस्तिना सार्द्धं, त्यक्तवान् संस्मरन्निदम्॥१९०॥
"सिरिकप्पे सिरिछंदे,तुल्लचरित्ते विसिट्ठतरए वा। साहूहिं संथवं कुज्जा,नाणीहिं चरित्तजुत्तेहिं ।१।
सिरिकप्पे सिरिछंदे, तुल्लचरित्ते विसिट्ठतरए वा। आपज्ज भत्तपाणं, सएण लाभेण वा तुस्से"२
तत आर्यसुहस्ती च, पश्चात्तापमुपागतः। निवृत्तोऽकल्प्यसेवातो, मिथ्यादुष्कृतमब्रवीत्॥१९१॥
एवं चैकत्र संभोगं,भूयोऽप्यार्यमहागिरिः। तस्यानुज्ञातवान्सोऽपि,मोचयित्वाथ भूपतिम्॥१९२॥
सहार्यमहागिरिणा, विजहारान्यत्र संयमी। कुर्वाणो भव्यलोकस्य, प्रतिबोधं विशुद्धधीः॥१९३॥
इतः सम्प्रतिराजोऽपि,धर्म्मकृत्यपरायणः। नीत्या तु पालयन् राज्यं,प्रशमादिगुणान्वितः।१९४।
जीर्णोद्धाररथयात्रा–जिनहर्म्यविधापनाः। जिनबिम्बप्रतिष्ठाश्च, कारयन्नमलाशयः ॥ १९५ ॥
सम्यक्त्वस्य गुणस्थैर्यं,परां शुद्धिमुपानयन्। परिपाल्य चिरं श्राद्ध–धर्म्मवृत्त्या समाहितः॥१९६॥
परमेष्ठिनमस्काराद्याराधनविधानतः। पर्यन्तसमये धीमान्मृत्वा प्राप्तः सुरालयम् ॥ १९७ ॥
ततश्च्युतः सुमानुष्य–सुदेवत्वादिभावतः। क्रमेण लप्स्यते सिद्धिं, सर्वकर्म्मक्षयोद्भवाम्॥१९८॥
एवं सम्प्रतिराजेन, सम्यक्त्वं धारितं यथा। शुश्रूषाधर्म्मरागाद्यैर्धारणीयं तथा परैः ॥१९९॥



*શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજીરચિત આ કથામાં શ્રી આર્યમહાગિરિજી અને શ્રી આર્યસુહસ્તી મહારાજની સંભોગી ગોચરીના અંગે જે હકીકત શ્લોક ૧૮૬–૧૯૦ માં દર્શાવી છે તે વીર નિર્વાણ ૧૫૫ માં મહારાજા ચંદ્રગુપ્તને મૌર્યવંશની રાજગાદી પ્રાપ્ત થયાના હિસાબે થાય છે; જ્યારે અમારી રાજકાળગણના પ્રમાણે મહારાજા ચંદ્રગુપ્તનો રાજઅમલ મગધ ઉપર વીર નિર્વાણ ૨૧૦ થી શરૂ થાય છે; નહિં કે વી નિ. ૧૫૫ એટલે શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તીની ગોચરીની વિભક્તતાના સમયે સમ્રાટ્ સંપ્રતિનો જન્મ પણ થયો ન હતો, જે બીના અમો આ ગ્રંથમાં વારંવાર જણાવી ગયા છીએ. આના અંગે આ ગ્રંથના પૃષ્ઠ ૨૮૫ થી ૨૮૯ સુધીની હકીકત વાંચવા અમો વાચકોને ખાસ ભલામણ કરીએ છીએ. આ સંસ્કૃત કથાની માત્ર આટલી જ હકીકતથી કાળગણનાને અંગે અમો જુદા પડીએ છીએ. બાકીનો ભાગ અમોને માન્ય છે. આ મતભેદક કાળગણનાની સમીક્ષા અર્થે અમારે આઠમો ખંડ આ ગ્રંથમાં દાખલ કરવો પડ્યો છે; કારણ કે કાળગણનાને લગતો મતભેદક પ્રશ્ન અમારી દૃષ્ટિ બહાર નથી. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યરચિત "ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર" અને "પરિશિષ્ટ પર્વ"માં પણ અભયદેવસૂરિના લખાણને મળતું જ વર્ણન છે.

—લેખક.



શ્રી લક્ષ્મણીતીર્થનું ત્રણ મજલાવાળુ ભવ્ય મંદિર.

આ મંદિરમાં બિરાજમાન કરવામાં આવેલ પ્રાચીન પ્રતિમાઓ સં. ૧૯૯૧ ના કાર્તિક માસમાં ખેતરનુ ખોદકામ કરતાં મળી આવી છે. મૂર્તિઓ મનોહર અને સમ્રાટ સંપ્રતિના સમયની છે, જે સંપ્રતિના અસ્તિત્વને સાબિત કરવા માટે અતિ અગત્યનો દાર્શનિક પુરાવો છે. આ સ્થળ તીર્થક્ષેત્ર તરીકે ધીમે ધીમે પ્રસિદ્ધિમાં આવતું જાય છે. લક્ષ્મણીતીર્થ એ પુરાતન સમયનું લક્ષ્મણપુર મનાય છે. આ સ્થળની આસપાસના ખંડિયેરોમાં અગર તો ટેકરા-ટેકરીઓ પર ખોદકામ કરવામાં આવે તો પ્રાચીન સંશોધનને લગતાં ઘણા સુંદર તત્ત્વો સાંપડી શકે તેમ છે. આ તીર્થની યાત્રા મનને પ્રમોદ પ્રગટાવે તેવી તેમજ આહ્લાદકારક નીવડે એવી છે.

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

# પ્રકરણ ૧૮ મું

## સમ્રાટ્ સંપ્રતિની સાબિતીનો દાર્શનિક પુરાવો : શ્રી લક્ષ્મણી તીર્થ.

અલીરાજપુર સ્ટેટમાં અલીરાજપુરથી પાંચ માઇલ દૂર **લક્ષ્મણી** (લક્ષ્મણપુર) નામે એક ગામ **સુખડ** નદીના તટ ઉપર આવેલું છે. અહીં માત્ર ૨૦–૨૫ ભીલોના ઘરની વસ્તી છે.

બાલુ નામનો ભીલ ખેડૂત વિ. સંવત્ ૧૯૯૧ ના કારતક શુદ એકમના પ્રભાતે હળ-ખેડનનું મુહૂર્ત કરવા સહકુટુંબ પોતાને ખેતરે ગયો. પ્રભુના નામનું સ્મરણ કરી તેણે હળને જમીન પર મૂકી પોતાના કામની શરૂઆત કરી. ભાગ્યે જ આ હળ કુવાકાંઠેથી ૧૫–૨૦ કદમ આગળ વધ્યું હશે એટલામાં તો હળના દાંતાઓ પત્થરની નક્કર ચીજ સાથે મજબૂત રીતે ભેરવાઈ ગયા અને હળ આગળ જઈ શક્યું નહિ એટલે આ આસ્તિક ખેડૂતે કાંઇક દૈવી ચમત્કાર છે એવું માની તરત જ ગામના કેટલાક ખેડૂતોને બોલાવ્યા.

ત્યારબાદ તેણે આ જગ્યાને અક્ષત કુમકુમથી વધાવી અને પ્રભુનું નામસ્મરણ કરવા-પૂર્વક સૌએ મળી હળને બહાર ખેંચી કાઢ્યું. હળ ખેંચતાની સાથે જ ત્રણ ફુટની એક ખંડિત પાષાણની પ્રતિમા હળના દાંતાઓમાં ભેરવાએલી બહાર નીકળી આવી.

આ પ્રતિમા બહાર આવ્યા બાદ તે જગ્યાએ બીજી પ્રતિમાઓ પણ તેઓને દેખાઇ એટલે એકત્રિત થએલ ભીલ ખેડૂતોએ તુરત જ ખોદકામ બંધ કર્યું; અને આ હકીકતના સમાચાર તેઓએ અલીરાજપુર સ્ટેટને તથા ત્યાંના મહાજનને પહોંચાડયા.

અલીરાજપુરના ધર્મી નરેશ મહારાજા સર પ્રતાપસિંહજી કે. સી. એસ. આઇ. રાજ્ય અમલદારો, સમાચાર મળતાં જ ખોદકામ કરનારા મજૂરો સાથે આ સ્થળે આવી પહોંચ્યા. મહાજનના અગ્રેસરો પણ અતિ ઉત્સાહથી આવી પહોંચ્યા.

બહાર નીકળેલ ઉપરોક્ત ખંડિત પ્રતિમા પ્રભુ મહાવીરની પ્રાચીન પ્રતિમા છે એમ જણાયું. બાદ બીજી પ્રતિમાઓ પણ નીકળશે એવો સંભવ માનીને એકત્રિત થએલ જૈનોએ અપૂર્વ ઉત્સાહપૂર્વક આ ખોદકામના કાર્યમાં સાથ આપ્યો.

સૌની આશ્ચર્યતા વચ્ચે વધુ ખોદકામ કરતાં ૭ ફુટના સમચોરસ ભૂ-ભંડારમાંથી એક પછી એક ચૌદ પાષાણ પ્રતિમાઓ સવા ફુટથી ચાર ફુટ સુધીની ઊંચાઈની પ્રાપ્ત થઈ, જેમાં કેટલીક મહારાજા સંપ્રતિની નિશાનીવાળી હતી.

બાદ આ સ્થળે ધર્માત્મા નરેશની સહાયતાથી જૈન મહાજને ત્રણ દિવસનો અપૂર્વ ઉત્સવ ઉજવ્યો, હજારો ભાવુક માણસો આ પ્રતિમાઓનાં દર્શનાર્થે ઊતરી પડયાં અને આ ખેતર એક તીર્થભૂમિ તુલ્ય બન્યું.

રાજ્યના સહકારથી જૈન મહાજને આ પ્રતિમાઓ અલીરાજપુરના દેવમંદિરે રાખવાનું ઠરાવ્યું, અને તે મુજબ પ્રતિમાઓને સંભાળપૂર્વક લઇ જવાની તૈયારી કરવામાં આવી.

ઉપરોક્ત પ્રતિમાઓમાંથી અગિયાર પ્રતિમાઓ તો સહેલાઈથી ઉંચકવામાં આવી, પરંતુ મોટામાં મોટી બીજી ત્રણ પ્રતિમાઓ ઉંચકવા અનેકવિધ પ્રયાસો કર્યા છતાં ઊચકી શકાઇ નહિ. દૈવી શકિત તરફથી તેનું રોકાણ થતું હોય તેમ દેખાયું એટલે ધર્માત્મા નરેશ અને જૈન મહાજને ઠરાવ કર્યો કે અહીં જ નૂતન મંદિર બાંધી આ પ્રતિમાઓને તેમાં પધરાવીશું અને તીર્થોદ્ધાર કરીશું.

આ પ્રમાણે ઠરાવ થયા પછી ત્રણે પ્રતિમાઓને ત્યાં રાખવાની વિધિસરની ગોઠવણ કરવામાં આવ્યા બાદ ભાવપૂર્વક ઉપરોક્ત ત્રણે પ્રતિમાઓ ઉંચકી તો તુરત જ તે પ્રતિમાઓ ફૂલના દડાની માફક ઉંચકાઇ અને તેને યોગ્ય સ્થળે મૂકવામાં આવી. બાકીની અગિયાર પ્રતિમાઓને અલીરાજપુરના જૈન મંદિરે લઇ જવામાં આવી.

આજે ૭ વર્ષના ગાળામાં શ્રી અલીરાજપુરનું મહાજન ચતુર્વિધિ જૈન સંઘની સહાયતાથી લક્ષ્મણીમાં પ્રાચીન બાંધકામ ઉપર ત્રણ ભવ્ય મંદિરો બાંધવા સમર્થ થયું છે, જ્યાં અલીરાજપુરમાં રાખેલ ઉપરોક્ત અગિયાર પ્રતિમાઓને પાછી લાવી, વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી આ ત્રણ પ્રતિમાઓ સાથે ત્યાં બિરાજમાન કરવામાં આવી છે.

આજે આ તીર્થ પ્રાચીન તીર્થોની ગણતરીમાં આવ્યું છે. હજારો જૈનોએ દૂર દૂરના દેશોમાંથી આવી દર્શનનો લાભ લીધો છે અને લે છે. અમો પણ આ પ્રાચીન તીર્થના દર્શનનો લાભ લેવા ખાસ ભલામણ કરીએ છીએ.

આ પ્રમાણે મહારાજા સંપ્રતિના સમયનું માળવાના એક પ્રાચીન તીર્થનું સંશોધન ચાલુ ઈતિહાસને પુષ્ટિ આપે છે. સબબ અહીંની પ્રતિમાઓ મહારાજા સંપ્રતિની નિશાનીઓવાળી છે, જે સંપ્રતિના અસ્તિત્વના દાર્શનિક પુરાવારૂપ છે.

સંવત ૧૯૯૧ માં અમોને (લેખકને) પ્રાચીન ઐતિહાસિક સંશોધનના અંગે શ્રી અલીરાજપુર સંઘનું આમંત્રણ મળવાથી અમારે ત્યાં ત્રણ-ચાર વખત જવું પડયું હતું. જેમાં અમારા સંશોધનને પરિણામે આ તીર્થ લગભગ ત્રણ હજાર વર્ષો પૂર્વનું પ્રાચીન દેખાયું. લગભગ અઢી માઇલના ઘેરાવામાં મંદિરોના ખંડિયેરો દેખાયાં. કેટલાક ખંડિયેર.

ઉપર માગધી અને પાલી ભાષાના શિલાલેખો કોતરેલા દેખાયા, તેમજ બાવન જિનાલયના ખંડિયેરની ખુરસીઓ પણ દેખાઇ. આ સ્થળે પ્રાચીન કાળમાં એક ભવ્ય શહેર હોય એવું અમોને ખંડિયેરો ઉપરથી દેખાયું.

આ ઉપરાંત સનાતન ધર્મની કેટલીક પ્રાચીન ખંડિત પ્રતિમાઓ પણ અમારી નજરે ચઢી, જેમાં શ્રી હનુમાનજીની એક ભવ્ય ખંડિત પ્રતિમા તથા રાધાકૃષ્ણની પણ એક પાષાણમાં કોતરેલી પ્રતિમા હતી. એ સિવાય એક વાવમાં ઉત્તમ નકશીકામવાળું ભોંયરું અમોને દેખાયું કે જે ભોંયરાનાં સંશોધનની ખાસ જરૂરિયાત છે. તેવી જ રીતે અહીં એક બીજી ઊંડી વાવ માટીવડે પૂરેલી દેખાઇ.

આ સિવાય અહીંના ભીલો પાસે તપાસ કરતાં જણાયું કે આવી પ્રાચીન મૂર્તિઓ તો આખાયે માળવાના ખેતરોમાંથી મળી આવે તેમ છે. તેઓમાંના વૃદ્ધોએ અમોને જણાવ્યું કે અમારી માહિતી પ્રમાણે મુસ્લીમ રાજ્યામલ અગાઉ માળવામાં તો પાંચ પાંચ ગાઉના અંતરે આવાં મંદિરોની હારમાળા હતી.

આ તીર્થના સંશોધનને અંગે અમોએ અલીરાજપુર શહેરમાં પણ ભ્રમણ કર્યું. ત્યાંથી અમોને માહિતી મળી કે આ શહેર આ સ્થળે લગભગ ૧૫૦ વર્ષથી મહાદેવના મંદિરના કારણે વસ્યું છે. અલીરાજપુર નરેશના પૂર્વજો અહીં નિત્ય મહાદેવનાં દર્શને આવતા હતા. તેમણે દૈવી આજ્ઞા પ્રમાણે આજનું અલીરાજપુર શહેર વસાવ્યું છે કે જ્યાં પૂર્વે ફક્ત જંગલ અને મહાદેવનું મંદિર હતું. આ શહેર અને રાજ્યમહેલ આદિના બાંધકામમાં લક્ષ્મણીના ખંડિયેરોના પત્થરોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો. સેંકડો ઘરોમાં આ કોરણીવાળો પત્થર ત્યાંસુધી વપરાયો કે તેની માત્ર નિશાનીઓ જ ખંડિયેર તરીકે કાયમ રહી.

આ પ્રમાણે લક્ષ્મણીના વપરાએલા પત્થરો અમોને બતાવવામાં આવ્યા, જે ઉપરથી અમારી માન્યતા વધુ દૃઢ થઈ કે આ તીર્થ મૌર્ય રાજકાળ દરમિયાન પૂર્ણ ઉદયને પામેલું, સમૃદ્ધિવાન અને વિશાળ ઘેરાવાવાળું હોવું જોઇએ, કે જ્યાં ઓછામાં ઓછાં સો મંદિરો હોવાં જોઇએ. તેવી જ રીતે અહીંની ( માળવાની ) ભૂમિના ખંડિયેર દેખાતા મંદિરોની નજદિકમાં અથવા તો ખેતરોમાં કૂવાકાંઠે મંદિરોની પ્રતિમાઓ તેમજ કિંમતી ખજાનો ભંડારેલો હોવો જોઇએ.

આને લગતો અમારા સંશોધનને લગતો ટૂંકો રિપોર્ટ મુંબઇ સમાચાર અને અન્ય પત્રો-દ્વારા ઘણી વખત બહાર પડ્યો છે, જેના અંગે આજે આ તીર્થ એક આદર્શ તીર્થ બન્યું છે.

## આ તીર્થને અંગે ઐતિહાસિક પુરાવાઓ—

" સુકૃત સાગર " નામના ગ્રંથના આઠમા તરંગમાં આ તીર્થને લગતી નીચે પ્રમાણે નોંધ મળી આવે છે. આ ગ્રંથ રત્નમંડન ગણીનો રચેલો છે.

વિક્રમ સંવત્ ૧૩૪૦ ના મહા સુદ પાંચમના દિવસે ઝાંઝણ કુમારે આચાર્યશ્રી ધર્મ-ઘોષસૂરિના ઉપદેશથી માંડવગઢથી એક સંઘ કાઢેલ, જે સંઘ કુમારના મોસાળ બાલપુર થઇ

ચિતોડગઢ, ગિરનાર, સિદ્ધાચલ ( શત્રુંજય ), પાલણપુર, પ્રભાસપાટણ, કર્ણાવતી, ત્રંબાવતી અને ગોધરા થઈ " લક્ષ્મણપુર " ( લક્ષ્મણી ) આવેલ. અહીંના જૈન સંઘે તેનું સુંદર સ્વાગત કર્યું હતું. આ સંઘ અહીંથી પાછો માંડવગઢ ગયો હતો. આ ઝાંઝણ કુમારનો જન્મ અલીરાજપુર સ્ટેટના નાનપુર ગામના દેદાશા નામે ઓસવાળના પુત્ર પેથડકુમારને ત્યાં થયો હતો. પાછળથી પેથડકુમાર માંડવગઢના મંત્રી બન્યા હતા.

આ સંઘમાં લગભગ અઢી લાખ યાત્રાળુઓ હતા. સંઘની નિમંત્રણ પત્રિકાઓ દેશ-દેશાવરમાં મોકલવામાં આવી હતી. સંઘમાં બાર દહેરાસરો, બાર હજાર ગાડાં અને બાર સંઘપતિઓ હતા. પચાસ હજાર પોઠીયાઓ હતા. તંબુઓ વિગેરે સામાન ઉપાડવા માટે ૧૨૦૦ ખચ્ચર તથા ઊંટો હતાં. સંઘની રક્ષા માટે માંડવગઢના રાજાએ ' ખેલ ' નામના મંત્રીને તથા ' સીધન ' નામના સેનાપતિને બે હજાર ઘોડેસ્વાર અને એક હજાર સૈનિકો સાથે મોકલ્યા હતા. જે સમયે અતિ ધામધુમપૂર્વક આ સંઘ લક્ષ્મણીની યાત્રાએ આવી પહોંચ્યો તે સમયે તેમાં સાત લાખ માણસો હતા. આ પ્રમાણે આવા મોટા સંઘની સુંદર વ્યવસ્થા લક્ષ્મણીના સંઘે કરેલી.

સુજ્ઞ વાચક, ઉપરોક્ત લખાણમાં લક્ષ્મણીના મહાજને વિ. સં. ૧૩૪૦માં યાત્રાએ આવેલ સંઘની વ્યવસ્થા કર્યાની હકીકત જાણી છતાં તે સમયે અહીં શ્રાવકોનાં ઘરો કેટલાં હતાં, દેવમંદિરો કેટલાં હતાં, આ શહેર કેવું હતું વિગેરે સંશોધનની જરૂરિઆત જણાઇ. જેના અંગે તપાસ કરતાં મુનિશ્રી જયાનંદરચિત " નિમાડ પ્રવાસ ગીતિકા " નામના ગ્રંથમાં વિ. સં. ૧૪૨૭ ની સાલનો એક લેખ લક્ષ્મણીની યાત્રાની નોંધને લગતો મળી આવ્યો. જેમાં જણાવ્યું છે કે " વિક્રમ સંવત ૧૪૨૭ માં માગસર વદ ત્રીજના દિવસે મેં અહીંની યાત્રા કરી છે. તે વખતે લક્ષ્મણીપુરમાં ૧૦૧ દેહરાસરો હતાં, બે હજાર શ્રાવકોનાં ઘરો હતાં કે જે શ્રાવકો શ્રમણોપાસક, ધનધાન્ય અને કનકના ભંડારોથી ભરપૂર અને સમૃદ્ધિશાળી હતા."

પેથડકુમારે લક્ષ્મણી તીર્થમાં એક દેહરાસર બંધાવેલું છે કે જે દેહરાસર એણે માળવામાં બંધાવેલ ચોર્યાસી દેહરાસરો પૈકીનું એક છે.

આ પ્રમાણે વિક્રમ સંવત ૧૪૨૭ સુધી માળવાની પ્રાચીન તીર્થભૂમિ તેમજ તીર્થ-મંદિરો આબાદીમાં હતાં

### નામ તેનો નાશ:—

પંદરમી સદીથી સત્તરમી સદી સુધીમાં મુસ્લીમ રાજ્યકર્ત્તાઓના ધર્મઝનૂનને લઇ દિલ્હીથી–ગુજરાત અને કાઠિયાવાડ સુધીના દેવાલયો તેમજ પ્રતિમાઓનાં ખંડન થયેલાં જેમાં ધર્મભૂમિ માળવાનું એવી રીતે તો છેદન ( નાશ ) થયું છે કે ત્યાંના ધર્મપ્રેમી મહાજને લોહીનાં છેવટનાં ટીપાં સુધી ધર્મનું રક્ષણ કરી, પ્રભાવશાળી પ્રતિમાઓને ભૂમિમાં ભંડારી ધર્મની ગૌરવતા સાચવી હતી.

આના અંગે વર્તમાન પુરાતત્ત્વશોધક સંસ્થાઓને અમો ભારપૂર્વક જણાવીએ છીએ કે તેઓ પોતાના સંશોધકોને લક્ષ્મણીતીર્થ મોકલે. તેમના સંશોધનમાં સમસ્ત માળવામાં પ્રાચીન કાળે ધર્મવૈભવ કેવો હતો તેની ખાતરી થશે એટલું જ નહિ પરંતુ મહારાજા સંપ્રતિના સમયની સેંકડો નહિ પરંતુ હજારો પ્રતિમાઓ ભૂભંડારમાંથી પ્રાપ્ત થશે.

× × ×

સમ્રાટ સંપ્રતિ સંબંધી જૈન ગ્રંથોમાં ઘણા ઉલ્લેખ છે તે પૈકી કેટલાક અમો રજૂ કરી ગયા છીએ. એક વધુ પુરાવો આ રહ્યો. મહારાજા સંપ્રતિની ગતિ તેમજ ધર્મપ્રચારને અંગે "श्री संप्रति नृपति चरित्रम्" નામે ખંડની સમાપ્તિ કરતાં ગ્રંથકર્તા જણાવે છે કે:—

दानपात्रं च तस्यापि, श्रावकश्राविकाजनः ।
स्वामिनास्यायि तद्वत्स !, गच्छ त्वमपि तत्पथम् ॥ १ ॥

अनुशास्ति गुरोस्तां स, निर्वृत्तेः पदवीमिव ।
आदाय परमानन्द-मग्नो धर्ममपालयत् ॥ २ ॥

आर्यानार्येषु देशेषु, हृदयस्थानके नृणाम् ।
स्वामाज्ञामिव सम्यक्त्व-मुवापावर्द्धयच्च सः ॥ ३ ॥

# ખંડ ૬ ઠ્ઠો.



## પ્રકરણ ૧ લું.

### મૌર્ય સામ્રાજ્ય પતનના માર્ગે.

ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૫૬, વીર નિર્વાણ ૩૨૩ થી ૩૭૦ સુધીના ૪૭ વર્ષના
મૌર્ય સામ્રાજ્યને સંક્ષિપ્ત ઇતિહાસ.

મૌર્ય મહારાજાએ

મહારાજા દશરથ ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૮૮ : ૧૫ વર્ષ.
મહારાજા શાલીસુક ઈ. સ પૂર્વે ૧૮૮ થી ૧૭૯ : ૯ વર્ષ.
મહારાજા દેવવર્મા ઇ. સ. પૂર્વે ૧૭૯ થી ૧૭૧ : ૮ વર્ષ.
મહારાજા શતધનુષ્ય ઈ. સ. પૂર્વે ૧૭૧ થી ૧૬૩ : ૮ વર્ષ.
મહારાજા બૃહદ્રથ ઇ. સ. પૂર્વે ૧૬૩ થી ૧૫૬ : ૭ વર્ષ.

યુગપ્રધાન આચાર્યો

શ્રી ગુણસુંદરજી મહારાજ વીરનિર્વાણ ૨૯૧ થી ૩૩૫ (૪૪ વર્ષ)
નિગોદવ્યાખ્યાતા શ્રી કાલકાચાર્ય વી. નિ. ૩૩૫ થી ૩૭૬ (૪૧ વર્ષ)

**આ** બંને આચાર્યો પૈકી શ્રી કાલકાચાર્યના સમયમાં એટલે વીરનિર્વાણ ૩૭૦ માં મૌર્ય સામ્રાજ્યને અંત આવ્યો. જૈન કાળગણુના પ્રમાણે મૌર્ય વંશે ૧૬૦ વર્ષ મગધની રાજ્યગાદી ઉપર રાજ્ય કર્યું. તેના છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી મગધ સામ્રાજ્યની રાજ્યગાદી હસ્તગત કરી, જેને ઉલ્લેખ 'તિત્થોગાલી પઇન્નય'ની નીચેની ગાથામાં માલૂમ પડે છે

जं रयणिं सिद्धिगओ, अरहा तित्थंकरो महावीरो ।
तं रयणिमवंतीए, अभिसित्तो पालयो राया ॥
पालगरण्णो सट्ठि, पुण पुण्णसयं वियाणि णंदाणम् ।
मुरियाणं सट्ठिसयं, पणतीसा पूसमित्ताणम् ( त्तस्स ) ॥

પ્રભુ મહાવીરના નિર્વાણના દિવસે પાલક રાજાનો રાજ્યાભિષેક થયો. પાલક રાજા ૬૦ વર્ષ. નન્દવંશ ૧૫૦ વર્ષ. મૌર્યવંશ ૧૬૦ વર્ષ.

બાદ પુષ્યમિત્રે મગધની રાજ્યગાદી પ્રાપ્ત કરી અને ૩૫ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું.

× × ×

મહારાજા દશરથને જગતના ઈતિહાસકારો સમ્રાટ્ અશોકના પુત્ર તરીકે વર્ણવે છે. જો કે તે બાબતમાં અમોને શંકા રહે છે. તેના અંગે બે મત હોવા છતાં જ્યારે બહુમતિ સમ્રાટ્ અશોકના પુત્ર તરીકે અને સમ્રાટ્ સંપ્રતિના કાકા તરીકે તેની તરફેણમાં જાય છે ત્યારે અમારે પણ એ જ વસ્તુ ગ્રહણ કરી બહુમતિને માન્ય રાખવાની જરૂરિયાત ઉપસ્થિત થાય છે.

આ મહારાજા દશરથે મૌર્ય સામ્રાજ્યની રાજ્યગાદી, મહારાજા અશોકના જીવનકાળ દરમિયાનમાં પણ મગધના સૂબા તરીકે ઈ. સ. પૂર્વે ૨૫૭ થી ભોગવવી શરૂ કરી હતી. ઈ. સ. પૂર્વે ૨૩૫ માં મહારાજા અશોકનો સ્વર્ગવાસ થતાં મહારાજા સંપ્રતિને રાજ્યગાદી મળી છતાં પણ મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પર્યંત સમ્રાટ્ સંપ્રતિના પ્રતિનિધિ તરીકે તેમણે જ સ્વતંત્રપણે મગધની ગાદી ભોગવી. ત્યારબાદ સમ્રાટ્ સંપ્રતિનો સ્વર્ગવાસ થતાં ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૮૮ સુધી તેમણે મગધ સમ્રાટ તરીકે ગાદી ભોગવી. એટલે મગધની રાજ્યગાદી ભોગવવાને ૬૯ વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી કોઈ પણ ભાગ્યશાળી થયું હોય તો તે મહારાજા દશરથ જ હતા.

ઈ. સ. પૂર્વે ૨૦૩ માં જ્યારે મહારાજા દશરથને રાજ્યગાદી મળી ત્યારે તે વયોવૃદ્ધ અવસ્થામાં હતા છતાં તેમના રાજ્યહક્કને માન આપવા ખાતર જ રાજ્યગાદી તેમને સુપ્રત કરવામાં આવી હતી. ખરી રીતે તો રાજ્યવહીવટ અન્ય રાજ્યપુત્રો જ સંભાળતા હતા.

મહારાજા સંપ્રતિની આજ્ઞાથી અવન્તીની ગાદી શાલીસુક સંભાળતો હતો. મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પછી સંપ્રતિ મહારાજાના યુવરાજ કુમાર વૃષભસેનને અવન્તીની રાજ્ય-ગાદી પ્રાપ્ત થઈ.

શાલીસુક સાથે વૃષભસેનનો અણબનાવ રહેવા લાગ્યો, જેના યોગે યુવરાજ વૃષભસેન, મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પછી પશ્ચિમોત્તર પ્રાંતોમાં બળવો જાગતાં ત્યાં જબરજસ્ત સૈન્ય લઈ

# ખંડ ૬ ઠ્ઠો.



## પ્રકરણ ૧ લું.

### મૌર્ય સામ્રાજ્ય પતનના માર્ગે.

**ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૫૬, વીર નિર્વાણ ૩૨૩ થી ૩૭૦ સુધીના ૪૭ વર્ષનો મૌર્ય સામ્રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.**

મૌર્ય મહારાજાઓ

મહારાજા દશરથ ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૮૮ : ૧૫ વર્ષ.
મહારાજા શાલીસુક ઈ. સ પૂર્વે ૧૮૮ થી ૧૭૯ : ૯ વર્ષ.
મહારાજા દેવવર્મા ઇ. સ. પૂર્વે ૧૭૯ થી ૧૭૧ : ૮ વર્ષ.
મહારાજા શતધનુષ્ય ઈ. સ. પૂર્વે ૧૭૧ થી ૧૬૩ : ૮ વર્ષ.
મહારાજા બૃહદ્રથ ઇ. સ. પૂર્વે ૧૬૩ થી ૧૫૬ : ૭ વર્ષ.

યુગપ્રધાન આચાર્યો

શ્રી ગુણસુંદરજી મહારાજ વીરનિર્વાણ ૨૯૧ થી ૩૩૫ (૪૪ વર્ષ)
નિગોદવ્યાખ્યાતા શ્રી કાલકાચાર્ય વી. નિ. ૩૩૫ થી ૩૭૬ (૪૧ વર્ષ)

આ બંને આચાર્યો પૈકી શ્રી કાલકાચાર્યના સમયમાં એટલે વીરનિર્વાણ ૩૭૦ માં મૌર્ય સામ્રાજ્યનો અંત આવ્યો. જૈન કાળગણના પ્રમાણે મૌર્ય વંશે ૧૬૦ વર્ષ મગધની રાજ્યગાદી ઉપર રાજ્ય કર્યું. તેના છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્યમિત્રે મારી મગધ સામ્રાજ્યની રાજ્યગાદી હસ્તગત કરી, જેનો ઉલ્લેખ 'તિત્થોગાલી પઇન્નય'ની નીચેની ગાથામાં માલૂમ પડે છે.

जं रयणिं सिद्धिगओ, अरहा तित्थंकरो महावीरो ।
तं रयणिमवंतीए, अभिसित्तो पालयो राया ॥
पालगरण्णो सट्ठि, पुण पुण्णसयं वियाणि णंदाणम् ।
मुरियाणं सट्ठिसयं, पणतीसा पूसमित्ताणम्( त्तस्स ) ॥

પ્રભુ મહાવીરના નિર્વાણુના દિવસે પાલક રાજાનો રાજ્યાભિષેક થયો. પાલક રાજા ૬૦ વર્ષ. નન્દવંશ ૧૫૦ વર્ષ. મૌર્યવંશ ૧૬૦ વર્ષ.

બાદ પુષ્યમિત્રે મગધની રાજ્યગાદી પ્રાપ્ત કરી અને ૩૫ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું.

× × ×

મહારાજા દશરથને જગતના ઈતિહાસકારો સમ્રાટ્ અશોકના પુત્ર તરીકે વર્ણવે છે. જો કે તે બાબતમાં અમોને શંકા રહે છે. તેના અંગે એ મત હોવા છતાં જ્યારે બહુમતિ સમ્રાટ્ અશોકના પુત્ર તરીકે અને સમ્રાટ્ સંપ્રતિના કાકા તરીકે તેની તરફેણમાં જાય છે ત્યારે અમારે પણ એ જ વસ્તુ ગ્રહણ કરી બહુમતિને માન્ય રાખવાની જરૂરિયાત ઉપસ્થિત થાય છે.

આ મહારાજા દશરથે મૌર્ય સામ્રાજ્યની રાજ્યગાદી, મહારાજા અશોકના જીવનકાળ દરમિયાનમાં પણ મગધના સૂબા તરીકે ઈ. સ. પૂર્વે ૨૫૭ થી ભોગવવી શરૂ કરી હતી. ઈ. સ. પૂર્વે ૨૩૫ માં મહારાજા અશોકનો સ્વર્ગવાસ થતાં મહારાજા સંપ્રતિને રાજ્યગાદી મળી છતાં પણ મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પર્યંત સમ્રાટ્ સંપ્રતિના પ્રતિનિધિ તરીકે તેમણે જ સ્વતંત્રપણે મગધની ગાદી ભોગવી. ત્યારબાદ સમ્રાટ્ સંપ્રતિનો સ્વર્ગવાસ થતાં ઈ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૮૮ સુધી તેમણે મગધ સમ્રાટ તરીકે ગાદી ભોગવી. એટલે મગધની રાજ્યગાદી ભોગવવાને ૬૯ વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી કોઈ પણ ભાગ્યશાળી થયું હોય તો તે મહારાજા દશરથ જ હતા.

ઈ. સ. પૂર્વે ૨૦૩ માં જ્યારે મહારાજા દશરથને રાજ્યગાદી મળી ત્યારે તે વયોવૃદ્ધ અવસ્થામાં હતા છતાં તેમના રાજ્યહક્કને માન આપવા ખાતર જ રાજ્યગાદી તેમને સુપ્રત કરવામાં આવી હતી. ખરી રીતે તો રાજ્યવહીવટ અન્ય રાજ્યપુત્રો જ સંભાળતા હતા.

મહારાજા સંપ્રતિની આજ્ઞાથી અવન્તીની ગાદી શાલીસુક સંભાળતો હતો. મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પછી સંપ્રતિ મહારાજાના યુવરાજ કુમાર વૃષભસેનને અવન્તીની રાજ્ય-ગાદી પ્રાપ્ત થઇ.

શાલીસુક સાથે વૃષભસેનનો અણુબનાવ રહેવા લાગ્યો, જેના યોગે યુવરાજ વૃષભસેન, મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ પછી પશ્ચિમોત્તર પ્રાંતોમાં બળવો જાગતાં ત્યાં જબરજસ્ત સૈન્ય લઈ

બળવાની શાંતિ અર્થે ગયો અને તે શાંતિનાં ઓઠાં નીચે પંજાબમાં જ સ્વતંત્ર રાજ્ય જમાવી ત્યાં રહ્યો. બાદ ઇ. સ પૂર્વે ૧૮૮ માં મહારાજા દશરથનું અતિ વયોવૃદ્ધ અવસ્થાએ મૃત્યુ થતાં શાલીશુકને મગધની રાજ્યગાદી પ્રાપ્ત થઇ એટલે સમ્રાટ્ સંપ્રતિનો યુવરાજ વૃષભસેન પંજાબથી અવન્તી પાછો ફર્યો અને અવન્તીપતિ તરીકે અવન્તીની ગાદી સંભાળી લીધી.

આ પ્રમાણે મગધ સામ્રાજ્યમાં રાજવીપદને અંગે કલહ ઉદ્ભવવા અને શમવા લાગ્યા પણ તેનું સારું પરિણામ ન જ આવ્યું. આ આંતરિક ક્લેશ, કુસંપ અને નિર્બળતાની માહિતી પશ્ચિમોત્તર પ્રદેશો સુધી પહોંચી, જેનો લાભ પરદેશી રાજ્યસત્તાઓએ લેવા માંડ્યો. મગધ સામ્રાજ્યને તાબે રહેતા કેટલાક ખંડિયા રાજાઓ પણ સ્વતંત્ર બન્યા, અને જ્યાં જેનું જોર ફાવ્યું ત્યાંના મુલકો લશ્કરી બળે અને શામ, દામ અને ભેદની રાજનીતિએ પચાવતા ગયા આવી રીતે ફાલેલ-ફૂલેલ મગધ સામ્રાજ્યનો સમ્રાટ્ સંપ્રતિના સ્વર્ગવાસ બાદ માત્ર ૪૭ વર્ષમાં જ એવો તો કરુણ અંત આવ્યો કે તેના છેલ્લા મહારાજા બૃહદ્રથનું તેના સેનાપતિ પુષ્યમિત્રે ધર્મઝનૂન અને રાજ્યલોભથી પ્રેરાઈ ખૂન કર્યું અને રાજ્યગાદી પ્રાપ્ત કરી **“ નામ તેનો નાશ ”** એ કહેવત અનુસારે મગધ સામ્રાજ્યનો કરુણ અંત આવ્યો. પતનને લગતો ઇતિહાસ અમે હવે પછીના પ્રકરણોમાં રજૂ કરીએ છીએ.



# પ્રકરણ ૨ જું.

## મહારાજા દશરથનો મૌર્યસમ્રાટ તરીકે રાજ્યામલ.

**ઇ. સ. પૂર્વે ૨૦૩ થી ૧૮૮ : ૧૫ વર્ષ.**

મગધ સામ્રાજ્યની ગાદી ઉપર પાંચમા સમ્રાટ્ તરીકે વયોવૃદ્ધ મહારાજા દશરથ આવ્યા કે જેણે મગધના પ્રતિનિધિ તરીકે મગધ સામ્રાજ્યનો વહીવટ ૫૪ વર્ષ સુધી તો ભોગવ્યો હતો. સમ્રાટ્ સંપ્રતિનો સ્વર્ગવાસ થતાં રાજ્યના હકદાર તરીકે તેમને મગધ સામ્રાજ્યની ગાદી મળી હતી.

આ મહારાજાની વયોવૃદ્ધાવસ્થાનો લાભ લઇ કલિંગ જેવો બળવાન પ્રાંત ચેતરાજ નામે કલિંગપતિ( તેના રાજ્યામલ દરમિયાનમાં )ની કુનેહથી સ્વતંત્ર થયો અને કલિંગ પ્રાંતે પુનઃ સ્વતંત્રતા પ્રાપ્ત કરી. આ હકીકતની અંગેનો એક શિલાલેખ હાથીગુફામાંથી નીચે પ્રમાણે મળી આવ્યો છે:—

" नमो अरहन्तानम् । नमो सवसिधानम् । ऐरेन महाराजेन महामेघवाहनेन चेतराजवसवधनेन पसथ-सुभलखनेन चतुरंतलुठितगुणोपहितेन कलिंगाधिपतिना सिरि खारवेलेन ॥ १ ॥ "

( પંડિત સુખલાલજીદ્વારા સંશોધિત શિલાલેખ, પંક્તિ ૧. )

કલિંગની ગાદી ઉપર ત્યારપછી ત્રીજો મહાબળવાન ખારવેલ નામે રાજા થયો કે જે જૈનધર્મનો મહાન્ ઉપાસક હતો. તેણે કલિંગની હાથીગુફાની ટેકરીઓમાં શિલાલેખો કોતરાવનાર રાજવી તરીકે સારી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી છે.

કલિંગ દેશમાં આવેલ ખંડગિરિ અને ઉદયગિરિની પ્રાચીન ઐતિહાસિક ગુફાઓના પ્રાચીન શિલાલેખોની હારમાળાઓનું ઇતિહાસવેત્તાઓએ સંશોધન કરી ખાત્રીલાયક

પ્રમાણભૂત અભિપ્રાય દર્શાવ્યો છે કે-ભારતવર્ષમાં આ કાળ પૂર્વે મૂર્તિપૂજા વિદ્યમાન હતી અને જૈનધર્મે ભારતમાં સુંદર સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આ હકીકતને અંગે સવિસ્તર વર્ણન અમે પુષ્યમિત્રના રાજ્યામલ દરમિયાનમાં રજૂ કરીશું.

મહારાજા દશરથના અમલ દરમિયાનમાં વૈશાલીનાં રાજ્યો સ્વતંત્ર થયાં તેવી જ રીતે મૌર્યસામ્રાજ્ય ઉપર પશ્ચિમોત્તર પ્રદેશોદ્વારા ગ્રીકોએ પણ આક્રમણ શરૂ કર્યું; પરન્તુ વીર રાજપુત્ર ઝાલોકે તેનો સામનો કર્યો. ઝાલોક મૌર્ય મહારાજા અશોકનો કાશ્મીરી રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલ રાજકુંવર હતો, કે જેને મહારાજા અશોકના જીવનકાળ દરમ્યાનમાં જ કાશ્મીરના રાજા અપુત્ર મરી જવાથી તેના દૌહિત્ર તરીકે કાશ્મીરની રાજ્યગાદી મળી હતી.

આ રાજપુત્ર ઝાલોકે મગધસામ્રાજ્ય ઉપર ચઢી આવતા ગ્રીકહલ્લાને બહાદુરીપૂર્વક કાશ્મીરની સરહદ પર રોકી દઇ ગ્રીક સેનાપતિને પરાજીત કર્યો, અને મગધસામ્રાજ્ય ઉપર તલપી રહેલ યવનરાજવીઓની નેમ ઊંધી વાળી.

જો આ કાળે યવન રાજસત્તાને વીર રાજપુત્ર ઝાલોકે કાશ્મીરમાં મહાત ન કરી હોત તો મગધસામ્રાજ્યનો અંત જલ્દી આવત; કારણ કે યવન સેનાપતિનું બળવાન લશ્કર વિશેષ પ્રમાણમાં અને સુસજ્જિત હતું.

રાજ્યસત્તાના આંતરિક ખટપટના ભોગ તરીકે આંધ્ર આદિ મહાબળવાન પ્રાંતો પણ સ્વતંત્ર થઇ ગયા. આંધ્ર પ્રાંતની સ્વતંત્રતા પ્રાપ્ત કરનાર **શ્રીમુખ** નામે શૂરવીર આંધ્રપતિ રાજા હતો. તેવી જ રીતે બીજા અનેક પ્રાંતોએ પોતપોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા પ્રયાસો કર્યા અને તેમાં તેઓને સફળતા મળી.

મહારાજા દશરથે પોતાની અમર નામના તરીકે નાગાર્જુનની પહાડી ગુફાઓ આજીવિકોના રહેઠાણ તરીકે દાનમાં આપી દીધી, તેમજ આજીવિકોને તેમણે સારા પ્રમાણમાં દાન કર્યું હતું, જેનો શિલાલેખ નાગાર્જુનની પહાડી ગુફાઓ ઉપર વર્તમાન કાળમાં દૃષ્ટિગોચર થાય છે કે જે મહારાજા દશરથના અસ્તિત્વની અને દાનવીરપણાની મૂંગી સાક્ષી પૂરે છે.

મહારાજા દશરથના આ પ્રમાણે ૧૫ વર્ષના રાજ્યામલ દરમિયાનમાં મગધસામ્રાજ્ય પતનના માર્ગે વધ્યું. તેમનો સ્વર્ગવાસ થતાં મગધની રાજ્યગાદી મહારાજા સંપ્રતિના પુત્ર શાલીસુકને મળી.



# પ્રકરણ ૩ જું.

---

## મહારાજા શાલીસુક (ઈ. સ. પૂર્વે ૧૮૮ થી ૧૭૯ઃ ૯ વર્ષ.)

**મ**હારાજા શાલીસુક સમ્રાટ્ સંપ્રતિના પુત્ર થતા હતા. જો કે મગધસામ્રાજ્યની ગાદી ઉપર યુવરાજ વૃષભસેનનો સંપૂર્ણપણે અધિકાર હતો છતાં કુટુંબકલેશની શાંતિ અર્થે વૃષભસેને શાલીસુકને મગધની રાજ્યગાદીનો હક સુપ્રત કર્યો અને પોતે અવન્તીપતિ તરીકે અવન્તીમાં રાજ્ય કરવા લાગ્યો.

*એક અંગ્રેજ ઇતિહાસકાર જણાવે છે કે આ શાલીસુકે પોતાના વડીલ બંધુનું ખૂન કરી મગધની રાજ્યગાદી પ્રાપ્ત કરી હતી જેને લગતો ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ—

“ स ज्येष्ठभ्रातरं साधुं केतेति ( ? हत्वापि ? ) प्रथितं गुणैः ”—Bern Brihatsamhita.

રાજ્યલોભના અંગે મૌર્ય રાજવીઓની આંતરિક સ્થિતિ ઘણી જ શોચનીય થઇ પડી અને તેને પરિણામે મૌર્યસામ્રાજ્યના પાયામાં લૂણો લાગવા માંડ્યો હતો.

કાશ્મીરપ્રદેશ મગધ સામ્રાજ્યથી અશોકના સમયમાં જ જુદો પડી ગયો હતો. કાશ્મીરપતિ ઝાલોકે ગ્રીક સૈન્યને મગધ ઉપર ચઢી આવતું રોકી દીધું ખરું, પરંતુ એકલા કાશ્મીરપતિ માટે આ કાર્ય અતિશય જોખમદારીભર્યું હોવાથી તેણે કાશ્મીરની સરહદની મજબૂતાઇ કરી મગધ ઉપર થતી ચઢાઇ અટકાવી, પરંતુ તે પંજાબ સુધી જઈ બળવાની શાંતિ કરી શક્યો નહિ. આને પરિણામે આ કાળે સિંધુ નદીની સામી પારના પ્રદેશો જેવા કે અફઘાનીસ્થાન, કંદહાર અને ઈરાન આદિ અનેક પ્રદેશો સ્વતંત્ર થઈ ગયા. અવન્તીથી પંજાબ સુધીની સરહદ ઉપર કાબૂ મેળવવા વૃષભસેને હિમ્મત કરી અને તેમાં તે ફાવ્યો.

---

* આ ઇતિહાસકાર ભલે આમ જણાવતા હોય છતાં અમારો આ બાબતમાં મતભેદ છે. અમો તેમના મંતવ્ય સાથે સહમત થઇ શકતા નથી. —લેખક.

આ કાળે કાશ્મીરપતિ મહારાજા આલોકે આંતરિક કુટુંબકલહનો લાભ લઈ કાન્યકુબ્જ પ્રાંત ઉપર ચઢાઈ કરી તેમાં તે વિજયી થતાં કાન્યકુબ્જને કાશ્મીર સાથે જોડી દીધું. આ પ્રમાણે આ પ્રાંત પણ મગધથી સ્વતંત્ર થયો.

મહારાજા શાલીસુકે જૈનધર્મના પ્રચાર અર્થે પુષ્કળ પ્રયત્નો જારી રાખ્યા હતા, છતાં તેમાં તેને જશ મળ્યો નહિ.

આ રાજાના સમયમાં યવનો, મ્લેચ્છો અને ગ્રીક લોકોએ ફરીથી આક્રમણ કર્યું. ગ્રીક સેનાધિપતિ એઈટયોકસ ધી ગ્રેટે પોતાની શક્તિશાળી ગ્રીક સેનાની સહાયથી હિંદુકુશ પર્વતને ઓળંગી ભારત ઉપર આક્રમણ કર્યું જેમાં ગાંધારના રાજા સુભાગસેન સાથે ભયંકર યુદ્ધ થયું અને પરિણામે બન્ને જણાએ સંધી કરી. આ સંધીને પરિણામે ગ્રીક સેનાધિપતિને લગભગ દોઢસો હાથીઓની સંખ્યા પ્રાપ્ત થઈ.

ત્યારબાદ આ વીર સેનાધિપતિએ સંધીની પરવા ન કરતાં દૂર દૂરના પ્રાંતો સુધી આક્રમણ કર્યું હતું. 'ગાર્ગ્ય સંહિતા'ના કથનાનુસારે સાકેત, પાંચાલ તથા મથુરા તેણે હસ્તગત કર્યાં. એટલું જ નહિ પણ મગધસામ્રાજ્યની રાજધાની પાટલિપુત્ર અથવા કુસુમપુર ઉપર પણ તેણે પોતાનો વાવટો ફરકાવ્યો હતો. પરંતુ આ ગ્રીક સેનાપતિની હકુમત વધુ વખત ટકી શકી નહિ. તેઓમાં પરસ્પર આંતરિક કલહ જાગતાં તેઓને યુદ્ધમાં ઉતરવું પડયું, અને તેના પરિણામે ગ્રીક લોકોને તુરતાતુરત ભારતનો ત્યાગ કરી જવો પડ્યો.

" मध्यदेशे न स्थास्यन्ति, यवना युद्धदुर्मदाः ।
तेषामन्योन्यसंभावा ( ? ) भविष्यन्ति न संशयः ॥
आत्मचक्रोत्थितं घोरं युद्धं परमदारुणम् " ॥ १ ॥

" ततो युगवशात्तेषां, यवनानां परिक्षये ।
संकेते ( ? ) सप्तराजानो, भविष्यन्ति न संशयः " ॥ २ ॥

આ ગ્રીક લોકો જો કે આંતરિક ખટપટને અંગે આ સમયે ભારતનો ત્યાગ કરી ચાલ્યા ગયા; પરંતુ તેના આક્રમણદ્વારા ભારતસામ્રાજ્યનું સિંહાસન ડોલાયમાન થયું. બાહ્ય આક્રમણના યોગે રાજ્યની વ્યવસ્થા અવ્યસ્થિત થઈ પડી. વળી ગાંધાર, કાશ્મીર, કલિંગ અને આંધ્ર જેવા ચાર બલીષ્ઠ રાજ્યો મૌર્યસામ્રાજ્યથી જુદાં પડી તદ્દન સ્વતંત્ર થઈ જવાથી મગધસામ્રાજ્યના પાયા હચમચી ગયા.

મહારાજા શાલીસુકના ૯ વર્ષ સુધીના રાજ્યામલ દરમિયાન મૌર્યસામ્રાજ્યના સાંધાઓ વિશેષ ઢીલા થઈ ગયા.



# પ્રકરણ ૪ થું.

---

## છેલ્લા ત્રણ રાજાઓ

### ( ૧ ) મહારાજા દેવવર્માનો રાજ્યામલ ( ઇ. સ. પૂર્વે ૧૭૯ થી ૧૭૧ : ૮ વર્ષ )

**આ** મહારાજાના કૌટુંબિક સંબંધની સંપૂર્ણ માહિતી મળતી નથી છતા તેઓ મગધની ગાદીના હકદાર રાજ્યપુત્ર હતા એવી માહિતી મળે છે. એનાં નામો જુદા જુદા ગ્રંથકારો નીચે પ્રમાણે રજૂ કરે છે: **‘ દેવધર્મા, સોમધર્મા અને સોમવર્મા ’**

આ મહારાજાના અમલ દરમિયાનમાં યવનોનું ફરી આક્રમણ પૂરજોસમાં થયું બેકટ્રીયાના રાજા ડેમેટ્રીયસે ભારત ઉપર આક્રમણ કર્યું, જેને પરિણામે તેણે પશ્ચિમોત્તર ભારતના ઘણા પ્રાંતો હસ્તગત કર્યા*.

આ મહારાજાના ૮ વર્ષના રાજ્યામલ દરમિયાનમાં પશ્ચિમોત્તર પ્રાંત સિવાય કોઈપણ રાજ્યસત્તાએ સ્વતંત્રતા પ્રાપ્ત કર્યાનો ઇતિહાસ મળતો નથી; તેમ જ આંતરિક કલહ કે બળવાની નોંધ પણ ઇતિહાસને પાને નોંધાઇ નથી. આ પ્રમાણે ૮ વર્ષ રાજ્ય ભોગવી એમનો સ્વર્ગવાસ થતાં મગધની રાજ્યગાદી ઉપર શતધનુષ્ય નામે રાજા રાજ્યારૂઢ થયો.

× × ×

### ( ૨ ) મહારાજા શતધનુષ્ય ( ઈ. સ. પૂર્વે ૧૭૧ થી ૧૬૩ : ૮ વર્ષ )

આ મહારાજાના રાજ્યામલ દરમિયાનમાં પશ્ચિમોત્તર ભારત ઉપર ગ્રીક લોકોએ પોતાનું શાસન સારી રીતે જમાવ્યું. ડેમેટ્રીયસે પણ પોતાનો અડ્ડો ઠીક જમાવ્યો હતો. આ ડેમેટ્રીયસ ઘણો પ્રતાપશાળી રાજા હતો તેણે અફઘાનીસ્થાન અને ભારતમાં પોતાના નામથી અનેક નગરો સ્થાપિત કર્યાં. પ્રાચીન આરોકોશીયામાં ‘ ડેમેટ્રીયસ પોલીસ ’

---

* જુઓ સ્મીથનો ‘ અર્લી હીસ્ટ્રી ઑફ ઇન્ડીયા ’ પૃ. ૨૩૭.

નામે એક નગર હતું.* પતંજલિકૃત 'મહાભાષ્ય' અનુસાર સૌવીર દેશમાં પણ 'દાતામિત્રી' નામે એક નગરનો ઉલ્લેખ મળે છે કે જે દાતામિત્રી ડેમેટ્રીયસના નામનો અપભ્રંશ શબ્દ છે. આ પતંજલિ મુનિ "શૃંગવંશીય પુષ્યમિત્ર" ના સમકાલીન હતા. આ પ્રમાણે ગ્રીકલોકોએ ભારતના પશ્ચિમોત્તર પ્રાંતો ઉપર પોતાનો અધિકાર સુદૃઢ રીતે સ્થાપ્યો.

તેવી જ રીતે વિદર્ભ દેશ પણ આ કાળે સ્વતંત્ર થયો. આ ઉપરાન્ત અનેક પ્રજાતંત્રી રાજ્યોએ પણ પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરી.

આ પ્રમાણે મહારાજા શતધનુષ્યના અમલ દરમિયાન મગધ સામ્રાજ્યનું દિનપર-દિન પતન થતું ગયું.

× × ×

**( ૩ ) છેલ્લા સમ્રાટ મહારાજા બૃહદ્રથ** ( ઇ. સ. પૂર્વે ૧૬૩ થી ૧૫૬ : ૭ વર્ષ. )

મહારાજા બૃહદ્રથ શતધનુષ્યના ભાઇ થતા હતા. તેઓ મૌર્યવંશના છેલ્લા સમ્રાટ્ હતા. એમના કાળમાં મૌર્ય સામ્રાજ્યનું પતન ચાલુ જ રહ્યું જેને તેઓ રોકી શકયા નહિ. અંતમાં આ મહારાજાના સેનાધિપતિ પુષ્યમિત્રે મહારાજા બૃહદ્રથનું ધર્મઝનૂન અને રાજ્યગાદીના લોભે ખૂન કર્યું અને પોતે રાજ્યારૂઢ થયો મગધની શક્તિશાળી સેના ઉપર પુષ્યમિત્રનું સંપૂર્ણ આધિપત્ય હતું અને તેથી જ તે ફાવ્યો.

આ રીતે મગધ સામ્રાજ્યનો ઇ. સ. પૂર્વે ૧૫૬ કહેતાં વીરનિર્વાણ ૩૭૦ માં, ૧૬૦ વર્ષના રાજ્યામલ બાદ અંત આવ્યો. આ પ્રમાણે પુષ્યમિત્ર રાજ્યારૂઢ થવાથી મૌર્યવંશની રાજ્યગાદી શૃંગવંશમાં ગઇ.

જગતના ઇતિહાસકારો શૃંગવંશના રાજા પુષ્યમિત્રનો ઇતિહાસ વિશાળ નથી એમ જણાવે છે, પરંતુ જૈનગ્રંથકારોએ આ પુષ્યમિત્ર રાજાનો મુનિહંત રાજા તરીકે ઇતિહાસ સવિસ્તરપણે આલેખેલો છે જે અમો હવે પછીના ખંડમાં રજૂ કરીએ છીએ.



* જુઓ 'પોલીટિકલ હીસ્ટ્રી ઑફ્ એન્સન્ટ ઇન્ડીયા' કર્તા રાયચૌધરી, પૃ. ૨૦૫.




વીર નિર્વાણ ૪૦૦ ના ગાળામાં મૌર્ય સામ્રાજ્ય પડતી દર્શાવનારો નકશો.

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

# ખંડ ૭ મો.

## પ્રકરણ ૧ લું.

### મુનિહંત કલંકીસ્વરૂપી રાજા પુષ્યમિત્ર અથવા બૃહસ્પતિમિત્ર.

ઈ. સ. પૂર્વે ૧૫૬ થી ૧૨૧, વીરનિર્વાણ ૩૭૦ થી ૪૦૫ : ૩૫ વર્ષ.

ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાથી પ્રારંભી આઠમા સૈકા સુધી ભારતવર્ષ જૈનધર્મની સંપૂર્ણ અસર નીચે હતું ત્યારપૂર્વે ભારતમાં યજ્ઞાદિ ક્રિયાકાંડ કરનાર બ્રાહ્મણ ભાષ્યોનું વિશેષ જોર હતું. આ કાળને 'સનાતન યુગ' તરીકે સંબોધવામાં આવતો હતો આ સમયે યજ્ઞાદિ ક્રિયાકાંડોનું જોર ( જેમાં પશુબલિ-પશુહિંસા પણ થતી ) વધી પડયું હતું. આવા પશુયજ્ઞો રાજયજ્ઞો તરીકે સનાતન ધર્મી રાજાઓના રાજદરબારમાં ખૂબ જોસથી પ્રચલિત થયા હતા જેમાં ધર્મને નામે, દેવ-દેવીઓને પ્રસન્ન કરવા અર્થે સેંકડો અવાક્ પશુ-પ્રાણીઓનું બલિદાન અપાતું હતું આ વિષયને લગતું વર્ણન અમો અગાઉના ખંડોમાં કરી ગયા છીએ.

ત્રેવીસમા તીર્થંકર **શ્રી પાર્શ્વનાથ** કે જેઓ ઈ. સ. પૂર્વે ૮૦૦ ના ગાળામાં થયા હતા તેમના ધર્મપ્રભાવે તેમ જ ત્યારપછી તેમની પાટે થએલા જ્ઞાની મુનિમહારાજોના પુરુષાર્થી પ્રયાસોદ્વારા જૈનધર્મ રાષ્ટ્રધર્મ તરીકે ફરીથી પગભર થયો. પણ મહાવીરના સમયમાં જૈનધર્મનું તત્ત્વજ્ઞાન વેદાન્ત સાથે સરખાવતાં સર્વોત્તમ પુરવાર થયું અને વેદાન્તી અનુયાયીઓ પણ જૈનધર્મ પ્રત્યે આકર્ષાયા મહાવીરના પ્રથમ શિષ્યપદનું માન પ્રાપ્ત કરનાર ઇંદ્રભૂતિ ગણધર ( ગૌતમસ્વામી ) અને ત્યારપછી બીજા દસ પંડિતો પણ જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો દ્વિજ જાતિના હતા. તેઓએ વેદાન્ત ધર્મનો ત્યાગ કરી

અને સાથેસાથ પોતાના ૪,૪૦૦ જેટલા યજ્ઞપારંગત કર્મકાંડી શિષ્યોને જૈનધર્મી સાધુઓ બનાવ્યા હતા.

ત્યારબાદ પ્રભુ મહાવીરના વિહાર અને વીરતાભરેલ ઉપદેશને પરિણામે ૧૪૦૦૦ સાધુઓ જૈનધર્મની ગૌરવતા વધારનાર થયા જેમાંનો ઘણો મોટો ભાગ પણ વેદાંતવાદી પંડિતોનો જ હતો.

પ્રભુ મહાવીરની પૂર્વે જૈનધર્મમાં દીક્ષા લેનાર બુદ્ધકીર્તિ નામે જૈનમુનિ કે જેઓ પાછળથી બૌદ્ધ ધર્મના સ્થાપક બન્યા હતા તેઓએ પણ આ યજ્ઞાદિ ક્રિયા પરત્વે ઝુંબેશ ઉઠાવી હતી. પાછળથી તેઓએ માંસાહારી ધર્મ( બૌદ્ધ ધર્મ )ની સ્થાપના કરી હતી અને માંસાહારને અંગે ' મરેલાં પ્રાણીઓનું માંસ ખાવામાં પાપ નથી ' એવો સિદ્ધાંત પ્રરૂપ્યો હતો. બાકીનાં મહાતત્ત્વો જૈનધર્મને મળતાં જ હતાં અને તેઓનો પ્રતિબોધ પણ તે જ પ્રમાણે હતો.

ગૃહત્યાગ કર્યા પછી ગૌતમબુદ્ધનું પ્રથમ યશસ્વી કાર્ય એ હતું કે ' ત્યાગી રાજકુમાર તરીકે ' તેમણે રાજગૃહીની રાજ્યગાદી ઉપર બિરાજમાન થએલ રાજા બિંબિસાર ઊર્ફે શ્રેણિક મહારાજાના દરબારમાં જઇ, રાજ્યાભિષેક નિમિત્તે થતા ભયંકર પશુયજ્ઞનો વિરોધ કરી, યુક્તિપૂર્વક ઉપદેશ આપી તે ભયંકર રાજયજ્ઞ બંધ કરાવ્યો હતો.

ત્યારબાદ ભારતના રાજવીઓ પ્રભુ મહાવીર અને તત્પશ્ચાત્‌ના જૈનપ્રભાવિક સચ્ચારિત્રશીલ સૂરીશ્વરોના ઉપદેશ અને સમાગમથી જૈનધર્માનુરાગી બન્યા અને જૈનધર્મે ભારતમાં રાષ્ટ્રધર્મ તરીકે પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો.

જગતમાં ' ચઢતી અને પડતી ' ની ઘટના દરેકના માટે નિર્માણ થએલી વસ્તુ છે તે પ્રમાણે આ સમયે પણ બન્યું. મગધ સામ્રાજ્યના રાજવીઓના કૌટુંબિક કલેશનો લાભ વેદાંતવાદી સમાજે લીધો અને સનાતનધર્મના પુનરુદ્ધાર માટે શામ, દામ અને ભેદની રાજ્યનીતિનો આશરો લીધો.

રાજ્યદરબારમાં રાજ્યપુરોહિત તરીકે સારું માન ધરાવતા " પુષ્યધર્મા " નામે પુરોહિતને બ્રહ્મસમાજે વેદાંત ધર્મના પ્રચારનું કાર્ય જોસભેર કરવા અને આ આવેલી તકનો લાભ લેવા સૂચવ્યું. પરિણામે ગુપ્ત વ્યૂહરચનાઓ ચારે દિશાએ ચાલુ થઈ.

પુષ્યધર્મા પુરોહિતનો પુત્ર " પુષ્યમિત્ર " મગધના લશ્કરનો મુખ્ય સેનાધિપતિ હતો એટલે તેના કાબૂમાં આખું લશ્કર હતું. પુરોહિત પુષ્યધર્માના કુટુંબમાં થતી ધાર્મિક ચર્ચાની અસર તેના પુત્રની રગેરગમાં વ્યાપેલી જ હતી, જેથી તેને ધર્મઝનૂન પ્રગટ્યું એક તો એ પોતે શૂરવીર હતો અને બીજું સમસ્ત લશ્કર એના તાબામાં હતું તેથી તક જોઇ

એણે ધર્મઝનૂનથી પ્રેરાઈ રાજા બૃહદ્દ્રથનું ખૂન કર્યું અને મગધની રાજ્યગાદી હસ્તગત કરી. આ ઘટના ઈ. સ. પૂર્વે ૧૫૬ એટલે વીર નિર્વાણ સંવત ૩૭૦ માં બની હતી.

આ કાળ સુધી જો કે ભારતમાં જૈનધર્મે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું છતાં સનાતની મંદિરો તથા સાધુ-સંતોને જરા પણ હેરાનગતિ પહોંચાડી હતી નહિં; કારણ કે જૈનસાધુઓ આત્મપરાયણ હોવાથી ધર્મઝનૂનથી દૂર જ રહ્યા હતા. મૌર્ય રાજાઓ જૈન હોવા છતાં સાઠ હજાર બ્રાહ્મણોને નિયમિત ભોજન આપતા હતા. આ બ્રહ્મભોજનની શરૂઆત મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યકાળથી જ પંડિત ચાણુક્યે ચાલુ કરાવી હતી અને તે સમ્રાટ્ અશોકના રાજ્યકાળ સુધી ચાલુ રહી.

જો કે મહારાજા ચંદ્રગુપ્ત ચૂસ્ત જૈન હતો છતાં તે પ્રણાલિકા તેણે પોષી હતી. આ સંબંધમાં પંડિત ચાણાક્ય પોતાના અર્થશાસ્ત્રમાં જણાવે છે કે "મૌર્ય ચંદ્રગુપ્ત કટ્ટર જૈન હતો અને જૈનમંદિરો તરફ એની અખૂટ ભક્તિ હતી. ૮૦ કરોડ સોનૈયાના ખર્ચથી એણે દેવમંદિરો બાંધ્યાં હતાં. એના સમયમાં કોઈ શખ્સ દેવમંદિરની આશાતના તો શું પણ તેની વિરુદ્ધમાં કટુ શબ્દ બોલતો તો તે બોલનાર દંડને પાત્ર થતો અને તેને સજા પણ થતી." જુઓ, આ વાકય—आक्रोशाद्देवचैत्यानां उत्तमंदंडमर्हति। (કૌટિલ્ય અર્થ-શાસ્ત્ર, ખંડ ૩ જો, પ્રકરણ ૧૮ મું.)

આ પ્રમાણે જૈન ધર્મના ચૂસ્ત મૌર્યવંશી રાજવીઓએ પણ બ્રાહ્મણભાષ્ય સમાજ પરત્વે ઉચ્ચ કોટીનું માન ધરાવી નિયમિત બ્રહ્મભોજનના અંગે ગામોગામ અન્નક્ષેત્રો ચાલુ કર્યાં હતાં કે જેનો ૬૦,૦૦૦ બ્રાહ્મણો લાભ લેતા હતા.

× × ×

## બ્રહ્મભોજનના અન્નક્ષેત્રની ઉત્પત્તિનું રહસ્ય—

આ બ્રહ્મભોજનના રહસ્ય વિષે વિચાર કરતાં જાણવા મળે છે કે પ્રભુ શ્રી મહાવીરના સમયમાં દીક્ષિત થએલ સાધુઓનો ૧૪,૦૦૦ નો સંપ્રદાય હતો, જેમાંથી લગભગ ૯,૦૦૦ ઉપરાંતની સંખ્યા દ્વિજ જાતિની હતી. વેદાન્તવાદી બ્રાહ્મણભાષ્યોની સંખ્યા લગભગ ૬૦,૦૦૦ જેટલી હતી કે જેઓનો નિર્વાહ રાજ્યાશ્રયથી, ભિક્ષાવૃત્તિથી યા ધર્મોપદેશ કરવાથી થતો હતો. જૈનધર્મ રાષ્ટ્રધર્મ બનવાથી અને આત્મહિતાર્થી વેદાંતવાદી પંડિતો ઉપરાઉપરી જૈનધર્મમાં દીક્ષિત થવાથી અન્ય વેદાંતી પંડિતોને જૈનધર્મના પ્રચારને અંગે આશ્રય ગળવો લગભગ બંધ થયો, જેથી તેઓએ પોતાની સ્થિતિનું સ્પષ્ટીકરણ પંડિત ચાણાક્ય સમક્ષ કર્યું. પંડિત ચાણાક્યે આ બ્રાહ્મણવિદ્વાનોને આશ્વાસન આપી તેઓ માટે રાજ્ય તરફથી અન્નક્ષેત્રો ચાલુ કરાવ્યાં, કે જેનો લાભ તેઓ વિનાસંકોચે લેવા લાગ્યા. આ પ્રમાણે આ અન્નક્ષેત્રો મહારાજા ચંદ્રગુપ્તથી મહારાજા અશોકના સમય સુધી

ચાલુ રહ્યાં. જેમાં મહારાજા અશોકના રાજ્યારૂઢ થયા બાદ, લગભગ ચાર પાંચ વર્ષ બાદ, તેને બૌદ્ધ ધર્મનો મોહ લાગ્યો અને તેથી તે બૌદ્ધધર્મી બનવાથી આ અન્નક્ષેત્રો બંધ કરાવ્યાં. એટલે અહીં સુધી જે બ્રાહ્મણ પંડિતોને રાજ્યાશ્રય મળતો હતો તે બંધ પડ્યો. એટલે વિદ્વાન વેદાંતવાદી પંડિતોને રાજ્યાશ્રય વિના પોતાનો નિભાવ કરવો ભારે થઈ પડ્યો અને તેઓ મુશ્કેલીમાં આવી પડ્યા.

સમ્રાટ્ અશોક પછી સમ્રાટ્ સંપ્રતિ મગધની ગાદીએ આવ્યા, જેમણે જૈનધર્મનો ચારે દિશામાં સારામાં સારો પ્રચાર કર્યો. પોતાના પૂર્વજન્મનું "રંકપણું" યાદ લાવી પાટલિપુત્ર અને ઉજ્જૈનના ચારે દરવાજે ભોજનશાળાઓ ખોલી. શ્રીમંત અને ગરીબોના ભેદભાવ વિના આંતરિક દુઃખી દરેક કુટુંબને ભોજનશાળાનો લાભ મળતો, જેના યોગે મહારાજા સંપ્રતિનો રાજ્યવહીવટ અતિ લોકપ્રિય થઈ પડ્યો અને સમસ્ત ભારતમાં ચારે દિશાએ મહારાજાની કીર્તિ ગવાઈ રહી.

મહારાજા સંપ્રતિના સ્વર્ગવાસ બાદ મગધના રાજ્યકુટુંબમાં કલેશે ભયંકર સ્વરૂપ પકડ્યું, જેનો લાભ વેદાન્તવાદી સમાજે લીધો. અન્ય રાષ્ટ્રો કે જ્યાં સનાતન ધર્મ પળાતો હતો તે રાષ્ટ્રોએ સનાતન ધર્મપ્રચારને અર્થે અહીં ગુપ્ત રીતે પ્રબળ હીલચાલ શરૂ કરી; અને રાજ્યરમત રમાવા લાગી. આ પ્રપંચની આગેવાની સનાતન ધર્મે રાજ્યપુરોહિત "પુષ્યધર્મા" ને આપી, કારણ કે પુષ્યધર્મા રાજ્યપુરોહિત હતો એટલું જ નહિ પણ રાજ્યકુટુંબમાં તેનું માન પણ સારું હતું.

વેદાન્તવાદી સમાજે રાજ્યપુરોહિત પુષ્યધર્માને પોતાના પક્ષમાં ભેળવી તેના પુત્ર સેનાધિપતિ પુષ્યમિત્ર મારફતે તક સાધી, મહારાજા બૃહદર્થનું ખૂન કરવાનું ઠરાવ્યું ને તેણે ધર્મઝનૂનથી પ્રેરાઈ મહારાજા બૃહદર્થનું ખૂન કર્યું.

આ ખૂનથી મગધમાં ચારે દિશાએ હાહાકાર મચી ગયો. બૌદ્ધ અને જૈનધર્મી પ્રજાને તેના અંગે ઘણું જ સહન કરવું પડયું. શ્રી સંઘને પણ સાધુ–સંપ્રદાય તેમ જ જૈન-મંદિરની કઇ રીતે રક્ષા કરવી તે ચિંતાનો વિષય થઇ પડ્યો.

રાજા પુષ્યમિત્રે રાજ્યગાદી ઉપર આવતાં જ રાજ્યદરબાર ભરી પોતાના મંત્રીઓને પૂછયું કે "એવો કયો ઉપાય છે કે જેથી મારું નામ અમર થાય?" મંત્રીઓએ કહ્યું: "મહારાજ, આપની પૂર્વે રાજા અશોક થઇ ગયા, તેમણે ૮૪,૦૦૦ ધર્મરાજીકા સ્થાપિત કરી અવિચળ નામના મેળવી છે, તે જ માફક આપ પણ એવું કાર્ય કરો કે જેથી આપની નામના અમર થાય." પુષ્યમિત્રે કહ્યું: "રાજા અશોક તો મોટો માણસ હતો, તેને હું પહોંચી નહિ શકું, મારે માટે કાંઇ બીજો ઉપાય છે?" આ પ્રશ્ન સાંભળી એક બ્રાહ્મણે કહ્યું: "હે દેવ! બે કારણોથી નામ અમર થાય, એક નૂતન સર્જન કરવાથી અને બીજું સર્જિત થયેલ વસ્તુનો વિનાશ કરવાથી."

બાદ ચતુરંગી સેનાને સજ્જ કરી, બૌદ્ધશાસનનો નાશ કરવા તે કુર્કુટરામના* બૌદ્ધમઠ તરફ ગયો, પણ બૌદ્ધના મહામઠના દ્વાર આગળ પહોંચતાં જ એક ભયંકર સિંહનાદ થયો, જેથી ભયભીત થઈ પાછો તે પાટલિપુત્ર ચાલ્યો ગયો. બીજી અને ત્રીજી વખત પણ આવી રીતે જ બન્યું.

અંતમાં ભિક્ષુકસંઘના ખાસ પ્રતિનિધિ સાધુઓને તેણે પોતાની પાસે બોલાવી કહ્યું કે: "હું બૌદ્ધશાસનનો નાશ કરવા માગું છું, તો તમે શું ચાહો છો ? સ્તૂપ યા સંઘારામ ?" આ સાંભળી બૌદ્ધભિક્ષુકો ભયભીત થયા અને ભિક્ષુકસમુદાયનો ઘણો મોટો ભાગ સ્તૂપોને લઈ મગધનો ત્યાગ કરી પૂર્વ તરફ એટલે નેપાળના માર્ગે થઇ ચીન તરફ ચાલ્યો ગયો.

થોડા ઘણા બૌદ્ધભિક્ષુકો જેઓ હિંમતથી મઠોનું રક્ષણ કરી રહ્યા હતા તેઓનો તથા બૌદ્ધમઠનો પુષ્યમિત્ર નાશ કરતો છેક પંજાબ, સીઆલકોટ સુધી જઈ પહોંચ્યો.

### મૂર્તિઓનું ખંડન અને શ્રમણોનો શિરચ્છેદ—

પંજાબ, સીઆલકોટ સુધી પહોંચી ત્યાંના બૌદ્ધભિક્ષુકોના મોટા સમૂહનો નાશ કરી, તેણે ઉદ્‌ઘોષણા કરાવી કે "જે કોઇ મને શ્રમણ( સાધુ )નું મસ્તક લાવી આપશે તેને હું એકસો સુવર્ણમહોર આપીશ."

અહીંથી તેણે અરિહંત જૈનપ્રતિમાઓ ખંડન કરવાનું કાર્ય શરૂ કર્યું. રાજ્યઢંઢેરાને અંગે લોભી–લાલચુ જનો શ્રમણ કહેતાં જૈન સાધુઓ તેમજ બૌદ્ધ સાધુઓનાં મસ્તકો કાપી કાપીને પુષ્યમિત્ર પાસે લાવવા લાગ્યા. ધર્મઝનૂનમાં પ્રેરાઇ માનવી કયાં સુધી પતિત થાય છે તેનું પુષ્યમિત્ર જ્વલંત દૃષ્ટાંત છે. આવા પ્રકારનાં તેના આચરણથી ચારે તરફ હાહાકાર મચી ગયો.

'**દિવ્યાવદાન**' નામનો પ્રમાણભૂત બૌદ્ધગ્રંથ ૨૯ મા અવદાનમાં ઉપરની હકીકતને પૃષ્ટિ આપે છે. પૃષ્ઠ ૪૩૦ થી ૪૩૪ સુધી હૃદયભેદક શબ્દોમાં જે નોંધ લેવાઇ છે તે નોંધ અમે નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ:—

**" × × × पुष्यधर्मणः पुष्यमित्रः, सोऽमात्यानामंत्रयते कः उपायः स्याद् यद् अस्माकं नाम चिरं तिष्ठते । तैरभिहितं देवस्य च वंशादशोको नाम्ना राजा बभूवेति, तेन चतुरशीतिधर्मराजिकासहस्रं प्रतिष्ठापितं यावद् भगवच्छासनं प्राप्यते तावदस्य यशः स्थास्यति, देवोऽपि चतुरशीतिधर्मराजिका सहस्रं प्रतिष्ठापयतु । राजाह । महेशाख्यो राजाऽशोको बभूव, अन्यः कश्चिदुपाय इति । तस्य ब्राह्मण पुरोहितः पृथगज-**

* આ કુર્કુટરામને મહારાજા અશોકે એક કરોડ સુવર્ણમહોરનું દાન આપ્યું હતું તે આપણે અગાઉના પ્રકરણમાં જોઇ ગયા છીએ.

नोऽभाद्धः, तेनाभिहितं देव! द्वाभ्यां कारणाभ्यां नाम चिरं स्थास्यति ××× यावद्राजा पुष्यमित्रः चतुरंगबलकायं संनाहयित्वा भगवच्छासनं विनाशयिष्यामीति कुर्कुटारामं निर्गतः। द्वारे च सिंहनादो मुक्तः, यावत्स राजा भीतः पाटलिपुत्रं प्रविष्टः, एवं द्विरपि त्रिरपि यावद् भिक्षुंश्च संघमाहूय कथयति भगवच्छासनं नाशयिष्यामीति। किमिच्छथ स्तूपं संघारामान् वा? भिक्षुभिः परिगृहीता यावत्पुष्यमित्रो यावत्संघारामं भिक्षूंश्च प्रघातयन् प्रस्थितः स यावत् शाकलमनुप्राप्तः। तेनाभिहितं यो मे श्रमणशिरो दास्यति तस्याऽहं दीनारशतं दास्यामि। धर्मराजिका वार्हद्बुद्ध्या शिरो दातुमारब्धं श्रुत्वा च राजाऽर्हत् प्रघातयितुमारब्धः, स च निरोधं संपन्नः, तस्य परोपक्रमो न *क्रमते, स यत्नमुत्सृज्य यावत् कोष्ठकं गतः, दंष्ट्राविनाशी यक्षश्चिन्तयति* इदं भगवच्छासनं विनश्यति, अहं च शिक्षां धारयामि न मया शक्यं कस्यचिदप्रियं कर्तुं, तस्य दुहिता क्रमिसेनयक्षेण याच्यते न चानुपर्यच्छति त्वं पापकर्मकारीति, यावत्सा दुहिता क्रमिसेनस्य दत्ता, भगवच्छासनपरित्राणार्थं परिग्रहपरिपालनार्थं च, पुष्यमित्रस्य राज्ञः पृष्ठतः यक्षो महान् प्रमाणे यूयं (?) तस्यानुभावात् स राजा न प्रतिहन्यते यावद् दंष्ट्राविनाशी यक्षस्तं पुष्यमित्रानुबन्धयक्षं ग्रहाय पर्वतचर्येऽचरत् यावद्दक्षिणमहासमुद्रं गतः, क्रमिसेनेन च यक्षेण महान्तं पर्वतं आनयित्वा पुष्यमित्रो राजा सबलवाहनोऽवष्टब्धः, तस्य 'मुनिहत' इति संज्ञा व्यवस्थापिता। यदा पुष्यमित्रो राजा प्रघातितस्तदा मौर्यवंशः समुच्छिन्नः।"

જૈન ગ્રંથો તો પુષ્યમિત્રને અંગે ઐતિહાસિક પુરાવાઓ રજૂ કરે છે, પણ ઉપર જણાવ્યા પ્રમાણે બૌદ્ધ ગ્રંથો પણ જૈનો ગ્રંથોને મળતાં જ પ્રમાણો રજૂ કરે છે, છતાં આશ્ચર્ય જેવી વાત તો એ છે કે મૌર્યવંશી ઇતિહાસકારોએ આ ઘટના રજૂ કરવામાં ઇરાદાપૂર્વક ઉપેક્ષા સેવી છે અગર તો પોતાની અજ્ઞાનતા દર્શાવી છે.



# પ્રકરણ ૨ જું.

---

## મહારાજા પુષ્યમિત્ર જિનમંદિરોના વિનાશ અર્થે રાજ્યગૃહી તરફ.

**આ** સમયે મગધ સામ્રાજ્યની પેટાગાદી તરીકે રાજ્યગૃહી નગરી ઉપર મૌર્યવંશી ધર્મગુપ્ત નામે રાજા રાજ્ય કરતો હતો. આ નગરી જૈનમંદિરો માટે, જૈનધર્મના પ્રાચીન ધર્મસ્થાન તરીકે, તેમજ સાધુ સંપ્રદાયના નિવાસસ્થાન માટે અતિશય પ્રસિદ્ધિને પામી હતી આ નગરીને પ્રભુ મહાવીરે ધર્મપ્રચારનું કેન્દ્રસ્થાન બનાવી ત્યાં ચૌદ ચાતુર્માસો કર્યા હતા તેવી જ રીતે ગૌતમબુદ્ધે પણ અહીંથી જ બૌદ્ધધર્મના પ્રચારને પગભર કર્યો હતો.

આ રાજગૃહીના જગવિખ્યાત જૈનમંદિરોનો નાશ કરવા તેમ જ તેની રાજ્યગાદી હસ્તગત કરવા પુષ્યમિત્રે રાજ્યગૃહી ઉપર ચઢાઈ કરી, અને ધર્મગુપ્ત રાજા જે જૈનધર્મ પાળતો હતો તેનો તેણે વિનાશ કર્યો અને ધર્મઝનૂનની ખૂબ ધૂન મચાવી બાદ ધર્મઝનૂની પુષ્યમિત્ર દેવમંદિરોમાંની મૂર્તિઓનું ખંડન કરવા લાગ્યો એટલું જ નહિ પણ સાધુ મુનિમહારાજોને પણ અતિશય વિઘ્ન કરવા લાગ્યો એક સમયે શ્રમણસંઘના એક સમુદાયને તેણે એકત્રિત કરી એક મહેલમાં પૂરી દીધા અને તેમની પાસેથી દ્રવ્યની માગણી કરી ત્યારે સાધુઓએ કહ્યું કે "અમો ત્યાગીઓ સુવર્ણ રહિત છીએ, તેથી અમારી કઈ ચીજ તમને કામ આવી શકે ? અમો કઇ રીતે દંડ આપી શકીએ ?" આટલુ કહેવા છતાં રાજાએ તેઓને છોડયા નહિ અને ઘણા દિવસ સુધી તેઓને ભૂખ્યા અને તરસ્યા પૂરી રાખ્યા આવું તેનુ કુકર્મ જોઈ નગરદેવતાએ પ્રગટ થઇને કહ્યું કે "રાજન્ ! સાધુસંઘને હેરાન કરી તેના પરિણામે તારા મરણની જલ્દી તૈયારી તું શા માટે કરે છે ? જરા ધીરજ ધર, તારી અનીતિનું પરિણામ તારા માટે તૈયાર જ છે."

નગરદેવતાની આ જાતની ધમકીની રાજાને અસર થઇ અને તેણે શ્રમણસંઘ સન્મુખ જઈ વંદન કરી કહ્યું: "હે ભગવંત ! દેવકોપની શાંતિ અર્થે હું આપની કૃપા યાચુ છું."

આટલું કહી સાધુસંઘને તેણે મુક્ત કર્યો અને તે સાધુસંઘ પણ રાજગૃહીનો ત્યાગ કરી તુરત જ અન્ય દેશ તરફ ચાલ્યો ગયો.

## મહારાજા પુષ્યમિત્રને દૈવી મદદ—

મહારાજા પુષ્યમિત્રે સનાતન ધર્મના મૂળ મજબૂત કરવા માટે બૌદ્ધ અને જૈનશાસનના વિનાશ અર્થે તેમજ શાસનરક્ષક દેવી દેવતાઓની શક્તિનો પરાજય કરવા એક બલાઢ્ય યક્ષની સાધના કરી, જેના યોગે તે રાજગૃહીમાં મહારાજા ધર્મગુપ્તનું ખૂન કર્યા બાદ જૈનસાધુઓને હદ ઉપરાંત હેરાન કરવા લાગ્યો. વળી મંદિરોની પ્રાચીન જૈનપ્રતિમાઓનું ખંડન કરવાનું શરૂ કર્યું. એક દિવસ એક મંદિરમાં રહેલ પ્રતિમાનું ખંડન કરવા જતાં ત્યાં તેને ભયંકર રીતે આઘાત પહોંચવાથી આ કાર્ય તેને મનુષ્યશક્તિની બહારનું જણાયું. એટલે તેણે પોતાના સાધેલ યક્ષને તેનું કારણ પૂછયું. એણે પણ પોતાની અશક્તિ દર્શાવી કોષ્ટક દેશમાં રહેતા બળવાન, શક્તિશાળી **દંષ્ટ્રાવિનાશી** યક્ષની સાધના કરવા તેને કહ્યું. એટલે દંષ્ટ્રાવિનાશી યક્ષની સાધના અર્થે તે કોષ્ટક દેશ તરફ ગયો. ત્યાં જઇ તેણે મહામુશીબતે યક્ષને પ્રસન્ન કર્યો અને પોતાના કાર્યમાં મદદ કરવા કહ્યું. તે સમયે આ દંષ્ટ્રાવિનાશી યક્ષે વિચાર કર્યો કે 'આ રાજવી ભગવાનના શાસનનો નાશ કરવા મારી મદદ માંગી રહ્યો છે, પરંતુ મારું તો ખાસ 'પણ' છે કે મારાથી કોઈનું પણ અહિત ન થઈ શકે; તો આવું વિનાશક કાર્ય મારાથી શી રીતે થઇ શકે?' આ યક્ષ પ્રભુ-શાસનની રક્ષામાં માન ધરાવતો હોવાને અંગે તેણે પોતાનું બળ મજબૂત કરવા માટે આ સમયે કૃમીસેન નામના એક બળવાન યક્ષને પોતાની પુત્રી પરણાવી પોતાનો પક્ષ સુદૃઢ કર્યો અને પુષ્યમિત્રને દાદ આપી નહિ.

## મહારાજા પુષ્યમિત્ર મુનિહંત બને છે—

પુરાણોમાં ભાખેલ નીચેની ભવિષ્યવાણી આ કાળે પુષ્યમિત્ર રાજાને અંગે સિદ્ધ થતી માલૂમ પડે છે. પુરાણકારો કહે છે કે " કલ્કિ પાખંડીઓ કહેતાં અન્ય દર્શનિક સાધુઓનો નાશ કરશે." જૈનો પણ કહે છે કે " કલ્કિ જબરજસ્તીથી સાધુઓનો વેશ ઉતરાવી લેશે અને સાધુઓનો પીડાકારક થશે." તે જ પ્રમાણે બૌદ્ધોએ પણ પોકારીને કહ્યું છે કે " પુષ્યમિત્રે બૌદ્ધધર્મને નષ્ટ કરવાનો સંકલ્પ કરી બૌદ્ધમઠો તથા સાધુઓનો નાશ કર્યો હતો." આ હકીકતને લગતો દિવ્યાવદાનનો પાઠ અમો રજૂ કરી ગયા છીએ.

આ ત્રણે મતોનું ભિન્ન ભિન્ન પરંતુ એક જ વસ્તુનું પ્રતિપાદન કરનારું વર્ણન જોઇ તેમજ મહારાજા પુષ્યમિત્રે વેદાંત ધર્મના પ્રચાર અર્થે આદરેલ રાજ્યનીતિનું પૃથક્કરણ કરતાં સ્પષ્ટ રીતે સમજાઈ આવે છે કે બૌદ્ધ અને જૈનધર્મને આ કાળે અતિશય કષ્ટ સહન કરવું પડયું હતું.

મહારાજા પુષ્યમિત્રને ભગવાનના શાસનના વિચ્છેદ અર્થે એક બળવાન યક્ષની મદદ મળવાથી તે ખૂબ ધર્મઝનૂની બન્યો હતો કુર્કુટરામના મહાન્ મઠનો નાશ કર્યા બાદ મગધથી લગાવી પંજાબ સુધીના સેંકડો બૌદ્ધવિહારોનો નાશ કરી બૌદ્ધભિક્ષુકો અને બૌદ્ધધર્માનુયાયીઓને પૂર્વહિંદના માર્ગે ચીન સુધી દેશવટો આપવામાં તે સમર્થ થયો.

બાદ તેણે પડહો વગડાવી આખા સામ્રાજ્યમાં જાહેર કર્યું કે " જે કોઇ શ્રમણ કહેતાં સાધુનું મસ્તક મને લાવી આપશે તેને હું એક સો સુવર્ણ મહોરનું ઇનામ આપીશ." સાથોસાથ તેણે મગધમાં અશ્વમેધ યજ્ઞ કરવાની પણ જાહેરાત કરી.

સુવર્ણમહોરના લોભથી લલચાઇ રાજ્યદરબારે સેંકડો શ્રમણોનાં મસ્તકો આવવા ચાલુ થયાં. આમ થવાથી સાધુઓને શાસનરક્ષાની ફીકર થઇ પડી અને મગધના જૈનસંઘે એકત્રિત થઇ આ ભયંકર અપકૃત્યથી છંછેડાઇ શાસનરક્ષા અર્થે તેમજ મુનિ મહારાજોની જીવનરક્ષા અર્થે મગધની સરહદ નજદિક મથુરા ઉપર ચઢી આવેલ મહારાજા ખારવેલ કે જે ચૂસ્ત જૈનધર્મી હતો તેને જૈનધર્મની રક્ષા કરવા અને પોતાને મદદ કરવા આગ્રહભરી વિનંતિ કરી. પરિણામે કલિંગપતિ વીર ખારવેલે મથુરાનો ઘેરો ઉપાડી લઇ મગધ ઉપર ચઢાઈ કરી અને મહારાજા પુષ્યમિત્રને હરાવી જૈનધર્મ અને સાધુઓની રક્ષા કરી. આ હકીકતને નીચેના શિલાલેખદ્વારા પણ પુષ્ટિ મળી રહે છે.

**" अठमे च वसे महता सेना....गोरधगिरिं–घातापयिता राजगहं उपपीडापयति । एतिनं च,–कंमापदान–संनादेन संवित–सेनवाहनो विपमुंचितु मथुरं अपयातो यवनराज डिमित ।......"**

**ભાવાર્થ:**—રાજ્યાભિષેકના આઠમા વર્ષે મૌર્ય રાજા ધર્મગુપ્ત( બૃહદર્થ )ને મારી પુષ્યમિત્રે રાજ્યગૃહમાં તોફાન મચાવ્યું હતું. એ હકીકત સાંભળી સેનાથી ઘેરેલ મથુરાને છોડી રાજા ખારવેલ બૃહસ્પતિ( પુષ્ય )મિત્રને શિક્ષા દેવા અર્થે રાજગૃહી ઉપર ચઢી આવ્યો."

આ લડાઇમાં પુષ્યમિત્ર હાર્યો અને કેદ પકડાયો. પછી પોતાના રાજ્યની સલામતી ખાતર તેણે ફરજિયાત સંધી કરી સંધીની શરતમાં મહારાજા ખારવેલે લખાવી લીધું કે " હવેથી ધર્મદ્વેષના અંગે જૈનમૂર્તિઓનું ખંડન તેણે કરવું નહિ તેમજ જૈનસાધુઓને જરા પણ હેરાનગતિ પહોંચાડવી નહિ. એટલું જ નહિ પરંતુ જૈન ધર્મપાલક પ્રજાને તેણે જરા પણ કનડગત કરવી નહિ તેમજ જૈનમંદિરોના રક્ષણાર્થે મળતો રાજ્યાશ્રય કાયમ રાખવો "

આ પ્રમાણેની સંધી કરી મહારાજા ખારવેલ હારેલ નૃપતિ પુષ્યમિત્રને ગાદી ઉપરથી ઉઠાડી ન મૂકતાં તેની પાસેથી પુષ્કળ ધન, સામગ્રી લઇ કલિંગ તરફ પાછો ફર્યો.

ભાગ્યે જ થોડાંક વર્ષો શાંતિમાં ગયાં હશે તેવામાં તો મહારાજા પુષ્યમિત્રે પુનઃ જૈનસાધુઓના ઘાતનું કાર્ય હાથ ધર્યું, અને જૈનપ્રતિમાઓનું ખંડન કાર્ય ચાલુ કરવા તેણે

એક બાજુએ મુનિહંત મહારાજા પુષ્યમિત્રનું મૃત્યુ થયું ત્યારે બીજી બાજુ પાટલિપુત્રમાં નિરંતર ભયંકર વૃષ્ટિ થવા લાગી, જેના યોગે ગંગાનદીમાં પૂર આવ્યું અને રમણિય પાટલિપુત્ર નગરનો નાશ થયો. આ સમયે મોટી મોટી હવેલીઓ પૂરમાં તણાવા લાગી. નગરજનોની એવી તો દુર્દશા થઈ કે જેમાં ભાગ્યે જ કોઈ બચવા પામ્યું હોય.

× × ×

## આધુનિક સમયમાં પ્રાચીન પાટલિપુત્રના દૃષ્ટિગોચર થતાં અવશેષો—

વર્તમાનમાં પાટલિપુત્રના સંશોધનને અંગે અનેક વખત ખોદકામો થયાં છે, છતાં તેના અંગે જેટલા પ્રમાણમાં પ્રાચીન અવશેષો પ્રાપ્ત થવા જોઇએ તેટલા થયા નથી. જે કાંઇ સાહિત્ય પ્રાપ્ત થયું છે તે ઉપરથી પુરાતત્ત્વવેત્તાઓ પાટલિપુત્રના સંશોધનને અંગે ગૌરવતા લે છે. પુરાતત્ત્વ શોધક ડૉ. સ્પુનર પાટલિપુત્રના સંશોધનને અંગે જણાવે છે કે—

" પ્રાચીન પાટલિપુત્ર નગર વર્તમાન સમયમાં ગંગા અને શોણ નદીઓના વિસ્તૃત પટની નીચે દબાએલ છે કે જે દટાએલ નગર ઉપરથી ઉપરોક્ત નદીઓ વહે છે.

બાંકીપુર સ્ટેશનની આસપાસના ગામોમાં પણ આ પ્રાચીન નગરનો ઘણોખરો ભાગ જમીનમાં દટાયેલો સમજાય છે જેમાંથી ખોદકામ કરતાં કાંઇક અવશેષો મળી આવે છે. તેમજ કુમરાહર ગામની સમીપમાં પ્રાચીન:સમયનાં વિવિધ પ્રકારના અવશેષો દૃષ્ટિગોચર થાય છે. આ ગામની નીચે ઘણા રાજ્યપ્રાસાદો દટાએલા છે એમ નિશ્ચયપૂર્વક સમજાય છે.

ઉપરોક્ત ગામની ઉત્તરે કલ્લુ અને ચમન નામના તળાવોની વચ્ચે અશોકકાલિન સ્થંભના ઘણા અવશેષો પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે અનેક કૃતિઓ તથા અવશેષો અહીં વિદ્યમાન છે, જેના આધારે પ્રમાણિકતાથી નિશ્ચય થઇ શકે છે કે આ સ્થાને પ્રાચીન મૌર્યસમ્રાટોના રાજ્યપ્રાસાદો હતા એમ માની શકાય છે. "

પ્રાચીન પાટલિપુત્રને અંગે સંશોધનનું કાર્ય જો ચીવટપૂર્વક હાથ ધરવામાં આવે તો ખોદકામ કરતાં હજી પણ મહત્ત્વતાભરી કૃતિઓ મળી આવે એવો સંપૂર્ણ યોગ છે.

× × ×

## કાળગણનાનો ચોથો આંક પૂરો થાય છે.

આ કાળે જૈનાચાર્યો પાટલિપુત્રના વિનાશ સાથે રાજ્યકાળગણનાનો આંક બદલે છે અને કાળગણનાની સંખ્યાનો ચોથો આંક અહીં પૂરો કરી હવે પછીના પાંચમા આંકની શરૂઆત ભરુચ કહેતાં ભૃગુકચ્છ કે જ્યાં રાજા બલમિત્રનો રાજ્યાભિષેક થયો હતો તેના અંગે શરૂ કરે છે.



# પ્રકરણ ૩ જું.

---

## મહામેઘવાહન કલિંગપતિ ખારવેલ (ઈ. સ. પૂર્વે ૧૯૫ થી ૧૫૨.)

### મહારાજા ખારવેલ અને તેના પૂર્વજો—

મૌર્ય સામ્રાજ્ય મહારાજા બૃહદ્રથ સુધી પહોંચ્યા બાદ પુષ્યમિત્રે મૌર્યવંશીય અંતિમ રાજવી બૃહદ્રથનું ધર્મઝનૂનથી પ્રેરાઈ ખૂન કરી રાજ્યગાદીની પ્રાપ્તિ કરી તેને લગતો ઉલ્લેખ પણ હાથીગુફાના શિલાલેખોમાંથી મળી આવે છે. જૈનધર્માનુરાગી મહારાજા ખારવેલ અને તેના પૂર્વજોનો આ સ્થળે સંશોધનપૂર્વક પરિચય આપવો તે અસ્થાને ન ગણાય એમ માની નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ:—

હાથીગુફાના શિલાલેખો ઉપરથી ઘણા વિદ્વાનો મહારાજા ખારવેલને ચૈત્રવંશીય માને છે, જ્યારે કોઈ કોઈ તેને ચેદીવંશીય રાજા માને છે. અમારા સંશોધન મુજબ મહારાજા ખારવેલ ન તો ચૈત્રવંશીય છે, ન તો ચેદીવંશીય છે; પરંતુ તે ચેટવંશીય હતો; કારણ કે એ વૈશાલીના પ્રસિદ્ધ રાજા ચેટકના પુત્ર કલિંગરાજ શોભનરાયની વંશપરંપરામાં થએલ હતો.

અજાતશત્રુ (કોણિક) સાથેની લડાઈમાં મહારાજા ચેટકના મરણ બાદ તેનો પુત્ર શોભનરાય વૈશાલીથી નાસી કલિંગરાજ પાસે ગયો અને તે કલિંગાધિપતિ થયો. સ્થવિરાવલીમાં તેને લગતું વૃત્તાંત નીચે પ્રમાણે છે. વિદ્વાનો તેમજ સંશોધકો જરૂર આ પૂર્વ ઘટના ઉપર ધ્યાન પહોંચાડશે.

"વૈશાલીના રાજા ચેટક તીર્થંકર મહાવીરના ઉત્કૃષ્ટ શ્રમણોપાસક હતા. ચંપાનગરીના અધિપતિ રાજા કોણિક વૈશાલી ઉપર ચઢી આવ્યો અને તેણે ચેટકને હરાવ્યો. બાદ અન્નજળનો ત્યાગ કરી મહારાજા ચેટક સ્વર્ગવાસી થયા."

"ચેટકનો શોભનરાય નામનો પુત્ર ત્યાંથી નાસી પોતાના શ્વસુર કલિંગપતિ સુલોચનને શરણે ગયો. સુલોચનને પુત્ર ન હોવાથી પોતાના જમાઈ શોભનરાયને કલિંગ દેશનું

રાજ્ય અર્પણ કરી તે પરલોકવાસી થયો. શોભનરાયનો કલિંગની રાજ્યધાની કનકપુરમાં રાજ્યાભિષેક થયો. એ જૈન ધર્મનો મહાન્ ઉપાસક હતો. તેણે કલિંગ દેશના તીર્થસ્વરૂપ કુમારપર્વતની યાત્રા કરી કે જ્યાં શ્રી ઋષભદેવની સુવર્ણપ્રતિમાવાળું જૈન મંદિર આવેલ હતું અને તે શ્રેષ્ઠ શ્રાવક બન્યો."

"શોભનરાયના વંશમાં પાંચમી પેઢીએ ચંદરાય નામે રાજા થયો. શોભનરાયની આઠમી પેઢીએ ક્ષેમરાજ નામે રાજા થયો, જેનો ઉલ્લેખ ખારવેલના શિલાલેખની ૧૬મી પંક્તિમાં ખેમરાજના નામે મળી આવે છે. ત્યારબાદ તેનો પુત્ર વુદ્ધરાજ કલિંગનો રાજા થયો કે જે જૈન ધર્મનો મહાન્ ઉપાસક હતો. એના અંગે હાથીગુફાવાળા શિલાલેખમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ત્યારબાદ તેનો પુત્ર ભીખુરાય નામે કલિંગપતિ રાજા થયો, જેનાં ત્રણ નામો પ્રસિદ્ધિને પામ્યાં છે."

"નિર્ગ્રંથ સાધુઓની ભક્તિ કરવાવાળો હોવાને લીધે તેનું નામ "**ભીખ્ખુરાય**" તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. પૂર્વ પરંપરાગત પ્રમાણે "**મહામેઘ**" નામના હાથી ઉપર તે નિયમિત બેસતો હોવાના કારણે તેનું બીજું નામ "**મહામેઘવાન**" હતું. તેની રાજધાની સમુદ્રકિનારે હોવાથી તેનું ત્રીજું નામ "**ખારવેલાધિપતિ**" પડયું."

"ભીખ્ખુરાય (મહામેઘવાન, ખારવેલ) અતિશય પરાક્રમી હતો. તેની પાસે હસ્તી આદિની સેના સારા પ્રમાણમાં હોવાથી તે ચારે દિશાએ વિજયી બન્યો હતો. તેણે મગધ દેશના રાજા પુષ્યમિત્ર–બૃહસ્પતિમિત્રને હરાવી પોતાની રાજ્યાજ્ઞા મગધ ઉપર પણ ફેરવી. નંદ રાજા, ઋષભદેવ ભગવાનની સુવર્ણ પ્રતિમા કલિંગથી ઉઠાવી લઇ ગયા હતા તે આ વીર રાજવી ખારવેલ પાટલિપુત્ર નગરથી પોતાની રાજ્યધાનીમાં પાછો લઇ આવ્યો અને કુમારગિરિ તીર્થ ઉપર શ્રેણિક મહારાજાએ બંધાવેલ જૈન મંદિરનો પુનરુદ્ધાર કરાવી શ્રી આર્યસુહસ્તિના શિષ્ય સુપ્રતિબદ્ધ નામના આચાર્યના હસ્તે એ સુવર્ણ પ્રતિમાને પ્રતિષ્ઠિત કરાવી ઉપરોક્ત મંદિરમાં સ્થાપિત કરી. આ હકીકતને લગતો ઉલ્લેખ હાથીગુફાના શિલાલેખમાં મળી આવે છે."

પૂર્વે બારવર્ષી દુકાળના કારણે શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તિના અનેક શિષ્યો શુદ્ધ આહાર ન મળવાના કારણે કુમારગિરિ નામના પર્વત ઉપર અનશન કરી સ્વર્ગવાસ પામ્યા હતા. એ દુકાળના પ્રભાવે તીર્થંકરોના ગણધરોદ્વારા પ્રરૂપિત ઘણા સિદ્ધાંતો પણ નષ્ટ થઈ ગયા હતા એ જાણી ભીખ્ખુરાયે જૈનસિદ્ધાંતોના સંગ્રહ અર્થે, જૈનધર્મનો વિસ્તાર કરવા અર્થે શ્રી સંપ્રતિ રાજાના સમયના શ્રમણ નિર્ગ્રંથ તથા નિર્ગ્રંથીઓની એક સભા કુમારગિરિ ઉપર એકત્ર કરી. આ સમુદાયમાં શ્રી આર્યમહાગિરિની પરંપરાના **શ્રી બલિસ્સહ, બોધિલિંગ, દેવાચાર્ય, ધર્મસેનાચાર્ય, નક્ષત્રાચાર્ય** આદિ બસો જેટલા જિનકલ્પની તુલના કરવાવાળા સાધુઓ તથા **આર્યસુસ્થિત, આર્યસુપ્રતિબદ્ધ, ઉમાસ્વાતી, શ્યામાચાર્ય** આદિ ત્રણસો જેટલા નિર્ગ્રંથ સાધુઓ પણ એકત્ર થયા હતા.

**આર્યા પોઇણી** આદિ ત્રણસો જેટલી નિર્ગ્રંથ સાધ્વીઓ પણ આ સભામાં એકત્ર થઇ હતી.

**ભીખ્ખુરાય, સીવંદ, ચૂર્ણક, સેલક** આદિ સાતસો શ્રમણોપાસક અને ભીખ્ખુરાયની સ્ત્રી **પૂર્ણમિત્રા** આદિ સાતસો શ્રાવિકાઓ પણ આ સભામાં હાજર રહી હતી.

પુત્ર, પૌત્ર અને રાણીઓના પરિવારથી સુશોભિત એવા ભીખ્ખુરાયે નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓને નમસ્કાર કરીને કહ્યું કે " હે મહાનુભાવો ! આપ હવે શ્રી વર્ધમાન તીર્થંકર-પ્રરૂપિત જૈનધર્મની ઉન્નતિ અને વિસ્તાર કરવા અર્થે સર્વે શક્તિઓને ઉદ્યમવંત કરો અને આપ સર્વે ઉદ્યમવંત બનો. "

ભીખ્ખુરાયના ઉપરોક્ત પ્રસ્તાવ ઉપર સર્વે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથિણીઓએ પોતાની સંમતિ દર્શાવી. બાદ ભીખ્ખુરાયથી પૂજિત, સત્કૃત અને સન્માનિત નિર્ગ્રંથ અને નિર્ગ્રંથિણીઓ મગધ, મથુરા, બંગ આદિ દેશોમાં તીર્થંકરપ્રણીત જૈન ધર્મની ઉન્નતિ અર્થે ત્યાંથી વિહાર કરી ગયા.

ત્યારબાદ ભીખ્ખુરાયે કુમારગિરિ અને કુમારીગિરિ નામના પર્વત ઉપર સુશોભિત અનેક ગુફાઓ કોતરાવી જિનકલ્પની તુલના કરવાવાળા નિર્ગ્રંથો વર્ષાઋતુમાં આ ગુફાઓમાં રહેતા હતા; તેમ જ સ્થવિરકલ્પી નિર્ગ્રંથો પણ આ પર્વતની ગુફામાં રહેતા હતા

આ પ્રમાણે નિર્ગ્રંથોના અંગે ભીખ્ખુરાયે વિભિન્ન વ્યવસ્થા કરી હતી ઉપરોક્ત સર્વે જાતની વ્યવસ્થાથી કૃતાર્થ થએલ ભીખ્ખુરાયે બલિસ્સહ, ઉમાસ્વાતી, શ્યામાચાર્ય આદિ સ્થવિરોને નમસ્કાર કરી જૈન આગમોના મુગટતુલ્ય ' દૃષ્ટિવાદ અંગ 'ના સંગ્રહના અર્થે પ્રાર્થના કરી.

ભીખ્ખુરાયની પ્રેરણાથી ઉપરોક્ત આચાર્યોએ અવશિષ્ટ દૃષ્ટિવાદ અંગને શ્રમણસંઘસમુદાયદ્વારા થોડા થોડા ભોજપત્રો એકત્રિત કરી તાડપત્ર અને વલ્કલ પર અક્ષરોથી લિપિબદ્ધ કરી ભીખ્ખુરાયનો મનોરથ પૂર્ણ કર્યો આ પ્રમાણે શ્રી આર્યસુધર્મારચિત ' દ્વાદશાંગી ' સંરક્ષિત થઇ.

ઉપરોકત પ્રસંગ ઉપર શ્રી શ્યામાચાર્યે નિર્ગ્રંથ સાધુ સાધ્વીઓના સુખબોધાર્થે **' પન્નવણા '** ( પ્રજ્ઞાપના ) સૂત્રની પણ રચના કરી, જે સૂત્ર વર્ત્તમાન કાળે પણ વિદ્યમાન છે.

સ્થવિર શ્રી ઉમાસ્વાતીજીએ પણ ઉપરોક્ત ઉપદેશ અનુસારે નિર્યુક્તિ સહિત **' તત્ત્વાર્થ '** સૂત્રની રચના કરી. આ સૂત્ર પણ વર્ત્તમાનકાળે ઉપલબ્ધ છે.

સ્થવિર શ્રી આર્યબલિસ્સહે વિદ્યાપ્રવાદ પૂર્વમાંથી ' અંગવિદ્યા ' આદિ શાસ્ત્રોની

પણ રચના કરી. ઉપરોક્ત 'અંગવિદ્યા' ૯,૦૦૦ શ્લોકપ્રમાણ પ્રાકૃત અને ગદ્ય તથા પદ્યમાં લખાયેલ છે જે સામુદ્રિક વિદ્યાના શ્રેષ્ઠ કોટિના ગ્રંથ તરીકે આજે પણ પ્રખ્યાતિ પામેલ છે.

આ પ્રમાણે જૈનશાસનની ઉન્નતિ કરવાવાળો ભીખ્ખુરાય અનેકવિધ ધર્મકાર્યો કરી સ્વર્ગવાસી થયો.

ભીખ્ખુરાયની પછી તેનો પુત્ર વક્રરાય કલિંગનો રાજા થયો. તે પણ જૈનધર્મી હતો. વક્રરાયના બાદ વિદુહરાય કલિંગનો રાજા થયો. તે પણ જૈનધર્મી હતો.

ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન આ ત્રણે ધર્મો કલિંગમાં વિદ્યમાન હતા. જૈનોની મોટી સંખ્યા હતી તેમ જ જૈનસાધુઓ પણ મોટા પ્રમાણમાં વિચરતા હતા. રાષ્ટ્રધર્મ તરીકે પણ જૈનધર્મે અહીં સારામાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

## કલિંગ કયાં આવ્યું ?

મગધ સરહદની લગોલગ આવેલ તેલીંગાનની ઉત્તરનો પૂર્વઘાટ અને બંગાળ વચ્ચેના કિનારાના પ્રદેશને કલિંગની હદ ઠરાવવી તે જો કે અચોક્કસ છે, છતાં ગોદાવરીની ઉત્તરે પથરાતો અને બંગાળ ઉપસાગરને સ્પર્શતો ભૂમિપ્રદેશ આ કાળે કલિંગ નામે ઓળખાતો, જેનું હાલમાં ભૂગોળમાં ઓરીસા અને ગંજામ પ્રદેશ તરીકે વર્ણન કરવામાં આવે છે.

આ પ્રદેશમાં હિંદી પ્રજાના ગૌરવના અખંડ સ્મારકસ્વરૂપ અને ઐતિહાસિક સંબંધ-દર્શક **બનારસ** ( **કાશી** ) અને **જગન્નાથપુરી** એ બે યાત્રાધામો આવેલાં છે, જેના અંગે આ પ્રદેશને ધર્મભૂમિની ઉપમા આપીએ તો ખોટું ન કહેવાય.

જગન્નાથપુરીના કારણે ઓરીસાનો પ્રદેશ હિંદુ ધર્મના ખાસ બગીચારૂપ છે. આવા મહાન્ ઐતિહાસિક પ્રદેશની પ્રાચીન ઐતિહાસિક માહિતી નિષ્પક્ષપાતપણે પ્રસંગાનુસાર આપવી તે ગ્રંથની મહત્ત્વતા વધારનારી થઇ પડશે.

## પ્રાચીન જૈન ગુફાઓની હારમાલાઓ—

આ પ્રદેશોમાં (કુમારગિરિ) **ઉદયગિરિ*** અને (કુમારીગિરિ) **ખંડગિરિ** નામની બે ઐતિહાસિક ટેકરીઓ પર ગુફાઓ આવેલ છે, તેમ જ પ્રાચીન જૈન ધર્મના અવશેષરૂપ જીર્ણ મંદિરો પણ અહીં દેખાય છે. ઉપરોક્ત બંને ટેકરીઓ ભુવનેશ્વરની ઉત્તર પશ્ચિમે પાંચ માઇલ દૂર છે. બને ટેકરીઓ જુદી જુદી દિશાઓમાં આવેલી છે, જ્યાં જવાનો

* "ઉત્તરહિંદમાં જૈન ધર્મ" એ નામના પુસ્તકના લેખક શ્રી ચીમનલાલ જે. શાહે ગુફાઓને લગતાં ચિત્રો તેમજ નોંધો પોતાના ગ્રંથમાંથી આ ગ્રંથ માટે લેવાની અમોને પરવાનગી આપી છે તે બદલ અમો તેમનો આભાર માનીએ છીએ. આ ગ્રંથકારે ઉત્તરહિંદનો પ્રમાણભૂત ઇતિહાસ રજૂ કરવા કરેલ સ્તુત્ય પ્રયાસના અમો મુક્તકંઠે વખાણ કરીએ છીએ.

માર્ગ ભુવનેશ્વરથી પણ અલગ છે. ત્યાં અનેક જાતિઓનો હાલમાં વસવાટ છે કે જેનું સ્થાન હલકી જાતિઓમાં પણ ઉતરતું છે. જૈન પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથોમાં 'અંગ' અને 'ઉપાંગ'ના નામે તે જાતિઓનું વર્ણન મળે છે. તેઓની ભાષા જંગલી, મ્લેચ્છ જેવી જણાય છે.

## નીલગિરિ પર્વતની ગુફા—

તેવી જ રીતે આ પ્રદેશમાં નીલગિરિ નામે એક પર્વત પણ આવેલો છે કે જે પર્વત પણ સારી જેવી ઐતિહાસિક માહિતી પૂરી પાડે છે. ઉદયગિરિમાં ૪૪, ખંડગિરિમાં ૧૯ અને નીલગિરિમાં ૩ મળી કુલ ૬૬ ગુફાઓ આ ગિરિમાળામાં આવેલી છે. આ ગુફાઓ પ્રાચીન સુંદર કોતરકામના લીધે પૂર્વ હિંદમાં ઇતિહાસવેત્તાઓનું ખાસ ધ્યાન ખેંચે છે. પ્રાચીન કાળમાં બૌદ્ધ અને જૈન સાધુઓ આ ગુફાઓમાં રહેતા હતા. કળાવિધાનની દૃષ્ટિએ પણ આ ગુફાઓ અતિસુંદર અને મનોહર છે. આ ગુફાઓ ઇ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સૈકામાં કોતરાએલી જણાય છે, જેમાંના પ્રાચીન શિલાલેખોનો ઘણો ભાગ મહારાજા ખારવેલ અને તેની ધર્મપત્નીના અંગે કોતરાએલા દેખાય છે. મહારાજા ખારવેલનો સંબંધ મૌર્યવંશના પતન પછી રાજ્યગાદી ઉપર આવનાર મહારાજા પુષ્યમિત્રની સાથે સંકળાએલો છે.

મહારાજા ખારવેલના રાજ્યામલ દરમ્યાન કલિંગ રાજ્ય સંપૂર્ણ સ્વતંત્ર બન્યું હતું; કારણ કે મગધની અંધાધુંધીનો તેણે લાભ લીધો હતો અને પુષ્યમિત્રના અમલ દરમિયાન બે વાર મગધ પર ચઢાઇ કરી તેને પરાજિત કર્યો હતો.

આ મહારાજા ખારવેલ કલિંગની ગાદી ઉપર ઈ. સ. પૂર્વે લગભગ ૧૬૫ માં આવ્યો હતો. બાદ તેણે માત્ર ૧૩ વર્ષ સુધી રાજ્યગાદી ભોગવ્યાનો ઇતિહાસ મળી આવે છે. આ સમયની તેની કારકીર્દી મુખ્યત્વે કરીને હાથી ગુફાના સત્તર શિલાલેખોદ્વારા સુંદર રીતે સમજવા મળે છે. આ શિલાલેખો પ્રાચીન મૂર્તિપૂજાના ઇતિહાસને પ્રમાણભૂત ઠરાવવા વર્તમાનકાળે એક અગત્યનું સાધન છે. તેના શિલાલેખોનો સારાંશ બહુધાએ ધાર્મિક તત્ત્વોથી ભરપૂર છે. ઉપરોક્ત શિલાલેખોનો ઉતારો શ્રીમાન્ પંડિત સુખલાલજીએ પ્રાકૃત મૂળ પાઠો સાથે લીધેલો છે, જેને અમો આ પ્રકરણના અંતમાં રજૂ કરીએ છીએ. આ શિલાલેખોના વાંચનથી ઇતિહાસપ્રેમી જનતાને તેમજ પ્રાચીન કાળમાં ભારતમાં મૂર્તિપૂજા હતી કે નહિ એવી શંકા ધરાવનાર વ્યક્તિને મૂર્તિપૂજાની સચોટ ખાત્રી થાય એમ ધારીને અમો આ શિલાલેખના મૂળ પાઠો પ્રગટ કરવાનું ઉચિત ધારીએ છીએ. આ ઐતિહાસિક ગ્રંથની રચના પણ અમોએ મૂર્તિપૂજાની પ્રમાણિકતાના અંગે જ કરી છે. આ શિલાલેખો પણ અમારી માન્યતાને પુષ્ટ બનાવે છે

## હાથીગુફાના શિલાલેખની સમજ—

હાથીગુફાવાળો શિલાલેખ એ અન્ય શિલાલેખોમાં પહેલો અને સૌથી મોટો છે કે જે જૈનપદ્ધતિ અનુસાર ' માંગલિક ' ચિહ્નથી શરૂ થાય છે. આ શિલાલેખ અંતિમ તીર્થંકર

પ્રભુ મહાવીરના નિર્વાણ પછી સો વર્ષે ઓરીસામાં જૈનધર્મ દાખલ થયો હતો અને પછી તે રાષ્ટ્રધર્મ બન્યો હતો તેમ સૂચવે છે. તેવી જ રીતે આ ગુફાના આગળના ભાગ ઉપર ઐતિહાસિક કોતરકામ છે કે જે ઇ. સ. પૂર્વે બીજા સૈકાની નોંધ ઉપર રોશની ફેંકે છે. પુષ્યમિત્રે મૌર્યવંશની ગાદી પચાવી રાજ્ય કરવા માંડયું તે સમયે દક્ષિણ હિંદના આંધ્ર લોકોએ ઉત્તર તરફ ધસી જઇ માળવા સુધીના પ્રદેશો સર કર્યા હતા, તેમ જ કલિંગના વિજયની નોંધ આ ગુફાના શિખર ઉપર જોવામાં આવે છે. તેવી જ રીતે સ્વર્ગપુરીગુફા ઉપરનો શિલાલેખ કે જે મહારાજા ખારવેલની પટરાણીએ કોતરાવ્યો હતો તેમાં શ્રમણો માટે એક મંદિર અને ગુફાઓ બંધાવ્યાનો ઉલ્લેખ છે.

## ગુફાઓની માહિતી—

હાથીગુફાના શિલાલેખની વિગતમાં ઉતરતાં પૂર્વે તેની આસપાસનાં ખંડિયેરો શું માહિતી પૂરી પાડે છે તે પણ તપાસીએ. ' જીલ્લા ગેઝેટીયર 'માં જણાવ્યા અનુસાર મૌર્ય સમ્રાટ્ અશોકના સમયમાં જૈન સાધુઓ અહીં વસ્યા હતા એ ચોક્કસ છે. કારણ ઉદયગિરિ અને ખંડગિરિની રેતીયા પત્થરની ટેકરીઓ, અનેક વિશ્રામસ્થાનરૂપ ગુફાઓથી ઘેરાએલી છે કે જે ઘણીખરી મૌર્ય સમયની બ્રાહ્મી લિપિના શિલાલેખો ધરાવે છે. તે બધી જૈનોના ધાર્મિક ઉપયોગ માટે બંધાયેલી જણાય છે, કારણકે અનેક સૈકાઓ સુધી જૈન સાધુઓએ તેનો ઉપયોગ કર્યો છે. ઓરીસાની કલાવિધાન પ્રગતિમાં જૈન અને બૌદ્ધોના અંગે આ ગુફાઓ ખાસ ધ્યાન ખેંચે છે. ખંડગિરિની કેટલીક ગુફાઓ ' રાણીગુફા ' અને ' અનંતગુફા 'ની માફક બૌદ્ધ-વૃક્ષ, બૌદ્ધ ત્રિશૂળ, સ્તૂપ અને લાક્ષણિક સ્વસ્તિક ' આદિ નિશાનીઓ માટે પ્રસિદ્ધ છે.

ખંડગિરિની ગુફામાં ( ૧ ) સત્ઘર અથવા સત્બખ્ર ( ૨ ) નવમુનિ અને ( ૩ ) અનંત એ ત્રણ અગત્યની ગુફાઓ છે. તેમાં પ્રથમની બે ગુફાઓ ઉપર સ્પષ્ટ રીતે જૈન ચિહ્નો છે, જ્યારે છેલ્લી ઉપર બૌદ્ધધર્મનાં ચિહ્નો છે. આ ગુફાઓની પાછલી ભીંત ઉપર સ્વસ્તિક અને ત્રિશૂળ ચીતરેલાં છે. પહેલીમાં સ્વસ્તિકની નીચે એક નાની ઊભી ખંડિત પ્રતિમા છે કે જે જીલ્લા ગેઝેટીયરની નોંધ પ્રમાણે ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથને મળતી આવે છે. તે ગુફાની હદ ટેકરીના ઉત્તર તરફના ભાગથી સરખી કરી લેવામાં આવી છે, જેમાં જૈનસાધુઓ તથા તીર્થંકરોની પ્રતિમાઓ છે. તે ઉપરાંત કોતરકામની દરેક કમાન નાગની બે ફેણોની વચમાં આવે છે કે જે ફણાનું ચિહ્ન શ્રી પાર્શ્વનાથના લાંછન તરીકે ગણાય છે. ગુફાની બાજુની ભીંતો તેમજ કમાન વચ્ચેની જગ્યા પોતાના હાથમાં અર્ધ્ય લઇ જતા વિદ્યાધરોથી પૂરાઇ છે.

## સત્ઘર ને નવમુનિની ગુફા—

સત્ઘરની ગુફા દક્ષિણ બાજુના અંદરના ખંડમાં ગોઠવેલી છે જેમાં લાંછન સહિત



ખંડગિરિ ઉપરનું જૈન મંદિર.

[ શ્રી મિત્રના સૌજન્યથી ]

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

તીર્થંકરોની આકૃતિઓ છે. જ્યારે નવમુનિ યા નવસંતોની ગુફા એક સળંગ પડસાળવાળી પરંતુ બે ખંડની એક સાદી ગુફા છે. એક ફૂટ ઊંચી સાદા કોતરકામવાળી, શાસનદેવી સહિત દસ તીર્થંકરોની પ્રતિમાઓ તેમાં છે. આ પ્રતિમાઓ પૈકી પાર્શ્વનાથની પ્રતિમાઓ નાગફણાને લઇ તુરત જ ઓળખી શકાય છે. શ્રી પાર્શ્વનાથની પ્રતિમા વધારે પૂજનિક મનાય છે. અને તેથી અહીં પણ પાર્શ્વનાથની બે પ્રતિમાઓ કોતરાએલી દેખાય છે.

આ ઉપરાંત આ ગુફામાં બે પ્રખ્યાત શિલાલેખો છે. તેમાંનો એક પ્રખ્યાત ઉદ્યોત્–કેસરીદેવના પ્રગતિમાન અને વિજયી રાજકાળના અઢારમા વર્ષનો છે. બંને શિલાલેખોમાં નીચેનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થાય છે:—"આર્યસંઘના ગ્રહકુળના દેશીગણ શાખાના આચાર્ય કુલચંદ્રના શિષ્ય શુભચંદ્રનું નામ ધરાવે છે." આ બન્ને શિલાલેખો એક જ તારીખના કોતરાએલા સમજાય છે કે જે ઇ. સ. ના દસમા સૈકામાં હોવાનો સંભવ છે.

### બારભુજી ગુફા—

આ ગુફાની પેલી બાજુ "બારભુજી અર્થાત્ બાર હાથવાળી" ગુફા આવે છે. તેમાં પડસાળની ડાબી બાજુ ઉપર બાર હાથવાળી એક સ્ત્રીની પ્રતિકૃતિ છે. આમાં પણ શાસન-દેવી સહિત પદ્માસને બેઠેલ તીર્થંકરોની પ્રતિમાઓ છે. તેની પાછલી ભીંતો ઉપર સાત ફણોવાળા પાર્શ્વનાથની ઊભી પ્રતિમા છે. તેવી જ રીતે લાંછનવાળી તીર્થંકરોની દરેક પ્રતિમાઓ સરખી રીતે આઠથી સાડાનવ ઈંચની છે જ્યારે પાર્શ્વનાથની પ્રતિમા સાડી-એકત્રીસ ઇંચની છે કે જે સુંદર અને દર્શનીય છે.

### ત્રિશૂળ ગુફા—

દક્ષિણમાં 'ત્રિશૂળ' નામે ગુફા છે, જેની અંદરના ભાગની બેઠકો ખાસ ધ્યાન ખેંચે તેવી છે કે જેની ઉપર સાતફણા પાર્શ્વનાથ અને મહાવીર આદિ ચોવીસ તીર્થંકરોની હારમાળા આવેલી છે. આ હારમાળામાં પણ શ્રી પાર્શ્વનાથને પ્રભુ મહાવીરની પાછળની ભીંતમાં મધ્યમાં બેસાડી તેમને ખાસ મહત્ત્વતા અપાઇ છે. તેવી જ રીતે પંદરમા તીર્થં-કરની પ્રતિમા નીચેનો ભાગ પગથી ઉપર કરેલી બેઠકથી ઢંકાઈ ગયેલો છે કે જે બેઠક ઉપર આદિનાથની કોતરેલી ત્રણ સુંદર પ્રતિમાઓ છે. આ હારમાળાની પ્રતિમાઓની રચના બાજુની ગુફાઓ કરતાં વધુ સૂક્ષ્મ દેખાય છે. નવમુનિ ગુફાની લગભગ તારીખનો લેખ લાલ–તેદુ–કેસરીની ગુફા યા સિંહદ્વાર પર તેમજ ઉદ્યોત્–કેસરીની ગુફા પરના લેખોની તારીખ સાથે મળતો આવે છે. જીલ્લા ગેઝેટીયરના જણાવવા મુજબ નૃપતિ લાલ–તેદુ–કેસરી પરથી તેનું તેવું નામાભિધાન થયેલ છે. તે બે માળની ગુફા છે. તેના પહેલા માળના ઓરડામાં તીર્થંકરોની પ્રતિમાઓ કોતરાએલી છે, જેમાં શ્રી પાર્શ્વનાથની મુખ્ય છે. ગુફાના તળીયાંથી ૩૦ થી ૪૦ ફુટ ઊંચે તેની પાછળની ભીંતે પ્રતિમાઓની હારમાળાઓ કોતરાએલી છે.

ઉપરોક્ત ગુફાના લેખોની બરાબર રક્ષા ન થવાથી તેની છેલ્લી લીટીના થોડાક શબ્દો તૂટેલા છે છતાં તે નીચે પ્રમાણે વંચાય છે. " પ્રખ્યાત ઉદ્યોત્–કેસરીના વિજયી રાજ્યના પાંચમા વર્ષમાં પ્રખ્યાત કુમારપર્વત પર જીર્ણ તળાવ તથા મંદિરોનો પુનરુદ્ધાર થયો હતો અને ત્યાં જ ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ બેસાડી હતી. પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરતી વખતે...........જ સનન્દિ..........."

ઉપરોક્ત લેખમાં ઉદ્યોત્–કેસરીનો ઉલ્લેખ જોવામાં આવે છે છતાં ઐતિહાસિક શોધખોળના આધારે ઉદ્યોત્–કેસરીને લગતી પૂરેપૂરી માહીતિ મળી શકતી નથી; કારણ કે ઇ. સ. ૨૦૦ થી લગાવી ઇ. સ. ના સાતમા સૈકા સુધીનો આંધ્ર અને ઓરીસાનો ઈતિહાસ શોધખોળના અભાવે અંધારામાં રહ્યો છે, છતાં આધુનિક સંશોધન પરથી સમજાય છે કે આ ઉદ્યોત્–કેસરી જૈનસંપ્રદાયને માનનાર જૈનધર્મી રાજા હતો.

### ઉદયગિરિની ગુફા—

ઉદયગિરિની ગુફા તરફ દષ્ટિપાત કરતાં જણાય છે કે કલાવિધાન અને શિલ્પની દષ્ટિએ આ ગુફા ઓરીસાની બધી ગુફાઓમાં અગત્યની છે. રાણીનૂર યા રાણીગુફા વિશેષ પ્રખ્યાત છે કે જેમાં મનુષ્યની વિવિધ ક્રિયાઓનાં દશ્યો તેના ભવ્ય કેવાળમાંહેના કોતરકામમાં સમાએલા છે. આમાં પણ કેવાળમાંના શિલ્પના ત્રણ નમૂનાઓ તથા નકશી-કામ ખાસ આકર્ષક છે. જીલ્લા ગેઝેટીયરના રિપોર્ટ મુજબ આ નકશીકામનો ઘણે અંશે કોઇક ધાર્મિક પ્રસંગે શહેરમાં પસાર થતી કોઇ સાધુપુરુષની સ્વારી જેવો દેખાવ લાગે છે. તેમાં લોકો પોતાનાં ઘરોમાંથી એમનાં દર્શન કરી રહ્યા છે. ઘોડાઓને દોરવામાં આવ્યા છે. હાથી પર સ્વારી કરવામાં આવી છે. રક્ષકો પહેરો ભરે છે. પ્રજાજનોમાં પુરુષો અને સ્ત્રીઓ જોડેલા હાથે સંતની પાછળ ચાલે છે અને સ્ત્રીઓ થાળમાં ફળ તથા આહારને અર્ઘ્ય તરીકે ધરી આશીર્વાદ માગે છે.

ઉપરની પાંખનું ૬૦ ફુટ લાંબા દેખાવનું કોતરકામ ખાસ બોધદાયક છે. હિંદી ગુફાઓમાં આ ગુફાની માફક બીજી કોઈએ પણ શિલ્પશાસ્ત્રમાં આટલી ચર્ચા ઊભી કરી નથી. આ દેખાવોને અનેક રીતે સમજાવવામાં આવે છે, જેની ટૂંકી આવૃત્તિ ગણેશગુફામાં થએલ છે. આમાં પાર્શ્વનાથ અન્ય તીર્થંકરો કરતાં વધુ માન્ય દેખાય છે. તેમનો સંબંધ હિંદની ભૂમિમાં પૂર્વે કલિંગ સાથે સંકલિત ,હતો એવું જો અનુમાન દોરીએ તો તે અસ્થાને નહિ ગણાય. કારણ હાથીવાળો દેખાવ પ્રભુ-પાર્શ્વનાથનાં ભાવી પત્ની પ્રભાવતીને તેનાં સગાં તથા પાર્શ્વરક્ષકો સહિત રજૂ કરે છે. પછીનો દેખાવ કલિંગના રાજાથી તેનું કરાતું હરણ બતાવે છે. ત્રીજો દેખાવ જંગલમાં શિકાર કરતા પાર્શ્વનાથ દ્વારા તેની થતી રક્ષા રજૂ કરે છે. ચોથો દેખાવ લગ્નોત્સવમાં જમણ આદિના ઉપભોગનો દર્શાવે છે. પછીનો દેખાવ લગ્નક્રિયા બતાવે છે. નીચેની પાંખ પરનો દેખાવ તીર્થંકર તરીકે પ્રભુ પાર્શ્વનાથનો વિહાર અને તેમને મળતા વિવિધ માનનો સૂચક છે.

## શ્રી ગણેશગુફા—

આ ગુફાનું કોતરકામ રાણીગુફાની માફક જ છે. આ ગુફા અંગે જીલ્લા ગેઝેટીયર અનુમાન દોરે છે કે આ દેખાવ મધ્યકાલીન કથા અનુસારે કલિંગના **યવન** નામના રાજા દ્વારા થતા પ્રભાવતીના હરણનો બચાવ જૈનોના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુ દ્વારા થયો હતો તે હકીકતને અનુસરતો છે. આ હકીકતને શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પણ ટેકો આપે છે. તેઓ શ્રી કલિંગની ગુફાનું વર્ણન લખતાં લખે છે કે:—" **यवनो नाम दुर्दान्ति।** " Hemchandra Op. and Loc. cit. B. D. G. P. Op and Loc. cit. "This scene frieze appears to be the early story of that developed in the upper storey in the Rani Gumpha "—Chakravarti ( Mon Mohan ), op, cit; p. 16.

આ પ્રાંતનાં કિલ્ટ સિપાઈઓ આ કાળે પરદેશી તરીકે ઓળખાતા હતા કે જેઓ ઘણે ભાગે યવન જાતિના હતા. આ ઉપરથી પણ રાજકુંવરીની પ્રાચીન કથાને મળતી હકીકત ગુફાના કોતરકામ ઉપરથી દેખાઈ આવે છે.

## જય, વિજય, સ્વર્ગપુરી, વ્યાઘ્ર અને સર્પ ગુફાઓ—

આ ગુફાઓમાં સ્વર્ગપુરીની ગુફા સિવાય કોઇ પણ ગુફા ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યતા ધરાવતી નથી. વ્યાઘ્ર ઉપર એક બૌદ્ધ લેખ છે. વ્યાઘ્ર અને સર્પ ગુફાઓ આ ટેકરી ઉપરની જૂનામાં જૂની ગુફાઓ છે. સર્પ ગુફા હાથી ગુફાની પશ્ચિમે છે. તેની પડસાળની કોરણી સર્પના મસ્તકના ત્રણ ખૂણા જેવી દેખાય છે. આ ગુફામાં ત્રણ શિલાલેખો છે, જેમાં સમ્રાટ્ ખારવેલની પત્નીનો શિલાલેખ પહેલો છે. ઇતિહાસના ઊંડાણમાં ઊતરતાં સમજાય છે કે મહારાજા ખારવેલની ધર્મપત્ની જૈનધર્મપાલક રાજા લાલાકની પુત્રી હતી કે જેણે પોતે ગુફા અને મંદિરો બંધાવ્યાં હતાં. એનો ઉલ્લેખ આ શિલાલેખવાળી ગુફા સાથે જોડાએલ છે. કાળચક્રના ફેરા પ્રમાણે આ ગુફાના અનુક્રમે ત્રણ નામો પડયાં છે, જે નીચે પ્રમાણે છે:—( ૧ ) સ્વર્ગપુરી, ( ૨ ) વૈકુંઠ ગુફા અને ( ૩ ) વૈકુંઠપુરી. આ બે માળની ગુફા તથા બાજુની પાંખવાળી ગુફાનો ઉપલો ભાગ સારી હાલતમાં છે, જેને લોકો ઉપરોક્ત અલગ અલગ નામોથી ઓળખે છે.

આ ગુફાના શિલાલેખની એક લીટી સ્પષ્ટ દેખાય છે કે જે શિલાલેખ માત્ર ત્રણ જ લીટીનો છે. " કલિંગના શ્રમણો માટે એક ગુફા તથા અરિહંતનું એક મંદિર હસ્તિસાહસના પૌત્ર લાલાકની પુત્રી અને ખારવેલની પટરાણીએ બનાવ્યાં છે. "

બીજી બે નોંધો આ ગુફાઓમાં દેખાય છે, જે પૈકી એક નોંધ કલિંગના નિયંતા રાજા કુડેપ્સીરી અને બીજી નોંધ યુવરાજ વડુખને લગતી છે. આ ત્રણે શિલાલેખોની લિપિ ખારવેલના હાથીગુફાના શિલાલેખ પછી થોડા વખતની છે.

આ બધીયે ગુફાઓના શિલાલેખનો સારાંશ જૈન રાજ્યવંશની હસ્તીની સાબિતી છે.

આ જૈનધર્મી રાજ્યવંશ કયાં સુધી ચાલ્યો અને ત્યારપછી કયો વંશ રાજ્યગાદી ઉપર આવ્યો તેની તપાસ કરતાં પણ ચોક્કસ માહીતિ મળી શકતી નથી, જેના અંગે છેલ્લા ગેઝેટીયરની નોંધ ઉપર સંતોષ માન્યા વિના છૂટકો જ નથી. આ નોંધ પ્રમાણે ઓરીસા અને કલિંગ ઇ. સ. ના બીજા સૈકામાં આંધ્રવંશના આધિપત્ય નીચે હતા, જ્યાં બૌદ્ધધર્મે ઈ. સ ૨૦૦ માં પ્રવેશ કર્યો હતો. તિબેટના હેવાલો અનુસાર લેવાયેલ નોંધ એ છે કે આંધ્ર દરબારમાં ઈ. સ. ૨૦૦ માં થએલા નાગાર્જુને ઓરીસાના રાજાને એક હજાર પ્રજાજનો સહિત બૌદ્ધધર્મી કર્યો હતો અને અહીંના પ્રજાજનોમાં ધર્મપરિવર્તન રાજાના દાખલાથી સ્હેલાઇથી થયું હતું.

આ પ્રમાણે શિલાલેખો અને ગુફાઓના કોતરકામને આધારે કલિંગ પ્રદેશ મૌર્યવંશના અંતિમ મહારાજાના સમયમાં જૈનધર્મપાલક અને ઉન્નતિની ટોચ ઉપર હતો તેમ જ ત્યાંનો રાજા ચેટવંશી ખારવેલ અતિશય પ્રભાવશાળી અને વીર પુરુષ હતો એમ સાબિત થઇ શકે છે.

## कलिंगाधिपति महामेघवाहन चक्रवर्ती महाराजा खारवेल के प्राचीन शिलालेख की

### " नकल "

[ प्राकृत का मूलपाठ ]

( पंक्ति १ ली ) नमो अराहंतानं (।) नमो सवसिधानं (।) ऐरेन महाराजेन महामेघवाहनेन चेतिराजवसवधनेन पसथ–सुभलखनेन चतुरंतलुठितगुनोपहितेन कलिंगाधिपतिना सिरि खारवेलेन १.

( पंक्ति २ री ) पंदरसवसानि सिरि–कडार–सरीरवता कीडिता कुमारकीडिका (।) ततो लेखरूपगणना–ववहार। विधि–विसारदेन सवविजावदातेन नववसानि योवरजं पसासितं (।) संपुण–चतु–वीसति–वसो तदानि वधमानसेसयो वेनाभिविजयो ततिये २.

( पंक्ति ३ री ) कलिंगराजवंस–पुरिसयुगे महाराजाभिसेचनं पापुनाति (।) अभिसितमतो च पधमे वसे वातविहत–गोपुर–पाकार–निवेसनं पटिसंखारयति (।) कलिंगनगरि खबीर–इसि–ताल–तडाग–पाडि यो च बंधापयति (।) सवुयान पटिसंठपनं च ३.

( पंक्ति ४ थी ) कारयति (।।) पनती साहि सतसहसेहिपकतियो च रंजयति (।)



ઉદયગિરિ ઉપરની સ્વર્ગપુરીની ગુફા.

[ શ્રી મિત્રના સૌજન્યથી ]

ઉદયગિરિ ઉપરની રાણી ગુફાના ઉપરના ભાગમાંની કોતરણીનો નમૂનો.

[ શ્રી મિત્રના સૌજન્યથી ]

મહોદય પ્રેસ—ભાવનગર

दुतिये च वसे अचितयिता सातकंणि पछिमदिसं हय-गज-नर-रधबहुलं दंडं पठापयति (।) कन्हबेंनां गताय च सेनाय वितासितं मुसिकनगरं (।) ततिये पुन वसे ४.

( पंक्ति ५ वीं ) गंधव-वेदबुद्धो दंप-नत-गीतावादित संदसनाहि उसव-समाज कारापनाहि च कीडापयति नगरिं (।) तथा चवुथे वसे विजाधराधिवासं अहतपुवं कलिंग युवराज-मिवेसितं...वितध-मकुस बिलमढिते च निखित छत ५.

( पंक्ति ६ ठी ) भिंगारे हित-रतन-सापतेये सवरठिक भोजके पादे वंदापयति (।) पंचमे च दानी वसे नन्दराज-ति-वस-सत-ओघाटितं तनसुलिय-वाटा-पनाडिं नगरं पवेस(य)ति (।) सो...भिसितो च राजसुय संदस-यंतो सव-कर-वणं ६.

( पंक्ति ७ वीं ) अनुगह-अनेकानि सतसहसानि विसजति पोरं जानपदं (।) सतमं च वसं पसासतो वजि रधरव-ति-घुसित-घरिनीस ( मतुकपद-पुंना ) ( ति १ कुमार......(।) अठमे च वसे महता सेना...गोरधगिरिं ७.

( पंक्ति ८ वीं ) घातापायिता राजगहं उपपीडापयति (।) एतिनं च कंमापदान-संनादेन संवित-सेन-वाहनो विपमुंचितु मधुरं अपयातो यवनराजडिमित... ( मो १ ) यछति ( वि )....पलव ८.

( पंक्ति ९ वीं ) कपरुखे हय-गज-रध-सह-यंते सवघरा-वास-परिवसने स-अगिणठिया (।) सवगहनं च कारयितुं बम्हणानं जातिं परिहारं ददाति (।) अरहतो... व...न...गिय ९.

( पंक्ति १० वीं )... ( का ). ि. मान ( ति ) रा( ज )संनिवासं महाविजयं पासादं कारयति अठतिसायसतसहसेहि (।) दसमे च वसे दंड-संधी-साममयो-मरध-वस-पठानं महि-जयनं...ति कारापयति...(निरितय उयातानं च मनिरतना(नि) उपलभते १०.

( पंक्ति ११ वीं ) ...मंडं च अवराजनिवेसितं पीथुडगदभ-नंगलेन कासयति ( ि ) जनस दंभावनं च तेरसवस-सतिक (·)-तु भिदति तमरदेह-संघातं (।) बारसमे च वसे...हस...के. ज. सवसेहि-वितासयति उतरापथ-राजानो...

( पंक्ति १२ वीं )...मगधानं च विपुलं भयं जनेतो हथी सुगंगीय (·) पापयति (।) मागधं च राजानं बहसतिमितं पादे वंदापयति (।) नंदराज-नीतं च कलिंगजिनं संनिवेसं......गह-रतनान पडिहारेहि अंगमागध-वसुं च नेयाति (।) १२

( पंक्ति १३ वीं )...तु (•) जठरलिखिल-बरानि-सिहरानि नीवेसयति सत-वेसिकनं परिहारेन (।) अभुतमछरियं च हथि-नावन परीपुरं सवदेन हय-हथी-रतना-( मा )निकं पंडराजा चेदानि अनेकानि मुतमणि रतनानि अहरापयति इध सतो १३.

( पंक्ति १४ वीं )...सिनो वसी करोति (।) तेरसमे च वसे सुपवत-विजयचक-कुमारीपवते अरिहते ( य ? ) प-खीण संसतेहि कायनिसीदीयाय यापनाव केहि राज-भितिनि चिनवतानि वसासितानि (।) पूजाय रत-उवास-खारवेलं-सिरिना जीवदेह-सिरिकपरिखिता (।) १४.

( पंक्ति १५ वीं )...( सु )कतिसमणसुविहितानं ( नुं-१ ) च सत दिसानं ( नुं ? ) ञानिनं तपसि-इसिनं संघियनं ( नुं ? ) ( ; ) अरहत-निसीदिया समीपे पभारे वराकरसमुथपिताहि अनेकयोजनाहिताहि प. सि. ओ . ...सिलाह सिंहपथ-रानिसि-( • ) धुडाय निसयानि १५.

( पंक्ति १६ वीं )....घंटालखो चतरे च वेडूरिय गभे-थंभे पतिठापयति (,) पान-तरिया सतसहसेहि (,) मुरिय-काल वोछिंनं च चोयठि अंग-सतिकं तुरियं उपादयति (।) खेमराजा स वढराजा स भिखुराजा धमराजा पसंतो सुनंतो अनुभवंतो कलाणानि १६.

( पंक्ति १७ वीं )......गुण-विसेस-कुसलो सवपासडपूजको सव-देवायतनसं-कारकारको ( अ ) पतिहत चकिवाहिनिबलो चकधुरो गुतचको पवत-चकोराजंसि-वस-कुलविनिसितो महा-विजयो राजा खारवेल-सिरि १७.



# પ્રકરણ ૪ થું.

---

## વીરનિર્વાણ ૪૦૫ થી ૪૭૦ સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### રાજકાળગણના સાથે સંબંધ ધરાવતા સમર્થ રાજવીઓનો સંક્ષિપ્ત હેવાલ.

### યુગપ્રધાન પટ્ટાવળીના આચાર્યો.

| | | | |
|---|---|---|---|
| નિગોદ વ્યાખ્યાતા | શ્રી કાલકાચાર્ય | વીર નિર્વાણ | ૩૩૫ થી ૩૭૬-૪૧ વર્ષ. |
| | શ્રી શાંડિલ્યસૂરિ | ,, ,, | ૩૭૬ થી ૪૧૪-૩૮ વર્ષ |
| | શ્રી રૈવતીમિત્રસૂરિ. | ,, ,, | ૪૧૪ થી ૪૫૦-૩૬ વર્ષ |
| | શ્રી આર્યમંગુસૂરિ. | ,, ,, | ૪૫૦ થી ૪૭૦-૨૦ વર્ષ |

× × ×

### માળવાની ગાદી ઉપર આ કાળે થએલ રાજવીઓની નોંધ.

| | | |
|---|---|---|
| પુષ્યમિત્ર | વીર નિર્વાણ | ૩૭૦ થી ૪૦૫-૩૫ વર્ષ |
| દર્પણ અને ગર્દભીલ્લ | ,, ,, | ૪૦૫ થી ૪૫૩-૪૮ વર્ષ |
| શક રાજા ક્ષત્રપ. | ,, ,, | ૪૫૩ થી ૪૫૭-૪ વર્ષ |
| મહારાજા વિક્રમ. | ,, ,, | ૪૫૭ થી ૪૭૦-૧૩ વર્ષ |

**મહારાજા પુષ્યમિત્રના રાજ્યનો કરુણ અંત—**

વીરનિર્વાણ ૩૭૦ માં મહારાજા બૃહદ્રથનું ખૂન કરી મગધની રાજગાદી શૃંગીવંશી પુષ્યમિત્રે હાથમાં લીધી. તેણે ૩૫ વર્ષ સુધી અમલ કર્યો. દરમિયાન ધર્મઝનૂની બની એક સનાતની રાજા તરીકે ઐતિહાસિક પાટલિપુત્ર નગરનો દેવકોપે વિનાશ કરાવ્યો; અને સાથોસાથ પોતાનો પણ વિનાશ વહોરી લીધો. (વીરનિર્વાણ ૪૦૫).

આ સાથે ભારતના ઇતિહાસમાં મોટું પરિવર્તન થયું અને રાજકાળગણનાનો ચોથો આંક પાટલિપુત્રના પતન સાથે કાળગણત્રીને અંગે પૂરો થયો. પાટલિપુત્રના વિનાશ

બાદ મગધ સામ્રાજ્યનું મધ્યસ્થ રાજધાનીનું નગર ઉજ્જૈન કે જે માલવ દેશનું મુખ્ય નગર ગણાતું હતું તેના ઉપર **દર્પણ** નામે પરદેશી રાજાએ પોતાની સત્તા જમાવી.*

× × ×

**ગર્દભીલ્લનું પાપી કૃત્ય—**

આ **દર્પણ** રાજા અને તેના યુવરાજ ગર્દભીલ્લે વીરનિર્વાણ ૪૦૫ થી વીરનિર્વાણ ૪૫૩ સુધી અવન્તીની રાજ્યગાદી ઉપર રાજ્ય કર્યું. દર્પણ નૃપતિને ગર્દભ નામે એક રાજપુત્ર હતો. આ યુવરાજનું નામ ગર્દભ પડવાનું કારણ એ હતું કે તેણે 'ગર્દભી' નામે દેવીની સાધના કરી હતી કે જે દેવી શત્રુનો નાશ કરવાની શક્તિ ધરાવતી હતી. આ દેવીની સાધનામાં ફલિભૂત થયા પછી આ યુવરાજનું નામ '**ગર્દભીલ્લ**' તરીકે પ્રસિદ્ધિને પામ્યું.

આ યુવરાજને સમવયસ્ક **અડોલિયા** નામે એક બહેન હતી કે જે અતિશય સુંદર અને રૂપસંપન્ન હતી. પોતાની જ બહેનના સૌંદર્ય ઉપર મોહિત થઇ જગતના નીતિ અને વ્યવહારશાસ્ત્રનું ભાન ભૂલી ગર્દભીલ્લ પોતાની જ બહેનનો ઉપભોગી બન્યો. યુવરાજની આ પાપઘટના જગવિખ્યાત બની. પરિણામે યુવરાજ ગર્દભીલ્લ સમસ્ત માળવામાં ધિક્કારને પાત્ર થયો. રાજ્યના સુજ્ઞ મંત્રીએ યુવરાજને ઘણો જ ઠપકો આપ્યો અને રાજ્યપુત્રી અડોલિયાને રાજ્યમહેલના સાતમા ભુવન ઉપર કડક બંદોબસ્ત સહિત મૂકી, છતાં આનું કાંઇ શુભ પરિણામ આવ્યું નહિ. આ ઉદ્ધત અને વિષયાંધ યુવરાજ સાતમી ભૂમિએ પહોંચી પાપક્રીડામાં મસ્ત રહેવા લાગ્યો.

× × ×

**યુગપ્રધાન પટ્ટાવલીની કાળગણના અને સંવત્સરની શરૂઆત—**

વીરનિર્વાણ ૩૭૬ માં યુગપ્રધાન પટ્ટાવળીના નિગોદવ્યાખ્યાતા શ્રી કાલકાચાર્યનો દેવલોકવાસ થવાથી શ્રી શાંડિલ્ય નામે આચાર્યને યુગપ્રધાનપદની પ્રાપ્તિ થઇ હતી. બાદ ૩૮ વર્ષ સુધી તેમણે યુગપ્રધાનપદ ભોગવતાં યુગપ્રધાન પટ્ટાવલીના અંગે વીરનિર્વાણનો આંક ૪૧૪ પહોંચ્યો હતો.

ત્યારબાદ શ્રી રેવતીમિત્રને યુગપ્રધાનપદ મળ્યું હતું. એમણે ૩૬ વર્ષ યુગપ્રધાન પદ ભોગવ્યું અને વીરનિર્વાણનો આંક ૪૫૦ સુધી પહોંચ્યો.

* અહીંની રાજ્યગાદી દર્પણ રાજાના હાથમાં કેવી રીતે ગઈ તેને લગતો ઇતિહાસ લંબાણભર્યો હોવાથી અમો આ ગ્રંથના બીજા ભાગમા તે જણાવીશું. આને લગતું પ્રમાણભૂત સંશોધન ચાલુ છે. અત્યારે અમારી નજર સામે જે સંશોધન દેખાય છે તે અમોને શંકાસ્પદ સમજાતું હોવાથી અહીં રજૂ કરેલ નથી.

—લેખક.



જગતભરના ઇતિહાસવેત્તાઓ અને વૈજ્ઞાનિકો સાથે સંબંધ ધરાવનાર
આચાર્યદેવ શ્રી વિજયધર્મસૂરિ અને ઇતિહાસવેત્તાઓનું
સમુચ્ચય દૃશ્ય

શ્રી મહોદય પ્રેસ–ભાવનગર.

બાદ શ્રી આર્યમંગુ નામે આચાર્યની યુગપ્રધાનપદે સ્થાપના થઇ, જેઓએ ૨૦ વર્ષ સુધી આ પદ ભોગવ્યું. અહીં વીરનિર્વાણુ ૪૭૦ સુધીનો કાળ થયો આ વર્ષમાં (૪૭૦ માં) માળવાની રાજ્યગાદી ઉપર મહારાજા વિક્રમ ઊર્ફે બલમિત્રના સંવત્સરની શરૂઆત થઇ, એટલે રાજકાળગણુનાનો આંક રાજ્યસત્તાના પરિવર્તનને લઇ બદલાયો.

× × ×

## રત્નસંચય ગ્રંથ શું કહે છે?

આ પરિવર્ત્તનમાં નિમિત્તવેત્તા શ્રી કાલકાચાર્ય (બીજા) નામે એક સમર્થ આચાર્ય વીરનિર્વાણુ ૪૫૫ માં પ્રસિદ્ધિને પામ્યા; કે જેના અંગે ઇતિહાસનું પરિવર્તન થયું. વીરનિર્વાણુ ૪૫૩ માં થએલ બીજા કાલકાચાર્યના અંગે એક જ જાતના નામને અંગે જે ગોટાળો થયો છે તે સંબંધમાં 'રત્નસંચય' નામના પ્રાચીન ગ્રંથમાં તેના અંગે નીચે પ્રમાણેની ગાથાઓ રજૂ કરી સ્પષ્ટીકરણુ કરી ગ્રંથકાર આચાર્યદેવે બતાવી આપ્યું છે કે વીરનિર્વાણુ ૩૩૫–૪૫૩–૭૨૦ અને ૯૯૩ માં થએલ કાલકાચાર્યો એ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હતી, કે જેમના અંગે તેમના સમયનો ઇતિહાસ દોરતાં સમકાલિન ગ્રથકર્ત્તા આચાર્યોએ અલગ અલગ નોંધ લીધી છે.

" सिरिवीराओ गएसु, पणतिसहिएसु तिसय वरिसेसु ।
पढमो कालगसुरी, जाओ सामज्जना मुत्ति ॥ ५५ ॥

चउसयति पन्नवरिसे, कालगगुरुणा सरस्सरी गहिओ ।
चउसयसत्तरि वरिसे, वीराओ विक्कमो जाओ ॥ ५६ ॥

पंचेव य वरिससए, सिद्धसेणो दिवायरो जाओ ।
सत्तसयवीस अहिए, कालिगगुरु सक्कसंथुणिओ ॥ ५७ ॥

नवसयतेण उएहिं, समइक्कंतेहिं वद्धमाणओ ।
पज्जोसवण चउत्थी, कालिकसुरी हिंतो ठविआ ॥ ५८ ॥

रत्नसंचय प्रकरण पत्र ३२

નિમિત્તવેત્તા શ્રી કાલકાચાર્યના અંગે જૈનજગતને ભિન્ન ભિન્ન મતભેદો સમજાયા છે છતાં કાળગણુનાને અંગે તેનો નિશ્ચય કરવા સમર્થ સૂરીશ્વરોએ જોઇએ તેટલો ભગીરથ પ્રયત્ન કરવા ઉત્સાહ દર્શાવ્યો નહિ ત્યારે જૈન સાહિત્યના શોખીન અને પ્રાચીન સંશોધનમાં અગ્રસ્થાન ભોગવતા અમેરિકાના વિજ્ઞાનશાસ્ત્રીઓને તેમાં સંશોધનની જરૂરિયાત જણાઇ અને અમેરિકાએ શ્રી કાલકાચાર્યના સંશોધનને અંગે જ ખાસ

પ્રતિનિધિ તરીકે વિદ્વાન ડૉ. બ્રાઉનને શિવપુરી આશ્રમે શ્રી વિદ્યાવિજયજી મહારાજ પાસે મોકલ્યા. શિવપુરી આશ્રમના સ્થાપક મુનિ મહારાજ શ્રી વિદ્યાવિજયજી, સહાયક મુનિરાજ શ્રી જયંતવિજયજી તથા વીરતત્ત્વ પ્રકાશક મંડળના સુપરિન્ટેન્ડન્ટ મિ. સત્યનારાયણ પંડ્યાએ ડૉક્ટર બ્રાઉનને શ્રી કાલકાચાર્યના અંગે શિવપુરીના વિજયલક્ષ્મી જ્ઞાનભંડારમાં રહેલ સંખ્યાબંધ પ્રાચીન પ્રતો એકઠી કરી બતાવી અને જ્ઞાનભંડારમાંથી સંશોધનનું સુંદર રીતે દોહન કર્યા બાદ તેઓએ શ્રી કાલકાચાર્યના અંગે એક ઐતિહાસિક લેખ જગત સમક્ષ રજૂ કર્યો કે જે લેખ 'જૈન' પત્રના સંવત ૧૯૮૯ના રૌપ્ય મહોત્સવ અંકમાં પાનાં ૨૧૦ થી ૨૧૫ સુધીમાં રજૂ થએલ છે. અને તેના લેખક સાહિત્યરસિક મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજ છે.

આ જાતના સંશોધનથી સંતોષ માની ડૉ. બ્રાઉન અમેરિકા ગયા અને ત્યાંના અગ્રગણ્ય પેપરોમાં તેમણે ઉપરોક્ત લેખ અંગ્રેજી ભાષામાં પ્રગટ કરાવ્યો, જે લેખ પ્રાચીન જૈન ઇતિહાસ ઉપર સારી રીતનો પ્રકાશ પાડનારો નીવડ્યો. બાદ તે જર્મન પેપરોમાં પણ પ્રગટ થયો. ઉપરોક્ત લેખમાં માળવાની રાજ્યગાદી ઉપર વીરનિર્વાણ ૪૭૦ માં મહારાજા વિક્રમે કઇ રીતે સંવત્સર ચાલુ કર્યો તેના પ્રમાણભૂત પુરાવાઓ હતા. આને લગતો સારાંશ કાળગણનાને અંગે અમારા ગ્રંથને મજબૂત બનાવવા અમો સંક્ષિપ્તમાં રજૂ કરીએ છીએ.

"આ પ્રભાવશાળી કાલકાચાર્યનું નામ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. તેમની કથાને તેમ જ બનેલ ઘટનાઓને એવી રીતે તો સેળભેળ કરવામાં આવી છે કે ગ્રંથોમાં વર્ણવેલ કાલકાચાર્ય કેટલા અને ક્યારે થયા? તેમાં કોણે કોણે કયું કયું કામ કર્યું અને કયા કયા રાજાના કાળમાં થયા? એનો નિર્ણય કરવો ઇતિહાસકારો માટે દુર્લભ થઇ પડયો."

આ ચારે અલગ અલગ આચાર્યોમાંથી આપણો સંબંધ ગર્દભીલ્લના કાળ સાથે સંબંધ ધરાવતા કાલકાચાર્ય સાથે હોવાથી તેમના વિષેની માહિતી સંકલિત રીતે રજૂ કરીએ છીએ.

## શ્રી કાલકાચાર્યનો ઐતિહાસિક પરિચય—

વીરનિર્વાણ ૪૫૩ના ગાળામાં ઐતિહાસિક કાર્યોથી પોતાની નામના અમર કરનાર આ આચાર્યનો જન્મ મગધના **ધારાવાસ** નામે નગરમાં રાજ્યકુળમાં થયો હતો. તેમના પિતા **વૃજસિંહ** ધારાવાસના રાજા હતા. તેની માતાનું નામ **સુરસુંદરી** હતું. સુરસુંદરીને અનુક્રમે બે સંતાનો થયાં. જેમાં એકનું નામ **કાલકકુમાર** અને બીજાનું (પુત્રીનું) નામ **સરસ્વતી** હતું. કાલકકુમાર સર્વ લક્ષણોથી ભરપૂર, રૂપવાન અને જનવલ્લભ હતો.

આઠ વર્ષની ઉમરે કાલકકુમારને કલાચાર્ય પાસે શીખવા મૂકયો. ખાસ કરીને અશ્વપરીક્ષા અને બાણવિદ્યામાં આ કુમારે સારી નિપુણતા મેળવી. એક વખત વૃજસેન રાજાને ખોરાસન દેશથી ઘણાં ઘોડાંઓ ભેટમાં આવ્યાં એટલે તેની પરીક્ષાનું કામ રાજાએ કાલકકુમારને સોંપ્યું.



પ્રખર વક્તા

સાહિત્યરસિક મુનિશ્રી વિદ્યાવિજયજી.



શ્રી કાલકાચાર્યને અંગે અપૂર્વ સંશોધન રજૂ કરી અમેરિકા
જેવા પાશ્ચાત્ય પ્રદેશમાં જૈન ઇતિહાસની પ્રાચીન પ્રમાણિકતા
સિદ્ધ કરી બતાવનાર ડૉ. બ્રાઉનના સંશોધનમાં મુખ્ય સહાયક.

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

રાજ્યપુત્ર કાલક ૫૦૦ સેવકો સાથે લઇ વનમાં ઘોડાં ફેરવવાને ગયો. ઘોડાઓને ખૂબ ખેલાવી જોયા અને તેને પરિશ્રમથી થાક લાગ્યો. આ થાક ઓછો કરવા તે આમ્રવૃક્ષની છાયા નીચે બેસી ગયો.

જે અરણ્યમાં રાજકુમાર અશ્વપરીક્ષા કરી થાકી આરામ લેતો હતો તેની નજદિકમાં શ્રી **ગુણાકરસૂરિ** નામે એક આચાર્ય અનેક સાધુગણુ સહિત બિરાજેલા હતા.

દૂર દૂર બેઠાં આચાર્યના વ્યાખ્યાનનો મધુર ધ્વનિ કાલકકુમારને કર્ણગોચર થયો. તેણે ઊઠીને આચાર્ય સમીપે જઇ તેમને વંદન કરી તેમનો ઉપદેશ શ્રવણુ કર્યો આચાર્યે આગંતુક રાજ્યપુત્રને ઉદ્દેશી લક્ષ્મી, રાજ્યવૈભવ, શરીર વિગેરેની અનિત્યતાનો ઉપદેશ કર્યો. વળી સાધુના વાસ્તવિક સુખ અને પંચ મહાવ્રતોનું સ્વરૂપ સમજાવ્યું; જેની અસર પૂર્વસંસ્કારિક યોગબળે રાજ્યપુત્ર ઉપર સચોટ થઈ.

આચાર્યશ્રીનો ઉપદેશ શ્રવણુ કરી કાલકકુમારે કહ્યુ કે "હે ભગવંત, આપના ઉપદેશથી મને વૈરાગ્ય થયો છે. હું માતાપિતાની આજ્ઞા લઈ પાછો નહિ આવું ત્યાંસુધી આપ અહીં બિરાજશો એવી મારી વિનંતિ છે."

કાલકકુમારે ઘેર જઈ માતાપતાને પોતાની દીક્ષા લેવાની ઇચ્છા જણાવી. પોતાના પુત્રમાં સંપૂર્ણ વૈરાગ્યવૃત્તિ જોઇ રાજા વ્રજસિંહે મોટા ઉત્સવપૂર્વક પોતાના પુત્રને દીક્ષા અપાવી, પોતાના ભાઇનો ઉત્કૃષ્ટ વૈરાગ્ય જોઈ તેની બેન સરસ્વતીએ પણુ દીક્ષા લીધી

માતાપિતાએ કાલકકુમારને તેની બેનના રક્ષણુનો ભાર પૂરેપૂરો સુપ્રત કર્યો અને સાધ્વી સરસ્વતી કાલકાચાર્યના રક્ષણુ નીચે રહી નવદીક્ષિત સાધુનું નામ કાલકકુમાર આચાર્યશ્રીએ કાયમ રાખ્યું હતું આ કાલકકુમાર વ્યાકરણુ, ન્યાય, સાહિત્ય, અલંકાર, છંદ, જ્યોતિષ અને મંત્ર, તંત્ર વિદ્યામાં સારા નિપુણુ બન્યા યોગ્ય જ્ઞાનપ્રાપ્તિ થયા બાદ ગુરુએ તેમની આચાર્યપદે સ્થાપના કરી અને ત્યારબાદ તેઓ કાલકાચાર્ય તરીકે પ્રસિદ્ધિને પામ્યા.

**સરસ્વતી સાધ્વીનું અપહરણુ—**

અનેક સાધુઓથી પરિવૃત્ત થએલા કાલકાચાર્ય એકદા ઉજ્જૈનની બહાર ઉદ્યાનમાં આવી રહ્યા આ સમયે બીજી અનેક સાધ્વીઓ સાથે સરસ્વતી સાધ્વી ઉજ્જૈન શહેરમાં આવી શહેરના ઉપાશ્રયમાં ઉતરી હતી તે રોજ બહારના ઉદ્યાનમાં આચાર્યશ્રીનું વ્યાખ્યાન સાંભળવા જતી હતી

આ સમયે વિષયાંધ ગર્દભીલ્લ પિતાનો સ્વર્ગવાસ થવાથી માલવપતિ તરીકે રાજ્યગાદી પર બિરાજમાન થએલો હતો આ અત્યાચારી રાજાની નજરે એક વખત સ્વરૂપવંતી બાળબ્રહ્મચારિણી સાધ્વી સરસ્વતી પડી. એને જોતાં જ તે તેના પ્રત્યે રાગી

બન્યો, અને કોઈ પણ જાતના વિચાર વિના પોતાના સેવકો દ્વારા તેને ઉપાડી લાવીને અંતઃપુરમાં લઇ ગયો. તે સમયે સરસ્વતીએ કારમી ચીસો પાડી અને રૂદન શરૂ કર્યું. તેની સાથેની બીજી સાધ્વીઓ એકદમ કાલકાચાર્યની પાસે ગઈ અને સરસ્વતી ઉપર આવી પડેલ ભયંકર સંકટનું તેમને નિવેદન કર્યું

આ હકીકત શ્રવણ કરતાં જ કાલકાચાર્યને ગુસ્સો ઉત્પન્ન થયો અને રાજ્યદરબારે ગયા. ત્યાં જઇ શાંત ચિત્તથી રાજાને ખૂબ સમજાવ્યો છતાં તે ડગ્યો નહિ. એટલે કાલકાચાર્યે ઉપાશ્રયે આવી સંઘને એકત્રિત કરી સવિસ્તર હકીકત જણાવી.

સંઘ ઘણું ભેટણું લઇ રાજા પાસે ગયો અને વિનયપૂર્વક સાધ્વીને છોડી દેવા રાજાને વિનવ્યો, છતાં સંઘનું વચન પણ રાજાએ માન્ય ન રાખ્યું. આથી કાલકાચાર્યના રોમેરોમે ક્રોધ વ્યાપ્યો અને તેમણે સંઘસમક્ષ પ્રતિજ્ઞા કરી કે–" **ગર્દભીલ્લ રાજાને રાજ્ય ઉપરથી ઉખેડી ન નાંખું તો હું કાલકાચાર્ય નહિ.** "

કાલકાચાર્ય એક ત્યાગી, સંસારથી વિરક્ત સાધુ હતા છતાં એક દુષ્ટ રાજાને એના પાપનો બદલો આપવા તેઓ મેદાને પડ્યા. તેમનો ઉદ્દેશ પ્રજા પરનો અત્યાચાર દૂર કરાવવાનો હતો. લીધેલ પ્રતિજ્ઞાના પાલન અર્થે તેઓએ એક ભ્રમિત સાધુની માફક અનેક જાતના બકવાદ કરતા ગામમાં ફરવું શરૂ કર્યું. આ હકીકત રાજાના કાને પહોંચી, છતાં નિર્દય રાજાના હૃદયમાં દયાના અંકુરો ઉત્પન્ન ન થયાં.

આખરે કાલકાચાર્યને પોતાની પ્રતિજ્ઞાના પાલન અર્થે દેશ છોડવો જ પડ્યો. અને તેમણે પોતાના ગચ્છનો ભાર એક 'ગીતાર્થ'ને સોંપ્યો. બાદ પોતે ઉજ્જૈનની બળવાન રાજ્યસત્તા સામે લડી શકે એવા બળવાન રાજવીની શોધમાં નીકળ્યા.

આ કાળે ભૃગુકચ્છ કહેતાં ભરુચની ગાદી ઉપર તેમના ભાણેજો બળમિત્ર અને ભાનુમિત્રનું રાજ હતું. તેઓ ભરુચની રાજ્યગાદી ઉપર ૪૭ વર્ષથી રાજ્ય કરી રહ્યા હતા. સૂરીશ્વરે અહીં આવી પોતાની બેન સાધ્વી સરસ્વતીની સવિસ્તર હકીકત કહી અને તેની રક્ષા અર્થે મદદની માગણી કરી, પરંતુ ઉજ્જૈનના બળવાન રાજ્ય સામે માથું ઉંચકવાનું સાહસ ખેડવા આ રાજવીઓએ આનાકાની કરી, એટલે અંતે કાલકાચાર્યે સમુદ્રમાર્ગે બળવાન સત્તાની શોધમાં પરદેશગમન કર્યું અને પોતે સિન્ધુનદીના તીરે પાર્શ્વકુળ નામના દેશમાં ગયા કે જે દેશના બધા રાજાઓ "**સાખી**"ના નામથી પ્રસિદ્ધ હતા. પ્રાકૃતમાં આ રાજાઓને 'સગકુલ' તરીકે ઓળખાવ્યા છે જ્યારે સંસ્કૃતમાં 'સાખી' તરીકે જ ઓળખાવ્યા છે.

સાખી અથવા શાહી એ નામ હિંદુ અથવા પાશ્ચાત્ય ઇતિહાસકારે કયાંય આપ્યું હોય એમ દેખાતું નથી, પરંતુ "શક" નામનો ઉલ્લેખ સર્વત્ર દેખાય છે. 'મનુસ્મૃતિ'માં પણ 'શક' રાજાઓનો ઉલ્લેખ નીચે પ્રમાણે આપ્યો છે. પૌંડ્રક, આડે, દ્રવિડ, કંબોજ,

યવન, પારદ, પહલવ, ચીન, કિરાત, દરદ, ખસ, એ બધા ભ્રષ્ટ થએલા ક્ષત્રિય રાજવીઓ છે. અને જે દેશમાં તેઓ રહેતા તે દેશનું નામ તેમણે જાતિ તરીકે રાખ્યું (જુઓ મનુસ્મૃતિ. ૧૯–૪૪. પ્રાકૃતમાં 'सगकुल' (શકકુલ) અને તે જ વસ્તુ બરોબર છે.)

પરદેશી ઇતિહાસકાર ફ્રેનગ્લાસનપે "ટેઅર જૈનીસ યુસ" નામના જૈન ગ્રંથમાં સિથિયન લોકોના નાયક તરીકે શક રાજાને શહેનશાહ દર્શાવી તેમની પાસે કાલકાચાર્ય ગયા હતા એવો ઉલ્લેખ કર્યો છે. (જુઓ ઉપરોક્ત ગ્રંથનું પૃષ્ઠ ૪૩.)

આ પાર્શ્વકુળ દેશનો રાજ્ય અમલ 'શાક' નામે શહેનશાહના હાથમાં હતો. તેમના રાજ્ય દરબારમાં શ્રી કાલકાચાર્યે જૈનાચાર્ય તરીકે જવાનું શરૂ કર્યું અને વખત જતાં તેમણે પોતાનો પ્રભાવ રાજ્યસત્તા ઉપર સુંદર રીતે જમાવ્યો, જ્યાં જ્યોતિષ નિમિત્ત આદિ વિદ્યાઓથી શ્રી કાલકાચાર્ય રાજાને ચમત્કાર બતાવવા લાગ્યા. આમ ઘણા દિવસો વ્યતીત થયા.

એક દિવસ શાહી રાજા પાસે એક દૂતે આવી એક કચોળું, એક છરી અને એક લેખ (પત્ર) મૂક્યો. રાજા પત્ર વાંચી સ્તબ્ધ બન્યો અને એનું મુખ શ્યામ થઇ ગયું. રાજાની આ સ્થિતિ જોઇ ત્યાં બેઠેલ શ્રી કાલકાચાર્યે કહ્યું કે: "હે રાજન્! તમારા સ્વામીનું ભેટણું આવ્યું છે તેને જોઈ હર્ષ થવો જોઇએ તેના બદલે સ્તબ્ધ અને ઉદાસ કેમ થયા છો?" રાજાએ કહ્યું કે: "હે મહાપુરુષ! આજે મરણરૂપ મહાભયનું કારણ મને ઉપસ્થિત થયું છે." કાલકાચાર્યે પૂછયું "કેમ વારુ?" રાજાએ કહ્યું: "અમારા વૃદ્ધ સ્વામીએ ક્રોધિત થઇ હુકમ લખ્યો છે કે આ છરીથી તમારું મસ્તક કાપી કચોળામાં મૂકી જલ્દી અત્રે મોકલજો. જો તેમ નહિ કરવામાં આવશે તો કુટુંબ સહિત તમારો નાશ કરવામાં આવશે" આ પ્રમાણે મને જ નહિ પરંતુ મારા જેવા બીજા બધા "સાખી" રાજાઓને જણાવવામાં આવ્યું છે.

કાલકાચાર્યને ધારેલ કાર્યસિદ્ધિ માટે આ સુયોગ જણાયો, અને તેણે રાજાને હિંમત આપી કહ્યું કે "તમો બધા એકત્રિત થઇ મારી સાથે ચાલો. હિંદુ દેશમાં જઇ, ઉજ્જૈનીના રાજા ગર્દભીલ્લનો ઉચ્છેદ કરી તે રાજ્યના વિભાગ કરી તમોને સોંપીશ."

સૂરિશ્રીનાં વચન ઉપર વિશ્વાસ રાખી આ રાજાએ બીજા ૯૫ રાજાઓને તેડાવ્યા અને સર્વેએ સાથે મળી પ્રયાણ કર્યું. સિન્ધુ ઉતરી આગળ આવતાં તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા.

અહીં આવતાં વર્ષાકાળ આવી પહોંચ્યો. એટલે કાલકાચાર્યના કથન પ્રમાણે સૌએ પોતપોતાનો પડાવ અહીં નાંખ્યો અને ચોમાસું પૂરું થતાં સૌ આગળ વધ્યા. આ સમયે ઢંકગિરિ નજદિક આવતાં દ્રવ્ય ખૂટી ગયું. એટલે શાસનદેવીની સહાયતાથી આચાર્યશ્રીએ સુવર્ણ-સિદ્ધિનો પ્રયોગ સાધ્યો અને દ્રવ્યને લગતી અડચણ દૂર કરી. ત્યાંથી જલમાર્ગે તેઓ લાટ દેશમાં આવ્યા, અને બલમિત્ર તથા ભાનુમિત્રને સાથે લઇ તેઓ માળવા ઉપર ચઢાઇ લઇ ગયા.

× × ×

બીજી તરફ ગર્દભીલ્લને પોતાની ઉપર હુમલો આવે છે એમ ખબર મળતાં જ તેણે પણ સામું લશ્કર તૈયાર કરી યોગ્ય સ્થાન જોઇ પડાવ નાંખ્યો. યુદ્ધ કરવા પૂર્વે પણ એક દૂતને મોકલાવી આચાર્યશ્રીએ કહેવડાવ્યું કે: "હે રાજન્, હજી પણ તું સરસ્વતીને મુક્ત કર, તેમાં જ તારું શ્રેય છે." આ દૂતનું અપમાન કરી તેણે કાઢી મૂક્યો. પરિણામે બંને સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. જેમાં સાખી સૈન્યે સારું જોર બતાવ્યું. ગર્દભીલ્લનું સૈન્ય નાસભાગ કરવા લાગ્યું અને ગર્દભીલ્લ પોતે પણ નગરના દરવાજા બંધ કરાવી ગઢમાં પેસી ગયો અને કાલકાચાર્યનું સૈન્ય નગર ફરતો ઘેરો કાયમ રાખી ત્યાં જ પડ્યું.

## ગર્દભી વિદ્યાની સાધના—

ઉજ્જૈનના કિલ્લામાં ઘેરાએલ ગર્દભીલ્લની સેનાનો એક પણ માણસ ઘણા સમય સુધી કિલ્લા ઉપર દેખાયો નહિ અને રાજયગઢનું વાતાવરણ તદ્દન શાંત સમજાવા લાગ્યું.

આવા ભયંકર ઘેરાના સમયે આ જાતની શાંતિમાં કાંઈક ભયંકર કાવત્રાંની ગંધ સાખી રાજાઓને દેખાઈ, જેથી તેઓએ આ રણયુદ્ધના સૂત્રધાર શ્રી આચાર્યદેવને તેનું કારણ પૂછ્યું.

શ્રી કાલકાચાર્યે જ્ઞાનના ઉપયોગથી જાણી જણાવ્યું કે "ગર્દભીલ્લ રાજા કિલ્લાના એક ભાગ પર ખડે પગે, મોં ફાડી ગર્દભી દેવીની સાધના કરી રહ્યો છે જો તેને વિદ્યાની સિદ્ધિ થશે તો તે 'ગર્દભી' શબ્દ દેવી મદદથી મોટેથી બોલવા માંડશે એ શબ્દો રાજાના જે જે શત્રુઓ સાંભળશે તેમને લોહીની ઉલટી થશે અને તેઓ જમીન પર પડી મૃત્યુને શરણ થશે."

આચાર્યશ્રીનો આ પ્રમાણેનો ખુલાસો સાંભળી સાખી રાજાઓ ગભરાટમાં પડયા. આચાર્યદેવ શ્રી કાલકાચાર્યે તેઓને શાંતિ આપી અને સૈન્યનો પડાવ ત્યાંથી ઉપડાવી ઉજ્જૈનથી પાંચ કોસ દૂર નંખાવ્યો. આ પ્રમાણે વ્યવસ્થા કર્યા બાદ સૈન્યમાંના ૧૦૮ સારામાં સારા બાણાવળીઓને આચાર્યદેવે પોતાની પાસે રાખ્યા. બાદ તેઓએ ગર્દભીલ્લ રાજાને મોં ફાડેલ મુખે કિલ્લાના એક ભાગમાં તપશ્ચર્યા કરતો શોધી કાઢ્યો અને ગર્દભીલ્લ રાજા કયે સમયે શબ્દ-ઉચ્ચાર કરે છે તેની તક જોતા તેઓ ઊભા રહ્યા.

કિલ્લાના બહારના ભાગમાં કિલ્લાથી પણ ઊંચો માંચડો એવી રીતનો બાંધ્યો કે જ્યાંથી બાણાવળીનાં બાણો બરોબર ગર્દભીલ્લ રાજાના મોંમાં શબ્દોચ્ચાર કરતાં જ પહોંચી શકે અને તેનાથી એક પણ શબ્દનું ઉચ્ચારણ થઇ શકે નહિ. આ જાતની ૧૦૮ શબ્દવેધી બાણાવળીની ગોઠવણ કરી શ્રી કાલકાચાર્ય જાતે મોરચા ઉપર જઇ બરોબર તકસાધક તરીકે નિરીક્ષણ કરવા લાગ્યા.

બલમિત્ર( વિક્રમ )ને વિદિશાનો વિભાગ સુપ્રત કર્યો અને તેને શક રાજાનો ખંડિયો બનાવ્યો. આ પ્રમાણે માળવાના એક પ્રાન્તના રાજવી તરીકે બલમિત્રનો રાજ્યામલ વી. નિ. ૪૫૩ માં ચાલુ થયો. જો કે તે સમયે તે ભરુચનો સ્વતંત્ર રાજવી તો હતો જ.

## શકવંશની સ્થાપના ( વીર નિર્વાણુ ૪૫૩ )—

આ સમયે ઉજ્જૈનની રાજગાદી ઉપર શાહી રાજાના મુખ્ય રાજવી કે જેનું નામ ભૂમકક્ષહરાત ઊર્ફે ક્ષત્રપ હતું તેણે 'શક' વંશની સ્થાપના કરી. આ વંશને આ કાળે હિંદુઓ મ્લેચ્છ વંશ તરીકે ગણુતા હતા; છતાં તેનો પૂર્વ ઈતિહાસ તપાસતાં તેઓ ધર્મભ્રષ્ટ થએલ ભારતના ક્ષત્રિયવંશી આર્યો હતા. આ કાળે શક રાજસત્તા સ્થાપક શ્રી. કાલકાચાર્યને વિનંતિપૂર્વક તેમના ધર્મગુરુ બનવા વિનંતિ કરી, તેમને ઉજ્જૈનમાં રોકી લીધા.

## માળવાની ગાદી ઉપર બલમિત્ર ઊર્ફે વિક્રમાદિત્યનો રાજ્યાભિષેક—

માળવાની ગાદી ઉપર આવેલ શક રાજવીઓ હિંદના આચાર વહેવારથી આ કાળે અજાણુ હોવાને લીધે તથા તેઓ ભારતની પ્રજાથી દરેક રીતે અલગ પડતા હોવાને લીધે તેમનો રાજ્યાધિકાર ટકી શકયો નહિ; અને તે માળવાની પ્રજા માટે અપ્રિય થઇ પડયો. પરિણામે રાજ્યસત્તા ઉપર આવેલ શકરાજાની સત્તા નબળી પડી અને માળવાના રાજ્યાધિકારી અમલદારવર્ગ અને પ્રજાએ યાંત્રિક ગોઠવણુ કરી એવી જાતનો બેઠો બળવો જગાવ્યો કે જેથી શકરાજાને માત્ર ચાર જ વર્ષના રાજ્યઅમલ બાદ પદભ્રષ્ટ કરી અવન્તીની રાજ્યગાદી કાલકાચાર્યના ભાણેજો બલમિત્ર અને ભાનુમિત્રને વીરનિર્વાણુ ૪૫૭ માં અર્પણુ કરી.

અહીંના રાજ્યસિંહાસન ઉપર બલમિત્ર કહેતાં મહારાજા વિક્રમાદિત્યનો વીરનિર્વાણુ ૪૫૭ માં રાજ્યાભિષેક કરવામાં આવ્યો કે જે કાલકાચાર્ય મહારાજાની નજર સામે શ્રાવક થયો.

× × ×

વીરનિર્વાણુ ૪૫૩ માં માળવાની ગાદી ઉપર શકવંશની સ્થાપના થઈ તે સમયે બલમિત્ર અને ભાનુમિત્રના રાજ્યઅમલનું ૪૩મું વર્ષ હતું. ચાર વર્ષ બાદ આ બન્ને ભાઈઓને અવન્તીનું રાજ્ય મળ્યું એટલે તેમનો રાજ્યામલ ૪૭ વર્ષનો થયો.

આ બનાવ પછીથી મહારાજા વિક્રમે માળવાથી દૂર આવેલ ભરુચ પ્રાંતની ગાદી તેના પિતરાઇ ભાઇ નરવાહન(નભસેન)ને સુપ્રત કરી અને તેને માળવાનો મંડલિક રાજા બનાવ્યો.

રાજા નભસેને ભરુચનો વહિવટ સુવ્યવસ્થિત રીતે ચલાવવા માંડયો તેણે પોતાના નામથી 'નઃપાન' રાજા તરીકે સિક્કાઓ ચાલુ કર્યા.

× × ×

ઉજ્જૈનીમાં બલમિત્ર અને ભાનુમિત્રના રાજ્યામલ જમાવ્યે થોડાં જ વષો થયાં

હશે એટલામાં પરદેશી શક રાજ્યસત્તાએ બળવાન સૈન્ય સાથે માળવા ઉપર હલ્લો કર્યો, જેનો માળવી લશ્કરે વીરતાથી સામનો કર્યો અને માળવાની જીત થઇ.

આ જીતની કાયમી યાદગીરી તરીકે માળવાની પ્રજાએ માલવ સંવત્ નામે સંવત્સરની શરૂઆત કરી કે જે સંવત્ પાછળથી 'વિક્રમ સંવત્'ના નામે પ્રસિદ્ધિને પામ્યો આ સંવત્સરની શરૂઆત વીરનિર્વાણ ૪૭૦ માં બલમિત્રના સ્વર્ગવાસ થતાં જ થઇ હતી. તેને અંગે અનેક પ્રાચીન ગ્રંથો તેમ જ શિલાલેખોમાં અનેક સ્થળોએ ઉલ્લેખ મળી આવે છે. આ ઉલ્લેખોમાં કોઈ પણ સ્થળે વિક્રમના નામનો નિર્દેશ નથી, છતાં આ સંવત્ વિક્રમ સંવત્ તરીકે જ પ્રસિદ્ધિને પામ્યો છે.

મહારાજા વિક્રમ ઊર્ફે બલમિત્ર શ્રી કાલકાચાર્યના સંસારી અવસ્થાના ભાણેજ થતા હતા. માળવાની રાજ્યગાદી પ્રાપ્ત કરાવવામાં પોતે અગ્રસ્થાને હોવાથી તેમ જ અનેક જાતની વિદ્યાના જ્ઞાતા હોવાને લીધે 'સુવર્ણસિદ્ધિ' વિદ્યાની સાધનાદ્વારા જગતને જૈનધર્મનો પ્રભાવ બતાવવા કાલકાચાર્યે માળવાનો ખજાનો ભરપૂર બનાવ્યો, અને તે ખજાનાની સહાયથી મહારાજા વિક્રમે જનતાને અનૃણી બનાવી, જેને લગતું સવિસ્તૃત વૃત્તાંત હવે પછીના પ્રકરણમાં રજૂ કરશું.

× × ×

### આ પ્રકરણમાં રજૂ થતી ઘટનાઓને અંગે પ્રાચીન જૈન ગ્રંથોના પુરાવાઓ—

શ્રી બૃહત્કલ્પ ભાષ્યમાં રાજા ગર્દભ પોતાની બેનની સાથે સંબંધ રાખતો હતો તેની નીચે પ્રમાણે નોંધ છે:—

"ઉજ્જૈની નગરીમાં અણિલપુત્ર યવ નામનો રાજા અને તેનો પુત્ર ગર્દભ યુવરાજ હતો. ગર્દભને અડોલિયા નામે બેન હતી. અડોલિયાને યૌવન પ્રાપ્ત થતાં તેનું રૂપ અને સૌંદર્ય જોઇ યુવરાજ ગર્દભ એના પર મોહિત થયો અને દુરાચરણ કરવા લાગ્યો. આ પાપાચારની વાત સર્વેને માલૂમ પડી અને અડોલિયાને રાજ્યમંત્રીએ સાતમી ભૂમિકા ઉપર મૂકી છતાં ગર્દભ તેની પાસે જવા લાગ્યો."

બૃહત્કલ્પ 'ચૂર્ણી'માં પણ ઉપરોક્ત પાઠને મળતી જ ગાથાઓ નજરે પડે છે. "સાધ્વી સરસ્વતીનું અપહરણ કરનાર ગર્દભીલ્લ તે બીજો કોઇ નહિ પરંતુ પોતાની બહેન અડોલિયા સાથે અનાચાર સેવનાર આ જ ગર્દભીલ્લ હતો."

શાહી રાજાના કુળના અંગે 'શાહી' અને 'સાખી' શબ્દોનો ઉલ્લેખ ગ્રંથોએ કરેલ છે.

"નિશીથ ચૂર્ણી" આદિ પ્રાચીન ગ્રંથો 'શક' વંશને 'સગ' અથવા 'સાહી'

શબ્દથી ઉલ્લેખે છે. સંસ્કૃત ગ્રંથકાર આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ આદિ જણાવે છે કે-'સાહી'નું અનુવાદ 'સાખી' થઇ શકે છે. આ 'સાહી' અથવા 'સક્' લોકો સિથિઅન જાતિના હતા. તેમનું નિવાસસ્થાન ઈરાન અથવા બલખ હતું. આચાર્ય કાલકે ૯૬ સહાયક રાજવીઓને લઈ કાઠિયાવાડ મુકામ કર્યો અને ત્યાં વર્ષાઋતુ વિતાવી લાટ (ભરુચ)ના રાજા બલમિત્ર-ભાનુમિત્રને સાથે લઇ ઉજ્જૈન ઉપર ચઢાઇ કરી. આ હકીકતને અંગે કથાવલીમાં નીચેનો ઉલ્લેખ નજરે પડે છે.

"ताहे जे गद्दभिल्ल नाव माणिया लाडरायाणो अण्णेय ते मिलिउं सव्वेहिं पि रोहिया उज्जेणी"। कथावली २, २८९.

"सुरीजप्पासि ढिओ आसीसोऽवंति सामिओ सेसा।
तस्से वगा य जाया, तओ पऊतो अ सगवंसो॥"

कालकाचार्य कथा.

इस प्रकारका उल्लेख निशीथ के १० वें उद्देश की चूर्णी में भी है—

"जं कालगज्जो समल्लीणो सो तत्थ राया अधिवो।
राया ढवितो ताहे सगवंसो उप्पणो॥"

વીરનિર્વાણ ૪૫૩ માં ગર્દભીલ્લના પછી શક રાજાને માળવાની ગાદી મળી અને ત્યારબાદ ચોથે જ વર્ષે બલમિત્રે ઉજ્જૈનીનો કબજો કર્યો તેના અંગે રાજકાળગણુના રજૂ કરનાર શ્રી મેરુતુંગાચાર્ય એક ગાથામાં જણાવે છે કે "सगस्स चउ" અર્થાત્ ઉજ્જૈનમાં શકનું રાજ્ય ચાર વર્ષ સુધી રહ્યું.

શ્રી કાલકાચાર્ય કથામાં પણ નીચે પ્રમાણે નોંધ છે:—

"वलमित्त भानुमित्ता, आसी अवंतीइ राय जुवराया।
निय भाणिज्जत्ति तया, तत्थ गओ कालगायरिओ"॥

## અન્ય દર્શનીય ગ્રંથો શું કહે છે ?

'વિષ્ણુપુરાણ'ના કથન પ્રમાણે 'અભિર', 'ગર્દભીલ્લ', 'શક', 'યવન', અને 'વાહલિક' વિગેરે લોકો અને એના રાજાઓ હિંદુસ્તાનમાં સમ્રાટ થયા. ગર્દભીલ્લ રાજા હિંદુસ્તાનનો નહિં પણ પરદેશથી આવેલ રાજા હતો.

'મનુસ્મૃતિ'માં 'સાખી' કે 'સાહી' એ નામ હિંદુ રાજાઓનું કોઇ પણ ઠેકાણે દર્શાવ્યું નથી. જો કે 'શક'નો ઉલ્લેખ સર્વત્ર મળે છે.

વિશેષમાં 'મનુસ્મૃતિ'માં કહ્યું છે કે 'શક', 'પૌંડ્રક', 'આંદ્રે', 'દ્રવિડ', 'કાંબોજ',

'યવન', 'પારદ', 'પહ્લવ' 'ચીન', 'કિરાત્', 'દરદ', અને 'ખસ' એ બધા ભ્રષ્ટ થએલા ક્ષત્રિયો છે અને જે દેશમાં તેઓ રહેતા હતા તે દેશનું નામ તેમણે પોતાની જાતિ ઉપરથી રાખ્યું હતું.

પ્રાકૃતમાં 'સગકુલ' (શકકુલ) કહેવામાં આવ્યું છે તે જ બરોબર છે.

ફોન ગ્લાસનપે 'દેઅર જૈનીસ મુઝ' નામના જર્મન પુસ્તકમાં પૃષ્ઠ ૪૩ ઉપર શાહી રાજાઓ વિષે લખતાં જણાવ્યું છે કે "શાહનશાહી" કે જેઓ શક અથવા સિથિયન લોકોના નાયક હતા તેમની પાસે શ્રી કાલિકાચાર્ય ગયા હતા.

તેવી જ રીતે સિન્ધુ નદી ઓળંગી સૌરાષ્ટ્રમાં આવ્યાની હકીકત પણ નીચેની પ્રાકૃત પંક્તિ પરથી માલૂમ પડે છે.

"उत्तरिओ सिंधुनइ क्रमेण सोरठमंडलं पत्तो।"

તેવી જ રીતે ઢંકગિરિમાં દ્રવ્ય ખૂટી જતાં સુવર્ણસિદ્ધિનો પ્રયોગ કરવો પડ્યો હતો તેનો ઉલ્લેખ પણ પ્રાકૃત ગ્રંથમાં છે. માળવા પહોંચ્યા પછી સરસ્વતી સાધ્વીને મુક્ત કરવા ગર્દભીલ્લ રાજાને સમજાવવા દૂતને મોકલેલો તેને લગતો સંસ્કૃતમાં ગાથાનુબંધ શ્લોક મળી આવે છે. આ બધી હકીકતો અમારા મંતવ્યને પુષ્ટ કરવા માટે પૂરતી છે.

ભારતના જૈન સાહિત્યકારો સાથે જાણીતા ઇતિહાસકારો પણ આ સમયના યુગને અંગે એટલે શ્રીમદ્ કાલકાચાર્યને હાથે મહારાજા વિક્રમાદિત્ય(પ્રથમ)ને માળવાની રાજગાદી વીર નિર્વાણ ૪૫૭ માં પ્રાપ્ત થઇ ત્યાંસુધીના પ્રાચીન જૈન ઇતિહાસને અંગે પોતપોતાના અભિપ્રાયો નીચેના શબ્દોમાં રજૂ કરે છે.

"ઉપલબ્ધ જૈન વાઙ્મયનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં જણાય છે કે મહારાજા વિક્રમના સમયમાં થએલ આચાર્યશ્રી સિદ્ધસેન દિવાકર પહેલા જૈન દર્શનમાં તર્કશાસ્ત્ર સંબંધી કોઇ સ્વતંત્ર સિદ્ધાંત પ્રચલિત હતો નહિ. તેની પૂર્વે પ્રમાણશાસ્ત્ર સંબંધી વાતો કેવળ 'આગમ' માં જ સંકલિત હતી. સિદ્ધસેનસૂરિ પહેલાનો જમાનો તર્કપ્રધાન ન હતો પરંતુ આગમપ્રધાન હતો. ત્યાંસુધી માત્ર આપ્ત (મહાન્) પુરુષનાં વચનો સર્વથા શિરોધાર્ય સ્વીકારાતા....."

"જૈન ધર્મના સહચર બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મની પણ એ અવસ્થા હતી, પરંતુ મહર્ષિ ગૌતમના ન્યાયસૂત્રના સંકલન પછી ધીમે ધીમે તર્કનું જોર વધવા લાગ્યું અને જુદા-જુદા દર્શનોના વિચારોનું સમર્થન કરવા માટે સ્વતંત્ર સિદ્ધાંતોની રચના થવા લાગી તાર્કિક બ્રાહ્મણો થયા અને તેમની સામે બૌદ્ધોમાંથી નાગાર્જુન નામના બુદ્ધિશાળી મહાશ્રમણે 'મધ્યમાવતાર' રચ્યું. બ્રાહ્મણ અને બૌદ્ધ વિદ્વાનોમાં તર્કશાસ્ત્રીય યુદ્ધ વધતું ગયું."

" આ વાગ્યુદ્ધની શબ્દધ્વનિ નિરંજન વનોમાં ઘૂમનાર જૈન નિર્ગ્રંથોના કાન સુધી પહોંચી. ધ્યાનમગ્ન નિર્ગ્રંથો આ ધ્વનિનો અર્થ સમજવાનો પ્રયત્ન કરી કહ્યા હતા. એટલામાં તેમને કાને ભગવાન મહાવીરના મોક્ષમાર્ગનો ઉપહાસ કરનારા શબ્દો પણ અસ્ફુટ રીતે સાંભળવામાં આવ્યા. આથી ક્ષપણક ( જૈન શ્રમણ યા નિર્ગ્રંથ ) પણ પોતાની શાસનરક્ષાના ઉપાયો શોધવા લાગ્યા .... "

" આ નિર્ગ્રંથમાંથી પ્રથમ આચાર્યશ્રી ઉમાસ્વાતીજીએ ' તત્ત્વાર્થાધિગમ ' સૂત્ર-( મોક્ષશાસ્ત્ર )ની રચના કરી અને સમગ્ર જૈન તત્ત્વોને એકત્ર રીતે સંગ્રહિત કરી, તે સૂત્રકારે પોતાના જીવનમાં તે કાર્યને પૂર્ણ કરી, પાછળના પ્રભાવશાળી વિદ્વાનો માટે સૂચના કરી છે કે આમાં સંગ્રહિત જૈન તત્ત્વનો અર્થ, પ્રમાણ અને નયદ્વારા નિર્ણય કરવો જોઇએ .... "

" એ પ્રમાણને નયની વ્યવસ્થા કરવા માટે નવીન શાસ્ત્ર રચવાનું કાર્ય ત્યારપછીના આચાર્યોએ ઉપાડી લીધું. તેમાં પ્રથમ અગ્રણી શ્રી સિદ્ધસેન હતા. તેમણે સૌથી પહેલાં ' ન્યાયાવતાર ' નામના તર્કપ્રકરણની સંસ્કૃતમાં રચના કરી અને જૈન પ્રમાણનો પાયો સ્થિર કર્યો "

આ પ્રમાણેની ઉપરની નોંધ અમોએ શ્રી મોહનલાલ દેશાઇકૃત " જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ " નામના ગ્રંથમાંથી લીધી છે.

સુજ્ઞ વાચક, આ ઉપરથી સારી રીતે સમજી શકાશે મહારાજા વિક્રમને માળવાની રાજ્યગાદી પ્રાપ્ત થઇ ત્યાંસુધીના જૈન સાહિત્યમાં કોઇ પણ સ્થળે તર્કવાદનો ઉપયોગ થયો જ નથી એટલે પ્રાચીન સૂત્રોની શહાદતો સાથે ઐતિહાસિક લખાણોને મેળવી અમોએ આ ગ્રંથ રજૂ કર્યો છે કે જે પ્રમાણભૂત ઐતિહાસિક ગ્રંથ તરીકે માનનીય થશે એવી સંપૂર્ણ આશા છે.



# પ્રકરણ ૫ મું.

---

## મહારાજા બલમિત્ર ઊર્ફે વિક્રમાદિત્ય પહેલો.

### વીરનિર્વાણ ૪૫૭ થી ૪૭૦ ( ૧૩ વર્ષ )

### યુગપ્રધાન શ્રી આર્યમંગુસૂરિ વી. નિ. ૪૫૦ થી ૪૭૦

નિમિત્તવેત્તા શ્રી કાલકાચાર્યે માળવાની રાજગાદી ઉપર રહેલ અત્યાચારી રાજા ગર્દભીલ્લને હરાવવા શક રાજાઓ સાથે ભૃગુકચ્છ કહેતાં ભરુચના રાજવી બલમિત્ર-ભાનુમિત્રનો સાથ લીધો હતો. તેમની સહાયતાથી શ્રી કાલકાચાર્ય ગર્દભીલ્લને પદભ્રષ્ટ કરી સાધ્વી સરસ્વતીને મુક્ત કરવા સમર્થ થયા હતા અને આપેલ વચન પ્રમાણે સર્વે સહાયક શક રાજાઓને માળવાના ૯૬ વિભાગો પાડી વહેંચી આપ્યા હતા, જેમાંથી મુખ્ય રાજાને ઉજ્જૈનની રાજગાદી સુપ્રત કરી હતી. આ શક રાજવીએ વીરનિર્વાણ ૪૫૩ થી ૪૫૭ સુધી રાજગાદી ભોગવી, પરંતુ આ રાજવી હિંદના આચાર-વહેવારથી અજાણ હોવાથી તેનો રાજ્યામલ માળવા ઉપર ટકી શકયો નહિ અને માળવાની પ્રજાને તે અપ્રિય થઈ પડયો. એટલે માળવાની પ્રજાએ શ્રી કાલકાચાર્ય તેમજ રાજ્યાધિકારી વર્ગની સંમતિથી શક-રાજાને પદભ્રષ્ટ કરી વી.નિ ૪૫૭ માં બલમિત્ર(વિક્રમ)નો અવન્તીપતિ તરીકે રાજ્યાભિષેક કર્યો આને લગતું વૃત્તાંત અમો અગાઉના પ્રકરણોમાં જણાવી ગયા છીએ

મહારાજા વિક્રમના અમલ દરમ્યાનમાં શ્રી આર્યમંગુ, શ્રી વૃદ્ધવાદી, શ્રી સિદ્ધસેન દિવાકર અને શ્રી પાદલિપ્તસૂરિ થયાની પરંપરા છે. આ પૈકી શ્રી સિદ્ધસેન દિવાકર "મહાન્ તર્કશાસ્ત્રી" થયા. તેઓ જાતે મૂળ બ્રાહ્મણ હતા તેમણે વિક્રમ રાજાને પ્રતિબોધી શત્રુંજય( પાલીતાણા )નો સંઘ કાઢ્યો હતો અને એ તીર્થનો ઉદ્ધાર કર્યો હતો, જેને લગતો શ્લોક અમો આ જ ગ્રંથમાં પૃષ્ઠ ૩૦૪ ઉપર કબૂ રરી ગયા છીએ.

શ્રી પાદલિપ્તસૂરિએ આ સંઘ કાઢવામાં અગ્રભાગ ભજવ્યો હતો. તેઓ આકાશમાં ઊડવાની શક્તિ ધરાવતા હતા એટલું જ નહિ પરંતુ તેઓ સુવર્ણસિદ્ધિના જાણકાર હોવાથી બંને વિદ્યાઓના પ્રભાવે આ કાળે સિદ્ધક્ષેત્ર શત્રુંજય જે તદ્દન જીર્ણ થયું હતું તેને પોતાની શક્તિઓના પ્રભાવે એક મંદિરમય શહેર બનાવી દીધું. તેની તળાટીમાં એક નગર વસ્યું જે આજે પાલીતાણા એવા નામથી પ્રસિદ્ધિ પામ્યું છે.

આ પાદલિપ્તસૂરિ મહારાષ્ટ્રીય કવિ નૃપતિ સાતવાહનના રાજ્યગુરુ બન્યા હતા, તેમજ તેમણે 'જ્યોતિષ્ કરંડક' (પયન્ના) પર પ્રાકૃત ટીકા લખી હતી.

શ્રી સિદ્ધસેન દિવાકરે અસંખ્ય જનસમૂહ સમક્ષ જૈનધર્મનો પ્રભાવ બતાવવા મહાકાલ મંદિરમાં જઇ, ત્યાં 'કલ્યાણમંદિર' નામના સ્તોત્રની રચના કરતાં ઉપરોક્ત સ્તોત્રનો અગિયારમો શ્લોક ઉચ્ચારતાંની સાથે જ શિવલિંગની જગ્યાએ ભૂગર્ભમાંથી મહારાજા સંપ્રતિના સમયની શ્રી અવંતી પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમા ઉપર આવી અને પ્રગટ થઇ જેના દર્શન હજારો લોકોએ કર્યાં. આ પ્રતિમા વર્તમાનકાળે પણ ઉજ્જૈનના જિનમંદિરમાં મોજુદ છે.

મહારાજા વિક્રમના રાજ્યદરબારમાં નવ રાજ્યરત્નો હતાં, જે પૈકી સિદ્ધસેન દિવાકર પણ એક હતા એ પ્રમાણે ડૉ. સતીશચંદ્ર કહે છે. આ હકીકતને લગતો શ્લોક નીચે મુજબ છે.

" धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशंकु–वैतालभट्ट–घटखर्परकालिद साः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां, रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥"

વિક્રમ મહારાજાને અંગે ઇતિહાસકારો જણાવે છે કે આ હિંદુ રાજા આર્થર જેવો આદર્શ રાજવી હતો. રાજાઓમાં આદર્શ નૃપતિ તરીકે જૈન અને બ્રાહ્મણ સાહિત્ય રાજા વિક્રમને માન આપે છે. તેના પશ્ચાત્ ઉજ્જૈનની રાજગાદી ઉપર થએલ અનેક રાજવીઓએ પોતાને 'વિક્રમ' તરીકે ઓળખાવવામાં ગૌરવતા માનેલી છે, જેના અંગે સમાન નામને કારણે ઇતિહાસમાં થોડી ઘણી ગુંચવણુ ઊભી થવા પામી છે, છતાં સમજપૂર્વક સંશોધનમાં આ ગુંચવણનો ઊકેલ સહેલાઇથી નીકળી શકે છે. એકંદરે મહારાજા વિક્રમે અવન્તીની ગાદી ઉપર માત્ર ૧૩ વર્ષ અમલ કર્યો અને વી નિ. ૪૭૦ માં તેનો સ્વર્ગવાસ થતાં તેની યાદગીરી માટે તેના નામનો સંવત્ માળવાની પ્રજાએ ચાલુ કર્યો, કે જે સંવત્સરનું આજે ૧૯૯૬ મું વર્ષ ચાલે છે. આ સંવત્સરની શરૂઆત ઇ. સ પૂર્વે ૫૬ માં થએલ છે, એટલે આજે ઇ. સ. નું ૧૯૪૦ મું વર્ષ ચાલે છે તેમાં ૫૬ ઉમેરતાં સંવત્ ૧૯૯૬ ગણી રહે છે તેવી જ રીતે ૧૯૯૬ માં વીર નિર્વાણના ૪૭૦ વર્ષ ઉમેરતાં આજે વીરનિર્વાણ સંવત્ ૨૪૬૬ સત્ય સાબિત થાય છે.

જ્યાંસુધી વિક્રમ સંવત્સર ભારતમાં વિદ્યમાન હશે ત્યાંસુધી આ પ્રતાપી મહારાજાનું નામ અને ઇતિહાસ અમર રહેશે.

ધોલપુરમાં ચૌહાણ ચંદનો શિલાલેખ વિક્રમ સંવત્ ૮૯૮, ઈ સ ૮૪૧ નો મળી આવ્યો છે. ઉપરોક્ત શિલાલેખમાં વિક્રમનું નામ જોડવામાં આવ્યું છે.

" वसुनव[ अ ]ष्टौ वर्षागतस्य कालस्य विक्रमाख्यस्य ।
वैशाखस्य सीताया( यां ) रविवारयुतद्वितीयायाम् ॥ "

—भारतीय प्राचीन लिपिमाला.

અહી રાજ્યકાળગણના તેમજ વીરનિર્વાણ પટ્ટાવળીનો સંયુક્ત આંક બદલાયો અને યુગપ્રધાન શ્રી આર્યમંગુસૂરિનો સ્વર્ગવાસ થતાં શ્રી આર્યધર્મસૂરિ મહારાજની યુગપ્રધાન પદે સ્થાપના થઈ.



# પ્રકરણ ૬ ઠું.

## વીરનિર્વાણ ૪૭૦ થી ૬૦૫ સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### યુગપ્રધાન પટ્ટાવળીના આચાર્યો.

| | | | |
|---|---|---|---|
| શ્રી આર્યધર્મસૂરિ ... | ... | વીરનિર્વાણ. ૪૭૦ થી ૪૯૫ | ( ૨૫ વર્ષ ) |
| શ્રી ભદ્રગુપ્તસૂરિ ... | ... | વીરનિર્વાણ. ૪૯૫ થી ૫૩૧ | ( ૩૬ વર્ષ ) |
| શ્રી ગુપ્તસૂરિ ... | ... | વીરનિર્વાણ. ૫૩૧ થી ૫૪૭ | ( ૧૬ વર્ષ ) |
| શ્રી વજ્રસ્વામી ... | ... | વીરનિર્વાણ. ૫૪૭ થી ૫૮૪ | ( ૩૭ વર્ષ ) |

ઉપર પ્રમાણે ચાર આચાર્યો વીરનિર્વાણ ૪૭૦ પછીના કાળમાં શ્રી આર્યમંગુસૂરિના નિર્વાણ બાદ ક્રમશઃ યુગપ્રધાનપદે આવ્યા અને વીરનિર્વાણ ૫૮૪ સુધી કાળગણનાનો આંક પહોંચ્યો. શ્રી વજ્રસ્વામીના સમયમાં જાવડશા મારફત શત્રુંજયનો તેરમો ઉદ્ધાર વિ. સં. ૧૦૮ માં થયો.

ત્યારબાદ શ્રી આર્યરક્ષિતસૂરિ વીરનિર્વાણ ૫૮૪ થી ૫૯૭ અને શ્રી પુષ્પમિત્રસૂરિ વિ. નિ. ૫૯૭ થી ૬૧૭ યુગપ્રધાનપદે રહ્યા. વીરનિર્વાણ સં. ૬૦૫ માં શાલિવાહન શકની શરૂઆત થઇ. શાલિવાહન સંવતની શરૂઆત થયા બાદ પણ શ્રી પુષ્પમિત્રસૂરિ ૧૨ વર્ષ સુધી યુગપ્રધાનપદે વિદ્યમાન હતા.

**માળવાની રાજ્યગાદી ઉપર આ કાળ દરમિયાન થએલ રાજવીઓની નોંધ—**

મહારાજા નભસેન વીરનિર્વાણ ૪૭૦ થી ૫૦૫ ( ૩૫ વર્ષ ),

ગર્દભ વંશની ફરીથી સ્થાપના અને અમલ, વીરનિર્વાણ ૫૦૫ થી ૬૦૫ ( ૧૦૦ વર્ષ )

અને ત્યારથી જ ( ૬૦૫ ) શાલિવાહન શકની શરૂઆત થઇ.

## મહારાજા નરવાહનનું વૃત્તાંત—

આ નરવાહન રાજા અવન્તીના મહારાજા વિક્રમ ઊર્ફે બલમિત્રનો પિતરાઇ થતો હતો. ભરુચની રાજ્યસત્તા નીચે તે સમય (૪૫૭) અગાઉ એક મંડલિક રાજા તરીકે તે સારું માન અને સંગીન સૈન્યબળ ધરાવતો હતો. મહારાજા વિક્રમને માળવાની રાજ્યગાદી મળ્યા પછીથી માળવાથી દૂર આવેલ ભરુચનો વહીવટ સંભાળવો કઠિન થઇ પડ્યો; કારણ કે આ કાળે માળવાનો અમલ ભારતમાં તેમજ પરદેશો ઉપર સારા પ્રમાણમાં જામેલો હતો. એની તાબા નીચેની પ્રજાની ગણત્રી ૫૬ કરોડની હતી એટલે મહારાજા વિક્રમે પોતાના પિતરાઇ નરવાહનને ભરુચની ગાદી સુપ્રત કરી તેને માળવાનો ખંડિયો રાજા બનાવ્યો અને પોતે માળવામાં જ રહી રાજ્યવ્યવસ્થા ચલાવવાનું શરૂ કર્યું.

કર્મવશાત્ પ્રતાપી મહારાજા વિક્રમ ઊર્ફે બલમિત્ર આ પ્રદેશ ઉપર પોતાનો અમલ લાંબા કાળ સુધી ચલાવી શકયા નહિ અને વીરનિર્વાણ ૪૭૦માં તેઓનો સ્વર્ગવાસ થયો.

જગતની કહેવત પ્રમાણે હમેશાં 'દીપક' પાછળ અંધારું હોય છે તે જ પ્રમાણે આ સમયે પણ બન્યું અને માળવાની રાજગાદી મહારાજા વિક્રમના પિતરાઇ નરવાહનના હાથમાં ગઇ. તેણે માળવાની ગાદી ઉપર નભસેન નામ ધારણ કરી ૩૫ વર્ષ સુધી રાજ્યામલ ચલાવ્યો.

મહારાજા વિક્રમે ન્યાયી, ધર્મી અને દાનવીર રાજા તરીકે જે પ્રજાપ્રેમ સંપાદન કર્યો હતો તેનાં મીઠાં ફળ ચાખવાનો અવસર મહારાજા નભસેનને મળ્યો. મહારાજા વિક્રમનો સ્વર્ગવાસ થતાં જ માળવાની પ્રજાએ તેના પિતરાઇ નભસેનને માલવપતિ તરીકે મંજૂર રાખ્યો અને તેણે ૩૫ વર્ષ સુધી કોઇ પણ જાતના કલહ કે અંતરાય સિવાય સંતોષપૂર્વક રાજ્ય કર્યું.

નભસેનના અમલનો અંત આવતાં રાજકાળગણનાની શૃંખલાનો છઠ્ઠો આંક પૂરો થયો કે જે સમયે વીરનિર્વાણનું ૫૦૫ મું વર્ષ પૂરું થયું હતું. આ જ વર્ષે ગર્દભીલ્લના વંશજોએ ફરીથી માળવાની રાજ્યગાદી હસ્તગત કરી.

## વી.નિ. ૫૦૫થી ૬૦૫ સુધી ગર્દભીલ્લ વંશનો માળવા પર પુનઃ અમલ—

મહારાજા નભસેનના રાજ્યામલ દરમિયાન ગર્દભીલ્લ રાજાના વંશજો માળવામાં વસતા હતા. તેઓએ ફરીથી આ કાળે રાજ્યગાદી હસ્તગત કરી, અને ગર્દભીલ્લ વંશનો અમલ ચાલુ કર્યો.

જૈન ગ્રંથકારો કાળગણનાને અંગે આ પ્રમાણે રાજ્યપરિવર્તનની સ્થિતિ જણાવે છે. કયા સંજોગોમાં આ રાજ્યગાદી ઉપર પરિવર્તન થયું તેની અમોને સંશોધન કરવા છતાં પણ સંપૂર્ણ માહિતી મળી શકી નથી; એટલે આ પ્રમાણે કાળગણનાને આધારે જ અમોએ ઇતિહાસમાં ઉપરોક્ત બીના સંકલિત કરી છે.

માળવાની ગાદી ઉપર આ ગર્દભીલ્લ વંશની રાજ્યસત્તા ૧૦૦ વર્ષ એટલે વીરનિર્વાણ ૫૦૫ થી ૬૦૫ સુધી રહી. જે દરમ્યાનમાં માળવામાં રાજય–પરિવર્તનને અંગે કાંઇ મહત્ત્વતાદર્શક નોંધ મળી શકતી નથી.

## શક સંવત્સરની શરૂઆત (વીરનિર્વાણ ૬૦૫)—

પૂર્વે વીરનિર્વાણ ૪૫૩ થી ૪૫૭ સુધી ભારતમાં રાજય કરી ગએલ શક શહેનશાહોએ હિંદમાં જ રહી ભારતવર્ષની નીતિ, સભ્યતા અને વ્યવહારનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું, અને ધીમે ધીમે ભારતની પ્રજાથી હળમળીને તેઓ રાજય કરી શકે તેવું બળ કેળવ્યું.

આ સમયે સિન્ધુ નદીની પેલી બાજુના પ્રદેશો ઉપર શકવંશનો શાલિવાહન નામે રાજા રાજય કરતો હતો. તેણે તેના પૂર્વજો સાથે હળીમળીને સિન્ધુ નદી ઓળંગી, કાઠિયાવાડના માર્ગે ફરીથી માળવા ઉપર ચઢાઈ કરી. આ આક્રમણ માળવાની બલાઢ્ય સેનાથી પણ રોકી શકાયું નહિ. પરિણામે આ વર્ષે ગર્દભીલ્લ વંશની સત્તાનો અંત આવ્યો; અને માળવાની ગાદી ઉપર મહારાજા શાલિવાહને શકવંશની સ્થાપના કરી, તેમજ સંપૂર્ણ અધિકાર હસ્તગત કરી રાજ્યવહીવટ સંભાળી લીધો.

આ મહત્ત્વતાભર્યા વિજયના અંગે તેઓએ શાલિવાહન નામના શકની (૬૦૫ માં) શરૂઆત કરી કે જે શક વર્ત્તમાન કાળે પણ ભારતમાં ચાલુ છે. આ શકની શરૂઆત ચૈત્ર સુદિ ૧ ના દિનથી થાય છે.

ઉજ્જૈનની રાજયગાદી ઉપર શાલિવાહનના રાજ્યામલને અંગે ઇતિહાસકાર વીન્સન્ટ એ. સ્મીથ પોતાના ' અર્લિ હીસ્ટરી ઓફ ઇન્ડિયા 'માં જણાવે છે કે " શક કાળની શરૂઆત ઇ. સ. પૂર્વે ૭૮ માં થઇ હતી. કે જેનો સ્થાપક શાલિવાહન નામે રાજા હતો. ભૂમક્ષ રાહત નામના રાજાએ આ પૂર્વે શક વંશની સ્થાપના કરી હતી.

જગતભરના જંજાળી સંબંધો સાથે જૈન મુનિવરોને સંબંધ ન હોવાથી મુનિ મહારાજાઓએ તેની નોંધ જૈનગ્રંથોમાં લીધી નથી જેથી કરી વર્તમાન ઇતિહાસકારો ઐતિહાસિક સ્વરૂપમાં તેની નોંધ, તેમનો કુટુંબપરિવાર અને રાજ્યવહીવટ વિગેરે માગે છે તે જણાવવા જૈન ગ્રંથો અશક્ત છે, છતાં આ મહાન્ રાજાઓનાં વર્ણનો તેઓએ પ્રાસંગિક કર્યાં છે. " નિશિથ ચૂર્ણી " અને શ્રી અભયદેવસૂરિજી મહારાજનાં ઐતિહાસિક લખાણો તથા અન્ય ગ્રંથોમાંથી તેવા સંક્ષિપ્ત ઉતારાઓ લઇ અમોએ અહીં સુધીનો ઇતિહાસ રજૂ કર્યો છે.

પ્રાચીન કાળમાં સમર્થ મહાન્ વિભૂતિઓનાં ચરિતાનુવાદો અને કથાઓ ઇતિહાસ તરીકે જ જ્ઞાની આત્માઓનાં મુખની વાણીને સત્ય માની પ્રમાણભૂત ગણાતા અને તે જ પ્રમાણે જૈન અને સનાતન ગ્રંથોએ પોતાના પૂર્વાચાર્યોના સમકાળે થએલ રાજા, મહારાજાઓની નોંધો લીધી છે ને તે પ્રમાણભૂત મનાય છે.



## ખંડ ૮ મો.



### પ્રકરણ ૧ લું

---

### કાળગણનાની ભૂલનું નિરાકરણ

સુજ્ઞ વાચક, અમોએ પ્રાચીન ઇતિહાસને લગતા મહત્ત્વતાભર્યા સાત ખંડો રજૂ કર્યા છે, જેમાં વીરનિર્વાણ ૬૦૫ સુધીનો ઇતિહાસ ઘણો જ સૂક્ષ્મતાથી અને પ્રમાણિક રીતે રજૂ કર્યો છે. આ સંકલનામાં પાલકના ૬૦ વર્ષ, નંદ વંશના ૧૫૦, મૌર્ય વંશના ૧૬૦, પુષ્યમિત્રનાં ૩૫, બલમિત્ર—ભાનુમિત્રના ૬૦, નભસેનનાં ૪૦ અને ગર્દભીલ્લોના ૧૦૦ વર્ષ અમોએ રજૂ કર્યાં છે.

અમારી નજર સામે અન્ય ગ્રંથોમાં પાલકના ૬૦, નંદોના ૧૫૫, મૌર્યોના ૧૦૮, પુષ્યમિત્રના ૩૦, ગર્દભીલ્લોના ૧૫૨ અને વિક્રમાદિત્યના સંવત્સરની શરૂઆત વીરનિર્વાણ ૪૭૦ના બદલે ૪૮૩ દેખાવાથી અમોએ દર્શાવેલ કાળગણનામાં આ પ્રમાણેનાં વર્ષોનો આંતરો કઇ રીતે અને કયાંથી ઉત્પન્ન થયો ને તેમાં કઇ રીતે મતભેદ પડ્યો તે તપાસવાની જરૂરિયાત અમોને જણાવાથી અમોએ ઘણા પુસ્તકોનું અવલોકન કર્યું અને તેના નવનીત-રૂપે જે અમારી સમજમાં આવ્યું તેની ટૂંકી રૂપરેખા અહીં દર્શાવવામાં આવી છે.

#### નંદવંશના ૧૫૦ ના બદલે ૧૫૫ કઇ રીતે થયાં ?

ઐતિહાસિક ગણતરી પ્રમાણે નંદવંશનો ૧૫૦ વર્ષનો રાજ્યામલ પ્રમાણભૂત ઠરે છે, જેમાં ચિરકાલીન પાંચ વર્ષની અશુદ્ધિ નીચે પ્રમાણે થએલ દેખાય છે:—

રાજકાળગણનાને અંગે નંદોની સંખ્યા દર્શાવતી ગાથામાં 'पुण पुण्णसयं' આ વાક્યાંશમાંના 'पुण' શબ્દનું અશુદ્ધ સ્વરૂપ 'पण' થયું; અને 'पण्णसय'ની સાથે તે સંધિમાં મળી જવાથી 'पणतीसा पूसमित्तस्स' વાક્ય બન્યું છે. આ વાક્યના ખંડના પંચવાચક पण શબ્દનું पुण થઇ તેમાંનો तीसा શબ્દ પાછળ જવાથી બંને જગ્યાએ પાંચ વર્ષનો ઓછોવત્તો અધિકાર થઇ ગયો છે, પરંતુ છેવટની સંખ્યા બરાબર મળતી આવી.

આ પાંચ વર્ષની અશુદ્ધ ચિરકાલીન ભૂલને અંગે નંદવંશના ૧૫૦ના બદલે ૧૫૫ વર્ષ પ્રચલિત થયાં છે, પરંતુ ઐતિહાસિક પ્રમાણો અનુસાર ૧૫૦ વર્ષનો રાજ્યામલ કાળગણનામાં બંધબેસતો થાય છે, જેને લગતો સ્પષ્ટ ઇતિહાસ આ પુસ્તકના ત્રીજા ખંડમાં આપવામાં આવ્યો છે.

## મૌર્યોનાં ૧૬૦ કે ૧૦૮?

મૌર્ય રાજ્યવંશને લગતા જૈનગ્રંથોના ઘણા ભાગોમાં મૌર્યવંશના ૧૬૦ વર્ષને બદલે ૧૦૮ વર્ષની સંખ્યા જણાવવામાં આવી છે.

વર્તમાને મૌર્ય–કાળસૂચક ગાથાઓમાં 'अट्ठसयं मुरियाणं' આ શબ્દ મોટે ભાગે દેખાય છે તેમજ 'તિત્થોગાલી પઇન્નય સૂત્ર'માં પણ આ ગાથા નીચે પ્રમાણે છે:—

'मरुआ( मुरिया )णं अट्ठसयं ।'

આ પાઠ પણ અશુદ્ધ સમજાય છે, પરન્તુ આ અશુદ્ધિને લગતી ભૂલ સહેલાઇથી પકડાઇ શકે તેમ છે.

વસ્તુસ્થિતિ એ છે કે मुरियाणं अट्ठसयं ની જગ્યાએ मुरियाणं सट्ठिसय નો મૂળ પાઠ હસ્તલિખિત પ્રાચીન ગ્રંથમાં છે. કુદરતી સંજોગોમાં ગણો યા તો ભવિતવ્યતાને યોગે ગણો, ઉપરોક્ત મૂળ ગાથા मुरियाणं सट्ठिसयंમાં सના સ્થાને લહીઆની ભૂલથી म થઇ ગયો. કાલાંતરે આ એક જ ભૂલનું પરિણામ સંશોધકો માટે એવું તો મતભેદક આવ્યું કે ત્યારપછીના લેખકોએ सट्ठिसयंના બદલે मट्ठिसय શબ્દ ચાલુ કર્યો કે જેનો અર્થ ૧૦૮ વર્ષ થાય છે.

म અને ह ને અર્ધ ઉચ્ચારક ગણી લઇ તે સમયના વ્યાકરણકારોએ ઉપરોક્ત શબ્દને નીચે પ્રમાણે मुरियाणं अट्ठसयं બનાવ્યો આ શબ્દ વૈકલ્પિક સંધિથી मुरियाणमट्ठसयं એ પ્રમાણે પ્રચલિત થયો. એટલે સંશોધક વ્યાકરણકારોએ આ શબ્દમાંથી કોઇ પણ સ્થળેથી માત્રા ઘટી ન જાય તેની ખાત્રી આ શબ્દની પાછળથી તર્કવાદે કાયાપલટ કરી मुरियाणमट्ठसयं ના બદલે अट्ठसयं मुरियाणं શબ્દ પ્રચલિત કર્યો. આને પરિણામે ઘણા વખત સુધી કાળગણનાને અંગે મૌર્યવંશના ૧૬૦ ના બદલે ૧૦૮ વર્ષો અનેક ગ્રંથોમાં દાખલ થયાં, જે વર્તમાનકાળ સુધી મતભેદક રીતે નજરે પડે છે. આ કાળગણના મુજબ થએલ બાવન વર્ષની ભૂલનું પરિણામ એવું તો વિપરીત આવ્યું છે કે જેના યોગે જૈન-

ઇતિહાસને શંકાશીલ બનાવ્યો છે. આ ભૂલ આજકાલની બનેલી નથી પરંતુ ચૌદમી સદી પૂર્વે થએલ માલૂમ પડે છે.

મૌર્ય રાજકાળગણનાના ૧૬૦ વર્ષના બદલે ૧૦૮ વર્ષ ચૌદમી સદી પર્યન્ત પ્રચલિત હતાં. આ અશુદ્ધ કાળગણનાનું સ્વરૂપ આચાર્યદેવ શ્રી મેરુતુંગાચાર્યે ચૌદમી સદીમાં ભૂલ તરીકે પકડી પાડ્યું. અને ત્યારબાદ રાજકાળગણનાના અંગે તેમણે "વિચારશ્રેણી" નામનો ગ્રંથ રચ્યો આ ગ્રંથમાં તેઓએ રાજકાળગણનાનું શુદ્ધ સ્વરૂપ રજૂ કરતાં જણાવ્યું છે કે-નંદોનાં ૧૫૦, મૌર્યોનાં ૧૬૦, અને પુષ્યમિત્રનાં ૩૫ વર્ષ નિશ્ચયાત્મક છે. તેઓશ્રીના જણાવ્યા પ્રમાણે આ ભૂલ લહિઆના હાથે સાતમી સદીથી ચાલુ થએલ છે.

મૌર્યવંશના ઇતિહાસના અંગે બાવન વર્ષની થએલ આ ભૂલની આખા ઇતિહાસ ઉપર કેવી રીતે અસર થઈ છે તે તપાસીએ

'પ્રભાવક ચરિત્ર' અને ત્યારપૂર્વેના પ્રાચીન પ્રબંધોમાં લખ્યું છે કે ખપુટાચાર્ય જ્યારે ભરુચમાં વિચરતા હતા ત્યારે ત્યાં શ્રીકાલકાચાર્યના ભાણેજ બલમિત્ર-ભાનુમિત્ર રાજ્ય કરતા હતા.

ભૂલભરેલ કાળગણના અનુસારે બલમિત્ર-ભાનુમિત્રનો રાજ્યામલ વીરનિર્વાણ સંવત્ ૩૫૩ થી ૪૧૩ સુધી આવે છે, જ્યારે વાસ્તવિક રીતે ખપુટાચાર્યનો સ્વર્ગવાસ વીરનિર્વાણ ૪૮૪ માં થયો છે. આ હકીકતને લગતી પ્રભાવક ચરિત્રની ૭૯ મી ગાથા નીચે મુજબ છે:—

> श्रीवीरमुक्तितः शतचतुष्टये चतुरशीतिसंयुक्ते ।
> वर्षाणां समजायत, श्रीमानाचार्यखपटगुरुः ॥ ७९ ॥ —प्रभावक चरित्र

સુજ્ઞ વાચક, ખપુટાચાર્યનો સ્વર્ગવાસ વીરનિર્વાણ ૪૮૪ માં થયો એમ પ્રભાવક ચરિત્રકાર જણાવે છે ત્યારે તેઓ બલમિત્રના રાજ્યામલ દરમિયાનમાં વિચરતા હતા એ વસ્તુ કઇ રીતે બંધબેસતી થઈ શકે ? પટ્ટાવળીઓ અને પ્રબંધોદ્વારા સમજાય છે કે શ્રી કાલકાચાર્ય વીરનિર્વાણ ૪૫૩ માં વિદ્યમાન હતા તેવી જ રીતે તેમના ભાણેજ બલમિત્ર-ભાનુમિત્ર પણ ભરુચમાં રાજ્ય કરતા હતા, જેના અંગે પ્રભાવક ચરિત્રમાં જ નીચે પ્રમાણેનો ૯૪ મો શ્લોક મળી આવે છે.

> इतश्चास्ति पुरं लाटललाटतिलकप्रभम् ।
> भृगुकच्छं नृपस्तत्र बलमित्रोऽभिधानतः ॥ ९४ ॥

બલમિત્ર-ભાનુમિત્રનો રાજ્યામલ ભૂલભરેલી આંકની દૃષ્ટિએ વીરનિર્વાણ ૩૫૩ થી ૪૧૨ સુધીનો માનીએ તો પ્રભાવક ચરિત્રની ગાથાઓ પ્રમાણે શ્રી કાલકાચાર્ય અને

બલમિત્ર–ભાનુમિત્રનો સંબંધ સમાન કાળે કઇ રીતે આવી શકે ? આ બાબતમાં ઊંડી ગવેષણા થતાં બલમિત્ર–ભાનુમિત્ર તેમજ નિમિત્તવેત્તા દ્વિતીય કાલકાચાર્યનો કાળ ( સમય ) વીરનિર્વાણ ૪૫૩ ઐતિહાસિક પ્રમાણોદ્વારા મંજૂર રહ્યો છે.

## મહત્ત્વતાભરી નોંધ—

આ પ્રમાણે અનેક જાતની અસંગત ભૂલોના કારણે ઇતિહાસની પરિસ્થિતિ ગુંચવાડા-ભરેલી બની ગઇ કે જે પરિસ્થિતિ ઐતિહાસિક સૂક્ષ્માવલોકનમાં તરી આવવાથી સ્થિરતા-પૂર્વક ટકી શકતી નથી.

આ જાતની અજબ સંજોગોમાં થએલી ભૂલોના સંશોધન માટે કેવળ તર્કવાદી કલ્પનાઓ દોડાવવાથી હેતુ સરે તેમ નથી. જગતને સત્ય સાબિતીપૂર્ણ ખાતરી કરી આપવામાં ન આવે ત્યાંસુધી તે પ્રમાણિક સંશોધન કહી શકાય નહિ.

‘ તિત્થોગાલી પઇન્નય ’ના લખાણમાં પણ ગણના વિષયક ગાથાઓમાં સૂક્ષ્મ ભૂલ પ્રવિષ્ટ થએલ દેખાય છે. આ ભૂલને આધારે વીરનિર્વાણથી શક સંવત્સર સુધીના રાજાઓનો રાજકાળ ૫૫૩ વર્ષ સુધી આવે છે, પરંતુ પ્રમાણિક ને સાચી રીતે તો શક સંવતસરનો કાળ વી. નિ. ૬૦૫ જોઇએ.

હિન્દી ગાથાઓની જોડણી પ્રમાણે કાળગણત્રીની ગાથાઓનું પ્રમાણ વીરનિવાણથી શક સંવત્સર સુધીના ૬૦૫ વર્ષ ૫ માસ બરાબર મળી આવે છે.

આ ઉપરથી નિશ્ચિત થાય છે કે વર્ત્તમાન સૂત્રોની ગાથાઓમાં सट्ठिसयं ના સ્થાનકે मट्ठिसयं શબ્દ થવાથી બાવન વર્ષનો તફાવત રહ્યો અને મૌર્યવંશની ગણનામાં પણ ૧૬૦ ને બદલે વિકૃત ૧૦૮ ની સંખ્યા નિશ્ચિત થઇ ગઇ.

પૂર્વકાળે લહીઆની ભૂલથી स ના ઠેકાણે म તિત્થોગાલી પઇન્નયમાં અનેક ઠેકાણે લખાયો છે, જેની ખાત્રીને માટે અમો નીચેના કેટલાક *ઉદાહરણો રજૂ કરી વાચકવર્ગને

* નીચેના ઉદાહરણોદ્વારા માલૂમ પડશે કે લહીઆઓ કેવી કેવી ભૂલો કરી નાખે છે.

स ને બદલે म લખાઇ ગયાના દાખલા.

| અશુદ્ધ પાઠ | પૃષ્ઠ | ગાથા ચરણ | | | | શુદ્ધ પાઠ |
|---|---|---|---|---|---|---|
| મુરા | ૯ | ૨૦૮–૨ | ... | ... | ... | સુરા |
| રાખયવામે. | ૧૩ | ૩૧૬–૨ | ... | ... | ... | રાખયવાસે. |
| નિમુંભે ય | ૨૩ | ૬૧૦–૨ | ... | ... | ... | નિસુંભે ય. |
| મંજતો | ૨૬ | ૬૮૦–૨ | ... | ... | ... | સંજતો. |
| મુમનિસિલ્લો | ૩૦ | ૮૦૯–૪ | ... | ... | ... | સુમનિસિલ્લો. |

બતાવી આપવા માંગીએ છીએ કે सट्ठिसयं ને બદલે मट्ठिसयं શબ્દની ભૂલ લહીઆઓને હાથે જ થએલી છે. આ ભૂલને પરિણામે મૌર્યવંશના ઈતિહાસની મહત્ત્વતાભરી ઘટનાઓ શંકાસ્પદ બની અને ૧૬૦ ને બદલે ૧૦૮ ના આંકે સ્થાન જમાવ્યું. વર્તમાનકાળમાં પણ કાઠિયાવાડ અને મારવાડમાં અનેક સ્થળોએ 'म' ના બદલે 'स' અને 'स' ના બદલે 'म' પ્રચલિત છે. આવું બોલવામાં તેમજ લખાણોમા પણ ઘણી વખત અમારા સાંભળવામાં તેમજ વાંચવામાં આવેલ છે. એટલે સ્વાભાવિક છે કે मना સ્થાને स અને सना ઠેકાણે म લહિયાઓના હાથે લખાયા હોય -



| | | | |
|---|---|---|---|
| સુયરયણુ | ૩૨ | ૮૪૯–૪ .. .. ... | સુયરયણુ |
| મ કિણ્ણા | ૩૪ | ૯૧૭–૪ ... ... ... | રા કિણ્ણા |
| ભમુ ડિય | ૩૬ | ૯૫૦–૧ ... ... ... | ભસુ ડિય |
| સુણિવિટ્ઠો | ૪૫ | ૧૧૯૯–૪ ... ... ... | મુણિવિટ્ઠો |

'म' ના સ્થાને 'स' થવાનાં ઉદાહરણો:—

| | | | |
|---|---|---|---|
| પરીસાણુ | ૧ | ૧૩–૪ ... ... ... | પરીમાણુ. |
| સુહકમલા | ૧૧ | ૨૭૦–૪ ... ... ... | મુહકમલા. |
| ધણિયસુજ્જંતા | ૨૫ | ૬૬૭–૨ ... ... ... | ધણિયમુજ્જંતા. |
| •સુવદ્દિઓ | ૨૯ | ૭૬૮–૪ ... ... ... | •મુવદ્દિઓ |
| સુતિદ્દિતિ | ૩૫ | ૯૩૫–૨ ... ... ... | મુતિદ્દિતિ. |
| સુસ્સુર | ૩૫ | ૯૩૭–૨–૪ ... ... ... | મુમ્મુર |

અહીં તો થોડાક દાખલાઓ ઉધ્ધૃત કર્યા છે આવા તો ઘણાય ઉદાહરણો આપી શકાય તેમ છે.

# પ્રકરણ ૨ જું

## ગર્દભીલ્લોના ૧૫૨ કે ૧૦૦ ?

મૌર્ય-કાળની ગણત્રીમાં ૫૨ વર્ષની થયેલ ભૂલ આપણે ઉપરોક્ત પ્રકરણમાં જોઇ ગયા આ બાવન વર્ષને ગર્દભીલ્લોના શાસનકાળમાં ઉમેરી દઇ એટલે ગર્દભીલ્લોના ૧૦૦ ના બદલે ૧૫૨ વર્ષ માની લઇ વીર નિર્વાણથી શક સંવત્સર સુધી ૬૦૫ વર્ષ ને ૫ માસનું આંતરું દર્શાવી ગયા છીએ આને અંગે શ્રી મેરુતુંગાચાર્ય નીચે પ્રમાણે જણાવે છે:—

" विक्कमरज्जाणंतरसतरसवासेहिं वच्छरपवित्ती ।
सेसं पुण पणतीससयं, विक्कमकालम्मि य पविट्ठं ॥ "

ઉપરના શ્લોકની વ્યાખ્યા સંસ્કૃતમાં નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે:—

सप्तदशवर्षैर्विक्रमराज्यानंतरं वत्सरप्रवृत्तिः । कोऽर्थः ?, नभोवाहनराज्यात् १७ वर्षैर्विक्रमादित्यस्य राज्यम् । राज्यानंतरं च तदैव वत्सरप्रवृत्तिः । ततो द्विपंचाशदधिकशत ( १५२ ) मध्यात् १७ वर्षेषु गतेषु शेषं पंचत्रिंशदधिकशतं ( १३५ ) विक्रमकाले प्रविष्टम् ॥

ભાવાર્થ:—વિક્રમ રાજાના ૧૭ વર્ષના રાજ્યામલ પછી સંવત્સર ચાલુ થયો. એટલે ૧૫૨ માંથી ૧૭ વર્ષ કાળગણનાને અંગે વ્યતીત થયાં હતાં એટલે શક રાજા અને વિક્રમાદિત્યની વચ્ચે ૧૩૫ વર્ષનો ગાળો પડ્યો. ( વિક્રમનો અંત ૪૭૦+૧૩૫=૬૦૫ ) આ પ્રમાણે ગર્દભીલ્લના રાજ્યારંભથી તે શક સંવત્સર સુધી ૧૫૨ વર્ષ આવે છે. ગર્દભીલ્લોના ૧૫૨ વર્ષ સિદ્ધ કરવા અર્થે શ્રી મેરુતુંગાચાર્યને આ પ્રમાણે દ્રાવિડી પ્રાણાયામ કરવો પડ્યો; કારણ કે કોઈ પણ હિસાબે તેઓને વીર નિર્વાણ ૬૦૫ માં શાલિવાહન શકની ઉત્પત્તિ બંધબેસતી કરવાની હતી.

હવે આ સંબંધમાં વાચકવર્ગે ઉપરોક્ત ગાથાઓમાંથી સૂક્ષ્મતાથી નીચેનો અર્થ તારવવો પડશે કે—ગાથાનો પૂર્વાર્ધ અર્થ આ પ્રમાણે નીકળે છે કે " વિક્રમ રાજ્યામલના સત્તરમા વર્ષે સંવત્સરની ઉત્પત્તિ થઇ. "

આ ગ્રંથના બલમિત્ર–ભાનુમિત્રના પ્રકરણમાં શ્રી કાલકાચાર્યના હસ્તે વીર નિર્વાણ સંવત્ ૪૫૩ માં બલમિત્ર ઊર્ફે વિક્રમાદિત્યને માળવાના એક પ્રાંતની રાજ્યગાદી પ્રાપ્ત થઇ તેનું સ્પષ્ટીકરણ અમો કરી ગયા છીએ. તેવીજ રીતે વીર નિર્વાણ ૪૭૦ માં માલવ સંવત્સરની પ્રવૃત્તિ થયાનું પણ અમો જણાવી ગયા છીએ. એટલે તેમાંથી પણ કાળગણનાને અંગે ૧૭ વર્ષનું આંતરું મળી આવે છે.

આ પ્રમાણે ઉપરોક્ત ગાથાઓનો પૂર્વાર્ધ ભાગનો સંબંધ કાળગણના સાથે મળી રહે છે, પરંતુ ભવિતવ્યતાને યોગે મૌર્ય રાજકાળગણનામાંથી બાવન છૂટી જવાના કારણે શ્રી મેરુતુંગાચાર્ય જેવા સમર્થ સંશોધક આચાર્યને પણ આ પ્રમાણે દ્રાવિડી પ્રાણાયામ કરવાની ફરજ પડી એવું અમારું મંતવ્ય છે.

## ગર્દભીલ્લોના ૧૦૦ વર્ષ સંબંધે શાસ્ત્રોક્ત પ્રમાણો—

મત્સ્ય, બ્રહ્માંડ અને વાયુ પુરાણમાં કુલ સાત ગર્દભીલ્લ રાજાઓ થયાનું લખ્યું છે. ' તિત્થોગાલી પઇન્નય 'માં ગર્દભીલ્લોનો રાજ્યકાળ ૧૦૦ વર્ષપ્રમાણ બતાવવામાં આવ્યો છે અને અમોએ પણ એ પ્રમાણ માન્ય રાખી ૧૦૦ વર્ષનો અમલ રજૂ કર્યો છે.

પુરાણોમાં ગર્દભીલ્લ રાજાઓનાં નીચે પ્રમાણે નામો મળી આવે છે:–

**દર્પણ, બલમિત્ર, ભાનુમિત્ર, નભસેન, ભાઇલ, નાઇલ અને નાહડ.**

જગતમાં મહાન્ વિભૂતિઓ પણ કોઇક સમયે ભૂલથાપમાં આવી જાય છે તેના અનેક દાખલાઓ ઇતિહાસના પાને નોંધાએલા મળી આવે છે. શ્રી મેરુતુંગાચાર્ય જેવા સમર્થ આચાર્યની પણ કાળગણનામાં ભૂલ થઇ તેમાં તેમનો દોષ નથી, પરંતુ તેમની નજર સામે રહેલ મૌર્ય વંશને લગતા બાવન વર્ષના આંતરાનું જ એ પરિણામ સમજાય છે. બાકી તેઓ તો પોતાની કાળગણના બરાબર પ્રમાણભૂત રીતે કરી ગયા છે. આ ભૂલ કઇ રીતે થઇ તેનો ખુલાસો અમો નીચે મુજબ રજૂ કરીએ છીએ.

શ્રી મેરુતુંગાચાર્ય ગર્દભીલ્લના ૧૭, વિક્રમાદિત્યના ૬૦, ધર્માદિત્યના ૪૦, ભાઇલના ૧૧, નાઇલના ૧૪, અને નાહડના ૧૦ વર્ષ–આ પ્રમાણે ૧૫૨ વર્ષ જણાવે છે. વાસ્તવિકતાએ શ્રી મેરુતુંગાચાર્યે જણાવેલ વિક્રમાદિત્ય અને ધર્માદિત્ય એ બંને બલમિત્ર અને નભસેનથી ભિન્ન વ્યક્તિઓ નથી, માત્ર નામનો જ ફેરફાર થયો દેખાય છે. ચાલુ કાળગણનામાં બલમિત્રનાં ૬૦ વર્ષ અને નભસેનનાં ૪૦ વર્ષો અમો પણ દર્શાવી ગયા છીએ.

ગર્દભીલ્લોના ૧૦૦ વર્ષના ઉજ્જૈનની ગાદી ઉપરના અમલ બાદ બલમિત્ર અને ભાનુમિત્રે ૧૨ વર્ષ રાજ્ય કર્યું હતું. ત્યારબાદ નભસેને ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તે નભસેન બલમિત્રનો વંશજ કે પુત્ર હતો કે કેમ ? તેની ચોક્કસ માહિતી મળી શકતી નથી છતાં તે તેનો નજદિકનો કુટુંબી હતો એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ગર્દભીલ્લોના ૧૦૦ વર્ષમાં ઉપરોક્ત બંને રાજાઓના બાર અને ચાળીશ (૧૨+૪૦) વર્ષ ગર્દભીલ્લી વંશમાં જ ગણી લેતાં ગર્દભીલ્લોના ૧૫૨ વર્ષ જણાવવામાં આવ્યા છે.

ગર્દભીલ્લના રાજ્યામલના ૧૦૦ વર્ષના બદલે ૧૫૨ વર્ષ દર્શાવવા લેખકોએ ઉપર પ્રમાણે પ્રયાસ કરી શુદ્ધ કાળગણનાને વિકૃત સ્વરૂપ આપ્યું, જેના પરિણામે મૌર્ય વંશના મહત્ત્વતાભર્યા ઇતિહાસ અને ઐતિહાસિક પ્રભાવી ને પ્રતાપી વિભૂતિઓના અસ્તિત્વ સંબંધમાં શંકાઓ ઉદ્ભવવા પામી. પરિણામે જગત સમક્ષ મતભેદક કાળગણનાને અંગે પ્રમાણભૂત જૈન ઇતિહાસ અસંગત દેખાવા લાગ્યો.

'વીરનિર્વાણ સંવત ઔર જૈન કાળગણના'ના લેખક સાહિત્યરત્ન શ્રી કલ્યાણવિજયજી જેવા સમર્થ સંશોધક મુનિરાજે આ સંબંધમાં પ્રાચીન ગ્રંથોના આધારે જો પ્રમાણિક સંશોધન ન કર્યું હોત તો આજે આ ભૂલની પરંપરા ચાલુ જ રહેત. જગતભરના ઇતિહાસવેત્તાઓ માટે ઇતિહાસનું સંશોધન મધ્યાહ્ને પહોંચ્યું છે ત્યારે જૈન ઇતિહાસકારો માટે અરુણોદય પણ ન જ દેખાય, તેનું કારણ માત્ર પ્રાચીન ગ્રંથોનું અપૂર્ણ સંશોધન છે. વળી જૈન સમાજના દુર્ભાગ્યે પ્રાચીન જૈન ગ્રંથભંડારો જેઓના હાથમાં છે તેઓ જાતે તેનો પૂરતો લાભ લઇ શકતા નથી તેમજ લાભ લેનાર ઉત્સુક વ્યક્તિને તેનાં દર્શનનો પણ લાભ આપતા નથી તો તેમાં રહેલ પ્રાચીન હસ્તલિખિત પ્રતો તો નજરે જોવા પણ ક્યાંથી જ મળે ? આ બાબતનો કડવો અનુભવ અમોને આ ગ્રંથની રચના વખતે થયો છે.

### મહારાજા વિક્રમના ૧૩ વર્ષોના મતભેદનું રહસ્ય—

સુજ્ઞ વાચક, આ ચાલુ ખંડના બે પ્રકરણોમાં ઐતિહાસિક ક્ષેત્રમાં થએલી ભૂલોનું પરિણામ કેવું મતભેદક આવ્યું છે તે આપણે જોઇ ગયા છીએ. હવે મહારાજા વિક્રમના અંગે ૧૩ વર્ષની કાળગણનામાં કઇ રીતે મતભેદ પડ્યો તેનો ખુલાસો પણ અમો નીચે મુજબ રજૂ કરવો ઉચિત માનીએ છીએ.

"માથુરીસૂત્ર વાચના"ની ગણના તેમજ "વલ્લભીસૂત્ર વાચના"ની ગણના મૌર્ય વંશના ૧૬૦ વર્ષના હિસાબે ગણવાથી અથવા તો ૧૦૮ વર્ષના હિસાબે પણ લેવાથી વીરનિર્વાણ સંવત્ અને શકસંવત્‌ના આંતરામાં ફેરફાર આવતો નથી; અને ૬૦૫ વર્ષનું આંતરું બરોબર મળતું આવે છે.

આ ઉપરથી એ નિશ્ચિત થાય છે કે જ્યારે શક સંવત્સરની પ્રવૃત્તિ થઇ ત્યારે જૈનોમાં

મહાવીર નિર્વાણ સંવત્ સંબંધમાં કોઇ પણ જાતનો મતભેદ હતો નહિ, પરંતુ પૂર્વે વર્ણવેલ બાવન વર્ષનો જ અહીંતહીં વચગાળે ફેરફાર થયો હતો.

ગમે તેમ હોય પરંતુ એ વસ્તુ નિશ્ચિત છે કે પાછલા સમયમાં જૈનસંઘમાં એક એવો સમુદાય હતો કે જે વીરનિર્વાણ અને વિક્રમ સંવત્ વચ્ચે જુદા જુદા વર્ષોનું આંતરું માનતો હતો અને તે માન્યતાનું કારણ મૌર્ય વંશના બાવન વર્ષ છૂટી જવાનું જ પરિણામ હતું. " **तेरसवासेसु वच्छरपवित्तो** "—ઉપરોક્ત વાક્યના વાસ્તવિક અર્થનું વિસ્મરણ થઇ જવાથી વર્તમાન કાલ્પનિક અર્થની ઉત્પતિ થઇ દેખાય છે. પરિણામે 'વલ્લભી વાચના' ની ગણત્રીમાં ૧૩ વર્ષ અધિક આવે છે.

પ્રભાવક ચરિત્રના કર્તા આચાર્ય શ્રી પ્રભાચંદ્રસૂરિ જીવદેવસૂરિના પ્રબંધમાં લખતા જણાવે છે કે—" જે સમયે આચાર્ય જીવદેવસૂરિ વાયટ નગરમાં હતા તે સમયે વિક્રમાદિત્ય અવંતી એટલે ઉજ્જૈનીમાં રાજ્ય કરતો હતો. સંવત્સર પ્રવર્તાવવા નિમિત્તે પૃથ્વીનું ઋણ ચૂકવવા અર્થે વિક્રમ રાજાએ પોતાના મંત્રી લીંબાને વાયટ નગરે મોકલ્યો, જ્યાં તેણે પ્રભુ શ્રી મહાવીરનું પ્રસિદ્ધ જિનાલય અતિ જીર્ણ સ્થિતિમાં જોયું. મંત્રીએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. બાદ વિક્રમ સંવત્ ૭ માં શ્રી જીવદેવસૂરિના હસ્તે ધ્વજદંડ અને પ્રતિષ્ઠા કરાવી." આ હકીકતને લગતી મૂળ ગાથાઓ નીચે પ્રમાણે છે:—

" इतः श्रीविक्रमादित्यः, शास्त्यवंतीं नराधिपः ।
अनृणां पृथिवीं कुर्वन्, प्रवर्त्तयति वत्सरम् ॥
वायटे प्रेपितोऽमात्यो लिम्बाख्यस्तेन भूभुजा ।
जनानृण्याय जीर्णं चाऽ–पश्यच्छीवीरधाम तत् ॥
उद्धार स्ववंशेन, निजेन सह मंदिरम् ।
अर्हतस्तत्र सौवर्ण–कुंभदंडध्वजालिभृत् ॥
संवत्सरे प्रवृत्ते स, षट्सु वर्षेषु पूर्वतः ।
गतेषु सप्तमस्यांतः, प्रतिष्ठां ध्वजकुंभयोः ॥
श्रीजीवदेवसूरिभ्यस्ते–भ्यस्तत्र व्यधापयत् ।
अद्याऽप्यभङ्गस्तत्तीर्थ–मभूद्दुर्गमिः प्रतिष्ठितम् ॥ "

—प्रभावकचरित्र, पृष्ठ ८३.



## પ્રકરણ ૩ જું

---

### દિગંબર સંપ્રદાયની નિર્વાણની કાળગણનામાં સંમતિ.

શ્વેતાંબર જૈનસૂત્રોના આધારે કાળગણનાને અંગે વીરનિર્વાણ ૬૦૫ અને ૫ માસ બાદ શક રાજા થયો હતો એવું આપણે દર્શાવી ગયા છીએ.

આ કાળગણનાના સંબંધમાં દિગંબર જૈનાચાર્યોની કઈ રીતે સંમતિ છે તે પણ આપણે તપાસી લઈએ. પ્રમાણિક દિગંબર આચાર્યોનો મત કાળગણનાને અંગે પણ 'तित्थोगाली પઈન્નય' સૂત્રના જેવો જ છે.

દિગંબર જૈનાચાર્ય યતિ વૃષભજીરચિત 'तिलोयपन्नत्ति' નામના ગ્રંથમાં તેમ જ સિદ્ધાંતચક્રવર્તી આચાર્ય નેમિચંદ્રે બનાવેલ 'तिलोयसार' નામના ગ્રંથમાં કાળગણનાને લગતી ગાથાઓ ઉપલબ્ધ થાય છે. 'तिलोयपन्नति' ગ્રંથની ગાથા નીચે પ્રમાણે છે:—

" णिव्वाणे वीरजीणे, छव्वाससदेसु पंचवरिसेसु ।
पणमासेसु गदेसु संजादो सगणिओ अहवा ॥ " १०४ ॥

અર્થાત્ વીર નિર્વાણ ૬૦૫ વર્ષ અને ૫ માસ બાદ શક રાજા થયો.

ઉપરોક્ત ગાથાને મળતી ગાથા 'तिलोयसार' ગ્રંથમાં નીચે પ્રમાણે છે:—

" पण छस्सयवस्सपणमासजुदं गमिय वीरणिव्वुइदो सगराजो ।
तो कक्की[ ति ] चदुणवतिमहियसगमासं" ॥ १०५ ॥

અર્થાત્ વીરનિર્વાણ ૬૦૫ વર્ષ અને ૫ માસ વ્યતીત થયા બાદ શક રાજા થયો.

ઉપરોક્ત ગાથામાં શક રાજા ઉપરાંત વીરનિર્વાણના ૧૦૦૦ વર્ષ બાદ કલંકી

અવતાર થશે એ પ્રમાણેનો આશય મળી આવે છે. તે જ પ્રમાણે દર હજાર વર્ષે એક એક કલ્કી થવાનો. તત્પશ્ચાત્ ૨૧ મો જલમંથન નામનો કલ્કી થશે કે જે સન્માર્ગનું મંથન કરવાવાળો સમજાશે.

શક સંવત્ ૩૯૪ વર્ષ, ૭ માસ થયા બાદ પ્રથમ કલ્કી થવાનો ઉલ્લેખ છે, જે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે વીરનિર્વાણ અને શક સંવત્સર વચ્ચે બતાવવામાં આવેલ ૬૦૫ વર્ષ અને ૫ માસના અંતરની માન્યતા દિગંબર જૈનાચાર્યો પણ સિદ્ધાંતાનુસાર માને છે.

વર્ત્તમાનકાલીન દિગંબર સંપ્રદાયે ઉપરોક્ત બન્ને આચાર્યોના કથન અનુસારે શક રાજા અને વીર નિર્વાણ વચ્ચે ૬૦૫ વર્ષ અને ૫ માસનું આંતરું માન્ય રાખ્યું છે.

આ ઉપરથી સુજ્ઞ વાચકવર્ગ સમજી શકશે કે જૈનસંપ્રદાયના બન્ને મુખ્ય વિભાગો આ વિષયમાં તો એકમત જ છે.



# પ્રકરણ ૪ થું.

## વી. નિ. કાળગણનાને અંગે આધુનિક વિદ્વાનોના મતભેદોની પર્યાલોચના.

ડૉ. હરમન જેકોબીએ જૈનાચાર્ય શ્રી હેમચંદ્રજીના એક ઉલ્લેખના આધારે મહાવીર-નિર્વાણના પ્રચલિત સંવતની સત્યતા સંબંધી સંદેહ દર્શાવ્યો છે. તેણે આ વિષયમાં પોતાનો જુદો જ મત રજૂ કર્યો છે, જેના પરિણામે આ વિષય વિશેષ સમાલોચનાને પાત્ર બન્યો છે.

ડૉ. હરમન જેકોબી અને તેમના મત સમર્થક ડૉ. જાર્લ ચારપેન્ટીયર પ્રચલિત વીરનિર્વાણ સંવત્માંથી ૬૦ વર્ષ બાદ કરી ઇ. સ. પૂર્વે ૪૬૭ વર્ષ ઉપર પ્રભુ મહાવીરનું નિર્વાણ થયું હતું એ પ્રમાણે દર્શાવે છે. તેમણે આના સમર્થનમાં કલ્પસૂત્ર 'અને Second books of the East નામના પુસ્તક ૨૨ ની પ્રસ્તાવનામાં આ વિષય ઉપર ચર્ચા રજૂ કરી વીરનિર્વાણ સંવત્ ઇ. સ. પૂર્વે ૪૬૭ માં લઇ જવા પ્રયત્ન કર્યો છે. ઉપરોક્ત દલીલો અનુસારે ડૉ. જાર્લ ચારપેન્ટીયરે વિસ્તૃત નિબંધ લખી પ્રોફેસર જેકોબીના મતનું સમર્થન કર્યું છે. ઉપરોક્ત લેખ કાળગણનાનાં વિષયમાં પાશ્ચિમોત્તર વિદ્વાનોએ લખેલા લેખોમાં અધિક વિસ્તૃત છે.

ઉપરોક્ત વિદ્વાનો પોતાના મતની પુષ્ટિમાં નીચે મુજબ દલીલો રજૂ કરે છેઃ—

( ૧ ) જે ગાથાઓના આધાર ઉપર વીરનિર્વાણ સમય પ્રતિપાદન કરવામાં આવ્યો છે તેમાં દર્શાવવામાં આવેલ રાજાઓનાં સ્થાનોનો સંબંધ ઐતિહાસિક ઘટનાઓ સાથે બંધબેસતો ન થવાના કારણે તેમના સત્તાસમયના આધાર પર ગણવામાં આવેલ નિર્વાણ સમયની ગણના સત્ય ઠરી શકતી નથી.

( ૨ ) મહાવીરનિર્વાણ બાદ ૪૭૧ વર્ષે વિક્રમ સંવત્ માન્ય રાખી વીરનિર્વાણ સંવત્ ગણવામાં આવે છે તે પણ બંધબેસતો થતો નથી. સબબ એ સમયે સંવત્સર પ્રવર્ત્તક વિક્રમ નામે કોઇ વ્યક્તિનું અસ્તિત્વ ઇતિહાસમાં દેખાતું નથી, તો તેના નામથી

પ્રચલિત સંવત્સરના આધાર ઉપર નિર્વાણ સંવત્‌ની ગણના કરવી એ કોઈ રીતે બંધબેસતું થઇ શકતું નથી.

( ૩ ) બૌદ્ધ સાહિત્યના આધારે બૌદ્ધ અને મહાવીરની સમકાલિનતા સિદ્ધ થાય છે, જેમાં બૌદ્ધનિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૭૭ માં થયું એ વસ્તુ તો નિશ્ચિત ઠરે છે. હવે જો મહાવીરનિર્વાણ પ્રચલિત પરંપરા અનુસાર ઇ. સ. પૂર્વે ૫૨૭ વર્ષે માનીએ તો પ્રભુ મહાવીરના નિર્વાણ સમયમાં બુદ્ધની અવસ્થા શીર્ફ ૩૦ વર્ષની આવે છે, જે સમયમાં તેમને 'બોધિજ્ઞાન'ની પ્રાપ્તિ પણ થઇ ન હતી, તો આ કાળે તેઓ મહાવીરના સમકાલિન ધર્મપ્રવર્ત્તક કઇ રીતે ઠરી શકે છે?

ઉપરોક્ત ત્રણ દલીલો ડૉ. જેકોબી અને ડૉ. જાર્લ ચારપેન્ટીયરના મતભેદક મુદ્દાઓના સારરૂપ છે. તેના જવાબરૂપે આ આખો ય ગ્રંથ કાળગણનાના હિસાબે પ્રાચીન સૂત્રોના આધાર ઉપરથી રચી અમોએ સિદ્ધ કરી આપ્યું છે કે વીરનિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭માં ગણવામાં આવે છે તે પ્રમાણભુત છે. તે જ માફક મહાત્મા ગૌતમ બુદ્ધનું નિર્વાણ મહાવીરસ્વામીના નિર્વાણ પૂર્વે ૧૪ વર્ષ ૭ માસ અને ૧૫ દિવસ અગાઉ થયું હતું તે પણ પ્રમાણભૂત છે, જે અમો દર્શાવી ગયા છીએ.

અમારા આખા ય ગ્રંથનો સાર ઉપરોક્ત વિદ્વાનોની દલીલોના જવાબ રૂપે નીચે પ્રમાણે ટુંકાણમાં રજૂ કરીએ છીએ:--

પ્રથમ દલીલનો જવાબ એ છે કે-જૈનસાધુ કોઇ પણ રાજવંશ અથવા તો રાજસ્થાનનો ગરાસ ભોગવી કીર્તિગાયક થયો નથી કે જે પ્રમાણે તેઓ ભાટચારણોની માફક એક જ સ્થળે રહી તે રાજાની વંશકથા લખ્યા કરે.

તેઓ પોતાના ધાર્મિક નિયમો પ્રમાણે દેશપરદેશમાં પરિભ્રમણ કરવાવાળા અપ્રતિબદ્ધ વિહારી સાધુઓ હતા. એટલે જે સમયે તેઓ જ્યાં જઇ ચઢતા તે સમયે ત્યાંના અધિક પ્રસિદ્ધ રાજાના રાજત્વની કાળગણનાનો ઉપયોગ પોતાની કાળગણનાથી સંબંધિત ઠરી કાળગણના રજૂ કરતા હતા. આ ઉપરથી એમ નથી ઠરી શકતું કે વીરનિર્વાણ કાળગણનાના સંબંધમાં કોઈ પણ ઠેકાણે ભૂલ આવી જાય. આ રીતની કાળગણનાને લગતી મહત્વતાભરી નોંધો નજર સામે તરી આવતી હોય છતાં તેમાં શંકા દર્શાવવી તે ખરેખર અયોગ્ય અને દિલગીર થવા જેવું છે.

બીજી દલીલનો જવાબ એ છે કે-બલમિત્ર-ભાનુમિત્ર અને કાલકાચાર્યના સમયને અંગે પરસ્પર કાળગણના મળતી ન થવાની જે દલીલો રજૂ કરવામાં આવી છે તે વિચાર કરવા જેવી છે. તેના ઉપર અમોએ પણ ભાર મૂકી, સાતમા ખંડમાં શ્રી કાલકાચાર્યના અંગે ખાસ અલગ પ્રકરણ રજૂ કરી મહારાજા (બલમિત્ર) વિક્રમના અંગે વીરનિર્વાણના

૪૭૦મા વર્ષે વિક્રમ સંવત્‌ની ઉત્પત્તિ થઈ હતી તે સિદ્ધ કરી ગયા છીએ. કાળગણનામાં જે કાંઈ ગોટાળો થયો છે તે નિગોદવ્યાખ્યાતા પ્રથમ કાલકાચાર્ય અને નિમિત્તવેત્તા દ્વિતીય કાલકાચાર્યને અંગે જ છે. બલમિત્ર-ભાનુમિત્રને નામે નિમિત્તવેત્તા કાલકાચાર્યનો પ્રમાણભૂત ઈતિહાસ મળી આવે છે કે જે બલમિત્ર-ભાનુમિત્ર મહારાજા વિક્રમને નામે પ્રસિદ્ધિને પામ્યા હતા તે જ છે. પુરાતત્ત્વવેત્તાઓના કથન અનુસારે ઈ. સ. ના ૫૭ વર્ષ પછી જે સંવત્સર પ્રચલિત થયો છે તેની સાથે વિક્રમ સંવત્‌નો વાસ્તવિક રીતે કોઈ પણ જાતનો સંબંધ નથી. ”

શિલાલેખ, સિક્કા આદિ કોઇ પણ એવું પ્રમાણ નથી મળી આવતું કે આ સંવત્સર પ્રવૃત્તિના સમયમાં વિક્રમ નામે વ્યક્તિનું અસ્તિત્વ પણ તેઓ સાબિત કરી શકે.

પહેલાં વિક્રમાદિત્યનો ઉલ્લેખ દ્વિતીય ચંદ્રગુપ્ત નામના રાજા સાથે મળતો આવે છે. ત્યારપૂર્વે કોઇપણ રાજાની ઉપાધિ ( Title ) વિક્રમાદિત્ય તરીકે હતી તેવાં પ્રમાણ મળતાં નથી.

પ્રચલિત સંવત્સરની સાથે વિક્રમનું નામ ઘણાં વર્ષો પાછળથી જોડવામાં આવ્યું છે. નવમી સદી પૂર્વે કોઇપણ લેખપત્રમાં સંવત્‌ની સાથે વિક્રમ શબ્દ લખાએલો દેખાતો નથી.

આ ઉપરથી વિક્રમ નામધારી કોઈ રાજા થયો નથી કે જેણે પોતાના નામથી સંવત્સર ચાલુ કર્યો હોય. અથવા તો આ નામધારી કોઈ વ્યક્તિ થઇ હોય તો તેની સાથે આ સંવત્સરની પ્રવૃત્તિનો સંબંધ બંધબેસતો થતો નથી.

‘ વીરનિર્વાણ સંવત્ અને જૈન કાળગણના ’ નામના ગ્રંથના લેખક ઈતિહાસવેત્તા મુનિશ્રી કલ્યાણવિજયજી તેમ જ અમોએ પણ આ ગ્રંથ રચનામાં કીધેલ સૂક્ષ્મ સંશોધનમાં જણાવ્યું છે કે ઉપરોક્ત સંવત્સર વિક્રમાદિત્ય નામે કોઇ પણ વ્યક્તિએ ચલાવ્યો નથી, છતાં એ સમયના ગાળામાં વિક્રમ નામે વ્યક્તિનું અસ્તિત્વ ધારો કે માની લઇએ તો પણ કાળગણનાને અંગે કોઇ પણ આપત્તિ આવી શકતી નથી.

“ તિત્થોગાલી પઇન્નય ” ની કાળગણનામાં દર્શાવેલ બલમિત્રને જ વાસ્તવિકતાએ વિક્રમાદિત્ય માની લઇએ તો ખોટું નથી. એમણે ઉજ્જૈનીમાં રાજ્યસ્થાપના કરી. તેમના સ્વર્ગવાસ બાદ માલવપ્રજાએ સંવત્સરનો પ્રારંભ કર્યો. ( વી. નિ. ૪૭૦ માં )

માલવ સંવત્‌ની સાથે વિક્રમનું નામ ક્યારથી જોડવામાં આવ્યું છે તેનો નિશ્ચય થવો મુશ્કેલ છે, કારણ કે નવમી શતાબ્દી પૂર્વે ઉપરોક્ત સંવત્ સાથે વિક્રમ શબ્દ લખાયેલ મળતો નથી, પરંતુ એમ માની શકાય કે ત્યારપૂર્વે એ માલવસંવત્ વિક્રમ સંવત્ નામે પ્રસિદ્ધ થઇ ચૂકયો હતો.

જે પ્રમાણે શક સંવત્ પુરાણકાળમાં કેવળ સંવત્‌ના નામે લખાતો હતો, પરંતુ કાળાંતરે શક સંવત્ લખાવા લાગ્યો એ જ માફક સંવત્‌ની પૂર્વે વિક્રમનું નામ જોડવામાં

આવ્યું. પૂર્વે એકલો સંવત્ લખાયા કરતો હતો, પરંતુ જ્યારથી શક સંવત્, ગુપ્ત સંવત્ આદિ અનેક સંવતો વિશેષનામોદ્વારા પ્રચાર પામ્યા ત્યારથી આ માલવ સંવત્ પણ માલવાના સુપ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યના નામની સાથે પ્રચલિત થયો.

વિક્રમની દશમી સદીમાં આચાર્ય દેવસેન દ્વારા લખાએલ 'દર્શનસાર' ગ્રંથમાં સંવત્‌ની સાથે વિક્રમ નામ જોડાએલ દેખાય છે.

ત્રીજી દલીલનો જવાબ એ છે કે બૌદ્ધનિર્વાણના સંબંધમાં આજે નહિ પણ હજારો વર્ષથી નિર્વાણકાળ સંશયાત્મક બન્યો છે. અમારા કથનના ટેકામાં અમો નીચેની દલીલો રજૂ કરીએ છીએ:—

(૧) ઇ. સ. ૪૦૦માં ચીની યાત્રી હિન્દ આવેલ હતો. તેણે લખ્યું છે કે આ સમય સુધી બુદ્ધનિર્વાણના ૧૪૯૭ વર્ષ થઈ ગયાં હતાં. આ ઉપરથી નિર્વાણ સમય ઈ. સ. પૂર્વે ૧૦૯૭ની આસપાસ આવે છે.

(૨) ઇ. સ. ૬૩૦ માં પ્રસિદ્ધ ચીની યાત્રી હ્યુએનસાંગે ભારતયાત્રા કરી હતી. તેણે યાત્રાના વર્ણનમાં લખ્યું છે કે "બુદ્ધદેવ ૮૦ વર્ષ સુધી જીવતા રહ્યા. જેઓની નિર્વાણતિથિ સંબંધમાં ઘણો જ મતભેદ છે. કોઈ મતવાળા વૈશાખ શુદિ ૧૫ ના દિવસે તેમની નિર્વાણતિથિ માને છે, સર્વાસ્તિવાદી કાર્તિક શુદિ ૧૫ નું નિર્વાણ માને છે, કોઈ મતવાળા કહે છે કે બુદ્ધનિર્વાણને ૧,૨૦૦ વર્ષ થઈ ગયાં, કોઈ કહે છે કે ૧,૫૦૦ વર્ષ થઈ ગયાં, કોઈ કહે છે કે ૯૦૦ વર્ષથી કંઇક અધિક કાળ બુદ્ધનિર્વાણને થયો છે.* આ ઉપરથી સમજાય છે કે હ્યુએનસાંગના સમયમાં પણ બુદ્ધનિર્વાણના નિર્વાણકાળને અંગે ત્રણ જાતની માન્યતા હતી. એક પંથની માન્યતા અનુસારે બુદ્ધનિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૭૦ વર્ષ, બીજા મત અનુસારે ઇ. સ. પૂર્વે ૮૭૦ વર્ષ અને ત્રીજાની માન્યતા પ્રમાણે ત્યારપૂર્વે ૨૭૦ વર્ષ ગણાતાં હતાં.

બૌદ્ધોના પાલીગ્રંથ અશોકના રાજ્યાભિષેક પૂર્વે બુદ્ધનિર્વાણ પ્રતિપાદન કરે છે, જ્યારે દિવ્યાવદાન પ્રમુખ ઉત્તરીય બૌદ્ધગ્રંથો અશોકના ૧૦૦ વર્ષ પૂર્વે બૌદ્ધનિર્વાણ બતાવે છે.

ચીન દેશ ઇ. સ. પૂર્વે ૬૩૮ બુદ્ધનિર્વાણનો કાળ માને છે. સીલોન, બ્રહ્મદેશ અને સીઆમ ઇ. સ. પૂર્વે ૫૪૪માં બૌદ્ધનિર્વાણ માને છે. તે જ પ્રમાણેની માન્યતા આસામના રાજ્યગુરુઓની પણ છે.

બૌદ્ધનિર્વાણની કાળગણનામાં બૌદ્ધસંપ્રદાયમાં પણ ભિન્ન ભિન્ન મતો દેખાય છે.

* જુઓ ભારતીય પ્રાચીન લિપિમાળા.

કોઇ કોઇ સ્થળે સત્યપરંપરા પણ મોજુદ છે, જેના આધારે ‘ બુદ્ધઘોષ ’ અને ‘ મહાવંશોક્ત ’ નિર્વાણસમય ગણનાના ‘ સમંતપાસાદિક ’માં સંશોધનપૂર્વક નિર્વાણસમય યથાસ્થિત રજૂ કરવામાં આવ્યો છે.

સીલોન, બ્રહ્મદેશ આદિ પ્રદેશોમાં વર્ત્તમાનકાળમાં બુદ્ધનિર્વાણ સમય જે માનનીય ઠર્યો છે તે ‘ બુદ્ધઘોષ ’ નો સંશોધિત અને પ્રમાણિક સમજાય છે.

વર્ત્તમાન સંશોધકો પણ બુદ્ધનિર્વાણને અંગે એકમત થઇ શકતા નથી. દરેક સંશોધક પોતપોતાનો અભિપ્રાય ભિન્ન ભિન્ન રીતે રજૂ કરે છે.

ડૉ. બુલ્હરના મત પ્રમાણે બુદ્ધનિર્વાણ સંવત્ ઈ. સ. પૂર્વે ૪૮૩, ૨ માસ અથવા ૪૭૨, ૧ માસના વચમાં આવે છે.

પ્રોફેસર કર્નના મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૩૮૮ આવે છે.

મેજર ફર્ગ્યુસન ઇ. સ. પૂર્વે ૪૮૧ જણાવે છે.

જનરલ કનિંગહામ તેમજ મેકસમૂલર અને બેનરજી ઇ. સ. પૂર્વે ૪૭૮ અને ૪૭૭ જણાવે છે.

પંડિત ભગવાનલાલ ઈંદરજી ઇ. સ. પૂર્વે ૬૩૮ જણાવે છે.

મી. ફ્લીટ ઇ. સ. પૂર્વે ૪૮૨ જણાવે છે.

ડૉ. વેલીર તથા તુકારામ કૃષ્ણ લૉડ ઇ. સ. પૂર્વે ૪૮૩ જણાવે છે.

ડૉ. વી. એ. સ્મીથ પોતાના પ્રથમ સંશોધનમાં ઇ. સ. પૂવે ૫૪૩, અને પાછળના સંશોધનમાં ઇ. સ. પૂર્વે ૪૮૭ જણાવે છે.

આ પ્રમાણે ઓછામાં ઓછી પંદર જાતની માન્યતાઓ બૌદ્ધનિર્વાણને અંગે છે. આને પરિણામે નિશ્ચિત રૂપે કોઇપણ સંખ્યા માની શકાતી નથી કે બુદ્ધનિર્વાણ ઇ. સ. પૂર્વે ૪૭૭ માં જ થયું કે જેના આધારે વર્તમાન ઇતિહાસમાં બુદ્ધનિર્વાણનું વર્ષ ૪૭૭ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

× × ×

### વીર નિર્વાણને અંગે પણ મતભેદ—

પ્રભુ મહાવીરનિર્વાણના સમયના અંગે ભારતીય વિદ્વાનોમાં સૌથી પહેલાં વિવેચનપૂર્વક વિચાર કરવાવાળા શ્રી કે. પી જાયસ્વાલ છે. તેમણે ‘ પાટલિપુત્ર વિહાર ’, ‘ ઓરિસા પત્રિકા ’ આદિ હિંદી અને અંગ્રેજી પત્રોમાં વીરનિવાણ સંબંધમાં અનેક લેખો લખી

પોતાની માન્યતા સિદ્ધ કરી છે કે વીરનિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭ અથવા ૪૬૭ માં નહિ પરંતુ ઇ. સ. પૂર્વે ૫૪૫માં થયું હતું. તેઓ પોતાના મંતવ્યને અંગે નીચેની દલીલો રજૂ કરે છેઃ—

( ૧ ) શાક્યભૂમિના શામગામમાં રહેલ બુદ્ધને જ્ઞાતપુત્ર( મહાવીર )નું પાવાપુરીમાં મોક્ષગમન થએલ સમજાયું.

આ ઉપરથી મહાવીરનિર્વાણ બુદ્ધનિર્વાણ પૂર્વે થયું હતું એ સિદ્ધ થાય છે.

( ૨ ) જૈનગણનામાં વીરનિર્વાણ સંવત્ અને વિક્રમ સંવત્‌ની વચ્ચે ૪૭૦ વર્ષનું આંતરું માનવામાં આવે છે, જેમાં 'સરસ્વતી ગચ્છ' પટ્ટાવળીના લખાણ અનુસારે વીર-નિર્વાણ અને વિક્રમ જન્મ વચ્ચેનો ઉપરોક્ત ૪૭૦ વર્ષનો આંતરો છે.

વિક્રમને ૧૮ મા વર્ષે રાજ્યાભિષેક થયો અને તે જ વર્ષથી સંવત્ પ્રચલિત થયો. આ પ્રમાણે વીરનિર્વાણથી ( ૪૭૦+૧૮ ) ૪૮૮ વર્ષ ઉપર વિક્રમ સંવત્‌ની પ્રવૃત્તિ થઈ. જૈનગણનામાંથી ઉપરોક્ત ૧૮ વર્ષો છૂટી જવાથી વીરનિર્વાણથી ૪૭૦ વર્ષે વિક્રમ સંવત્સર મનાયો છે તેમાં મારો મતભેદ છે.

( ૩ ) બ્રહ્મદેશ અને સીલોન આદિ દેશોની દંતકથાઓના આધાર ઉપર બુદ્ધનિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૪૪ માં થયું એ સિદ્ધ મનાય છે. એટલે વીરનિર્વાણ પણ ત્યારપૂર્વે એટલે ઈ. સ. પૂર્વે ૫૪૫ માં માનવું યુક્ત લેખાય.

• ઉપરોક્ત ત્રણે દલીલોનો જવાબ સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છેઃ—

પહેલી દલીલનો જવાબ અમો ગૌતમબુદ્ધ ને પ્રભુ મહાવીરની કાળગણનાને અંગે જણાવી ગયા છીએ. (જુઓ ખંડ બીજાનું પ્રકરણ ૧૩ મું) તે પ્રમાણે ગૌતમબુદ્ધ જ્યારે ૨૨ વર્ષના થયા ત્યારે પ્રભુ મહાવીરનો જન્મ ( ઇ. સ. પૂર્વે ૫૯૯ માં ) થયો હતો તે બતાવી ગયા છીએ. જ્યારે ગૌતમબુદ્ધ ૮૦ વર્ષના થઈ ઇ. સ. પૂર્વે ૫૪૨–૪૩માં પરિનિર્વાણ પામ્યા તે સમયે પ્રભુ મહાવીરને ૫૮ મું વર્ષ ચાલતું હતું. ત્યારબાદ ૧૪ વર્ષ, ૫ માસ અને ૧૫ દિવસ પછી એટલે કે ઇ. સ. પૂર્વે ૫૨૭ માં આશ્વિન વદ ૩૦ ની રાત્રિના પાછલા પહોરે પ્રભુ મહાવીર નિર્વાણપદને પામ્યા એ અમો સિદ્ધ કરી ગયા છીએ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ૭૨ વર્ષની અવસ્થાએ નિર્વાણપદને પ્રાપ્ત કરનાર પ્રભુ મહાવીરનો નિર્વાણકાળ ઇ. સ. પૂર્વે ૫૨૭ થી અગાઉ કોઇ પણ હિસાબે આવી શકતો નથી.

દલીલ બીજાના જવાબમાં વિક્રમ અને વીરનિર્વાણના આંતરા અંગે જે ૧૮ વર્ષનો તફાવત દર્શાવવામાં આવ્યો છે તેના જવાબમાં જણાવવાનું કે વીરનિર્વાણ કાળગણનાનો સંબંધ શક સંવત્સરની સાથે સંકલિત થયો છે; નહિ કે વિક્રમ સંવત્ સાથે વીરનિર્વાણ અને શકનું ૬૦૫ વર્ષનું આંતરું જે પ્રાચીન સમયમાં હતું તે જ પ્રમાણે વર્તમાને પણ ચાલુ

છે. વીરનિર્વાણ બાદ ૪૭૦ મા વર્ષે વિક્રમનો જન્મ, આઠ વર્ષ સુધી બાળક્રીડા, ૧૬ વર્ષ સુધી દેશભ્રમણ, ૨૫ વર્ષ સુધી મિથ્યાધર્મયુક્ત રાજ્ય અને ૪૦ વર્ષ સુધી જૈનધર્મ-યુક્ત રાજ્ય કરી, વિક્રમની સ્વર્ગગતિ બતાવવાવાળી સરસ્વતીગચ્છ પટ્ટાવળીની જે ગાથા શ્રી જાયસ્વાલજી રજૂ કરે છે તે તદ્દન નવીન અને દંતકથા આધારે રચાએલ છે. આવી અપ્રમાણિક નૂતન ગાથાઓના આધારે ચિર-પ્રચલિત, વ્યવસ્થિત કાળગણનાને અમાન્ય રાખવી અને તેના ઉપર શંકા દર્શાવવી એ ખરેખર શોચનીય છે.

ઉપરોક્ત સરસ્વતીગચ્છ પટ્ટાવળી બીલકુલ અર્વાચીન અને અશુદ્ધ છે. તેની રચના વિક્રમ સંવત્ ૧૬ યા ૧૭ ની સદીમાં થએલ સમજાય છે, અથવા તો ત્યારપૂર્વે કંઈક સમય અગાઉ થઈ હોય તેમ જણાય છે.

વિદ્વાનોના અવલોકનાર્થે ઉપરોક્ત ગાથાનું અવતરણ નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ જેમાં વિક્રમના જન્મકાળમાં ભિન્નભિન્ન વર્ષોની વહેંચણી કરવામાં આવી છે:—

" सत्तर चउसद जुत्ता( ते ), ति( जि )णकाले विक्कमो हवई जम्मो ।
अट्ठवरस बाललीला, सोडसवासेहि( साइं ) भम्मण्देसो( सं ) ॥

वरस पणवीसा रज्जं, कुणति मिच्छोवदेस संजुत्तो ।
चालीस वरस जिणवर–धम्मं पालिय सुरपहं लहियं ॥ "

શ્વેતાંબર સંપ્રદાયની માફક દિગંબર સંપ્રદાયમાં પણ વિક્રમ સંવત્‌નો પ્રચાર થએલ છે, જેમાં પણ અનેક જાતોની ભૂલોની પરંપરા થઈ છે. કોઈ વિક્રમના જન્મથી સંવત્સરની શરૂઆત માનતા હતા, કોઈ તેના રાજ્યાભિષેકથી તો કોઈ તેના મૃત્યુકાળથી સંવત્‌ની શરૂઆત ગણતા હતા.

આ પ્રમાણે આ વિષયમાં મતભેદ હતો પણ કઈ માન્યતા યોગ્ય છે અને કઈ માન્યતા અયોગ્ય છે તે વિષયક ચર્ચા કરવાની અહીં જરૂરિઆત નથી; કારણ કે અમારા ગ્રંથની કાળગણનાનો મર્યાદિત સમય શકસંવત્‌ના સમય સાથે કોઈપણ રીતે મતભેદક થઈ શકતો નથી.

સીલોન, બ્રહ્મદેશ તથા સીઆમ અને આસામમાં બૌદ્ધ રાજગુરુઓ બુદ્ધનિર્વાણના સમય અંગે એકમતવાળા છે. જ્યારે બુદ્ધનિર્વાણને અંગે આ પ્રમાણે વિપુલ સમુદાયની બહુમતિ નિશ્ચયાત્મક હોય ત્યારે મહાવીરનિર્વાણ બુદ્ધનિર્વાણ પહેલાં કઈ રીતે સંભવી શકે?

અમોએ આ ગ્રંથમાં સાબિત કરી આપ્યું છે કે પ્રભુ મહાવીર ગૌતમબુદ્ધના નિર્વાણ બાદ લગભગ ૧૫ વર્ષે કાળ કરી ગયા છે. વલ્લભીવાચનાનાં જૈન સૂત્રો અને બૌદ્ધ ગ્રંથોનો નિર્વાણ-કાળ અમારી કાળગણના સાથે મળતો આવે છે.

શક ૬૦૬ વર્ષ અને વિક્રમ સંવત ૫૭૧ વર્ષ પૂર્વે વીરનિર્વાણ લઈએ તો એ હિસાબે ઈ. સ. પૂર્વે ૫૨૮ નો ઑક્ટોબર–નવેમ્બર માસ વીરનિર્વાણનો આવે છે.

મહાવીરનિર્વાણ પૂર્વે ૧૪ વર્ષ અને ૫ાા માસ પર બુદ્ધનું પરિનિર્વાણ થયું તે અનુસારે બુદ્ધનિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૪૨ ના મે માસમાં આવે છે. સિલોન આદિ બૌદ્ધ-ધર્મી પ્રદેશોની ગણના પ્રમાણે ઈ. સ. પૂર્વે ૫૪૪ યા ૫૪૩ માં નિર્વાણ મનાય છે.

આ પ્રમાણે જૈન અને બૌદ્ધ કાળગણના વચ્ચે માત્ર એક જ વરસનો ફરક પડે છે જે કંઇ અતિગણનાપાત્ર મતભેદ ન કહેવાય.

ઉપર પ્રમાણે અલગ અલગ વિદ્વાનોના સંશોધનોનું મતભેદક પર્યાલોચન આપણે સવિસ્તર કરી ગયા. અમોએ અમારાથી બન્યો તેટલો ખુલાસો નિષ્પક્ષપાતપણે તથા પ્રમાણિક રીતે કર્યો, છતાં આના ઉપર વધુ સંશોધન મળી આવશે તો અમો બીજી આવૃત્તિમાં રજૂ કરીશું. આશા છે કે વિદ્વાન પુરાતત્ત્વશોધકો અને ઇતિહાસકારો આ સંબંધમાં પોતાનો અભિપ્રાય દર્શાવે.

આ પ્રમાણે આઠ ખંડમાં આ ગ્રંથ પૂરો કરતાં તેના સાત ખંડમાં લગભગ ૧,૦૦૦ વર્ષના ઇતિહાસની સમાલોચના અમોએ પ્રમાણિકપણે કરી છે. આ આઠમા ખંડની સમાપ્તિ બાદ પરિશિષ્ટો ઉમેરવામાં આવ્યાં છે. જો કે સમ્રાટ્ સંપ્રતિની હકીકત સાથે તેને વિશેષ સંબંધ નથી, પણ જૈન સાહિત્ય–સર્જન માટે જે કેટલાક વિદ્વાનો ભ્રમણા સેવી રહ્યા છે તેનો તેથી નિરાસ થશે એમ માની દાખલ કર્યાં છે



# પરિશિષ્ટ ૧ લું.

---

## વ્યાકરણ સાહિત્યમાં જૈનોની ગૌરવતાભરી સેવા.

જૈન સમાજે સાહિત્યના રક્ષણાર્થે વ્યાકરણશાસ્ત્રની એવી તો સુંદર સેવા બજાવી છે કે જેની નોંધ લેતાં અમોને હર્ષ થાય છે. જગતના વર્તમાન સાહિત્યકારો, વિજ્ઞાન-શાસ્ત્રીઓ, ઇતિહાસકારો અને કાવ્યકારો આધુનિક સમયને જૈનસમાજ માટે અરુણોદયનો કાળ સમજાવે છે તેની સાથે અમે સહમત થઇ શકતા નથી. આવી જાતની તેઓની કલ્પના અધૂરા સંશોધનનું પરિણામ છે. જૈનસાહિત્ય-સેવીઓએ કેવી અમૂલ્ય સેવા બજાવી છે તેને લગતું ટૂંક બ્યાન પહેલા તથા બીજા પરિશિષ્ટોમાં દર્શાવવામાં આવ્યું છે.

જો કે સાહિત્યમય જગતની વીસમી સદીના પ્રમાણમાં જૈનસાહિત્યનો પ્રચાર ઘણો જ અલ્પ છે; છતાં જે કંઇ પ્રાચીન હસ્તલિખિત સાહિત્ય ઉપલબ્ધ છે તેના આધારે જૈન-સાહિત્યનો પૂરતા પ્રમાણમાં પ્રચાર કરવામાં આવે તો જૈનસાહિત્ય કેટલું પ્રમાણભૂત, પ્રમાણિક, અતુલ અને આશ્ચર્યચકિત કરે તેવું છે તેનું વિશ્વને દિગ્દર્શન થઇ શકે. આ દિશામાં અમારા પ્રયાસો ચાલુ છે.

નીચેના શ્વેતાંબર વ્યાકરણશાસ્ત્રીઓએ જગત સમક્ષ તેમની કૃતિઓ રજૂ કરી જૈન ઇતિહાસને અમર કરવા સાથે એ પણ દર્શાવ્યું છે કે જો જૈન સાહિત્યસેવીઓની આ કૃતિઓને સાહિત્ય વિભાગમાંથી અલગ કરવામાં આવે તો પાછળ નહીં જેવું જ સાહિત્ય બાકી રહેવા પામે છે. કૃતિ તથા કર્ત્તાઓની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ છે.

**શ્વેતાંબરાચાર્યે રચેલાં વ્યાકરણોની નોંધ—**

૧. જગપ્રસિદ્ધ શાકટાયન વ્યાકરણના કર્ત્તા શાકટાયન જૈન હતા.

૨. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એક પ્રખર વ્યાકરણી હતા

૩. શ્રી ચંદ્રકેતી નામના સૂરિએ સારસ્વત વ્યાકરણ ઉપર ચંદ્રકેતી નામની ટીકા લખેલી છે.

૪. નંદવંશની શરૂઆતમાં 'પાણિની 'એ વ્યાકરણ રચ્યું હતું, જેના ઉપર કાશીકા નામે જૈનાચાર્યે ટીકા લખેલી છે.

૫. કાતંત્ર નામના વ્યાકરણ ઉપર પ્રબોધસૂરિએ ટીકા લખેલી છે.

૬. શ્રી બુદ્ધિસાગર વ્યાકરણ શ્લોક ૮,૦૦૦ પ્રમાણના કર્ત્તા શ્રીમદ્ બુદ્ધિસાગરજી જૈન હતા.

૭. શબ્દપ્રતિભેદ વ્યાકરણની રચના જ્ઞાનવિમળસૂરિએ કરી છે.

૮. શ્રી હેમચંદ્રાચાર્યની નામાવળીની ટીકા ઉપરથી દુર્ગમ પ્રબોધ નામના વ્યાકરણની રચના શ્રીમદ્ વલ્લભસૂરિએ કરી છે.

૯. સિદ્ધસારસ્વત વ્યાકરણ દેવાનંદસૂરિનું બનાવેલું છે

૧૦. શબ્દસિદ્ધિ વ્યાકરણ ધર્મઘોષસૂરિનું બનાવેલું છે

૧૧. ભોજ વ્યાકરણ અચળગચ્છના એક આચાર્યે રચેલું છે.

× × ×

દિગંબર વ્યાકરણશાસ્ત્રીઓએ રચેલાં વ્યાકરણની નોંધ—

૧. વ્યાકરણ કૌમુદી ( વાસવસેન ગૃહસ્થાચાર્ય )

૨. પ્રક્રિયાબદ્ધ જૈનેન્દ્ર વ્યાકરણ ( વિજયપ્રભ યતિ )

૩. શાકટાયન ક્રિયા સંગ્રહ–શ્લોક ૬,૦૦૦ ( અભયચન્દ્રસૂરિ )

૪. કાતન્ત્રરૂપ માલાવૃત્તિ ( સકલકીર્તિ અને બીજાઓ )

૫. ચિંતામણિ વ્યાકરણ ટિપ્પણ ( સમંતભદ્ર ભટ્ટાર્ક )

૬. જિનેંદ્ર વ્યાકરણની શબ્દાર્ણવ ચન્દ્રિકા ( સોમદેવ )

૭. શબ્દમણિ નામ વ્યાકરણ ( કેશવરાજ નામે ગૃહસ્થ )

૮ ચિંતામણિ વ્યાકરણ, શ્લોક ૬,૦૦૦ ( ચિંતામણિ કવિ )

૯. કૌમાર વ્યાકરણ ( ચૂડામણિ પંડિત )

૧૦. મંત્ર ભૂતામૃત વ્યાકરણ ( ચૂડામણિ પંડિત )

૧૧. ત્રિવિક્રમનામની વ્યાકરણ વૃત્તિ, શ્લોક ૩૫૦૦ ( ત્રિવિક્રમદેવ કવિ )

૧૨. પંચવસ્તુ ટીકા ( દેવનન્દી )

૧૩. જિનેન્દ્ર વ્યાકરણ સમ ( દેવનન્દી )

૧૪. ચિંતામણિ વ્યાકરણસ્ય ટિપ્પણ ( પ્રભાચંદ્ર ભટ્ટાર્ક )

૧૫. અમોઘ વૃત્તિ ન્યાસ ( પ્રભાચંદ્ર ભટ્ટાર્ક )

૧૬. મનોરમા વ્યાકરણ ( ભાવસેન ભટ્ટાર્ક )

૧૭. વિશ્વતત્ત્વપ્રકાશ ( ભાવસેન કવિ )

૧૮. ક્રમવૃત્તિ વ્યાકરણ, શ્લોક ૬,૦૦૦ ( ભાવસેન કવિ )

૧૯. કાતંત્ર વ્યાકરણસ્ય વૃત્તિ, શ્લોક ૨,૦૦૦ ( ભાવસેન કવિ )

૨૦. ચિંતામણિ નામ વ્યાકરણ ટીકા ( ભાવસેન કવિ )

૨૧. જિનેન્દ્ર વ્યાકરણાબ્ધિ ( દેવસંગીય નાગકુંજસ્વામી )

૨૨. પંચાંગ ટીકા વ્યાકરણ ( " " " )

૨૩. વૃહજ્જૈનેન્દ્ર વ્યાકરણ, શ્લોક ૧૮,૦૦૦ ( અભયનન્દી ત્રીજા )

૨૪. શબ્દમણિ દર્પણસ્ય ટીકા ( કેશવરાજ )

૨૫. પાણિની વ્યાકરણ સૂત્ર વૃત્તિ, શ્લોક ૩,૦૦૦ ( જિનેન્દ્ર સ્વામી )

૨૬. ચિંતામણી લઘુ વ્યાકરણ ( શુભચંદ્ર ભટ્ટાર્ક )

૨૭. ગણરત્ન મહોદધિ પદ્ય સ્વોપજ્ઞ ટીકા ( વર્ધમાન કવિ )

૨૮. રૂપસિદ્ધિ ( શાકટાયન )



# પરિશિષ્ટ ૨ જું.

---

## જૈનાચાર્યોની સુંદર સાહિત્યસેવા.

પૂર્વ કાળે રચાએલ સાહિત્યના ગ્રંથોને અંગે બહુધાએ એમ મનાય છે કે વૈદિક પંડિતોએ સાહિત્યસેવા બજાવવામાં સારામાં સારો ફાળો આપ્યો છે આ બીનામાં અમો એટલો ઉમેરો કરવા ઈચ્છીએ કે સમર્થ જૈનાચાર્યોએ પણ સાહિત્ય-સર્જનમાં એટલો બધો પરિશ્રમ ઉઠાવ્યો છે કે તેની બરોબરી કરવા ભાગ્યેજ કોઈ હિંમત કરી શકે. જૈનાચાર્યોની સાહિત્ય-સેવાના અંગે વિસ્તૃત વિવેચન કરવા બેસીએ તો એક બીજો દળદાર ગ્રંથ તૈયાર થાય પણ સંક્ષિપ્ત નોંધદ્વારા અમો એ પ્રતિભાવંત વિદ્વાનોની કૃતિ અત્રે જણાવીએ છીએ જેમ જેમ સંશોધન આગળ વધતું જાય છે તેમ તેમ ઇતર દર્શનીય પંડિતો પણ કબૂલ કરે છે કે જૈનધર્મના સાહિત્યને અલગ રાખવામાં આવે તો પછી સાહિત્યને નામે ગૌરવ લેવા જેવું બહુ જ અલ્પ રહે કેટલીક કૃતિઓ નીચે મુજબ છે:—

૧ વિ. સંવત્ ૧૨૭૮ માં થએલ "વાદસિંહ" બિરુદધારક શ્વેતાંબરાચાર્ય શ્રીમદ્ અભયદેવસૂરિનું બનાવેલ 'જય વિજય' મહાકાવ્ય એ અતિ અદ્ભુત અને સુંદરમાં સુંદર રસિક કાવ્ય છે.

૨ પદ્માનંદ મહાકાવ્ય, ૩ બાલ મહાભારત કાવ્ય, ૪ કવિશિક્ષાવૃત્તિ નામક ટીકા સહિત કાવ્ય, ૫ કલ્પલતા સાહિત્યશાસ્ત્ર, ૬ છન્દોરચનાવલી, ૭. કલાકલાપ--આ છએ ગ્રંથો તેરમા સૈકામાં થએલ શ્વેતાંબર જૈનાચાર્ય શ્રી અમરચંદ્રસૂરિના બનાવેલા છે.

૮. ધર્માભ્યુદય મહાકાવ્ય, અને ૯. આરંભસિદ્ધિ એ શ્વેતાંબર જૈનાચાર્ય શ્રી ઉદય પ્રભસૂરિએ તેરમા સૈકામાં લખેલા છે.

૧૦. રઘુવંશ ટીકા ગુણવિજયસૂરિએ વિ. સં. ૧૫૯૦ માં લખી છે.

૧૧. રઘુવંશ ઉપર શિષ્યહિતૈષિણી ટીકા ખરતરગચ્છીય ચારુવર્ધનસૂરિએ લખેલી છે.

૧૨. જૈન કુમારસંભવ કાવ્ય, ૧૩. પ્રબોધ ચિંતામણિ, ૧૪. ઉપદેશ ચિંતામણી, ૧૫. ધમ્મિલ ચરિત્ર—આ ચારે ગ્રંથોના કર્ત્તા કવિચક્રવર્તી જયશેખરસૂરિ હતા.

૧૬. નૈષધિક કાવ્ય ઉપર જિનરાજી ટીકાના કર્ત્તા જિનરાજસૂરિ હતા.

૧૭. જૈન નૈષધિક કાવ્યના કર્ત્તા રાજગચ્છમાં થએલ જિનેશ્વરસૂરિ હતા.

૧૮. પાંડવ ચરિત્ર મહાકાવ્ય અને ૧૯. મૃગાવતી ચરિત્રના કર્ત્તા મલધારી દેવપ્રભસૂરિ છે.

૨૦. ચંદ્રપ્રભ ચરિત્રના કર્ત્તા નાગેન્દ્ર ગચ્છના દેવેન્દ્રાચાર્ય હતા.

૨૧ ધનંજય નામમાળા, ૨૨. દ્વિસંધાનમહાકાવ્ય, આ બન્ને ગ્રંથો ધનંજય નામના કવિએ સંવત્ ૮૮૪ માં લખ્યા હતા.

૨૩. ઋષભપંચાશિકા અને ૨૪. તિલકમંજરી—આ બન્ને ગ્રંથો સિદ્ધસારસ્વત, કવીશ્વરના નામથી પ્રખ્યાતિ પામેલ શ્રી ધનપાલ મહાકવિએ લખેલા છે.

૨૫. શોભન સ્તુતિના કર્ત્તા શોભનાચાર્ય હતા.

૨૬. કાવ્યાલંકાર ઉપર ટીપ્પણકર્ત્તા જૈન સાધુ હતા.

૨૭. હમીર મહાકાવ્ય, ૨૮. રંભામંજરી ટીકા—આ બન્ને ગ્રંથો નયચંદ્રસૂરિના લખેલાં છે.

૨૯. મુરારિકવિરચિત અનર્ઘરાઘવ નામના નાટક ઉપર હર્ષસૂરિએ ટીકા લખી છે.

૩૦. અલંકારમહોદધિ અને ૩૨. કાકુસ્થકેલી—આ બન્ને ગ્રંથો નરેંદ્રપ્રભસૂરિ (શ્વે.) એ લખેલા છે.

૩૧. ધનાભ્યુદય મહાકાવ્ય ( શ્વે. ) પદ્મસૂરિએ લખેલું છે.

૩૨. રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય તથા ૩૩. પાર્શ્વનાથ કાવ્ય અકબર બાદશાહના સમયમાં તપગચ્છની નાગપુરીય શાખામાં થયેલ પદ્મસૂરિએ લખેલ છે.

૩૪. પાર્શ્વનાથ ચરિત્ર, ૩૫. કાવ્યપ્રકાશસંકેત, ૩૬. નલાયન યાને કુબેર પુરાણ—આ ત્રણે કૃતિઓ કોટિકગણની વજ્રી શાખામાં થયેલ માણિક્યચંદ્રસૂરિની લખેલી છે.

૩૭. શ્રી હેમચંદ્રાચાર્યપ્રણીત શબ્દાનુશાસન ઉપર ચંદ્રપ્રભા ટીકા લખનાર મેઘવિજય ( શ્વે. ) ઉપાધ્યાય હતા.

૩૮. મેઘદૂતની ટીકાના કર્ત્તા મેરુતુંગસૂરિ હતા.

૩૯. નિર્ભય ભીમ વ્યાયોગ, ૪૦. રઘુવિલાસ નાટક, ૪૧ વિહારશતક, ૪૨. દ્રવ્યાલંકાર, ૪૩. રાઘવાભ્યુદય મહાકાવ્ય, ૪૪ યાદવાભ્યુદય મહાકાવ્ય, ૪૫. નલવિલાસ મહાકાવ્ય–આ સાતે ગ્રંથો શ્રી હેમચંદ્રસૂરિના પ્રખ્યાત શિષ્ય રામચંદ્રજીએ બનાવ્યા છે. આ ઉપરાંત તેમણે સો અલગ અલગ ગ્રંથો રચેલા છે જેથી કરીને તેમને 'પ્રબંધશતક' નું બિરુદ મળ્યું હતું.

૪૬. કુમાર વિહાર પ્રશસ્તિ કાવ્યના કર્ત્તા વર્ધમાનગણી હતા.

૪૭. મહાકલ્પ અને ૪૮. વાસુદેવ હિન્ડીના કર્ત્તા સંઘદાસ ક્ષમાક્ષમણ હતા

૪૯. ઉપમિતિભવપ્રપંચા કથાના કર્ત્તા શ્રી સિદ્ધર્ષિ હતા.

૫૦. શ્રી ઋષભદેવ અને શ્રી નેમિનાથ ચરિત્ર ઉપર દ્વિસંધાન કાવ્ય લખનાર હેમચંદ્રાચાર્ય હતા. તેમના અન્ય ગ્રંથો પણ અતિ પ્રસિદ્ધિને પામ્યા છે. જે પૈકી કેટલાક નીચે પ્રમાણે છે. (૧) અનેકાર્થ કોષ. (૨) અભિધાન ચિંતામણિ. (૩) કાવ્યાનુશાસન (૪) છંદોનુશાસન વૃત્તિ (૫) દેશીય નામમાળા. (૬) દ્વયાશ્રય કાવ્ય ટીકા સહિત. (૭) સટીક ધાતુપાઠ. (૮) સટીક ધાતુપારાયણ. (૯) ધાતુમાળા. (૧૦) નામમાલા શેષ. (૧૧) લિંગાનુશાસન. (૧૨) શબ્દાનુશાસન. ઇત્યાદિ ઇત્યાદિ. શ્રી હેમચંદ્રાચાર્યજીરચિત શ્લોકોની સંખ્યા સાડાત્રણ કરોડ જેટલી સમજાય છે.

*આ સંબંધમાં વિસ્તારથી જોવાની જિજ્ઞાસાવાળાએ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરંસદ્વારા પ્રકાશિત "**જૈન ગ્રંથાવલી**" જોવી.



# પરિશિષ્ટ ૩ જું.

---

## સાલવારીમાં શું બન્યું ?

વીરનિર્વાણ ૩૭૬ માં આર્ય શ્યામાચાર્યે પ્રજ્ઞાપનાસૂત્ર બનાવ્યું.

વીરનિર્વાણ ૪૭૦ માં શ્રી સિદ્ધસેન દિવાકરે ઉજ્જૈનીમાં કલ્યાણમંદિર સ્તોત્ર બનાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથ મહારાજની પ્રતિમા પ્રગટ કરી કે જે પ્રતિમા અવન્તીપાર્શ્વ-નાથના નામે મહારાજા સંપ્રતિના કાળમાં પ્રસિદ્ધિને પામી હતી. બાદ આ સ્થળે મહાકાળ નામના મહાદેવનું મંદિર બંધાયું હતું. આ કાળે મહારાજા વિક્રમ ( બલમિત્ર ) ઉજ્જૈનની ગાદીએ રાજ્ય કરતો હતો. સંમતિ તર્ક નામનો ગ્રંથ સિદ્ધસેન દિવાકરે બનાવ્યો છે કે જે ન્યાયનો ઉત્તમ ગ્રંથ પૂરવાર થયો છે.

વીરનિર્વાણ ૫૭૦( મતાંતરે ૫૭૮ )માં શ્રી જાવડશાની મારફતે શત્રુંજય તીર્થનો વજ્રસ્વામીએ ઉદ્ધાર કરાવ્યો.

વીરનિર્વાણ ૬૦૯ માં શ્રી શિવભૂતિ મુનિએ દિગંબર મતની સ્થાપના કરી અને શ્વેતાંબર સંપ્રદાયમાંથી દિગંબર સંપ્રદાયની ઉત્પત્તિ થઇ.

વીરનિર્વાણ ૬૧૬ બાદ શ્રી દુર્બલિકા પુષ્પમિત્ર નામના જૈનાચાર્ય થયા. તેમના સમયમાં સાડાનવ પૂર્વનું જ્ઞાન હતું.

તીર્થંકર મહાવીર પ્રભુના નિર્વાણ બાદ ૬૮૪ વર્ષ પછી શ્રી ગંધહસ્તી નામે જૈના-ચાર્ય થયા, જેમણે પણ શાસનસેવા સારી બજાવી હતી. વીરનિર્વાણના ૭૭૦ પછી વીરાચાર્ય નામે આચાર્ય થયા જેમના હાથે જૈન ધર્મની સારી ઉન્નતિ થઇ છે.

વીરનિર્વાણ ૯૮૦ વર્ષ પછી વલ્લભીપુરમાં ૫૦૦ સમર્થ જૈનાચાર્યોએ એકત્રિત થઇ દેવર્દ્ધિગણિક્ષમાક્ષમણના આધિપત્ય નીચે જે આગમ ગ્રંથો કંઠાગ્ર હતા તેને પુસ્તકારૂઢ કર્યા.

વી. નિ. ૯૯૩ ના વર્ષ પછી શ્રી ચોથા કાલકાચાર્ય થયા, જેઓએ ભાદરવા શુદ ચોથની સંવત્સરી શરૂ કરી. ત્યારપૂર્વે સંવત્સરી પર્વ પાંચમને દિવસે પળાતું હતું.

વીર નિર્વાણ ૧૦૦૮ પછી જૈન મુનિઓ ગામમાં રહેવા લાગ્યા. ત્યારપૂર્વે વન અને ઉદ્યાનમાં રહેવાની પ્રણાલિકા હતી. જે જે પ્રમાણે મનુષ્યોની તાકાત ઓછી થતી ગઇ તે પ્રમાણે ધર્મક્રિયામાં પણ શિથિલતા આવવા લાગી, જેથી તેઓ વન અને ઉદ્યાન છોડી ગામ અને શહેરમાં રહેવા લાગ્યા.

વીર નિર્વાણ ૧૦૫૫ પછી જૈનાચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીનો સ્વર્ગવાસ થયો. તેમણે સેંકડો જૈન ગ્રંથો બનાવ્યા.

પ્રભુ મહાવીરના નિર્વાણ ૧૧૨૫ વર્ષે પછી શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો સ્વર્ગવાસ થયો. જેઓએ ઘણા જૈન ગ્રંથો પર ભાષ્યો લખ્યાં.

વિક્રમ સંવત્ ૭૦૦ માં શ્રી શીલાંકાચાર્ય થયા. તેઓએ આચારાંગ અને સૂત્રકૃતાંગ નામના સૂત્ર પર પહેલવહેલી ટીકા બનાવી. વિક્રમ સંવત ૪૭૦ વર્ષ પૂર્વે શ્રી મહાવીર-સ્વામી નિર્વાણ પદને પામ્યા. ત્યારપછી વિક્રમ સંવત ૭૦૦ માં ઉપરોક્ત ટીકા લખાઇ છે.

**એ સાતસોમાં ચારસો સીત્તેર મેળવતાં મહાવીર નિર્વાણ બાદ ૧૧૭૦ માં શીલાંકાચાર્ય થયા. આ હકીકત વીર નિર્વાણની સાલ સાથે પ્રમાણભૂતપણે મળતી આવે છે. વિક્રમ સંવત્માં ૪૭૦ વર્ષ ઉમેરતાં વીર નિર્વાણ સંવત્ થાય છે.**

વિક્રમ સંવત્ ૧૦૯૬ માં વાદીવેતાલ શ્રી શાંતિસૂરિ મહારાજ સ્વર્ગવાસી થયા. તેઓએ ઉત્તરાધ્યયન સૂત્ર પર વૃત્તિ રચી.

વિક્રમ સંવત્ ૧૧૨૦ માં ઓઘનિર્યુક્તિની ટીકા કરનાર શ્રી દ્રોણાચાર્ય થયા.

વિક્રમ સંવત્ ૧૧૩૫( મતાંતરે ૧૧૩૯ )માં શ્રી અભયદેવસૂરિ મહારાજ સ્વર્ગવાસી થયા. તેઓ મહારાજા સિદ્ધરાજ જયસિંહના સમકાલીન હતા. તેઓએ સ્થાનાંગ વિગેરે નવ અંગ ગ્રંથો પર ટીકા બનાવી તથા મહારાજા સિદ્ધરાજ જયદેવની આજ્ઞાથી ૧૯૯ શ્લોકપ્રમાણ શ્રી સંપ્રતિ મહારાજનું ચરિત્ર બનાવી મહારાજા સિદ્ધરાજને અણહિલપુરપાટણમાં અર્પણ કર્યું- તે ચરિત્રમાં શ્રી નિશીથ આદિ પ્રાચીન સૂત્રોનો આધાર મહારાજા સંપ્રતિના ઇતિહાસના સાક્ષીભૂત અંગ તરીકે દર્શાવ્યો હતો.

**આ સંપ્રતિની કથા અમોએ આ ગ્રંથના પાંચમા ખંડમાં દાખલ કરી છે, જે વાંચવાથી સંપ્રતિના અસ્તિત્વ સંબંધી શંકા નિર્મૂળ થઈ જશે.**

વિક્રમ સંવત્ ૧૨૨૬ માં શ્રી વાદી દેવસૂરિ મહારાજનો દેહાંત થયો. જેઓએ

સ્યાદ્વાદરત્નાકર નામનો અપૂર્વ ગ્રંથ બનાવ્યો હતો. આ ગ્રંથ વર્તમાને સંપૂર્ણ ઉપલબ્ધ થઇ શકતો નથી.

વિક્રમ ૧૨૨૯ માં શ્રી કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિનો સ્વર્ગવાસ થયો. તેઓએ મહારાજા કુમારપાળને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો કે જે મહારાજાએ જૈન ધર્મને ચુસ્તપણે પાળી પરમાર્હત્ શ્રાવક તરીકે પોતાના અઢારે દેશોમાં જૈનમંદિરો બનાવ્યા એટલું જ નહિ પણ અમારી પડહદ્વારા લાખો જીવોના તેઓ અભયદાતા બન્યા. આ ઉપરાંત ગરવી ગુજરાતમાંથી તેઓએ મદિરા, જુગટું, વ્યભિચાર આદિ સાત દુર્વ્યસનોને દૂર કરી ગુર્જરભૂમિને સંસ્કારી બનાવી.

તેમના સમકાળે શ્રી મલયગિરિ આચાર્ય થયા જેઓએ અનેક જૈનગ્રંથો પર ટીકા બનાવી. બાદ શ્રી મુનિચંદ્રસૂરિજી, શ્રી અજિતદેવસૂરિજી થયા, જેઓએ પણ ગ્રંથો બનાવ્યા છે. ત્યારપછી શ્રી સોમપ્રભાચાર્ય થયા, જેઓએ શ્રી સિંદૂરપ્રકરસ્તવ બનાવ્યું.

ત્યારપછી શ્રી દેવેંદ્રસૂરિ થયા જેઓએ કર્મગ્રંથની રચના કરી. ત્યારબાદ સોમતિલકસૂરિ, દેવસુંદરસૂરિ, સોમસુંદરસૂરિ, મુનિસુંદરસૂરિ વિગેરે પ્રભાવિક પટ્ટધરો થયા. બાદ રત્નશેખરસૂરિ થયા, જેઓએ શ્રાદ્ધવિધિ ગ્રંથ બનાવ્યો. ત્યારપછી શ્રી હેમવિમલસૂરિજી થયા જેઓએ ત્રૈલોક્યપ્રકાશ નામે જ્યોતિષ ગ્રંથ બનાવ્યો. ત્યારબાદ જૈનાચાર્ય આનંદવિમલસૂરિ થયા. જેમણે ક્રિયોદ્ધાર કર્યો. બાદ વિજયદાનસૂરિજી થયા, તેઓએ પણ સારી શાસન–સેવા બજાવી. ત્યારપછી શહેનશાહ અકબરના સમયમાં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયજી થયા, જેમણે અકબર શહેનશાહને પ્રતિબોધી જીવદયાના ફરમાનો સાથે તીર્થરક્ષાના ફરમાનો મેળવ્યા હતા.

ત્યારપછી વિજયસેનસૂરિ, પછી વિજયસિંહસૂરિ, પછી પંન્યાસ શ્રી સત્યવિજયજી ગણી અને ઉપાધ્યાય શ્રી યશોવિજયજી થયા, જેઓએ સારા પ્રમાણમાં જૈન ગ્રંથો બનાવ્યા.

બાદ પંન્યાસજી કર્પૂરવિજયજી ગણી, પંન્યાસજી ક્ષમાવિજયજી ગણી, પંન્યાસજી જિનવિજયજી ગણી, પંન્યાસજી ઉત્તમવિજયજી ગણી, પંન્યાજી પદ્મવિજયજી ગણી, પંન્યાસજી રૂપવિજયજી ગણી, પંન્યાસ કીર્તિવિજયજી ગણી, પંન્યાસ શ્રી કસ્તુરવિજયજી ગણી, પંન્યાસ શ્રી મણિવિજયજી દાદા, શ્રી બુદ્ધિવિજયજી અગર બુટેરાયજી મહારાજ થયા. અત્યારનો સાધુસમુદાયનો મોટો ભાગ બુટેરાયજી મહારાજના પરિવારનો ગણી શકાય. પં. રૂપવિજયજી ગણિથી બીજી પણ એક શાખા નીકળી હતી તેમાં રૂપવિજયજી પછી પં. અમીવિજયજી ગણી, પં. સૌભાગ્યવિજયજી, પંન્યાસ શ્રી રત્નવિજયજી ગણી, પંન્યાસ શ્રી ભાવવિજયજી ગણી અને તેની પાટે વર્તમાનાચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વર થયેલા છે.

બુદ્ધિવિજયજી મુનિ તરીકે હતા. પંન્યાસપદ કે ગણિપદ સ્વીકારેલ નહીં. તેમનું બીજું નામ બુટ્ટેરાયજી મહારાજ હતું જેઓ પંન્યાસ કર્પૂરવિજયજીની દશમી પાટે થયા તેઓ પંજાબના રહેવાસી હતા. તેઓએ ઢુંઢક પંથનો ત્યાગ કરી અમદાવાદમાં પંન્યાસ મણિવિજયજી ( દાદા ) મહારાજ પાસે દીક્ષા લીધી. તેમના શિષ્યો પૈકી ન્યાયાંભોનિધિ વિજયાનંદસૂરીશ્વરજી અપરનામ આત્મારામજી મહારાજ સમર્થ હતા. તેઓએ પણ ઢુંઢક મતનો ત્યાગ કરી ગુજરાત( અમદાવાદ )માં આવી મુનિ બુદ્ધિવિજયજી મહારાજ પાસે મૂર્તિપૂજક સંવેગી સાધુ તરીકે દીક્ષા લીધી.

ગુજરાત, મારવાડ અને પંજાબ આદિ પ્રદેશોમાં તીર્થઙ્કરસના કરતા શ્રી આત્મારામજી મહારાજે હજારોની સંખ્યામાં મૂર્તિપૂજક જૈનો બનાવ્યા. શ્રી વિજયાનંદસૂરીશ્વરજીની પાટ ઉપર વર્તમાને પણ સમર્થ ક્રિયાપ્રેમી આચાર્યો ધાર્મિક પ્રભાવના કરી રહ્યા છે.



# પરિશિષ્ટ ૪ થું.

---

## પ્રાસંગિક.

### ( ૧ )

[ જ્યારે એક જાતનો પ્રવાહ ચાલે છે ત્યારે ભલાભલા વિદ્વાનો પણ તે પ્રવાહમાં ખેંચાઇ જાય છે. તેજ પ્રમાણે મહારાજા સંપ્રતિની ચર્ચાસમયે બન્યું. અમારી સાથે ચર્ચાસમયે મદદમાં રહેલ શ્રી ગોડીજી ઉપાશ્રયે બિરાજતા પં. શ્રી પ્રીતિવિજયજી મહારાજ ગણિવર્યને પણ પ્રતિવાદીઓના પ્રતિનિધિ તરીકે શ્રી રતિલાલ ભીખાભાઈ તથા બીજાઓનો સામનો કરવાની પુરુષાર્થી જિજ્ઞાસા ઉત્પન્ન થઇ. જેમા અમારી માફક તેઓશ્રીએ મહારાજા સંપ્રતિને લગતા સાહિત્યના આધારે જાણીતા જૈન સાક્ષર શ્રી મોહનલાલ દલીચંદ દેશાઇ એડવોકેટ અને શ્રી મોહનલાલ ભગવાનદાસ સોલીસીટર સાથે સલાહ કરી, મહારાજા સંપ્રતિને લગતો એક અલગ ગ્રંથ બહાર પાડવા નિશ્ચય કર્યો, જે હકીકત તેઓશ્રીએ હેન્ડબીલ દ્વારા જાહેર કરી.

અમારી નજરે ચઢેલ જૈન સાહિત્ય પૈકી શ્રી મોહનલાલ દેશાઇ કૃત " જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ " નામનો ૧૨૦૦ પાનાનો ગ્રંથ વાંચતાં, તેમાં માત્ર એક જ પાનામાં મૌર્ય રાજવીઓને લગતો ઇતિહાસ મળી આવે છે. જેમાં મહાન સંપ્રતિને અંગે તેઓનું નિવેદન અમારા સંશોધનને પુષ્ટિ આપનારું સમજાયાથી અમો તેને નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ. ]

" બૌદ્ધ શ્રમણો લોકોમાં દર્દીઓને ઓસડ આપતા, પશુ–પક્ષીના રોગોની ચીકિત્સા પણ કરતા, વિદ્યાર્થીઓને વિદ્યાદાન પણ દેતા, દુઃખી દિલોને સહાય પણ કરતા, તેમજ આરોગ્ય સંબંધી સહાય કરવા તેઓ ચૂકતા ન હતા. આની અસર જૈનો ઉપર થઇ હોય એમ સંભવિત છે...."

× × ×

" સમ્રાટ્ અશોકના પુત્ર કુણાલ ને તેના પુત્ર રાજા સંપ્રતિના સમયમાં શ્રી આર્યસુહસ્તીએ સ્થવિરકલ્પમાં રહી સંપ્રતિને પ્રતિબોધ્યો. સંપ્રતિએ સવા લાખ નવા જિનાલયો,

તેર હજાર જીર્ણમંદિરોનો ઉદ્ધાર, સાતસો દાનશાળાઓ કરાવી તથા અનાર્ય દેશોમાં પણ ધર્મોપદેશકો મોકલી ધર્મ ઉન્નતિ કરી. સુહસ્તિ વીરાત્ ૨૯૧(વી. સં. પૂર્વે ૧૭૯)માં સ્વર્ગસ્થ થયા. આ સંપ્રતિ ઉજ્જૈનીમાં રાજ્ય કરતા હતા અને ઉજ્જૈની જૈનોનું કેન્દ્રસ્થાન હતું....." ૧

× × ×

"કુણાલને સ્થાને પુરાણોમાં 'સુયશા' નામ મળે છે તે તેનું બિરુદ હોવું જોઇએ...."

"બૌદ્ધોના 'દિવ્યાવદાન' ગ્રંથમાં તથા જૈનોના 'પરિશિષ્ટ પર્વ', 'વિચારશ્રેણી' તથા 'તીર્થકલ્પ' ઉપરથી જણાય છે કે કુણાલનો પુત્ર સંપ્રતિ હતો...."

× × ×

"સંપ્રાતની રાજધાની કયાંક પાટલિપુત્ર અને કયાંક ઉજ્જૈનમાં લખેલ છે. રજપુતાના, માળવા, ગુજરાત અને કાઠિયાવાડ એ પ્રદેશો ઉપર સંપ્રતિનું રાજ્ય હતું કે જેણે કેટલાએક જૈન મંદિરો બંધાવ્યાં હતાં. 'તીર્થકલ્પ'માં એ પણ લખ્યું છે કે પરમાર્હત્ સંપ્રતિએ અનાર્ય દેશોમાં પણ વિહાર (મંદિર) બંધાવ્યાં હતાં...."

× × ×

"જૈન લેખકોનો એ મત છે કે રાજા સંપ્રતિ કે જે અશોકનો વંશજ હતો તેણે જૈન ધર્મની ઉન્નતિ કરી, અને રજપુતાના તેમજ તેની આસપાસના પ્રદેશોમાં પણ તેણે કેટલાએક જૈન મંદિરો બંધાવ્યા હતાં."

—'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ. ૯૪-૯૬.

× × ×

આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે કે વીર નિર્વાણ ૯૦૫ પહેલાંનો ઇતિહાસ એ સુવર્ણયુગ કહેતાં આગમપ્રધાન યુગનો ગણાય. તે સમય પૂર્વધર જ્ઞાની સાધુ સંપ્રદાયનો હતો. આ જ્ઞાની મહાત્માઓએ 'ભવભીરુ' તરીકે ગ્રંથારૂઢ કરેલ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હકીકત પણ સત્ય હોવા ઉપરાંત તે તર્ક* રહિત છે. તેમાં મહારાજા સંપ્રતિકાલિન ઇતિહાસ કે જેનો કાળ વી. નિ. ૪૭૦ પૂર્વેનો છે, અને જે પૂર્વાચાર્યોના હાથે જ પ્રમાણભૂત રીતે રજૂ થએલ છે તેમાં કઇ રીતે શંકા લાવી શકાય તેની અમોને સમજ પડતી નથી.

સુજ્ઞ વાચક, જૈન સાહિત્યકારોમાં શ્રી. મોહનલાલ દેશાઇનું નામ સુપ્રસિદ્ધ છે. તેમની કૃતિઓ માટે અમને પણ માન છે. મહાન્ સંપ્રતિના અસ્તિત્વને અંગે તેમ જ તેની

* આને લગતું લખાણ અમો આ પુસ્તકના પૃષ્ઠ ૪૧૧-૧૨ માં રજૂ કરી ગયા છે.

કૃત્યોના અંગે તેમણે જે ઉપરોક્ત સંક્ષિપ્તમાં સંક્ષિપ્ત નોંધ લીધી છે તે ઉપરથી પણ સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે વી. નિ. ૨૯૧ માં શ્રી આર્યસુહસ્તી મહારાજનો સ્વર્ગવાસ થયો તે સમયે મહારાજા સંપ્રતિ વિદ્યમાન હતા. તેમજ સંપ્રતિ મહારાજાએ જૈન મંદિરમય ભારત બનાવ્યું હતું તે હકીકતને પણ તેઓ પુષ્ટિ આપે છે.

અમારો આ ગ્રંથ પ્રગટ થયા પછી ટૂંક સમયમાં જ સમ્રાટ્ સંપ્રતિને અંગે શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇ એડવોકેટ, શ્રી. મોહનલાલ ભગવાનદાસ સોલિસીટર અને પં. શ્રી પ્રીતિવિજયજી મહારાજ એક ગ્રંથ બહાર પાડવાના છે.

પ્રગટ થનાર આ નૂતન ગ્રંથમાં સમ્રાટ્ સંપ્રતિના અંગે વિશેષ અજવાળું પડશે અને અમો ઇચ્છીએ છીએ કે શિશુનાગ, નંદ અને મૌર્યવંશી રાજવીઓ તેમજ પુષ્યમિત્ર, ખારવેલ અને મહારાજા વિક્રમથી શક સંવત્સર સુધીના અપ્રગટ સાહિત્ય પર વિશેષ સંશોધન કરી તેઓ જગતને ઇતિહાસના ક્ષેત્રમાં નવું દિશાસૂચન કરશે. અમારા પ્રયત્નને પરિણામે સમ્રાટ્ સંપ્રતિના સંબંધમાં સાક્ષરોનો પ્રેમ ધીમેધીમે વધતો આવે છે તે અમારે માટે હર્ષદાયક પ્રસંગ છે. ઇચ્છીએ કે ઉપરોક્ત ત્રણે વ્યક્તિઓ પોતાનું પ્રકાશન સવેળા પ્રગટ કરે.

(૨)

મારા આ ગ્રંથ-પ્રકાશનમાં સહાયક થનાર પંન્યાસ શ્રી પ્રીતિવિજયજી મહારાજે પાશ્ચાત્ય વિદ્વાનનો એક પુરાવો મને પૂરો પાડ્યો છે. તે પુરાવો "ઓકસફર્ડ હીસ્ટ્રી ઑફ ઇન્ડીયા"માંથી ઉધ્ધૃત કરેલો છે. તે ગ્રંથના લેખક છે જાણીતા વિદ્વાન વી. એ સ્મીથ તેઓ પોતાના અભિપ્રાયમાં જણાવે છે કે—"રજપુતાનામાં અજમેરથી માંડી કાઠિયાવાડમાં આવેલ શત્રુંજય સુધી અનેકવિધ સ્થાનિક ગામોમાં સંપ્રતિનું નામ પ્રચલિત છે. શત્રુંજયના દેવાલયોમાં તો અતિ પ્રાચીન મંદિરકલાપ તેણે બંધાવ્યો હતો. જોધપુરમાં નાગલાઇ ખાતે એક મંદિર તેમજ અજમેરથી બુંદી માર્ગે જતાં જહાજપુરનો કિલ્લો તેણે (સંપ્રતિએ) બંધાવ્યો હતો એમ કહેવાય છે. બૌદ્ધ સંપ્રદાયના પ્રચારમાં જે ઉત્સાહ રાજા અશોકે બતાવ્યો હતો તેવો જ ઉત્સાહ મહારાજા સંપ્રતિએ જૈન સંપ્રદાયના પ્રચારમાં દાખવ્યો હતો. અને તેની ખ્યાતિ પણ તેટલા જ પ્રમાણમાં હતી."

(૩)

આ પુસ્તકના પૃ. ૩૫ પરના છેલ્લા પારામાં જણાવ્યું છે કે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથના સમકાળે સનાતન ધર્મના મહાન્ અવતારી પુરુષો વાસુદેવ-શ્રી કૃષ્ણ, બળદેવ-બળભદ્ર અને પ્રતિવાસુદેવ-જરાસંઘ જેવા મહાપુરુષો થયા-આવી જાતનું મંતવ્ય વૈદિક ધર્મવાળાઓનું છે. જૈન ધર્મશાસ્ત્રોમાં ઉપરોક્ત વિભૂતિઓને અંગે જે વર્ણન મળે છે તેમાં જણાવવામાં આવ્યું છે શ્રી કૃષ્ણ અને બલભદ્ર બંને ભગવાન નેમિનાથના પરમ ઉપાસક હતા એટલું જ નહિ પરંતુ તેઓ પીતરાઇ ભાઈઓ થતા હતા. નેમિનાથના સચ્ચારિત્ર

તેમજ અતુલ બળની તેઓ પર ઊંડી છાપ પડી હતી અને તેની ઉપાસના કરવામાં પોતાનું કલ્યાણ માનતા. પોતાની અતિશય ભક્તિને કારણે શ્રી કૃષ્ણે તો તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરેલ છે અને આગામી ચોવીશીમાં તીર્થંકર થવાના છે. કૃષ્ણ વાસુદેવના મૃત્યુબાદ બળભદ્રે પ્રવ્રજ્યા સ્વીકારી અને અત્યંત ઉગ્ર તપ કરી, નિરતિચાર ચારિત્ર પાળી પાંચમા બ્રહ્મ દેવલોક ગયા છે. વિસ્તૃત હકીકત જાણવાના ઇચ્છુકે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યરચિત 'શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર' વાંચવું.

## (૪)

[ સમ્રાટ્ સંપ્રતિએ ભારતને જૈન મંદિરમય બનાવ્યાના ઉલ્લેખને પુષ્ટ કરતી ઘણી દેવકુલિકાઓ આજે પણ વિદ્યમાન છે. આ સંબંધમાં પરિશ્રમપૂર્વક સંશોધન કરવામાં આવે તો ઘણા જૈન મંદિરો સમ્રાટ્ સંપ્રતિએ બનાવ્યાના સાબિત થઇ શકે. ]

### અયોધ્યાજી : : સંપ્રતિના હસ્તે જીર્ણોદ્ધાર થયેલ એક પ્રાચીનતમ મંદિર—

અયોધ્યાજીના રાજમાર્ગ પર એક પ્રાચીન મંદિર આવેલ છે. તે મંદિરમાં પાંચ તીર્થંકરોના ઓગણીસ કલ્યાણકોની પાદુકાઓ–દેહરીઓ આવેલ છે, જેનું બાંધકામ અતિશય રમણીય, મનોહર અને શિલ્પના શ્રેષ્ઠ નમૂનારૂપ હોઇ, આ દેવાલયનો દેખાવ અતિવ રમ્ય લાગે છે. આ જિનમંદિરનો જીર્ણોધ્ધાર સમ્રાટ્ સંપ્રતિએ કરાવેલ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર સંપ્રતિના હસ્તે જ થયો છે તેની ખાત્રી માટે પ્રભુની પાદુકાઓવાળી ઇંટોનું સરકારી પૃથક્કરણ ખાતાએ પૃથક્કરણ કરી સાબિત કરી આપ્યું છે કે આ ઇંટો અતિ પ્રાચીન છે અને તે સમ્રાટ સંપ્રતિના સમયની ઇંટોને મળતી છે.



# પૂરવણી

## શ્રી સિદ્ધચક્ર આરાધક શ્રીપાલ મહારાજ અને મયણાસુંદરીના સ્મરણાર્થે થાણામાં બંધાતા ઐતિહાસિક મંદિરને લગતો ટૂંક પરિચય.

ભારતનો જૈનસમાજ ચૈત્ર અને આશ્વિન માસમાં શ્રી નવપદજીની આરાધના નિમિત્તે ક્રિયા સહિત ઓળી કરી શ્રી શ્રીપાલ મહારાજના રાસનું નવ દિવસ સુધી નિયમિત શ્રવણ કરી, નવનિધિ અને અષ્ટ મહાસિદ્ધિ પ્રાપ્ત કરે છે, તેમ જ સાથેસાથ કર્મનિર્જરા કરી આત્મકલ્યાણ સાધે છે

આ શ્રીપાલ મહારાજા અને મયણાસુંદરીના નામથી જૈનસમાજનું નાનામાં નાનું બાળક પણ પરિચિત છે એટલે આખાયે ચરિત્રને આ સ્થળે ન વર્ણવતા કોંકણ કિનારે આવેલ શ્રી થાણાનગરની સાથેનો તેમનો સંબંધ અહીં અતિ સંક્ષેપમાં જણાવવામાં આવ્યો છે.

વર્ત્તમાનકાળે માગધી, સંસ્કૃત તેમ જ ગુજરાતી ભાષામાં શ્રીપાલ મહારાજાનું ચરિત્ર જ્ઞાનભંડારોમાંથી મળી આવે છે, જેમાં શ્રી વિનયવિજયજી મહારાજ વિરચિત શ્રી શ્રીપાલ મહારાજનો કાવ્યમય રાસ જૈનસમાજમાં ઘરેઘરે વંચાય છે. આ રાસની રચના પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથોના આધારે ઉપકારી મુનિવરે કરી છે. તે રાસના ત્રીજા ખંડમાં શ્રી થાણા નગરી સાથે શ્રીપાલ મહારાજના ચરિત્રનો સંબંધ નીચે મુજબ દૃષ્ટિગોચર થાય છે.

“શ્રી નવપદજીની સર્વશ્રેષ્ઠ આરાધનાથી નવમે ભવે મોક્ષ મેળવનાર શ્રીપાલ મહારાજને ડગલે અને પગલે અનેક પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત થતી જોઇ તેના જેવું પુણ્યકાર્ય કરવાને બદલે આ ઉપકારી આત્મા ઉપર અત્યંત ઇર્ષ્યા ધરાવનાર ધવલ શેઠે રત્નદ્વીપથી પોતાની સાથે વહાણમાં મુસાફરી કરતાં શ્રીપાલ મહારાજાને વિશ્વાસઘાતથી સમુદ્રમાં નાંખી દીધા.

નવપદારાધક મહારાજા શ્રીપાલ તથા મયણાસુંદરીના સ્મરણાર્થે બંધાતું



થાણા નગરનું અદ્ભુત શિલ્પમય ભવ્ય જિનમંદિર

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

અહોનિશ નવપદજીનું એકાગ્ર ચિત્તે સ્મરણ કરનાર શ્રીપાલ મહારાજને યોગીદ્વારા પ્રાપ્ત થયેલ '**જલતરણીય**' ઔષધીના પ્રભાવે તેઓ મોટા મગરમચ્છની પીઠ ઉપર આરૂઢ થઈ જીવનનું રક્ષણ કરી શકયા. ત્રીજે જ દિવસે મગરમચ્છે કુદરતી સંજોગોમાં તેઓને શ્રી થાણા નગરની સમીપે સમુદ્રને કાંઠે લાવી મૂકયા.

સમય મધ્યાહ્નનો હતો. ઉનાળાના દિવસો હતા. આવા ગરમીના દિવસમાં સમુદ્ર-તરણના અતિ પરિશ્રમથી શ્રમિત થએલ શ્રીપાલકુમાર સમુદ્રની બહાર નીકળતાં જ કિનારા નજદિક આવેલ એક ચંપાવૃક્ષની છાયા તળે વિશ્રાંતિ લેવા માટે બેઠા, અને અતિશય થાકને લઇ તેમને તરત જ નિદ્રા આવી ગઈ. આ મહાપુરુષના પુણ્યપ્રભાવને અંગે ચંપા વૃક્ષની છાયાએ મુદ્દલ હલન–ચલન ન કરતાં સ્થિર રહી જ્યાંસુધી તેઓ નિદ્રાધીન રહ્યા ત્યાંસુધી છાયારૂપે આશ્રય આપ્યો

થંડા પ્રહરે શ્રીપાલ મહારાજાની આંખ ઊઘડી જતાં તેઓની આશ્ચર્યતા વચ્ચે એક ઉત્તમ અશ્વ સહિત કેટલાક રાજસુભટોને પોતાની નજદિકમાં ઊભેલા જોયા. આ માણસો મહારાજા વસુપાલના સુભટો હતા. તેઓએ શ્રીપાલ મહારાજને નમ્રતાથી જણાવ્યું કે : "મહારાજ! આ અશ્વરત્ન આપને માટે તૈયાર છે. અહીંના રાજાના હુકમથી અમો રાજ્યાધિકારીઓ આપને અતિ માનભેર તેડવા આવ્યા છીએ, તો આપ અશ્વારૂઢ થઇ અમારી સાથે નગરમાં પધારો" આ પ્રમાણેના સુભટોના આમંત્રણને માન્ય રાખી શ્રીપાલ મહારાજે અશ્વારૂઢ થઇ સુભટો સહિત નગર તરફ પ્રયાણ કર્યું.

રાજદૂતે જલદી જઇ નગરનરેશ વસુપાલને બનેલ ઘટનાના સમાચાર આપ્યા, જેના આધારે અતિ ઉત્સાહ અને ઠાઠમાઠથી આ રાજવીએ પુણ્યાત્મા કુમારનો મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો અને તે જ દિવસે શુભ મુહૂર્તે પોતાની **મદનમંજરી** નામની રાજકન્યા પરણાવી ને દરબારમાં સ્થગીધરની પદવીએ શ્રીપાલકુમારને સ્થાપિત કર્યા.

× × ×

સુજ્ઞ વાચક, આ સ્થળે આ અપૂર્ણ વાંચનથી જરૂર પ્રશ્ન ઉત્પન્ન થશે કે આ વસુપાલ મહારાજાને શ્રીપાલકુમારના સમુદ્રકાંઠા પરના આગમનની કેવી રીતે ખબર પડી? આ શંકાના નિરસન માટે જણાવવાનું કે–મહારાજા વસુપાલની રાજકન્યા મદનમંજરી ઉમરલાયક થતાં તેણે નિમિત્તીઆને બોલાવી રાજકન્યાના લગ્નને લગતો પ્રશ્ન પૂછયો હતો. સદર પ્રશ્નનો જવાબ આપતાં નિમિત્તશાસ્ત્રના જાણકાર પંડિતે જણાવ્યું કે "....દિવસે મધ્યાહ્નસમય વ્યતીત થયા બાદ સમુદ્રકિનારે ચંપાવૃક્ષની નીચે તેની સ્થિર છાયામાં સૂતેલ ભાગ્યશાળી વ્યક્તિને માનભેર લાવીને તે જ દિવસે તેની સાથે ગોરજ ચોઘડીયાંના સમયે કુમારી મદનમંજરીનાં લગ્ન કરવાં. આ મહાપુરુષ અનેક માતંગનો ધણી હશે" આ પ્રમાણેના નિમિત્તવેત્તાના

કથનાનુસારે મહારાજા વસુપાલે શ્રીપાલ મહારાજા સાથે તેનું કુળ તેમ જ ગોત્રની પૂછ-પરછ કર્યા સિવાય રાજકુમારીનાં કેવી રીતે લગ્ન કર્યાં તે આપણે ઉપર જોઈ ગયા છીએ.

× × ×

કેટલાક દિવસો વ્યતીત થયા બાદ પેલો ઇર્ષ્યાળુ અને લોભી ધવલ શેઠ દૈવયોગે થાણા બંદરે આવી પહોંચ્યો, અને રાજદરબારમાં આવી રાજા સન્મુખ ભેટણું મૂક્યું. આ સમયે શ્રીપાલ મહારાજાને રાજ્યદરબારમાં બેઠેલા જોઇ તેની ઈર્ષ્યામાં વધારો થયો. આ ઈર્ષાળુ ધવલ શેઠે અહીંથી પણ શ્રીપાલ મહારાજનું યુક્તિપૂર્વક કાટલું કાઢવા વિચાર કર્યો.

આ સમય દરમિયાન થાણા નગરીમાં નીચ જાતિમાં ગણાતા કેટલાક " ડૂમ્બ " જાતિનાં માણસો આવેલ હતાં. ધવલ શેઠે તેમના નાયકને પોતાની પાસે બોલાવી કહ્યું કે-' તમો રાજ્યદરબારમાં જઇ તમારી નટ વિદ્યાનો એવો પ્રભાવ બતાવો કે જેના આધારે રાજા તમારા ઉપર પ્રસન્ન થઇ પોતાના જમાઈ શ્રીપાલના હાથે તમોને પાનનું બીડું અપાવે. જે સમયે રાજકુમાર શ્રીપાલ તમોને બીડું આપવા આવે તે જ સમયે તમો તેને તમારો કુટુંબી જણાવી, ખોવાઇ ગયેલ પુત્ર તરીકે એવી રીતે વળગી પડો કે રાજ્યસભા અને ખુદ મહારાજા તેને તમારી " ડૂમ્બ " જાતિનો માની લે.'

ધવલ શેઠે ગોઠવેલ શેતરંજની રમત મુજબ રાજ્યદરબારમાં જઇ આ નટ લોકોએ તેઓનું કાર્ય બરાબર પાર ઉતાર્યું. રાજા પ્રસન્ન થતાં જ ધવલ શેઠની શિખવણી પ્રમાણે કર્યું એટલે વસુપાલ રાજાને શ્રીપાલ કુમારના કુળ વિષે શંકા ઉત્પન્ન થઇ. તેને પોતાનું નિર્મળ કુળ દૂષિત કર્યાનો પશ્ચાત્તાપ થયો. એટલે તરત જ જે નિમિત્તશાસ્ત્રીએ કુંવરીનાં લગ્નને લગતો જોશ જોઇ આપ્યો હતો તેને બોલાવી કહ્યું કે : " હે નૈમિત્તિક ! તમે મને ફસાવ્યો. તમે કહ્યું હતું કે માતંગ એટલે હાથીઓનો તે ધણી થશે. તેના બદલે આ માતંગ એટલે " ડૂમ્બ " જાતિનો નાયક જણાય છે." જવાબમાં નિમિત્તશાસ્ત્રીએ જણાવ્યું કે-" હે રાજન્ ! ઉતાવળા ન થાઓ. ભવિષ્યવેત્તા તરીકે પ્રશ્નકુંડળીને આધારે મેં જે જણાવ્યું છે તે સત્ય છે. અને તે ડૂમ્બ જાતિનો નહિ પરંતુ માતંગ કહેતાં હાથીઓનો જ ધણી થશે." નિમિત્તવેત્તાના ખુલાસાથી રાજાને સંતોષ ન થતાં તે ઉશ્કેરાયો અને ગુસ્સાના આવેશમાં જ શ્રીપાલ કુમારને તથા નિમિત્તશાસ્ત્રીજીને ઠાર કરવા તેણે સુભટોને બોલાવ્યા.

રાજ્યદરબાર અને રણવાસમાં પણ હાહાકાર મચી રહ્યો. આ સમાચાર સાંભળી મદનમંજરી તરત દરબારમાં દોડી આવી પિતાજીને વિનવવા લાગી કે-" હે પિતાજી ! કુળ તો આચારથી જ ઓળખાઇ આવે છે, છતાં આપ આવી વાત સાંભળી ઊંડી તપાસ કર્યા પછી જ કોઇ પણ કાર્ય કરો કે જેથી પાછળથી પસ્તાવાનો સમય ન આવે.

એટલે રાજાએ શ્રીપાલકુમારને તેના કુળ બાબત પૃચ્છા કરતાં કુંવરે જવાબ આપ્યો કે-

**" સૈન્ય તમારું સજ્જ કરો, મુજ કર દ્યો તલવાર;**
**તવ મુજ કુળ પ્રગટ થશે, ટળશે તમ શંકાય.**
**માથું મુંડાવ્યા પછી, પૂછે નક્ષત્ર અને વાર;**
**એ ઉખાણો તમે સાચવ્યો, ભલી કરી ભૂપાળ. "**

છતાં પણ હે ભૂપાળ! વધુ ખાત્રી કરવા માગતા હો તો સમુદ્રકાંઠે નાંગરેલ આ જ ધવલશેઠના વહાણમાં મારી પરણેલી બે સ્ત્રીઓ છે તેમને તેડાવી તમે તમારી શંકાનું સમાધાન કરી શકો છો.

ભૂપાળે તરત જ પ્રધાનને બંદર ઉપર મોકલ્યો અને બન્ને સ્ત્રીઓને માનપૂર્વક રાજ્યદરબારે બોલાવી. પોતાની બન્ને સ્ત્રીઓને જોઇ શ્રીપાલકુમારને સંતોષ થયો.

બાદ વિદ્યાધરની પુત્રી મદનમંજૂષાએ રાજા તરફથી પૂછાએલ પ્રશ્નનો જવાબ એવો તો સંતોષકારક રીતે આપ્યો કે જે સાંભળતાં રાજા તો આશ્ચર્યમુગ્ધ બની ગયો એટલું જ નહિ પરંતુ આ રાણીના મુખથી સાંભળેલ વૃત્તાંતથી તેને ખાત્રી થઇ કે શ્રીપાલકુમાર તેની બહેનનો જ દીકરો છે. આ પ્રમાણેના કૌટુંબિક સંબંધથી રાજ્યસભા તથા પ્રજાજનો આનંદમાં આવી ગયાં.

રાજાએ તરત જ કરડી નજર કરી ડૂમ્બ નાયક તરફ જોયું તો તેઓ સર્વે થરથરતા હતા. ડૂમ્બ–નાયકે જવાબ આપતાં કહ્યું કે–" આ સર્વ ધવલશેઠનો જ પ્રપંચ છે. અમે એક લાખ સુવર્ણમહોરની લાલચે જ આ પ્રમાણે કપટજાળ રચી હતી, માટે અમો ગરીબ ઉપર દયા કરો." રાજાએ તરત જ ધવલશેઠને મુસ્કેટાટ બંધાવ્યો અને તેને તથા ડૂમ્બના ટોળાંઓને ઠાર કરવા આજ્ઞા ફરમાવી મારાઓને સ્વાધીન કર્યા. એટલે ઉદાર દિલના શ્રીપાલકુમારે 'અપકાર ઉપર ઉપકાર કરી' તેઓને બચાવી લીધા. મહારાજાએ નિમિત્તવેત્તાને સુંદર શિરપાવ આપી રવાના કર્યો.

સુજ્ઞ વાચક, જગતના તમામ ખનીજ ખજાનાઓ કરતાં વિદ્યારૂપી ખજાનો મહાન્ અખૂટ, અમૂલ્ય અને અલભ્ય છે જેની ખાત્રી ઉપરના વૃત્તાંતના વાચનથી થશે કે નિમિત્તવેત્તાએ નિમિત્તશાસ્ત્રના જ્ઞાનના બળે કેવું સપ્રમાણ ભવિષ્ય ભાખ્યું હતું. **स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ।** બાદ શ્રીપાલકુંવર નવપદજીનું ધ્યાન ધરતા ત્રણે રાણીઓ સહિત અહીં આનંદપૂર્વક રહેવા લાગ્યા.

ઇર્ષાગ્નિમાં બળી રહેલ ધવલશેઠની નીચતા ન છૂટી અને તે વિચારવા લાગ્યો કે–"મેં બબ્બે વખત કુંવરને હણવા પ્રયાસ કર્યો છતાં આ બન્ને વખત મારા હાથ હેઠા પડ્યા અને કાર્યસિદ્ધિ થઇ નહિ, માટે હવે તો એક જ નિશ્ચય કે 'પી ન શકું તો ઢોળી તો નાખવું' એટલે મારે હાથ લક્ષ્મી તો ભલે ન આવી પણ એને તો ભોગવવા નહિ જ દઉં. બસ મારા હાથે જ એને ઠાર કરી નાંખું એટલે બધી પંચાત મટી જાય." આ પ્રમાણે નિશ્ચય કરી એક રાત્રિના સમયે સાતમે મજલે જ્યાં શ્રીપાલકુંવર સુખશય્યામાં પોઢેલ છે તેવે સમયે

પાણીદાર કટારી હાથમાં રાખી, ચંદનઘોને રેશમની દોરી બાંધી શેઠે સાતમે મજલે ફેંકી. ઘો ભીતે ચોંટી ગઈ અને શેઠ ઉપર ચઢવા માંડયું, પરંતુ અતિ પાપનો ઘડો ફૂટવાની તૈયારીમાં હોય તેમ શેઠનો પગ લપસી ગયો અને તે દોરડે લટકી પડ્યો. રેશમની દોરી તૂટી ગઈ ને તે ભોંય ઉપર પડ્યો અને પડતાંની સાથે જ હાથમાંની ખુલ્લી કટારી "કર અને જો" એ કહેવત પ્રમાણે શેઠના પેટમાં પેસી ગઈ અને ધવલશેઠ મૃત્યુ પામ્યો.

સવારમાં કુંવરને ધવલશેઠના મૃત્યુના સમાચાર મળતાં તે તેના ગુણો સંભારી તેના શબ પાસે બેસી વિલાપ કરવા લાગ્યો લોકોએ તેને શાન્ત્વન આપ્યું. વસુપાલ રાજાએ ધવલશેઠના પાંચસો વહાણો શ્રીપાલ મહારાજાને સ્વાધીન કર્યાં, અને આ રીતે તે અઢળક લક્ષ્મીનો સ્વામી બન્યો. બાદ અહીંથી કુંવર અન્ય અન્ય સ્થળોએ દિગ્વિજય કરવા માટે આગળ વધ્યા.

આ પ્રમાણે થાણા નગર સાથે શ્રીપાલ મહારાજના ચરિત્રને લગતો સંબંધ પ્રાચીન કાળથી એટલે વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયથી જોડાએલો છે.

× × ×

**થાણાની પ્રાચીનતા સિદ્ધ કરતું અમારું અપૂર્વ સંશોધન.—**

હાલમાં વર્તમાન થાણા નગરની તદ્દન નજીકમાં વડવલી નામે ખાડીનું સ્થાન છે. જેની નીચેના ભાગમાં 'રેમન્ડ વુલન મીલ' નામે મીલ આવેલી છે. વર્તમાનકાળે અહીં પોર્ટુગીઝ ચર્ચ પણ છે. નીચેના ઢોળાવમાં ઝરીમરી માતાનું મંદિર છે. આ સ્થળ પુરાતન થાણા તરીકે લેખાય છે. આ મંદિરની બાજુમાં સિદ્ધાચળ નામે તળાવ છે. આને અંગે એવી પ્રાચીન દંતકથા પ્રચલિત છે કે પૂર્વ કાળે અહીં ૯૯૯ મંદિરોની હારમાળા હતી. જેમાં જૈન અને સનાતનાં ધર્મના મંદિરોનો સમાવેશ થતો હતો. એટલે પૂર્વકાળે આ લગભગ ૭ માઇલના ઘેરાવામાં એક ભવ્ય અને પ્રભાવીશાળી નગર હતું એમ સમજાય છે.

પુરાતત્ત્વશોધકો અને જૈન પ્રાચીન સશોધનમાં ઉત્સાહ ધરાવનારાઓ જો સૂક્ષ્મતાથી આ દિશામાં પ્રયાસો કરે તો હજારો વર્ષના કાળાંતરે ઉજ્જડ થએલ આવાં સ્થાનોમાં સેંકડો ભવ્ય પ્રતિમાઓ તેમજ અવશેષો પ્રાપ્ત થવા સંપૂર્ણ સંભવ છે.

મહારાજા અશોકે રાજ્યપૌત્ર સંપ્રતિને તેના જન્મ કાળના વર્ષે જ એટલે ઇ. સ. પૂર્વે ૨૫૭ માં રાજ્ય સુપ્રત કરતી વખતે રાજ્યના પાડેલા વિભાગોમાં મગધની દક્ષિણ વિભાગની રાજ્ય સરહદ કોંકણ કાંઠે થાણાથી આગળ નાલાસોપારા સુધી લંબાએલ હતી તે અમે સંપ્રતિવાળા પ્રકરણોમાં જણાવી ગયા છીએ.

મહારાજા સંપ્રતિએ વી. નિ ૨૮૭ માં નિત્ય એક મંદિર બાંધવાની લીધેલ પ્રતિજ્ઞાના અંગે સમસ્ત ભારતમાં બંધાએલ સવાલાખ જિનાલયોમાં અહીં પણ મંદિરો અને

દાનશાળાઓ બાંધી હતી, પરંતુ કાળચક્રની ગતિના આધારે પ્રાચીન તીર્થ લક્ષ્મણીના જેવા જ થાણાના પ્રાચીન તીર્થના હાલ થયા. આટલું છતાં ઐતિહાસિક ક્ષેત્ર પુરાતત્ત્વ વસ્તુઓ રજૂ કરતું વિદ્યમાન છે.

આ સ્થળે સિદ્ધાચલ તલાવ નજદિક લગભગ છ માઈલના ઘેરાવામાં પુરાતત્ત્વ અવશેષો મળી આવે છે તો જ્ઞાની મુનિમહારાજો તેમજ તીર્થ–સંશોધકો જો આ દિશાએ પ્રયાસો કરે તો મહારાજા સંપ્રતિકાલિન તેમજ તત્પૂર્વના ઘણા પ્રાચીનકાલિન પ્રાચીન પ્રતિમાઓ તેમજ અવશેષો વિગેરેના સંશોધનમાં ફળિભૂત થાય તેમ છે

× × ×

## શ્રી થાણા જૈનસંઘનો તીર્થોદ્ધારને અંગે અપૂર્વ પ્રયાસ:—

આ ઉપરથી સુજ્ઞ વાચક, શ્રી થાણાનગરની પ્રાચીનતા તેમ જ ઐતિહાસિક ગૌરવતા સારી રીતે સમજી શકાશે. જૈન જગતમાં પ્રાચીનમાં પ્રાચીન ઐતિહાસિક ગૌરવતા સાચવનાર જે કેટલાક ઐતિહાસિક નગરો અને તીર્થક્ષેત્રો છે તેમાં શ્રી થાણાનું તીર્થક્ષેત્ર પણ એક છે. આ પ્રાચીન તીર્થક્ષેત્ર વર્ત્તમાનકાળે પણ પોતાની પ્રાચીન ગૌરવતા સાચવી રહ્યું છે. શ્રીપાલ મહારાજના રાસ સાથે સંબંધ ધરાવનાર થાણામા એક પ્રાચીન તળાવ છે કે જે 'સિદ્ધાચળ તળાવ'ના નામથી ઓળખાય છે. તેવી જ રીતે અમારા સાંભળવામાં આવ્યા મુજબ થાણા નજદિકના એક ગામના એક ખેતરમાંથી એક ખેડૂતને ખોદકામ કરતાં પ્રાચીન જૈનધાર્મિક અવશેષોવાળી વસ્તુઓ પ્રાપ્ત થઇ હતી. પરંતુ દુર્ભાગ્યે આ અંધશ્રદ્ધાળુ ખેડૂતે તે વસ્તુઓ જ્યાંથી નીકળી હતી ત્યાં જ દાટી દીધી; કારણ કે તેની એવી માન્યતા હતી કે "ભૂના દેવ ભૂમાં જ રહે" તેમાં જ આબાદી છે.

તેવી જ રીતે નાલાસોપારા કે જે કોકણની સરહદમાં ગણાય છે ત્યાંથી જમીનમા ખોદકામ કરતાં ધાર્મિક અવશેષોવાળી પુરાતત્ત્વ વસ્તુઓ આ જ વરસમાં પ્રાપ્ત થઇ છે કે જે વસ્તુઓ અત્યંત પુરાણી અને શ્રીપાલ મહારાજના ઇતિહાસને પુષ્ટિ આપનારી છે. આ નીકળેલ વસ્તુઓ મુંબઇના મ્યુઝિયમમાં મોજુદ છે આને અંગે 'મુંબઈ સમાચાર' આદિ પત્રોમાં ઘણું લખાણ આવી ગયું છે.

તેવીજ રીતે પુરાતત્ત્વશોધક શ્રી ભાઈશ્રી નાથાલાલ છગનલાલ પાસે નાલાસોપારાના ભૂવિભાગમાંથી નીકળેલ પ્રાચીન સિદ્ધચક્ર આદિ વસ્તુઓનો સંગ્રહ છે કે જેના આધારે તેઓ શ્રી શ્રીપાલ મહારાજને લગતી કોંકણ પ્રદેશની ઘટનાઓને સાબિત કરી આપી શકે તેમ છે, તો મારી તેઓને અરજ છે કે તેઓ પોતા પાસે સંગ્રહિત સામગ્રી જલદી પ્રકાશમાં મૂકી કૃતાર્થ થાય

આ પ્રમાણે ઐતિહાસિક પ્રાચીન નગર થાણામાં પ્રાચીન ગૌરવતાનું રક્ષણ થાય તેની ખાતર શ્રી થાણાના જૈનસંઘે વર્તમાન દહેરાસરની સન્મુખમાં ઇ સ ૧૯૭૭ માં લગભગ ૩,૫૦૦ વારનો એક જમીનનો ટુકડો શ્રી સિદ્ધચક્રના મંદિર અર્થે મુસલમાનો પાસેથી ખરીદ કર્યો હતો. આ સમયે થાણામાં સ્વ. શ્રી શાંતિવિજયજી ( રેલવિહારી ) મહારાજ વિદ્યમાન હતા. તેઓને જ્ઞાનના બળે આ ભૂમિ સંસ્કારી લાગી અને તેમણે આ ભૂમિમા મંદિર બાંધવાની સૂચના કરી. તેમ જ બરાબર ધ્યાન પહોંચાડી દહેરાસરની જમણી બાજુએ તેમણે ચંપાવૃક્ષનું આરોપણ એવી રીતે કરાવ્યું કે જે વૃક્ષ પ્રાચીન ઐતિહાસિક અગત્યતા પ્રાપ્ત કરી શકે.

આ સમયે ( ૧૯૭૭ માં ) તેમના ઉપદેશથી મંદિર બાધવાનું કામ શ્રી થાણા સંઘે હાથ ધર્યું, જેમાં લગભગ રૂા. ૧૫,૦૦૦) ખર્ચાયા. બાદ શ્રી શાંતિવિજયજી મહારાજનો સ્વર્ગવાસ થતાં સંજોગોવશાત આ કામ સંવત ૧૯૯૪ સુધી અધૂરું રહ્યું.

વિ સંવત ૧૯૯૪ માં આ તીર્થનો પૂર્ણ ઉદય થવો નિર્ણીત હશે તેના યોગે શ્રી થાણા જૈનસંઘની આગ્રહભરી વિનંતિથી ૧૦૦૮ આચાર્યદેવ શ્રી જિનરિદ્ધિસૂરિજીનું થાણામાં ચાતુર્માસ થયું. તેમના તથા તેમના શિષ્યરત્ન શ્રી ગુલાબમુનિજીના તથા સ્વર્ગસ્થ શ્રી મહોદય મુનિમહારાજના સદુપદેશે અને પ્રબળ પ્રયાસોએ શ્રી થાણાના જૈનસંઘમાં આ પ્રાચીન તીર્થના તીર્થોદ્ધારના કાર્ય માટે પૂર્ણ ઉત્સાહ વ્યાપ્યો

આ સમયે ફરીથી ટીપ ચાલુ થઇ, જેમાં મુંબઇ તેમજ પરાંવાસીઓએ સુંદર ફાળો આપ્યો. દાનવીર શ્રીમંતોએ પોતાનો ઉદાર હાથ લંબાવ્યો. આવી ઉદાર સહાયતાથી આજે આ મંદિરનું બાંધકામ પ્રાચીન તીર્થને લાયક એવું તો સુંદર અને ગૌરવતાયુક્ત બન્યું છે કે જેના માટે સમસ્ત હિંદનો જૈનસંઘ સગૌરવ અભિમાન લઇ શકે.

જગતભરના વિજ્ઞાનશાસ્ત્રીઓને તેમ જ યાત્રાળુઓને મંદિરનાં દર્શન માત્રથી જ શ્રી શ્રીપાલ ચરિત્રની ઐતિહાસિક ઘટનાની સંપૂર્ણ માહિતી મળે એ પ્રમાણે શાસ્ત્રોક્ત દૃષ્ટિએ ભીંતિમાં એવી રીતનું ચિત્રકામ કોતરાય છે કે જેમાં શ્રીપાલ મહારાજના ચરિત્રના ચાર ખંડના રાસનો સમાવેશ ૪૮ ચિત્રોમાં થઇ શકે. આ ચિત્રો રંગમંડપની ભીંતિમાં જ ઊંડાણમાં બાહોશ શિલ્પશાસ્ત્રીના હાથે એવી રીતે કોતરાય છે કે તેનું રક્ષણ સેંકડો વર્ષ સુધી અબાધિત રહી શકે.

શ્રી સિદ્ધચક્રના આરાધકો માટે શ્રી સિદ્ધચક્રનું માંડલું ( સમવસરણ ) ૯'×૯' આરસનું આ રંગમંડપમાં એવી રીતે ગોઠવાશે કે જે ચૈત્ર અને આસો માસની ઓળીના દિવસોમાં ક્રિયા સહિત ઓળી કરનારાઓ માટે તેમ જ નવપદજીની પૂજા ભણાવનારાઓ માટે ખાસ મહત્ત્વતાવાળું થઇ પડશે.

બીજો રંગમંડપ ૨૨'×૨૨' નો ચૈત્યવંદન આદિથી ભક્તિ કરનારાઓ માટે, તેમજ મોટી પૂજાઓ સમયે શ્રી સંઘ સમુદાય સારી રીતે છૂટથી બેસી શકે તે માટે તૈયાર કરવામાં આવ્યો છે બંને મંડપમાં મળી ૫૦૦ માણસ ઘણી છૂટથી આ મંદિરમાં ક્રિયા અને પૂજાનો લાભ લઇ શકે એ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે.

આ ઉપરાંત આ મંદિરના મૂળ ગભારામાં વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીની ભવ્ય અને પ્રભાવશાળી પ્રતિમાવાળું ત્રિગડું બિરાજમાન થશે કે જેમના કાળમાં શ્રી શ્રીપાલમહારાજ અને મયણાસુંદરી થયાં હતાં.

× × ×

## આ મહાન તીર્થોદ્ધારના કાર્યમાં સાથ આપવા જૈનસંઘ જોગ અપીલઃ—

આ પ્રમાણે આ દહેરાસરનું બાંધકામ અત્યાર સુધીમાં લગભગ રૂપીએ બાર આના તૈયાર થયું છે. લગભગ રૂા. ૪૫,૦૦૦ નો ખર્ચ થયો છે, જેમાં લગભગ રૂા. ૨૮,૦૦૦ થી ૩૦,૦૦૦ ટીપમાં ભરાયા છે. હજી લગભગ રૂપીયા ૨૫,૦૦૦ ની જરૂરિયાત દહેરાસરજી પૂર્ણ થતા સુધીમાં છે. જેના અંગે શ્રી સંઘ તરફથી એવી યોજના ઘડવામાં આવી છે કે ભીંત ઉપર કોતરાતા શ્રીપાલ ચરિત્રના ૨॥'×૨' ના ફોટાઓ ઉપર દાનવીરોનાં નામની અમર તકતી લગાવવી અને માત્ર રૂા. ૧૫૧) લેવા.

તેવી જ રીતે મોટી સાઇઝનાં લગભગ બાર ચિત્રો દરેક તીર્થોને લગતાં ભીંતમાં સુંદર રીતે કોતરાય છે કે જેની સાઇઝ લગભગ આઠ ફુટના ગાળાની રહેશે તેના ઉપર તકતી લગાવવાને અંગે રૂા ૩૦૧) ની યોજના રાખવામાં આવી છે.

તેવી જ રીતે માંડલાના યંત્રને અંગે રૂા. ૩૫,૦૦ નો ખર્ચ થવા સંભવ છે. તેના અંગે આ રકમ આપનાર દાનવીરનું નામ અમર થઇ શકશે.

આ પ્રમાણેની નાની મોટી યોજનાઓથી 'એક પંથ અને દો કાજ' સરે એ પ્રમાણે થાણાના જૈન સંઘે મંદિરનું કામ અતિ ઉત્સાહથી પૂર્ણ કરવા ધાર્યું છે. દાનવીરો તરફથી સુંદર સાથ આ યોજનાને અંગે મળતો રહ્યો છે, તો અમારી સમસ્ત ભારતના દાનવીરો જોગ નમ્રતાભરી અરજ છે કે આપે આપનો ઉદાર હાથ આ તરફ લંબાવી જૈન સમાજની ગૌરવતારૂપ આ પ્રાચીન તીર્થક્ષેત્રનો તીર્થોદ્ધાર કરવામાં સહાયક થઇ, પ્રભુ મહાવીરના વીર પુત્ર તરીકે પોતાની ફરજ અદા કરવી.

મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી



ટૂંક સમયમાં બહાર પડશે

# "શ્રી સિદ્ધચક્ર આરાધક શ્રી શ્રીપાલકુમાર ચરિત્ર"

(લગભગ ૫૧ ચિત્રયુક્ત સચિત્ર ગ્રંથ)

લેખક : મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી



શ્રી સિદ્ધચક્ર આરાધક શ્રીપાલ મહારાજ અને મયણાસુંદરીના રાસના આધારે તેમ જ પ્રાચીન સંશોધનને આધારે "શ્રી સિદ્ધચક્ર આરાધક શ્રી શ્રીપાલ-કુમાર ચરિત્ર" નામનો ગુજરાતી સચિત્ર ગ્રંથ આ જ લેખક પોતાની રસમય લખાણ શૈલીથી એવી રીતે રજૂ કરનાર છે કે જે વાંચતા અખંડિત રસધારા વહેશે એટલું જ નહિ પરંતુ વારંવાર આ અપૂર્વ ઐતિહાસિક ધર્મકથા વાંચવા દિલ આકર્ષશે.

આ ગ્રંથની વિશિષ્ટતા એ છે કે શ્રીપાલ ચરિત્રના ૪૮ અડતાળીશ ચિત્રો કે જે અદ્યાપિ કોઇ પણ ગ્રંથમાં પ્રગટ થયાં નથી તે આપવામાં આવશે. તેવાં ચિત્રોના પરિચયથી જ આખાયે રાસની સમજ પડે એવી રીતે ચિત્રોમાં સુંદર આકર્ષક ઘટનાઓ ચીતરવામાં આવી છે.

આવો મહાન્ ઐતિહાસિક અને ધાર્મિક ગ્રંથ દરેક જૈનકુટુંબમાં, ધાર્મિક સંસ્થાઓ તેમ જ મુનિ મહારાજાઓ પાસે અવશ્ય ધર્મમિત્ર તરીકે હોવો જોઇએ. ટૂંકમાં અમો તેની પ્રશંસા કરીએ તે પૂર્વે આપ આ ગ્રંથના ગ્રાહક તરીકે આપનું નામ નોંધાવી અમોને ઉત્સાહિત કરશો. કીંમત રૂા. ૩-૦-૦ (પોસ્ટેજ જુદું.)

પ્રકાશક :

પ્રાચીન સાહિત્ય સંશોધક કાર્યાલય.




સંસ્થાપક : મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી, થાણા.